આ માસિક વડોદરા રાવપુરામાં ધી લુહાણામિત્ર સ્ટીમ પ્રિ. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૯-૩૫.

# ગુજરાત




નવું પુસ્તક : ૧ અંક : ૧

સપ્ટેમ્બર : ૧૯૩૫


## પુરોવચન

આ અંકથી " ગુજરાત " પુનર્જન્મ લે છે. ૧૯૨૨માં એ જન્મ્યું: ૧૯૩૦માં મારા કારાવાસ પછી એ જીવતું બંધ થયું; ૧૯૩૧ માં સજીવન થયું; ૧૯૩૨ માં ફરીથી રામને શરણ ગયું.

આજે એ પુનર્જન્મ પામે છે, એનો દેહ 'જુદો થયો છે; એના તંત્રીસ્થ્યું માનસ જુદું છે; એના સંસ્કાર જુદા થવાના છે. ૧૯૨૨ માં સંસદના ત્યારના સંચાલક-વૃંદનું એમાં દૃષ્ટિબિંદુ હતું; આજે, ૧૯૩૫ માં, સંસદના આજના સંચાલકોનું દૃષ્ટિબિંદુ એમાં વાચકને મળશે. -

પણ એનો આત્મા બદલાયો નથી. જ્યાં સુધી મારે ને સંસદને સંબંધ છે ત્યાં સુધી આત્મે જ બદલાશે. સંસદ ગુજરાતી સાહિત્યના વિકાસ અને વિસ્તાર માટે જેમ ૧૯૨૨-માં પ્રયત્ન કરતી હતી તેમ આજે કરે છે. મને સંપૂર્ણ આશા છે કે આજના તંત્રીઓ જુના તંત્રીની માફક એ ધ્યેય સિદ્ધ કરવાનો બનતો પ્રયત્ન કરશે. જે જે મિત્રોએ તંત્રીપદ લેવાનો મને આગ્રહ કર્યો તે તે બધાનો હું ઉપકાર માનું છું. પણ તે આગ્રહને વશ નથી થઇ શકનો તેથી તેમની ને વાચકોની ક્ષમા માગી લઉં છું. મારું કાર્યક્ષેત્ર આજે પાંચ વર્ષમાં ઘણું બદલાયું છે; જે પાંચ વર્ષ પર હું કરી શકતો તેને માટે આજે પ્રયત્ન કરવાની પણ શક્તિ અને સમય મારી પાસે નથી; અને જો તંત્રીપણું ન થાય તો તંત્રીપદ લઇને ઉપયોગ શો !

પણ જે મિત્રોનું આજે તંત્રીમંડળ બન્યું છે તે બધા સહયોગી છે. મારી પાસે કામ લેવાનો એમનો અધિકાર સંપૂર્ણ છે. અને બનશે તો અને તેટલી સેવા હું " ગુજરાત " દ્વારા ગુજરાતને આપીશ જ એ વચન લઇ એમણે મને બાંધી લીધો છે.

એક દૃષ્ટિએ નવા તંત્રીમંડળમાંથી હું અલગ રહું એમાં " ગુજરાત " ને ફાયદો છે. નવા આદર્શો ઝીલતા ઉછરતા સાહિત્યો આ પત્રનું સંચાલન હાથમાં રાખે

રમાં જ " ગુજરાત " નો પુનર્જન્મની રમણીયતા રહી છે. એમના પ્રયત્નને સંપૂર્ણ સફલતા ઇચ્છું છું.

ગુજરાતીઓનો એક વાર " ગુજરાત " પર અનહદ પ્રેમ હતો. આજે એવો રહેશે કે એ પ્રશ્ન સહજ ઉભો થાય છે. ૧૯૨૨ માં સાહિત્યપ્રકાશક કંપનીની આર્થિક મદદ હતી. આજે એવી કોઇ મદદ નથી. ગુજરાતીઓને આ પત્રમાં રસ હોય તો એનો ભાર વાચકો જ ઉપાડી લે. એ ન ઉપાડી લે તો આ પત્રની જરૂરિયાત નથી એ સિદ્ધ થાય. અને એ સિદ્ધ થતાં સંપાદને એ બંધ કરતાં જરાય શરમ નહીં લાગે.

છેલ્લાં પાંચ વર્ષમાં ગુજરાતમાં ઘણો ફેરફાર થયો છે, ત્યાગની ભઠ્ઠીમાં તવાઇ એના સંસ્કારો જેમ નક્કર થયા છે તેમ સમૃદ્ધ પણ થયા છે. આપણા જીવનની આસપાસ ગર્વપ્રદ પરાક્રમોથી પ્રોત્સાહક વાતાવરણ ઉભું થયું છે. આ સંસ્કારો ને અનુરૂપ સાહિત્ય સર્જવાના પ્રયાસો તો આરંભાયા છે. તેમાંથી નવસૌંદર્ય નીતરી આવે તે સંગ્રહવાની તંત્રીમંડળની અભિલાષા સંપૂર્ણ થાય એવી ઇચ્છા સાથે " ગુજરાત " ના આ અંકને આવકાર આપું છું.

કનૈયાલાલ મુનશી

## કોક આવે છે

કદીકે કોક આવે છે.
જીવનની નાની કેડીએ થઈ વરાળે આવે છે.
નયનને બારણે ઊભી ટકોરા કૈં લગાવે છે,
મિંચાતી પાંપણે બેસી હિલોળા કૈં જગાવે છે.
કદીકે ચિત્તની ચોકી વટાવી દમ ભરાવે છે,
ગરીબની અલ્પ શાન્તિને મહા નિર્દય ડુંટાવે છે.
ધરીને શકુન્ત ચારીની મગજ બોજુ ભુલાવે છે.
નથી જ્યાં કોઈ ફાવ્યું ત્યાં સિફતથી ખૂબ ફાવે છે.
બચુકડી આશાપુડિયાને અજબ તાલે નચાવે છે,
'મળી જા' કે 'મરી જા'ના સ્વરે મેહફિલ મચાવે છે.
હૃદયની ખોલતાં ખિડકી મિંચી આંખો ઝુકાવે છે,
અહા એ મૌત કે જીવન કયા પૈગામ લાવે છે!
કદી કે કોક આવે છે,
અજબ ખુશબૂ ભર્યો ઝોકો થઇ વરાળ આવે છે,

સુન્દરમ્

# અડધે રસ્તે

કનૈયાલાલ મુનશી

## આમુખ

અડધે રસ્તે આવી હું આત્મકથા લખવા શા માટે પ્રેરાયો છું? કોઈ પણ માણસ આત્મકથા લખવા શા માટે પ્રેરાય છે? ઘણા માને છે કે આત્મકથાકાર પોતાની મહત્તાથી પ્રેરાઈને કે પોતાનો સંદેશ સંભળાવવા પોતાનું ચરિત્ર લખે છે. મારું માનવું છે કે સાહિત્યકાર પોતાના અનુભવના કેંક ખરા પોતાની કૃતિઓમાં સરજે છે, પણ એક વખત એવો આવે છે કે પોતાની અનુભવમાળાનું સળંગ પુનઃસર્જન કરવાની એની ઉત્કંઠા એ રોકી શકતો નથી. રસ્તાપરથી થાકી ગએલો મુસાફર, વર્તમાનના ટેકરા પર ઊભો રહી, વટાવેલા માર્ગને નિહાળી રહે છે, અને જીવ્યું ફરી જીવે છે.

સ્વાનુભવમાં પુનર્દર્શન કરવા સિવાય આમાં બીજી કંઈ ઇચ્છા નથી. જેટલી મારામાં કલાદૃષ્ટિ હશે એટલી એમાં સરસતા જડશે. જેટલું મારામાં આત્મમંથનનું પ્રાબલ્ય હશે તેટલું એમાં સત્યદર્શન સમાશે. જેટલી મારામાં માનવતા હશે તેટલું જ એ ચિરંજીવ થશે. પણ એ જાણી મને પરવા નથી. વક્તવ્ય જ્યારે વ્યક્ત થવા તલસે ત્યારે કવનનાં દ્વાર ખોલવામાં જ મેં કૃતાર્થતા માની છે.—ક. મા. મુ.

## ખંડ બીજો[1]

### ૧


શું કરી રહ્યો છું!

કોદાળીને પાવડો હાથમાં લઈ હું ઊભો છું. શું ઉપાડું, શું ખોદુ, શું ફેંકી દઉં? જે શોધું છું તેના પર તો ચાલીસ વર્ષનો અનુભવકાળ ખડકાયો છે. પણ તેને શોધ્યા વિના છૂટકો જ નથી.

હું પાવડો ભરું છું, જોરથી પકડું છું, ઊંચો કરું છું. સહુથી ઉપર પડ્યો છે, બીજાપુર જેલનો કેદી નં. ૧૦૯૬. પાવડાનો એક ઝટકો, ને ચોખંડી ભૂરી લીટી વાળા કપડામાં વીંટએલી એની દેહ દૂર જઈ પડે છે. સાથે સાથે પ્રીઝનર મુનશીને પણ દૂર ફેંકું છું.

મારી નજર પડે છે-દેશભક્તના જયજયકારથી મદોન્મત્ત શ્રીયુત મુનશી. એક ઝપાટો ને એ ઊડ્યો! એનું ખાદીનું ધોતિયું ફરફરે છે, એના સફેદ ચંપલો ઊડીને દૂર પડે છે.

પાવડો ભરું છું. કોદાળી લઉં છું. પરસેવો લૂછી કામે વળગું છું. આ

[1] આ લેખમાળા શ્રી કનૈયાલાલ મુનશી 'ગુજરાત'માં ચાલુ કરશે. અનુસંધાનની સુગમતા સારુ 'કૌમુદી'માં પ્રસિદ્ધ થયેલા આ ખંડના આરંભથી જ એનું પુનર્મુદ્રણ કરીએ છીએ. તંત્રીઓ, ગુજરાત.

ચાસ્મા મુનશીજી—ને સાક્ષર ભાઈ મુનશી, એનાં પુસ્તકો ચારે તરફ વીખેરતા, ઘોરઓદ્ પૂર્વજોનો જુસ્સો મારા બાહુમાં આવે છે. હું બોદ્ધો જાઉં છું. આ ચાલ્યા—ગીસ્ટર મુનશી, જાણે એરકંપીથર્ટોર્ડનાં કપડાંની જાહેર ખબર; ને 'My Learned friend' બોલીના ઢગ હાથમાં રાખવાના નિષ્ફલ પ્રયત્ન કરતો......ફટ–ફટ–ફટ...ને 'The Hon'ble member for the University...ફટ—ને ફુકના ગાઈડનો મૈં. મુરબી...ફટ ફટ...ને મુનશીભાઈ—ને બાપાજી—ને પ્રેમી હૈયાંઓએ દીધેલ રસમય નામનો ધણી... ચલાઓ દૂર જાઓ.

ચારે તરફ ધૂળ ઊડે છે. ઢગ નાનો થતો જાય છે. હું પરસેવો લૂછું છું, ને કોદાળીને ટેકવી મારાં પરાક્રમ જોઉં છું.

ઢગને તળિયે સાત વર્ષનો છોકરો દેખાય છે કેડે–સાંકળી, હાથે સોનાની કલ્લી, કાને મોતીની કડી; સુંદર, ગંભીર લાડકો—સુરતમાં મોટા મંદિરના ઘરના ચોકમાં ધનુષ્યબાણે રમતો...હાં, શોધ્યો જડયો એ કનુભાઈ આખરે પકડાયો !

૨

૧૯૧૩ સુધી હું કનુભાઈ હતો—મા બાપનો; સગાંસંબંધીઓનો, ન્યાતનો, ગામમાં મને જે ઓળખતા તેનો, માસ્તરનો, વડોદરા કોલેજમાં સહાધ્યાયીઓનો ને પ્રોફેસરોનો. કોઈ વાર ઘરનાં લાડમાં 'ભાઈ' કહેતાં તે બાપાજી ગુસ્સામાં 'કનુ' કહેતા—નહિ તો એ જ નામ ચોંટી રહ્યું.

આજે એ કનુભાઈ કોણ એનો મારે પણ વિચાર કરવો પડે છે; ક્યાં સુધી ઘણાને મારું આખું નામ શું તેની પણ ખબર નહોતી. કોઈવાર પત્રો આવતા 'કનુભાઈ ભરૂચ 'ને શરનામે. શેક્સપીઅર ભલે કહે છે કે નામમાં શું ? હું કનુભાઈ ન હોત તો બીજું શું હોત–કૈં જ નહિ.

હું મારા બાપાજી જોડે રહેતો. મારી બા ભરૂચ રહેતી ને તેની મને ઝાઝી પરવા નહોતી. બાપાજીનો મને ઘણો ધાક હતો, છતાં એ મને ઘણા વહાલા હતા. રાતે અમે સાથે સૂતા, અને રાતના બીક લાગે તો તેમને અડકી સુવાથી મને હિંમત આવતી.

સૌથી મોટા ને પ્રતાપી માણસ એ હતા એમ હું માનતો—અને એ એવા છે એથી મને બહુ ગર્વ થતો. અમે ઉઠીને સાથે ચા પીતા, ત્યારે હું પણ ઘણો મોટો માણસ હોઉં એમ એમની માફક ચા પીતો.

૧૮૯૬–૯૭ માં સુરતમાં ઘરવેરા સંબંધી ઘણો ખળભળાટ થયો હતો. મી. કેન્ડ્રીક સેલી કલેક્ટર, સ્વ. નંદશંકર તુલજાશંકર અને બાપાજી ત્રણ જણનો મ્યુનિસિપાલિટીમાં કારભાર હતો. ઘણુંખરું બાપાજી મેનેજિંગ કમીટીના અધ્યક્ષ હતા, અને ઘરો તપાસી આકણી કરવાનું કામ એમને માથે હતું. એટલે સવારે નકશા ને ફુટપટી લઈ કારકૂનો આવતા અને અમે—હું પણ મારી જાતને ઘરવેરા માટે જવાબદાર ગણતો ઘરો માપવા જતા.

અમે જઈએ એટલે ઘરનો માલિક રાવસાહેબ ને મારે માટે—હું એમ માનતો—ચા ને પાન ધરે; પછી પોતાનું ઘર કેવું ખરાબ છે તેનાં રોદડાં રડે; પછી હિસાબ બતાવે

ને હુકમની રૂએથી ભીતિ પાછળ કામકાં છે તેની ખાતરી કરાવે. કારકૂનો માપે, બાપાજી હિસાબ કરે—ને અમે ઊતરી ગાડીમાં બેસી, બીજે ઘર જઈએ.

લોકો ગરીબીની ફરિયાદ કરે અને કોઈ વાર આંખમાં આંસુ લાવે ને કરગરે એટલે મારી આંખમાં પણ પાણી આવે. કોઈ વાર હું બાપાજીને બીતો બીતો ગાડીમાં કહું, "એને જવા દો ને. બિચારો કેવો સારો છે!"

બાપાજી હસતા હસતા કહેતા, "તું શું સમજે? એ તો અમસ્થો ઢોંગ કરે છે." ને બાપાજી બહુ કઠણ હૃદયના છે એવો ખ્યાલ મને આવી જાય.

પછી અમે ઘેર આવી જમીએ, બાપાજી કચેરીમાં જાય, ને ઘેલો નાયક મને સુવાડી દે. એ માણસમાં બાળક ઉછેરવાની શક્તિ સ્ત્રી જેવી હતી, અને એને હું મારી મિલકત સમજતો. એ વાર્તાઓ પણ સરસ કહેતો.

બપોરે માસ્તર આવે. મને આંક અને પલાખાનો અણગમો પણ લખવાનો ને વાંચવાનો શોખ. વાંચવામાં હું ફૂદકે ને ભૂસકે આગળ વધતો. સાંજે ઘેલાનાયક સાથે હું બાપાજીને તેડવા કચેરીમાં જતો. કિલ્લામાં, નદી તરફના એક ખંડમાં એ બેસતા. હું પણ પાસે એક ખુરશી પર બેસતો, અને જાણે મારે કહ્યે જ બધું થતું હોય એમ હું મલકાતો.

સાંજે અમે સાથે ઘેર આવતા અને બાપાજી મને 'Reading Without Tears' નામની ચોપડીમાંથી અંગ્રેજી શીખવતા. એ દીકરાને સિવિલિયન કરવાની ઉમેદ સેવતા હતા, એટલે બાલ્યવયથી તેને તૈયાર કરતા. કોઈ વાર રાતના જમીને બાપાજી તબલાં વગાડે અને ધીમે રાગે ગાય. મારી બહેનોનાં વૈધવ્ય પછી એમણે તે છોડી દીધું, અને તબલાંનો ધણી હું થયો. 'બતરી એકુ બતરીયા' મેં તબલાં સાથે ગોખેલાં યાદ છે.

અમારી ન્યાતનો એક ઘડિયાળી હતો તેને ત્યાં હું સાંજના કોઈ વાર જતો. એક દહાડો એણે મને નાની, રૂપાળી અત્તરની ખાલી શીશી આપી. હું ખુશ થતો થતો તે લઈ આવ્યો ને, રખે બાપાજી વઢે એમ માની, તેને મેં સંતાડી રાખી. અત્તરની શીશી આવી એટલે અત્તર પાછળ મન દોડ્યું. ઘરમાં અત્તર મળે નહિ. હવે એને લાવવું ક્યાંથી? પાસે પૈસા પણ ન મળે. મેં એક હુન્નર કર્યો. બાપાજી દર મહિને જેટલી તારીખ તેટલા પૈસા કાગળના પીસ્તામાં ગુંદરથી ચોંટાડાવી રાખતા; અને દરરોજ સાંજે એમાંથી હું એક પૈસો લઈ પાસે હલવાઈની દુકાનેથી તાજો પેંડો લઈ આવતો. દુકાનદાર પણ 'રાવસાહેબ'ના દીકરા માટે જરા મોટો પેંડો તૈયાર રાખતો, ત્રણેક દહાડા મેં ખાવાનું છોડી દીધું ને પૈસાનો સંઘરો કર્યો, અને એક દહાડો ઘેલા-નાયક સાથે ફરવા ગયો ત્યારે તે પૈસાનું અત્તર લીધું.

રાતના બાપાજી તબલાં વગાડતા હતા, ને હું અત્તર લાવ્યો તેનો આનંદ મહાલતો હતો. ઘેલોનાયક દીવું મોઢું કરી આવ્યો, "સાહેબ, મારે એક વાત કરવી છે." મારાં મોતિયાં મરી ગયાં.

"શું છે!"

"આજે ભાઈ અત્તર લઈ આવ્યા." હું થરથર ધ્રુજતો બેઠો.

"અત્તર ! ક્યાંથી આવ્યું ? ક્યાં છે ?"

મેં તો મૂંગે મોઢે શીશી ધરી દીધી ને રડી દીધું. શીશી ને અત્તર બન્ને જપ્ત થઈ ગયાં.

હું રમ્યો જ નથી એમ કહું તો ચાલે, કારણ કે કોઈ રમનાર જ નહોતું; અને સ્વભાવ રમતિયાળ નહોતો. મારી ઉંમરની એક પડોશીની છોકરી કોઈ વાર આવતી પણ રમવાને બદલે બેસીને અમે વાતો કર્યા કરતા. મારી બા હજી મને એ છોકરીની દોસ્તી કોઈ વાર સંભારી આપે છે.

હું 'funny little boy' હતો. હું આખો વખત અરેબિયન નાઇટ્સ અને હાતમતાઈનાં પરાક્રમો વાંચ્યા કરતો. અને બોલતી માછલી, પર્વતમાં પડેલા હીરા ને ઊડતા ઘોડાનો વિચાર કર્યા કરતો. ડમાસ્કસના દરવાજાપર મને ગરુડ લઈ જાય, તેનો દરવાજો ખૂલે, અને હું જ પહેલો હોવાથી મને કોઈ સુલતાન સ્થાપી કુંવરી પરણાવે એની હું વાટ જોયા કરતો.

બાપાજીએ મને રેલ્વેગાર્ડ વાપરે છે તેવું પણ નાનું ફાનસ અપાવ્યું હતું. એક દહાડો મને સ્વપ્નું આવ્યું કે એ ફાનસ તલિસમાતી છે. બાપાજી કચેરીમાં ગયા એટલે છાનોમાનો હું એક ઓરડીમાં ભરાઈ, મારી આંગળીપરની માણેકની વીંટી ફાનસપર ઘસવા બેઠો. મારી ખાતરી હતી કે જીન આવશે; એટલે હું હીરા મોતી માગીશ; સાંજના બાપાજી આવશે ને એમને આપી દઈશ એટલે એમને નોકરી કરવા નહિ જવું પડે; અને પછી સુરતનાં બધાં ઘર લઈ લઈશું. ઘસતાં ઘસતાં રીવેટ તૂટી ગઈ ને માણેક નીકળી પડ્યાં. એક નંગ ભાંગી ગયું. ફાનસનો કાચ ફૂટ્યો ને હાથમાંથી લોહી નીકળ્યું. સાંજે બાપાજીએ જાણ્યું ત્યારે વઢ્યા નહિ ને હસ્યા; અને મને મારું અપમાન થયું લાગ્યું.

મને તો ખાતરી હતી કે જીન આવત ને હું બાપાજીને પૈસા લાવી આપત. અલાદીનનું કામ કરવા ગયો હશે તેથી જીન ન આવ્યો, કે બાપાજી હસવાના હતા તેથી ખોટું લગાડી ચાલ્યો ગયો, એ મને સંશય રહી ગયો.

૩

એક દહાડો અપ્પુભાઈકાકાની ચીઠ્ઠી લઈ ત્રણ જણ પરોણા આવ્યા. બે તો પાછળથી ગુજરાતમાં મોટા ત્ર્યંબક ને નાના ત્ર્યંબકને નામે સુવિખ્યાત થયા. ત્રીજા એમના મિત્ર વઢવાણના જયશંકર મોરારજી કરીને હતા. બે ત્ર્યંબકો મોરબી નાટક કંપનીમાંથી છૂટા થયા હતા અને તેમણે 'વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળી' કાઢી હતી. એ મંડળીને સુરત આવવું હતું તેથી બાપાજીની મદદ લેવા આવ્યા.

બેત્રણ વર્ષ પહેલાં ભરૂચમાં એક ગંડળી આવી હતી. અપ્પુભાઈકાકાને ત્યાંથી સોફા, ખુરશી લઈ જઈ, રંગીન ધોતિયાંના પડદા કરી, નાતની વાડીમાં તે મંડળીએ 'લલિતા દુઃખદર્શક'નો નાટક કરેલો એવાં કે ઝાંખાં સ્મરણો હતાં. પણ આ તો ખરો નાટક—નાટકશાળા, રંગીન પડદા, હાર્મોનિયમ ને તબલાં સાથે. દિવસોના દિવસો સુધી હું ગુલતાન રહ્યો.

ત્રંબોઝ તો મારા પણ જયશંકર રહ્યા. ગોળબજારને રસ્તે જગ્યા મેળાઇ. પનરાનું થીએટર બંધાયું. કામ કેમ ચાલે છે તે હું રોજ જોવા જતો ને દરવાનને વાજ વગાતો.

કંપની આવી, પડદા ટીંગાયા, વીંગો રંગાઇ. સવારસાંજ હું ઘેરથી નાટકશાળા ને નાટકશાળાથી ઘેર દોડતો. મોટા ત્ર્યંબકનો મારી ઉંમરનો છોકરો શંકરલાલ મારો મિત્ર થયો, તે લગભગ રોજ ઘેર આવતો. એ કંપનીનો પાર્ટ લેવાનો હતો. પાઉડર કેમ મારવો, ચણીઓ કેમ પહેરવો, ચોટા વાળ કેમ બાંધવા એ બધું મને શીખવતો. અને કોઇ ન હોય ત્યારે ઓરડીમાં બારણું વાસી આરસી મૂકી, કેડે હાથ દઇ, હું થોડું નાચવા પણ લાગ્યો.

દેવદારના વહેરની ગંધ, રંગને પાઉડરની મિશ્રિત વાસ અને ચિતરેલા કઠેડા મારેલા, કચ્છા પહેરેલા, આંજેલી આંખો ને રંગેલા હોઠવાળા, ગોરાં મુખ ને હાથવાળા પણ કાળા શરીરના એવા અદ્ભુત મનુષ્યો—જે ગુજરાની નાટકશાળાની વીજળી બહાર કદી મળતાં નથી—તે મારા રૂપ સાથે જડાઇ ગયાં. અને તેમનાં દર્શનને પરિચયમાં જ મેં આનંદ અનુભવવા માંડયો.

આખરે બધું તૈયાર થયું ને 'સીતાસ્વયંવર' નો નવો ખેલ પડયો. અમે બાપદીકરો પ્રેક્ષકવર્ગમાં મખમલાને બેઠા. મને અંદર જવાનું મન થઇ ગયું, પણ બાપાજી જવા દે ત્યારે ને !

કલ્યાણનો રૂપક શરૂ થયો, નાટકનો પડદો ઊપડયો અને રાધાકૃષ્ણનો નાચ જોતા નરસિંહસમો હું નાટકપ્રયોગ જોઇ રહ્યો.

જનકરાજાની કચેરી આવી. નાનો ત્ર્યંબક પરશુરામ રૂપે આવ્યો. એણે જટા ધરી હતી, ત્ર્યંબક ભમે ને પરશુ હાથમાં હતી, અને પીતાંબર પહેર્યું હતું.

ત્ર્યંબક શંભુ મુજ, કરનો, જપતો પ્રભુ કેરું નામ,
ઇચ્છા એવી થઇ એ મારૂં દિલ જવા તપને કાજ.

મારી બાએ પુરાણકથાઓથી તો મગજ ભરી દીધું હતું એટલે ભૃગુ પૂર્વજોની કાર્યકીર્દી તો મન આગળ રમતી જ હતી. અને તેમાં સાક્ષાત્ ભગવાન જમદગ્નિ જેવા !

પછી વિશ્વામિત્ર આવ્યા, રામ લક્ષ્મણ ને જાનકી આવ્યાં, ત્રિપુરારિવિલાસધારીનું મોટો ત્ર્યંબક જોયો. અને કાપનારા ઘેનમાં ચકચૂર હું ઘેર આવ્યો. બીજે દહાડે સવારથી મેં ભણવાનું ને અરેબીઅન નાઇટ્સ ઊંચાં મૂક્યાં. મારી પાસે એક નાનું ક્રિકેટનું બેટ હતું તેના પર વરખ ચોંટાડાઇ ગયો, અને પરશુ થઇ ગઇ. ત્ર્યંબક તો હતું જ. બજારમાંથી પાવડીઓ આવી ને હું પરશુરામ બની ગયો. બાપાજી જમદગ્નિ હતા, ને બા રેણુકા જેવી હતી. બાકીના બધા આવી પહોંચ્યા. પથારીમાંથી ઊઠું એટલે પગ આગળ કયું બેઠો છે કે ભીષ્મ તેની હું તપાસ કરું, ને તેને ચા લાવવાનું કહું. નાવાનું પાણી મૂકનાર નોકર પણ એક શિષ્ય હતો. મારી ફોઇના છોકરા ઓચ્છવલાલ ઘરમાં રહેતા, તે પણ એક મોટા શિષ્ય હતા. ખુબી એ હતી કે આ બધું હું એકલો જ જાણતો—કોઇને કહેતો નહિ.

'સીતાસ્વયંવર' ને દરેક ખેલે હું જતો ને પરશુરામ જોઇ પાછો આવતો. એક દહાડો બાપાજીને વહેમ ગયો કે આ છોકરો ચસકયો છે. શંકરલાલ ઘેર આવતો બંધ

થયો; મારે નાટકશાળામાં શનિવારની રાત સિવાય ન જવું એવો હુકમ નીકળ્યો; ને ઘણુંએ કહું પણ ચોકબજાર તરફ ભૂલેચૂકે પણ મને ઘેલોનાયક લઈ જતો નહિ.

બીજો નાટક 'પ્રેમચંદ્રિકા' પડ્યો; તે વખતે નાટકનો નાયક બાર વર્ષનો છોકરો ને નાયિકા આઠ વર્ષની છોકરી થતાં, અને મોઢામાં ન માય એવા પ્રેમસંવાદો એ ઉચ્ચારતાં. આ નાટકમાં બબ્બે નાયકનાયિકાનાં જોડકાં હતાં.

| | | |
|---|---|---|
| વિજયસિંહ | : | પ્રિયા મુજ પ્રાણ છો વારિ, વારિ. |
| પ્રભા | : | શોકે મુખકાંતિ શી તારી સારી ? |
| વિજયસિંહ | : | પ્રભા થકી પામ્યો નહિ, વિજય સુખ આવાર. |
| પ્રભા | : | આનંદે ઉભરાય છે, હર મુજ જીવનહાર ! |

પ્રેમ, અભિનય ને સંવાદના આ પહેલા પહેલા પાઠોથી મારું હૈયું વમળે ચઢ્યું પરશુરામ થોડી વાર દૂર ગયા; એક પ્રભા જીવતી થઈ. બાપાજી કોર્ટમાં જાય કે દીવાનખાનામાં હું ને મારી પ્રભા આખી બપોર મહાલ્યા કરીએ; સાંજના એ મારી સાથે ફરવા આવે. પ્રભાના બોલ પણ મારે બોલવા પડતા હતા તેની મને ઊણપ નહોતી. આ કાલ્પનિક સહચરી આવી એટલે મારી એક પૂરી સોબતીને પણ મેં વિસારે મૂકી.

નાનપણમાં જોએલાં આ બે દશ્ય અને સાંભળેલી આ લીટીઓ જીવનના તારે તાર સાથે વણાઈ ગયાં છે ને હજારો જીવંત પ્રસંગના ગર્ભમાં સમાયાં છે. આજે પણ તેની પ્રેરણા આવતી વૃદ્ધાવસ્થાના ઓળાઓ વીખેરી નાંખે છે.

(ચાલુ)

## દીવડો

કોણે સાહેલી ! આજ પેટાવ્યો દીવડો ?
ઘેરા અંધારમાંહિ મોંઘો આ દીવડો ?
સહેલાં નીરને જગાડે આ દીવડો,
મોંઘો કો દીવડો.
સાહેલી ! કોણે પેટાવ્યો આ દીવડો ?

સૂરજના તેજથકી નોંખો એ દીવડો,
ચીંદ્ર મયંક થકી શાણો એ દીવડો,
તારલીના તેજથી અનેરો એ દીવડો,
મોંઘેરો દીવડો.
સાહેલી ! કોણે ચેતાવ્યો આ દીવડો ?

કોઈ તોફાની અનિલ-લ્હેરે લ્હેરાય ના,
મૂક્યો નિગૂઢ, એનો જ્યોતિ ઝંખાય ના,
દેવોના મૂળથી ય એને મૂલાય ના;
એવો એ દીવડો;
સાહેલી ! કોણે અમર પેટાવ્યો દીવડો ?

સુંદરજી ગો. બેટાઈ

# ડુમસની સહેલગાહ

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

રમણલાલનું વકીલ તરીકેનું જીવન શરૂ થઇ ચુક્યું હતું. અવારનવાર નાના નાના કેસોથી રમણલાલે પોતાનું ખાતું ખોલ્યું હતું. એવા એક નાના કેસને માટે એને સુરતની બહાર જવાનું થયેલું; તે કામ પૂરું કરી રહ્યા બાદ રમણલાલ પાછો સુરત સવારની સવાછની ગાડીમાં આવ્યો. સુરતમાં કોઇ પણ મોસમમાં આ સમયે લોકોએ ઉઠવાની તસ્દી લીધી જ નથી હોતી એટલે રમણલાલને એમ જ હતું કે માતાપિતા શીવાય બીજાં ઘરમાં સુતા જ હશે. પણ જ્યારે એ આવ્યો ત્યારે તો ઘરમાં ધમાલ મચી રહી હતી. નાનોભાઇ ગમન અને નાની બહેન કમુ, બારણે અગીઆર વાગે ત્યારે તો માંડ નહાવા જાય તે અત્યારે સાત વાગ્યામાં નહાઇધોઇને સારાં લુગડાં, પહેરીને દોડધામ કરી રહ્યાં હતાં. એમનો નોકર રામજી સાધારણ રીતે પોષાકમાં બારેમાસ માત્ર એક મેલા ધોતીયા ઉપર જ ચલાવતો હતો તે આજે સ્વચ્છ ધોતીયા ઉપરાંત ખમીસ અને ડગલો તેમ જ ટોપી પણ પહેરીને આમથી તેમ દોડતો હતો. રમણલાલ આથી ઘણો અજબ થઇ ગયો.

" કેમ બા ! આ બધી ધમાલ શાની છે ? " તેણે પૂછ્યું.

" વિદ્યાબહેન હાલ ડુમસ છે કેની ! તે ઘણીવાર કહેવડાવ્યા કરતી હતી અને એવામાં દલપતકાકાએ આજે મોટર બસ આપી એટલે થયું કે બધાં જરા જઇ આવીએ. રાતે પાછાં આવશું. " બાએ સ્મિત કરતાં કરતાં કહ્યું: " તમે પણ આવો છો ને ?"

" હંઅં, હાઆઆ, આવું છું ને, " રમણલાલને ઉત્તર દેતાં દેતાં ઘણા ઘણા વિચાર આવી ગયા. પોતાની પત્નીને સાસુસસરા નાટકમાં નથી લઇ જતા એવું જાણીને એણે એક વેળા નાટક જોવાનું જતું કર્યું હતું અને પરિણામે પાછળથી એને જણાયેલું કે પત્નીએ પોતે જ આવવાની ના કહી હતી એ પ્રસંગ એને યાદ આવ્યો. છતાં પ્રથમથી જ એના મનમાં એવા વિચાર ઘુસી ગયેલા કે સંયુક્ત કુટુંબમાં વહુને સુખ હોય જ નહિ, એ વિચાર પ્રત્યક્ષ ઉલટાં પ્રમાણોથી પણ એ નાબુદ કરી શક્યો નહતો એટલે એને જવાબ દેવામાં ગુંચવાડ થઇ. તે ને તે વેળા તો એ પોતાની પત્ની રમાને પુછી શકે જ નહિ એટલે એણે હા તો પાડી દીધી. પછી વસ્તુ-સ્થિતિ જણાય ત્યારે ના પાડતાં કોણ અટકાવે છે એ વિચાર પણ એને આવ્યો.

" ત્યારે ભાઇ ! મોં બોં ધોઇ ચાહ પીને તૈયાર થઇ જાઓ." પિતા છગનલાલે કહ્યું, " જોત જોતામાં તડકો ચઢી જશે. "

ઘરમાં કોલાહલ અને ઉશ્કેરણી વધતાં જતાં હતાં. રમણલાલ જે ઓરડામાં જાય તે ઓરડામાં ઘરનાં બેત્રણ માણસ તો ફરી જ જતાં એટલે રમાને એકાંતમાં પુછવાનો સમય મળ્યો નહિ.

સુરતના વતનીઓના મગજમાં આજે જમાના હવાં એવો વિચાર ઘુસી ગયો લાગે છે કે કોઇના જીવનમાં ખાનગી જેવું કશું હોવું જ જોઇએ નહિ. આ વિચારને

આધારે જ ત્યાંના ઘર બંધાયેલાં હોય છે. મોટા મોટા એકાદ બે ખંડ, અને આ ખંડને આઠ દસ બારી બારણાં ! વળી દરેક ઓરડામાંથી બીજા દરેક ઓરડામાં આસાનીથી જઈ શકાય. પરિણામે કોઇ પણ નવું પરણેલું જોડું એકાંતમાં વાત કરવાની ઇચ્છા રાખતું હોય તો તેને દસ બાર કલાક તો રાહ જોવી જ પડે ! પણ આમ કરવામાં કોઇ ધર્મનાં ફરમાનો હશે; કોઇ દૈવી ગૂઢ સંકેત હશે અને વડીલોએ એ રૂઢી અખત્યાર કરેલી છે એટલે એમ કરવાથી તબીયત પણ સારી રહેતી હશે એમ સૌ કોઇ અનુમાન કરી શકે. અલબત્ત ! હમણાંનાં જુવાન વાળાંઓ આ રૂઢીને ધિક્કારી જ કાઢે અને એને જંગલી રિવાજોમનો એક ગણી કાઢે; પણ વીફરેલાં વાળાંની તો વાત જ શી કરવી ? વડીલોને જે પ્રમાણમાં ખાનગી જીવન સામે ચીડ હતી તેટલા જ પ્રમાણમાં હાલનાં યુવકયુવતીઓને જાહેર જીવન સામે ચીડ છે.

આપણા બાપદાદાના સુવર્ણયુગમાં ન્હાતી વખતે, સુની વખતે, લુગડાં બદલતી વખતે પણ ખાસ એકાંત જગ્યા જોઇએ એ વિચાર જ હસવા જેવો જણાતો તો પછી દાતણ કરતી વખતે, મોં ધોતી વખતે વગેરે વધુ સરળ ક્રિયાઓમાં એકાંતની આવશ્યકતા એમને જણાયેલી જ નહિં એ સમજી શકાય તેવી વાત છે. પણ હાલમાં તો જુવાનીઆઓ બે દિવસ નહિં ન્હાય એ વાત સાચી પણ પાંચ પંદર માણસના દેખતાં જાહેરમાં તો સ્નાન કરે જ નહિ !

પણ જુના અને નવા જમાનાનો મેળ જ ક્યાં ખાય ? જો બધું જુના વિચારવાળા કરતા તેને ધર્મગ્રંથોના પ્રમાણોનો આધાર હતો; તેમ જ વૈદકશાસ્ત્રની પણ મદદ હતી એ સાવ દીવા જેવું સત્ય પણ હાલના જમાનાના માણસો સ્વીકારવા તૈયાર નથી તો પછી વાદવિવાદ શા કામના ? સુધરેલાં કહેવાતાં શહેરોમાં તો ત્રણ ચોરસ ફુટનો બાથરૂમ ભલે હોય. ભલે તેમાં બેસીને ન્હાવાથી ગુંગળાઇ જવાતું હોય. પણ એ બાથરૂમ મળે એટલે લોકો હોંસે હોંસે પાંચ રૂપીઆ ભાડું વધારે આપે ! જ્યારે સુરતમાં હજી પણ એવા કુધારાઓ બહુ થોડા પ્રમાણમાં દાખલ થયા છે. ત્યાં હજી પણ જનતાનો મોટો ભાગ પોતાના જીવનની રોજની જરૂરી ક્રિયાઓ ઓટલે જ કરે છે. એમાં એમને શરમ નથી, લજ્જા નથી, નાનમ નથી. બાવળના દાતણનો કુચડો મોંમાં ઘાલી સાચો સુરતી પ્રભાતના દોઢેક કલાક આનંદથી ગુજારી શકે છે અને તે સમયમાં સારાય જગતના વર્તમાન, પડોશીના ઘરની વાતો, ફળીયાના ગામગપાટા અને શાક તેમ જ અનાજના ભાવ જાણી લઇ શકે છે. શૌચાદિ ક્રિયાઓની વ્યવસ્થા પણ ઓટલે જ હોય છે અને સ્નાનની યોજના પણ એ જ ઓટલા ઉપર રાખવામાં આવી હોય છે. આ પ્રમાણે પ્રભાતનો મોટો ભાગ તેમ જ સાંપકાળે અને રાત્રિએ પણ લાંબો સમય ઓટલા ઉપર ગાળવાથી તંદુરસ્તીનો વિકાસ સધાય છે એ સહેલી વાત હાલના જુવાનો સ્વીકારશે નહિ. ઓટલા ઉપર બધી ક્રિયા કરવામાં તેમને લજ્જાભંગ, બેશરમાઇ અને અરસિકતા જણાશે પણ તે જ જુવાનોને પશ્ચિમના પ્રદેશોમાં હાલમાં ચાલી રહેલ નગ્નાવસ્થામાં રહેવાના પંથમાં ઉચ્ચ ભાવના જણાશે ! આવાં મનુષ્યો પાસે જુના રીતરિવાજોના સમર્થનમાં કશું કહેવું એ ભેંશ આગળ ભાગવત જ થાય ! પણ હશે, આ તો વિષયથી વેગળું ચાલ્યું જવાયું.

ઉપર જણાવેલ-કારણોને લઈને રમણલાલથી રમાની સાથે ખાનગીમાં વાત થઈ શકી નહિ એટલે રમાને પોતાનાં માતાપિતા આ ડુમસની સહેલગાહે સાથે લઈ જવાનાં છે કે નહિ એ વાતનું નિરાકરણ રમણલાલથી થઈ શક્યું નહિ; પરંતુ જેમ બીજાં-ઓએ લુગડાં બદલેલાં તેમ રમાએ પણ જરકસીદાર રેશમી, કસબદાર બાંધણી પહેરેલી એટલે એના મનમાં વિશ્વાસ બેઠો કે રમા આવવાની લાગે છે ખરી. આ આશામાં રમણ-લાલે પણ ત્વરાથી લુગડાં બદલી નાખ્યાં અને દાતણપાણી કરી, મોં ધોઈ, ચાહ પી લીધી.

ઉમંગ અને કમુની કુદાકુદ વધી. રામજીની દોડાદોડ પણ વધી. છગનલાલજીનાં ચશ્માં જડતાં ન હતાં. લગભગ ત્રણ ચાર માણસે તે શોધવા માંડ્યાં. આખરે તે જડ્યાં ત્યારે ખબર પડી કે તપખીરની દાબડી જડતી નથી. એટલામાં બસનો શોફર આવી પહોંચ્યો એટલે ગભરાટ વધ્યો.

"ઉતાવળી ઘડીએ તમારું કાંઈને કાંઈ ખોવાય જ," નર્મદાએ તપખીરની દાબડી શોધવાને માટે યત્ન કરતાં કહ્યું. "ચશ્માં જડ્યાં ત્યારે દાબડી ગઈ. સવારના પાંચ વાગ્યાના ઊઠ્યાં તોયે આખરે તો આનું આ જ."

"પણ એમ જડે જ નહિ તેમાં હું શું કરું!" છગનલાલે પણ ગુમ થયેલ દાબડીને પોતે ક્યાં મુકી છે તે યાદ કરવાનાં ફાંફાં મારતાં કહ્યું. "હું તો તમારા બધાંથી પહેલો તૈયાર થયો છું."

"તૈયાર થયા તમે! ત્યારે છેક ઉતાવળી ઘડીએ ચશ્માં અને દાબડીનું ધ્યાન ક્યાંથી આવ્યું?" નર્મદાએ બે ગોખલા શોધતાં અને તેમ કરતાં ધુપેલની ચલાણી ઢોળી નાખતાં કહ્યું, "જુઓની આ તમારી ધાંધાધાંધમાં આ ધુપેલ પણ ઢોળાઈ ગયું. સત્તર વખત બધાંને કહ્યું કે આગલા ઓરડામાં ધુપેલની ચલાણી નહિ મુકાય. એ કમુનાં જ કામ હશે!"

"બા, બિચારી કમુને નાહકથી તમે વગોવો છો!" રમા પણ હાંફળી ફાંફળી દાબડી શોધતી હતી તે બોલી. "તમે મારી પાસે મંગાવેલી. મેં લાવીને તમને આપી અને તમે જ ત્યાં મુકી હતી."

"અરે હાઆરે, હવે યાદ આવ્યું. એ મેં જ મુકી હતી." નર્મદા હસતાં હસતાં બોલી, "પણ એમની ધાંધાધાંધ ઓછી છે! એટલે જ મારાથી ત્યાં મુકી દેવાઈ હશે."

"હવે ધુપેલ ઢોળાયું તો છો ઢોળાયું પણ મારી દાબડી તો કોઈ શોધી આપો. રમા, દિકરા બોલને, તેં જોઈ છે!" છગનલાલ હવે છેક જ ગભરાઈ ગયા હતા તે બોલી ઉઠ્યા.

"લ્યો, હવે રમાને પુછો છો! તે શું એ તમારી તપખીર સુંઘે છે!" નર્મદા બોલી. "તપખીરની દાબડી વગર નહિ જ ચાલે! ડુમસમાં તો મળી રહેશે."

"તમે બધાં એવાં મને ગભરાવી મુકો છો કે પછી મને કોને પુછવું અને શું કરવું એ યાદ જ રહેતું નથી." છગનલાલ બોલ્યા; "અને તપખીર વગર શું ડુમસ આવું! બને જ નહિ. રમાને તો મેં એટલા માટે પુછેલું કે એને ઘરમાં બધી વાતનું ધ્યાન હોય છે. બોલની, બોલની બહેન, મેં એ દાબડી ક્યાં મુકી હશે!"

"હાઆસ, હવે મને યાદ આવ્યું." રમા બોલી ઉઠી. "ડાક્તરકાકા સવારના વહેલા આવ્યા તે વખતે એમણે સુંઘવા લીધેલી; અને પછી એમણે ગજવામાં જ મુકેલી."

"આ જોયું ? રમાને શા માટે પુછો છો, શા માટે પુછો છો એમ તું બોલતી હતી તે જોયું ? તરત નીવેડો આવ્યો." છગનલાલ હાશ્આશ કરીને બેસી ગયા અને બોલ્યા, "જા, દિકરા, જા, દોડતી જઈને લઈ આવ. એ દાક્તરકાકા પણ એવા છે ! પચાસ વાર દાબડી ઘેર લઇ ગયા હશે."

રમા દાદર ઉતરી દાકતરકાકાને ત્યાં દાબડી લેવા ગઇ.

"શમજી ! ચાલ બા ચાલ. બધો સામાન બસમાં મુકી દીધો ને જાઓ છોકરાંઓ, બેસી જાઓ મોટરમાં," છગનલાલ બોલી ઉઠ્યા. "અને તું પણ જા, રમણભાઇ, તમો પણ જાઓ. રમા દાબડી લાવે એટલે હું પણ આવું છું. રમાને આવવું નથી એટલે ઘરનાં બારણાં દેવાની માથાકુટ આપણને નથી."

રમણલાલના હૃદયમાં વિજળીનો આઘાત થયો. તેના મનમાં વિચારતરંગ ઉઠ્યા : 'આ અલ્હેલગાહમાં રમા નથી જ આવવાની ! મને કોઇ પહેલેથી કહેતું કેમ નથી કે મારે શું કરવું તેની સુઝ પડે. રમા જ્યારે ત્યારે સાસુસસરાનું બેંચ્યા કરે છે પણ મારે ગળે એ વાત ઉતરતી નથી. ભલે આગળ એકાદ બે પ્રસંગમાં હું ખોટો પડ્યો હોઉં પણ આ વખતે શું છે ? શા માટે રમાને સાથે નહિ લઇ જવાય ? બસમાં વીસ માણસની જગ્યા છે તો રમા એકલી ભારે પડી ! આમ જો જાણત તો હું કદાપિ ફુમસ જવા તૈયાર થાત નહિ. પણ હવે શું બહાનું કાઢું ? આ વખતે ઠેઠ સુધી ગને એમ હતું કે રમા સાથે આવનાર છે ત્યાં છેલ્લી ઘડીએ આ નીકળ્યું. રમા પોતે પણ બોલતી નથી. નહિ કોઇ એને તેડી જવાનું હતું તો પછી આટલો ભપકો મારીને મ્હાલા-મ્હાલ શા માટે કરતી હતી ?' આવા વિચારમાં ડુબી જઇને રમણલાલ દાદર તો ઉતર્યો પણ વાડામાં જ ઉભો રહી ગયો. રમા કોઇપણ કારણ વગર સાથે નહિ આવે તો પોતે હજી પણ ના પાડી દેવી એવો નિશ્ચય ધીમે ધીમે એના મનમાં થયા કરતો પણ આગલો પ્રસંગ સાંભરતો હતો એટલે કશું ઉતાવળીયું પગલું ભરવાને માટે એ તૈયાર નહતો.

નર્મદા જઇને બસમાં બેસી ગઇ. છગનલાલ પણ નીચે ઉતર્યા. "કેમ રમણભાઇ ! રમા દાબડી લઇને આવી કે ? એ મારા જેવી વાતુડિયણ છે તો દાકતર કાકાની સાથે ગપાટા મારવા ઉભી હશે—જાઓની, જરા જઇને લઇ આવો ને."

ભાવતું હતું અને વૈદે કહ્યું એના જેવું રમણલાલને બન્યું. રમણલાલને રમાને ખાનગીમાં મળીને પુછવું જ હતું કે એને આવો હડહડતો અન્યાય શા માટે કરવામાં આવ્યો છે ? અહિં ઉભો રહેત તો કદાચ એ પ્રમાણે ખાનગીમાં પુછી શકાત જ નહિ. એથી પિતાનાં આ વચન નીકળ્યાં કે રમણલાલ તીરની પેઠે દોડ્યો.

દાકતરકાકાને ઘરને ઓટલે દાકતર રમાની સાથે હાહાહીહી કરતા ઉભા હતા. રમણલાલને એ તરફ આવતો જોઇને, સંસારના અનુભવી દાકતર ઘરમાં વળ્યા. રમા ઓરડાના પગથિયે ઉભી રહી અને સ્મિત કરતી બોલી. "કેમ કેમ, દાકતરકાકા ! અરધી વાત કરતાં અંદર આવતા ગયા ?"

"પાછી સની થાય છે કે ? પેલો રમણ તારી સાથે કાંઇક વાત કરવા આવ્યો લાગે છે ને તું મને ઓટલા ઉપર ઉભા રહેવાનું કહે છે ? હા હા હા ! એ ભાઇને વળાવીને અંદર આવ. પછી મારી વાત પણ પૂરી કરું અને તારાં કાકીએ ચાહ મુકી

છે તે પણ તૈયાર થઇ જશે એટલે આપણે નીરાંતે પીએ," દાક્તર અંદર ઊભા ઊભા વાત્સલ્યથી હસતા હસતા બોલ્યા.

રમણ એકદમ ધસી આવ્યો. રમાએ તપખીરની દાબડી ધરી. તે લેતાં રમણ ઉશ્કેરાઇને બોલ્યો, "હવે દાબડીને નાખને કૂવામાં! તું શા માટે નથી આવતી? તને શા માટે એ લોકો નથી લઇ જતાં?"

રમા જવાબ રમણલાલનો ઉદ્વેગભર્યો ચહેરો જોઇ રહી અને પછી એના સહેજ ચાળા પાડતી બોલી, "શા માટે નથી લઇ જતાં? તે એમને પૂછો–સાસુ સસરા એટલે જીવલેણ દૈત્ય, એ તે વહુને સુખે જંપવા દે!" આટલું બોલતાં બોલતાં તો રમાથી હસી પડાયું. આ હસવું સાંભળી દાક્તર કાકાને પણ કુતૂહલ થઇ આવ્યું અને શિષ્ટાચાર છોડી તે બહાર ધસી આવ્યા.

"કેમ કેમ રમા? શું છે?" દાક્તરે કહ્યું, "આટલી બધી હસે છે શા માટે?"

"તમારાથી ક્યાં કશું અજાણ્યું છે?" રમા બોલી, "આ મને પૂછે છે કે સાસુ સસરા મને ડુમસ શા માટે નથી લઇ જતા? બોલો, દાક્તર કાકા, હવે મારે શો જવાબ આપવો? એ લોકો મને દુઃખ આપવા જ સાથે નથી લઇ જતાંને!"

"હા હા હા, અસ્સા રમણ! તું હજી એવો ને એવો રહ્યો," દાક્તરકાકા, રમણ અને રમા પોતાનાં જ છોકરાં હોય એવી મમતા બતાવીને બોલ્યા. "પોતાની સગી છોકરીને નથી ગણતાં એવી રીતે છગનભાઇ અને નર્મદા આ રમાને લાડ લડાવે છે છતાં તારા મનમાં એવો જ ધખારો પેસી ગયો છે કે રમાને એ લોકો બહુ દુઃખ દે છે. રમાએ તને હજાર વખત કહ્યું છતાં તારા મનમાંથી આ વિચાર જતો નથી."

પાછળથી છગનલાલનો 'રમણભાઇ, ચાલો,' નો અવાજ નીકળ્યો એટલે રમણલાલે વિનય ખોઇને પૂછી લીધું, "એ બધી વાત જવાદોને કાકા, પણ કહો તો ખરા કે એ–રમા સાથે કેમ નથી આવતી?"

"જા જા, હવે, મૂર્ખો ના બન," દાક્તર બોલ્યા, "આવડો મોટો થયો, વકીલ થયો અને આવી હોંશિયાર હીરા જેવી બૈરી મળી છતાં આટલું પણ સમજતો નથી! એને બસમાં બેસાડી ડુમસ સુધી લઇ જવાની મેં ના પાડી અને તે પણ આજે સવારે જ! એ પ્રમાણે લઇ જાય તો એને છોકરું ડુમસમાં જ આવે અને ત્યાં જ સુવાવડ કરવી પડે! બસ, હવે ભેજામાં ઊતર્યું?"

દાક્તરકાકાના આ ધડાકાથી રમા શરમથી સ્મિત કરતી નીચું જોઇ રહી. દાક્તર કાકા પોતે અટ્ટહાસ્ય કરી પડ્યા અને રમણલાલ 'ઠીકઠીક, કાકા! જાઉં છું! જાઉં છું હોં!' કરીને નીચું જોઇ પાછો ફર્યો.

"ચાલ દિકરી, ઘરમાં," કહીને દાક્તર પાછા ફર્યા, પાછળ રમા ફરી. ઘરમાં જતાં જતાં દાક્તર બોલ્યા, "પહેલીવાર 'જાઉં છું' દાક્તરકાકાને કહ્યું અને બીજી વાર 'જાઉં છું' પોતાની બૈરીને કહ્યું, ખરું કેની? રમા! આજકાલનાં છોકરાંઓ બુઢ્ઢા કાકાની પણ શરમ રાખતાં નથી!" આટલું કરીને દાક્તરકાકાએ અટ્ટહાસ્યથી ઘર ગજાવી મુક્યું.

# આજનું કૂજન

તેં આજને કૂજન શું ભર્યું કે
મારે ઉરે એ પલમાં વસી ગયું ?
અને છતાં યે વિલસી તહીં રહ્યું ?
એવું ભર્યું તે તુજ કૂજને શું ? ૪

વસન્તની મંગલ આરતી સમી
મેં સાંભળી છે સ્વરધાર તાહરી;
ને સાંભળી છે પ્રિય સંગ તારી
પ્રશ્નોત્તરોની અથવા નકામી
અખંડ વાતોતણી ધાર સૂરની;
ને ચૈત્રની ચાંદનીમાં તરન્તી,
ઝીલી જ મેં કૂજનધાર તાહરી
અર્ધી નિશાએ, અધજાગતાં ઉરે. ૧૨

છતાં ન તેમાંય મને અજોડ તે
અને રહ્યું જે ઉરથી અદીઠ તે
આજે મને સાંપડિયું અચિન્તવ્યું. ૧૫

તેં આજને કૂજન એ ભર્યું જ શું ? ૧૬

આજે નથી માદક વાયુ માધનો,
પ્રદોષ વા શીતળ ચૈત્રનો નથી;
નથી વિલાસી ય વસન્ત આજ કે. ૧૯

છતાં ય શાં ઊગળકાં વસી ગયાં
તારે ઉરે કે બળતા બપોરે
વૈશાખના, તેં તુજ કાવ્ય રેડ્યું ?
ને કાવ્યમાં યે કહ્યું એવું તે શું
હજી ય કે અન્તર મારું ગુંજતું ? ૨૪

વિષાદ તારા ઉરમાં વસેલ શું
તેં ઠાલવ્યો ? વા પ્રિયસંગ મ્હાણી
સુકોમળી કો પણ સાંભરી તને ?
કે માનવીના ઉર ખિન્ન માંહિ
ઉત્સાહ કો નવ્ય જ પૂરવાને
માધુર્ય તેં કૂજનમાં વહાવ્યાં ?
વા તું નિરુદ્દેશ જ એ લવી ગયું ? ૩૧

નથી, નથી એ તુજ ભેદ પામવા,
ઉકેલવા એ તુજ કોયડો નથી;
માધુર્યની અસ્ફુટ મુગ્ધતા આ
મારે નથી શું બસ કે હું ચૂંથવા
બેસી જઉં કોમળ કાવ્ય તાહરું ?
મારે નથી એ કરવી સમીક્ષા,
મીમાંસવું માર્દવ માહરે નથી. ૩૮

હું આજનું કૂજન મુગ્ધ તારું
ભરી જ મારે ઉર, સાચવીશ કે,
ક્યારેક હું જીવનના બપોરે
બળી રહું અંદર બ્હાર ત્યારે
ઊંડે ઉરે એ મુજ ને વસી રહે
વસી રહે ને વિલસી તહીં રહે. ૪૪

# અગીઆરમાથી સોળમા શતકની વૈષ્ણવ ભક્તિનું પૃથક્કરણ*

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

નરસિંહ મહેતાના સમયની ચર્ચાએ ગુજરાતી સાહિત્યના આકાશમાં અવનવા રંગો ઉત્પન્ન કર્યા છે. એ ચર્ચાનું બીજારોપણ સં. ૧૯૬૧ માં આચાર્ય આનંદશંકર ધ્રુવને હાથે થયેલું અને એને જળ સીંચીને એના અંકુરને પ્રગટ કરવાનું તથા અનેક શાખા પ્રશાખાઓ વડે શોભતો વિશાળકાય વૃક્ષ બનાવવાનું માન સાહિત્ય સંસદના પ્રમુખ શ્રી કનૈયાલાલ મુનશીને છે. એ ચર્ચામાં સીધો ફાળો આપવાની આજે મારી તૈયારી નથી. મતલબ કે નરસિંહ મહેતાના સમય સાથે મારા આજના વિષયને સીધો સંબંધ નથી, અને સાધ્ય વિષયને જ સિદ્ધ માની લેવાના દોષમાં પડવું ન પડે માટે આજના વિષયની કાળ મર્યાદાઓ બાંધતાં અર્વાચીન મર્યાદાના સીમાચિહ્ન તરીકે ચૈતન્ય તથા વલ્લભાચાર્યને રાખીને અને પૂર્વ મર્યાદા શ્રીમદ્ ભાગવતથી બાંધીને હું ચર્ચા કરવા ધારું છું.

વળી શ્રી ભાગવતના સમયથી તે શ્રી વલ્લભાચાર્યના સમય સુધીમાં થયેલા ભક્તિમાર્ગના વિકાસનું સમગ્ર દર્શન આપને કરાવવાનો લોભ પણ મેં રાખ્યો નથી. પરંતુ ફક્ત વૈષ્ણવ ભક્તિના જે ખાસ સિદ્ધાન્તો વિ. ની સોળમી સદીના વૈષ્ણવ કવિ લેખકો-ખાસ કરીને વલ્લભાચાર્ય અને ચૈતન્યનાં અથવા તેઓના નિકટકાલીન શિષ્યોના લખાણોમાં સંપૂર્ણ વિકસિત રૂપમાં જોવામાં આવે છે તેના વિકાસનાં ભાગવત પછીના કાળમાં ઉત્પન્ન થયેલાં ઐતિહાસિક બળોનું ટુંકામાં દિગ્દર્શન કરવાની ઇચ્છા છે.

આ રીતે અતિશય સંકુચિત મર્યાદાવાળો વિષય પણ આજના વ્યાખ્યાન માટે ઘણો વિશાળ અને ઘણો ગુરુ તો છે જ. પણ હવે પ્રસ્તાવનામાં આપનો વધારે વખત નહિ લઈ શકું.

ભક્તિમાર્ગ આ દેશમાં ભાગવત્ કરતાં ઘણો પ્રાચીન છે. એનાં મૂળ ઠેઠ વેદમાં અને ગીતામાં જડે છે. પણ ગીતાથી આરંભી ભાગવતના સમય સુધીમાં વિકાસ પામેલાં જે ભક્તિતત્ત્વોનો એ મૂળ રૂપમાં જ સ્વીકાર વલ્લભ સંપ્રદાયમાં તથા ચૈતન્ય સંપ્રદાયમાં જોવામાં આવે છે તેનો વિચાર અહીં પ્રસ્તુત નથી પણ ભાગવતથી જે પ્રવાહ ચાલ્યો જે નવાં તત્ત્વો અથવા જૂનાં તત્ત્વો પરિવર્તિત રૂપે વિકાસ પામ્યાં તથા કાળક્રમે જોરમાં આવતાં ગયાં તેનો જ વિચાર કર્તવ્ય છે. આવાં નવીન તત્ત્વોમાં નીચેનાં ૭ મને ખાસ વિચારણીય દેખાય છે: (૧) ધ્યાનપ્રધાન કે, જ્ઞાનવૈરાગ્યસંયુક્ત ભક્તિને સ્થાને પ્રેમાત્મક ભક્તિનો સ્વીકાર. (૨) ભક્તિમાં શૃંગારરસને અગ્રસ્થાન. (૩) લક્ષ્મી કે રૂક્મિણીને સ્થાને રાધાનો સ્વીકાર (૪)

* આ વર્ષની સંસદ વ્યાખ્યાનમાળાનું પહેલું વ્યાખ્યાન : તા. ૪-૮-૩૫ ને રોજ અપાયલું.

ગોપીઓની ભક્તિની પ્રશંસા. (૫) બાલભાવવાળી ભક્તિની સ્તુતિ. (૬) ગોપીભાવ કે સખીભક્તિ,

ભક્તિવૃત્તિના માનસ શાસ્ત્રીય વિવેચનથી આ છ તત્ત્વોનો વિચાર કરવાનો પ્રયત્ન તો જુદા વ્યાખ્યાનને યોગ્ય છે. એટલે અહીં તો ઐતિહાસિક વિવેચનનો જ પ્રયત્ન કરૂં છું.

ઉપર કહેલાં છ તત્ત્વોનો અનુક્રમે વિચાર કરવા માંડયા પ્હેલાં એ છયે તત્ત્વો વલ્લભ સંપ્રદાયને તથા ચૈતન્ય સંપ્રદાયને સમાન રીતે માન્ય હોવા બાબતમાં થોડા ખુલાસાની અપેક્ષા રહે છે. ચૈતન્ય સંપ્રદાય કીર્તનપ્રધાન છે અને વલ્લભ સંપ્રદાય સેવાપ્રધાન છે. અને આ તફાવત સામાન્ય પ્રેક્ષકને પણ તરત નજરે ચડે એવો હોવા છતાં એ બાહ્યાંગ આચાર સંબંધે છે. પણ આપણે તો બેય સંપ્રદાયોનાં ભક્તિરૂપ અંતરંગનો વિચાર કરવાનો છે. અને અકબરના સમયમાં વ્રજ ભૂમિમાં વસતા અનુયાયી ભક્તકવિઓની રચનાઓ જોવાથી ઉભય સંપ્રદાયમાં આ છયે તત્ત્વોની સમાનતા સ્હેજે પ્રતીત થશે. પણ આવાં સામાન્ય કથનથી કોઇને સંતોષ થવાનો સંભવ નથી એટલે પ્રત્યેક તત્ત્વનો વિચાર કરતાં તેતે તત્ત્વની ઉભય સંપ્રદાયમાં શી સ્થિતિ છે તે પણ ટુંકામાં જોઇ લેવી પડશે.

વૈદિક સાહિત્યમાં ઉપાસના અને ધ્યાનની વાત આવે છે એ તો સર્વવિદિત છે. અને શ્રી સંપ્રદાયના પ્રવર્તક રામાનુજાચાર્ય ઇ. સ. ૧૧ મા શતકમાં (ઇ. સ. ૧૦૧૭ થી ૧૧૩૭) એટલે ભાગવત રચાયા પછી થઇ ગયા હોવા છતાં એણે સ્વીકારેલી ભક્તિ ભાગવતોક્ત ભક્તિ નથી પણ મહાભારતના સમયથી પ્રચલિત ધ્યાનપ્રધાન ભક્તિ છે. રામાનુજાચાર્યે પ્રાચીન પરંપરાપ્રાપ્ત ધ્યાનપ્રધાન ભક્તિ જ કેમ સ્વીકારી એ પ્રશ્નને પણ બાજુ ઉપર રાખવો પડશે. વળી આ વ્યાખ્યાનમાં ભિન્ન-ભિન્ન આચાર્યો વિષે કે તેઓનાં ભક્તિવિષયક અર્પણો વિષે કશું કહેવું નથી. કારણ કે એ બાબતનો મેં અન્યત્ર વિચાર કર્યો છે. પણ સંતપરંપરાનાં ભક્તિવિષયક અર્પણોનો ખાસ વિચાર કરવાનો આ વ્યાખ્યાનનો ઉદ્દેશ છે. ભક્તિનાં કેટલાંક તત્ત્વોનો વિકાસ આ સંતભક્તોદ્વારા થયો છે. અને પાછળથી થયેલા આચાર્યોએ એ નવીન તત્ત્વોને સંસ્કારીને કે મૂળરૂપમાં જ સ્વીકારી લીધાં છે, એમ માનીને જ ભક્તિમાર્ગના ઇતિહાસના કેટલાક ભાગને હું ઉકેલી શકયો છું. બીજા વિચારકોને બીજો રસ્તો સુઝવાનો સંભવ છે. પણ મને તો ઘણો વિચાર કરતાં પણ બીજો રસ્તો નથી સુઝયો. બાહ્ય બળોની અસરની હું નાં નથી પાડતો પણ એ બાહ્ય બળોને ઝીલનારા આ સંતભક્તો જ હતા.

આ વિષયને ફરી ઉપસંહારમાં જોવો પડશે માટે અહીં આટલો નિર્દેશ કરી ભક્તિ કે તત્ત્વોના પ્રસ્તુત વિચારને જ આગળ ચલાવીએ.

(૧) પ્રેમલક્ષણા ભક્તિ : શ્રી વલ્લભાચાર્ય અને શ્રી ચૈતન્ય બન્ને આચાર્યો ઇશ્વરપ્રેમને જ ભક્તિનું લક્ષણ ગણે છે એ નિર્વિવાદ છે. અને શ્રી રામાનુજાચાર્ય ધ્યાનને પ્રાધાન્ય આપે છે, એ પણ ચોક્કસ છે. સોળમા શતકના આચાર્યોની પ્હેલાં થયેલાં શાંડિલ્યભક્તિમીમાંસા અને નારદભક્તિસૂત્રના કર્તાઓ પણ પરમ અનુરાગ

કે પરમપ્રેમને ભક્તિનું લક્ષણ માને છે. એ જ પ્રમાણે બારમા શતકમાં થયેલા નિમ્બાર્કાચાર્ય પણ પ્રેમલક્ષણા ભક્તિને ફળરૂપ ઉત્તમ ભક્તિ ગણે છે. * પ્રેમલક્ષણા ભક્તિનો આવો સ્પષ્ટ નિર્દેશ હું જાણું છું ત્યાં સુધી નિમ્બાર્કાચાર્ય પહેલાં કોઇ આચાર્યે કર્યો નથી. અને એ રીતે જોતાં ચૈતન્ય અને વલ્લભ ઉપર નિંબાર્કની સીધી નહિ તો આડકતરી અસર માનવી જોઇએ. પણ સોળમા શતકના આ વૈષ્ણવ આચાર્યો પોતાની પ્રેરણાના મૂળ તરીકે ભાગવત તરફ આંગળી ચીંધે છે. અને ભાગવતકાર પ્રેમલક્ષણા ભક્તિનો બોધ કરે છે એવું સિદ્ધ કરવા માટે ભાગવતમાંથીઃ—

विसृजति हृदयं नयस्य साक्षात्
हरिरवशाभिहितोऽप्यघौघनाशः ।
प्रणयरशनया धृतांघ्रि पद्मः
स भवति भागवत प्रधान उक्तः ॥

भा० ११-२-५५

प्रेमातिभरनिर्भिन्न पुलकाङ्गोति निर्वृतः ।

भा० १-६-१८

केवलेनहिभावेन गोप्यो गावः नगा मृगाः ।
येन्ये मूढधियो नागाः सिद्धामामीयु रञ्जसा ॥

भा० ११-१२-८

વગેરે વચનો તથા છેલ્લા શ્લોકમાં આપેલો ગોપીઓનો દાખલો આગળ કરે છે. પરંતુ તટસ્થ રીતે ભાગવતનો અભ્યાસ કરનાર સ્પષ્ટ જોઇ શકે છે કે ચૈતન્ય અને વલ્લભની ભક્તિનું મૂળ ભાગવતોપદિષ્ટ ભક્તિ હોવા છતાં બન્ને એક નથી અને નિમ્બાર્ક તો ભાગવતનો આમે જ આધાર લે છે. ત્યારે પ્રશ્ન એ છે કે પ્રેમલક્ષણા ભક્તિનો વિકાસ કોણે કર્યો ! ભક્તિમાર્ગના ઇતિહાસમાં પ્રેમલક્ષણા ભક્તિનું સ્થાન જોતાં આઠમા નવમા દશમા શતકના સંતો ભક્તોએ પ્રેમલક્ષણા ભક્તિનો વિકાસ કર્યો છે, એમ મારું માનવું છે. ભાગવત જે દેશમાં લખાયું છે તે દ્રાવિડ દેશના સંતોએ જ પ્રેમલક્ષણા ભક્તિનો વિકાસ કરેલો હોય તો ભાગવતમાં એને લગતાં વચનો મળે એ સ્વાભાવિક છે, પણ ભાગવતમાં સંપૂર્ણ વિકસિત તથા સુરેખ-સુસ્પષ્ટ રૂપમાં એ વાત નથી મળતો. અને નિંબાર્કનું કથન અતિશય સ્પષ્ટ છે. નિંબાર્ક પોતે પણ આચાર્ય કોટિના કરતાં સંત કોટિના પુરૂષ વધારે છે. સાધક બાધક પ્રમાણોને તથા આ પ્રશ્નને અંગે ઉઠતી અવાંતર ચર્ચાઓને છેડયા વગર ટુંકામાં કહું તો મારું વક્તવ્ય એટલું જ છે કે ચૈતન્ય વલ્લભમાં ભક્તિનો જે પ્રકાર સંપૂર્ણ રીતે ખીલેલા રૂપમાં જોવામાં આવે

* कृपास्य दैन्यादियुजि प्रजायते
यया, भवेत्प्रेमविशेषलक्षणा
..............................
सा चोत्तमा साधनरूपिका परा ॥

દશ શ્લોકીઃ શ્લો, ૬

છે તેનો પહેલ વહેલો સ્પષ્ટ નિર્દેશ નિંબાર્કે કર્યો છે. અને તે પહેલાંના એના વિકાસનું પ્રતિબિંબ ભાગવતમાં પડ્યું છે. ભાગવતના સમય પહેલાંના તીર્થોમાં ફરતા તથા શૈવ તેમ જ વૈષ્ણુ મંદિરોમાં–ગંદિરોના સભામંડપોમાં તથા વિશાળ આંગણામાં જાતે પદો રચીને કીર્તનો કરતા ભક્તકવિઓના શબ્દોમાં ધ્યાનની ભાવના કરતાં ; આશ્રિત ભાવ અને ઈશ્વર પ્રતિ પ્રેમભાવ આગળ પડતો હતો. એનો પડઘો ભાગવતકારે, ઝીલ્યો અને નિંબાર્કે ગ્રહ્યું કરી ભાગવતની મદદ વગર જ એ પ્રાચીન ભક્તોની વૃત્તિનું સૂક્ષ્મ વિવેકશક્તિથી પૃથક્કરણ કરીને ભક્તિનું ઉપર આપેલું લક્ષણ ઘડ્યું. નિંબાર્ક પછીથી એના સંપ્રદાયની ભાગવતની અને ભાગવતોપદિષ્ટ રીતે ભક્તિ કરતાં બીજા અનેક સંતોની અસરથી પ્રેમલક્ષણા-ભક્તિનો બારમાથી સોળમા શતકના ગાળામાં જે વિકાસ થયો તેનું પૂરું ખીલેલું સ્વરૂપ ચૈતન્ય વલ્લભ સંપ્રદાયમાં દેખાય છે. જો કે એ ચારસો વર્ષના ગાળામાં પ્રેમલક્ષણા ભક્તિને ફુટેલાં ડાળાંપાંદડાંનો પૂરો ઝીણી વિગતોવાળો ઇતિહાસ હજી લખાયો નથી

( ૨ ) **શૃંગાર રસવાળી ભક્તિ :** બૃહદારણ્યક ઉપનિષદ્‌માં એક વચન છે કે **यथा प्रियया स्त्रिया संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरं एवमेवायं पुरुषः प्राज्ञेनात्मना संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरं** । બૃ. ઉ. ૪–૩–૨૧

આ વચનમાં પરમાત્માને પ્રિય સ્ત્રીની ઉપમા આપી છે. પરમેશ્વરને માશુકરૂપે ભજતો મુસ્લીમ સુફીવાદ આ વચન પછી કેટલેક હજાર વર્ષ પસાર થયા કેડે ઉત્પન્ન થયો છે, અને હિન્દુસ્તાનમાં તેઓએ મોડો આવ્યો છે. વળી બૃ. ઉ. ના ઉપલા વચનમાંથી ભક્તિનો કે યોગનો અર્થ પ્રયત્ન કરનાર કદાચ કાઢી શકે પણ એમાં જે વિવક્ષિત છે તે તો એક દાર્શનિક તત્ત્વ છે. છતાં પરમાત્મા અને જીવાત્માના સંબંધમાં પરિષ્વંગ–આલિંગન જેવા શબ્દનો તથા પ્રિયાની ઉપમાનો ઉપયોગ ભક્તિમાર્ગની ઐતિહાસિક દૃષ્ટિએ બહુ ઉપયોગી છે.[1]

પણ બૃ. ઉ. રચાયા પછી સેંકડો વર્ષ સુધી આ ઉપમામાં કે દેવ તરફ ખેંચાતી મનોવૃત્તિને આપેલી પત્નીની ઉપમામાં રહેલા શૃંગાર ભક્તિના બીજને અંકુર ફૂટ્યા નથી. હાલના જમાના સાથે સરખાવતાં વિચારનો કેટલો ધીમો વિકાસ !

ભક્તિસાહિત્યના આદિ ગ્રન્થરૂપ ગીતામાં દાસ્યભક્તિ અને સખ્યભક્તિનું સૂચન છે. અને વૈષ્ણવ શૈવ ઉભય ભક્તિ માર્ગમાં દાસ્ય ભક્તિનો પ્રચાર તો જૂના કાળથી જ જોવામાં આવે છે. દાસ્ય, સેવા અને ભક્તિ શબ્દો પર્યાય તરીકે વપરાયા છે, પણ, પાછળથી જેને માધુર્ય ભક્તિ કહેવામાં આવેલ છે. તેનો ઉલ્લેખ ઘણા કાળ સુધી ભક્તિ સાહિત્યમાં નથી મળતો. બધું વિષ્ણુની અવતાર કથાઓના પ્રચારથી એ કથાઓમાં આવતાં,

---

[1] ઋ. ઉ. માં પણ ઘણા જૂના કાળના એક મન્ત્રમાં ઇન્દ્રનો સ્પર્શ કરતી મનોવૃત્તિને પતિ તરફ ખેંચાતી પત્નીની ઉપમા આપી છે. पतिं न पत्नीरुशतीरुशन्तं स्पृशन्ति त्वा शवसावन् मनीषाः । ઋ. ૧૦–૪૩–૧

બીજા એક મંત્રમાં દેવને પોતાની તરફ આકર્ષતી વિધવા બાઈની સાથે ભક્તની સરખામણી કરી છે. ઋ. ૧૦–૪–૨ અને આ મંત્રોના આધારથી હોપ્કીન્સ જેવા વિદ્વાન શૃંગાર ભક્તિનું મૂળ વેદમાં દેખે છે. ( એપીક્સ ઑફ ઇન્ડીઆ પૃ. ૮-૯.)

અર્જુન, હનુમાન, ભરત, સુદામા વગેરે પાત્રોની રામ કૃષ્ણાદિ અવતારી પુરુષ તરફની સેવ્યસેવકભાવવાળી તથા મૈત્રીભાવવાળી વૃત્તિ જોઈને જેમ દાસ્યભક્તિ અને સખ્ય ભક્તિની કલ્પના થઈ તેમ જ નંદ યશોદાની બાળ કૃષ્ણ તરફની વાત્સલ્યભાવનાવાળી સેવા જોઈને વાત્સલ્ય ભક્તિની અને રુક્મિણી આદિ કૃષ્ણ પત્નીઓની તથા ગોપીઓની પ્રેમ વૃત્તિ જોઈને માધુર્ય ભક્તિની કલ્પના થઈ છે. પરંતુ ભક્તિના આ દાસ્ય સખ્યાદિ ભેદો ભાગવત પછી ઘણે વખતે પડયા છે. ભાગવતમાં તો નવધા ભક્તિના વર્ણનમાં દાસ્ય અને સખ્ય બેનો જ ઉલ્લેખ છે. ( ભા. ૭-૫-૩૪ ) ચૈતન્ય શિષ્યોના ગ્રન્થોમાં અને તે પહેલાં-ઘણું કરી ચૌદમા શતકમાં, રચાયેલા નારદ ભક્તિ સૂત્ર[1]માં આ ભેદો જોવામાં આવે છે, તે પહેલાંના કોઈ ગ્રન્થોમાં ભક્તિના આ પાંચે ભેદોનો નિર્દેશ થયેલો મેં વાંચ્યો નથી. ઉપમા દ્વારા ચિત્તવૃત્તિને સમજવા-સમજાવવાનો, પ્રયાસ સ્વાભાવિક છે, અને ઈશ્વર તરફ અંતર્યામીની મનોવૃત્તિ કોઈ સેવકની સેવ્ય તરફની વૃત્તિ જેવી, મિત્ર વૃત્તિ જેવી, માબાપનાં બાળક તરફના ભાવ જેવી, કે સ્ત્રીના પુરુષ તરફના આકર્ષણ જેવી હોય એમ આ ભક્તિમીમાંસકોએ માન્યું છે તે આધુનિક માનસશાસ્ત્રની દૃષ્ટિએ કાંઈ ખોટું નથી. પ્રખ્યાત માનસશાસ્ત્રી મેકડુગલ દેશપ્રેમ કે લોકપ્રેમ જેવી જેવી લાગણીઓને વાત્સલ્ય ( Parental instinct )નું પરિવર્તિત અને વિસ્તૃતરૂપ ગણે છે. પણ આ માનસશાસ્ત્રીય વિચારણાનું લંબાણ અહીં અપ્રસ્તુત છે. વૈષ્ણવ ભક્તિનું આ પૃથક્કરણ તો ઠીક ઉંડાણે આવ્યું છે. જો કે એ પ્રકારની ભક્તિ તો તે પહેલાં ઘણા વખતથી પ્રચલિત થઈ હતી એ જ સ્વાભાવિક છે અને એ ભક્તિનો પ્રચાર ઉપર કહ્યું તેમ અવતાર કથાઓએ કર્યો છે. દેવની પોતાની, એના અવતારોની તથા ભક્તોની કથાઓ ભક્તિ પોષક થઈ છે. એ માન્યતા વિષ્ણુ પુરાણના સમય પહેલાંથી પ્રચારમાં આવી હતી, અને શ્રી કૃષ્ણની કથામાં શૃંગારરસનું આલંબન થઈ શકે એવું વસ્તુ હરિવંશથી દાખલ થયું અને શ્રી ભાગવત દ્વારા એમ ઘણું મહત્વનું સ્થાન મેળવ્યું.

( અપૂર્ણ )

પોતાના અજ્ઞાનથી અજ્ઞાત રહેવું એ અજ્ઞાનીઓનો મહાવ્યાધિ છે.

એ. બી આલકોટ

1 નારદ ભક્તિસૂત્રમાં ગુણ માહાત્મ્યાસક્તિ, રૂપાસક્તિ વગેરે આ સક્તિઓ ગણાવતાં દાસ્યાસક્તિ, સખ્યાસક્તિ, વાત્સલ્યાસક્તિ અને કાન્તાસક્તિ એ રીતે દાસ્યાદિ ભેદો ગણાવ્યા છે.

# દ્વિરંગી જ્યોત

( રાગ માઢ—તાલ ગઝલ-પશ્તો )

ઝૂઝી ઝૂઝી જલે ને ધગધગે
જગે જીવનની રસજ્યોત:
જળે જળે છતાં લળી ઝગઝગે,
એવી જીવનની અમી જ્યોત !—( ધ્રુવ )

સોનલ કોડિયે અમૃત ભરિયાં,
કિરણવણી મહીં વાટ;
વેદનઝાળથી તે સળગાવી,
જળતી ઝગે જગપાટ રે !
એવી જીવનની અમીજ્યોત. ૧

અંદર અમૃતરસ ભર છલકે,
ઉપર વેદનઝાળ:
અમૃતપાન કરે તે જળે હો,
સંતોનો પંથ કરાળ રે !
એવી જીવનની અમીજ્યોત. ૨

અંધારે ઊગશે તારલા ને
કાંટે ફોરશે ફૂલ;
જળવું જગતને બાળશે ને
ઝબકી લઈ થવું ગૂલ રે !
એવી જીવનની અમીજ્યોત. ૩

દારુણ વેદના હો એ ભલે પણ
અંતરબળ છે એ જ:
વાદળવહન વિના નહીં વૃષ્ટિ ને,
અગ્નિ વિના નહીં તેજ રે !
એવી જીવનની અમીજ્યોત. ૪

ક્યાં લગી જળવું આ જીવન જાશે,
ક્યાં છે એ પ્રશ્નનું કામ ?
જ્વલન જશે તો એ જ્યોતે બૂઝાશે:
ક્યાં રહેશે જીવન નામ રે ?
એવી જીવનની અમીજ્યોત. ૫

જીવનજોગી હો ! દિલડું જળાવતો
અમૃત પીજે એ એમ !
જ્યોતિદ્વારા એ ઊડશે ને કરશે
સહુનું કલ્યાણ ને ક્ષેમ રે !
એવી જીવનની અમીજ્યોત. ૬

અરદેશર ફરામજી ખબરદાર

# ઘનશ્યામ કાં ?

( મિશ્ર ઉપજાતિ )

થયા ઘનશ્યામ હશે પ્રભુ કાં ?
ન સૂર્ય ને તારકમંડળોનો
અંગે ધર્યો ઉજ્જવલ જ્યોતિ-રંગ,
ગ્રહ્યો નહીં મંગળનો ય લાલ,
પીતાંમ્બરે સજ્જ ન તોય પીળા,
ગ્રહ્યો નહીં સ્વર્ણ પ્રભાતકેરો,

સંધ્યાતણો ના ભગવો વિરાગી,
લીલો ન લીધો વનદેવતાનો,
ન ભૂખરો ભૂતળની વિભૂતિનો:
કાં લીધ કાળો જ અપૂર્વ કાયે !
શું વિશ્વ-સંતાપ નિવારવાને
સ્વદેહ ત્યાગી નિજ પ્રાણ અર્પતા
મેઘોતણું માન વધારવાને,
ને ત્યાગના રાગતણી વસંતો
સ્વાર્થી તણા આક્રમણે વધેલા
વેરાન ખંડે પ્રગટાવવાને
દેહે વધાવ્યો ઘનરંગ કાળો !

કે વિશ્વના વાસ મહીં વસેલા
ને કામનાપોષણથી વધેલા
પાપો નિવારી શુચિતા વધારી
ભક્તોતણી સર્વ; પરંતુ 'આપકાં
ક્યાં પાપ રહેશે ?' કહીને દયાથી
નિવાસ દીધો નિજમાં જ એમને
શું રંગ તેથી બદલાઈ કાળો
થયો હરી પાવનકારી દેહનો !

હિંસા તણો દોર થઈ બધાંને
બાંધી વિનાશે ઘસડી જનાર
જે કાળ તેને જઠરે પચાવ્યો;
તેથી જ શું કાજળરંગ કાળનો
આકાશના અંગપરે જણાયો !
વા પ્રેમકેરા અવતાર એવી,
સ્વાત્માર્પણે નિત્ય મચી રહેતી
રાધાતણી લોચનતારકાની
એકાગ્રતાએ પ્રભુરૂપ પીધું:
તેથી શું સૌન્દર્ય અનાદિ કેરું
લેપાઈ . તારામણિરંગથી એ
બની ગયું શ્યામ છતાં ય કોટિ
કામો થકી યે અભિરામ આવું !

આથી જ જો શ્રીધરરંગ કાળો,
તો કાં ન લાગે ઘનશ્યામ વ્હાલો !

પૂજાલાલ

# સળિયા પાછળ

પુરુષોત્તમ ત્રિકમદાસ

## અંક ૧ લો

[ મુંબાઇ ઇલાકાની એક જેલમાંનો એક કોઠો: એક તરફ ખુલ્લી જગ્યા છે. અને બીજી તરફ પંદરેક કેદીઓને રાખવાનો એક ખંડ. ખુલ્લી જગ્યામાં ડાબે ખૂણે પાયખાનાની હાર, અને પાયખાના અને ખંડની લગભગ વચ્ચે એક પાણીની ટાંકી. ટાંકી અને પાયખાના વચ્ચે કોઠામાં અંદર આવવાનું બારણું. ખંડ જો કે પંદરેક કેદીઓને માટે જ સાધારણ સગવડથી પૂરતો થઇ શકે છતાં ય જરૂર પડતાં તેમાં ત્રીસ કેદીઓ રાખી શકાય છે. ખંડનું દૃશ્ય પહેલી દૃષ્ટિએ ચોંકાવનારૂં છે. ખંડમાં ઊંચા ઓટલાઓ કેદીઓને સુવા માટે કરેલા છે; તેને જોઇ કોઇ કબ્રસ્તાનમાં દાખલ થયાનો આભાસ થાય છે. જેલ એક રીતે કબ્રસ્તાન જ છે એટલે યોગ્ય જ કહેવાય. ખંડને ખુલ્લી જગ્યાથી સળિયાની હારથી જુદો પાડવામાં આવ્યો છે. વચ્ચે સળિયાનું બારણું. ખંડમાંના ત્રણ ઓટલા પર જાણે પોતાની કબર પર ભૂત થઇને બેઠા હોય તેમ ત્રણ સત્યાગ્રહી કેદીઓ બેસીને કાંઇ વાતો કરતા દેખાય છે. ડાબી બાજુ બેઠેલા રાધેલાલ અને તેની સામે બેઠેલા બે જણ ચંદુલાલ અને નૃપેન્દ્ર. ]

**ચંદુલાલ** : [ હસવા માંડે છે. ]

**રાધેલાલ** : શું થયું ચંદુભાઇ ?

**ચંદુલાલ** : [ હસતાં જ ] શી ગમ્મત !

**રાધેલાલ** : પણ અમને કહો તો ખરા. જેલમાં એકલા એકલા આનંદ માણવો સારો નહિ.

**નૃપેન્દ્ર** : હા, કહોને.

**ચંદુલાલ** : જુઓને રાધેલાલ, મને એક વિચાર આવ્યો.

[ ફરીથી હસવા માંડે છે ]

**રાધેલાલ** : પણ અમને કહો તો અમે પણ તમારી સાથે હસીએ.

**નૃપેન્દ્ર** : એમને વિચાર આવ્યો તેથી કાંઇ આનંદ થયો લાગે છે. ખરેખર, એવી આનંદની વસ્તુ રોજ થતી હોય તો કેવું સારું ?

**ચંદુલાલ** : જો નૃપેન્દ્ર, મને ફરી બોલાવશો ?

**નૃપેન્દ્ર** : તમને તો એટલું જ આવડે છે.

**રાધેલાલ** : શાન્તિ, શાન્તિ ! આપણે વિષયાંતર કરી રહ્યા છીએ. બોલો ચંદુભાઇ.

**ચંદુલાલ** : હું કહેવાનો નહોતો, પણ આ નૃપેન્દ્ર બોલાવે છે એટલે કહું છું. એને જ વિષે વિચાર આવ્યો.

**નૃપેન્દ્ર** : મારી ચિંતા શા માટે કરો છો ?

**ચંદુલાલ** : જુઓને, મને એ વિચાર આવ્યો કે જીવન એ કેવી વિચિત્ર વસ્તુ છે ?

**નૃપેન્દ્ર** : શી વિદ્વત્તા ! કેવી ઊંડી વિચારશક્તિ !

**ચંદુલાલ** : [ ધ્યાન આપ્યા વગર ] આ આપણા ભાઇની વાત જ જુઓ.

**રાધેલાલ** : કોની ? નૃપેન્દ્રની ?

ચંદુલાલ : હા. એમના નામથી જ શરૂ કરીએ. નામ નૃપેન્દ્ર પણ બેઠા છે જેલમાં. એમને ઝાડુ ફાઇલમાં મૂકે તો પૂરી ગમ્મત થઈ જાય.

નૃપેન્દ્ર : [ જરા ચીડાઈને ઊંડે છે. ] હા, તમારા હાથમાં હોય તો તે પણ કરો.

રાધેલાલ : [ જરા હસતો ] પણ એ તો સામાન્ય વાત છે. નામ પ્રમાણે જ બધી વસ્તુ થતી હોત તો આપણને પણ એવાં જ સરસ નામ અપાયાં હોત. અને બાકી તો આજકાલ નૃપેન્દ્રોનું સામાન્ય વસતિસ્થાન જેલ જ ગણાય. ક્યો રાજા આજે પોતાના સિંહાસને નચિંત બેઠો છે !

ચંદુલાલ : [ અટકાવીને ] એ તો બધી ઠીક વાત. જેલમાં તો આજે સૌ કોઈ આવીને બેસે છે. પણ નૃપેન્દ્ર પર તો સરકારે જુલ્મ જ કર્યો ગણાય. એમના મોભાનો વિચાર સરખો કર્યો ! આપણા જેવા વાહીઆત લોકો સાથે એમને પણ "સી" વર્ગમાં મૂક્યા.

નૃપેન્દ્ર : હા, સરકારની અક્કલને પણ શું થયું છે ! ગઈ લડત વખતે મને કલકત્તામાં સજા થઈ. છતાંય મારે ક્યાં જવું છે તે પૂછવામાં આવ્યું હતું- અને મેં કરાંચી જવાની ઇચ્છા બતાવી એટલે કરાંચી લઈ ગયા.

રાધેલાલ : અને તે પણ સ્પેશીઅલ સલૂનમાં નહીં વારુ ?

નૃપેન્દ્ર : અરે પોલિસનો ઇન્સ્પેક્ટર પણ જુદા ડબ્બામાં અને સ્ટેશને સ્ટેશને મને કંઈ જોઈતું કરતું હોય તો પૂછવા આવે.

ચંદુલાલ : શો દમામ !

રાધેલાલ : અરે, એ તો માણસ. જોઈને વાત કરે.

ચંદુલાલ : ખરચ પણ સારો જ થયો હશેને ?

નૃપેન્દ્ર : લગભગ બે હજાર.

ચંદુલાલ : અને જુઓને આજે તમને આ સડેલી જેલ અને 'સી' વર્ગમાં મૂક્યા !

[ સીપાઈ દાખલ થાય છે. ]

સીપાઈ : ચલો, ખાના લેનેકુ ચલો.

નૃપેન્દ્ર : બીજાઓને આવવા તો દો.

સીપાઈ : દુસરેકી ક્યા ફીકર કરતે હો ! ચલો, જલ્દી ઊઠાઓ થાલીપાટ.

[ ત્રણે થાલીપાટ ઉપાડીને ખુલ્લી જગ્યામાં જઈને ઊભા રહે છે. એટલામાં બીજા પાંચ જણ થાલીપાટ સાથે અને એક હારમાં જઈને ઊભા રહે છે. ] બેઠો નીચે [ બધા નીચે નમે છે. ] રખ થાલી પાટ [ થાલી પાટ મુકી દે છે. ] બેઠ જાઓ. [ બધા અકકડ બેસે છે. એટલામાં એક વૉર્ડર રોટલા અને દાળ લાવે છે અને પીરસવા માંડે છે. ]

બે ત્રણ કેદીઓ : અરે, વધારે આપો. આ કેમ પૂરું થાય !

સીપાઈ : બસ હોયગા.

પન્નાલાલ : આ રોટલા કાચા છે.

સીપાઈ : તો જેલમેં ક્યા રોટલા શીકતાં હૈં ?

નૃપેન્દ્ર : ભાઈ, જરા શીકતા હો તો શું થાય ! અમે કંઈ......

સીપાઇ : અરે ચૂપ રહો; હમ સબ જાનતે હૈ. તું બડા આદમી હય તો તેરે ઘર. ઇધર તો જેલ હૈ.

બે ત્રણ કેદીઓ : બસ થયું, હવે તારી વાતો બંધ કર નહીં તો......

સીપાઈ : નહીં તો કયા ?

કેદીઓ : આ તારો મીજાસ ઠેકાણે લાવી દઇશું.

[ કેટલાક કેદીઓ ઊભા થઇ જાય છે, એટલામાં શામજીભાઇ દાખલ થાય છે. સીપાઇ પણ એની સાથે જરા સભ્યતાથી વર્તે છે. ]

શામજી : શું છે ?

કેદીઓ : આ સીપાઇ જો જીભ ઠેકાણે નહીં લાવે તો પછી અમારે કંઇક કરવું પડશે.

શામજી : આપણને આવું બોલવું ન શોભે.

કેદીઓ : આવાઓનો દમ ખાવા અમે જેલમાં નથી આવ્યા.

શામજી : ભાઇઓ, આપણે સત્યાગ્રહીઓ છીએ તે ભૂલવું ન જોઇએ.

કેદીઓ : તો સત્યાગ્રહ કરો.

શામજી : આપણે અહીં સત્યાગ્રહ કરવા નથી આવ્યા.

પન્નાલાલ : ના, કાચા રોટલા, અને તેને સ્વાદિષ્ટ બનાવવા, સીપાઇઓની ગાળો અને ધોલ ખાવા.

શામજી : પણ આમ ઉશ્કેરાઇ જશો તો કેમ ચાલશે ? પન્નાલાલ, તમો તો સમજુ માણસ છો ને ?

પન્નાલાલ [ ચીડાઇને ]: તમે પણ સરકારની માફક ફાટફુટ પડાવી અમલ કરવાની નીતિમાં માનનારા લાગો છો.

શામજી : કેવી રીતે ?

પન્નાલાલ : મને સમજુ કહીને ફોસલાવા માગો છો, તમારી તરફ ખેંચવા માગો છો. પણ હું તો આ બધા જેવો અણઘડ જ સારો છું.

શામજી : પણ ભાઇ, આમ કેમ ચાલશે ?

ચંદુલાલ : કોણ કહે છે કે ચાલશે ?

શામજી : ચલાવવું જ પડશે.

ચંદુલાલ : પડશે એટલે !

શામજી : ત્યારે શું કરશો ?

પન્નાલાલ : અમે ફાવે તે કરીશું.

શામજી : ફાવે તે ન થઇ શકે. આપણે તો પ્રતિજ્ઞા બજાવવી જોઇએ.

પન્નાલાલ : ગાળ ખાઇને ?

શામજી : ગાંધીજીએ શું કહ્યું છે તે તમે જાણતા નથી લાગતા.

ચંદુલાલ : એ ડોસાનું નામ શા માટે વગોવો છો ?

શામજી : આપણે એના જ સૈનિક છીએ ને ?

પન્નાલાલ: ભાઇ, આ તમારું ડહાપણ બસ થયું. ગાંધીજીએ કાચા રોટલા ખાવાનું લખ્યું હોય એ મારી જાણમાં નથી.

શામજી : ના, જે થાય તે સહન કરવા લખ્યું છે.

રાધિલાલ : તે પણ નથી લખ્યું.

શામજી : ત્યારે શું લખ્યું છે ?

ચંદુલાલ : તે તો તમે જાણો. તમે વાંચી આવ્યા છો ને ?

રાધિલાલ : ગાંધીજીએ તો માત્ર જ્યાં લગણ તમને પજવવા યા તો અપમાન કરવા માટે જેલના નિયમોનો ઉપયોગ ન કરવામાં આવે ત્યાં લગણ તેનું પાલન કરવા માટે ભલામણ કરી છે.

પન્નાલાલ : પણ તે ભલામણરૂપે જ છે ને ? ગાંધીજી કંઈ બધા જ પ્રસંગોને માટે લખતા નથી. સામાન્ય વહેવારમાં શું કરવું જોઈએ તેની રેખા માત્ર જ તેઓ આપે છે.

શામજી : નૃપેન્દ્રભાઈનો શો અભિપ્રાય છે ?

નૃપેન્દ્ર : આ ' સી ' વર્ગનો મારો તો પહેલો જ અનુભવ છે. હું તો કહું છું કે આ રોટલા કાચા તો શું પણ બરાબર શેકેલા હોય તો પણ હું ન ખાઉં.

[ એટલું કહીને રોટલાને જમીન પર પછાડે છે અને ઊભો થાય છે. ]

ચંદુલાલ : કેમ ખાવું નથી ?

નૃપેન્દ્ર : મને આવું ખાવાની ટેવ નથી.

પન્નાલાલ : અને અમે તો આખો જન્મારો કાચા રોટલા ખાતાં જ કાઢયો હશે ?

નૃપેન્દ્ર : ગયે વખતે તો મને............

પન્નાલાલ : અરે ! જવાદોની એ વાત. બહુ થઈ. તમે ' એ ' વર્ગમાં હતા તે અમે જાણીએ છીએ.

નૃપેન્દ્ર : એ તમારાથી ન સમજાય.

[ ઝપાટાબંધ ચાલતો થાય છે. ]

ચંદુલાલ : આનું તો શું થવાનું છે ?

રાધિલાલ : કશુંએ થવાનું નથી. પોતાની મેળે જ ઠેકાણે આવશે.

ચંદુલાલ : ગયે વખતે ભૂલેચૂકે ' એ ' વર્ગમાં મૂકીને સરકારે એનો આખો ભવ બગાડયો. '

પન્નાલાલ : પદવીઓ આપીને સરકાર લોકોમાં ઊંચાનીચાનો ભાવ કેમ પેદા કરી શકે છે તે હવે સમજાયું, જેલના વર્ગ આપીને પણ એવી જ ભાવના પેદા કરી શકાય છે તે જોયા પછી.

રાધિલાલ : હું તો આ વખતે બધાને જ ' સી ' માં મૂકે છે તે જોઈને ઘણો જ ખુશ થયો છું.

પન્નાલાલ : કેમ, આપણા કરતાં કોઈને વધારે સુખ મળે તે નથી ખમાતું ?

રાધિલાલ : ના, તેનો સવાલ નથી. જેમને ' એ ' માં મૂકતા હતા તેમને ' સી 'માં મૂકવાથી એમને તો થોડું ભોગવવું પડશે જ, પણ સાધારણ કેદીઓને એમની હાજરીને લીધે જરાક વધારે સુખ અને સગવડ મળે એટલે.

શામજી : આપણે કાંઈ સુખ અને સગવડ મેળવવા અહીં આવ્યા છીએ ?

પન્નાલાલ : ઓ મારી મા, આ માણસ તે ક્યારે સમજશે ?

શામજી : [ જરા ચીડાઇને ] કેમ શું થયું ? જેને સુખ ભોગવવું હોય તેણે ઘેર જ બેસી રહેવું. આપણો આદર્શ, આપણો ઉદ્દેશ આપણે આમ ભૂલી જઇશું તો કેમ ચાલશે ? આપણે જે થાય તે સહેવાને માટે તો તૈયાર થઇને અહીં આવ્યા છીએ, ત્યારે પછી...

પન્નાલાલ : અરે ભાઇ, આ તમારું ભાષણ બંધ કરો. અમે બે મૂકીને બસેં કાચા રોટલા ખાઇશું, બીજું કશું ય નહિ તો તમારું ભાષણ ટાળવા. રોટલા ખાઇને બહુ તો થોડા દિવસ રેવાઇશું ત્યાં લગણ પેટમાં દુઃખશે. પણ તમારા ભાષણથી કદી પણ રેવાઇશું નહિ અને માથું દુઃખવાનું બંધ થવાનું નથી. દુઃખિયાને ડામ શા માટે આપો છો ?

શામજી : ત્યારે શું સુખની ઇચ્છાએ અહીં આવ્યા છો ?

પન્નાલાલ : અરે ભાઇ રાધેલાલ, ફરીથી સુખ કે સગવડ શબ્દોનો ઉચ્ચાર સરખો કરવો નહીં એવી પ્રતિજ્ઞા લે તો આમાંથી છૂટીએ.

રાધેલાલ : શામજીભાઇ, મેં સુખ અને સગવડ એ શબ્દોનો ઉપયોગ કર્યો તે એટલા જ પૂરતો કે લોકોને જે ફોગટની હેરાનગતિ ભોગવવી પડે છે—

ચંદુલાલ : ફોગટની એટલે જેલના નિયમોની બહારની એમ સ્પષ્ટ કરીને કહો.

રાધેલાલ : હા, એમ જ તો. એ હેરાનગતિમાંથી આપણે કંઇક અંશે મુક્ત થઇશું

શામજી : પણ આપણે કોઇ પણ હેરાનગતિમાંથી મુક્ત થવાની ઇચ્છા સરખી ન કરવી જોઇએ.

પન્નાલાલ : તો ભાઇ, તમને હેરાનગતિ જ જોઇતી હોય તો જેલરને કહીને દંડાબેડી અને સાથેસાથે ગુણપાટનાં કપડાં માગી લો ને.

ચંદુલાલ : અને તેટલાથી જો સંતોષ ના થાય તો પથ્થર ફોડવા જાઓ અને કાંઇ રોટી પર ગુજારો કરો અને એનાથી જ તમારા આત્માને સંતોષ થશે.

[ એટલામાં એક કેદી દાખલ થાય છે. જમણા હાથમાં થાળીપાટ અને એક નાની ઝોળી જેમતેમ ઝાલી છે; અને ડાબે હાથે પયારીને શરીર સાથે દબાવી પડતી અટકાવવાને લગભગ સફળ પ્રયત્ન કરી રહ્યો છે. બધા જમવા બેઠા છે તેમની સામે જોતો ઊભો રહે છે. ]

નવો કેદી : કેમ ભાઇઓ, શું ચાલે છે ? રોટલા ખાઇ ખાઇને, કેમ સ્વરાજ લેશો ?

[ બધા હસવા માંડે છે. શામજી જ માત્ર ગંભીર દેખાય છે. રાધેલાલ અને ચંદુ ઊઠીને તેની પાસે જાય છે. ]

રાધેલાલ } તમે પણ અહીં આવી પહોંચ્યા ?
ચંદુલાલ } તમે અહીં ક્યાંથી શાન્તિલાલ ?

શાન્તિલાલ : હા, હું પણ આવી પહોંચ્યો; પણ કેમ આવી પહોંચ્યો તે તો બહુ લાંબી વાત છે. પણ આ બોજો હવે વધારે વાર સહન નથી થતો. ક્યાં મૂકું ?

રાધેલાલ : અંદર ચાલોને. [ ત્રણે ય અંદર જાય છે ] મેંશો વચ્ચેનો ઓટલો ખાલી છે ત્યાં મૂકો,

શાન્તિલાલ: ઓ પ્રભુ ! હું આ શું જોઈ રહ્યો છું ! [ પથારી વગેરે ઓટલા ઉપર મૂકીને ખુબ જોરથી આંખો ચોળવા માંડે છે ]

ચંદુલાલ : કેમ શું થયું ?

શાન્તિલાલ: હું જીવતો છું કે મુએલો ? ( પોતાને ચીમટા ભરવાનો ઢોંગ કરે છે ] ભાઈ, તમે જરા મને ચીમટા ભરો અને જીવતો હોઉં તો ખબર પડે, કે મને જેલમાં મોકલવામાં આવ્યો છે કે કબ્રસ્તાનમાં ?

[ બધા જ હસવા માંડે છે, શામજી અને પન્નાલાલ અને બીજા ત્રણ કેદીઓ ખંડમાં દાખલ થાય છે. ] શું ખરેખર તમે આના ઉપર સુઓ છો ?

રાધેલાલ : જમીન પર સુવા કરતાં સારું છે.

શાન્તિલાલ: અરે સારું તો ઠીક પણ આની પર ઊંઘ જ કેમ કરીને આવે ? ભાળે કબરો પર ભૂતો ન સુતાં હોય એવા વિચારોમાં હું તો બીકથી જ મરી જવાનો છું.

ચંદુલાલ : જેલમાં બધું જ કેમ સહી લેવું તે આપણા શામજીભાઈ તમને શીખવશે. આ શામજીભાઈ અને આ ભાઈ પન્નાલાલ. આ ભાઈ ખરે દક્ષણી છે. અને આ ભાઈ પ્રેમચંદ અને આ રામચંદ્ર.

શાન્તિલાલ: આ બધા આ જ કબ્રસ્તાનનિવાસી ભૂતો છે ! અને નૃપેન્દ્ર પણ અહીં જ છે ? હજી જીવતો છે કે ?

ચંદુલાલ : હાલમાં તો એટલા જ છે. શામજીભાઈ બીજા ખંડમાં છે. તમે બધા શાન્તિલાલભાઈને નામે તો ઓળખતા જ હશો ?

રાધેલાલ : તમારે ખાવું છે ને ?

શાન્તિલાલ: હું ભૂખ્યો લાગું છું ? ભૂખ્યો હોઉં તો આટલી વાતો કરવા જીવતો પણ રહું ? અહીં તો કાચા રોટલા જ મળશે એવી ખાતરી હોવાથી રસ્તામાં સારી પેઠે ખાઈ લીધું.

શામજી : તમને ચણાકુરમુરા તો આપ્યા જ હશે ?

શાન્તિલાલ: હા, પણ મેં તે ખાધા નથી.

[ બેસે છે. બધા તેની આસપાસ બેસે છે. ]

શામજી : ત્યારે તમે બીજું શું ખાધું ?

શાન્તિલાલ: દાળ ભાત, રોટલી, ત્રણ શાક, ચાર અથાણાં, દહીં, શરબતનું પાણી અને હા, મીઠાઈ, એટલું ખાધું અને ધૂમ્રપાન પણ રસ્તામાં ચીમનીના માફક કર્યું છે.

શામજી : પણ તમે આ ઠીક કર્યું. !

શાન્તિલાલ: [ શામજી તરફ માથેથી પગ સુધી નજર નાંખીને ] ત્યારે શું ખોટું કર્યું ? વરસ દહાડો ફર્યો તો ખાવો જ છે તેરવામાં આવો સરસ લાગ આવ્યો તે કોણ જતો કરે ? અને છેલ્લા બે મહીનામાં આ ચોથી વાર આવો લાગ આવ્યો.

પન્નાલાલ : તે કેવી રીતે ?

શાન્તિલાલ: જે જેલમાં જાઉં ત્યાં પંદર દિવસથી વધારે મને સંઘરતા જ નથી.

ચંદુલાલ : એટલે આ તમારી ચોથી જેલ ?

શાન્તિલાલ: ના પાંચમી. હવે અહીંથી જો કાઢે તો મદ્રાસ ઇલાકાની જેલો જોવાનું થશે. અને મારી સજા પૂરી થયા પહેલાં હિંદુસ્તાનની બધી જ જેલોનો હું માહીતગાર થઇશ એવી આશા છે. ઘણે જ ઓછે ખરચે સરકારે મારી 'રોયલ જેલ કમીશન' તરીકે નીમણૂંક કરી હોય એવું લાગે છે.

રામચંદ : તમારા અનુભવો જાણવા જેવા હશે.

શાન્તિલાલ: તેનો હું રિપોર્ટ લખવાનો જ છું.

ખરે : પણ તમે આટલું બધું શું કરી નાંખો છો કે તમને ઘડીઘડી ખસેડે છે ?

શાન્તિલાલ: પહેલી બે જેલોમાં તો કંઈ વિશેષ કર્યું નહોતું. અને પછી જ્યારે મેં જોયું કે એમને જરાક કંટાળો આપ્યો કે એક જેલમાંથી બીજી જેલમાં મોકલાવી આપે છે ત્યારે જરાક એમને કંટાળો આપ્યો એટલે થઇ બદલી. અને હવે તો મને દેશમાંની બધી જેલો જોવાનું મન થઈ આવ્યું છે. એટલે કોઇ ઠેકાણે રહેવું જ ગમતું નથી.

[ બધા હસે છે. ]

પન્નાલાલ : પણ તમે કર્યું શું તે તો કહો.

શાન્તિલાલ: પહેલી જેલમાં તો 'ડિચલ થાલીપાટ' અને અધુકડે બેસવાની ના પાડી અને એ બાબતમાં મક્કમ રહેવાથી કાઢયો, કારણ મારા સાથીઓએ પણ તેમ કરવા સારૂ ના કહી. એમને આશા હતી કે મને ત્યાંથી કાઢીને બીજાઓને બીવરાવશે. પણ ત્યાંના સમાચાર તો એવા છે કે જે વસ્તુઓ હું માન્ય કરતો હતો તે પણ એમણે કરવાની ના પાડી. બીજી જેલમાં એ પંચાતો ઊભી થઇ જ પણ સાથેસાથે અમારો કામનો પણ સવાલ ઊભો થયો.

[ નૃપેન્દ્ર દાખલ થાય છે. ]

રામજી : તમે કામ કરવાની ના પાડી ?

શાન્તિલાલ: ના પાડી ? હા એક રીતે ના જ પાડી. એમની પાસે કોઇ જાતનું કામ જ ન હતું એટલે અમને અમારા કોઠામાંથી બીજા કોઠાની ખુલ્લી જગ્યામાં જઇને બેસાડતા. આવી રીતે દહાડામાં આઠ કલાક તડકામાં બેસી રહેવું એ જ અમારું કામ હતું એટલે મેં જરા કહ્યું કે ભાઇ, અમને બેસાડી જ રાખવા હોય તો છાંયડે બેસાડો અને તડકે બેસાડવા હોય તો કામ આપો. બીજાઓ પણ મારા મતમાં ભળ્યા.

નૃપેન્દ્ર : હું તો પાંચ મિનિટ પણ તડકે બેસું તો મારું તો માથું જ ફેરી આવે. ગયે વખતે તો અમને 'એ' વર્ગમાં બપોરે તાપ ન લાગે માટે ખસની ટટ્ટીઓ બાંધી આપી હતી.

ચંદુલાલ : અરે ભાઇ, એ વાત પાછી છેડીને કાં તમારો અને મારો જીવ બાળો છો ? ગઇ ગુજરી ભૂલી જાઓ.

શાન્તિલાલ: કેમ છે નૃપેન્દ્ર, મઝામાં તો ખરા જ !

નૃપેન્દ્ર : અહીં તો શી મઝા કરવાની હોય ? હા, ગયા વખતની વાત જ જુદી હતી.

શાન્તિલાલ: આ ચંદુભાઇ કહે છે તેમ એ વાત જ ભૂલી જાઓ.

નૃપેન્દ્ર : ભુલી તે કેમ જવાં ! સરકાર તો આપણું હડહડતું અપમાન કરે છે. ગમે તે યુરોપીઅન હોય તો તેને 'બી' વર્ગ આપે છે અને તમને ને મને 'શી'.

શાન્તિલાલ: અરે યુરોપીઅનો તો આ દેશના રાજા છે. એમને માટે તો જેલોમાં પણ સગવડ હોવી જ જોઇએ. તમે ને હું કોણ ! પણ એ વાત જવા દો.

શામજી : ભાઇ, તમે ઠીક ન કર્યું !

શાન્તિલાલ: શાનું ઠીક ન કર્યું.

શામજી : તમને તડકે બેસાડે કે છાંયડે બેસાડે એ આપણે સરખું જ સમજવું જોઇએ.

શાન્તિલાલ: જરા તડકે બેસી તો જુઓ. પણ કામ આવે તો અમે તડકે પણ બેસવા તૈયાર હતા.

ચંદુલાલ : શામજીભાઇનું એમ માનવું છે કે જેલમાં તો આપણી સાથે એ ગમેતેમ વર્તે તો પણ આપણે તો સહી જ લેવું.

શાન્તિલાલ: હું જેલમાં આવ્યો છું તે આસાયેશ લેવા નહીં કે ગમે તે સહી લેવા. હું બહાર માણસ હોવાનો દાવો કરું છું તેને હું જેલમાં પણ જતો કરતો નથી. અમે માણસાઇ તો પશુઓ પાસેથી પણ માગીએ છીએ.

પન્નાલાલ: પછી શું થયું તે તો કહો–આ શામજીભાઇને કાટલે આપણું વજન ન થાય.

શાન્તિલાલ: થાય શું ! બીજે દહાડે મને ત્યાંથી 'ટ્રાન્સફર' કર્યો અને ત્રીજી જેલ જોવાની અને સુધારવાની તમારા સેવકને તક આપી.

રાધેલાલ : ત્રીજી જેલમાં કેટલા દિવસ કાઢ્યા ?

શાન્તિલાલ: ત્યાંનું વર્તન પણ કાંઇ સારું ન હતું. પણ સુપરિટેન્ડન્ટ કાંઇક સારો માણસ હતો એટલે પંદર દહાડા રહ્યો. ત્યાં તો કહેતાં જ પરેડ ઓછી થઇ અને તડકે બેસવાનું પણ ન હતું.

અરે : ત્યારે શું થયું ?

શાન્તિલાલ: અહીં તો 'ઇન્ટરવ્યુ'ની રીત પર મતભેદ થયો. ઇન્ટરવ્યુ જાણે આપણે ઝુનાં જાનવરો ન હોઇએ તેમ સળીઆની પાછળ લેવાનો હતો તેની સામે વાંધો ઉઠાવ્યો.

શામજી : પણ એ તો કાયદો છે.

શાન્તિલાલ: તમે જોયો છે ?

શામજી : હમેશ એવું જ કરે છે.

શાન્તિલાલ: હમેશ તો ઘણું ય કરે છે તેથી શું થઇ ગયું ! મેં કાયદો જોયો છે. તેમાં તો માત્ર સુપરિટેન્ડન્ટને યોગ્ય લાગે એવી જગ્યા ઇન્ટરવ્યુ માટે મુકરર કરવી એમ છે.

શામજી : તો એમને યોગ્ય લાગ્યું તેમ કર્યું.
શાન્તિલાલ: એમને તો આવતી કાલે તમને પેટ પર ચલાવવાનું યોગ્ય લાગશે, તે કરશો ?
[ શામજી જરા મુંઝાયલો દેખાય છે. ]
પન્નાલાલ: એ તો એ પણ કરે.
નૃપેન્દ્ર : ગયે વખતે તો સુપરિન્ટેન્ડન્ટની ઑફિસમાં સરસ સગવડ કરીને મને ઇન્ટરવ્યુ મળતો.
ચંદુલાલ : પાછી એ જ વાત કરી ! પછી ઇન્ટરવ્યુનું શું થયું !
શાન્તિલાલ: સુપરિન્ટેન્ડન્ટે વાત ન માની.
રામચંદ્ર : એ હિન્દી હતો કે અંગ્રેજ ?
શાન્તિલાલ: કમનસીબે હિંદી હતો. હિંદીઓને જ સમજાવવા બહુ મુશ્કેલીઓ રહેલી છે. એ બીચારા બ્હીતા ધ્રુજતા રહે છે કે રખેને મારી નોકરી જતી રહે, રખેને કોઇ ચાડી ખાય, એટલે ઘણી વાર સાદી વાતોમાં પણ આપણી સાથે સહાનુભૂતિ બતાવતાં ડરે છે.
ખરે : બીજી જેલોમાં આ સવાલ ઊભો કર્યો હતો ?
શાન્તિલાલ: હા, અને દરેક જગ્યાએ એમની પદ્ધતિમાં ફેરફાર કરવા કબુલ્યું હતું. પણ અહીંના બંધુ એકના બે ન થયા અને આપણા ભાઇઓ પણ મક્કમ રહ્યા. એનો શો ઉપાય કરવો તેનો વિચાર ચાલી રહ્યો હતો તેટલામાં તો ફરીથી 'ક્વિક માર્ચ.'
પન્નાલાલ : અને છેલ્લી જેલમાં શું થયું ?
શાન્તિલાલ: સરકારને બહુ નાણાંની તંગી છે એમ માનીને, ત્યાંના સુપરિન્ટેન્ડન્ટે ખર્ચ બને તેમ ઓછો કરવાનો પ્રયત્ન કરવા માંડયો. બીજા કશામાં તો ઓછો થઇ શકે નહિ એટલે એમણે ખાધા ખરચમાં અને ઇસ્પીતાલની દવામાં કાપકુપ કરવા માંડી. શાકને બદલે ઘાસ આપવા માંડયું. અને દવાને બદલે પાણી. એની પાસે આયોડીન અને સોડા-બાઈ-કાર્બનો જથ્થો હતો. એટલે ગમે તે રોગપર એ જ આપવા માંડયું. એટલે તકરારનું મૂળ તો હું ગયો તેના પહેલાં જ હતું. આખરે ઘાસને બદલે શાક મળ્યું પણ તે પાંચ દિવસ ફેંકી દીધા પછી. પણ મને તો માર્ચિંગ માર્ક્સ જ મળ્યા અને હું હવે તમારી સેવામાં હાજર થયો છું.
[ ઝોળા ઊંચકીને તેમાંથી કાંઇ કાઢે છે ] ભાઇઓ, આ આપણી પ્રથમ ભેટ યોગ્ય રીતે ઊજવવી જોઇએ એમ નથી લાગતું ?
ચંદુલાલ : અહીં તો પાણી છે, અને તે પણ ઠંડું નહિ ?
શાન્તિલાલ: પાણીની પછી જરૂર લાગશે. હમણાં તો આ પેંડા લાવ્યો છું, તે લો.
પન્નાલાલ, રામ, ખરે: [ સાથે જ બોલતાં ] પેંડા !

કેવું સરસ !

કેવી રીતે લાવ્યા ?

શાન્તિલાલ: ઝોળામાં મૂક્યા હતા અને દરવાજા પર ઝોળીમાં તો મારો સાધારણ

સામાન હશે એમ સમજી કોઈએ તપાસી નહીં એટલે હું પણ ખાસ બોલ્યો નહિ. [ બધાને આપે છે, શામજીને આપવા જાય છે. ]

શામજી : ભાઈઓ, તમે આ શું કરી રહ્યા છો !

શાન્તિલાલ : પેંડા ખાઈ રહ્યા છીએ. તમે નહિ લો ?

[ શામજી મોઢું ફેરવીને એક ખૂણામાં જાણે કોઈ મોટી આપત્તિ આવી ન પડી હોય તેમ પોતાના બન્ને હાથોમાં માથું મૂકીને બેસે છે. ] ઓ હો હો !

ચંદુલાલ : શું થયું !

શાન્તિલાલ : રસ્તામાં પીવાની સીગારેટ લીધેલી તેમાંની એક રહી ગઈ લાગે છે કોઈને પીવી છે ! લાવો ત્યારે આમાં જો દીવાસળીની પેટી રહી ગઈ હોય તો સળગાવું

[ ઝોળામાંથી પેટી કાઢે છે અને સીગારેટ સળગાવે છે. ]

શામજી : ભાઈ, આ શું કરો છો ! તમે જેલના કાયદાનો ભંગ કરી રહ્યા છો.

શાન્તિલાલ : એમ ! હું નહોતો જાણતો.

શામજી : ત્યારે હવે જાણ્યો છો, તો એ ફેંકી દો.

શાન્તિલાલ : ફેંકી દઉં ! શું આ સીગારેટ ! હું જેલમાં છું, બાકાની ઇસ્પીતાલમાં નહિં. વરસ દહાડો ફરીથી પીવાને નથી મળવાની તેને ફેંકી દઉં ! અને કાયદાની વિરુદ્ધ છે એ સાંભળીને તો એમાં કંઈ ઓર જ મિઠાશ લાગે છે.

[ બે ત્રણ દમ લે છે. ]

શામજી : ત્યારે તો મારે ઉપવાસ જ કરવાનો રહ્યો.

પન્નાલાલ : આપણે બધાને જ કરવાનો રહ્યો.

શાન્તિલાલ : આ પન્નાલાલ કહે છે તે ખરું છે. જેલમાં તો આપણે હમેશ ઉપવાસ જ કરીએ છીએ. ત્યાં હવે રહ્યો ક્યાંથી !

નૃપેન્દ્ર : અરે, મારા મોંઢામાં તો એક કોળીયો પણ નથી જતો.

ચંદુલાલ : ગયે વખતે તમે 'એ' વર્ગમાં હતા ત્યારે કેમ થતું !

નૃપેન્દ્ર : ત્યારે તો જે જોઈએ તે મળતું. કહેવાની જ ખોટ. શાન્તિભાઈ, તમે આ ખોરાક ખાઈ શકો છો ! તેમારા જેવાને તો ભૂખ્યા જ રહેવું પડતું હશે.

શાન્તિલાલ : ભાઈ, હું જેલનો એક જ કાયદો માન્ય રાખું છું અને તે એ કે જ્યારેજ્યારે કોઈ પણ પદાર્થ જેને જેલમાં ખાવાના પદાર્થો ગણ્યા છે, તે મારી સામે મૂકવામાં આવે ત્યારે તેને મારો પરમ ધર્મ સમજીને ખાઈ લેવો. શામજીભાઈ, તમે જેલના કાયદાના હિમાયતી થઈને ઉપવાસની વાત કરો છો એ જોઈને મને તો અજાયબી જ લાગે છે. ઉપવાસ કરવો એ જેલના કાયદા વિરુદ્ધ એક ભયંકર ગુનો ગણાય છે તે જાણો છો !

શામજી : ખરેખર !

શાન્તિલાલ : વિશ્વાસ ન હોય તો જેલ મેન્યુઅલ મંગાવીને તમારી ખાત્રી કરાવી આપું.

[ શામજી વિચારમાં ડૂબાય છે. ]

**પન્નાલાલ** : કેમ, શામજીભાઈ, શો વિચાર કરો છો ? અમારા પાપનું પ્રાયશ્ચિત કરવા ઉપવાસ કરીને આ બીજા પાપમાં પડવું છે.

**ચંદુલાલ** : આ તો ધર્મસંકટ જ કહેવાય.

**રસિકલાલ** : ત્યારે ઘણી વાર બીજો કોઈ રસ્તો ન હોય અને આપણે ઉપવાસ કર્યે જ છુટકો હોય એવા પ્રસંગે આપણા ઘણા ભાઈઓ ઉપવાસ કરે છે તેનું શું ?

**શાન્તિલાલ**: ત્યારે પણ જેલનો ગુનો તો થાય જ છે. પણ તેવે પ્રસંગે બીજી આપત્તિઓ મટાડવાને માટે આપણે જાણી જોઈને એ ગુનો કરીએ છીએ. શામજીભાઈને જેલે કંઈ કર્યું નથી એટલે જેલની સામે એ કાયદાનો ભંગ કેમ કરી શકે ? મારી સામે જે કરવું હોય તે કરે !

**પન્નાલાલ** : તમારી સામે શું કરી શકે ?

**શાન્તિલાલ**: જેલરને જઈને કહે કે મેં તમને મિઠાઈ ખવડાવી અને સિગારેટ પીધી.

**ખરે** : પણ શામજીભાઈ, એનાથી તો માત્ર શાન્તિલાલને સજા થશે, તમને શો ફાયદો થવાનો છે ?

**રામચંદ્ર** : હા, એનાથી શું થવાનું છે ?

**શાન્તિલાલ**: ભાઈઓ, એમના આત્માને એમ કર્યાથી શાન્તિ થતી હોય તો કહેતા હોને. મને સજા થાય તો તેમાં વાંધો નથી પણ પેલા ઓફિસના કલાર્ક અને સીપાઈ જેને હું આ પેંડા અને સીગારેટ કાઢી આપતાં ભુલી ગયો અને જેમણે ઓળી તપાસ્યા વગર અંદર લાવવા દીધી તેનું શું થશે ? બીચારાઓની નોકરી જશે.

**પન્નાલાલ** : શામજીભાઈ તેમનો પણ વિચાર કરવો જોઈએ.

**શામજી** : સત્ય બોલવાથી એનું પરિણામ શું આવશે તે આપણે જોવાનું નથી.

**ચંદુલાલ** : પણ તમને કોઈ પૂછવા આવે ત્યારે સત્ય કહેજો. આ સી. આઈ. ડી. ના ઇન્ફોરમરનું કામ કરવાની કાંઈ જરૂર નથી.

**પન્નાલાલ** : તમને કોનવિક્ટ ઓવરસીયરનો પટો આપે ત્યારે રીપોર્ટ કરવાનો તમારો ધર્મ થશે, સમજ્યા નહિ.

**રસિકલાલ** : [ હસતા ] પણ પટો પહેર્યાથી કંઈ ધર્મમાં ફેર પડવાનો છે ! પણ એ જવા દો. શાન્તિભાઈ, તમે ખાવાની બાબતમાં જેલનો કાયદો પાળવો એમ માનો છો ત્યારે ઉપવાસનો પ્રસંગ આવે શું કરો ?

**શાન્તિ !** : તે પ્રસંગ કેવો છે તેના પર આધાર. પણ જરાજરામાં અમે ઉપવાસ કરીશું એવી જે વાતો જેલમાં આપણે કરીએ છીએ તેની સાથે મને જરા ય સહાનુભૂતિ નથી. ઉપવાસને આપણે અંતિમ ઉપાય તરીકે રાખીશું. બાકી નાની બાબતોમાં તો જેલના અમલદારો સાથે લડવાથી, અને એમના કાયદાઓનું ઉલ્લંઘન કર્યાથી જ ફાયદો થાય છે એ મેં જોયું છે. [ એક સીપાઈ દાખલ થાય છે. ]

**સીપાઈ** : જેલર સાહેબ આતે હૈ ચૂપ હો જાવ.

**પન્નાલાલ** : તું જ ચૂપ બેસ ને. [ જેલર દાખલ થાય છે. પાંત્રીસ વર્ષનો સાધારણ કદનો અને પોતાને બાહોશ માનનારો માણસ છે. ]

જેલર : કેમ શું ચાલે છે ?

પન્નાલાલ : પુરાઈ જવાની તૈયારીઓ.

શાન્તિલાલ: અને તેટલામાં મારા આગમનની ઉજવણી.

જેલર : [ હસીને ] અહીં તે શી ઉજવણી થાય ? [ શામજી આગળ કાંઇ બોલવા જાય છે. ]

શાન્તિલાલ: આ શામજીભાઇ તમને કહેવા આતુર દેખાય છે. પણ હું જ કહું, માત્ર અભયદાન મળવું જોઇએ. મને સજા કરવી હોય તો કરજો. પણ કોઇ નિર્દોષ માણસ વચ્ચે ન કચડાઇ જાય તેની ખાતરી જોઇએ.

જેલર : પણ તમે આવ્યા જ હમણા ને તેટલામાં એટલું બધું તે શું કરી નાખ્યું !

શાન્તિલાલ: ખાતરી આપો તો કહું, નહિ તો આ શામજીભાઇ કહેવા આતુર છે તે સાંભળો.

જેલર : ખાતરી આપું છું તમે જ કહો. [ કહીને એક કબર પર બેસે છે. ] બેસોને બધા.

શાન્તિલાલ: ઘણી જ સાદી વાત છે. રસ્તામાં ખાવાને માટે મેં થોડા પેંડા લીધેલા અને પીવાને માટે સીગારેટ લીધેલી, તેમાંથી લગભગ દોઢશેર પેંડા અને એક સીગારેટ બચેલી. ઝાંપા પર તમારા ક્લાર્કે અને સીપાઇએ ઝોળીમાં શું છે એમ પૂછ્યું પણ મેં દંતમંજન વગેરે વસ્તુઓ છે એવી ખાતરી આપ્યાથી તપાસી નહીં. અંદર પેંડા અને એક સીગારેટ રહી ગઇ હતી તે હું ભૂલી જ ગયો હતો. એ પેંડા બધાને વ્હેંચી નાખ્યા અને સીગારેટ હું પી ગયો. એનાથી વધારે ઉજવણી શી હોઇ શકે ?

જેલર : એકાદ પેંડો મારે માટે રાખ્યો છે કે નહિ ?

શાન્તિલાલ: તમે જરાક મોડા આવ્યા. મારે માટે છેલ્લી જેલમાંથી કંઇ શેરો આવ્યો છે કે નહિ ? બાકી શું લખ્યું હશે તે તો હું હમણાં જ કહી શકું.

જેલર : ના, કાગળીઆ જોયાં નથી. કેમ કંઇ તકરાર થઇ હતી.

શાન્તિલાલ: હું તકરારોથી નાસનો ફરું છું. બહુ જ થોડા માણસોમાં નામ પ્રમાણે ગુણો હોય છે. એ થોડામનો હું એક છું એમ હું માનું છું. શાન્તિને એટલો બધો ઉપાસક છું કે ઘણીવાર જોવા જેવાં યુદ્ધો જામશે એવા પ્રસંગોએ વચ્ચે પડી એ યુદ્ધો અટકાવી આસપાસ જોવા ભેગા થયેલાં ટોળાંને નિરાશ કર્યાં છે.

જેલર : ત્યારે તમારી વિરુદ્ધ શેરો શા માટે આવે ?

શાન્તિલાલ: એ તો બધા સુપરીન્ટેન્ડન્ટોની પ્રથા જ દેખાય છે. કોઇ પણ એવો નથી જોયો કે જેણે મને ટ્રાન્સફર કરતી વખતે બે સભ્ય શબ્દો લખ્યા હોય.

જેલર : પણ તમને સજા તો લગભગ બે મહીના પર જ થઇને ?

શાન્તિલાલ: હા.

જેલર : તેટલામાં તમે કેટલા સુપરીન્ટેન્ડન્ટો જોયા ?

શાન્તિલાલ: અહિં પાંચમા જોવાના મલશે.

૬

જેલર : પણ આટલા બધા ટ્રાન્સફરનું શું કારણ ?

શાન્તિલાલ : કારણ ! કારણ કેટલાક નાના સુધારાઓ હું એમને સૂચવું એટલું જ. એમને લાગે કે એવા સુધારા કર્યાથી જેલના નિયમોનું ઉલ્લંઘન થશે અને ડિસિપ્લિનની તો ધૂળધાણી થશે.

જેલર : પણ અમારે તો કાયદા પ્રમાણે કામ કરવાનું રહ્યું ને ?

શાન્તિલાલ: ખાવાનું ખરાબ હોય તે સુધારવું એ કાયદા વિરુદ્ધ છે ? લોકોને વગર કામે કલાકો સુધી તડકામાં બેસાડી મૂકતાં હોય તેમને કહેવું કે કામ આપો અને છાંયડે બેસાડો એ કાયદા વિરુદ્ધ છે ? તમે અમને મળવા આવેલાઓને જેલની બહાર ઊભા રાખી અમને સળીઆ વચ્ચેથી બોલવો દો તે જૂને આજતી વર્તણૂક બંધ કરાવીએ તે જેલના નિયમોની વિરુદ્ધ છે ? કોઈ લખેલા નિયમોની વિરુદ્ધ હોય એવું હું જાણતો નથી. બાકી એક નિયમની તો જરૂર વિરુદ્ધ છે.

જેલર : તે કયો નિયમ ?

શાન્તિલાલ: જેલનો મોટામાં મોટો નિયમ-કેદી જોડે માણસાઈથી ન વર્તવાનો.

જેલર : પણ અહીં તમને એવું નહીં મળે.

શાન્તિલાલ: તે તો જોયા પછી કહી શકું.

જેલર : પૂછી જુવો આ બધાને. કેમ શું લાગે છે ?

રાધેલાલ : શાકમાં ઘણો જ સુધારો થવા લાયક છે.

પન્નાલાલ : ઘણો સુધારો ? એ શાક સુધરી શકે એવું જ નથી.

ચંદુલાલ : જેલર સાહેબ, એ તદ્દન ખરી વાત છે. શાકને માટે તો બીજી ગોઠવણ કરો તો સારું. હવે તો નથી ખવાતું.

પન્નાલાલ : એ ખાવા માટે જ નથી. એ શાકને નામે આવતી વસ્તુ જોઈને શાક જેવી વસ્તુ હોય છે એ આપણને યાદ અપાવવા માટે જ એનો ઉપયોગ છે.

ચંદુલાલ : હા, એ તો અમને ટળવળાવવા જ ઉપયોગી છે.

ખરે : અને રોટલા પણ દાઝ્યા જ હોય છે.

શાન્તિલાલ: ચાલો.

જેલર : એ તો આપણે ઠીક કરી દઈશું.

રાધેલાલ : તમે રોજ તો હવા કરો છો. અમારી ધીરજની પણ હદ હોય.

નૃપેન્દ્ર : આ ખાવાનું જોઈને જ મને તો ઓકારી આવે છે. ગયે વખતે......

ચંદુલાલ : જ્યારે તમે 'એ' વર્ગમાં હતા ત્યારે. શા માટે એ વાત યાદ કરીને તમારું ને અમારું પેટ બાળો છો ?

જેલર : ગયે વખતે તો શાન્તિલાલ પણ 'એ' વર્ગમાં હતા. આ વખતે તમને 'સી' માં કેમ મૂકયા ?

શાન્તિલાલ: કેમ મૂકયો તે તો હું ન કહી શકું. પણ મૂકયો તે સારું કર્યું એમ હું જરૂર કહી શકું.

જેલર : તે કેમ ?

શાન્તિલાલ: જેલ એ શી વસ્તુ છે એ જોવાનું મળ્યું અને એનો સુધારો કરવાના પ્રયત્નો કેટલા નિષ્ફળ હોય શકે તેનો અનુભવ મળ્યો.

જેલર : શામજીભાઈ, કેમ કંઈ બોલતા નથી ?

પન્નાલાલ : એ તો શાન્તિભાઈનાં પાપનું પ્રાયશ્ચિત્ત કરતા લાગે છે.

જેલર : આ શામજીભાઈનો સ્વભાવ મને તો બહુ જ ગમે છે. જેલમાં આવ્યા એટલે ગમે તે દુઃખ સહેવું જ જોઈએ એવું મન જો બધા રાખે તો કોઈને અડચણ ન આવે.

શાન્તિલાલ: જુઓ અમે અગવડ ભોગવવા તો આવ્યા જ છીએ, પણ દુરસ્ત થઈ શકે એવાં દુઃખો ભોગવવા આવ્યા છીએ, એમ માનતા હો તો ભૂલ છે. અમે જેલમાં આવ્યા છીએ તે માત્ર બહાર જઈને વધારે લડવાનું જોર આવે એટલા જ માટે; અમે દુઃખથી મુંઝાતા નથી અને સુખની ખાસ અપેક્ષા કરતા નથી. પણ તેથી દુઃખને સુખ માનનારા છીએ એમ ધારી લેવાની જરૂર નથી. કેટલાક એવા હોય છે; પણ તેમને normal ન જ કહી શકાય.

જેલર : પણ જેલના કાયદાઓ તો તમે માન્ય રાખો છો.

શાન્તિલાલ: ના, તે પણ બધા તો નહીં જ. અપમાનકારક યા તો હેરાનગતિને માટે જ હોય એવા કાયદા તો માન્ય જ ન થઈ શકે.

પન્નાલાલ : શાન્તિભાઈ, બીજી જેલોમાં બહાર કામને માટે લઈ જતા હતા ?

શાન્તિલાલ: સમગ્ર બધે જ,

પન્નાલાલ : અને જેમને લઈ જતા તેમને પગે બેડીઓ નાંખીને ?

શાન્તિલાલ: ના, કોઈ ઠેકાણે નહીં.

શાપીલાલ : અહીં તો તેવું કરવામાં આવે છે.

જેલર : એ તો કાયદો જ છે તેમાં હું શું કરી શકું ?

મકુલાલ : ત્યારે બીજી જેલોમાં કેમ કરે છે ?

શાન્તિલાલ: બીજી જેલોમાં એ કાયદો સત્યાગ્રહીઓને માટે નથી બનાવવામાં આવ્યો એવું ભાન હોય છે તેથી કરીને.

જેલર : પણ અમને તો ચોકખો સરક્યુલર આવ્યો છે કે બધા કેદીઓને સરખા જ ગણવા.

શાન્તિલાલ: અને અહીં બધાએ બેડીઓ પહેરી ?

પન્નાલાલ : કોઈ પહેરત નહોતું પણ આ શામજીભાઈને સમજાવ્યા એટલે પહેરી.

શાન્તિલાલ: એમ ! ત્યારે એમને આપણે ફરી સમજાવવા પડશે. પણ તેની જરૂર જ પડશે નહિ એમ હું માનું છું. બીજી જેલોમાં એવું કરતા નથી એ જાણ્યા પછી અહીં એ જરૂર કાઢી નાખશે. કેમ જેલર સાહેબ ?

જેલર : સાહેબને કહી જોજો.

**રાધેલાલ** : શાન્તિભાઇ, તમે ફરી 'ક્વિકમાર્ચ' ની તૈયારીઓ કરવા માંડી.

[ સીપાઇ દાખલ થાય છે અને જેલરને સલામ કરે છે. ]

**સીપાઈ** : બડે સાહેબ આયે હૈં ઔર આપકો બુલાતે હૈં.

**જેલર** [ ઉઠીને ]: એ તો બધું ઠીક થઇ રહેશે. [ જાય છે ]

**રાધેલાલ** : કેમ અમારા જેલર વિષે શું ધાર્યું ?

**શાન્તિલાલ**: એ typo ને હું સારી રીતે ઓળખું છું. મીઠું બોલી કૈં ન કરતાં બધાંને ખુશ રાખી શકાય એમ માનનારામાંના છે.

**પન્નાલાલ** : તમે પેંડાની વાત કરી, શામજીભાઇના મોઢામાંથી કોળીઓ કાઢી લીધો, એ ઠીક ન કર્યું.

**શાન્તિલાલ**: શામજીભાઇ, હવે તો સંતોષ થયો ને ? [ શામજી કૈં જવાબ નથી આપતો. ઊઠીને બહાર જાય છે. ]

**ચંદુલાલ** : આ ભાઇ, કોઇને કશું કરવા જ દેતા નથી, જરા જરામાં સત્યાગ્રહીઓના ધર્મની વાતો કરે છે.

**શાન્તિલાલ**: મહાત્મા લાગે છે. જેલના મહાત્માઓ પોતાને બધું દુઃખ ન પડ્યું હોય ત્યાં સુધી બીજાઓનાં દુઃખમાં સુખ માનનારા હોય છે.

**રાધેલાલ** : અમને હવે બહારના ખબર તો કહો !

**શાન્તિલાલ**: ખબર નથી મળતા !

**રાધેલાલ** : શરુઆતમાં છાપું કોઇક વાર આવતું પણ આ શામજીભાઇને ખબર પડ્યા અને એમણે ઉપવાસ કરવાની વાતો કરી એટલે બંધ કર્યું.

**શાન્તિલાલ**: આપણે ખબર તો મેળવવા જ જોઇએ. શામજીભાઇ બહુ તો એક દહાડો ભૂખ્યા રહેશે, બીજે દિવસે પોતે જ આવીને ખબર પૂછશે જોજોને. જુઓને આઇ કાલ સુધીની ખબર હું આપી શકું. [ સીપાઇ દાખલ થાય છે. ]

**સીપાઈ** : શાન્તિલાલ કો બડે સાહબ બુલાતે હૈં.

**શાન્તિલાલ**: [ ઊભો થઇને ] હું પાછો આવીને બધી વાત કરીશ.

[ સીપાઇ જોડે જાય છે. બધા પોતપોતાની પથારીઓ કરવા માંડે છે. ]

[ પડદો પડે છે ]

પોતાનું ચાતુર્ય કેવી રીતે સરલતાથી છૂપાવવું એમાં જ ખરું ચાતુર્ય છે.

લા રોશીફુકો

# ગુજરાતનાં ત્રણ પાટણો

૧

જનપદ ઝુલ્યાં આનર્તે તો પુરાણિકપત્તને—
રસનિધિ દીધાં ઝીલ્યાં રત્નો પ્રભાસકપત્તને:
વિભવ ઉછળ્યા ઉત્ક્રાંતિના સુવર્ણ્ણભીપત્તને:
જયધ્વજ ઉડયો સ્વાતંત્ર્યે તો વનાધિપપત્તને:

૨

શ્રમઅર્જિતની સંપત્તિની હતી પ્રતિપત્તિ એ—
ઉદય-અસ્તના એવા એતો હતા યમયોગ એ—
સૂઝની જનતા ઉત્સાહે ને સમર્પણસાહસે:
ભરતી ભરતો આર્યાવર્તે સુરાષ્ટ્ર રત્નાકરે !

૩

ધરણી ઉદધિ એનાં એ ક્યાં નથી નદી ડુંગરો !
રસકસભરી કુંજોએ ક્યાં ન વૈભવ સાંભરો !
વિધવિધ પ્રજા પાણી પીતાં સમાઈ વિદેશની—
પ્રબળ કરણી રહેણી જીતે સ્વદેશી જ ગુર્જરી !

૪

સુરત અમદાવાદે સ્તંભે ભરૂચ વડોદરે—
કચ્છભુજપુરે કાઠીવાડે જુનાગઢ અંદરે—
અસલ ગુર્જરી લોકોની કાં ભરાતી નથી હવે !
ઉદર ભરાડે રમે ભેને ! વિદેશી, સ્વદેશીને !

૫

અવતરી તરે ભૂમિભાવે પ્રજા પુર આમડે—
નિજ ઘર જીવે બોલે ચાલે અખંડ અનન્ય એ:
જગતભરને, સ્વત્વે સત્વે સુધાની હિન્દની—
નવીન રચિયે વીરત્વે હો સ્વરાજ્યની સંસ્કૃતિ !

લલિત

કેશવપુર-ચલાળુજ સુરાષ્ટ્ર

છગનો કુંભાર સામે એક બાજુ રાખમાં કુંભારણ બેઠી છે. વાસણ સુકાવાં છે—રાખમાં મૂકેલાં છે. એના હાથમાં પહોળો હાથ જેવો લાકડાનો એક ટુકડો છે. મન ફાવે તેમ ઘડીઘડીકમાં વાસણ ફેરવતી જાય ને એના ઉપર પેલા ટુકડાથી ટપટપ કરતી જાય છે. આકાર સુંદર બનાવે છે. કુંભારકુંભારણ ધૂનમાં કૈં કૈં વાતો કરતાં હમેશાં આમ નવાંનવાં વાસણ બનાવ્યે જ જાય છે.

એક બાજુ કુંભારનો ન્હાનો ભાઈ ગોઠવેલાં વાસણોના ઢગલા ઉપર કાંટા નાંખે છે.—એને નિભાડો કહે છે. ખૂબ લાકડાંછાણાંથી એ વાસણોને ઢાંકી દે છે.

"આઘી જા. વાગશે ક્યાંય તો!"

"ના કાકા, હું તો કાંટા નાખું છું. આટલાં તો લાકડાં મેં નાખ્યાં—આખી સીમ ફરી લાવી છું."

"લાવી હવે જોઈ ના હોય તો! બહુ કામગરાં પાર્યાં!"

"હુરતો" હાનકું મોં કરી બોલતી મેંનડી નાસી જાય છે.

આ નિભાડાને, રોજ રાત્રે, કાકા સાથે ઊભી રહી મેંનડી ચેતાવે છે. ભભૂકતા અગ્નિની જ્વાલાઓ જોઈ એનું ય અંતર કૂદે છે. આમ રોજ વાસણને અગ્નિની જ્વાલાથી પવિત્ર કરે છે.

એક દિવસ કુંભારકુંભારણ રોજની માફક સ્હવારનાં ઊઠ્યાં છે. અધેડાનાં ન્હાનાંન્હાનાં બચ્ચાંનો કાન પકડી પકડી બધે છે, છોડે છે. નિભાડામાં જઈ જુએ છે. કાચાં વાસણ લાલ થયાં છે. અગ્નિમાં પાકી ગયાં છે. એમનાં ય જીવન પાકી ગયાં છે. કુંભારકુંભારણ બન્ને ય બધાં વાસણને હરખભેર સુવ્યવસ્થિત મૂકી દે છે. એમનું આ સર્જન; કુંભારણ પુલાય છે. "પ્રજાપતિ!" એનાં મનમાં, સ્હેજ ગર્વ સાથે એ વિચાર આવી સરી જાય છે.

કુંભારણ કહે—"જૂઓને આ મટુકી તો હું જ વાપરીશ. આ તો શિયાળાની માટીની છે. ઉનાળે બરફ જેવું પાણી થશે. મ્હારી મેંનડી પીશે, હું ય પીશ...હૈયાં ટાઢાં થશે ખરું!"

કુંભાર—"અને આ ચંબુ! જોજે હોં મ્હારા ખાટલા નીચે મૂકજે. રાતે ઓસરીમાં સુઈશું ને ત્યારે પાણી ભરી રાખશું—ટાઢું શીતળ થશે."

બન્ને હરખાય છે. એકમેક મળી બધાં જ વાસણોની કિંમત આંકે છે.

કુંભાર—"જો આ માટલી-બે આના ઘણા."

કુંભારણ—"હેં બે આના જ! ખબર છે. કેટલા ટપલા માર્યા છે તે! હજુય આ હાથ દુઃખે છે. ચાર આના વિના કોઈને હાથ ન લગાડવા દઉં."

"બા, એ ચાર આનાનાં મ્હને પતાસાં લઈ દઈશ ને!" બાજુમાં ક્યારથી આવી ઊભેલી મેંનડી બોલી ઊઠે છે. કુંભારકુંભારણ મલકાઈ એને પંપાળે છે.

"બા, તારાથી તો અમારે લીલી વાડી છે."

કુંભારણ "હા બેટા, ચાર આના ત્હારા જ પછી કે!"

કુંભાર—"એ તો ખરું પણ હ્નને એટલા આપશે કોણ!"

"કોણ ? ગરજ હશે તે. આપશે એની પીએ કે કે' ઉપકાર કરશે ?" કુંભારણ જોરથી ને શ્રદ્ધાથી બોલી નાખે છે.

"ચાર આનાનાં પતાસાં,—પતાસાં—ચાર ચાર આનાનાં—" ગાતીગાતી મેંનડી ગધેડાનાં બચ્ચાં ભણી દોડી જાય છે.

કુંભાર—"આ રતન શે' નભશે ?" જરા મીટ માંડી જોઇ રહે છે.

કુંભારણ—"તમે આવા કપાંથી ? આ કાલ એ મોટી થશે. આણું કરશું ને સાસરે ય મોકલશું."

કુંભાર—"લે હવે આ ગોળી તો જો ! શગુભાને આપવાની છે હોં. ખાસી મોટી છે."

કુંભારણ—આવડીક મોટી ગોળીને એ શું કરશે ?

કુંભાર—"અક્કલ જ નથી. ખબર નથી શગુભાને ત્યાં ચચાર ગાય, બે ભેંસ, ૭ બકરી ને બધાં ય દુઝિયાં—એમને ત્યાં તો રોજ છાશવારો આવે તો છાશ કરવા ગોળીની પૂછ જ ખપ. પૂછી જો મેંનડીને રોજ એ છાશ લાવે છે તે નહિં તો ક્યાંથી ?"

કુંભારણ—ત્યારે તો હું કાલે જ જઇશ. ટોપલો ભરીને દાણા આપશે (કંઇક સાંભરતાં) "અલી મેંનડી, મેંની"—(મેંનીએ નાની ઘાઘરી પ્હેરી છે, ને ઉઘાડે ડીલે)—"ઓ ભા, આવી" કહી દોડી આવે છે.

"જો હજુ ય તું ગધેડાં નથી લઇ ગઇ ! મેં'ર જા, બધાંને જરા ખેતરમાં ફેરવી તો આવ. રમતમાં જ ડોળો........"

"આ જાઉં છું હવે"—(ભા તરફ ફરી) "ભા, મ્હને ચંબુ, લોટી સગડી એવાં એવાં રમકડાં કરી આપશો ને ? ન્હાનાં હોં;—ન્હાનાં ન્હાનાં તો મ્હને બહુ જ વ્હાલાં લાગે છે ભા."

"જા હમણાં ગધેડાં તો લઇ જા. આટઆટલે રમકડે ભિખારી જ રહી. આ હાથ સગારથ છે ત્યાં સુધી રમો, પછી કોણ કરી આપશે ?"

મેંની તો સાંભળ્યા વિના દોડી જાય છે. ગધેડાંને હાંકે છે. તેમનાં પગે દામણ છે. પાછળપાછળ ન્હાનાંન્હાનાં બચ્ચાં—સફેદ વ્હાલાં લાગે એવાં ટેટ છે. મેંની ય ન્હાની સોટી હાથમાં રાખી, એક હાથમાં લીપેલો રોટલો ખાતી ખાતી તેમને હાંકી જાય છે. કુંભારકુંભારણ જોઇ જ રહે છે. એમના જીવનની જ્યોતિ આમ ગેલ કરતી જોઇ હરખાતાં આમ આમ રોજ જોયાં કરે છે. વૃદ્ધ છતાં કામ તો કરે છે. કારણ ? એમને મેંનીનું આણું કરવું છે; એ લાડકડી મેંનીને મ્હોટી કરવાના એમને હૈયે કોડ છે.

× × × ×

સાંજ પડવા આવી છે, મેંની હજુ ય નથી આવી. કુંભારણ આંગણામાં ઊભી સાદ દે છે, "મેંની...મેંની...ઓ મેંની..." વાતાવરણની શાન્તિ આ ઘરડા અવાજને ક્યાં ય ગળી જાય છે—પવન શાન્ત છે—અવાજને ક્યાં ય લઇ જતો નથી.

મેંની સાદ વાળતી નથી. ગધેડાં સાદ ઓળખે છે, ને ભૂંકે છે. સાદ સાંભળી

ધીરે ધીરે ઘેર આવે છે. ગધેડાં એકલાં આવ્યાં જોઈ કુંભારકુંભારણ ગભરાય છે.—
" મેંની "—બન્નેના મોંમાંથી શબ્દ સરી પડે છે. બન્ને ગધેડાં સામું જુએ છે.
ગધેડાં ય કંઈક સૂચક રીતે તેમના તરફ જોયા જ કરે છે. રોજ ઘડતાં તેમ મેંની માટે
તૈયાર કરેલાં ન્હાનાંન્હાનાં રમકડાં ઉપર દૃષ્ટિ પડે છે: દેહું ઊંચકી નાંખી દેતાં હોય
તેમ નિઃશ્વાસ મૂકે છે.

કુંભારકુંભારણ ડાંગ લઈ મેંનીને શોધવા વગડે જાય છે, ખૂણ ખૂણો મારે
છે. બન્ને વારાફરતી બૂમો મારે જ જાય છે, " મેંની ! મેંની, ઓ મેંની ! " મેંની
તો ક્યાં ય બોલતી નથી ને નથી તો એ દૃષ્ટિએ પડતી.

કુંભાર—" હાય, મારી મેંની ક્યાં હશે ! " અલી મેંની ! મેંની અલી...ઓ
મેંની, મેંની ! " મેંની નથી જ સાંભળતી, દૂરદૂરના ડુંગર પર બૂમોના વ્યર્થ
પડઘા પડી થમી જાય છે. બન્ને આખરે નિરાશ થઈ પાછાં આવે છે. વાળું ય કરતાં
નથી, ગધેડાંને બાંધતાં ય નથી, નિભાડો ય સળગાવતાં નથી, કંઈ જ કરતાં નથી. સાંઈ
ગામ ગયો છે. બન્ને એકમેક સામું જોઈ રહે છે-રડી પડે છે. એકની એક વહાલસોઈ
કામગરી એમની દીકરી આજે પ્રભુ જાણે ક્યાં ય હશે ! વાસણના ઢગના ઢગ પડ્યા
છે, મહેનતનાં માપ શરીર જોતાં એમને યાદ આવે છે. અંધારું થાય છે, દીવો ય
કરતાં નથી—એમના અંતરનો જ દીવો આ જ હોલવાઈ ગયો છે.

રોજ કુંભાર કહેતો " અરી મેંનડી ! જો સંભાળજે ! પેલી ગોળી ફોડતી
નહિ. " કુંભારણ કહેતી, " મેંનડી, મરતી ય નથી, આ પગમાં આવે છે નખ્ખોદ
સો ય ક્યાં અક્કલ છે કે બાજઅે મૂકે ?...રોગ કઈનો......" બધું ય વ્હાલથી હો.

આજ એ બધું ય સાંભરે છે. એ શબ્દો જાણે ચેતન ન હોય તેમ એમના હૈ
ઊડી હૈયામાં શોરબકોર કરે છે. બોલ્યા હતાં એ બધું ય આજ એમને સાલે છે. પણ કોને
કહે ! આજ મેંની નથી. બન્ને મૂંગાં છે. એમની વાચા તો જાણે મેંની જ લઈ ગઈ

અશ્રુભીની આંખે સવાર થવા આવે છે. દરબારમાં કૂકડો બોલે છે, બલે
બોલે. કોઈક વિધવાઓના હૃદયની વેદનાના સાક્ષીરૂપ પુકાર ઊઠતા હોય એમ એમ
ધીરા ઘંટીના ઘરરૂ ઘરરૂ સૂર ઊઠે છે, જાણેને સૂર ઊઠે: કોક ખેડૂના બળદોની ઘૂઘરીના
મીઠા રણકા ઊઠે છે; ભલે ઘુઘરી રણકે. ક્યાંક ક્યાંક કોઈ વૃદ્ધ કંઠે પ્રભાતિયાં લલ
કારતાં હોય છે; જાણેને એ લલકાર એ સૂર વાતાવરણમાં ગુંજી ઊઠે—આજ કુંભાર
કુંભારણને ક્યાં ઊઠીને માટી ખણવાની છે? આજ ક્યાં ગધેડાંને સંભાળવાં છે? આજ
ક્યાં ચાકડા ફેરવવા છે? આજ શું કરવું છે? કશું ય કરવું નથી. બન્ને ય
એમ જ બેઠાં ઝૂરે છે.

સૂરજદેવ આરસા બ્હાર નીકળ્યા છે. વાસણ, માટી, લાકડાં, રાખ, ગધેડાં,—બધું
જ્યાં ને ત્યાં—અસ્તવ્યસ્ત પડ્યું છે. એમની આંખ તો ક્યાંય ઠરતી નથી-હતી જ ક્યાં કે ઠરે

× × × ×

બાજુના ગામમાં દર વર્ષે મેળો ભરાય છે. ત્યાં તો વિવિધ વાસણનો બજ
લાગતો. ઝમના કુંભારની તોલે કોઈ ના આવે હોં. પણ આજે ત્યાં ઝમનાની દુક
નથી. સૌ ઝમના કુંભારની પૂજા કરે છે. ઝમનો તો ઘેર ઝૂરે છે.

લોકોને એની મટુકી લેવી છે, એના ચંબુ લેવા છે, એની ગોળીઓ લેવી છે; એની કારીગરીનાં પ્રમાણ એવાં બાળકો માટે એનાં ન્હાનાં ન્હાનાં રમકડાં લેવાં છે.

એક જણ કહે છે—“ છગનાની માટલી ! હા ! શું પાણી ટાઢું હિમ જેવું હો; ભગેને પછી ભરફનાળા હોય ! ” “ અને છગનાની ગોળી ! પાંચ પાંચ ભેંસના દુધનું દહીં હોય તો ય છાશ થાય. “એની એક ગોળીની છાશ તો આખું ગામ પીએ—” બીજો જણ બોલી ઊઠે છે.

એક સ્ત્રી—“ છગનો કેમ નથી દેખાતો ત્યારે ? ” “ ચાલો એ તો અહિંથી ફક્ત એક ખેતરવા દૂર રહે છે, ” બીજી સ્ત્રી માર્ગ દેખાડતી હોય તેમ બોલી નાખે છે.

બધાં ય છગનાની ખબર કાઢવા આવે છે. છગનો ને રૂપલી તો ઝૂરે છે. બધા જ પૂછે છે—“ છગના ! ” “ રૂપલી ! ”

કોણ બોલે ? ભાઇ ગામથી આવ્યો છે તે ભાઇભાભીની વતી બધી વાત કહે છે. બધાંની આંખમાં મેંની તરે છે—આંસુ માર્ગ આપી બ્હાર નીકળી જાય છે.

“ મેંની મળે તો હે મા !—કાળકા મા—પાંચ ઘોડા ચઢાવીશ, ” છગનાનો ભાઇ માનતા લે છે. લોકો સહાનુભૂતિથી ડોક ધૂણાવે છે.

લોકો વાસણ માગે છે. છગનો ને રૂપલી તો બોલે જ શાનાં ! એ નથી બોલતાં મૂલ !—મોં માગ્યાં મૂલ લેનાર આજ કાંઇ મૂલ જ નથી કરતાં. લોકો આશ્વાસન આપે છે. દરબારમાં ખબર કરવા કહે છે. મેંનડીને શોધવા માણસો છૂટે છે. લોકો મનફાવતાં મૂલ મૂકી જોઇતાં વાસણ લઇ જાય છે. બધાં ય ઘેર જાય છે. બે દિ' ગયા, હજુ મેંનડી નથી જ મળતી.

છગનો હવે ગાંડો બનવા માંડ્યો છે; એને તો ચારે કોર મેંનડી સિવાય કોઇ દેખાતું નથી. એ તો માટી ચૂંથે છે,—ચાકડાને અવળો સવળો ફેરવે છે; ઘડયાં વાસણ ફોડી નાખે છે. મેંનીનાં માટીનાં રમકડાં ઉપર રીસ કાઢતો હોય તેમ તોડી નાખે છે—રમે છે—એ ટુકડા જોઇ જોઇ એના હૃદયના ય ટુકડા થતા જાય છે. એ તો ભાઇને ય ગાંઠતો નથી. મેંનીના રમકડાંના ટુકડા જેવા એના જીવનાં ય ટુકડા કેમે સંધાતા નથી. રૂપલી ય રડે છે; રાંધતી ય નથી. એકનો એક છગનાનો ન્હાનો ભાઇ રડતો જાય છે ને ભાઇભાભીને રાંધી ખવડાવે છે. ન્હાની ભત્રીજીનાં વ્હાલ એના હૈયાને ય કોરે છે.

“ શા ભાર પડયા છે ? આ આવી મેંનડી ” છગનાને આશ્વાસન આપતો ભાઇ ઊઠે છે,—“ ક્યાંય ઉચાટે ચઢી ગઇ હશે, હું જાઉં છું, જોઉં છું કેમ નથી જડતી તે? ”

એક ગધેડીનું ન્હાનું બચ્ચું ને મેંનડીને ખૂબ જ માયા—બન્ને ન્હાનપણનાં જોડીયાં હતાં. બન્ને વચ્ચે જબરી પ્રીતિ—ભાઇ ! સાથે સાથે જ ખાય, ફરે, રમે—તે ય મેંનડી વિના આજ ઝૂરે છે. ખાતું નથી કે પીતું ય નથી; ફક્ત ચરવા જતાં એ દિશા તરફ તાકીતાકી જોઇ રહે છે.

છગનાનો ભાઇ એ બન્નેને લઈ સીમમાં નીકળે છે. ચાલ્યે જ જાય છે, ચાલ્યે જ જાય છે. પણ મેંનડી વિના બધાં ય ભૂલાં પડયાં છે. મેંનડી તે ક્યાં ય જડે !

ગધેડીનું પેલું ન્હાનું બચ્ચુ જમીન સુંઘે છે. પેલું બચ્ચુ એક વાડમાં ઓચિંતું દોડી જાય છે. ખૂબ ગેલ કરી કૂદે છે,—ભૂંકે છે. છગનાનો ભાઇ ત્યાં જાય છે—મેંનડી બેભાન પડી છે, એને ઝેર ચઢયું છે.

નાનકડી ભત્રીજીને ખભે કરી આશાનિરાશામાં લથડતો કાકો ઘેર આવે છે. છગનો ને રૂપલી રડે છે,–છાતી ફાટ રડે છે–પોકે મૂકે છે; મેંનડીના ઉપર ઢળી પડી રહે છે. ગામ આખું ય આ છગના રૂપલીના પ્રેમની વાતો કરે છે. એમના વાત્સલ્યની વાહવાહ કરે છે જ્યાંજ્યાં મેંનડી છાશ લેવા જતી એ સૌ રૂપાળી મેંનડીને સંભારી નિઃશ્વાસ મૂકે છે. ગામ આખું છગનાને આંગણે આજ ભેગું થાય છે. કોઇ ભૂવો બોલાવે છે, તો કોઇ " ગોગબાવજી " બોલાવે છે, તો કોઇ વાદી બોલાવવા પોતપોતાની મરજી પ્રમાણે સૂચનો કરે છે.

આખરે એક વાદી આવે છે. ખૂબ તૂંબડું વગાડે છે. કૈં કૈં મન્ત્રની દિશ-દિશામાં ચોકી મૂકી છે. આખરે એક સર્પ દોડતો આવે છે–વાદીની આજુબાજુ ક્રોધથી ચકરૂચકરૂ ફરી એક જગ્યાએ સ્થિર થઇ ડોલે છે. વાદીને એ નથી ગાઠતો–એ સર્પ ઝેર ચૂસવા ના પાડે છે. વાદી વાદ ન મૂકે ને સર્પનો ન સમે ક્રોધ–આખરે એ રૂપાળી મેંનડીના શરીરમાં પ્રવેશ કરી એ સર્પ બોલવા માંડે છે.

" નહિ ઊતરૂં, છગનાએ મારું ઘર ખોદી માટી કાઢી લીધી હતી–મ્હને ઘર વગરનો કર્યો હતો. તાપે રખડીરખડી મ્હારું અંગ બળી ગયું–નહિં ઊતરૂં–એને ય મ્હારા જેવો ઘર વગરનો કરું... "

છગનો ને રૂપલી આભાં બની જાય છે આખું ગામ મેંનડીના શબ જેવું નિસ્તબ્ધ ઊભું છે. " શું યે થશે " એ જ શબ્દો સર્વની આંખ ને મોં પર તરે છે.

છગનો સર્પને ખૂબ કરગરે છે. રૂપલી નમીનમી પાલવ ઢાળી, ખોળા પાથરી નાક લીટીઓ તાણે છે. છગનો આજથી વાસણ ન ઘડવાની પ્રતિજ્ઞા લે છે; રડે છે ને કરગરે છે. સર્પ આખરે ઝેર પી જાય છે. મેંનડીની વેલ જેવી કાયા જરા હાલે છે ને મેંનડી ઊભી થવા પ્રયત્ન કરે છે ત્યાં તો છગનો ને રૂપલી એને બાઝી પડે છે. બાપ, મા ને મેંનડી ત્રણે જણ આજ સાથેસાથ જાણે એક થઇ જાય છે. ગામ આખું વાહવાહ પુકારે છે, " સાચાં હેત તે કો દિ હારે ! " લોકો માંહોમાંહે વાતો કરે છે ને વિખરાઇ જાય છે.

× × × ×

આજથી મેગામાં છગનાની દુકાન નથી મંડાતી. ગામમાં આજથી ટાકોળિયો નથી મળતી. લોકો છગનાને દરરોજ યાદ કરે છે, રૂપલીને સંભારે છે, મેંનડીની મન ભર વાતો કરે છે. છગનો ને રૂપલી તો હંમેશાં નાહીધોઇ માળા જપે છે. ઘણુંઘણું સમજાવ્યે છગનો નથી જ માનતો. એનો નિભાડો બંધ થાય છે. એના એ નિભાડાની આસપાસ તેની કલાનાં ચિહ્ન માત્ર વાસણોના ટુકડા પડ્યા છે. પડવાપોને ચાકડે આજ કામુનિઓ નથી ઉતરતી.

એનો ભાઇ થોડુંઘણું ઘડે છે; પણ એનાથી કૈં છગનાની હારે બેસાય ! ભઇ મનાવે છે, મેંનડી મનાવે છે, આખું ગામ મનાવે છે પણ છગનો એકનો બે થતો નથી, ચાકડો નથી ફેરવતો તે નથી જ ફેરવતો.

# નેણુંમાં નિંદર ભરી

હીંચો હિંડોળ મ્હારા ઉરને રે
ત્હને હીંચોળું હીર તાણી હેતના.
નેણુમાં નિંદર ભરી.

ઊડો સ્વપ્નાની પંખે ચઢી ત્હમે
તારા તે પારના દેશમાં
નેણુમાં નિંદર ભરી.

ખેલો તારલિયાં ચન્દાની સંગે
ઊંચેરા આભને મેદાન રે
નેણુમાં નિંદર ભરી.

તારા વીણીવીણી ખોબલે રે
ભરી ઉછાળો આભને કિનાર રે
નેણુમાં નિંદર ભરી.

ત્હારા તે શમણાનાં ખેલણાં ને
હમે ખેલીયે પૃથ્વીને પાટ રે
નેણુમાં નિંદર ભરી.

મીઠાં હાલેડાં ગાતી વહે રે
નદી આ નિંદરરૂપ રે
નેણુમાં નિંદર ભરી.

પોઢો લાલન મ્હારાં પાલણે રે
ત્હમે ઊઠો પ્રભાતને પ્હોર રે
નેણુમાં નિંદર ભરી.

પંખી આવી આવી આંગણે રે
ત્હને ગીતે જગાડશે બાળ ! રે
નેણુમાં નિંદર ભરી.

ત્હારે કારણ ત્યારે પૂરશે રે
ઉષા રંગ નભે નવરંગ રે
નેણુમાં નિંદર ભરી.

પુષ્પા વકીલ

# પત્રમાળા

ભાનુશંકર વ્યાસ

## ( ૧ )

અમદાવાદ,
તા. ૨૧ મી જુન ૧૯૩૫

પ્રિય ભાઇ,

ત્હમે તો ન જ આવ્યા. પણ મ્હને સોંપેલું કામે એટલું વિકટ હતું કે આટલે દિવસે તે કરવાનું સાહસ કરું છું. એક તો તમારા બધાની સાહિત્ય વિશેની વાતોમાં હું ત્હમારા જેવું—ત્હમારા જેટલું સમજું નહિ એમ ત્હમારા બધા પાસે મ્હારે બતાવવું પડે. અને હું કાંઇક જુદો મત બતાવું એટલે ત્હમે હું સમજફેરથી એ પ્રમાણે કહું છું એમ કહીને મ્હારો મત ઉડાવી દો; તેમાં વળી કોઇ સાહિત્યની નોંધ મ્હારા પાસે મંગાવો એ કેવું વિચિત્ર !

પહેલાં તો કાગળ લખતાં જોડણીની જે ચોકસાઇ હું વાપરું છું તે માટે ત્હમે મોકલાવેલાં અભિનન્દન સ્વીકારું છું—પણ સંકોચ સાથે, કારણકે તે માટે ખરાં અભિનંદન તો વિદ્યાપીઠના જોડણીકોશને ઘટે છે. ત્હમારી બધાની જુદીજુદી જોડણીના વમળમાં પડવા કરતાં એ જોડણીકોશને વફાદાર રહું તો ઠીક એમ મ્હેં નિર્ણય કરેલો તેને વળગી રહ્યો છું એ મ્હારી ચોકસાઇ. મ્હારી થોડીએક ખાસિયત તે છતાં જાળવી રહ્યો છું પણ Consistency જાળવી ગમતાં શીખ્યો છું ખરો.

વારુ, હવે ત્હમે પૂછાવ્યું છે તે બાબત લખું. અહિની પ્રજા સાહિત્યમાં કેવો રસ લે છે, સભાઓ કેટલી વ્યવસ્થિત હોય છે વગેરે બાબત મ્હને કદી પૂછતા નહિ, હું તો આ સભામાં ખાસ ગયો હતો એટલે તે વિશે જ લખીશ. સુવર્ણચન્દ્રક શ્રી. રણજિતરામના નામનો છે એટલે સભાની પત્રિકામાં તેમનો શ્લોક પણ છાપ્યો'તો.]

સભાનો હૉલ ન્હાનો હતો એટલે માણસોની સંખ્યા ઠીક લાગતી હતી. તે દિવસના માનના અધિકારી ત્રણે ગૃહસ્થો શ્રી. ર. વ. દેસાઈ, શ્રી. રત્નમણિરાવ અને શ્રી. સુન્દરમ્ ત્રણેને બરાબર જોયા. તેમાં રમણલાલ દેસાઇને તો પહેલી જ વાર. રત્નમણિરાવને અગાઉ ઘણીવાર જોએલા પણ એ રત્નમણિરાવ છે એમ તો આ સભામાં જ પહેલી વાર જાણ્યું, સુન્દરમ્‌ને જોએલા પણ ગાંધીજીના સંઘના કે વિદ્યાપીઠના કોઇ માણસ હશે એમ ધારતો હતો. ત્હમારા લખવા પ્રમાણે તો તે મોટા કવિ હોય એમ લાગે છે. હશે.

આ ત્રણે ગૃહસ્થોનો જુદાજુદા માણસોએ પોતપોતાની રીતે પરિચય આપ્યો. મને લાગે છે કે પરિચય કરાવવાનું કામ તે માણસથી અપરિચિત પણ તેના સાહિત્યથી પરિચિત હોય એવા માણસોને સોંપવું જોઇએ. નહિંતર પરિચયમાં નકામી અંગત બાબતો બહુ આવી જવા પામે છે. સાંભળનારાઓને એ બધી બાબતોમાં રમુજ પડે છે એ ખરું પણ એટલા ખાતર જ પરિચય આપવાનો કાર્યક્રમ રખાતો હોય તો મ્હારે

વધિો નથી. મ્હને પરિચય કરાવવાનું કામ સોંપાય એવી ઇચ્છા થઇ હતી. પણ મ્હારો ભાવ કોણ પૂછે ? છતાં આપણે મળીશું ત્યારે હું કેવો પરિચય આપત તે તમને જણાવીશ. અત્યારે એ વિશે કાંઇ નહિં લખું.

પરિચય પછી ચાંદ આપવાનો વિધિ થયો તે તો તમે સમજી શકો તેવું છે. તેમાં બધા ચાંદ તૈયાર ન હતા એ તો ઠીક; પણ તે બાબતનું કારણ દર્શાવવાની જરૂર ન હતી. આપણે ઘણીવાર કારણો ઉપજાવી કાઢીએ છીએ ત્યારે જેની પાસે એ કારણો રજુ કરીએ તે બધા તે કારણો સાચાં તરીકે જ સ્વીકારવાના એવા ભ્રમમાં શા માટે પડતા હોઇશું ? અથવા તો એ કારણો ઉપજાવવામાં આપણી બુદ્ધિએ એવું અપૂર્વ કાર્ય કર્યું છે કે જેની બીજાઓને સૂઝ ન પડે એમ શા માટે માનતા હોઇશું તે મને સમજાતું નથી. પણ આ તો હું બીજી દિશામાં ચાલ્યો; અને તે પણ દર્શાવેલાં કારણો વસ્તુતઃ ખરાં હતાં કે નહિં તે ચોકકસ જાણ્યા વગર જ !

તે પછી ચંદ્રક સ્વીકારનારા દરેકને ઉત્તર આપવો એવી યોજના હતી. આવી જાતની સભામાં માન સ્વીકારનારને ઉત્તર આપવા ઊભા કરવા એ મને હમેશાં વિચિત્ર લાગ્યું છે. માન આપવાની અને સ્વીકારવાની બન્ને ક્રિયા પ્રાણહીન બની જતી હોય એમ મને લાગે છે. અને સ્વાભાવિક રીતે એમ જ બને છે કે માન આપનાર માન લેનારની–એના સારા અંશોની પ્રશંસા કરે અને માન લેનાર પોતાને ઘટે તેના કરતાં વિશેષ ગૌરવ મળ્યું છે એમ બહુ નમ્રતાપૂર્વક કહે તે કરતાં માન સ્વીકારનારને આવી સભામાં બોલવાનું ન જ હોવ એવો નિયમ કર્યો હોય તો શું ખોટું ? પણ આ માટે તો હવે જેને માન મળવાનું હોય તેવાઓની અને જેઓ માન આપવાનો પોતાનો ધર્મ સમજે છે તેવાઓની સભા ભરવી જોઇએ. મારું સૂચન શા કામનું ?

આ સભામાં શ્રી. ર. વ. દેસાઇ અને શ્રી. રત્નમણિરાવ તો એક એક ભાષણ લઇને જ આવેલા એટલે મુશ્કેલી ભાઇ સુન્દરમ્ માટે જ હતી. હવે આ ત્રણેનાં ભાષણમાં શીશી વિગત હતી તે તો અત્યારે યાદ નથી. કોઇ સ્થળે છપાય ત્યારે વાંચી જજો. તે પછી સભામાં બધાના વડિલ મુ. આનંદશંકર ભાઇ હાજર હતા, એટલે તેમને પણ બોલવું પડ્યું. પણ તેમનું ભાષણ આ વખતે મને ખાસ આકર્ષક જણાયું નહિં એટલે જ યાદ રહ્યું નથી. કેટલીક વાર તેઓ બહુ સારું બોલે છે એ તો તમે પણ જાણો છો જ.

તમારી તબિયત સારી હશે. ઉત્તર લખશો.

સિ. અવધૂત

*

તા. ૨૮ જુન ૧૯૩૫

ભાઇ,

મારો અહેવાલવાળો પત્ર તમને મળ્યો હશે જ. ઉત્તર કેમ નથી લખ્યો ? કે ઉત્તર લખવા જેવું જ કાંઇ ન લાગ્યું ? હશે.

ખાસ કાંઇ લખવાનું નથી, પણ એક તમને રમુજ પડે એવો બહુ જ સાધારણ અનભવ મને થયો તે જણાવવા માટે જ આ પત્ર લખું છું. બે દિવસ પહેલાં એક

મિત્રને ત્યાં લગ્નપ્રસંગે નડીઆદ ગયો હતો. સાધારણ રીતે નડીઆદ ઘણીવાર જવાનું બને છે પણ લગ્નપ્રસંગે તો આ પહેલી વાર જ ગયો. ત્યાં ગયા પછી એ લગ્નપ્રસંગમાં ભેટ તરીકે આપવા એકબે સારાં પુસ્તકો ખરીદવાનું મન થયું. નડીઆદની બજારનો હું અજાણ્યો એટલે ત્યાંના અનુભવી એક ભાઇને સાથે લઇ ગયો. બેત્રણ દુકાનોમાં તપાસ કરતાં જણાયું કે સ્કૂલના પાઠ્ય પુસ્તક સિવાય બીજી ચોપડીઓ નડીઆદમાં મળતી નથી. એક દુકાનમાં તો એકાદશી માહાત્મ્ય, સત્યનારાયણની કથા એવી એવી ચોપડીઓ જ મળતી હતી. નડીઆદમાં આવો અનુભવ થતાં તરત જ મ્હને ભૂતકાળની સાક્ષરમાળા યાદ આવી. નડીઆદની પ્રજામાં વાચનનો બીલકુલ રસ નથી એવો નિર્ણય કરવાનું હું સાહસ ન કરું તો પણ આવી પરિસ્થિતિનું કારણ મને સમજાતું નથી. કદાચ અમદાવાદ વડોદરા વગેરે નજીક છે એટલે નડીઆદ આવું સન્તુષ્ટ બની ગયું. સરસ્વતિચંદ્રનો એકાદ ભાગ પણ નડીઆદમાં વેચાતો ન ન મળે તે કેવું આશ્ચર્ય ! અન્તે લગ્નની ભેટનું વચન આપીને મેં તો ચલાવી લીધું. આ અનુભવ તમને લખવા ખાતર જ આ પત્ર લખ્યો છે. નડીઆદના વર્તમાન સાક્ષરો ( ! ) વિશે હું કાંઇ નિર્ણય નહિં કરું. ત્હમારે કરવો હોય તો ત્હમે જાણો. હવે તો ઉત્તર મળશે ને !

લિ. અવધૂત

I shall pass through this world but once; any good things therefore that I can do, or any kindness that I can show to any human being, or dumb animal, let me do it now. *Let me not defer it or neglect it for I shall not pass this way again.*

—John Galsworthy, in a note affixed to his desk.

# સ્વપ્નોને શોધવાં ક્યાં ?

— સ્રગ્ધરા —

આવે એકાંત સ્થાને,<br>
ગહન વન વિષે શાંતિમાં, પર્ણધેરી,<br>
બેસી ગાજે ધટામાં<br>
વિહગ ! મધુર તું ગાન પ્રેમાશ્રુભીનાં.<br>
ઉલ્લાસે, મુક્ત હાસે,<br>
મુખરિત કરજે મંડપો માધવીના.<br>
કેવું એ સ્વર્ગ તારું !<br>
વિરલ સુખદશા ઝંખું એવી અનેરી.

ગીતો તારાં પ્રમાદી<br>
જગ અવગણશે ; મર્મ આઘાત થાશે ;<br>
બંધાશે બંધનોમાં<br>
વિહગ ! વિવશતા કેમ એવી સહાશે !<br>
સ્વાનન્દે સર્વદા તું,<br>
વસી નિજ નિલયે, ગાન ગાજે અભંગ.<br>
આ બાજુ આવજે ના ;<br>
નિરખ નભપટે રેલતા દિવ્ય રંગ.

સંસારે શાંતિ ક્યાં છે ?<br>
કલહકૂપણુતા કારમી માનવીની !<br>
આત્માની અભ્ર કાળાં,<br>
કલુષિત કરતાં શુભ્ર કાંતિ શશીની.<br>
આશા ને ઊર્મિંગાનો<br>
મુકુલિત મનનાં ચંભતાં મૌનભારે.<br>
સ્વપ્નોને શોધવાં ક્યાં,<br>
જનનજલધિના ક્ષોભમાં પંખી ! મારે ?

અમીદાસ પ. કાણકિયા

# ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ

## —મણિશંકર ભટ્ટ—

શંકરપ્રસાદ રાવળ

[ વિ. સં. ૧૯૨૪ થી ૧૯૭૯ : ઇ. સ. ૧૮૬૭ થી ૧૯૨૩ ]

### ૧
### પ્રાસ્તાવિક

ગુજરાતના પ્રાચીન સાહિત્યતીર્થની યાત્રાએ આવી નર્મદયુગના નર્મદદલપતે નવીન ગુજરાતના પુનરુદ્ધારના પ્રારંભમાં ગુજરાતી કાવ્યદેવીનાં દર્શન કર્યાં અને તેમના ગુજરાતને તેમના કાલની કાવ્યવાણીમાં તેનાં કાવ્યદર્શન પણ કરાવ્યાં. એમની કાવ્યવાણીને બહુધા નવીન પ્રચારકાર્યમાં ગૂંથાવું પડ્યું હતું. આ પછીના ગોવર્ધનરામયુગમાં નરસિંહરાવે અંગ્રેજી અને સંસ્કૃત કાવ્યાદર્શોની સંમિશ્રિત રસાળ રસભૂમિમાંનાં બીજ એકત્રિત કરી તે વડે પોતાની નવીન કુસુમવાટિકા રચી. કુસુમવાટિકામાંથી ગૂંથેલી કાવ્યકુસુમમાળાના કુસુમનાં રૂપ, રંગ, ભાવ, ભાવના, કલ્પના અને સુગંધથી ગુજરાતની નવીન કાવ્યભૂમિ ખીલવા અને મહેંકવા માંડી. એ જ અરસામાં એક ક્રાન્તદર્શી કાવ્યાત્માએ એની કવિતાના પૂર્વાલાપ ગાવાનું શરૂ કર્યું. આ નવીન કાવ્યાલાપોએ સ્થિરતા ધારણ કરી એના કવિને સ્વતંત્ર વ્યક્તિત્વ આપ્યું અને પોતાનું સ્વતંત્ર સ્વરૂપ ઘડ્યું. મણિશંકર રત્નજી ભટ્ટ આ નવીન કવિ અને એમની કવિતાકાન્તાના 'કાન્ત.' ગુજરાતી કાવ્યદેવીના અમર કાવ્યમંદિરમાં અલ્પતર સંખ્યાનાં છતાં સુંદર કાવ્યકુસુમોની તાજગી ને સુકુમારતા 'કાન્ત'ને ગુજરાતી સાહિત્યના જ્વલંત ભાવિમાં પણ યુગો સુધી અમર રાખે એવી મૂલ્યવાન છે. 'કાન્ત' ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓમાંના એક અગ્ર કવિયાત્રાળુ છે.

### ૨
### જીવનકથા અને જીવનપ્રવૃત્તિઓ

મણિશંકર રત્નજી ભટ્ટ જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ હતા. એમનો જન્મ એમના કવિમિત્ર 'કલાપી'ની જન્મભૂમિ લાઠી પાસેના ચાવંડ ગામમાં ઇ. સ. ૧૮૬૭માં થયો હતો. એમના પિતાનું નામ રત્નજી મુકુન્દ ભટ્ટ અને માતાનું નામ મોતીબા. મુકુન્દ ભટ્ટ એમની જ્ઞાતિમાં કવિ તરીકે ખ્યાતિ પામેલા હતા. મણિશંકરનું પ્રથમ લગ્ન ૧૮૮૩માં બાઇ નર્મદા સાથે થયું હતું. ' '૮૪ માં એ રાજકોટની કાઠિયાવાડ હાઇસ્કૂલમાંથી મૅટ્રિકમાં પાસ થયા. '૮૫ થી '૮૮ સુધીમાં મુંબાઇના ગોકુળ-

દાસ તેજપાલ છાત્રાલયમાં રહી એ ઍલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા. ત્યાંથી '૮૮ માં ઐચ્છિક વિષય તરીકે ફિલ્સુફી લઈ એમણે બીજા વર્ગમાં બી. એ. ની પરીક્ષા પાસ કરી. '૮૯ માં સુરતની સરકારી હાઇસ્કૂલમાં કામ ચલાઉ શિક્ષક તરીકે એમણે નોકરી સ્વીકારી હતી. આ જ વર્ષમાં કવિ તરીકે એમને અપૂર્વ ખ્યાતિ આપનાર ' વસંતવિજય ' કાવ્ય એમણે રચ્યું. ' ૯૦ માં મુંબાઇના લૉક્લાસમાં દાખલ થઇ એમણે કાયદાનો અભ્યાસ આરંભ્યો. આ વર્ષે 'ચક્રવાકમિથુન'કાવ્ય રચી બીજા સુંદર કાવ્ય 'દેવયાની'નો 'એમણે આરંભ કર્યો હતો. કાયદાનો અભ્યાસ છોડીને એ વડોદરા ગયા અને ત્યાંના કલાભવનમાં એમણે વાઇસ પ્રિન્સિપાલનો હોદ્દો સ્વીકાર્યો. '૯૧ માં એમની કવિતાદેવી જેવી પ્રેરક પત્ની નર્મદાનું અવસાન થયું. '૯૨ માં નર્મદા નામે બીજી પત્ની સાથે એ લગ્નથી જોડાયા. '૯૩ માં ' પ્રજાઓના ઇતિહાસ ' એ માલામાંના ' ઇજિપ્ત ' ગ્રંથનો એમણે અનુવાદ પ્રકટ કર્યો. '૯૫માં ' સયાજી-જ્ઞાનમંજૂષા ' માલામાં ' શિક્ષણનો ઇતિહાસ ' એ પુસ્તક એમણે પ્રકટ કર્યું. કુમારશ્રી જયસિંહરાવ ગાયકવાડના શિક્ષક તરીકે એમણે આ વખતે થોડોક વખત કામ કર્યું હતું. '૯૭માં જર્મન કવિ ગથેકૃત વિલ્હેમ મીસ્ટરના એક વિભાગનો એમણે ' એક દેવીનો આત્મવૃત્તાંત ' એ નામથી અનુવાદ કર્યો. આ જ વર્ષે સ્વીડનબોર્ગના ધર્મસિદ્ધાન્તો વાંચતાંવાંચતાં એમને પ્રતીતિ થઇ કે એનો લેખક જ જગતના સાચા ધર્મનો ઉપદેશક છે !

આ પછી ' પ્રજાઓના મહાપુરુષો ' એ ગ્રંથમાલામાંના ' પ્રેસિડંટ લિંકન 'ના જીવનચરિતના એ અનુવાદક થયા. ' ૯૮ માં વડોદરા છોડી એ ભાવનગર ગયા અને ત્યાંના કેળવણીખાતામાં જોડાયા. ' ૯૯ માં એમણે ' લગ્નસ્નેહ અને તેનો વિશ્વક્રમમાં હેતુ ' એ સ્વીડનબોર્ગીય નિબંધ પ્રકટ કર્યો. એ વર્ષમાં એમના પ્રિય પુત્ર પ્રાણલાલનું નવ વર્ષના વયમાં મૃત્યુ થયું. ૧૯૦૦ માં ' સ્વર્ગ અને નરક ' એ સ્વીડનબોર્ગના એક પુસ્તકનો એમણે અનુવાદ પ્રકટ કર્યો. ૧૯૦૩ માં એમના કવિમિત્ર કલાપીના કાવ્યસંગ્રહનું એમણે ' કલાપીનો કેકારવ ' નામે સંપાદન ને પ્રકાશન કર્યું. ૧૯૦૫માં અધ્યાપક તરીકે શામળદાસ કૉલેજમાં કેટલાક માસ કામ કરી વળી પાછા એ કેળવણી ખાતાની ઑફિસમાં '૦૬ માં પાછા ફર્યા. '૦૮ માં એમણે ' સ્નેહમુદ્રા:' ( અનુમતી ) નાટક લખ્યું. ' ૦૯ માં એમણે ' રોમન આત્મશાસન ' એ નાટક લખ્યું. '૧૧ માં કેળવણી ખાતું છોડી એ દીવાન ઑફીસે બદલાયા ને ભાવનગર મહારાજાના ખાનગી કામમાં રોકાયા. આ વર્ષે કલાપીનું અપૂર્ણ કાવ્ય ' હમીરકાવ્ય ' એમણે પ્રગટ કર્યું. '૧૨ માં કલાપીરચિત 'માંલાં અને મુદ્રિકા' એ સ્વીડનબોર્ગીય નવલકથાનો અનુવાદ એમણે પ્રગટ કર્યો. એમનું ઍરિસ્ટોટલકૃત ' નીતિશાસ્ત્ર ' પણ આ જ વર્ષમાં પ્રસિદ્ધ થયું. ૧૯૧૪ થી ૧૯૧૮ માં ' બ્રિટિશ અને હિંદી વિક્રમ ' નામનાં-મહાન યુરોપીય વિગ્રહ સંબંધી લેખો પ્રસિદ્ધ કરતા–સાપ્તાહિકના એ તંત્રીપદે હતા.

સ્વીડન બોર્ગમતના પ્રચાર માટે વળી ૧૯૧૫ માં ' Heart of India ' હિન્દનું હૃદય-એ અંગ્રેજી ગુજરાતી ત્રૈમાસિકના એ તંત્રી થયા, તથા એમનું 'દુઃખી સંસાર' નાટક પ્રસિદ્ધ થયું. '૧૭ માં 'ગુરુગોવિંદસિંગ'-નાટક એમણે લખ્યું. '૧૯ માં રવીન્દ્ર

અને બળવંતરાયની કાવ્યશૈલીના પાયાને અનુરૂપ છે છતાં તેમાં તેમની સ્વતંત્ર કાવ્યશૈલી પોતાની જ રીતિએ ઘડાઇ પોતાનું જ વિશિષ્ટ સ્વરૂપ ધડી લે છે. આરંભમાં કવિ દલપતશૈલીની દીક્ષા લીધી પણ એમની મહામંથનયુક્ત સબળ કાવ્યશક્તિના પ્રાકટ્ય સાથે એ કવીશ્વરની શૈલી એમને નિર્બલ અને વ્યર્થ વિસ્તૃતતાવાળી લાગતાં જ એમાંથી એ સર્વેશા મુક્ત થઇ ગયા. છતાં ઊતરતી કોટિની એમની કાવ્યશકિત સામાન્ય ભૂમિ ઉપર ઊતરી પડી એ કોઇકોઇ સ્થળે સામાન્ય પણ બની ગઇ છે. પૂર્વ ને પશ્ચિમની કાવ્યવૈભવશાળી અભ્યાસસમૃદ્ધિને પરિણામે પૂર્ણ વિકાસગતિએ વિહરતાં ગણતર જ સંખ્યાનાં છતાં શકલ કાવ્યો પૂર્ણ શક્તિસામર્થ્યવાળાં મણિશંકરની ઉચ્ચ પ્રતિભાને જેમ આપે તેવાં આલેખાયાં છે એ તો નિર્વિવાદ છે.

મણિશંકરનાં કાવ્યોની આનુપૂર્વી[1] જોઇશું તો '૮૬માં 'મારી કીસ્તી', '૮૭માં 'રમા', 'કલ્પના ને કસ્તુરીમૃગ', 'સ્વર્ગ ગંગાને તીર', 'પ્રિયા કવિતાને આશ્વાસન', 'મૃગતૃષ્ણા', 'અતિજ્ઞાન', '૮૯માં 'વસંતવિજય', 'મિત્રને આમંત્રણ', '૯૦માં 'રાજહંસને સંબોધન', 'મત્તમયુર', અશ્રુને આવાહન', 'સ્નેહ શંકા', 'ઉદ્‌ગાર', 'ચક્રવાકમિથુન', 'દેવયાની', 'રતિને પ્રાર્થના', '૯૧માં 'ઉપહાર', 'વિધુર કુરંગ' '૯૧માં 'પ્રમાદી નાવિક', '૯૨માં 'માનસસર', ૯૩માં 'પ્રણુયની ખાતર પ્રણય', 'અગતિગમન', '૯૫–૯૬માં 'પ્રણયમાં કાલક્ષેપ', '૯૬માં 'મુગ્ધાને સંબોધન', '૯૭માં 'વત્સલનાં નયનો', 'આશા', 'અજ્ઞાન સખા પ્રતિ', 'રજની સાજણી', 'પરેલા સ્નેહીનો પ્રત્યુત્તર', 'વિપ્રયોગ', 'પ્રિયાને પ્રાર્થના', ૧૯૦૨માં 'મહેમાનોને સંબોધન', 'સ્વર્ગસ્થ દેવીને પ્રાર્થના', 'સાગર અને શશી', '૦૩માં 'કલાપીને સંબોધન', '૦૪માં 'ચંદાને સંબોધન', '૦૯માં 'કાર્ડિનલ ન્યુમૅનની પ્રાર્થના' અને '૦૮માં 'નવલ નિવેદન' આ અનુક્રમમાં આખીએ કાવ્યસૃષ્ટિમાં સ્થિર તારા જેવા તેજસ્વી કાવ્યતારાઓ દીપી રહે છે.

ઉપરનાં કાવ્યોમાંથી હજીએ તારવણી કરીશું તો મણિશંકરની કવિજીવનને અમર રાખી શકે એવાં બહુ જ અંગેઅંગ સંપૂર્ણ કલાકૃતિનાં મૌકિતકો તો થોડીક જ સંખ્યામાં આવી જાય છે. પણ એક પણ અમર કાવ્યકૃતિનો આલેખક ચિરંજીવ કવિ રહેવાનો અધિકારી છે અને કાંતનો આ અધિકાર ગુજરાતના વિવેચકોએ બહુમતીથી સ્વીકાર્યો છે.

( અપૂર્ણ )

---

[1] જુઓ પૂર્વાલાપ ( રામનારાયણ પાઠકસંપાદિત ) આવૃત્તિ બીજી ( ઇ. સ. ૧૯૨૬ ) : પૃષ્ઠ ૪૩ ૪૮.

# ભારતીય સાહિત્યનું સંગઠન

કનૈયાલાલ મુનશી

હિન્દના દરેક પ્રાન્તમાં સાહિત્યવિષયક જાગૃતિ પેદા થઇ છે. આ જાગૃતિને પરિણામે પ્રાન્તેપ્રાન્તમાં અનેક સાહિત્યવિષયક સંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે અને પ્રાન્તેપ્રાન્તે એક મુખ્ય સાહિત્ય પરિષદ પણ સ્થપાઇ ચૂકી છે. પણ આવી સંસ્થાઓ સામાન્ય રીતે પ્રાન્તીય એકલતા સેવે જાય છે ઘણીવાર આપણને ઈંગ્લાંડમાં ઉદ્‌ભવેલી છેલ્લી સાહિત્યવિષયક અને સાંસ્કારિક પ્રવૃત્તિની માહીતી હોય છે, પણ આપણી પાસેના પ્રાંતની પ્રવૃત્તિનો જરા ય ખ્યાલ હોતો નથી. બંગાળમાં વહી રહેલા સાહિત્યપ્રવાહો કે એમાં ઊગતા સાહિત્યકારોની લેખનપદ્ધતિની બંગાળ બહાર કેટલાને ખબર છે ? હિન્દી નહીં બોલતા એવા પ્રાન્તોમાં તુલસીદાસ કે સુરદાસનું નામ તો જાણીતું હશે, પણ હિન્દીમાં આજના સાહિત્યકારો જે પ્રયોગો કરી રહ્યા છે, તેની કોઇને ભાગ્યે જ માહીતી હશે. ગુજરાત બહારના સાહિત્યપ્રેમી હિન્દીઓને, ગુજરાતી સાહિત્યનો ખ્યાલ મહાત્માજીની આત્મકથાથી જ થતો હશે; અર્વાચીન ગુજરાતે જે આનંદલક્ષી સાહિત્યાદર્શ મેળવ્યો છે તેનો એમને જરા ય ખ્યાલ નહીં હોય. અને કર્ણાટક, તામીલ નાદ, આંધ્ર અને કેરલામાં ઉદ્‌ભવી રહેલા નવસાહિત્યથી તો ઉત્તર હિન્દુસ્થાન તદ્દન અજાણ્યું છે.

પણ રાષ્ટ્રધર્મ હાલના જમાનાનું પરમસૂત્ર છે, અને ભવિષ્યનું પણ રહેશે. બધા પ્રાન્તીય પ્રયત્નો આખરે તો રાષ્ટ્રીય એકતામાં જ આત્મસિદ્ધિ પામવાના, અને જો હિન્દને રાષ્ટ્રત્વની સંપૂર્ણ દશાએ પહોંચવું હોય તો દરેક પ્રાન્તના સાહિત્યનો સાર ભેગો કરી સમગ્ર સાહિત્યસમૃદ્ધિ ઉપજાવી કાઢવી પડશે. આવી ભારતીય સાહિત્યસમૃદ્ધિ, હિન્દીદ્વારા જ શક્ય છે, અને દરેક પ્રાન્તના સાહિત્યપ્રેમીઓના પરસ્પરાવલંબી પ્રયત્નથી જ ભેગી થશે. આ પરિણામ આવશે ત્યારે જ પ્રાન્તીય પરિષદોનો સંઘ સ્થપાશે—અખિલ ભારત સાહિત્ય પરિષદ શક્ય બનશે. ૧૯૨૫ માં જ્યારથી હું ગુજરાતી સાહિત્ય પરિષદના કાર્ય સાથે જોડાયો ત્યારથી આ ખ્યાલ મેં સેવ્યો છે.

ગયા એપ્રીલમાં મહાત્માજીના પ્રમુખપદે ઇન્દોરમાં હિન્દી સંમેલન મળ્યું તે વખતે આ પ્રશ્ન વીશે મેં કેટલાક હિન્દી સાહિત્યકારો જોડે ચર્ચા કરી. એ પરથી મને લાગ્યું કે આ ખ્યાલ ઘણાના મનમાં વસ્યો છે, અને કોઇક પ્રયત્ન કરવાનો વખત પણ આવ્યો છે. જુદીજુદી પ્રાન્તીય ભાષાઓમાં સાહિત્ય સેવતા વિદ્વાનોને ભેગા લાવવાનો પ્રયત્ન થાય તો તેને મહાત્માજી પોતે પણ સત્કારવા તૈયાર હતા. જો આ વસ્તુ થાય તો આન્તર પ્રાન્તીય સાહિત્ય સંમેલન તો આપોઆપ ઉભું થાય. હિન્દી સંમેલને તેથી નીચે પ્રમાણેનો ઠરાવ સ્વીકાર્યો:—

" દેશની પ્રાન્તીય ભાષાઓના સાહિત્યોની સાથે સંબંધ સ્થાપવા તથા હિન્દી ભાષાની વૃદ્ધિમાં એમનો સહયોગ પ્રાપ્ત કરવાના ઇરાદાથી આ સંમેલન નીચે લખેલા સજ્જનોની એક સમિતિ બનાવે છે, અને એને અધિકાર આપે છે કે તે પોતાની સાથે જરૂર પડે બીજી વ્યક્તિઓનો ઉમેરો કરી લે:—

શ્રી. કનૈયાલાલ મુનશી: સંયોજક ( ૧૦૧, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબાઇ )
,, શ્રિધર શર્મા ( ઝાલરા પટ્ટણ )
,, હરિહર શર્મા (મન્ત્રી, દક્ષિણ ભારત હીન્દી પ્રચાર સંઘ, મદ્રાસ) ,,

પ્રાથમિક કાર્ય થઇ જાય એટલે આ સમિતિ પોતાનો કાર્યક્રમ ઘડી કરશે.

પણ જે હાલની સ્થિતિ છે તેમાંથી બચવાને માટે પ્રાન્તીય સાહિત્ય વચ્ચે સંસર્ગ વધારવો જોઇએ. એક પ્રથમ પગલા તરીકે સૂચવવામાં આવ્યું છે કે, એક હિન્દી માસિક એવું કાઢવું કે તેનો એક એક વિભાગ અમુક પ્રાન્તીય સાહિત્યને માટે રાખવામાં આવે. દરેક પ્રાન્તીય ભાષાના પ્રતિનિધિરૂપ સાહિત્યકારો હોય, તે એને માટે લેખો લખે; અને એ લેખોનો હિન્દી અનુવાદ એમાં પ્રગટ થાય. આ રીતે દર માસે આ માસિકમાં દરેક ભાષામાં લખાતા સાહિત્ય પર લેખો આવે. એ ભાષામાં સર્જાતા મૌલિક સાહિત્યના કોઇ નમુના પણ પ્રગટ થાય અને તે ભાષામાં પ્રગટ થતાં સારા પ્રકાશનોની સમાલોચના પણ આવે.

આ પ્રમાણે આ માસિકમાં નીચેના વિષયો રહેશે:—

૧ જુદાજુદા પ્રાંતોના સાહિત્યક અને સાંસ્કૃતિક બનાવોની ટુંકી નોંધ.
૨ પ્રાન્તીય સાહિત્યોનો સંક્ષિપ્ત ઇતિહાસ. ( આધુનિક સાહિત્યની ઉન્નતિ તથા એમાં રહેલા રાષ્ટ્રભાવ તરફ ખાસ ધ્યાન ખેંચે એવા )
૩ જુદીજુદી ભાષાનાં ઉર્મિકાવ્યો.
૪ પ્રાન્તીય સાહિત્યોમાંની ઉત્તમ નવલિકાઓ.
૫ નવલકથા ( ક્રમે ક્રમે ).
૬ પ્રાંતીય લોકસાહિત્યનો પરિચય.
૭ એકાંકી નાટક.
૮ અગ્રગણ્ય સાહિત્યકારોના રેખાચિત્રો તથા તેમની રચનાઓનું સમાલોચન.
૯ અગ્રગણ્ય સાહિત્યકારોના શબ્દચિત્રો.
૧૦ જુદાજુદા પ્રાંતોના સાહિત્યક તથા સાંસ્કારિક તુલના.
૧૧ જુદીજુદી ભાષાના પુસ્તકોના અવલોકનો.
૧૨ પ્રાન્તીય ભાષાનાં સામયિકોમાંથી ચાલુ સાહિત્યના ઉતારા તથા તેનો હિંદી અનુવાદ.
૧૩ પરદેશી સાહિત્ય વિષે સંક્ષિપ્ત નોંધ.
૧૪ પ્રાન્તીય ભાષાઓમાં પ્રગટ થયેલી ઉત્તમ નવલકથાઓનો સાર.
૧૫ રાષ્ટ્રલિપિ સંબંધી ચર્ચા.

આ માસિક આવી રીતે અખિલ ભારતીય સાહિત્યનું મુખપત્ર બનશે.

જો દરેક પ્રાન્તની સાહિત્ય પરિષદો, સાહિત્યની સંસ્થાઓ અને રાષ્ટ્રીય કાર્યકર્તાઓ [illegible] આ પ્રશ્ન હાથ [illegible], આ યોજના માટે શરૂઆતમાં કામ પણ કરવું પડશે અને દરેક પ્રાન્તના કેટલાક સાહિત્યકારોને મનન પ્રકાશ મેળવવો પડશે. જે સાહિત્યકારો અને સંસ્થાઓને મને પરિચય છે, તેને તો હું લખી રહ્યો છું. પણ [illegible] અને પ્રાન્તિક ભાષાની [illegible] મદદ [illegible] આ વિષયમાં રસ લેતા [illegible] હું પરોક્ષ [illegible] નથી [illegible] સાહિત્ય પરિષદ, સાહિત્યની સંસ્થાઓ અને સાહિત્યકારોને [illegible] હું [illegible] રહ્યો છું. તેને [illegible] ૧૦૧, એસ્પ્લેનેડ રોડ, કોટ, મુંબઇના [illegible] કરશે.

# અદલ ઇન્સાફ

## ( એકાંકી નાટક )

રમણ ન. વકીલ

: પાત્રો :

| | |
|---|---|
| ધનિયો : ભીલ મજુર | પઠાણ |
| રૂપાં : ત્હેની સ્ત્રી | દારૂવાળો |
| ડોશી : ત્હેમની પડોશણ | ધનિયાના મજુરમિત્રો |
| ધનિયાનાં બે બાળકો | પોલીસ, વકીલ ન્યાયાધીશ વ. |

### પ્રવેશ પહેલો

[ સ્થળ : પરેલની મજુર ચાલ જ્યાં મજુરો ત્હેમના સ્ત્રી-બાળકો સાથે જીવનની રંગભૂમિની ભયંકર ઉપેક્ષિત દશામાં મૃત્યુને અભાવે જીવે છે. દરેક કોટડીની ઓસરી રૂપી તખતા ઉપર ત્યાં નિત પ્રતિદિન કરુણ નાટિકાઓ ભજવાયા જ કરે છે. પણ પ્રેક્ષક વર્ગના અભાવે એ નાટકો ત્યાં જ દટાય રહે છે, ને ત્હેની સાથે અનેક કરુણ જીવનો પર પણ પડદા પડે છે. જીવન નાટકના હમે સૌ નટનટીઓ છીએ એ ખ્યાલ પણ એ લોકને નથી હોતો.

આવી એક ચાલની ઓસરીમાં ડોલિયો નાંખી ધનિયો પડ્યો છે. દિનભરની શારીરિક મહેનતનો થાક ઉતારવા એ ખાટલે પડ્યો લાગે છે. એનું વય આશરે ત્રીસેકનું હશે. એ આ નાટિકાનો નાયક. પણ નાયકમાં અવશ્ય ગણાતાં ગુણો એનામાં નહિ હોય. એ નથી રાજા, નથી રાજકુમાર, નથી કોઈ રાજાનો મન્ત્રી કે નથી ગર્ભશ્રીમંત વ્યાપારી. એ છે સાદો અને સરળ ભીલ મજુર. દિનરાત મહેનત કરી માંડ વીસ પચીસ એ કમાય છે. આવા મજુરને નાયક સ્થાને જોઈ કલાના ભક્તજનોને સુગ ન ચડે ? ચડે તો ભલે બીજા નાયકોને હોય છે ત્હેવા સાંસારિક સબંધો અને બંધનો ત્હેને છે. પ્રેમાળ પત્ની છે, ચાર બાળકો છે. બીજા નાયકોને હોય છે એટલા વલસાડ કે ઉત્પાતભર્યું કદાચ નહિ. પણ એવું જ ધબકતું માનવહૃદય ત્હેના શરીરમાં છે. એવું જ એટલું સંસ્કારી ને શિક્ષિત તો નહિ મન પણ છે. રાજા પ્રધાન થવાની એને મહત્ત્વાકાંક્ષા નહિ હોય. પણ સુખી થવાની ને સુખી કરવાની, જીવવાની અને સ્ત્રીબાળકોને જીવતાં રાખવાની તીવ્ર ઇચ્છા તો એના મનમાં છે જ. આવો છે તેવો—આ નાટિકાનો નાયક ઓસરીમાં પડ્યો છે ; કપાળે હાથ દઈ કોઈ, વિચારથી ચિંતાતુર બન્યો કેમ ન હોય !

પાસે રસ્તા ઉપર ત્રણ બાળકો ફળિયાનાં બીજાં બાળકો સાથે રમે છે. ઘણાંખરાં નગ્ન છે. કેટલાંક અર્ધનગ્ન છે. કોઈકે કપડાં પહેર્યાં છે તે તો કાં તો અતિશય ગંદાં કે ફાટેલાં છે. કેટલાંક બાળકોનાં શરીર સોટી જેવાં અને પેટ ગાગર જેવાં છે. કેટલાંકનાં શરીર કાંઈક ઠીક છે તો પેટ ઊંડાં ગએલાં છે. ટુંકામાં આ બાળકોને જીવનની જરૂરિયાત પૂરવા સાધનોનો પણ અભાવ છે એ સ્પષ્ટ દેખાય તેવું છે. ઘડીમાં બાળકો રમે છે, ઘડીમાં લડે છે; કોઈ હસે છે કોઈ રડે છે.

નાટકની નાયિકા રૂપાં ઓસરીમાં ડોલિયા પાસે બેસી ચોખા વીણે છે. બીજી નાયિકાઓ માફક એનું સંવનન કે પ્રેમની કળા સિદ્ધ કરી શકતી નથી. એને માટે ગુલાબ નથી ખીલ્યાં. કદાચ કો કાળે લાવણ્યમયી એ હોય એ અસંભવિત તો નથી; પણ હશે ત્યારે; આજ તો તે ઢળી ગયું જ છે. આવાં સાધારણ નાયક નાયિકા ઓસરી રૂપી રંગભૂમિ પર અત્યારે છે. ]

[ સમય : લગભગ સ્હાંજના સ્હાડા ૭ ]

રૂપાં : વળી આજે પાછો બટાટા કાં લઈ આવ્યો ?

ધનિયો : આજ પગારનો દા'ડો હતો તે મ્હારા મનમાં કે છોકરાં શાક ખાશે.

રૂપાં : આજ પગારનો દિ' તે ભલો તું સીધો ઘેર આવ્યો. આજ પીઠે જનાર કોઈ ભાઈબંધ નહિ મળ્યો હોય.

ધનિયો : ના રે આજ તો નથી ગ્યો. પેલો...

રૂપાં : આજ કેટલા મળ્યા ?

ધનિયો : આજ અગિયાર મળ્યા. ત્હેમાંથી આઠ આના મુકાદમને આપ્યા.

રૂપાં : એ મુવાને દર મહિને શાને કામ દે છે ?

ધનિયો : એના કપાળમાં ના ચોંઢિયે તો નોકરીએ કોણ ચઢાવે ?

રૂપાં : તે કંઈ મફતનો પગાર આપે છે ? આ મુવા મુકાદમોના જલમ પણ દિ' ઉગે ને વધતા જાય છે તો.

ધનિયો : શું કરીએ, નોકરીની ગરજ એટલે આપ્યે જ છૂટકો ને ? નહિ તો માણસ ઘટાડે ત્યારે પ્હેલો આપણો જ વારો ઘરે બેસવાનો આવે તો.

રૂપાં : હમણાં એમનો દિ' ચડતો છે, પણ ગરીબની આંતરડી કકળાવીને લે છે તે પૈસા એને રૂંવેરૂંવે ફુટી નીકળવાના. દિ આખો લાકડાં તોડવા મજુરોને ને મફતના માલ ખાવા જોઈએ મુકાદમોને.

ધનિયો : હોય, એ તો દુનિયા બધી એમ જ ચાલે છે.

રૂપાં : પણ આજ તું સીધો ઘરે કેમ આવ્યો ? કે પીને આવ્યો છે ?

ધનિયો : ના, ત્હારા હમ. આજ તો નથી પીધો. પણ હેં સ્હવારે કીધું'તું 'ને કે આજ ત્હને ઠીક નથી, એટલે વ્હેલો આવ્યો. 'ને પેલા પઠાણનો પણ આજનો વાયદો છે કની ? ને હું ઘરમાં ન હોઉં તો વળી પાછો નાહકનો ત્હને સતાવે.

રૂપાં : હજી એ મુવાના કેટલા બાકી છે ?

ધનિયો : તે મ્હને શી ખબર ? આપણને ગણતાં ન આવડે એટલે એ કહે એટલા આપવાના. જો ને ત્હારી ગઈ સુવાવડને ટાણે એને વીસ દેવાના બાકી હતા ને સુવાવડવખતે બીજા ચાલીસ લીધા.

રૂપાં : એટલે સાઠ થયાં ને ?

ધનિયો : હા, તેમાંથી પાંચ વખત પાંચપાંચ આપ્યા. એટલે હવે ચાલીસમાં પાંચ દેવાના બાકી રહ્યા ને ઉપરથી વ્યાજ આપવાનું તે જુદું.

રૂપાં : તે હવે કેમ કરીશું ? હવે કંઈ બે મહિના મ્હારાથી કામે નહિ જવાય. ને પાંચદસ રૂપિયાનો ખરચ આવી ઉભો છે તે જુદો. તો હવે આપણા છગનિયાને કામે લઈ જાવ ને કે કાંઈ બે પૈસા લાવતો થાય.

ધનિયો : હજુ એને વાર છે. આ ગઈ વખતે મુકાદમ પાસે લઈ ગ્યો ત્યારે એણે કહ્યું કે હજી એની ઉંમર ન્હાની છે.

રૂપાં : ત્હેમાં શું થઈ ગયું ? થોડો ઓછો પગાર આપે. એ મુવા મુકાદમનું મોઢું જ મ્હોટું છે. એને એમાં પણ કંઈ આપવા હશે તો.

ધનિયો : એમાં તો સરકારનો કાયદો છે ને ! હજી એને માંડ બાર વરસ થયાં હશે.

રૂપાં : બળ્યો એ કાયદો. આપણા છોકરા ને આપણે કામે લગાડીએ ત્હેમાં સરકારના બાપનું શું લૂંટાઇ જતું હશે ?

ધનિયો : સરકારનો કાયદો છે એટલે એમાં આપણું શું ચાલે ?

રૂપાં : આપણે પેટે પાટા બંધાયા હોય તે સરકાર ઓછી જોવા આવે છે. કંઇ દાડો પડે, ને ચારછ આના લાવતો થાય તો આ પડાણુને તો આગળેથી ટળાય ને !

[ શાખા વાળુવાળું પૂરું થતાં રૂપાં ઉઠે છે ને ઓરડીમાં જાય છે. ઓસરી પાસે રમતો એક છોકરો આવે છે. તે ધનિયાના ઢોલિયા પાસે દયામણું મુખ કરી કાંઇક માગવા આવ્યો હોય એમ ઉભો રહે છે. ]

દીપુડો : બાપુ, મ્હારું પ્હેરણ હવે તો તદ્દન ફાટી ગયું છે ( બતાવે છે ) એક નવું અલાવી દ્યો ને. આ ફગનિયાને લઇ દીધું ને મ્હને નહિ !

ધનિયો : જો બેટા, કાલે જરૂર આણી દઇશ.

દીપુડો : તે બાપુ, ત્હમે તો રોજ કાલકાલ કરો છો પણ ક્યાં લાવી દ્યો છો ?

ધનિયો : ના, ના, જા. કાલે તો જરૂર આણી દઇશ.

[ હરખાતો હરખાતો છોકરો રમવા દોડી જાય છે. બે મિનિટ થઇ નહિ હોય ત્યાં ધનિયાની છોકરી લખમી આવે છે. એણે માત્ર ફાટીતૂટી ઘાઘરી પ્હેરી છે. છોકરી આવી કાવડી થઇ ઢોલિયા પર બેસે છે ને ધનિયાના માથા પર હાથ ફેરવે છે. ]

લખમી : તે બાપુ, ત્હમે દીપુડાને કાલ પ્હેરણ લઇ દેશો ને મ્હને કંઇ નહિ ?

ધનિયો : ( વ્હાલથી ) તારે શું જોઇએ છે ?

લખમી : કેમ વળી ? જુવોને મ્હારી પાસે કબજો તો છે જ નહિ.

ધનિયો : તો ત્હને પણ કાલ આણી દઇશ.

લખમી : જરૂર, હો, પછી ખોટુંખોટું નહિ.

ધનિયો : ના, ના, જરૂર.

[ હરખાતીહરખાતી છોકરી રમવા દોડી જાય છે. દૂરથી અવાજ આવતો સંભળાય છે. ' હે દીપુડા, ત્હને બાપુ પ્હેરણ લઇ દેશે તો મ્હને પણ કાલ કબજો આણી દેશે.' ન્હાનાં બાળકોને કેટલાં જલદી પટાવી શકે છે?]

[ બે ચાર મિનિટ વાતાવરણ શાન્ત લાગે છે. માત્ર થોડીથોડી વારે ધનિયાના ત્રીજા છોકરાનો રડવાનો " મા " " મા " અંદરથી અવાજ આવ્યા કરે છે. ]

[ ધનિયાએ હજી એક મિનિટની પણ નિરાંત નહિ મેળવી હોય ત્યાં હાથમાં ડંડો લઇ પઠાણ આવે છે. ગરીબવસ્તીઓમાં યમ જેવો ગણાતો પઠાણ ઓસરીના પગથિયા પર ડંડો ઠોકી ધનિયાને પોતાની આગમનની જાણ કરે છે. ગભરાતોધ્રુજતો ધનિયો ઊભો થઇ પઠાણ પાસે આવે છે. પઠાણને હજી પણ ઉઘરાણી આગળ કરવાની હોવાથી બોલવાનો સમય નથી ]

પઠાણ : કયું બે, આજ પગાર હુવાના ?

ધનિયો : હા, પણ આજે માર ન કરો ?

પઠાણ : તુમારા આજકા વાયદા થા, ગરીબ આદમી સમજ કર હમને બ્હોત દફે માફ કિયા.

ધનિયો : તો એક વાર વધારે. આજ તો દાણાવાળા મારવાડીને પૈસા આપવાના છે.

પઠાણ : ઉસમેં હમ ક્યા કરેં ! આજ ઐસા નહિ ચલેગા. હમકું આજ પૈસા મંગતા હૈ.

ધનિયો : પઠાનસા'બ, આવતે પગારે જરૂર દઇ દઇશ.

પઠાણ : તબ આજકા વાયદા કયું દિયા ? ક્યા હમ તુમેરે બાપકે નોકર હૈ ? હમ આયા, તો કુછ બી લેકર જાયગા. થોડા કુછ બી દેના પડેગા.

[ પઠાણનો અવાજ સાંભળી રૂપાં બહાર આવે છે. ધનિયા જેટલો એને પઠાણનો ભય નથી. આવીને ધનિયાની બાજુમાં ઉભી રહે છે. ]

પઠાણ : ચલો દેર મત કરો. હમારા નમાઝકા ટેમ હોતા હય.

રૂપાં : તે આવતા પગારે આપી દેશે, ના હોય તે ક્યાંથી લાવે ?

પઠાણ : નહિ હોવે તો ચોરી કરકે લે આવ. ઉસમે હમ ક્યા કરે ? પૈસા કુછ મફતમેં આયા થા ?

ધનિયો : પણ આપવાની કોણ ના કહે છે ? આવતે પગારે જરૂર આપી દઇશ.

પઠાણ : ના કહેનેકી તુમેરી ક્યા તાગાદ ! પૈસા તુમેરે બાપકા હૈ ? આજ જ દેના પડેગા.

રૂપાં : પણ ત્હારા પૈસા શું કંઇ હમે ખાઇ જવાનાં છીએ ? સગવડઅગવડ હોય ત્યારે વળી બેચાર દિ મોડું પણ થાય,

પઠાણ : દેખો હમેરી મરદ લોગકી બાતમેં તુમ ઔરતલોગ મત બોલો.

રૂપાં : ના કેમ બોલે ? ના જોયો હોય તો મોટો ગવંડર.

[ રૂપાંના આ શબ્દોથી-કે જરા ગરબડ થશે તો લોક ભેગું થશે એ વિચારે પઠાણ જરા ઠંડો પડે છે. એના અવાજમાં રહેલી ' દાદાગીરી ' ઓછી થાય છે. ]

પઠાણ : બાઇ, હમ તો સબ હિસાબ આજ નહિ મંગતે. મગર થોડા કુછ બી દો.

રૂપાં : તે હવે ત્હમારા કેટલા રૂપિયા નિકળે છે ?

પઠાણ : તુમ થોડા પૈસા દો, હમ અબી હિસાબ કર દેગેં.

રૂપાં : ( ધનિયા તરફ ) ટાળોને મુવાને અહીંથી.

[ ધનિયો ઘરમાં જાય છે અને એક પાંચ રૂપિયાની નોટ લાવે છે. ]

પઠાણ : હમકુ આજ દશ મંગતા હૈ.

ધનિયો : દશ તો નથી. આવતા પગારે બીજા પાંચ આપીશ.

પઠાણ : નહિ, ઐસા નહિ ચલેગા.

રૂપાં : જુવો ભાઈ, દગણાં પંદર દિથી તો હું કામે જ નથી જતી. ને હું કામે જવા માંડીશ એટલે ત્હમને દર પગારે દસદસ દઈશું.

પઠાણ : એ હમ કુછ નહિ સમજતા. હમકુ આજ દસ મંગતા હૈ ઔર હમ દસ લેકર જ આજ જાયગા.

રૂપાં : ( ધનિયાને ) ઓપેોને એ મુવાને અહીંથી પાપ જાય.

.યો : ( રૂપાંને ) પણ આજ તો અગિયાર જ મળ્યા છે. છોકરાંને કપડાં પણ લઇ દેવાનાં છે. દાણાવાળાને પણ થોડુંઘણું આપવું પડશે ને ! ને વળી ત્હારા વસાણાં ને ઘી લાવવાનાં છે તે !

: ( ધનિયાને ) છોકરાં કંઇ કપડાં વગર મરી નથી જવાનાં; દાણાવાળાને તો આવતે પગારે આપશું તો પણ ચાલશે. ને મ્હારે માટે તો જોઇ લેવાશે. પણ આ મુવાને તો ટાળો અત્યારે.

[ ધનિયો ધીમે પગે ઘરમાં જઇ પાંચ રૂપિયા લઇ આવે છે, ને પઠાણને દસ રૂપિયા આપે છે પઠાણ પાકીટ ઉઘાડી પૈસા મૂકે છે ]

ાં : હવે અમારે કેટલા દેવાના બાકી રહ્યા !

ાણુ : ( નોટ બુક કાઢીને જુવે છે. ધનિયો ને રૂપાં એકાગ્ર ચિત્તે જવાબની રાહ જોતાં નોટબુક સ્હામે દષ્ટિ માંડી જુવે છે. ) દેખો પહેલેકા બીસ થા. ઔર પીછે ત્હુમને દુસરા ચાલીસ લીયા. તો સબ મીલકે સાઠ હુવા.

નિયો : પણ મ્હેં ત્હમને પૈસા પાછા આપ્યા'તા ને !

ઠાણુ : વો સબ કુછ મૈંને લીખેલા હય, દેખો પાંચ દફે મીલકર ત્હુમને પંચવીસ દીયા તો ઔર એ દફે દસ દીયા અબ તીસ ઔર પાંચ બાકી—ઓ તો બરાબર હય ના !

નિયો : ( બગ્યા વગર ) હા, એ બરાબર.

ઠાણુ : ઔર સાઠ રૂપિયા કા બિયાજ.

પાં : સાઠ રૂપિયાનું કેટલું બ્યાજ થયું !

ઠાણુ : સાઠ રૂપૈયા કા બારા રૂપૈયા બિયાજ.

પાં : વોપ બાપરે, એટલું બધું વ્યાજ ! આ હમારો દાણાવાળો તો મહિને દાઉ એક રૂપિયા પર એક આનો લે છે.

પઠાણુ : તો તુમ ઉન લો, ઉસસે તો હમારા બિયાજકા દર બ્હોત કમી હય. હમારા ધરમમેં બિયાજ બ્હોત લેનેકા મના હૈ, તો હમ ગરીબ લોગસેં બ્હોત બિયાજ કભી નહિ લેતેં. દેખો અભી હમ થોડા રોજસેં મુલકમેં જાને વાલે તો હમારા પૈસા તુમ દર પગાર દેતેં રહેના.

[ બેમાંથી કોઇ જવાબ નથી આપતું, પઠાણ જાય છે, અને દરરોજનું ગમગીન વાતાવરણ વધુ ગમગીનીભર્યું થાય છે. ધનિયો નિરાશ થઇ ખાટલા પર પડે છે ને રૂપાં થોડીવાર વિચાર કરી હજી રહે છે. ]

રૂપાં : હવે આવા મુવા પાસેથી પૈસા લેવા જ નહિ. પૈસા ના હોય તો દુઃખ વેઠી લેશું. પણ દન ઉઠે ને આવી ગાળો કેમ સહેવાય !

ધનિયો : શું કરીએ ! ના છુટકે લેવા પડે ને !

રૂપાં : હશે, આમાંથી જ બ્હાર નીકળાય તો ગંગા ન્હાયાં. ચલો હવે મ્હારો ભાત થઈ ગયો છ. છોકરાંને હું બોલાવી લાવું.

[ રૂપાં ફળિયામાં છોકરાંને બોલાવવા જાય છે. ધનિયો માથે હાથ દઇ પડયો રહે છે. ]

[ પડદો પડે છે ]

## પ્રવેશ બીજો

[ સ્થળ: તે જ ઓસરી. વ્યવસ્થા ઉપર મુજબ. ધનિયો ઢોલિયા પર સૂતો છે. રૂપાં અને છોકરાં ઓસરીમાં સૂતાં છે. રૂપાં સૂતીસૂતી પાસાં ફેરવ્યા કરે છે, ને વેદના થતી હોય તેમ " ઉંહ, ઉંહ " હરપડી કર્યા કરે છે. ]

[ સમય: તે જ દિવસ : રાતના લગભગ દશેક થયા હશે. ]

ધનિયો : રૂપાં, ત્હને કંઇ થાય છે ?

રૂપાં : મ્હને સખત દુખાવો ઉપડ્યો છે. તું જરા અંદર બત્તી પેટાવ.

ધનિયો : હું દાયણને બોલાવી લાવું ?

રૂપાં : ના, ના. દાયણની કંઇ જરૂર નથી, જરા બત્તી પેટાવીને પડોશમાંથી ડોશીને જ બોલાવ ને ?

ધનિયો : પણ દાયણને બોલાવશું તો ઠીક પડશે.

રૂપાં : ના રે એનું મુઇનું મોઢું તો બહુ મ્હોટું છે. એવો રૂપિયો નકામો નથી આવ્યો. હતા તે તો પેલો મુવો લઇ ગયો...ઓ રે...ચાલ, હવે તું જરા ઉતાવળ કર.

[ ધનિયો અંદર જઇ દીવો કરે છે. રૂપાં અંદર જાય છે. ધનિયો પડોશમાંથી ડોશીને બોલાવી લાવે છે. ધનિયો લમણે હાથ દઇ ઢોલિયા પર બેઠો છે. અનુભવવૃદ્ધ ડોશીને વસ્તુસ્થિતિ સ્હમજતાં વાર નથી લાગતી ]

ડોશી : આવો મરદ જેવો મરદ થઇ એમાં શું ગભરાય છે ? ભગવાન સૌ સારાં વાનાં કરશે.

[ ડોશી ઓરડીમાં જાય છે, ને બારણું બંધ કરે છે. શૂન્યમનસ્ક દશામાં ધનિયો બેસી રહે છે. ઘડીઘડી રૂપાંનો વેદનામયો અવાજ બારણાંની ફાટમાંથી આવે છે. આમ લગભગ અર્ધો કલાક વીત્યો હશે. થોડીવારે અંદરથી નવાં જન્મેલા બાળકનો રડવાનો અવાજ આવે છે. ધનિયો એક ઊંડો નિ:શ્વાસ નાંખે છે ને ઊભો થઇ ઓસરીમાં આંટા મારે છે. પાંચેક મિનિટે ડોશી બારણું ઉઘાડી બ્હાર આવે છે. ]

ડોશી : લે ધનિયા, ધાણાગોળ દે. ભગવાને ચોથો દિકરો દીધો.

ધનિયો : પણ ભગવાન રોટલા નથી દેતો ને ! [ વિના પ્રયત્ન ધનિયાથી આટલું બોલાઇ જવાયું. ]

ડોશી : એવું મા બોલ. આજ દિકરા કોને ત્યાં છે ? લોકો બિચારા દીકરાની હાયમાં ને હાયમાં મરી જાય છે તે ખબર છે ? એમ કહે કે ભગવાનના તો તારા પર ચાર હાથ છે.

ધનિયો : પણ રૂપાંને કેમ છે ?

ડોશી : રૂપાંને છે તો ઠીક, પણ જરા ઠંડી થઇ ગઇ છે તો તું જરા પીઠા પર જઇ દારૂ લઇ આવ !

ધનિયો : જરા મ્હારો ડગલો અંદરથી લાવો ને.

[ ડોશી અંદરથી ડગલો લાવી ધનિયાને આપે છે. ]

ડોશી : જોજે પાછો તું ત્યાં પીવા ના બેસતો.
ધનિયો : અરે ના, ના, આ અબઘડી પાછો આવ્યો.
ડોશી : ને જો જરા ઊંઆમાંનો લાવજે કે ઝટ ગુણ લાગે.

[ ધનિયો ડગલો પ્હેરે છે. ડોશી અંદર જાય છે. ડબલામાંથી પૈસા કાઢી ધનિયો ગણી જુવે છે. ને નીકલ અને ત્રાંબા નાણાંને ગજવામાં મૂકી એક નિઃશ્વાસ નાંખી જાય છે. ને ઘરમાં-ફળિયામાં પાછી નીરવતા ફેલાઇ રહે છે. ]

[ પડદો પડે છે ]

## પ્રવેશ ત્રીજો

[ સ્થલ: પરેલ તરફનું એક દારૂનું પીઠું. પીઠામાં દસબાર મજુર દારૂ પીતાં ને હાહા હીહી કરતાં બેઠા છે. બારણા પાસે ટેબલખુરશી નાખી દારૂની દુકાનનો પારસી માલીક બેઠો છે, ત્રણ નોકરો ગ્લાસ ભરી ભરીને ઘરાકોને આપવામાં અને ખાલી ગ્લાસ ધોવાના કામમાં રોકાયલા છે લોકોની અવરજવર ચાલુ જ છે. પીળી પાઘડી પણ ક્વચિત્ક્વચિત્ દુકાનની બ્હાર આંટા મારતી જણાય છે. ]

[ સમય: તે જ દિવસ : રાતના અગિયારેકનો સુમાર ]

[ ધનિયો પ્રવેશ કરે છે. દારૂના પીઠાના બારણા પાસે પારસી ને બેત્રણ મજુરમિત્રો સ્હામે મળે છે. ધનિયો ત્હેમને ઉભા રાખે છે. ]

ધનિયો : કચરા, દોસ, ચાર આના દે.
કચરો : હવે...જા...જા. પૈસા વ...વગર પી...વા શીદ આ...વ્યો...હુ કોણ ! ક...કચરો.

[ હાથ છોડાવી લથડતો લથડતો જાય છે. ધનિયો બીજા તરફ વળે છે. તે પણ ધનિયાને ધક્કો મારી રસ્તો કરી આગળ જાય છે. એક ખુણામાં ત્રણચાર મજુરો બેઠા છે. ધનિયાને એમાંથી એક મજુર બોલાવે છે ને ધનિયો તે તરફ જાય છે. ]

પ્હેલો મજુર: અલ્યા, આજ પગારનો દિને આટલો મોડો !
ધનિયો : મ્હારી બાયડીની તબિયત ઠીક ન્હોતી, ને હમણાં જ દીકરો આવ્યો, તે થોડો દારૂ લેવા આવ્યો છું.
બીજો મજુર: તો તો આજ કંઇ ઉજાણી થવા દે.
પ્હેલો મજુર: બેસ, હવે કંઇ પીધા વગર જવાય છે ? આજ તો ન જવા દઇએ.
ધનિયો : ના ભાઇ, આજ નહિ. મ્હારે દારૂ લઇ જલદી જવું જ જોઇએ.

[ ધનિયો ઉઠવા યત્ન કરે છે પ્હેલો મજુર એનો હાથ ખેંચી બેસાડે છે. નોકર આવી દારૂનાં ગ્લાસ મૂકે છે. રોજ પીવાની ટેવવાળો ધનિયો દારૂની માદક ગંધથી લલચાય છે એના મનમાં પીવા ન પીવાના ભાવ વચ્ચે યુદ્ધ ચાલે છે. બીજા મજુરો ગ્લાસ ઉપાડે છે. ]

પ્હેલો મજુર: ચાલ, લઇ લે. જવું હોય તો જજે, હમે કંઇ ત્હને રોકવાના નથી. પણ આ પીવામાં તે કેટલી વાર લાગવાની છે ?

[ ધનિયો ગ્લાસ ઉપાડી લે છે અને ગટગટાવી જાય છે. ગ્લાસ ખાલી થયું, ખાલી ગ્લાસવાળો હાથ ધ્રુજવા લાગ્યો. ગ્લાસ મૂકી તે ઉઠવા લાગ્યો. ]

## પ્રવેશ બીજો

[ સ્થલ: તે જ ઓસરી. વ્યવસ્થા ઉપર મુજબ. ધનિયો ઢોલિયા પર સૂતો છે. રૂપાં અને છોકરાં ઓસરીમાં સૂતાં છે. રૂપાં સૂતીસૂતી પાસાં ફેરવ્યા કરે છે, ને વેદના થતી હોય તેમ " ઉંહ, ઉંહ " હરઘડી કર્યા કરે છે. ]

[ સમય: તે જ દિવસ : રાતના લગભગ દસેક થયા હશે. ]

ધનિયો : રૂપાં, ત્હને કંઇ થાય છે ?

રૂપાં : મ્હને સખત દુખાવો ઉપડયો છે. તું જરા અંદર બત્તી પેટાવ.

ધનિયો : હું દાયણને બોલાવી લાવું ?

રૂપાં : ના, ના, દાયણની કંઇ જરૂર નથી, જરા બત્તી પેટાવીને પડોશમાંથી ડોશીને જ બોલાવ ને !

ધનિયો : પણ દાયણને બોલાવશું તો ઠીક પડશે.

રૂપાં : ના રે એનું મુઇનું મોઢું તો બહુ મ્હોટું છે. એવો રૂપિયો નકામો નથી આવ્યો. હતા તે તો પેલો મુવો લઇ ગયો...ઓ રે...ચાલ, હવે તું જરા ઉતાવળ કર.

[ ધનિયો અંદર જઇ દીવો કરે છે. રૂપાં અંદર જાય છે. ધનિયો પડોશમાંથી ડોશીને બોલાવી લાવે છે. ધનિયો લમણે હાથ દઇ ઢોલિયા પર બેસે છે. અનુભવવૃદ્ધ ડોશીને વસ્તુસ્થિતિ સમજતાં વાર નથી લાગતી ]

ડોશી : આવો મરદ જેવો મરદ થઇ એમાં શું ગભરાય છે ? ભગવાન સૌ સારાં વાનાં કરશે.

[ ડોશી ઓરડીમાં જાય છે, ને બારણું બંધ કરે છે. શૂન્યમનસ્ક દશામાં ધનિયો બેસી રહે છે. ઘડીઘડી રૂપાંનો વેદનાભર્યો અવાજ બારણાંની ફાટમાંથી આવે છે. આમ લગભગ અર્ધો કલાક વીત્યો હશે. થોડીવારે અંદરથી નવા જન્મેલા બાળકનો રડવાનો અવાજ આવે છે. ધનિયો એક ઊંડો નિઃશ્વાસ નાખે છે ને ઉભો થઇ ઓસરીમાં આંટા મારે છે. પાંચેક મિનિટ ડોશી બારણું ઉઘાડી બ્હાર આવે છે. ]

ડોશી : લે ધનિયા, ધાણાગોળ દે. ભગવાને ચોથો દિકરો દીધો.

ધનિયો : પણ ભગવાન રોટલા નથી દેતો ને ? [ વિના પ્રયત્ન ધનિયાથી આટલું બોલાઇ જવાયું. ]

ડોશી : એવું મા બોલ. આજ દિકરા કોને ત્યાં છે ? લોકો બિચારા દીકરાની હાયમાં ને હાયમાં મરી જાય છે તે ખબર છે ? એમ કહે કે ભગવાનના તો તારા પર ચાર હાથ છે.

ધનિયો : પણ રૂપાંને કેમ છે ?

ડોશી : રૂપાંને છે તો ઠીક, પણ જરા ટંઢી થઇ ગઇ છે તો તું જરા પીઠા પર જઇ દારુ લઇ આવ !

ધનિયો : જરા મ્હારો ડગલો અંદરથી લાવો ને.

[ ડોશી અંદરથી ડગલો લાવી ધનિયાને આપે છે. ]

**પહેલો મજુરઃ** ( ધનિયાનો હાથ પકડી ) અલ્યા, એટલામાં ક્યાં ચાલ્યો ? ભૈરી ત્હારા એકલાને જ છે કે શું ?

**ધનિયો** : ના. ના. મ્હારે હવે જવું જ જોઇએ.

**બીજો મજુરઃ** જા. તો ભલે જા. પણ જોજે હમારા બધાના પૈસા આજ ત્હારે ચૂકવવાના છે.

**ધનિયો** : વળી કોક દા'ડો પાઇશ. આજે તો મ્હારી પાસે પૂરતા પૈસા ય નથી.

[ હાથ છોડાવી ચાલવા માંડે છે, ને દારુ વેચનાર પારસી બેઠો છે ત્યાં આવે છે. ]

**દારુવાળો** : કેમ અલ્યા ! પરમ દિવસના આઠ આના બાકી છે તે નથી આપવા કે શું ?

**ધનિયો** : એવું તે હોય ? કોઇ દિ' તમારા પૈસા ડુબાવ્યા છે શેઠ ?

**દારુવાળો** : તો ચાલ, આજના ચાર આના તો કાઢ !

**ધનિયો** : ( ખીસામાંથી ચાર આના કાઢી ) લ્યો. ને મ્હારે એક ઊંચામાંની બાટલી જોઇએ.

**દારુવાળો** : ( નોકરને ) અલ્યા એ પેલા કબાટમાંથી એક બાટલી લાવ તો. ( ધનિયા તરફ ફરીને ) કેમ આજ કાંઇ જલસોબલસો છે કે શું ?

**ધનિયો** : ના રે શેઠ, હમારે ગરીબ માણસને તે વળી જલસા કેવા ? એ તો મ્હારી બાયડી સુવાવડમાં છે ત્હેને ડીલે ઘસવા જોઇએ છે. જો જો એકદમ એકદમ ઊંચામાંની આપજો હોં !

[ નોકર લાવી ટેબલપર મૂકે છે. ]

**ધનિયો** : શેઠ, આના કેટલા પૈસા છે ?

**દારુવાળો** : પોણા બે રૂપિયા. ચાલ, કાઢ ઉતાવળો થા.

**ધનિયો** : ( બાટલી પકડીને ) શેઠ, કાલ એના પૈસા દઇ દઇશ.

**દારુવાળો** : ( બાટલી પકડી ) ના, એ નહિ બને. હજી પેરમદા'ડાના પૈસા તો ચૂકવ્યા નથી,

**ધનિયો** : તે બધા જ કાલ દઇશ.

**દારુવાળો** : જા, જા, મ્હોટો સાહુકારનો દીકરો થઇને આવ્યો છે તે. પૈસા લઇને આવ.

**ધનિયો** : શેઠ, ભગવાનના સોગન ખાઇને કહું છું કે કાલે જરૂર તમારા બધા પૈસા ચૂકવી દઇશ.

**દારુવાળો** ; તો જા કાલ બાટલી લઇ જજે.

**ધનિયો** : પણ શેઠ, મ્હારી બાયડી સુવાવડમાં છે, ને એને માટે હમણાં જ દારુની જરૂર છે.

**દારુવાળો** : ત્હેમાં હું શું કરું ? કિતર હેઠો. બાવાજીનો માલ છે. ચાલ છોડ.

[ આમ બે વચ્ચે બાટલી માટે ખેંચતાણ ચાલી. ધનિયાની આંખો ગુસ્સાથી કે નશાથી લાલ થવા માંડી છે. એક આંચકો મારી એ બાટલી ખુંચવી લે છે. દારુવાળો પારસી ઊભો થવા જાય છે—ત્હેના માથા પર બીજી ક્ષણે બાટલીના જોરથી અથડાવાથી મ્હોટો અવાજ થાય છે. ધનિયો પોતે જે કર્યું તે જોઇ બેબ્હાકળો થાય છે. બે નોકરો આવી એને પકડે છે. એટલામાં

બે બીજા બાપડીવાળા પોલીસ દુકાનમાં દાખલ થાય છે ને ધનિયાને મારે છે. પારસી દારુવાળાને મોટરમાં નાંખી હોસ્પિટલ પર લઇ જવામાં આવે છે. લોકોના ટોળા વચ્ચેથી ધનિયાને પોલિસો ગડદા મારતા મારતા લઇ જાય છે.]

ધનિયો : (પોલીસને-આજીજીભર્યા અવાજે) જમાદાર, મ્હારી બાયડી મરવા પડી છે. મ્હને ઘેર જવા દો.

પોલિસ : (એક તમાચો મારી) હવે ચાલ સીધો ચોકી પર. બહુ મ્હોટો શાહુકાર છે ને કે ત્હને હવે ઘેર જવા દે.

[ ધનિયાને ધક્કા મારી પોલીસો લઇ જાય છે. ]

[ પડદો પડે છે ]

## પ્રવેશ ચોથો

[ સ્થળ: મેજીસ્ટ્રેટની કોર્ટ, એક ઉચ્ચાસન પર મેજીસ્ટ્રેટ બેઠા છે. આજુબાજુ ત્રણેક કારકુનો છે. સ્હામે થોડા વકીલો બેઠા છે. હાથમાં બેડી સાથે ધનિયાને એક ખુણામાં ઉભો રાખ્યો છે, બે પોલિસો એની બાજુમાં ઉભા છે. ]

[ સમય: બીજે દિવસ: બપોરના બારેકનો સુમાર. ]

[ સરકારી વકીલ ઉભા થાય છે. ધનિયાને આરોપી તરીકે પાંજરામા ઉભો કરવામાં આવે છે. ને કોર્ટના નિયમાનુસાર પ્રશ્નાવલિ શરૂ થાય છે. ]

સરકારી વકીલ : ત્હારું નામ !

ધનિયો : ધનિયો કરસન.

સ. વકીલ : ત્હારી ઉમ્મર કેટલી !

ધનિયો : સાહેબ, બરાબર ખબર નથી, પણ ત્રિસેક થયાં હશે.

સ. વકીલ : તું ચોરી લુંટફાટ કરે છે કે બીજો કોઇ ધંધો ત્હારે છે !

ધનિયો : સાહેબ, હું ચોરલુંટારો નથી. હું મીલમાં મજુરીએ જાઉં છું-ને.

સ. વકીલ : હા. તું બહુ મ્હોટો શાહુકાર છે. મ્હારે આગળ નથી સાંભળવુ.

ધનિયો : સાહેબ, પણ મ્હારે પાંચ છોકરાં છે !

સ. વકીલ : (કડકપણે) તે મ્હારે જાણવાની જરૂર નથી. હું પૂછું તેટલા સવાલના જવાબ આપ.

[ ધનિયો ચૂપ રહે છે, કારકુનો હકીકત નોંધે છે. ]

સ. વકીલ : કાલે રાત્રે અગિયાર વાગ્યે ત્હેં સોરાબજી શેઠના માથા પર દારુની બાટલી મારી એ વાત સાચી છે !

ધનિયો : હા. સાહેબ, પણ...

સ. વકીલ : પણબણ મ્હારે નથી સાંભળવું. તું ગુન્હો કબુલ કરે છે ખરું ને !

ધનિયો : હા સાહેબ, પણ મ્હારી બાયડી...

સ. વકીલ : એ સાંભળવાની કોર્ટને જરૂર નથી. ( મેજીસ્ટ્રેટ તરફ ફરીને ) નામદાર, આરોપી ગુન્હો કબુલ કરે છે.

[ પોલિસ ધનિયાને બાજુ પર લઇ જાય છે. ધનિયો મેજીસ્ટ્રેટ તરફ બે હાથ જોડે છે. ]

**પહેલો મજુરઃ** ( ધનિયાનો હાથ પકડી ) અલ્યા, એટલામાં ક્યાં ચાલ્યો ? ગેરી ત્હારા એકલાને જ છે કે શું ?

**ધનિયો** : ના. ના. મ્હારે હવે જવું જ જોઇએ.

**બીજો મજુરઃ** જા તો ભલે જા. પણ જોજે હમારા બધાના પૈસા આજ ત્હારે ચૂકવવાના છે.

**ધનિયો** : વળી કોક દા'ડો પાઇશ. આજે તો મ્હારી પાસે પૂરતા પૈસા ય નથી.

[ હાથ છોડાવી ચાલવા માંડે છે, ને દારૂ વેચનાર પારસી બેઠો છે ત્યાં આવે છે. ]

**દારૂવાળો** : કેમ અલ્યા ! પરમ દિવસના આઠ આના બાકી છે તે નથી આપવા કે શું ?

**ધનિયો** : એવું તે હોય ? કોઇ દિ' તહમારા પૈસા ડુબાવ્યા છે શેઠ ?

**દારૂવાળો** : તો ચાલ, આજના ચાર આના તો કાઢ !

**ધનિયો** : ( ખીસામાંથી ચાર આના કાઢી ). લ્યો. ને મ્હારે એક ઊંચામાંની બાટલી જોઇએ.

**દારૂવાળો** : ( નોકરને ) અલ્યા એ પેલા કબાટમાંથી એક બાટલી લાવ તો. ( ધનિયા તરફ ફરીને ) કેમ આજ કાંઇ જલસોબલસો છે કે શું ?

**ધનિયો** : ના રે શેઠ, હમારે ગરીબ માણસને તે વળી જલસા કેવા ? એ તો મ્હારી બાયડી સુવાવડમાં છે ત્હેને ડીલે ઘસવા જોઇએ છે. જો જો એકદમ એકદમ ઊંચામાંની આપજો હોં !

[ નોકર લાવી ટેબલપર મૂકે છે. ]

**ધનિયો** : શેઠ, આના કેટલા પૈસા છે ?

**દારૂવાળો** : પોણા બે રૂપિયા. ચાલ, કાઢ ઉતાવળો થા.

**ધનિયો** : ( બાટલી પકડીને ) શેઠ, કાલ એના પૈસા દઇ દઇશ.

**દારૂવાળો** : ( બાટલી પકડી ) ના, એ નહિ બને. હજી પરમદા'ડાના પૈસા તો ચૂકવ્યા નથી,

**ધનિયો** : તે બધા જ કાલ દઇશ.

**દારૂવાળો** : જા, જા, મ્હોટો સાહુકારનો દીકરો થઇને આવ્યો છે તે. પૈસા લઇને આવ.

**ધનિયો** : શેઠ, ભગવાનના સોગન ખાઇને કહું છું કે કાલે જરૂર તહમારા બધા પૈસા ચૂકવી દઇશ.

**દારૂવાળો** ; તો જા કાલ બાટલી લઇ જજે.

**ધનિયો** : પણ શેઠ, મ્હારી બાયડી સુવાવડમાં છે, ને એને માટે હમણાં જ દારુની જરૂર છે.

**દારૂવાળો** : ત્હેમાં હું શું કરુ ? ઉતર હેઠો. બાવાજીનો માલ છે. ચાલ છોડ.

[ આમ બે વચ્ચે બાટલી માટે ખેંચતાણ ચાલી. ધનિયાની આંખો ગુસ્સાથી કે નશાથી લાલ થવા માંડી છે. એક આંચકો મારી એ બાટલી ખુંચવી લે છે. દારૂવાળો પારસી ઊભો થવા જાય છે-ત્હેના માથા પર બીજી ક્ષણે બાટલીના જોરથી અથડાવાથી મ્હોટો અવાજ થાય છે. ધનિયો પોતે જે કર્યું તે જોઇ બેબાકળો થાય છે. બે નોકરો આવી એને પકડે છે. એટલામાં

બે બીજા બાપડીવાળા પોલીસ દૃશ્યમાં દાખલ થાય છે ને ધનિયાને મારે છે. મારતી ફટકાવાળાને મેટરમાં નાંખી ડેરિંગાસ પર લઈ જવામાં આવે છે. લોકોના ટોળા વચ્ચેથી ધનિયાને પોલિસો મારતા મારતા લઈ જાય છે.]

ધનિયો : (પોલીસને-આજીજીભર્યા અવાજે) જમાદાર, મ્હારી બાયડી મરવા પડી છે, મ્હને ઘેર જવા દો.

પોલિસ : ( એક તમાચો મારી ) હવે ચાલ સીધો ચોકી પર. બડ્ડુ મ્હોટો શાહુકાર છે ને કે ત્હને હવે ઘેર જવા દે.

[ ધનિયાને ધક્કા મારી પોલીસો લઈ જાય છે. ]

[ પડદો પડે છે ]

## પ્રવેશ ચોથો

[ સ્થળ: મેજીસ્ટ્રેટની કોર્ટ, એક ઉચ્ચાસન પર મેજીસ્ટ્રેટ બેઠા છે. આજુબાજુ કચેરીના માણસો છે. સ્હામે બેઠા વકીલો બેઠા છે. હાથમાં બેડી સાથે ધનિયાને એક ખૂણામાં ઉભો રાખ્યો છે, બે પોલિસો એની બાજુમાં ઉભા છે. ]

[ સમય: બીજે દિવસ બપોરના બારેકનો સુમાર. ]

[ સરકારી વકીલ ઉભા થાય છે. ધનિયાને આગળ લાવી પાંજરામાં ઉભો રાખવામાં આવે છે. ને કોર્ટના નિયમાનુસાર પ્રશ્નાવલિ શરૂ થાય છે. ]

સરકારી વકીલ : ત્હારું નામ ?

ધનિયો : ધનિયા કરસન.

સ. વકીલ : ત્હારી ઉંમર કેટલી ?

ધનિયો : સાહેબ, બરાબર ખબર નથી, પણ ત્રિસેક થઈ હશે.

સ. વકીલ : તું ચોરી લુંટફાટ કરે છે કે બીજો કોઈ ધંધો ત્હારે છે ?

ધનિયો : સાહેબ, હું ચોરલુંટારો નથી. હું મીલમાં મજુરીએ જાઉં છું-ને,

સ. વકીલ : હા. તું બડ્ડુ મ્હોટો શાહુકાર છે. મ્હારે આગળ નથી સાંભળવું.

ધનિયો : સાહેબ, પણ મ્હારે પાંચ છોકરાં છે !

સ. વકીલ : (કડકપણે) તે મ્હારે જાણવાની જરૂર નથી. હું પૂછું તેટલા સવાલના જવાબ આપ.

[ ધનિયો ચૂપ રહે છે, કારકુનો હકીકત નોંધે છે. ]

સ. વકીલ : કાલે રાત્રે અગિયાર વાગ્યે ત્હેં સોરાબજી શેઠના માથા પર દારૂની બાટલી મારી એ વાત સાચી છે ?

ધનિયો : હા, સાહેબ, પણ...

સ. વકીલ : પણબણ મ્હારે નથી સાંભળવું. તું ગુન્હો કબુલ કરે છે ખરું ને !

ધનિયો : હા સાહેબ, પણ મ્હારી બાયડી...

સ. વકીલ : એ સાંભળવાની કોર્ટને જરૂર નથી. ( મેજીસ્ટ્રેટ તરફ ફરીને ) નામદાર, આરોપી ગુન્હો કબુલ કરે છે.

[ પોલિસ ધનિયાને બાજુ પર લઈ જાય છે. ધનિયો મેજીસ્ટ્રેટ તરફ બે હાથ જોડે છે. ]

**ધનિયો** : સાહેબ, હું ગુન્હો કબુલ કરું છું, પણ મ્હારા પર દયા કરો. મ્હારી બાયડી સુવાવડમાં છે, ને મ્હારે પાંચ ન્હાનાં બચ્ચાં છે. એ બધાં ભુખે ટળવળતાં મરી જશે.

[ પત્થરના પૂતળા જેવા મેજીસ્ટ્રેટના મુખ પરના ભાવ પણ નથી બદલાતા. તે થોડીવારે ઉભા થાય છે. ]

**મેજીસ્ટ્રેટ** : આ ત્હારો પ્હેલો ગુન્હો છે એટલે દયા કરીને કોર્ટ ત્હને ફક્ત ૭ માસની સખ્ત કેદની જ સજા કરે છે.

[ ધનિયાથી ધીમી ચીસ નાંખી દેવાય છે. પોલીસો ત્હેને પકડી બ્હાર લઇ જાય છે. જતાંજતાં ધનિયો ભાંગ્યાતૂટ્યા શબ્દોમાં બોલે છે. ]

**ધનિયો** : દયા કરો, સાહેબ...મ્હને દંડો, પણ મ્હારાં નિરાધાર સ્ત્રીબાળકો...

[ પોલિસો ધનિયાને ખેંચી જાય છે ]

[ દરરોજના આવા ચૂકાદા સાંભળી જડ બનેલી અદાલતની ભીંતો ને તેથી ય વધારે જડ બનેલાં કાયદાબાજ હૃદયો કંઇ પણ ન બન્યું હોય એમ ઉદાસીન ભાવે ઉભાં રહે છે. ]

[ પડદો પડે છે ]

## રાજ્યરંગદર્શન

મનુષ્ય જન્મી વૃદ્ધિ પામી અમુક સ્થિતિએ પહોંચી મરણ પામે છે પણ મનુષ્યસૃષ્ટિ હજી નાશ પામી નથી. સ્ત્રીપુરુષને સંયોગે નવાં મનુષ્ય જન્મે છે ને એ પોતાની જ્ઞાનકર્મલીલા રમે છે. મનુષ્ય આખા વિશ્વની લીલાનું રહસ્ય જાણવાને ખંતે ખોળ કરે છે પણ તેને પાર લાધતો નથી, તે જ્ઞાન વડે અનેક અટકળ કરે છે પણ થોડીક જ તે અનુભવમાં આણી શકે છે,—તે ચિંતેલી સ્થિતિનો યોગ પ્રાપ્ત કરી શકતું નથી તો પણ તે તેની સાધનાને માટે ઉત્સાહે પ્રયત્ન કરે છે જ, અને ધર્મને અનુસરતાં રહી પ્રયત્ન કરે છે એ જ એનું જયી આનંદી સ્વરૂપ છે.

મનુષ્યસૃષ્ટિ વિશ્વના સંબંધમાં રહી પોતે જ્ઞાને રંગાઇ અખિલ વિશ્વને રંગે છે ને વિશ્વના કારણકર્તાનું ( નિર્ગુણ સગુણનું ) ધ્યાન દર્શન કરે છે; અને મનુષ્યસૃષ્ટિમાંના એક પ્રદેશના એક ખૂણામાંનો એક હું નર્મદ આ રાજ્યરંગદર્શન ગ્રંથની દુર્લભ સમાપ્તિને ટાણે સગુણ એકને—શ્રીરંગને—પ્રેમે પ્રણવું છું ને સ્તવું છું, વિજય વિજય શ્રીરંગ !—

અને એ વિશ્વેશ્વર પરમોદાર જગદ્ગુરુ ધર્માત્મા સિદ્ધ પુરુષ અખિલ વિશ્વને વ્યવસ્થિત સુંદર રાખતાં ધ્યાન જ્ઞાન પ્રયત્નના અભિમાની મનુષ્યને ધર્માર્થકામમોક્ષને અર્થે અંતર્બોધ સદા સર્વત્ર આ સૂક્ષ્મ મંત્ર ( રહસ્ય અવ્યક્ત રાખીને ) કરે છેઃ—

एकस्मै सत्यस्वरूपाय नमः ।

—નર્મદ : રાજ્યરંગ ભાગ ૨ જો

# તંત્રીસ્થાનેથી

અમે

ગુજરાતી સાહિત્યની અધિષ્ઠાત્રી દેવીનું હૃદયપૂર્વક આવાહન કરીને અમે ' ગુજરાત 'નું પુનઃપ્રાકટ્ય કરવાને આજે ઉદ્યુક્ત થયા છીએ. સાહિત્યસંસદે ૧૯૨૨માં ' ગુજરાત 'નું પ્રકાશન આરંભ્યું અને ઉત્તરોત્તર વર્ષો સુધી એણે ગુજરાતની અને ગુજરાતી સાહિત્યની વિવિધ રીતે યથાશક્તિ સેવા કરી. સમસ્ત દેશ સાથે ગુજરાતના દેશકાલે ' ગુજરાત 'નો સારસ્વત પ્રવાહ પણ થોડાંક વર્ષો અટકાવ્યો. પણ તેના પુનઃપ્રાકટ્ય માટે પરિસ્થિતિ ઉત્પન્ન થતાં એનો મંગલ નવીન આરંભ અમે આજે ઉત્સાહભેર કરીએ છીએ. અમે પ્રાર્થીએ છીએ કે ગુજરાતની, ગુજરાતી ભાષાની અને ગુજરાતી સાહિત્યની અનેકવિધ સંગીન સેવા કરવાની ' ગુજરાત 'ની અભિલાષા સાધ્ય થાય અને એ સાંગોપાંગ ખીલે.

ગુજરાત કોનું નથી ? ' ગુજરાત ' પણ ગુજરાતનું—મહાગુજરાતનું—છે. ગુજરાત જેમ વિશેષ જગદ્વ્યાપક બન્યું છે તેમ ' અમારું ગુજરાત ' એ ભાવના પણ ગુજરાતીઓના હૃદયમાં દિનપ્રતિદિન વિસ્તાર પામતી જાય છે. પહેલાં ' ગુજરાત 'નું સંચાલન કરતી સંસદ નાની હતી; હવે એ મોટી થઇ છે. સંસદના સભ્યોનો સહકાર ઘણું અને અનેક રીતે અમને મળશે જ એ શ્રદ્ધાથી અમે અમારા આ કર્તવ્યનો આરંભ કરીએ છીએ.

' ગુજરાત 'નાં જૂનાં પુસ્તકો જોતાં ઘણાએક લેખકબંધુઓ અમારી નજરે પડે છે. એમનામાં જેમણેજેમણે પોતાની કલમ મૂકી દીધી હોય તેમનેતેમને તે ફરીથી હાથ ધરવાની અમે વિનંતિ કરીએ છીએ. સંસદના જૂના અને નવા સભ્યોના આવા સહકારથી ' ગુજરાત ' ને અમે સંગીન ને સમૃદ્ધ કરી શકીશું.

* * * *

## વાર્ષિક ગ્રંથસ્થ વાઙ્મય

ગુજરાતમાં ઘણાં મહત્વનાં કાર્યો મામાભાસીના ધોરણ ઉપર જુદીજુદી વ્યક્તિઓને સોંપવામાં આવે છે એ વાત જાણીતી છે. પરંતુ ગુજરાત સાહિત્ય સભા વાર્ષિક ગ્રંથસ્થ વાઙ્મયની સમાલોચનાનું કાર્ય ઉત્તમ વિવેચકને શોધીને જ સોંપે છે એ સંતોષકારક છે. ૧૯૩૫ ની સાલ માટે પણ શ્રી. નવલરામ જગન્નાથ ત્રિવેદીની વરણી સુંદર જ કરી શકાય. આટલું કહ્યા પછી અમારે આ વિષય પરત્વે વિશેષ દર્શાવવો એ એ અમે અમારું કર્તવ્ય સમજીએ છીએ. થોડાંક વર્ષો ઉપર, પ્રતિ વર્ષે જુજ પુસ્તકો પ્રસિદ્ધ થતાં અને તે સમયના સાક્ષરો સરકારી સિવિલિયનો પેઠે દરેક દરેક કાર્યમાં નિષ્ણાત મનાતા એટલે કદાચ તે સમયે વાર્ષિક સમાલોચના કરવાનું કાર્ય એક જ વ્યક્તિને સોંપવામાં આવત તો બહુ વાંધાભર્યું લેખાત નહિ. પરંતુ આધુનિક સમયની

પરિસ્થિતિ જુદી છે. પ્રસિદ્ધ થતાં પુસ્તકોની સંખ્યા વધી ગઈ છે અને વિષયોના પ્રકારમાંએ વૃદ્ધિ થઈ છે. આ વસ્તુસ્થિતિમાં અમુક વ્યક્તિ ગમે તેવી પ્રભાવશાળી હોય છતાં પણ જુદાજુદા વિષયનાં અનેક પુસ્તકોને એ ન્યાય આપી શકે એમ ધારવું હાસ્યજનક છે. નવલકથા, નવલિકા, સાહિત્ય સંબંધી નિબંધો, કાવ્યો, વિવેચન, મુસાફરી, ધર્મ, સમાજ, રાજકારણ, ઇજનેરી, રસાયણ, વિજ્ઞાન, આદિ શાસ્ત્રો પરત્વે લખાયેલ પુસ્તકોનું એક જ વ્યક્તિ વિવેચન કરી શકે એવી સમર્થ વ્યક્તિ જવલ્લે જ જોવામાં આવે છે. તે ઉપરાંત આ જમાનો ' સ્પેશ્યલિઝમ ' નો છે અને પ્રજાજીવનના વિકાસાર્થે એ જ ઉત્તમ છે. આ બધું ધ્યાનમાં લેતાં પુસ્તકોને મોટામોટા ત્રણ કે ચાર વિભાગમાં વહેંચી નાંખી, તેતે વિભાગના નિષ્ણાત વિવેચકોને આ કાર્ય પ્રત્યેક વર્ષે સોંપવામાં આવે તો, આવી સમાલોચના કરાવવા પાછળ રહેલ ઉચ્ચ આશય ફલીભૂત થવાનો સંભવ વધારે છે એમ ખાતરીપૂર્વક કહી શકાય.

*　　　*　　　*　　　*

## પ્રાંતીય સાહિત્યનો સહકાર

ઇન્દોરમાં મળેલા હિન્દી સાહિત્યસંમેલને એક ઠરાવ કરીને હિન્દના બધા પ્રાંતના સાહિત્યકારો વચ્ચે અને તેમની દ્વારા દરેક પ્રાંતના સાહિત્ય વચ્ચે સહયોગ સાધવાનો સ્તુત્ય પ્રયાસ કર્યો છે અને તે ઠરાવમાં રહેલી ભાવનાને મૂર્ત બનાવવા એક સમિતિ પણ નીમી છે. આ સમિતિએ પોતાનું કાર્ય શરુ કરી દીધું છે અને ઑક્ટોબરમાં તો દરેક પ્રાંતની સંસ્કૃતિ ઝીલતું ' હંસ ' માસિક આપણી સમક્ષ રજુ થશે.

આપણી વિવિધ ભાષાઓ, રહેણીકરણી અને જીવનપ્રણાલિને સંખલિત કરતી સેર જેવી સમસ્ત હિન્દની એક સંસ્કૃતિ છે એ કદી પણ વિસરી શકાય તેમ નથી. નિર્લેપ દૃષ્ટિથી જોનારને આપણા પ્રાંતીય વૈવિધ્ય વચ્ચે પણ સંસ્કૃતિનો સમાન અંશ જણાયા વગર નહીં રહે અને એ સંસ્કૃતિ બહુધા દરેક પ્રાંતના સાહિત્યમાં પ્રતિબિંબિત થયેલી હોવાથી સાહિત્યનો સહયોગ સાધવો તે દુષ્કર નથી અને દુષ્કર હોય તો પણ ઇષ્ટ જ છે. અત્યારે આપણો પ્રજાજાગૃતિનો સમય છે તે વખતે પ્રવર્તમાન બનેલા સારા અંશોનો આ પ્રમાણે સમન્વય સાધવાની આવશ્યકતા છે જ. અને આવો પ્રયાસ કરવાનો હિન્દની કોઇ પણ ભાષાને અધિકાર હોય તેના કરતાં હિન્દીને વિશેષ છે. વળી આપણે ત્યાં દરેક પ્રાંતમાં અનેક સાહિત્ય સંસ્થાઓ અસ્તિત્વ ધરાવે છે. આ બધી સંસ્થાઓનો સક્રિય સહકાર પ્રાપ્ત થતાં હિન્દી સંમેલને નીમેલી આ સમિતિનું કાર્ય બહુ સુગમ થઇ પડશે એમ અમને શ્રદ્ધા છે.

Let me urge that we keep clear of two besetting sins—hardness of heart and softness of head.

THEODORE ROOSEVELT.

# દો...હ...ન

## અણુ અને વિરાટ

માધુર્ય બાલમુખનું શશિમાં નિહાળું
ને તારકે વિરલ એ શિશુનેત્ર ભાળું,
એ કિલકિલાટ જગબાલકના સુહાસે
વિસ્તીર્ણરૂપ બનિયો શ્રવણે હું ધારું,
એ ઓષ્ઠનું વિકસવું કુસુમે વિકાસે
તે જોઈ અંતર હવે મુજ મૂક રાચે;
પ્રાતઃસમે વિપુલ રંગસમૃદ્ધિ રેલે
વ્યોમે, ત્યહીં શિશુની હર્ષસમૃદ્ધિ પામું.
મુગ્ધના કરતથી બાલ રેલાયો વિશ્વમાં દિસે,
અદૃશ્ય થઈને પાછો નવરૂપ ધરી રમે.

—સુંદરજી બેટાઈ : ઇન્દ્રધનુ

## લાનું ઉત્પત્તિસ્થાન

અથર્વવેદ ( ૧૧–૭ )માં ઉચ્છિષ્ટ સૂક્ત નામનો એક ખંડ છે. તેમાં ઉચ્છિષ્ટની પ્રશંસા છે. ઉચ્છિષ્ટ એટલે યજ્ઞ સંપૂર્ણ થયા પછી વધે તે. તે સૂક્તનો ભાવ નીચે પ્રમાણે છેઃ

નામ અને રૂપ, સત્ય, કલ્યાણ, ઐશ્વર્ય, વીર્ય, ઋત, તપસ્યા, રાષ્ટ્ર, ધર્મ, કર્મ, ભૂત, ભાવ્ય, ઉપલબ્ધિ, પ્રાપ્તિ, વ્યાપ્તિ, ઋક્, સામવેદ, પુરાણ, પ્રમોદ, આનન્દઃ આ બધું ઉચ્છિષ્ટમાંથી જન્મે છે.

આ વિધાનથી પહેલાં તો આપણે ચકિત થઈ જઈએ છીએ. પરંતુ વિચાર કરતાં તેમાં રહેલું સત્ય આપણને સમજાય છે.

મનુષ્યની અને જગતની સર્વ સમૃદ્ધિ ઉચ્છિષ્ટમાંથી એટલે આપણે ઉપભોગ કરીએ તે પછી જે વધે તેમાંથી જ જન્મે છે. કારણ કે જેનો આપણે ઉપભોગ કરીએ છીએ તેનો તો ક્ષય થઈ જાય છે. પણ જે અવશેષ રહે છે તેમાંથી જ મહત્ત્વાકાંક્ષા, સંસ્કૃતિ, અનુભાવ, કલા, સૌન્દર્ય, ધર્મ વગેરે તત્ત્વો ઉત્પન્ન થાય છે. વિલાસમાં તૃષ્ણાનો અંત હોવાથી મળે તેટલા બધાનો તે ઉપભોગ કરી જાય છે એટલે તેમાં કંઈ અવશેષ રહેતું નથી, અને તેમાં ઉચ્છિષ્ટ ન હોવાથી સર્જનનો અવકાશ રહેતો નથી. વિલાસની સીમા બંધાય છે. જગતસર્જકમાં લોભ અને તૃષ્ણા નથી તેથી જ તે સતત સર્જન કરી શકે છે. એટલે જેને સર્જનની અભિલાષા હોય, તેણે નિર્લોભ અને સરલ બનવું જોઈએ.

ધનવાનો પણ જાણે છે કે ઉપભોગ કરતાં જે તેઓ બચાવી શકે છે તે જ તેમની મૂડી બને છે. તે જ પ્રમાણે કલાકાર, કવિ અને ભક્ત સમજે છે કે તેમની પ્રવૃત્તિનું મૂળ ઉચ્છિષ્ટ–ઉપભોગ કરતાં વધેલો અવશેષ છે.

—શ્રી ક્ષિતિમોહન સેન : The Young Builder

## અહિંસામન્ત્રનો ઉપદેશ

ત્ર્યંબકનો ક્રોધ શમાતો ન હતો. પડેલા શંકરને સંબોધી તે પોકારી ઉઠયો : " ચાંડાલ ! હત્યારા ! " અને તેને પગવડે પ્રહાર કરવા તે તત્પર થયો, ત્યાં તો રુદ્રદત્તનો પરિચિત, સ્વસ્થ અને ગંભીર સાદ સંભળાયો.

" ત્ર્યંબક ! "

ત્ર્યંબક થોભ્યો. રુદ્રદત્તે કહ્યું, " ભાઇ, પાછો આવ. મારું અંગ્ર લોહિયાળ ન બનાવીશ. "

ગુરુને વાગતાં ભાન ભૂલેલા ત્ર્યંબકને જ્ઞાન આવ્યું કે ગુરુને થયેલો ઘાવ મરણઘાવ હતો. ગુરુનું મરણ ? ત્ર્યંબકના દેહમાંથી બળ ઓસરી ગયું. તેને ફેર આવવા લાગ્યા. લથડતે પગે તે પાછો ફર્યો, અને ગુરુના ચરણ સમીપ જડ ઢગલો બની બેસી ગયો.

બહાર ઝૂમતા ભયની દરકાર કર્યા વગર જોનસન સાહેબ અને મડમ દવા અને ઓજારોની પેટી લેવા દોડયાં.

" નાહક જાય છે, " રુદ્રદત્ત બોલ્યા.

" કેમ ? "

" મર્મ ઉપર ઘા થયો છે. થોડીક વખત આ દેહ ટકશે. "

" શું ? " કલ્યાણી ચમકીને બોલી ઉઠી.

" ચમકવાનું કારણ નથી. દેહે બહુ કામ આપ્યું. હવે એ દેહ આરામ લેશે, " રુદ્રદત્ત બોલ્યા. ત્ર્યંબકની આંખમાંથી અશ્રુધારા ચાલી રહી હતી. તેના કંઠથી ડુસકું આઇ જવાયું.

" ત્ર્યંબક, મર્દને આંસુ શાં ? " રુદ્રદત્ત બોલ્યા.

" હું મર્દ નથી. હું આપનો બાળક છું. "

" બેટા, આ લાંબી જીંદગીમાં અનેક શિષ્યોએ મારા પ્રત્યે ગુરુભાવ કેળવ્યો. પણ ત્ર્યંબક, તારો જોટો મને જડયો નથી. "

" ભૂલની-ક્ષમા-માગું છું. "

" તેં ભૂલ નથી કરી. તારું સ્વત્વ તેં મારામાં હોમ્યું. એક ગુરુદક્ષિણા આપીશ ? "

ત્ર્યંબકથી બોલાયું નહિં. રુદનમય ત્ર્યંબકે ગુરુચરણે હાથ મૂકયા.

" દીકરા, પણ લે કે કોઇ દિવસ હથિયાર ન ઝાલવું. "

" ગુરુજી, એક વખત શસ્ત્ર વાપરી શસ્ત્ર ફેંકી દઇશ. "

" કયાં વાપરવું છે ? "

" મારા ગુરુ ઉપર હાથ ઉપાડનાર અને તેની પાછળ રહેલા સહુનો સંહાર કરી હું શસ્ત્ર વેગળું કરીશ. "

" જા, ઘેલા રુદ્રદત્તનું તર્પણ વેર લઇને થાય ? "

" ત્યારે શી રીતે થાય ? "

" હાથમાંથી શસ્ત્ર તજીને અને મનમાંની ઝેર તજીને. એ પણ જે લે તે મારા દેહને અગ્નિદાહ કરે, " સહુ શાંત બની ગયાં.

" મારે હજી કલ્યાણીને સંભાળવી પડશે, " ત્ર્યંબક બોલ્યો.

" અને મને ભય છે કે તારે લક્ષ્મીને પણ સંભાળવી પડશે, " રુદ્રદત્ત બોલ્યા.

" એ હું વગર શસ્ત્રે કેમ કરી શકીશ ? "

" વગર શસ્ત્રે સ્ત્રીઓને ન સંભાળી શકાય એવી દુનિયામાં ન જ રહેવું. "

" એટલે ? "

" દુનિયાને શસ્ત્રરહિત કરવી, અગર દુનિયામાંથી ચાલ્યા જવું. "

" એ બનશે ? "

" તો જ માણસમાં માણસાઇ રહેશે. "

" પણ બધી જનતા ક્યાં એમ માને છે ? "

" બેટા, હું એ માનું છું. હું તો આવ્યો, મારા પછી એકાદ માણસ પણ એ માનતો થાય તો હું સુખથી દેહ છોડું. તારામાં મને શ્રદ્ધા છે. " રુદ્રદત્તે આંખ ખોલી ત્ર્યંબક સામે જોયું. તેની દૃષ્ટિમાં નવો પયગામ હતો, નવા પયગામનાં તેજ હતાં, માનવીના હૃદયને વીંધી નાખતી વીજળી હતી. ત્ર્યંબકથી બોલાઇ ગયું,

" ગુરુજી, હું પણ લઉં છું. આ ક્ષણથી મેં શસ્ત્ર તજ્યું. "

" તારું અને આખા જગતનું કલ્યાણ એમાં છે. "

— રમણલાલ વ. દેસાઇ: ભારેલો અગ્નિ

## આજનું ગુજરાત

અર્વાચીન યુગની શરુઆત યુરોપના મહાન વિગ્રહના વર્ષ ૧૯૧૪ થી થાય છે. આ વીસ વર્ષમાં ગુજરાત હિંદુસ્તાનનો એક ન્હાનો પ્રાન્ત મટીને વીરપ્રજાની ભૂમિ બની ગયો છે. એ વીર પ્રજાએ હિંદના સ્વાતંત્ર્ય યુદ્ધની અગ્રણી બનીને ગુજરાતનું સ્થાન જગતમાં વિશિષ્ટ ગૌરવવન્તું બનાવ્યું છે. આ ચમત્કારનાં ઉત્પાદક બે બળો. એક બળ તો જગતની પરિસ્થિતિ અને બીજું બળ તે મહાત્મા ગાંધી. પરસ્પર સંઘર્ષણથી આ બન્ને બળોએ જીવનનાં બધાં ક્ષેત્રોમાં—સાહિત્ય અને સંસ્કૃતિમાં પણ—મુખ્ય પરિવર્તન કર્યાં છે.

* * * *

આ બળોની અસરનાં અદ્‌ભુત પરિણામ આવ્યાં છે. રાજકીય ગુલામી, સામાજિક બંધનો અને ધર્માંધતાની બેડીઓ, ગુજરાતીઓએ ફગાવી દીધી છે. બળ, સ્વાતંત્ર્ય અને સ્વમાનનું તેમનું ભાન વિકાસ પામ્યું છે. કોઇપણ ક્ષેત્રમાં પોતાને હીન ગણવાની મનોદશામાંથી તેઓ સદાને માટે મુક્ત થાય છે. નિરાધાર થઇ નશીબને વળગી રહેવાની વૃત્તિ હવે તેમને નડતી નથી. તેમનાં સામાજિક અને ધાર્મિક દૃષ્ટિબિન્દુઓ એટલાં વિશાળ અને સહિષ્ણુ થઇ ગયાં છે કે અર્વાચીન જીવનની વિવિધ પરિસ્થિતિઓનો તેમાં સમાવેશ થઇ શકે છે. જ્ઞાતિ એક અકસ્માતરૂપ બની ગઇ છે અને ઉત્સાહ અને પરિવર્તનને દબાવી દેવા અસમર્થ રહી છે.

' આજની ગુજરાતી સ્ત્રીઓ પણ વાણી વગરની, મુંઝવણ ભરેલી અને અસહાય નથી. તેમને પણ સત્તાનાં કેન્દ્ર તોડી પાડયાં છે અને રાષ્ટ્રીય ધ્વજના રક્ષણ અર્થે પ્રચંડ સાર્જન્ટો જોડે યુદ્ધ ખેલ્યાં છે. તેમણે સ્વાતંત્ર્ય માટે દુઃખ સહન કર્યું છે. તેમ જ ઘર અને પરદેશી માલ પર ચોકી કરતી વખતે અને સરઘસોમાં, જેલના સળિયા પાછળ અને લાઠીમારના વરસાદમાં અડગ રહીને તેમણે પુરુષો જોડે સમાનતા જીતી છે.

છતાં તેમનાં મૃદુતા, પવિત્રતા અને ગૌરવ અખંડ રહ્યાં છે; અને કહેવાતા "સુધરેલા દેશોની સ્ત્રીઓ જેટલી જ સ્વતંત્ર આ સ્ત્રીઓ પણ છે.

—K. M. Munshi : Gujarat and its Literature

## સર્જન ચર્ચા

ઘણા સ્વીકારે છે કે ગુજરાતી પ્રજા નબળી અને મંદ છે, જેમ એ પ્રજા પ્રતિ આત્મીય ભાવ અને સ્નેહ વધારે, તેમ તેની ખામી, રોષ, હૈયાફુટાઇ આદિ વધુ ખુચે, અને તેવી લાગણીઓ ઉભરાઇને બોલાઈ પણ જાય એ કુદરતી છે. ઉલટ પક્ષે ગુજરાતી પ્રજા ફુલણજી હોય તેમ એને ફૂલવે, અને આ પોતે કરી રહે છે તે પોતાનાં નિઃસીમ રતિ અને ભક્તિનો જ આવિર્ભાવ છે, એમ સાથેસાથે દાવા પણ કરે એવાં એવાં કૌતુક તો નબળી સત્તાના દરબારમાં બનવાનાં જ. ખુશામદિયાની કાનપટ્ટી મંબળો પાંસનહાર તો પકડે નહીં, અને ધણીનો ધણી ભીજો 'હોય પણ નહીં,' અસ્તુ. આ નબળાઇને હું એ રૂપે જોતો વર્ણવતો આવ્યો છું કે ગુજરાતીઓને ચરિત્રની નથી સમજ, નથી પરીક્ષા, નથી કદર ! ગુજરાતીઓ વાકૃછટા, ઊર્મિલતા, ચાતુવકતતા, આદિથી મોહિત થઇ જાય છે, જેમ કાળિયાર નાગ આદિ મોરલીથી, અને સાહિત્ય તો પ્રજાની વાણી, એ ન્યાયે ગુજરાતી સાહિત્યમાં ચારિત્ર જ નિર્ણાયક કારણ અને સર્જક બીજ બની રહ્યું હોય એવી કૃતિઓ ઘણી ઓછી છે. પરંતુ આમાં હવે ધીમે ધીમે ફેર પડતો આવે છે. એમ જોઇને આનંદ થાય છે. આ સંબંધમાં રા. રા. ભાઇ શ્રી રામનારાયણ પાઠકની એક કરતાં વધારે નવલિકા સાંભરી આવી છે.

રા. રા. ભાઇ શ્રી રમણલાલ દેસાઇની 'દિવ્ય ચક્ષુ' નવલમાં ચારિત્ર કેટલે દરજ્જે નિર્ણાયક છે, અને કેટલા અંશ અકસ્માત છે, તે કંઇક મેં મ્હારા પ્રવેશકમાં ચર્ચ્યું છે.

* * * *

માણસ જેમ પોતાની છાયામાંથી જુદો પડી શકે નહીં, તેમ તે જે કલ્પનાસૃષ્ટિ રચે તેમાં પણ તેના અનુભવના પ્રત્યક્ષ જગતથી અલગ અને નિરાલંબ તે ઉડી શકે નહિ. આપણા અંતરમાં આપણે શુભઅશુભનો સંગ્રામ વેઠીએ છીએ અને તેનું અમુક જાતનું પરિણામ આપણા જીવન પુરતું પકવવાને જાતને તાવીએ છિયે, તો આપણે ઇશ્વર અને તેનાં વિવિધ દેવરૂપો સર્જ્યાં. તેની સાથેસાથે શક્તિમાં એ દેવ વર્ગથી ખાસ ઉતરતો નહિં. અને તેની સાથે લગભગ સનાતન ઝઘડતો દાનવવર્ગ પણ આપણે કલ્પ્યો. વસ્તુ, વિચારણા અને વાતાવરણ આમ કલાકૃતિઓ, અસહકારના ઇતિહાસમાંથી સ્વીકારે, તેમાં અને કલાદૃષ્ટિએ જોનારને પણ વાંધો હોઇ શકે નહિ. વસ્તુ, વિચારણા, વાતાવરણ–જેમ છે કૃતિની ભાષા તેમ—સાધન માત્ર છે. એ સાધનરૂપ સામગ્રી પોતે જેને પ્રિય, તેઓ એટલા માટે જ લખાણને વખાણે ; અગર એ વસ્તુઓના જે વિરોધી, તેઓ એટલા માટે જ લખાણને વખોડે ; તે બંને જાતના મત એ લખાણ ના સાહિત્ય લેખે ગુણદોષને સ્પર્શતા પણ નથી. સાધનો ગમે તે, તેમાંથી તે આંકડે માનવતા પોષાક સૌંદર્ય કૃતિ રજુ કરી શકે છે કે કેમ, એ જ જોવાનું છે.

—બ. ક. ઠાકોર : 'સ્વર્ગ અને પૃથ્વી'ના પ્રવેશકમાંથી

# નવું સાહિત્ય

## સ્વીકાર અને અવલોકનો

સાંસુજી—લેખક: ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા ; પ્રકાશક : ગુણસુંદરી કાર્યાલય, ૧૧૪, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબાઇ; મૂલ્ય રૂ. ૧-૮-૦.

ખોવાયેલા તારા—અનુવાદક અને પ્રકાશક: ડીકુભાઇ રતનજી દેસાઇ ; સોલ એજંટ્સ. ગુર્જરગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ; મૂલ્ય રૂ. ૧-૮-૦

રાસમાલિની—સંપાદક અને પ્રકાશક: રામમોહનરાય જ. દેસાઇ અને બીજા ; મૂલ્ય રૂ. ૧-૪-૦

રેખાચિત્રો [ જૂનાં અને નવાં ]—લેખક: લીલાવતી મુનશી ; પ્રકાશક: જીવનલાલ અમરશી મહેતા, પીરમશા રોડ, અમદાવાદ; મૂલ્ય રૂ. ૨-૮-૦

ત્રણ નાટકો—લેખક અને પ્રકાશક: રમણ નં. વકીલ ; શંકરભવન, ફ્રેન્ચ બ્રીજ, મુંબાઇ; મૂલ્ય રૂ. ૧-૦-૦

હૃદયઝરણું—અંગ્રેજીના લેખક અને પ્રકાશક: રમણલાલ વાડીલાલ શાહ ; અમદાવાદ ; અનુવાદક : રમણ ન. વકીલ ; મૂલ્ય રૂ. ૧-૦-૦

**Gujarat and Its Literature** : By Kanaiyalal Maneklal Munshi ; Publishers : Messrs. Longmans Green and Co. Ltd., Bombay; Price Rs. 6-0-0-

મહાભારત ગ્રંથ બીજો—વૈશ્યકવિ નાકરવિરચિત ; સંપાદક અને સંશોધક : કેશવરામ કાશીરામ શાસ્ત્રી ; પ્રકાશક: શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબાઇ; મૂલ્ય રૂ. ૧-૦-૦

ચતુર્વિંશતિપ્રબંધનો ગુજરાતી અનુવાદ—અનુવાદક : હીરાલાલ રસિકદાસ કાપડિયા, પ્રકાશક : ઉપર મુજબ. મૂલ્ય રૂ. ૧-૦-૦

રાજ્યરંગ-ભાગ ૨ જો ( જગતનો પ્રતિહાસ : ઇ. સ. સૈ. ૫ માથી વર્તમાનકાળ પર્યંત )-રચનાર : કવિ નર્મદાશંકર લાલશંકર દવે ; પ્રકાશક : ઉપર મુજબ ; મૂલ્ય રૂ. ૦-૧૨-૦

પ્રબંધચિંતામણિનું ગુજરાતી ભાષાન્તર—ભાષાન્તરકર્તા : દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી ; પ્રકાશક : ઉપર મુજબ; મૂલ્ય રૂ. ૧-૦-૦

રૂપસુંદરકથા—સંશોધક: ભોગીલાલ જયચંદ સાંડેસરા ; પ્રકાશક : ઉપર મુજબ મૂલ્ય રૂ. ૦-૮-૦

શ્રી બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા—પુષ્પ ૧લું તથા ૨જું ૧૯૩૪ ; પ્રકાશક ઉપર મુજબ ; મૂલ્ય રૂ. ૦-૬-૦

શ્રી અબુધરાજી—લેખક: ગણી સમર્થદાન શિવદાનજી મહિયા ; પ્રકાશક: ચારણજ્ઞાતિહિતવર્ધક સભા; મૂલ્ય : નથી આપ્યું.

**સુનીતા શ્રોફ, એમ. એ.**—લેખકઃ યશેશ હ. શુકલ; પ્રકાશકઃ ગુણસુંદરી કાર્યાલય, ૧૧૪, વિઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબાઈ ૪; મૂલ્ય ૦–૧૨–૦

**ઈન્દ્રધનુ** ( ખંડકાવ્ય )—લેખકઃ સુંદરજી બેટાઈ, મુંબાઈ; અમૂલ્ય.

**સૌરભ**—લેખક : પુરુષોત્તમ ચોહાણ; પ્રકાશક : જયંતીલાલ રેવાશંકર દોશી, ( નવયુગ ગ્રંથમાળા, પુષ્પ ૨૯ ), રાજકોટ [કાઠિયાવાડ]; મૂલ્ય રૂ. ૦–૮–૦

**લાલિયો**—લેખક અને પ્રકાશક : નાગરદાસ ઇ. પટેલ, મલાડ [ મુંબાઈ ] ( બાલવિનોદમાળા પુસ્તક ૧૫ મું ); મૂલ્ય રૂ. ૦–૩–૦

**હેમલતા**—ઉપર પ્રમાણે ( બાલવિનોદમાળા પુસ્તક ૧૬ મું )

**રણધીર**—ઉપર પ્રમાણે ( બાલવિનોદમાળા પુસ્તક ૧૭ મું )

**એક**—લેખક : સ્વર્ગ. વાડીલાલ મોતીલાલ શાહ; પ્રકાશક : શકરાભાઈ મોતીલાલ શાહ વા. મો. ગ્રંથમાળા મણકો ૧ લો. ઘાટકૂપર [મુંબાઈ]; મૂલ્ય રૂ. ૧–૦–૦

**મહાત્મા કબીરનાં આધ્યાત્મિક પદો**—ઉપર પ્રમાણે ( વા. મો. શાહ ગ્રંથમાળા મણકો ૨જો ); મૂલ્ય રૂ. ૧–૪–૦

**મહાવીર કહેતા હુવા**—ઉપર પ્રમાણે ( વા. મો. શાહ ગ્રંથમાળા મણકો ૩જો ); મૂલ્ય રૂ. ૦–૫–૦

**આર્યધર્મ**—ઉપર મુજબ ( વા. મો. શાહ ગ્રંથમાળા મણકો ૪થો ); મૂલ્ય ઉપર પ્રમાણે.

**સગાળશા શેઠ અને કેલૈયો કુમાર**—ઉપર પ્રમાણે; મૂલ્ય રૂ. ૦–૨–૦

**પ્રાયશ્ચિત્ત**—ઉપર પ્રમાણે.

ઉપરનાં પુસ્તકો અવલોકનાર્થે અમને મળ્યાં છે તેમનો અમે ઉપકાર સાથે સ્વીકાર કરીએ છીએ. હવે પછી એમનાં અવલોકન અમે 'ગુજરાત'માં પ્રસિદ્ધ કરીશું.

તંત્રીઓ, 'ગુજરાત'

## અવલોકનો

શંકરપ્રસાદ રાવળ

### સિદ્ધ ભાષાંતરકલા

**બુદ્ધચરિત**—( એડવિન આર્નોલ્ડકૃત જંબૂજ્યોતિમાંથી કેટલાક પ્રસંગો ) ભાષાંતરકાર અને પ્રકાશક : નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા, ખાર ( મુંબાઈ ૨૧ ), મૂલ્ય રૂ. ૨ ૦ ૦ ( પ્રસિદ્ધિવર્ષ ૧૯૩૪ ).

ગુજરાતની માનવતાને બુદ્ધચરિતના કાવ્યામૃતથી સંસ્કારી અને ઉદારચરિત કરવાના અભિલાષ નરસિંહરાવભાઈ ઘણાંએક વર્ષોથી–લગભગ અર્ધા સૈકાથી–સેવી રહ્યા હતા. વૃદ્ધાવસ્થાની પાનખરમાં હોવા છતાં પણ આ અભિલાષાઓના લીલાછમ પર્ણપુષ્પો એમણે ગુજરાતની દુનિયાને હમણાં આ નવીન પુસ્તકરૂપે અર્પણ કર્યાં છે. તે માટે આપણા સાહિત્યરસિકો અને સામાન્ય સંસ્કારી વર્ગ એમનો ખરેખર ઉપકાર માનશે. આ 'બુદ્ધચરિત' સંપૂર્ણ નથી, પણ એના રસિક ભાષાંતરકાર કહે છે તેમ તેના કેટ-

થાક પ્રસંગો જ. એમાં છે. ભગવાન ગૌતમબુદ્ધનાં ચરિતામૃતનાં કાવ્ય એમની જન્મભૂમિ ભારતની સંસ્કૃત અને પાલી જેવી પ્રાકૃતમાં ગૂંથાયેલાં છે. જગદ્વ્યાપક આ ચરિત-ગ્રંથોએ પશ્ચિમના સાહિત્યકારોનાં હૃદય પણ ખૂબ આકર્ષ્યાં છે. આંગ્લ કવિ સર એડવિન આર્નોલ્ડે બુદ્ધની હૃદયપૂજાથી પ્રેરાઈને 'લાઈટ ઑફ એશિયા' એ નામના નામાંકિત કાવ્યગ્રંથથી વર્ષો પર અંગ્રેજી સાહિત્યને સધન કર્યું હતું. નરસિંહરાવભાઈએ આ ગ્રંથના કેટલાક જ પ્રસંગોને એમની સિદ્ધ ભાષાંતરકલાથી સરસ ગુજરાતીમાં ઊતાર્યા છે, ભાષાંતરકારે 'સ્પષ્ટીકરણ'માં કહ્યું છે તેમ આ પ્રસંગોને આલેખતાં વિવિધ ખંડકાવ્યો એમણે જુદેજુદે વખતે આલેખ્યાં છે. 'કિસા ગૌતમી' કાવ્યનું રચનાવર્ષ તો ઈ. સ. ૧૮૯૨નું છે. આમ લગભગ સુંવાળીશ વર્ષોથી આ કાવ્યોનાં પહેલાં નરસિંહરાવભાઈની કાવ્યસરિતામાં પ્રસંગેપ્રસંગે ઊમેરાતાં આવ્યાં છે અને એમાંથી આ લઘુ ગ્રંથ બન્યો છે.

આ પ્રસંગકાવ્યમાળામાં બુદ્ધના જીવનના આઠ પ્રસંગોનાં આલેખન ઉપરાંત 'બુધમ્' સાથે કુલ નવ કાવ્યો ગૂંથવામાં આવ્યાં છે : ૧ બુધમ્, ૨ પ્રેમપ્રસૂન, ૩ મહા-ભિનિષ્ક્રમણ, ૪ કિસા ગૌતમી, ૫ સુજાતાની કથા, ૬ બુદ્ધનું પ્રલોભન, ૭ વિયોગિની યશોધરા, ૮ બુદ્ધનું ગૃહાગમન અને ૯ તદ્‌ગુણ આમાંનું 'તદ્‌ગુણ' કાવ્ય કવિની કલ્પના-માંથી જ પ્રગટ થયેલું મૌલિક છે, ત્યારે બુદ્ધનું 'ગૃહાગમન' સ્વ. દામોદરદાસ બોટાદ-કરની 'નિર્ઝરિણી'માંથી આમાં લેવામાં આવ્યું છે. આવાના પ્રેરકબળથી રચેલું 'બુધમ્' કાવ્યગ્રંથના વસ્તુનો નિર્દેશ કરતું સ્વતંત્ર કાવ્ય છે. 'તદ્‌ગુણ' કાવ્ય તો એની મૌલિક-તાથી ને વિવિધ ગુણવત્તાથી 'નૂપુરઝંકાર' કાવ્યસંગ્રહ પ્રગટ થયો ત્યારથી જ રસિક-વર્ગમાં પ્રીતિ ને પ્રતિષ્ઠા પામ્યું છે. પણ આ કાવ્ય કે વૃદ્ધ કવિવર્યના આ ગ્રંથમાંનાં બીજાં કાવ્યો વિષે આટલાથી કંઈ પણ વિશેષ કહ્યા વગર અમે તો અહીં એમની સિદ્ધ ભાષાંતરકલાનાં કંઈક આછાં દર્શન કરવાનો પ્રયત્ન કરીશું.

ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ અર્થે આદર્શ ગ્રંથોનાં ભાષાંતર કરવાં એ પણ આપણી નર્મદયુગથી માંડી આજસુધીની જરૂરીઆત હતી–છે. શિષ્ટ ભાષાંતરકારો-એ આદર્શગ્રંથોનાં શિષ્ટ ભાષાંતરોથી મૌલિક ગ્રંથો જેટલી જ આપણા સાહિત્યના વિકાસની વૃદ્ધિ કરે છે. આવા ગણુતર સંખ્યાના શિષ્ટ અને રસિક ભાષાંતરકારોમાં નરસિંહરાવભાઈ એક છે, વિરલ છે અંગ્રેજીમાંથી ગુજરાતીમાં ઊતારેલી આ કૃતિના ઇતિ-હાસનો અજાણ્યો વાચક એને સ્વતંત્ર ગુજરાતી કૃતિ જ માને એટલી બધી એ સફલ થઈ છે. અને આ માન્યતામાં આ સિદ્ધ કલાકૃતિની સરસતા ને સફલતાની ખૂબી પ્રગટ થાય છે. નરસિંહરાવભાઈની અંગ્રેજીમાંથી ભાષાંતર કરવાની કલાનું યથાર્થ સ્વરૂપ એમના ગદ્યલેખોમાં પણ કોઈકોઈ સ્થળે છૂટક દેખા દે છે. એમાંએ કલાને સુશોભિત કરતી એમની વૈજ્ઞાનિક ચોકસાઈ ઉપરાંત શબ્દ અને અર્થનો સંપૂર્ણ સુશ્લિષ્ટ ભાવ બહુ જ કુશલતા અને રસિકતાથી સંરક્ષાય છે. પણ ગદ્ય કરતાં પદ્યમાં તો આ ભાષાં-તરકલાકાર એક સફલ કવિની કાવ્યકલાવડે સંપૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરે છે. બુદ્ધચરિતનાં બધાંએ ભાષાંતરકાવ્યોમાં આ સિદ્ધિ રસિક હૃદયને જોતાંવેત નજરે પડશે જ.

ગુજરાતી પ્રજાના કાવ્યાદર્શો એની લાક્ષણિક રસવૃત્તિને રુચે એવા એના વ્યક્તિત્વ અને વિશિષ્ટત્વ અનુસાર યુગેયુગે ઘડાતા આવ્યા છે. રામાયણ, મહાભારત કે ભાગવત

જેવી વીરસંહિતાઓનાં વીરવીરાગનાઓનાં ચરિતામૃતો આખ્યાનના રૂપે કાવ્યસ્વરૂપમાં સંક્રાન્ત થયાં છે. પ્રેમાનંદાદિ આખ્યાનકારોએ આવાં આખ્યાનોદ્વારા જ માત્ર સંસ્કારી ગુજરાતીઓને જ નહીં, પણ અશિક્ષિત અને અભણોને પણ એના શ્રવણથી રસનિમગ્ન કરી નાંખ્યાં છે. નરસિંહરાવભાઈએ જૂનાં આખ્યાનોને નવીન દેહાત્મા આપી એનાં જૂના પદ્યબંધો કહીંકહીં કાયમ રાખ્યા છે તો કહીંકહીં છંદ અને વૃત્તોના જૂના અને નવીન પદ્યબંધોના વૈવિધ્યથી એમને નવીનતા પણ ધારણ કરાવી છે. નવીન રસ અને ભાવને અનુસરતું આ આખ્યાન શ્રોતાઓને રસ તરબોળ કરી દેવાની તાકાત ધરાવે છે. રાગરાગિણીઓમાંથી વિવિધરૂપો ધારણ કરી વિભક્ત થયેલાં જૂના ઢાળ, ચાલ, દેશીઓ અને ગરબીઓ ઉપરાંત છંદો અને વૃત્તોની વિવિધતાથી 'બુદ્ધચરિત 'ના આ પ્રસંગો કોઈ નવીન જ આખ્યાનશૈલીનું વ્યાપક ને ગંભીર વાતાવરણ આપણી આગળ ઊભું કરે છે. કાવ્ય અને સંગીતના એકધારા રસપ્રવાહમાં શ્રોતા ખેંચાય છે અને ભગવાન બુદ્ધના ઉમદા આત્માર્પણપવિત્ર ચરિત પ્રતિ પૂર્ણ સમભાવ ધરાવતો એ સાથે એકરસ થઈ એના ગાઢ રસપ્રવાહમાં ખેંચાયો જાય છે.

'લાઇટ ઑફ એશિયા 'નો કવિ અંગ્રેજીમાં કવે છે:—

" Oh, summoning stars ! I come ! Oh mournful Earth !
For thee and thine, I lay aside my youth,
My throne, my joys, my golden days, my nights,
My happy palace–and thine arms sweet Queen,
Harder to put aside than all the rest !"

× × ×

" Now am I fixed, and now I will depart ! "

× × ×

" And now the hour is come when I should quit
This golden prison where my heart is caged ! "

ગુજરાતી રસિક ભાષાંતરકાર ગુજરાતીમાં કવે છે:—

( ગરબી : " જમના જળ ભરવું મારે કુંવર કનૈયો રે ! "—એ ચાલ )

" મને પ્રેરતા તારકવૃંદ ! આ હું આવ્યો રે;
દુ:ખડુબ્યા ઓ જગજન ! આ હું આવ્યો રે. ૨૩

તમ કાજ તજું મુજ રાજ્ય, સુખો બહુ વિધિનાં રે;
રાજમંદિર સુખમય સાજ, રજનિદિન સુખનાં રે. ૨૪

( સાખી )

તજું સર્વ એ આ ક્ષણે, સહુ થકી દુસ્ત્યજ એક;
રાણી મધુરી ! તે તજું હવે મુજ ભુજવલ્લી વ્હાલી સુરેખ. ૨૫

× × ×

( મૂળ ચાલ )

કર્યો નિશ્ચય દૃઢ આ વાર, હવે હું ચાલું રે,
નવ પાછો ફરું કો કાળ, અચળ પથ ઝાલું રે. ૩૦

× × ×

( ચોપાઈ ત્રણ તાલની )

ફરી યશોધરાને પ્રણામ, સતી જે ભરનિદ્રામાં આમ:
કાંઈ ભાવ અવર્ણ્ય ભરેલાં, નાંખ્યાં નેનો વદન પર ઘેલાં. ૩૨

× × ×

એવું રાણીનું સૌંદર્યપૂર, એવો પ્રેમ એનો ભરપૂર. ૩૫
અને બળ કરી છૂટ્યો શયનથી, ધાર્યો શોક પછી નત મનથી;
ચાલ્યો,-શ્યામ રજનિમાં ચાલ્યો, માર્ગજ્યોતિ અનુપનો ઝાલ્યો. ૩૬

—મહાભિનિષ્ક્રમણ : પૃષ્ઠ ૧૫-૧૬

આ ભાષાંતરમાં મૂળના ભાવપ્રવાહ અને ભાવાવેગ બહુ અંશે સહજ થયેલા જણાયા વગર રહેશે નહીં.

આ પછી ભાષાંતરકલાનું સ્વરુપાન્તર દાખવતા આ ગ્રંથમાંથી થોડાક નમૂના વળી લઈએ:—

( ઝૂલણા )

( ૧ ) 'કો હશે સુંદરી સર્જી જગદીશ્વરે બાંધશે બાળને પ્રેમપાશે,
જગ ભ્રમાડે ઉંચા તેથી રૂડી અધિક સ્વર્ગસમ ભાસતી કો જણાશે. ૩૫

—પ્રેમપ્રસૂન : પૃષ્ઠ ૧૭

× × ×

( ગરબી : અમદાવાદ નામે આજ શહેર છે સારું રે—એ ચાલ )

( ૨ ) કોઈ આપશો તોલો રાય, કાળી,-હું વીનવું રે;
આશી હૃદય દયા ઓ ભાઇ ! કરમ્યું ફૂલ ખીલવું રે. ૩૧

× × ×

મળ્યો ઉત્તર તરત આ—બ્હેન ! શી વાત આ પૂછે રે !
ઘણાં વર્ષો મરણને વ્હેણ, રહ્યાં અલ્પ પૂરે રે. ૩૪

× × ×

કોઇ કહે વળી-વીર આ રાય, પણ આ સદનમાં રે;
ગૃહનાથ ગયો છે ભાઇ ! અકાલ મરણમાં રે. ૩૭
કોઇ કહે-રાઇ આ જોવું વાવી તે વર્ષાવિરામે રે,
હજી લણવા વેળ નથી આવી, તે પહોંચ્યો સ્વધામે રે. ૩૮

—કિસા ગોતમી : પૃષ્ઠ ૨૦

( ૩ ) ( દેશી; ભૂલ્યો મનભમરા ! તું ક્યાં ભમ્યો !—એ ચાલ )

કોક સ્થળે જ્યોતિ ઝગકવો કરવા તિમિરવિનાશ,
માનવજનતા હૃદયમાં, પસરે જ્ઞાનપ્રકાશ,
સુંદર આ શિશુ પેઠ જો. ૪૧

સુંદર ભગિની ! ક્ષ્યાદિપો આપી ભોજન મીઠું,
તે પૂર્વે કાયા નિર્બળી લથડી ગઇ ત્યાં મેં દીઠું,
દર્શન એ દિવ્ય જ્યોતિનું !
સુંદર આ બાળકસમું.

—સુજાતાની કથા : પૃષ્ઠ ૨૯–૨૮

( શિખરિણી )

( ૪ ) મીઠાં ગીતો ગાતી, લલિત ભુજવલ્લી નચવતી,
બધી એ બાળાઓ તરુતણી સમીપે પછી જતી;
અનંગજ્યોતિથી. નયન મધુરાં દીપિત ધરી,
કરંતી એ હસ્યો સ્મિત લલિત ને લોભન કરી; ૪૩
વિલાસી નૃત્યે એ ચપલ મૃદુ અંગો પ્રગટતી,
વળી સંતાડે એ લહરિ રસની ઉજ્જ્વળ અતિ.
ખીલી ના ખીલી કો કુસુમકળિયો જેમ ઝગમી
પ્રકાશે રંગોને, હૃદય તદપિ એ છૂપવતી. ૪૪

—બુદ્ધનું પ્રલોભન : પૃષ્ઠ ૪૦–૪૧

( વસંત )

( ૫ ) આમ વર્ષ વીતી ગયાં વાધ્યો દુઃખઉદ્રેક,
પણ એવે સમયે એક દિન કંઇ કૌતુક બનિયું એક રે. ૧૧

( ચોપાઇ )

આવ્યો રમ્ય રમંતો વસંત, ધાર્યાં ધરણીએ વસન હસંત;
આંબે ઝૂલે મૉર રુપેરી, રાણી યશોધરા શોકઘેરી. ૧૨
બેઠી ઉદ્યાન સરિતાને તીર, દિપે કાચશું નિર્મળ નીર;
પૂર્વ વીત્યા સુખના સમામાં, અહીં પ્રિય બે રહી રહ્યામરહ્યામાં. ૧૩
પદ્મકોશખચિત છે કિનાર, એવા જલદર્પણ મોઝાર;
નિરખંતાં નિજ પ્રતિબિંબે મધુર અધર અધર જે ચુંબે. ૧૪
ગૂંથ્યા કરશું વળી કર નીરખે જલબિંબિત જોડું હરખે;
એવી ઉદ્યાનસરિતાને કંઠ, બેઠી યશોધરા ઉત્કંઠ. ૧૫
આંસુડે નેનપુર તેજ લીધાં, ગાલ સુકુમાર શ્યામ જ કીધા;
અધરોષ્ઠતણી, રમ્ય રેખ, શોકાનલથી સુકાઇ છેક; ૧૬
દિવ્ય કાન્તિ કેશતણી ડૂબી, એકવેણીધરા રાણી ઊભી;
બાંધ્યા સંસ્કારહીન સુકેશ, છાજે વિધવાજનનો વેશ; ૧૭

× × ×

સુણી પ્રિયનાં પૂર્વાશ્રમમાં પ્રેમાર્થીનો ઊડી સંભ્રમમાં;
પગીતા નાજુક ચરણ જે હરણુશા; પાટલ પાંખડી પેર જે પડતા, ૧૯

તેહ નાનકડા ને સુરેખ, આજ ચરણ થયા મંદ છેક;
દુઃખભારે અલસમતિ જાય, રાણી યશોધરા ક્ષીણકાય. ૨૦

× × ×

લક્ષ્યહીન લોચન એ અમંત, નવ નીરખે વિશ્રંત વસંત. ૨૩

× × ×

અહો ભુવન ભમંતા વિહંગ ! તમ ગતિ ગગન છે અભંગ; ૨૨
કદી જાઓ ચઢો અકસ્માત, જહીં છૂપ્યા રહ્યા મુજ નાથ;
કહેજો યશોધરાના પ્રણામ, પછી વીનવીને વદજો આમ :– ૩૩
'સુણવા શબ્દ એક તમ સુખનો, લેવા લ્હાવો ક્ષણ સ્પર્શસુખનો;
મરણોન્મુખ જીવતી છે દાસી,' કહેજો એટલું ઓ નભવાસી ! ૩૪

—વિયોગિની યશોધરા પૃષ્ઠ ૪૬–૪૮

( અનુષ્ટુપ્ )

(૧) નૌકા પેલી સરે જ્યોત્સ્નાપુરમાં તે સમી સ્થિતિ,
દિવ્યતા પામતી તારી મધુરી મૂર્તિની હતી. ૧૬

× × ×

દિવ્ય સંવેદનો એવાં, અરહંત વિના બીજા;
ભોગવે ના કદી, તો શી પૃથગ્જનતણી દશા ! ૧૮

—તદ્‌ગુણ : પૃષ્ઠ ૬૦

ભાષાંતરકલાના આ પુષ્પની નાનીમોટી દલપાંદડીઓની સુરેખ, સમપ્રમાણ અને સુંદર આકૃતિમાંથી વિસ્તારનો ભય વેઠીને પણ ઉપર આપેલાં અવતરણો વાચકની પ્રતીતિ કરશે કે અંગ્રેજી કાવ્યમાંથી ગુજરાતી કાવ્યમાં સંક્રાન્ત થયેલી આ ભાષાંતરકલાએ એની સફલતાની સિદ્ધિ મોટે ભાગે પ્રાપ્ત કરી છે. વાચક વળી કવિના રચેલા મૌલિક કાવ્યોનાં જે અવતરણો ઉપર સરખામણી માટે આપ્યાં છે, તેની સાથે સરખાવી મૌલિકતા સાથે ભાષાંતરતાના રસસૌંદર્યની અંતર્ગત આત્મૈક્યતાનો સાક્ષાત્કાર પણ સહજ કરી શકશે.

છેલ્લા અર્ધા શતકની આપણી કવિતાસમૃદ્ધિમાં મૌલિક અને ભાષાંતરરૂપે પોતાનો સંગીન અને સતત ફાળો આપનાર વૃદ્ધ કવિવર નરસિંહરાવભાઈની આ ભાષાંતર કૃતિનો અમે પૂજ્યભાવથી સત્કાર કરીએ છીએ અને એમની ગત કાલની ને પ્રૌઢાવસ્થાને પામેલી છતાં, સુંદર, સરળ ને ઉન્નત ભાવભરી કવિતાનું યથેચ્છ રસપાન કરવાનું નવીન રસિકોને, આમંત્રણ કરીએ છીએ. પુસ્તકને અંતે આપેલી વિદ્વત્તાભરી ટીકા તો કાવ્યરસમાં નિમજ્જ કરવા ઉત્સુક થનાર જૂના અને નવીન પ્રત્યેક સાહિત્યરસિકને રુચિકર અભ્યાસસાધન આપશે જ.

## જ્વલંત રેખાચિત્રો

**રેખાચિત્રો ( જૂનાં અને નવાં )**—લેખિકા : લીલાવતી મુનશી ; સુશોભનકાર : કનુ દેસાઈ ; પ્રકાશક: જીવનલાલ અમરશી મહેતા, પીરમશાહ રોડ અમદાવાદ; મૂલ્ય રૂ.૨–૮–૦

લીલાવતીબહેન મુનશીએ ઇ. સ. ૧૯૨૨ થી મોટે ભાગે 'ગુજરાત'માં અને કોઈ કોઈ અન્ય સ્થળે પ્રસિદ્ધ કરેલાં રેખાચિત્રો અને અન્ય લેખને 'રેખાચિત્રો' અને બીજા

તેહ નાનકડા ને સુરેખ, આજ ચરણ થયા મંદ છેક;
દુઃખભારે અલસગતિ જાય, રાણી યશોધરા ક્ષીણકાય. ૨૦

× × ×

લક્ષ્યહીન લોચન એ ભમંત, નવ નીરખે વિલસંત વસંત. ૨૩

× × ×

અહો ભુવન ભમંતા વિહંગ ! તમ ગતિ ગગન છે અભંગ; ૨૨
કદી જઈ ચડો અકસ્માત, જહીં છૂપ્યા રહ્યા મુજ નાથ;
કહેજો યશોધરાના પ્રણામ, પછી વીનવીને વદજો આમ :– ૩૩
' સુણવા શબ્દ એક તમ મુખનો, લેવા લ્હાવો ક્ષણ સ્પર્શસુખનો;
મરણોન્મુખ જીવતી છે દાસી, ' કહેજો એટલું ઓ નભવાસી ! ૩૪

—વિયોગિની યશોધરા પૃષ્ઠ ૪૬–૪૮

( અનુષ્ટુપ્ )

૬ ) નૌકા પેલી સરે જ્યોત્સ્નાપુરમાં તે સમી સ્થિતિ,
દિવ્યતા ધામની તારી મધુરી મૂર્તિની હતી. ૧૬

× × ×

દિવ્ય સંવેદનો એવાં, અરહંત વિના બીજા;
ઓળખે ના કદી, તો શી પૃથગ્જનતણી દશા ! ૧૮

—તદ્ગુણ : પૃષ્ઠ ૬૦

ભાષાંતરકલાના આ પુષ્પની નાનીમોટી દલપાંદડીઓની સુરેખ, સમપ્રમાણ અને સુંદર આકૃતિમાંથી વિસ્તારનો ભય છોડીને પણ ઉપર આપેલાં અવતરણો વાચકની પ્રતીતિ કરશે કે અંગ્રેજી કાવ્યમાંથી ગુજરાતી કાવ્યમાં સંક્રાન્ત થયેલી આ ભાષાંતરકલાએ એની સફલતાની સિદ્ધિ મોટે ભાગે પ્રાપ્ત કરી છે. વાચક વળી કવિના રચેલા મૌલિક કાવ્યોનાં જે અવતરણો ઉપર સરખામણી માટે આપ્યાં છે, તેની સાથે સરખાવી મૌલિકતા સાથે ભાષાંતરના રસસૌંદર્યની અંતર્ગત આત્મીકતાનો સાક્ષાત્કાર પણ સહજ કરી શકશે.

છેલ્લા અર્ધા શતકની આપણી કવિતાસમૃદ્ધિમાં મૌલિક અને ભાષાંતરરૂપે પોતાનો સંગીન અને સતત ફાળો આપનાર વૃદ્ધ કવિવર નરસિંહરાવભાઈની આ ભાષાંતર કૃતિનો અમે પૂજ્યભાવથી સત્કાર કરીએ છીએ અને એમની ગત કાલની ને પ્રૌઢાવસ્થાને પામેલી છતાં, સુંદર, સરળ ને ઉન્નત ભાવભરી કવિતાનું યથેચ્છ રસપાન કરવાનું નવીન રસિકોને આમંત્રણ કરીએ છીએ. પુસ્તકને અંતે આપેલી વિદ્વત્તાભરી ટીકા તો કાવ્યરસમાં નિમજ્જન કરવા ઉત્સુક થનાર જૂના અને નવીન પ્રત્યેક સાહિત્યરસિકને રુચિકર અભ્યાસસાધન આપશે જ.

## જ્વલંત રેખાચિત્રો

રેખાચિત્રો ( જૂનાં અને નવાં )—લેખિકા : લીલાવતી મુનશી ; સુશોભનકાર : કનુ દેસાઈ ; પ્રકાશક: જીવનલાલ અમરશી મહેતા, પીરમશાહરોડ અમદાવાદ; મૂલ્ય રૂ.૨–૮–૦

લીલાવતીબ્હેન મુનશીએ ઇ. સ. ૧૯૨૨ થી મોટે ભાગે 'ગુજરાત'માં અને કોઈ કોઈ અન્ય સ્થળે પ્રસિદ્ધ કરેલાં રેખાચિત્રો અને અન્ય લેખને ' રેખાચિત્રો' અને બીજા

લેખો ' એ નામે ૧૯૨૫ માં પ્રસિદ્ધ કર્યાં હતાં. આ પુસ્તકની લેખનસામગ્રી ઉપરાંત ૧૯૩૦ સુધીમાં ઉત્તરોત્તર નવીન લેખાવલિઓ ઉમેરીને એમાંથી ૧૯૩૩માં વધારેલી નવીન આવૃત્તિ તરીકે 'જીવનમાંથી જડેલી' એ ટૂંકી વાર્તાઓના સંગ્રહનું અલગ પુસ્તક અને આ વર્ષે રેખાચિત્રોની વધારેલી નવી આવૃત્તિરૂપે આ પુસ્તક હમણાં જ એમણે પ્રસિદ્ધ કર્યું છે.

ગુજરાતની ગણીગાંઠી શિષ્ટ લેખિકાઓમાં લીલાવતીબ્હેન મુનશી ઘણું જ આગળ પડતું સ્થાન ધરાવે છે. રેખાચિત્રો એ આપણા સાહિત્યનાં અંગોમાંનું એક નવીન અને વિશિષ્ટ વિકસતું અંગ છે અને એ અંગને એકધ્યાન અને લલિતકલાથી ખીલવવામાં લીલાબ્હેને જેટલો સંગીન ફાળો બીજા લેખકોએ સંખ્યા અને ગુણમાં એટલે આપ્યો છે. તે જોતાં આ રેખાચિત્રોનું સાહિત્યાત્મક મૂલ્યાંકન સકારણ ઘણું જ વધે છે: ગુજરાતી સાહિત્યનાં, સમાજનાં અને રાષ્ટ્રીય જીવનનાં ક્ષેત્રોમાં વિચરતી બન્ને જાતિની કેટલીક માનવવ્યક્તિયો આ રેખાચિત્રોના પહેલા વિભાગમાં રેખાંકિત થઇ છે. બીજા વિભાગમાં પાર્વતીનું દૈવી પાત્ર, પદ્મિનીનું ઐતિહાસિક સતીપાત્ર, ફ્રાન્સની વીરબાલા જોન ઑફ આર્ક, અંગ્રેજ સ્ત્રીરત્નોમાંથી મિસિસ માર્ગોટ ઍસ્કિવથ, જીજીમા, ગાંધીજી (એમના સાહિત્યના સ્થાને પરત્વે), શ્રી. આનંદશંકરભાઇ (બીજી વાર) અને ગુજરાતના બે બહારવટીઆ-સ્વર્ગસ્થ વિઠ્ઠલભાઇ પટેલ અને સરદાર વલ્લભભાઇ પટેલનાં પ્રકીર્ણ રેખાચિત્રો છે. ગૃહસંસારના એકમરૂપ ગૃહથી શરૂ કરી રેખાચિત્રકાર લેખિકા ગુજરાતમાં, હિન્દમાં, ફ્રાન્સમાં, ઇંગ્લેંડમાં, એટલે સુધી જ જઇને માત્ર નહીં અટકતાં છેક હિમાલય પર્વતરાજની પુત્રી અને ભગવાન શંકરનાં સહધર્મચારિણી સતી સુધીનાં માનવ અને દૈવી પાત્રો શોધીશોધી તેમાંથી પોતાને પસંદ પડેલાં વિશેષ પાત્રોના રેખાચિત્રો દોરે છે.

પ્રકીર્ણ જીવનચિત્રોનો સમાવેશ કરતા આ બીજા વિભાગમાં આ પછી દ્રૌપદી, ૰ઇંબાઇ; એક દૃષ્ટિ, મીરાંબાઇ, એસ્પેશિયા. સ્ત્રીઓમાં એક વસંતાવતાર, કવિવર ૰૰ી, આનાતોલ ફ્રાન્સ, કવિ દલપતરામ ડાહ્યાભાઇ અને કવિ નર્મદ એ પાત્રો આલેખાયાં છે. લેખિકા અહીં પણ પૌરાણિક મહાભારત કાલનું તેજસ્વી સ્ત્રીપાત્ર દ્રૌપદી, ઐતિહાસિક સ્ત્રીપાત્ર મીરાં, પ્રાચીન ગ્રીસના સૌંદર્યનું પ્રતિનિધિત્વ કરતું સ્ત્રીપાત્ર એસ્પેશિયા, અંગ્રેજ કવિવર શેલી, ફ્રાન્સના અમર સાહિત્યકાર આનાતોલ ફ્રાન્સ, નવગુજરાતના ઉષ:કાલના કવિયુગલ દલપતનર્મદ એ પાત્રોને તેમનાં જીવન અને જીવન કાર્યોના આછાઘેરા રંગોની રંગોળી આકર્ષક આલેખે છે; આ ભાગનાં છેડતાં ચિત્રોના એક પેટાવિભાગમાં આપણા ધારાસભાની બે દિવસની મુલાકાતથી મનઃપટ ઉપર છપાયલી ગુજરાત અને અન્ય પ્રાંતોની કેટલીક પ્રસિદ્ધ પુરુષવ્યક્તિઓ પણ આછી આછી ચીતરવામાં આવી છે.

૧૯૩૦ માં લેખિકા આર્થર રોડ જેલમાં પૂરાયાં હતાં. ત્યાં એમણે સર, ચીમનલાલ સેતલવાડ, શ્રી. જયકર, શ્રી. મહમદઅલી ઝીણા, સર પ્રભાશંકર પટ્ટણી, પંડિત મોતીલાલ નહેરુ, શ્રી. ભૂલાભાઇ દેસાઇ, શ્રી. નરસિંહરાવ અને શ્રી. ખુશાલ શાહ એ જીવન અને સ્વભાવના વિવિધ ક્ષેત્રોની ને વૈશિષ્ટ્યવાળી પ્રસિદ્ધ વ્યક્તિયોને એમનાં છેવટનાં રેખાચિત્રોમાં અંકિત કરી હતી.

લેખિકાની તલસ્પર્શી લેખિનીએ આમ સુઘડતા ને સરસતાથી આ વિવિધ રેખાચિત્રોમાં રંગપૂરણી સહૃદય કલાથી પૂરી છે. એમની કલાભક્તિનું દષ્ટિબિન્દુ પ્રધાનતાએ વાસ્તવિકતાનું છે. આદર્શ કલાદષ્ટિને લીધે ઊંચેઊંચે અને દૂરદૂર વિહરી કલ્પનાની સુધી લંબાઇ જતી રેખાઓને એ ખેંચી લાવીને વાસ્તવિકતામાં કેન્દ્રસ્થ કરી શકે છે. એ રેખાઓ આથી વિશેષ સ્પષ્ટતાથી આપણા દર્શનપ્રદેશના વર્તુલમાં આવી પ્રત્યક્ષતાથી ખડી થાય છે. આપણી માનવતાની વાસ્તવિકતા આમ એક જ ભૂમિકા ઉપર આવેલી આ વાસ્તવિકતાને વિશેષ આકર્ષક અને સમભાવથી પીછાની શકે છે અને તેથી એના સર્વાંગ પરિચયથી સુપરિચિત થાય છે. આમાં જ લેખિકાની કલાનો વિજય રહ્યો છે. પોતાના વિચારદર્શનને પૂર્ણ સ્વાતંત્ર્યથી રજુ કરવાના આ યુગમાં પોતાના વિચારો દર્શાવતાં લેખિકા પૂરું સ્વાતંત્ર્ય લે છે. એમના વિચાર આથી એ સચોટતાથી દર્શાવી શકે છે. એ વિચારો એના લક્ષ્ય ઉપર ધારી અસર કરી મર્મને કેટલીક વાર ભયંકરતાથી સ્પર્શે છે. આથી એમના અભિપ્રાયો કોઇકોઇ સ્થળે કોઇકોઇને કડક—બહુ જ કડક—લાગે છે, પણ એનો ઉપાય શો હોઇ શકે! અંગત દૃષ્ટિબિન્દુથી દર્શાવાતા વિચારોના આ ગુણાવગુણો તેમ જ મર્યાદાઓ છે છતાં એના મૂળમાં નરી સહૃદયતા જ હોય તો એ વિચારોએ દર્શાવવા ધારેલા સત્યને આપણે સમજતાથી ને જલદીથી પામીએ છીએ.

વસ્તુઓ અને વ્યક્તિઓને સાહિત્યમાં રસિકતાથી ગૂથંવાની લીલાબહેનનામાં કલાદત્ત અપાર શક્તિ છે. એ શક્તિ વિચારપ્રેરક પણ છે. સાહિત્યનો લોકોત્તર આનંદ અનુભવવાની અને તેને સમર્થતાથી આલેખી અન્યને આપવાના અધિકાર એ યોગ્યતાથી ધરાવે છે. સંસારની, સ્વદેશની ને લોકસેવાની વિવિધ પ્રવૃત્તિઓમાં ગૂંથાઇ રહેવા છતાં આટલું બધું રુચિકર ને પ્રેરક વાચન એ આપી શક્યાં છે તો આપણે ઇચ્છીશું કે આવાં સુંદર રેખાચિત્રો જેવાં બીજાં વિશેષ આપવાનો એ હજીએ નિર્ધાર કરે.

પુસ્તકની આ વધારેલી સુંદર નવી આવૃત્તિ આદ્યંત વાંચી જવાની વાચકોને અમે ખાસ ભલામણ કરીએ છીએ.

## શિષ્ટ રાસસંગ્રહ

**રાસમાલિની**—સંપાદકો અને પ્રકાશકો : રામમોહનરાય દેસાઇ, જન્મશ કર બુચ ( લલિત ), કેશવ શેઠ, રમણીક કી. મહેતા અને જગુભાઇ રાવળ; સોલ એજંટ્સ: ગુણસુંદરી કાર્યાલય, ૧૧૪, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબાઇ ૪ ( પ્રસિદ્ધિ ૧૯૩૪ )

પ્રકૃતિથી જ રાસરસિક ગુજરાતી સ્ત્રીજગતના સુકંઠને શોભાવે એવી આ 'રાસમાલિની'માં વિવિધ વિષયો ઉપરના લગભગ બસોચોંદ રાસનો સંગ્રહ વિદ્વાન સંપાદકોએ આ દળદાર ગ્રંથમાં કર્યો છે. રાસ અને તેના સાહિત્યના સંદર્ભનો સુપરિચય શ્રી રામમોહનરાય દેસાઇએ બહુ સૂક્ષ્મતા અને વિસ્તૃતતાથી ઉપોદ્‌ઘાતમાં કરાવ્યો છે. આપણા સંસ્કારી સ્ત્રીસમાજમાં હજીએ કેટલેક પ્રસંગે કવિત્વહીન અને વ્યર્થ વાણી-વિલાસભર્યાં રાસ અને ગરબાગરબીઓનો અજાણ્યે ઉપયોગ કરવામાં આવે છે. એકંદરે શિષ્ટ જ રાસકવિઓના રચેલા આ અને આવા જ સંગ્રહોનો ઉપયોગ થાય એવું અમે આગ્રહપૂર્વક ઇચ્છીએ છીએ. આ સંગ્રહમાં નાનાલાલ કવિના રાસની એક પણ વાનગી શોધી જડતી નથી તેથી બને તેટલા શિષ્ટ છતાં પૂરા પ્રતિનિધિત્વવાળા આ સંગ્રહ-

ની એક ન્યૂનતા જરા ખૂંચ્યા વગર રહેતી નથી. એક વિદ્વાન વિવેચકે આ ન્યૂનતાનો તોડ આવા સંગ્રહમાં રહી ગયેલા રાસો માટે કોરાં પૃષ્ઠો આપી કાઢવાનું ઉચિત સૂચન કર્યું હતું. વિશેષતઃ અમે હિંમતપૂર્વક કહીશું કે જવાબદાર શિષ્ટ સંગ્રાહકોના સંગ્રહમાં પોતાની કૃતિઓ નહીં જ આપવી એ સ્વાતંત્ર્યપ્રિય સિદ્ધાન્ત શિષ્ટ કૃતિઓના પ્રસારને એક રીતે આત્મઘાતક બનાવે છે. ગુજરાતમાં નર્યા શિષ્ટ સાહિત્યના જ પ્રસારની હજી બહુ જ જરૂર છે; કારણકે એનાં અભાવ, મોંઘાઈ કે રીસામણુનિ લઈને હાલમાં ઊભરાઈ રહેલી નિર્માલ્ય અને શિષ્ટતાને ભારે મારે એવી છીછરી ને રસાભાસી કૃતિઓને વ્યાપારપ્રધાન પ્રકાશકો દ્વારા પ્રજામાં વધારે પ્રમાણમાં ફેલાવવાની પરિસ્થિતિને અનુકૂલતા મળે છે. સાહિત્યના ભિન્નરુચિ જગતમાં પણ 'કુકડો હોય ત્યાં જ વ્હાણું વાય' એ સત્યને-ગુજરાતીઓની સાહિત્ય માટેની કદરદાની જોતાં જણાય છે તેમ-સ્વીકારતાં હજી ઘણી વાર છે એ આપણા શિષ્ટ લેખકો વિચારે.

રાસસંગ્રહની આ 'રાસમાલિની'ની એવી શિષ્ટતાને ખાતર અમે રાસરસિક ગુજરાતણોને ખાસ ભલામણ કરીએ છીએ.

## ડાર્વિનમતનું અમરત્વ—કુદરતી પસંદગી

૧૯૩૧માં "ઉત્ક્રાન્તિનાં સો વર્ષ" એ વિષય ઉપર સંખ્યાબંધ નિબંધો બ્રિટિશ સાયન્સ એસોસીએશન સમક્ષ વાંચવામાં આવ્યા હતા અને તેમાંથી મોટા ભાગના નિબંધો ડાર્વિનમતની તરફેણ કરતા હતા. એથી માલમ પડે છે કે વિજ્ઞાનનું વલણ ડાર્વિનમત તરફ વધુ છે. થોડાક પ્રખ્યાત પ્રાણીવિજ્ઞાનશાસ્ત્રીઓ હજુ પણ લેમાર્ક-મતની તરફેણમાં છે. લેમાર્કમતનું સમર્થન કરનારાઓ કહે છે કે કુદરતી પસંદગી સર્વોત્કૃષ્ટનું અવસ્થાન સમજાવી શકે છે, એ વાત કબુલ છે, પણ તેની ઉત્પત્તિ કેવી રીતે સમઝાવે છે તેની ગમ પડતી નથી. એક માણસ ચિત્રશાળામાં જઈ રેમ્બ્રન્ટ કે ટર્નરની સર્વોત્તમ કળાકૃતિ પસંદ કરી શકે છે. પરંતુ એવી પસંદગીથી રેમ્બ્રન્ટ કે ટર્નરની કળાકૃતિ જન્મ પામતી નથી. તેથી ઉલટું બીનઉપયોગને લીધે અંગો દબાઈ જાય છે કે નાશ પામે છે. એના હજારો પ્રમાણો મોજુદ છે, જે તરફ આંખમીંચામણા થઈ શકે એમ નથી. આમ છતાં ય જ્યાં સુધી પ્રાપ્ય લક્ષણોનો વંશાવતાર સિદ્ધ ન થાય કે સંપૂર્ણ રીતે સમજાવી ન શકાય ત્યાં સુધી લેમાર્કમતની મુશ્કેલીઓ દૂર થવાની નથી. લેમાર્કમતનો મુખ્ય મદાર માનસિક પ્રેરણાઓ ઉપર છે, જેનું વર્તન સમજવા બહુ લાંબો સમય લાગશે. લેમાર્કમતના સમર્થનકારો કહે છે કે કૃત્રિમ પસંદગી આ માનસિક પ્રેરણાને પોષણનાં ઝરણાં પૂરાં પાડી શકતી નથી, તેથી તેનો અમલ દરેક પુરાવાથી બતાવી શકાતો નથી. વળી ડાર્વિનમતના ઉત્કૃષ્ટ તફાવતોનું જન્મ કારણ પૂરેપૂરું સમજાવી શકવા અસમર્થ છે; એમ છતાં ડાર્વિનમતનો મધ્યસ્થ વિચાર—કુદરતી પસંદગીનો—કાયમનો કાયમ જ રહે છે. ડાર્વિનનું અને ડાર્વિનમતનું અમરત્વ તેના કુદરતી પસંદગીના કેન્દ્રિત વિચારને લીધે છે, અને વર્ષો પછી પણ વિજ્ઞાનવિશારદો તેને અમૂલ્ય ભેટ માનશે.

—પ્રો. આર. એચ. દસ્તુરકૃત ડાર્વિનમતનું હાલનું સ્વરૂપ

# નોંધપોથી

જુમા

**મા**ણસને થોડી ઘણી પ્રતિષ્ઠા મળે એટલે એના સમયનું અને એની શક્તિઓનું માપ સામાન્ય ગણનાથી જરા જુદી રીતે કરવામાં આવે છે. મારો આ નિર્ણય અનુભવસિદ્ધ છે. અને તે અનુભવ મ્હારો પોતાનો એટલે મ્હારા સંબન્ધે જ નહિં પણ બીજા પ્રતિષ્ઠાવાળા જનોનો મ્હને જે અનુભવ થયો છે તેની પણ હું અહિં ગણતરી કરું છું. જેમને આ બાબતમાં શંકા-કુશંકા હો તેમણે એવા માણસોને પૂછી મ્હારા સત્યકથનની ખાતરી કરવી, અથવા કુશંકાને ગાળ્યા વગર મ્હારું સત્ય સ્વીકારી લેવું.

મ્હેં પણ સ્હેજસ્હાજ પ્રતિષ્ઠા મેળવી છે એ વાત ઉપર આવી ગઇ. આ પ્રતિષ્ઠા મ્હને કેમ મળી ગઇ અને એનું પ્રમાણ મ્હારી પાત્રતા જેટલું જ છે કે ઓછું વધારે એ તો બહુ ગહન વિષય છે. અને એ ચર્ચામાં ઊતરું તો અનેકને અપ્રિય થઇ જવાનો ભય રહે છે. વળી એ પ્રતિષ્ઠા પાછળ કમર કસીને હું ધસ્યો હતો કે એણે જ આવી મારા માથા ઉપર પગ મૂક્યો તે વાત પણ અત્યારે અપ્રસ્તુત છે; અથવા તો કોનું injection મારે છે તેમ કોઇ નિષ્ણાતે મ્હને પ્રતિષ્ઠાનું injection માર્યું કે કેમ તે વાત પણ અત્યારે નહિં છેડું. મારો મુખ્ય મુદ્દો તો એટલો જ છે કે મ્હને પ્રતિષ્ઠા મળી છે અને એ પ્રતિષ્ઠાને લીધે મ્હારા પરિચિત મિત્રપરિવારમાં મ્હારા સમય અને શક્તિઓની ગણના સામાન્ય કાટલાં પ્રમાણે થતી નથી, મ્હારે અમુક કામ માટે સમય ન હોય એ વાત જ કોઇ સ્વીકારવા તૈયાર ન થાય. રાતનું જાગરણ ( મત વગર ) કરીને કે માંદા પડીને પણ મ્હારે અમુક કામ કરવાં જોઇએ. કારણ કે મ્હારા સમયની ગણના પ્રચલિત ઘડિયાળો પ્રમાણે ન થઇ શકે. પ્રચલિત ઘડિયાળનો કાંટો એક કલાકના સમયનો નિર્દેશ કરે તેટલામાં મ્હારે જરૂરિયાત પ્રમાણે—બીજાઓની—મ્હારી પ્રતિષ્ઠાનું મ્હારી અનિચ્છા છતાં જતન કરનારાઓની જરૂરિયાત પ્રમાણે—બે કે ચાર કલાકનું જીવન જીવી લેવું જોઇએ. એથી મ્હારા ઈશ્વરને કે ધર્મરાજાને ચોપડે નોંધાયેલા જીવનમાં વધઘટ થાય તો તે હીસાબ મ્હારે સમજી લેવાનો !

આ તો જે પ્રસંગ હું અત્રે રજુ કરવા માગું છું તેની પ્રસ્તાવના માત્ર થઇ. આવી મ્હારી પ્રતિષ્ઠા એટલે ગામમાં ઓળખાણ તો હોય જ. હું ભલે બધાને ન ઓળખું પણ મ્હને તો બધા જ ઓળખે ! એક વાર મુંબાઇની મોટર બસમાંથી ઊતરવા માટે ઊભો થયો અને બસ ઝડપથી અટકી ગઇ એટલે બસમાં જ ચત્તોપાટ પડેલો ત્યારે પણ એક ઓળખીતા ગૃહસ્થ નીકળી આવેલા અને પડ્યો કે તરત જ ખાસ નામ દઇને મ્હને બોલાવ્યો "ઓહો–ભાઇ, તમે ક્યાંથી ?" પણ વધારે ચીકણી ઓળખાણ તો ગામના જ અમુક મંડળોના બે ત્રણ મંત્રીઓની છે. એ મંત્રીઓ હંમેશાં એમ માને છે કે એમના કાર્યમાં હું બહુ ઊંડો રસ લઉં છું. એમની દરેક યોજનામાં મ્હારે કાંઇક સૂચના કરવી જ જોઇએ. વળી જ્યારે જ્યારે તેમને કોઇપણ વિષય ઉપર ભાષણ ગોઠવવાની જરૂર પડે ત્યારે મારે તો તેમને મદદ કરવા તૈયાર રહેવું જ જોઇએ. મ્હારા એક મિત્રે વાત વાતમાં એકવાર કહેલું કે "ખુદા મંત્રીઓથી બચાવે !"–એ હું કદી ભૂલી જતો નથી. જો કે તેમનો અનુભવ પણ એવો હતો કે એ વાક્ય સ્વાભાવિક રીતે જ એમના મુખમાંથી નીકળી પડેલું. મ્હેં એ જાણવા બહુ કુતૂહલ બતાવ્યું ત્યારે એકવાર તેમના એ ઉદ્‌ગારનું રહસ્ય તેમણે મ્હને જણાવેલું અને એ રહસ્યનો સ્ફોટ મ્હારી પાસે પહેલી જ વાર પોતે કરે છે એમ જણાવેલું. જો કે અમારા બેના સામાન્ય એવા એક મિત્ર મ્હને પાછળથી મળ્યા ત્યારે તેમણે જણાવ્યું કે "મ્હેં પણ એ રહસ્ય એની પાસેથી સાંભળ્યું છે અને તે પણ પહેલી વારના નિર્દેશ સાથે જ." પણ આ તો આડી વાત થઇ. તેમનો અનુભવ પણ આ પ્રમાણે હતો. "મ્હારાં પત્નીને પણ તમારા જેવો પ્રતિષ્ઠાનો વ્યાધિ છે. એકવાર એક મંત્રીએ લાગલગાટ ત્રણેક દિવસ એની સેવાનો ઉપયોગ કરેલો અને મ્હારાં શ્રીમતીએ ઉત્સાહ-પૂર્વક એ સેવા અર્પેલી. પણ એ ત્રણે દિવસ બેબીને રમાડવા શ્રીમતીનો પાઠ મ્હારે ભજવવો પડેલો. એ ત્રણ દિવસમાં બે ચાર રૂપિયા રમકડાંમાં ખરચવા પડ્યા એ તો ઠીક; પણ ચોથે દિવસે બેબીનો ચાર્જ બરાબર લેવાની બાઇસાહેબને ફુરસદ આવી ત્યારે મ્હને નાપાસ જાહેર કર્યો અને ત્રણ દિવસમાં મેં શું શું કર્યું હતું તે સાંભળવાથી પણ સાફ ના પાડી. 'રહેવા દો હવે, ત્રણ દિવસમાં તો બેબીને અરધી કરી નાખી. તેમાં પણ થોડા જ કલાક તમારે તો રાખવાની હતી ! આખો દિવસ રાખવાની હોય તો એના રામ જ રમી જાય !' આટલી નિષ્ફળતા મળી એટલે મ્હારે બોલવા જેવું તો કાંઇ હતું જ નહિ અને હું બોલું તો શ્રીમતી સાંભળવા તૈયાર નહતાં. એટલે મૌન રાખ્યા સિવાય બીજો ઉપાય ન હતો. પરંતુ એ ત્રણ દિવસ પછી એ પ્રવૃત્તિનો અહેવાલ મ્હારા વાંચવામાં આવ્યો ત્યારે જોયું તો શ્રીમતીનું નામ અને અમારી અટક છાપી મ્હારા નામનો પણ મંત્રીએ લોપ કરી દીધો હતો. એ મંત્રીને મ્હારા બેબીપારાયણની ખબર હોત તો મ્હને આટલી બધી ઉપેક્ષાને પાત્ર ન ગણત એમ હું માનું છું પણ આ પ્રસંગે મ્હારાથી બોલાઇ ગયું–ખુદા મંત્રીઓથી બચાવે–".

એ મિત્રનો આ અનુભવ. હવે મ્હારો પણ રજુ કરું. એક વાર ત્રણેક દિવસ એક ખાસ પ્રસંગે બહારગામ જવું પડ્યું. શનિવારે રાત્રે બહારગામથી આવ્યો. જમી પરવારીને સૂતો કે મ્હારાં શ્રીમતી કાંઇક શોધવાની ધમાલમાં પડેલાં જણાયાં. તેમને પૂછતાં

તેમણે જણાવ્યું કે " પેલા સાહિત્યમંડળવાળા અરુણભાઈ તમારે માટે એક ચીઠ્ઠી આપી ગયા હતા. આવતી કાલે તમારું કાંઈક ભાષણ પણ રાખ્યું છે એવું કાંઈક કહેતા હતા. મેં સાચવી તો મૂકી છે પણ આજે સવારે જ બાબુએ ફાડી નાખી હોય તો કોણ જાણે !" ભાષણની વાત સાંભળી મારી ઊંઘ આવતી રોકાઈ ગઈ. મેં પણ એ ચીઠ્ઠી શોધવામાં એમને મદદ કરી. બેએક કલાકને અન્તે નિષ્ફળ થઈ સૂઈ ગયો. શરીર થાક્યું એટલે ઊંઘ તો આવી, પણ સવાર તો પેલી ચીઠ્ઠીની શોધના સ્વપ્નમાં જ પડી શ્રીમતીને જરા ધમકાવવાનું મન થયું. પણ એક દિવસની રજા લઈને ત્રણ દિવસ બહારગામ રોકાયો હતો એટલે કહેવાની હિમ્મત ન્હોતી. વળી મ્હારા ત્રણ દિવસના રોકાણ માટે તેમણે કંઈ ન કહ્યું તેનું કારણ પણ તેમનાથી આ ચીઠ્ઠી ગુમ થઈ એ જ હતું.

પણ હવે આનો કાંઈ ઉપાય ન હતો. ઘડીભર એમ પણ વિચાર થયો કે રવિવારે પાછો બહારગામ ચાલ્યો જાઉં, પણ મ્હારી પ્રતિષ્ઠાનું શું ! મારા વ્યક્તિત્વ તરફ પૂજ્યભાવ રાખનાર અને મારી શક્તિઓને વંદન કરનાર પેલા મંત્રીનો મારા તરફ કેવો ભાવ—અને એની અવગણના હું ન કરું તે કેમ ચાલે ! પણ વિષય વિના કરવું શું ! એકાદ કલાક પહેલાં વિષયની ખબર પડે તો પણ તૈયારી કરી નાખું. છેવટે નાહી પરવારી મંત્રીને ઘેર ગયો. મંત્રી ન મળ્યા. તેમના એક સહયોગીને ત્યાં ગયો. તે પણ ન મળ્યા. આ પ્રમાણે જેને ત્યાં જઉં તે મળે નહિ અને મળે તેના પાસેથી પણ ભાષણનો વિષય કેવી રીતે કઢાવવો ! હું પોતે જ ભાષણનો વિષય નથી જાણતો એમ જણાવાય પણ શી રીતે ! રસ્તામાં જ મહેશભાઈ મળ્યા.

"કેમ—આજ તો તમારું ભાષણ છે ને ! "

" હા ", મ્હેં કહ્યું. મ્હને થયું કે વાત આગળ લંબાય તો સારું. ત્યાં જ તેમણે કહ્યું.

" ભલા માણસ, વિષય તો સારો પસંદ કરવો'તો. તમે બધા તો પંડિતાઈમાં જ રચ્યા પચ્યા રહેવાના. "

આ એમની ટીકાના જવાબમાં હું કાંઈક બોલું અને તેનો વળી તેઓ જવાબ આપે. ફરી હું કાંઈક બોલું–જવાબ મળે; આ બધી પરમ્પરાઓ હું મનમાં ગોઠવતો હતો, ત્યાં તો " અચ્છા, સભામાં મળીશું " કહી તેમણે ચાલવા માંડ્યું. ઘડીભર તો હું દિગ્મૂઢ બની ગયો અને ચાલ્યા જતા મહેશભાઈને જોઈ રહ્યો. આ નવી નિરાશા પછી ઘેર ગયો. અન્તે જમી પરવારી ભાષણને ભૂલવાનો પ્રયત્ન કરતો સૂઈ ગયો. નિરાશા અને નિરાશામાં ઊંઘ આવી ગઈ. ઊઠ્યો ત્યારે સાડા ચારેક વાગ્યા હતા. શ્રીમતીએ ખબર આપ્યા કે ભાષણ માટે બોલાવવા કોઈ માણસ આવી ગયો હતો અને પાંચ સવાપાંચ વાગે તમારે ત્યાં જવાનું છે. હવે હું મરણિયો બન્યો. વિષય જાણવાની પણ પરવા કરવાનો વિચાર માંડી વાળ્યો. અનાયાસે સભામાં જણાઈ આવે તો ઠીક છે નહિંતર વિષય-બાષા વગર પણ એવું ભાષણ કરવું કે કોઈને મારા વિષયના અજ્ઞાનની ખબર જ ન પડે ! સભામાં ગયો. ત્યાં જતાં જ શ્રોતાજનોએ તાળીઓથી મને વધાવ્યો. ક્ષોભ તો અનુભવ્યો, પણ તેથી કાંઈ વિષય જણાય તેમ ન હતું; વાત

કરતા પ્રેક્ષકો તરફ બહુ ચકોરતાથી કાન રાખ્યા હતા. પણ વિષય ન જણાયો તે ન જ જણાયો. છેવટે મંત્રીએ ઊઠીને રા. રા.–ની પ્રમુખપદ માટે દરખાસ્ત મૂકી; દરખાસ્ત સ્વીકારાઇ. પ્રમુખ સ્વસ્થાને ગયા. મને–વક્તાને બોલાવી તેમની બાજુમાં બેસાડ્યો. મારા હાથમાં કાંઇ જ ન્હોતું એટલે ટોપીને ઊતારી હાથમાં રાખી. પ્રમુખ-સાહેબે ઊભા થઇને મ્હારો પરિચય શ્રોતાજનોને જરૂર ન હોવા છતાં કરાવ્યો. મારી શક્તિઓનાં ગુણગાન જાણ્યા પીછાણ્યા વગર કર્યાં. જો કે મને એમની શક્તિનો પ્રત્યક્ષ પરિચય હતો. કારણ કે બાળપણમાં અમે એમને ચીઢવતા ( તેઓ અમારા મુરબ્બી હતા ) ત્યારે એક વાર તેમની લાકડીનો સપાટા દ્વારા મારી પીઠ જોડે સંયોગ થયો હતો !

મને થયું કે મંત્રીએ વિષય માટે કાંઇ ન કહ્યું, પણ પ્રમુખ તો જરૂર કહેશે. એટલે તેમના શબ્દો હું સાવધાનતાથી સાંભળતો હતો. " સજ્જનો અને સન્નારીઓ, આજના વક્તા અને વિષય તમને બધાને પરિચિત છે એટલે તે વિષે મારે કાંઇ કહેવાની જરૂર નથી. વક્તાને અનુરૂપ વિષય મળે ત્યારે જ જ્ઞાનનો લાભ આપણને મળી શકે છે. અને હું માનું છું કે આવી રસવૃત્તિથી પ્રેરાઇને જ તમે સર્વે આજે એકત્ર થયા છો. હવે વક્તાની અને તમારી વચ્ચે વિક્ષેપ ન પાડતાં તેમને તેમનું ભાષણ શરુ કરવાની વિનંતી કરું છું. " આ તેમના છેલ્લા શબ્દો,

આ શબ્દો બોલીને તે મારા સ્હામું જોઇને, સ્મિત કરીને બેસી ગયા. તે છેલ્લા શબ્દો બોલીને બેઠા અને હું ઊઠ્યો એટલી થોડી ક્ષણોમાં અનેક વિચારો મારા નાનકડા મગજમાં આવી ગયા. આપઘાત કરવાનો અવકાશ ન હતો–સાધન પણ ન્હોતાં. પેટમાં શૂળ આવે કે હ્રદયમાં દરદ ઉત્પન્ન થાયે એવી ઇચ્છા થઇ પણ તે કેમ ફળે ? મંત્રીઓની બેદરકારી પ્રજા સમક્ષ ઉઘાડી પાડી દેવાની વૃત્તિ પણ થઇ. પણ મારી પ્રતિષ્ઠાનું શું ? આવા આવા અનેક વિચારોથી ઘેરાયલો હું ઊઠ્યો. ચોપાસ નજર કરીને આખરે મેં શરુ કર્યું: " પ્રમુખ મહોદય, અને મિત્રો—"

પણ બસ. આખું ભાષણ વળી ફરી કોઇવાર આપીશ.

There is nothing in this world constant but inconstancy. —Swift.

# ગુજરાતી સાહિત્ય પરિષદ

## મધ્યસ્થ સભાની બેઠકનો અહેવાલ

અખિલ પરિષદની મધ્યસ્થ સભાની સામાન્ય બેઠક તા. ૩૧ મી ઑગસ્ટ ૧૯૩૫ શનિવારે સાંજે સાડાચાર વાગે શ્રી. કનૈયાલાલ મુનશીના ચેમ્બરમાં ( ૧૧૧, મેડોઝ સ્ટ્રીટ ઉપર ) પરિષદના પ્રમુખ દિ. બ. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે મળી હતી. તેમાં પ્રમુખ ઉપરાંત નીચેના સભ્યો હાજર હતા:

| | |
|---|---|
| શ્રી. કનૈયાલાલ મુનશી | શ્રીમતી લીલાવતી મુનશી |
| ,, મનહરરામ મહેતા | શ્રી. શંકરપ્રસાદ રાવળ |
| ,, મણિલાલ નાણાવટી | ,, હરિલાલ ભરુચા |
| ,, અંબાલાલ જાની | ,, દુર્ગાશંકર શાસ્ત્રી |
| ,, જયકૃષ્ણ વર્મા | ,, યશવંત પંડ્યા |
| ,, ભાનુશંકર વ્યાસ | ,, રમણલાલ વકીલ |

શરૂઆતમાં મધ્યસ્થ સભાની ગઈ બેઠકનો અહેવાલ મંત્રી શ્રી. મનહરરામ મહેતાએ વાંચી સંભળાવ્યા બાદ સભામાં નીચે પ્રમાણે ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા:

૧. ગુજરાતી સાહિત્ય પરિષદના આજીવન સભ્ય સદ્ગત શ્રી. જમીયતરામ કૃપારામ વકીલના અવસાન માટે આ સભા પોતાનો ખેદ પ્રદર્શિત કરે છે અને ઈશ્વર પ્રત્યે પ્રાર્થના કરે છે કે તેમના આત્માને શાંતિ મળે અને તેમના કુટુંબને આ દુઃખ સહન કરવાનું હૃદયબળ મળો.

આ ઠરાવની નકલ મંત્રીઓએ સદ્ગતના કુટુંબને મોકલી આપવી.

( આ ઠરાવ આખી સભાએ ઉભા થઈને પસાર કર્યો હતો. )

૨. પરિષદ પ્રવૃત્તિના અધિકારી મંડળે રજુ કરેલા અહેવાલ સંબંધમાં ડૉ. રમણલાલ યાજ્ઞિકનો આવેલો તા. ૨૬-૮-૩૫ નો પત્ર વાંચવામાં આવ્યો.

સભાએ ઠરાવ્યું કે અસલ લખાણમાં "ત્રીજા ઠરાવના સંબંધમાં જણાવવાનું કે સર પ્રભાશંકર પટ્ટણીના પ્રયાસથી..."—આ પ્રમાણે શબ્દો હતા તેને બદલે "ત્રીજા ઠરાવના સંબંધમાં જણાવવાનું કે લાઠીના દીવાન સાહેબ શ્રી. કેશવલાલ ઓઝા, પ્રો. [illegible] યાજ્ઞિક અને શ્રી. ગોકુળદાસ રાયચુરાના પ્રયાસથી અને સર પ્રભાશંકર પટ્ટણીની ઉદાર મદદથી ..."—આ પ્રમાણેના ફેરફાર સાથે અહેવાલ સ્વીકારવામાં આવે. ( જુઓ પરિશિષ્ટ ક )

૩. તા. ૩૧-૩-૩૫ સુધીનો તપાસાવીને રજુ કરવામાં આવેલો વાર્ષિક હિસાબ મંજુર કરવામાં આવે છે. ( જુઓ પરિશિષ્ટ ખ )

૪. અધિકારી મંડળ તરફથી રજુ કરવામાં આવેલાં આવતા વર્ષનાં ઑક્ટોબર આખરસુધીનાં તથા ચાલુ વાર્ષિક ખર્ચનાં અંદાજપત્રો મંજુર કરવામાં આવે છે. ( જુઓ પરિશિષ્ટ ગ અને ઘ )

| | | | |
|---|---|---|---|
| શ્રી. કાંટાવાળા સ્ત્રી સાહિત્ય | સ્ત્રીઓના અધિકાર ( કાયદા પ્રમાણે ) | ૧ | સમાજ ને સ્ત્રી |
| | ગુજરાતી સ્ત્રીઓના શારીરિક પ્રશ્નો (હાલની સ્થિતિ) | ૧ | ગુજરાતી સ્ત્રીઓના શારીરિક પ્રશ્નો (વિકાસની દિશાઓ) |
| શ્રી. કાંટાવાળા બાળ સાહિત્ય | શારીરિક વિકાસ (હાલની સ્થિતિ) | ૧ | શારીરિક વિકાસ (વિકાસની દિશાઓ) |
| | શિક્ષણ પદ્ધતિ (જુની) | ૧ | શિક્ષણ પદ્ધતિ (નવી) |
| | મનોવિકાસ | ૧ | માનસશાસ્ત્રની દૃષ્ટિએ બાળક. |
| | | ૫ | |

(ફ) જગતનું સાહિત્ય

| | |
|---|---|
| શ્રી. રણછોડદાસ મોદી સ્મારક વ્યાખ્યાનમાળા | ૧૦ |

(૪) ઉપર્યુક્ત વ્યાખ્યાનમાળાઓ માટે સાહિત્ય પરિષદ્ હસ્તકના નીચે જણાવેલા ટ્રસ્ટ ફંડોમાંથી તે તે ફંડની સામે જણાવ્યા મુજબનું ખર્ચ કરવું:—

| | | દરેક વ્યાખ્યાન માટે | |
|---|---|---|---|
| ફંડનું નામ. | વ્યાખ્યાનોની સંખ્યા | વ્યાખ્યાનકારને પુરસ્કાર. | પ્રકાશન માટે. |
| શ્રી. કાંટાવાળા પ્રાચીન સાહિત્ય | ૪ | રૂ. ૨૫ (કુલ રૂ. ૧૦૦) | રૂ. ૨૫ ( કુલ રૂ. ૧૦૦ ) |
| શ્રી. પઢીયાર સ્મારક. | ૩ | રૂ. ૨૫ (કુલ રૂ. ૭૫) | રૂ. ૨૫ ( કુલ રૂ. ૭૫ ) |
| શ્રી. નર્મદ સ્મારક. | ૫ | રૂ. ૨૫ (કુલ રૂ. ૧૨૫) | રૂ. ૨૫ ( કુલ રૂ. ૧૨૫ ) |
| શ્રી. કાંટાવાળા સ્ત્રી સાહિત્ય. | ૨ | રૂ. ૨૫ (કુલ રૂ. ૫૦) | રૂ. ૨૫ ( કુલ રૂ. ૫૦ ) |
| શ્રી. કાંટાવાળા બાળ સાહિત્ય. | ૩ | રૂ. ૨૫ (કુલ રૂ. ૭૫) | રૂ. ૨૫ ( કુલ રૂ. ૭૫ ) |
| શ્રી. રણછોડદાસ મોદી સ્મારક. | ૧૦ | રૂ. ૨૫ (કુલ રૂ. ૨૫૦) | રૂ. ૨૫ ( કુલ રૂ. ૨૫૦ ) |
| | | કુલ રૂ. ૬૭૫ | કુલ રૂ. ૬૭૫ |

(૫) ઉપર્યુક્ત વ્યાખ્યાનો વેળાસર પ્રકટ કરી જ્યાં જ્યાં આ શિક્ષણક્રમના અભ્યાસીઓ હોય તે તે સ્થળે તથા બધા સભ્યોને પૂરતી સંખ્યામાં મોકલી શકાય એવી વ્યવસ્થા કરવી.

પરિષદની પ્રવૃત્તિનો તા. ૨૪-૧૨-૩૩ નો અહેવાલ રજુ કરતાં અમે આશા જણાવી હતી કે લાઠીમાં ભરાવાના પરિષદ સંમેલનથી પરિષદની ગતિમાં વેગ આવશે; અમને જણાવતાં આનંદ થાય છે કે એ આશા સફળ થઇ છે.

સંમેલને નીચે જણાવેલા ત્રણ મહત્વના ઠરાવો પસાર કર્યા હતા :—

૧ ઐતિહાસિક અવશેષો.
૨ ગુજરાતનું સાંસ્કારિક ઐક્ય.
૩ કલાપી સ્મારક.

ઉપર્યુક્ત પહેલા ઠરાવના સંબંધમાં મધ્યસ્થ સભાએ ડૉ. હરિપ્રસાદના પ્રમુખપણા નીચે એક સમિતિ નીમી હતી અને તેના મંત્રી તરીકે કાર્ય કરવા શ્રી. પ્રતાપરાય મહેતા અને શ્રી. મુનિકુમાર ભટ્ટની નીમણુંક કરવામાં આવી હતી. આ સમિતિએ પોતાનું કાર્ય પુરું કર્યું છે અને થોડા વખતમાં એનો અહેવાલ આપણાં હાથમાં આવશે;

બીજા ઠરાવના સંબંધમાં નિવેદન કરવાનું કે એનો સંપૂર્ણ અમલ કરવાને વાસ્તે કેટલીએક મહત્વની વિગતો ગુજરાત વિશેષનો સીમાડા પર આવેલા ભાગોમાંથી તેમજ પરદેશમાંથી મેળવવાની આવશ્યકતા છે. એ સંબંધી અધિકારીઓએ એક પત્રક પણ ઘડી કાઢ્યું છે. પણ જણાવતાં અમને દીલગીરી થાય છે કે એ સંબંધી જોઇતી સહાય હજી સુધી પરિષદ મેળવી શકી નથી, તેથી જ્યાં સુધી એ અંગેતસર સંપૂર્ણ સહાય જનતા તરફથી નહીં મળે ત્યાં સુધી એ કાર્ય અપૂર્ણજ રહેવાનું.

પણ અમને જણાવતાં આનંદ થાય છે કે ગુજરાતીઓમાં સાહિત્ય વિષયક સંસર્ગ વધારવા આપણા ઉપપ્રમુખ શ્રીયુત મુનશીજીએ એક વ્યાપક યોજના ઘડી કાઢી છે. એ યોજના આવતી સભા આગળ રજુ કરવામાં આવશે. એ યોજનાથી પરિષદનું કાર્યક્ષેત્ર વિસ્તૃત થતાં તેના ઉદ્દેશ સફળ થવાની અમે આશા રાખીએ છીએ.

ત્રીજા ઠરાવના સંબંધમાં જણાવવાનું કે લાઠીના દીવાન સાહેબ શ્રી. કેશવલાલ ઓઝા, ડૉ. રમણલાલ યાજ્ઞિક અને શ્રી. ગોકુળદાસ રાયચુરાના પ્રયાસથી અને સર પ્રભાશંકર પટ્ટણીની ઉદાર મદદથી, કાઠીઆવાડના ચાર રજવાડાઓ તરફથી રૂ. ૪૨૦૦ ભરાયા છે અને અત્રેની સાહિત્ય સંસદના આશ્રય તળે એના પ્રમુખ શ્રીયુત મુનશીજીના પ્રયાસથી "નરસૈયો ભક્ત હરિનો" એ નામક એક નાટ્યરાસક ભજવાયો હતો અને તેની આવકમાંથી રૂ. ૧૦૦૦ એક હજાર આ સ્મારક ખાતે મળ્યા છે.

પુસ્તક પ્રકાશનને લગતી પ્રવૃત્તિ પાછી હાથ ધરવામાં આવી છે. તેને અંગે ક્રમિક પાઠ્યપુસ્તક ૩ જું તૈયાર થઇ ગયું છે અને તે પ્રસિદ્ધ કરવાનું કાર્ય અલ્પ સમયમાં હાથ ધરવામાં આવશે.

નડીઆદમાં પરિષદની ૯ મી તથા ૧૦ મી બેઠક થઇ હતી. તેનો અહેવાલ હજી સુધી ત્યાંના કાર્યવાહકો તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો નથી. છેવટે તપાસ કરતાં માલમ પડ્યું છે કે ત્યાંના એક મંત્રી શ્રીયુત જયંતિલાલે એ કાર્ય અમારામાંના એક મંત્રી શ્રીયુત હીરાલાલ પારેખને સોંપ્યું છે. પરિણામે અમને જણાવતાં આનંદ થાય છે કે અહેવાલ થોડા સમયમાં પ્રસિદ્ધ થશે.

લાઠી પરિષદનો અહેવાલ તૈયાર થાય છે અને અમે આશા રાખીએ છીએ કે અમદાવાદમાં આવતું સંમેલન ભરાય તે પહેલાં એ પ્રસિદ્ધ થઇ જશે.

આ પ્રસંગે નીચેની વાત જણાવતાં અમને આનંદ થાય છે. સ્વર્ગસ્થ અમૃતલાલ સુંદરજી પઢીઆરના નામથી કયો ગુજરાતી અજાણ્યો હશે ! એમના સ્વર્ગવાસ પછી એમના સ્મારકાર્થે ભેગી થયલી રકમ તથા તેનું વ્યાજ મળી આશરે રૂ. ૫,૦૦૦ એ ફંડના ટ્રસ્ટીઓ શ્રી. વિશ્વનાથ વૈદ્ય, શ્રી. કનૈયાલાલ મુનશી અને શ્રી. સન્મુખલાલ પંડ્યાએ પરિષદને સોંપવાનો ઠરાવ કર્યો છે.

આપણી તા. ૩૧ મી માર્ચ ૧૯૩૫ સુધીની નાણાં સંબંધી સ્થિતિ નીચે પ્રમાણે છેઃ—

સ્વ. કોઠાવાળા ટ્રસ્ટ ફંડોમાં મૂળ રકમ તથા વ્યાજના મળી કુલ રૂ. ૧૪,૧૭૩–૩–૩ જમા છે અને તેમાંથી રૂ. ૧૧,૩૭૦–૦–૩ સરકારી જામીનગીરીઓમા રોકેલા છે. તેમજ નર્મદ સ્મારક ફંડમાં રૂ. ૧૦,૦૬૯–૧૩–૧ જમા છે તેમાંથી રૂ. ૯,૪૪૨–૦–૬ રોકેલા છે, અને રણછોડદાસ મોદી ફંડના રૂ. ૧૯,૬૬૧–૭–૦ માંથી રૂ. ૧૯,૬૬૩–૧૦–૯ રોકેલા છે. તે ઉપરાંત કલાપી ફંડમાં સાહિત્ય સંસદ તરફથી રૂ. ૧,૦૦૦ મળ્યા તે સેવીંગ્સ બેન્કમાં જમા છે. હીસાબ ઓડીટ થયા પછી કોઠાવાળા ફંડની સીલકમાંથી રૂ. ૨,૬૦૦ ની ૩॥ ટકાની સરકારી નોટ તથા નર્મદ સ્મારક ફંડની સીલકમાંથી રૂ. ૬,૦૦૦ ના ૬ ટકાના મ્યુનિસિપલ બોન્ડ લીધા છે. બાકી રહેલી રકમો સેવીંગ્સ બેન્કમાં જમા રાખેલી છે.

પરિષદના પોતાના-સામાન્ય ભંડોળ ખાતે રૂ. ૨,૦૦૦ ના બોમ્બે કોઓપરેટીવ બેન્કના ડીબેન્ચર છે અને લવાજમો, પુસ્તકોની રૉયલ્ટી, ડીબેન્ચરનું તથા ચાલુ ખાતાનું વ્યાજ વગેરેની અત્યાર સુધીની પરચુરણ આવકમાંથી રહેલી સીલક રૂ. ૧,૯૭૮ સેવીંગ્સ બેન્કમાં જમા છે.

છેવટે કલાપી સ્મારકને અંગે નામદાર લાઠીના ઠાકોર સાહેબ શ્રી. પ્રહ્લાદસિંહજી, સર પ્રભાશંકર પટ્ટણી અને સાહિત્ય સંસદ તેમજ પઢીઆર ફંડના ટ્રસ્ટીઓનો ઉપકાર માની અધિકારીઓનો પોતાના અધિકારકાળ દરમીઆનનો અહેવાલ રજુ કરીએ છીએ.

લી. સેવકો,
મનહરરામ હરિહરરામ મહેતા
હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ
ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા
જ્યોતીંદ્ર હરિહરશંકર દવે
મંત્રીઓ.

## પરિશિષ્ટ ખ ( ૧ )

### ૧૯૩૫ની તા. ૩૧મી માર્ચે પુરા થતાં વર્ષના આવક તથા જાવકનો હીસાબ

| રૂ. આ. પા. | આવક |
|---|---|
| ૮– ૦– ૦ | લવાજમના |
| ૧૬૫– ૯– ૦ | સામાન્ય વ્યાજ ખાતાના |
| ૨૧૨– ૦–૧૧ | હરગોવિંદદાસ કાંટાવાળા (પ્રાચીન સાહિત્ય પ્રકાશન) ટ્રસ્ટ ફંડના વ્યાજના |
| ૧૫૯– ૦– ૮ | હિજમબા હરગોવિંદદાસ કાંટાવાળા (સ્ત્રી સાહિત્ય) ટ્રસ્ટ ફંડના વ્યાજના |
| ૧૫૯– ૦– ૮ | રમણલાલ હરગોવિંદદાસ કાંટાવાળા (બાળસાહિત્ય) ટ્રસ્ટ ફંડના વ્યાજના |
| ૧૯,૦૦૦– ૦– ૦ | રણછોડદાસ મોદી ટ્રસ્ટ ફંડના હાઈકોર્ટના ઓર્ડરની રૂએ આવ્યા તે |
| ૬૬૧– ૭– ૦ | રણછોડદાસ મોદી ટ્રસ્ટ ફંડના વ્યાજના. |
| ૨૫– ૦– ૦ | નર્મદ શતાબ્દી સ્મારક ટ્રસ્ટ ફંડ ખાતે. (ગ્રંથ તથા ચિત્રાવલિના વેચાણના આવ્યા તે ) |
| ૪૧૮–૧૫– ૦ | નર્મદ શતાબ્દી સ્મારક ટ્રસ્ટ ફંડના વ્યાજના. |
| ૭૫– ૦– ૦ | પુસ્તક વેચાણ ખાતે ( "વિજ્ઞાન વિનોદિની"ના વેચાણના ) |
| ૭૭– ૩– ૪ | શ્રી. કનૈયાલાલ મુનશીના આગલા બાકી હતા તે આવ્યા. |

| રૂ. આ. પા. | જાવક |
|---|---|
| ૬૪– ૧– ૯ | ઓફીસ ખર્ચ ખાતે. |
| ૭–૬–૦ | પરચુરણ ખર્ચના. |
| ૩૫–૦–૦ | પગારના |
| ૧૪–૧૧–૯ | પોસ્ટેજના |
| ૭–૦–૦ | પ્રીન્ટીંગ અને સ્ટેશનરી ખર્ચના. |
| ૬૪–૧–૯ | |
| ૧૯,૧૬૩–૧૦– ૯ | ઇન્વેસ્ટમેન્ટ ખાતે રણછોડદાસ મોદી ટ્રસ્ટ ફંડમાંથી ૧૬૦૦૦ તથા ૩૦૦૦ ની લોન લીધી તેના |
| ૫૦– ૦– ૦ | પુસ્તક ખાતે (ગજેન્દ્રશંકર પંડ્યાને પાઠ્ય પુસ્તક માટે નોંધ તૈયાર કરવા સારૂં આપ્યા તેના) |
| ૨૫– ૦– ૦ | નર્મદ શતાબ્દી સ્મારક ટ્રસ્ટ ફંડના વ્યાજ ખાતે (શરદ મહેતાને પગારના) |
| ૧૦– ૦– ૦ | કલાપી સ્મારક ટ્રસ્ટ ફંડ ખાતે (છપામણી ખર્ચના) |
| ૨,૬૪૮– ૭– ૧ | બેન્કમાં સીલક |
| ૨૧,૯૬૧– ૩– ૭ | |

૧,૦૦૦- ૦- ૦ કલાપી સ્મારક ટ્રસ્ટ-ફંડ ખાતે.

૨૧,૯૬૧- ૩- ૭

Examined & Found Correct. Sd. Motichand G. Kapadia,
Sd. Manilal D. Nanavati,
*Treasurers.*

111, Esplanade Road, Fort, Bombay, 17th April, 1935.
Sd. Ramprasad C. Mehta, 17-4-35
Incorporated Accountant
Registered Accountant.

સહી. મનહરરામ મહેતા
મંત્રી.

## પરિશિષ્ટ ખ ( ૨ )

## સરવૈયું, ૩૧ મી માર્ચ ૧૯૩૫

| રકમ | વિગત | રકમ | વિગત |
|---|---|---|---|
| | સાહિત્યપરિષદ હસ્તકના ટ્રસ્ટ ફંડોઃ– | | |
| ૫,૪૫૨- ૦- ૬ | હરગોવિંદદાસ કાંટાવાળા (પ્રાચીન સાહિત્ય પ્રકાશન ખાતાનું) ટ્રસ્ટ ફંડ | ૪૦- ૦-૦ | હીરાલાલ ત્રિ. પારેખ ખાતે |
| | | ૨- ૦-૦ | ભરતરામ મહેતા ખાતે |
| ૨૧૨- ૦-૧૧ | હરગોવિંદદાસ કાંટાવાળા (પ્રાચીન સાહિત્ય પ્રકાશન ખાતાના ) ટ્રસ્ટ ફંડના વ્યાજ ખાતાના | | ઇન્વેસ્ટમેન્ટ ખાતેઃ આ સાથે જોડેલા પરિશિષ્ટ ખ(૩) મુજબ |
| | | ૯,૭૯૩-૧૪-૦ | ૫ ટકાની સરકારી નોટ રૂ. ૯,૧૦૦ની લીધી તેના |
| ૨,૬૬૪- ૦- ૩ | ઉજમબા હરગોવિંદદાસ કાંટાવાળા ( સ્ત્રી સાહિત્ય ખાતાનું ) ટ્રસ્ટ ફંડ | ૧,૫૭૬- ૨-૩ | ૩½ ટકાની સરકારી નોટ રૂ. ૨,૪૦૦ની લીધી તેના |
| ૧૫૯- ૦- ૮ | ઉજમબા હરગોવિંદદાસ કાંટાવાળા ( સ્ત્રી સાહિત્ય ખાતાનાં ) ટ્રસ્ટ ફંડના વ્યાજ ખાતાના | ૮,૪૪૨- ૦-૭ | ૬ ટકાના મુંબાઇ મ્યુનીસીપાલીટીના બોન્ડ રૂ. ૭,૦૦૦ ના લીધા તેના |
| | | ૧૯,૧૬૩-૧૦-૯ | ૪ ટકાના સીટી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ બોંડ રૂ.૧૪,૦૦૦ ના લીધા તેના. |
| ૪,૦૨૭- ૦- ૩ | રમણલાલ હરગોવિંદદાસ કાંટાવાળા ( બાળસાહિત્ય ખાતાનું ) ટ્રસ્ટ ફંડ | ૨,૦૦૦- ૦-૦ | ૪ ટકાના કોઓપરેટીવ સોસાયટીના ડીબેન્ચર્સ રૂ. ૨,૦૦૦ ના |
| ૧૫૯- ૦- ૮ | રમણલાલ હરગોવિંદદાસ કાંટાવાળા ( બાળસાહિત્ય ખાતાના ) ટ્રસ્ટ ફંડના વ્યાજ ખાતાના | ૩,૭૭૫- ૨-૮ | ઇમ્પીરીયલ બેન્કના ચાલુ ખાતામાં સીલીક |
| | | ૧,૬૪૧-૧૦-૦ | ઇમ્પીરીયલ બેન્કના સેવીંગ્સ બેન્ક ખાતામાં સીલીક |
| ૧૯,૦૦૦ ૦- ૦ | રણછોડદાસ મોદી ટ્રસ્ટ-ફંડના હાઇકોર્ટના ઓર્ડરથી રૂએ આવ્યા તે | ૨,૪૭૯-૧૫-૨ | સેંટ્રલ બેન્કની સેવીંગ્સ બેન્કમાં સીલીક |
| | | ૪૮,૯૧૪- ૭-૫ | |

| | |
|---|---|
| ૬૬૧– ૭– ૦ | રણછોડદાસ મોદી ટ્રસ્ટ-ફંડના વ્યાજના |
| ૯,૬૭૫–૧૧– ૨ | નર્મદ શતાબ્દી સ્મારક ટ્રસ્ટ ફંડ |
| ૩૯૩–૧૫– ૦ | નર્મદ શતાબ્દી સ્મારક ટ્રસ્ટફંડના વ્યાજ ખાતાના |
| ૨,૩૧૮–૧૨– ૦ | પુસ્તક ખાતે |
| ૧,૬૬૧– ૪– ૦ | વટાવ ખાતે |
| ૪૦– ૦– ૦ | પત્રિકા લવાજમ ખાતે |
| ,,૯૯૦– ૦– ૦ | કલાપી સ્મારક ફંડ ખાતે |
| ૪૮,૯૧૪– ७– ૫ | |

I have examined the above Balance Sheet and certify the same as correct.

111, Esplanade Road, Fort, Bombay, 17th Aprill 1935

Sd. Ramprasad C. Mehta, Incorporated Accountant Registered Accountant.

Sd. Motichand G. Kapadia
Sd. Manilal D. Nanavati
17–1–35 Treasurers.

Sd. Manharram Mehta, Secretary.

## પરિશિષ્ટ ખ ( ૩ )

( ઇન્વેસ્ટમેન્ટ ખાતાંની સીક્યુરીટીઓની ટ્રસ્ટ ફંડોવાર તપસીલ )

| | રૂ. આ. પા. |
|---|---|
| ( ૧ ) હરગોવિંદદાસ કાંટાવાળા (પ્રાચીન સાહિત્ય પ્રકાશન) ટ્રસ્ટ ફંડની ૫ ટકાની અને ૩½ ટકાની સરકારી નોટના | ૪,૫૪૮– ૦–૩ |
| ( ૨ ) ઉજમબા હરગોવિંદદાસ કાંટાવાળા (સ્ત્રી સાહિત્ય) ટ્રસ્ટ ફંડની ૫ ટકાની અને ૩½ ટકાની સરકારી નોટના | ૩,૪૧૧– ૦–૦ |
| ( ૩ ) રમણલાલ હરગોવિંદદાસ કાંટાવાળા (બાળસાહિત્ય) ટ્રસ્ટ ફંડની ૫ ટકાની તથા ૩½ ટકાની સરકારી નોટના | ૩,૪૧૧– ૦ ૦ |
| ( ૪ ) નર્મદ શતાબ્દી સ્મારક ટ્રસ્ટ ફંડના ૬ ટકાના મુંબાઇ મ્યુનીસીપાલીટીના રૂ. ૭,૦૦૦ ના બોંડના | ૮૪૪૨– ૦–૭ |
| ( ૫ ) રણછોડદાસ મોદી ટ્રસ્ટ ફંડના ૪ ટકાના ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ બોંડ રૂ. ૧,૯૦૦૦ ના | ૧૯,૧૬૩–૧૦–૬ |
| ( ૬ ) સાહિત્ય પરિષદના જનરલ ફંડના ૪ ટકાના કો–ઓપરેટીવ સોસાયટીના ડીબેન્ચર રૂ. ૨,૦૦૦ ના | ૨,૦૦૦– ૦–૦ |
| | ૪૦,૯૭૫–૧૧–૭ |

111, Esplanade Road
Fort, Bombay.
17th April 1935.

Examined & Found Correct
Sd. Ramprasad C. Mehta,
Incorporated Accountant,
Registered Accountant.

Motichand G. Kapadia
Manilal D. Nanavati
Treasurers.

Manharram Mehta
Secretary.

પણ એક દાખલો મને આ પળે જરૂર યાદ આવે છે. એક માણસ એમ માનતો કે મુંબાઈના બધા માણસો એને દુઃખ દેવાનું કાવતરું કરી રહ્યા હતા અને તેથી તેમાંથી બચવા માટે તે રોજ રોજ વેશ અને નામ બન્ને બદલતો. આ એના જીવનનો આનંદ હતો. ભાઈ વિજયરાયની હાલની મનોદશા જોતાં આની સાથે એમની સ્હેજે સરખામણી થઈ જાય, બીજું શું થાય ?

બિચારા વિજયરાય ! પોતાની કલમ વડે પોતાને ' સાહિત્યના શહીદ ' ચિતર્યા વિના એમને ચેન પડતું નથી. એ શહીદીના રંગ પૂરવા એમની કલ્પનાએ કોઈ દુઃખ દેનારો શોધી કાઢવો તો જોઈએ, નહીં તો એ શહીદીનું ચિત્ર રસિક ન થાય. આ ઘેલછા સામે તો માત્ર ઔદાર્ય જ કેળવવું રહ્યું.

શ્રી વિજયરાયે પત્રવ્યવહાર છપાવવાની ધમકી આપી છે, તેથી મારી પાસે મોજુદ છે તે પત્રો નીચે પ્રગટ કરું છું:

[ ૧ ]

રૂપાપરી રોડ,
ભાવનગર, તા. ૯-૧૦-૩૪

મુ. શ્રી. કનુભાઈની સેવામાં,

વિ. વિ. સાથે લખવાનું કે તમારો તા. ૩જીનો પત્ર મળતાં વાંચી વિગત જાણી.

દીવાળીઅંકનો નિર્ણય એકાદ માસ વહેલો થયો હોત તો તૈયારી વધારે સારી રીતે થઈ શકત. હશે. હવે તો થોડા રાતમાં બને તેટલા ઓછા ને સારા વેશ કાઢવાનો જ યત્ન કરવો રહ્યો.

એ અંક માટે તમે આઠેક પાનાં લખાણ આપવાના છો એમ ભાઈ રમણલાલ દ્વારા જાણ્યું છે. એ એમને જ આપશો કે મને મોકલશો. વડોદરે પરબાર્યું ન જાય એટલું જરા જોશો. ત્યાંના વ્યવસ્થાતંત્રનાં અમુક ચક્રો હમણાં હમણાંના બહુ કટાઈ ગયાં હોય, આ માગણી કરવી પડે છે. એ સંબંધી વિગતવાર તમને કોંગ્રેસ બાદ લખવા ધારું છું.

રવિવારના શરદુત્સવનો અને તેટલો સંપૂર્ણ વૃત્તાંત લખી-લખાવી, તા. ૨૦મી-૨૨મી લગીમાં મને મોકલવા મંત્રીઓને મારી વતી કહેશો ?

વિજયરાયના પ્રણામ;

[ ૨ ]

રૂપાપરી રોડ,
ભાવનગર, તા. ૨૫-૧૨-૩૪

મુ. શ્રી. કનુભાઈની સેવામાં,

પત્ર આજે મળ્યો.

વ્યાખ્યાન પહેલી જાન્યુઆરીએ તૈયાર થશે એટલે આપણે માટે બધી રીતે પૂરતો વખત રહેશે. એ પૂરું થયે તુર્ત મને અહીં જ મોકલશો. એટલે જોડણી વગેરેનું તપાસી કરીને હું વડોદરે મોકલી દઈશ. મારી પાસે એ તા. ૩-૪થીએ આવ્યું હોય, એટલે તા. ૭મી લગીમાં વડોદરે, તા. ૧૨મી સુમારે તમને ફ્રૂફ, અને તા. ૨૨-૨૪માએ એક હજાર નકલ મુંબાઈ પહોંચે: આ રીતે ખુશીથી થઈ શકશે. લખાણ વેળાસર મળે તેમ હોય, વડોદરા શિથિલ રહેવાનું કારણ નથી. તાજેતરમાં એકબે વાર જે શિથિલતા જેવું લાગેલું તેને માટે ખરી રીતે, સંસદપ્રવૃત્તિના વડાનાં મૂળ થડ ને કેટલીક શાખા મુંબાઈમાં, બીજી કાઠિઆવાડને આ ખૂણે, ત્રીજી વળી અધવચ વડોદરે: આવી પરિસ્થિતિ જ જવાબદાર હતી, જેનો ઉપાય જડે ત્યારે ખરો. મતલબ, આ વખતે બધું બરાબર સાંગોપાંગ થવાની ખાતરી છે માટે વ્યાખ્યાન પહેલી તકે મોકલશો.

'આડે રસ્તે' વિશે લખવું. તમારો તો પહેલું "કૌમુદી" માં જ આવશે એ તો નહિ તો બે સિદ્ધ વાત હતી, પણ તમે એ બાબતમાં ખાતરી આપો છો તથા સિદ્ધતર અને છન્દે એનાથી પણ હાલની દશામાં આપણે સંતુષ્ટ રહેવું જ રહ્યું. એના ( જો એ બરાબર નિયમિતપણે આવતું થઈ જાય તો ) ...ને અંગે રીતસરની આર્થિક સમજણ ને પાકા પાયાની ગોઠવણનો પોતાનો વિચાર છે એમ ભાઈ મૂળશંકર દીવાળીમાં અહીં કહેતા હતા. આપને મળે તેઓ મુંબાઈ આવે ત્યારે વાતનો નિર્ણય કરી આપશો ને ?"

વિજયરાયના પ્રણામ

[ ૩ ]

રૂવાપરી રોડ,
ભાવનગર, તા. ૧-૧-૩૫

પ્રિ. ભાઈ નર્મદાશંકર,

મુ. શ્રી. કનુભાઈ પંચગનીથી આવ્યા ગયા હશે. હજીમાં ન આવવાના હોય તો આ પત્ર એમને ગુરુવારે જ re-direct કરશો ને મુંબાઈમાં જ હોય તો વિનંતિ કરશો કે વાર્ષિક વ્યાખ્યાન હવે એકાદ દિનમાં જ રવાના કરે, કેમકે ફેબ્રુઆરીઅંક શરૂ થઈ ગયો છે. અસ્તુ. શાલગરમ બહાલ ધારો.

વિજયરાયના યથાયોગ્ય.

[ ૪ ]

રાવપુરા
વડોદરા, તા. ૩-૧-૩૫

મુરબ્બી મુનશીજી,

ઘણે લાંબે વખતે તમારો પત્ર મળ્યો એથી ખૂબ આનંદ થયો.

તમારી વાત ખરી છે. રા. વિજયરાયનો બધું મેટર પોતે જોઈને પછી જ અમો મોકલવાનો આગ્રહ કામની સરળતામાં અંતરાયરૂપ છે. અને તેથી જ નવેમ્બરનો અંક સંસદ-અંક ન થઈ શક્યો. અને પોતાને એક જ પક્ષ આગ્રહ છે જ નહિ.

તમે મારા કરતાં ય વધારે વખત પહેલાંથી રા. વિ. ની મનોવૃત્તિ જાણી છે. તંત્રી તરીકે-ના એમના મનથી માનેલા હક-અધિકારમાં કોઈની ડખલગીરી એનાથી સહન નથી થતી-નહિ થાય એ પણ તમારા ખ્યાલ બહાર નહિ જ હોય. એટલે સત્રના રિપોર્ટ વિષે ભાઈ રમણલાલને સોંપે એમ હું ઇચ્છતો હોઉં તો પણ મારાથી કશું કહેવાય એમ નથી. સંસદ સાથેનો મારો સહકાર કોઈ પણ ઉપાયે ટકતો હોય તે જોવાની મારી ખાહેશ હમેશ રહે છે. પણ કુશાગ્ર માનસને છંછેડવાની કળા હજી મને હાથ લાગી નથી એટલે લાચાર.

'તમારું વ્યાખ્યાન આવતું જશે તેમ તેમ કમ્પોઝ કરાવી બીજીવારના પ્રૂફ તમને મોકલતો રહીશ. તે સાથે બીજું વધારાનું પ્રૂફ વિ. ને પણ મોકલીશ એટલે તેમના તંત્રીપદને આઘાત નહિ પહોંચે. ઇતર નાના સત્ર માટે છાપવાની એટલું જ અત્યારે તો નિશ્ચિંત થયું છું. ફે. ના ફેબ્રુઆરી અંકમાં પણ લેવાનું તંત્રીસ્થાન આપશો તો તે પ્રમાણે કરીશ.

આ રવિવારે જ હું મુંબઈ આવવાનો હતો. સારું થયું કે તમારો પત્ર આજે મળ્યો. હવે તો પંદરમી તારીખ સુધી મુંબઈ આવવાનું મુલતવી રાખું છું. તે પહેલાં આવેદન છપાઈ જવું જ જોઈએ અને તે હું સાથે લેતો આવીશ.

ફેબ્રુઆરી અંકનું મેટર આજે મળ્યું-પહેલા ચાર ફરમાનું. સોમવાર સુધી હું છાપવાનું અટકાવી રાખીશ. એટલે રા. વિજયરાય ધારશે તો સંસદ્પ્રાપ્તિ વિષેનાં લખાણોનો તેમાં સમાવેશ કરી શકશે. પણ તમે જે કાંઈ યોજના તમારા ધ્યાનમાં હોય તે પહેલાં એમને જ જણાવશો. મારા તરફથી કોઈ પણ પ્રકારનો અડિયો રાખશો નહિ. કોઈ પણ પ્રકારની તમારી દરખાસ્ત કે માગણી મારે તો શિરસાવંદ્ય છે એમ માની જ લેજો.

તમે અત્યાર પહેલાં વિ. ઉપર અનેક ઉપકાર કર્યા છે. ભીતરમાં તમે તેમના હિતચિંતક જ રહ્યા છો. એક વિશેષ ઉદારતા ન દેખાડો ? તંત્રી તરીકે સંસદસભાસદોમાં હાજરી આપવા નિમંત્રણ ન મોકલો ? તમે ભાડાના રૂ. ૨૦) આપવા શકો એમ છો અને એમને મન એ અતિમહત્વની વાત છે. એ જાણો પણ છો. હું આપી શકું એવી સ્થિતિ હોત તો તમને આમ ન લખત. પણ મારી અંગત પરિસ્થિતિની વરાળ કાઢવાનું તો અત્યારે કશું ય સ્થાન નથી. તેમ એથી લાભ પણ કશો નથી.

કુશળ હશો.

લિ. આભારી

મૂળશંકરનાં વં.

[ ૫ ]

વડોદરા, તા. ૪-૧-૩૫

મુરબ્બી મુનશીજી,

આજે ૨૭. પોરટથી મેટરની કોપી ૪૪ મળી છે. અને તરત કમ્પોઝ કરવા આપી દીધું છે. આવતી કાલે શનિવારે બધા મેટરનું પ્રૂફ તમને મોકલી આપીશ. તે તમને રવિવારે મળી જશે. કૃપા કરીને રવિવારે જ વાંચીને પ્રૂફો પાછાં મોકલી આપશો કે સોમવારે છાપી શકાય. પ્રૂફ ત્યાં એકાદ દિવસ પણ રોકાઇ રહેશે તો મને એટલી અડચણ પડશે.

નકલ એક હજાર છાપવાની છે એમ હું સમજ્યો છું. એમાં કાંઇ ફેરફાર હોય તો તે પણ સાથે જ જણાવશો કે ભૂલ ન થાય.

લિ. આભારી

મૂળશંકરનાં વં.

[ ૬ ]

રૂવાપરી રોડ,

ભાવનગર તા. ૭-૧-૩૫.

મુ. શ્રી કનુભાઇની સેવામાં,

વિ. વિ. સાથે લખવાનું કે તમારો ગઇ તારીખ ૧લીનો વિગતવાર પત્ર મળ્યો હતો. તેની નકલ કરી ભાઇશ્રી મૂળશંકરને મોકલેલી ને તેમણે પણ, વડોદરે રોકાઇ મારે મુંબાઇ આવવું એમ સૂચવ્યું છે. મને પોતાને પૂરું સમજાયું નથી કે મારી અનિવાર્ય જરૂર શું. કે ક્યાં એક જગ્યાએ શી છે. આમ છતાં, તમારી ઇચ્છા અને ભાઇ મૂળશંકરની સલાહ પ્રમાણે મુંબાઇનો વિચાર કર્યું. આજ સાંજે અહીંથી નીકળી કાલે વડોદરે ને બુધ કે ગુરુએ ( જો આવવું ઠરશે જ તો ) મુંબાઇ. ટ્રેનભાડું ખર્ચવાની મારી અશક્તિ તમે લાગણીપૂર્વક સમજી લીધી એ માટે આભારી છું.

વિજયરાયના પ્રણામ

[ ૭ ]

વડોદરા, તા. ૮-૧-૩૫

મુ. શ્રી કનુભાઇની સેવામાં,

ભાવનગરથી મેં લખ્યા પ્રમાણે; આજે હું અહીં આવ્યો છું; મુંબાઇ પણ આવવા ધારું છું. ઘણું કરી, એમ જ ઠરાવશું કે આખો ફેબ્રુઆરીઅંક સંસદ વિષેનાં લખાણોનો જ થાય. આ નિર્ણય મુખ્યત્વે ભાઇ શ્રી મૂળશંકરની સલાહ અને આગ્રહને આભારી છે એ પણ મારે સ્પષ્ટ કરવું જોઇએ.

હું ગુરુવાર લગીમાં મુંબાઇ પહોંચવા આશા રાખું છું ને તે દિવસે બપોરે કે સાંજે તમને મળાશે.

વિજયરાયના પ્રણામ

તા. ક. વ્યાખ્યાનનો બાકી ભાગ રવાને કર્યો હશે.

[ આ પછી શ્રી વિજયરાય મુંબાઇ આવી મળી ગયા, અને સંસદના અગ્રણી લેખકો 'કૌમુદી' માટે નથી લખતા તેની ફરિયાદ કરી ગયા.]

[૮]

ભાવનગર તા. ૧૫-૨-૩૫

પૂ. શ્રી કનુભાઈની સેવામાં,

થોડા જ દિવસમાં પ્રગટવાના માર્ચ અંક સાથે, આપણા મુખપત્ર અંગેની ચાલુ ગોઠવણના બાર માસ પૂરા થશે. એ ગોઠવણના અનુસંધાનમાં તેમ જ તેની પૂર્તિરૂપે, એપ્રિલના અંકથી આપણે કેટલીક વિશેષ સમજણ, આપણા જૂના મુખપત્ર 'ગુજરાત'ના મેઘ દિવસોની પ્રણાલિકા ને અનુસરી, કરી લેઈએ એમ મને તેમ જ આપણા કેટલાક જૂનાનવા સભ્યોને લાગતું હોઈ, એવી સમજણ આપણે કરી લેવી તથા માર્ચ અંકમાં એ વિષે નિવેદન કરવું એમ મેં નક્કી કર્યું છે. સમજણના મુખ્ય મુદ્દા આ પ્રમાણે:

૧. 'ગુજરાત'માં આપણે કરતા તેમ, વર્ષના બારેબાર અંકમાં તમારાં લખાણ આવવાં જ જોઈએ; ઓછામાં ઓછા ૭ અંકમાં, સૌ. લીલાબહેનનાં પણ. (આ બાબતમાં તમે બંનેએ 'કૌમુદી'ને પણ ૧૯૩૩ માં સહકાર આપેલો; ૧૯૩૪-૩૫માં નથી આપ્યો; ૧૯૩૫-૩૬માં એ પાછો મળવો જોઈએ.)

૨. હાલના સહતંત્રીશ્રી પોતાનાં કાર્યોમાં ઘણું રોકાયેલા રહેતા હોઈ, 'કૌ.'નું કાર્ય આપણે ઈચ્છીએ તેવું તરતનું કરી શકતા નથી એટલે, એપ્રિલઅંકથી હું આપસભ્યોમાંથી એકને સહતંત્રીપદ માટે પસંદ કરીશ ને પસંદગીને સંસદે બહાલી આપવી.

૩. સંસદ જ્યારે પણ 'ખાસ અંક' કઢાવવા ઈચ્છે ત્યારે ત્રણ માસ અગાઉથી તમારે કે મંત્રીઓએ મારી જ સાથે પત્રવ્યવહાર કરવો, એટલે એ બાબતમાં જોઈતી અનુકૂળતા સંસદને પહેલેથી તક મળે તેવી તજવીજ કરી આપવા હું યત્ન કરીશ.

૪. 'ગુજરાત' વખતે આપણે કરતા તેમ, પ્રમુખશ્રીથી માંડીને દરેક સભ્યે હાલના મુખપત્રના ગ્રાહકો વધારવામાં મદદ કરવી. આ રીતે દર વર્ષે ૨૫૦ થી ૩૦૦ ગ્રાહક ઓછામાં ઓછા આપણે મેળવવા જોઈએ.

તમે કરવા ધારો તો આ ચારે વાત તમારે માટે હસ્તામલકવત છે. નિર્ણય જણાવવા કૃપા કરશો.

વિજયરાયના પ્રણામ

[૯]

ભાવનગર, તા. ૧૬-૨-૩૫

પૂ. શ્રી. કનુભાઈની સેવામાં,

તમારા ધ્યાન બહાર નહિ હોય કે 'કૌમુદી' દશાબ્દીને અંગે આપણે જે ત્રણ અંકો કાઢવાના છે તેમાંનો બીજો એપ્રિલમાં કાઢવો છે. એ અંકમાં તમારું લખાણ (નાનું તો નાનું) આવવું જ જોઈએ એવો મારો આગ્રહ છે. ક્યારે મોકલશો? માર્ચ તો છપાઈ ચૂક્યો હોઈ એપ્રિલનાં જે લખાણ તૈયાર છે એ આજકાલ વડોદરે મોકલું છું. પણ, એ ત્રીજા ફૉર્મથી શરૂ થશે. પહેલાં બે ફૉર્મ હાલ બાકી રાખીએ છીએ. એને માટે તમે બને તેટલું વહેલું તમારું લખાણ મોકલશો. એ અહીં જ આવે તેમ કરશો; કારણ, જે વાત પહેલેથી સિદ્ધ હતી તે મેં આઈ મૂળશંકરને હવે આગ્રહપૂર્વક કહી છે કે કાર્યનું એકધારાપણું સચવાય માટે બધાં જ લખાણ પહેલાં તંત્રીકાર્યાલયે જ મોકલવાનાં છે.

વિજયરાયના પ્રણામ

[૧૦]

મુંબઈ, તા. ૧૭-૨-૩૫.

ભાઈ વિજયરાય,

તમારો તા. ૧૫ મીનો પત્ર મળ્યો. ભાઈ મૂળશંકર મળી ગયા હતા અને વિગતવાર વાતચીત 'કૌમુદી' વિષે કરી હતી. એમણે કહ્યું હતું કે અમે કરેલી વાતચીત એ તમને લખી

દેશે. તમારે બાર ઓંકો કરવા આવતા છ મહિનામાં તમારા લેખો સિવાયનું બધું મેટર અમે તૈયાર કરી આપીશું એવું વચન પણ મેં આપેલું. પણ તમારા પત્રનો ધ્વનિ કેંક જુદો જ નીકળે છે. અને તે જો ખરો જ સમજાતો હોય તો પછી અમારી કરેલી સહકારની સૂચનાઓ નિરર્થક થઇ પડે છે. હું તમારા પત્ર વિષે મુનશીકરને લખીશ, અને અમારે અહીંઆં શું કરવું તેનો સંયુક્ત નિર્ણય જાણવાની આશા રાખીશ.

હવે તમારો પત્ર:

( ૧ ) તમે નિવેદન કરવું એમ નક્કી કર્યું તેમાં અમને પૂછવાનું કે સ્થાન ખરું ?

( ૨ ) મારાં કે સૌ. લીલાવતીનાં લખાણ "આવવાં જ જોઇએ" એવો અંતિમ નિર્ણય તમે ન-કરી શકો. 'ગુજરાત' કાઢવાને બદલે 'કૌમુદી'ને મુખપત્ર કરવાનો મુખ્ય મુદ્દો એ જ હતો અને તે સ્પષ્ટ કરવામાં આવ્યો હતો. કે અમારી વધતી જંજાળ, અને મારી અસ્થિર તબીયત જોતાં વખતસર અમારાથી માસિક માટે સાહિત્ય નહીં લખાય, એ વાત તમને ઝઝરૂ પણ કહી હતી. અમે અમારો લખવાનો સમય શોધવાને સ્વતંત્ર રહેવાનાં.

( ૩ ) હાલના સહતંત્રીની નીમણૂક કે પસંદગી તમે ન જ કરી શકો. એ તો સંસદનું અધિકારી મંડળ કરી શકે. હાલના સહતંત્રી કાર્ય નથી કરી શકતા તેનું કારણ તમે છો એમ એઓ કહે છે. તો એ વિવાદગ્રસ્ત પ્રશ્નમાં ન પડતાં સંસદના અધિકારી મંડળે બધો જ બોજે છ મહિના માટે ઉપાડી લેવા તત્પરતા બતાવી છે.

( ૪ ) સંસદ ખાસ અંક તૈયાર કરવા માટે ત્રણ મહિનાની નોટિસ નહીં આપી શકે. એનો ખાસ વધારાનો ખરચ પણ સંસદ આપે છે અને સંસદ તરફથી તંત્રીનું પદ તમે સ્વીકાર્યું છે એમ અમે સમજીએ છીએ. એટલે સંસદ જે નિર્ણય કરે તે તમારે અને ભાઇ મૂળશંકરે અમલમાં મુકવાનો રહ્યો.

( ૫ ) 'મારી જ' સાથે પત્રવ્યવહાર કરવો એમાં રહેલો માલિકીપણાનો ધ્વનિ જોઇ હું દિલગીર છું. કોની સાથે, તેમ જ સમય અને સવાલ જોતાં કેવી રીતે, પોતાનું કામ સંસદે કરવું એનો નિર્ણય એ જ કરે અને તમારી અને ભાઇ મૂળશંકર વચ્ચેના તમારા અધિકાર-વિભાગના ઝગડાઓ તમારે જ ફેંસી લેવા.

( ૬ ) ગ્રાહક વધારવા માટે કેન્વાસર થવાની ફરજ અમે સ્વીકારી નથી.

સેંકડો માઇલ દૂર વસીને અને સંસદના ચાલુ પ્રવાહથી અસ્પૃષ્ટ રહીને નિર્ણયો કરવાની ઇચ્છા તમારા કાગળમાં જણાય છે તેથી હું માનું છું કે જે સહકારની યોજના અમે કરી હતી તે તમને અરુચિકર જ નીવડશે. અમારી યોજનાથી તમારું કામ સહેલું થાત, અને પત્રને અમે જરૂર આકર્ષક કરી શકત. પણ આ યોજના હવે મુલતવી જ રાખીશું.

ક. મા. મુનશીના
સ્નેહસ્મરણ.

[ ૧૧ ]

રૂપાણી રોડ,
ભાવનગર-તા. ૧૭-૨-૩૫

પ્રિય ભાઇશ્રી ધનુભાઇ,

અમુક શખસ અથવા શખસો આવતા એપ્રિલથી માંડી છ માસ સુધીના અંકો માટે લેખો ભેગા મુંબાઇમાં કરે છે, એવી બાતમી મને મળી છે. આ સાચું ? જો કોઇ એ રીતે લેખો મેળવતું હોય તો તેમ કરવાનો હક તેનો છે નહીં. જે કોઇ જે કંઇ ભેગું કરે તે તેણે મને અહીં જ મોકલવાનું હોય તેને બદલે મજકુર શખસો હવેના છ અંકો મારી જાણ બહાર પરબારા છપાવી લેવાની પેરવી કરે છે. આ છે ગેરવાજબી અને ગેરકાયદેસર, માટે તમે તથા મિત્રો એવાઓથી ચેતજો. આવજો ૯ ને દિ. ક્યારે આવે છે ?

વિજયરાયના નમસ્કાર

[ ૧૨ ]

રૂવાપરી રોડ,
ભાવનગર ૨૧-૨-૩૫

પૂ. શ્રી કનુભાઈની સેવામાં

વિ. વિ. સાથે લખવાનું કે તમારો તા. ૧૭-૨-૩૫ નો પત્ર મળ્યો. એ વિચારતા મને એમ લાગે છે કે, ' કૌમુદી ' સંસદના મુખપત્ર તરીકે કઈ રીતે ચાલવું જોઈએ, અને, ' કૌમુદી ' તથા સંસદ, એ બંનેનાં પરસ્પર હક, ફરજ શાં હોવાં જોઈએ, એ સંબંધમાં મારી અને તમારી વચ્ચે દૃષ્ટિભેદ છે. એ ભેદ સામાન્ય નથી; ઊંડો છે અને તાત્ત્વિક છે. એ ભેદ મટાડવાનો કોઈ પણ માનપ્રદ માર્ગ રહ્યો નથી એવી મારી પૂરેપૂરી ખાતરી થઈ ચૂકી હોવાથી, હમને હવે આ બાબતમાં એક જ અને છેલ્લી જે વસ્તી મારે આપવાની રહે છે, તે એ કે આ સાથેની ચબરખીમાં મેં માર્ચ અંક માટેનું જે તંત્રીસ્થાનીય નિવેદન લખી મોકલ્યું છે, તે પ્રગટ કરવાની રજા લખી મોકલવા કૃપા કરશો. ( નિવેદનનું લખાણ પણ પરત કરશો. ) શનિવારે જ ઉત્તર લખવા વિનંતિ છે, એટલે સોમની સવારથી મારો માર્ગ સરળ થાય.

વિજયરાયના પ્રણામ

તા. ક. કમેરવાની ખાતરે જ જરૂર છે કે આ સંબંધમાં આપણો પત્રવ્યવહાર જરા પણ વધારે ચાલવાનું કારણ હવે રહેતું નથી.

—વિ. ના. પ્ર.

ચબરખી

તંત્રીસ્થાનેથી

' કૌમુદી ' અને સાહિત્ય સંસદ : આ એટલે કે માર્ચ ૧૯૩૫નો અંક બહાર પડ્યા પછી, ' કૌમુદી ' સાહિત્યસંસદનું મુખપત્ર રહેશે નહીં. આ સબંધી અમે તા. ૨૧-૨-૩૫ને રોજ સંસદના પ્રમુખ રા. કનૈયાલાલ મુનશીને પત્ર લખ્યો હતો. તેનો ઉત્તર તેમણે મુંબાઈથી તા. ૨૩-૨-૩૫ ને રોજ લખી જણાવી, ઉપર પ્રમાણે કરવામાં સંમતિ દર્શાવી છે.

ભાવનગર,
તા. ૨૫-૨-૩૫

વિજયરાય વૈદ્ય
તંત્રી, ' કૌમુદી '

[ ૧૩ ]

મુંબાઈ,
તા. ૨૩ ૨ ૩૫

પ્રિય ભાઈ વિજયરાય,

તમારો પત્ર મળ્યો.

( ૧ ) કરારમાંથી છૂટા થવા ને કરવા સંસદ તૈયાર છે. છતા એ કરારની શરતો પ્રમાણે બંને પક્ષોની અનેક જવાબદારીની આપલે ન થાય ત્યાં સુધી એ કરાર એકી કલમે અને મન થાય એટલે રદ ન થઈ શકાય.

( ૨ ) કરારમાં શ્રી. મૂળશંકર ને રમણલાલના આર્થિક હકો સમાયેલા છે. તેમને પૂછ્યા વિના પણ એ ન બને. તેમ જ ગ્રાહકો સંસદને કારણે થયા હોય તેનો પણ સવાલ રહે. માટે તમે એ બંનેને લખો અને પછી આપણે મળીએ ત્યારે જ એ કરાર વિષે છેવટનો નિર્ણય થાય.

( ૩ ) આ વાતનો વિચાર કરવા હું પણ કાર્યવાહક સમિતિ બોલાવું છું.

ક. મા. મુનશીના
સ્નેહસ્મરણ.

[ ૧૪ ]

મુંબાઈ, તા ૨૩-૨-૩૫

રા. ભાઈ મૂળશંકર,

આ સાથે વિજયરાયના પત્ર ને મારા જવાબની નકલો મોકલું છું. કરાર પ્રમાણે છે

અને તેમાં પૈસા અને સમય સંબંધી મુખ્ય જોખમ તમારું છે. તેમ જ ' સુકર 'ના ગ્રાહક વિશે પણ તમારી જોખમદારી છે. એ બધાના નિર્ણય વગર કરાર ન જ તૂટે એ તો તમે સમજી શકશો.

હું પણ સંસ્થાનો પ્રતિનિધિ છું એટલે તેની સમિતિને પૂછ્યા વગર હું કરાર તોડવાનું પગલું ન લઇ શકું.

માટે જો તમે બે દહાડા મુંબાઇ આવી જાઓ તો એની વાટાઘાટ કરવી સુઝે.

ભાઇ વિજયરાયને દરેક રીતે મદદ કરવાના મારા અનેક પ્રયત્ન છતાં આ જાતની એમની અવ્યવહારિકતાથી સંસદ મુશ્કેલીમાં પડી છે; અને તેમાં છ મહિના માટે અમે લેખો લખી તૈયાર કરીએ તેમાં એમને આધિકારપ્રહતાની ગંધ આવે છે. અને જે જાતના પત્રો લખવાની એમને ટેવ છે તે સંસ્થાનું ગૌરવ જોતાં ઘણા અધિકારીઓને દુઃસહ લાગે છે, એટલે હું તો સંસદ છૂટી થાય એમ જ ઇચ્છું છું. જેવા આર્થિક હકો સમાયા છે તેનું બરાબર વહેણુ થાય ત્યારે જ સંસદ કરારમાંથી છૂટી થઇ શકે માટે કરાર તોડવા સંબંધી કૈં પણ ' કૌમુદી 'માં ઉલ્લેખ ન આવે. નહીં તો તેનું જોખમ પ્રકાશક તરીકે તમારે શિર રહેશે.

ક. મા. મુનશીના
વંદેમાતરમ.

[ ૧૫ ]

૨૩-૨-૩૫

O KA 10/5 Bhavnagar 23 : 15

Kanaiyalal Munshi Hundred Eleven Esplanade Road Bombay.
Dhattabhai's Letter to day. Regret misunderstanding. Writing.

VIJAYRAI

[ ૧૬ ]

રૂવાપરી રોડ,
ભાવનગર, તા. ૨૩-૨-૩૫

મુ. શ્રી. કનુભાઇની સેવામાં,

વિ. વિ. સાથે લખવાનું કે આજે સવારે નવ વાગે ભાઇશ્રી ધત્તુભાઇનો પત્ર મળતાં જ, ત્યાર પછીના કલાકમાં, મેં તમને ઓફિસના સરનામે તાર કર્યો છે, જે આ લખું છું તે વખતે ( પોણા વાગે ) મળી ગયો પણ હશે.

ધત્તુભાઇ લખે છે તેમ, આખી વાત બદલાઇને જ મારી પાસે આવી લાગે છે. ગઇ તા. ૧૨ મીએ રા. દુર્ગાશંકર શાસ્ત્રી અહીં હતા, તેમની જોડે રા. મૂળશંકરે જે થોડું સંદિગ્ધ રૂપમાં આ બાબત વિશે કહેવડાવેલું તે, આ સંબંધી ખુલાસો મેં મૂ. ને પૂછાવતાં તેમણે પોતાના તા. ૧૪મીના પત્રમાં મને જે કૈં તમારે અને સંસદને નામે લખેલું તે; એ સંબંધી મેં તા. ૧૫-૧૬ મીએ એમને જે પત્રો દિલ ખોલીને ( એમાં સંસદ સંબંધી પણ; આવેશની પળોમાં, ને મારા મનમાં મૂ. એ સંસદ સંબંધી ભારે ભ્રમ ઉત્પન્ન કરેલો તેથી કેટલુંક વધુ પડતું લખાઇ ગયેલું એમ સખેદ વચ્ચે ઉમેરી લઉં. ) લખ્યા હતા, તેના જવાબમાં એમણે જે કેવળ ઉડાઉ જવાબ મને આપ્યો ને જે પરમરોજ અહીં આવ્યો તે; ઉપરાંત, તમારો તા. ૧૭ મીનો તથા ધત્તુભાઇવાળો તા. ૨૦મીનો મને આજે મળેલ પત્ર-આ બધું સાથે વિચારતાં એમ લાગે છે કે મૂળશંકરે મને જેટલી લખવી જોઇતી હતી તેટલી એટલે કે પૂરેપૂરી વાત તો ન જ લખી, પણ જેટલી મારા સુધી પહોંચવા દીધી તેને પણ એમણે મનગમતું સ્વરૂપ આપ્યું.

( ૧ ) તંત્રી સંસદ જોડે અસહકારમાં આવ્યા કરે છે.

( ૨ ) માટે સંસદે જ હવેના ( એપ્રિલથી ) છ અંકો કાઢવાનું નક્કી કર્યું છે, જે પ્રમાણે કરવામાં આવશે;

અધી-અધી ઉઠાવી લેવાનું તમોને માન્ય ગણી, શુક્રે મને તાર ( ઓગાં સરનામું ઉપર છે તેમ પૂરેપૂરું કરશો. ) અને તેટલો વહેલો કરશો, જેથી એ સાંજે કે શનિ સવારે મુંબાઇ માટે હું ઊપડું. ટૂંકમાં, આપણે ત્રણે ભેગા થઇએ ત્યાં લગી " કૌમુદી " સંચાલનને અંગે તે જ વસ્તુસ્થિતિ રહે છે, જે હું સમારંભે આવ્યો ત્યારે હતી.

નકલ વડોદરે ગઇ છે. વિજયરાયના પ્રણામ

[ ૨૩ ]

રૂપાપરી રોડ
ભાવનગર તા. ૬-૩-૩૫

તારીકનું

સાહિત્યસંસદના મંત્રીસાહેબો જોગ વિ. લખવાનું કે અમારા વ્યવસ્થાપક શ્રી. મૂળશંકરના અહીં ગઇ કાલે મળેલા પત્ર પરથી અમારા જાણવામાં આવ્યું છે કે જો અમો ' કૌમુદી 'ના માલિકીહક તેમને વેચીએ તો સંસદ માલિકીમાં ભાગીદારી રાખવા ઇચ્છે છે, વગેરે. એ બાબતના ગુણદોષની ચર્ચામાં ઊતરવાની જરૂર અમે જોતા નથી. પરંતુ, આપની મારફત આપની સંસ્થાના ધ્યાન પર એટલું લાવવાની તો અમે અમારી ફરજ સમજીએ છીએ કે, શ્રી. મૂળશંકરના એ જ પત્રની છેલ્લી કંડિકામાં કેટલુંક એવું લખાણ છે જેને પરિણામે, માલિકીહક વેચવાનો અમારો વિચાર મોળો પડ્યો બલ્કે માંડી વાળ્યા જેવો પણ થઇ ગયો છે. આ સંજોગોમાં અમારે આપને વિનંતિ કરવાની રહે છે તે એટલી જ કે શ્રી. મૂળશંકર સાથેના આપના કે આપના કોઇપણ પ્રતિનિધિના પત્રવ્યવહારમાં યા તો રૂબરૂ મુલાકાતમાં માસિક વેચાવાનું છે એવી સમજથી કશી પણ વાટાઘાટ ન થાય એ જ ઇષ્ટ છે. વધુમાં એટલું કે ' કૌમુદી 'ના સમગ્ર સંચાલનતંત્રના કોઇપણ સ્વરૂપને અંગે, અમારા વ્યવસ્થાપક સાથે આપની સંસ્થાને, અમારી જાણ બહાર, કશોએ પત્રવ્યવહાર કે વાતચિત થઇ હોય કે થવાની હોય, તે અમોને લેશમાત્ર બંધનકારક ગણાશે નહીં તેની નોંધ લેવા કૃપા કરશો. એ જ વિનંતિ. તસદી માફ.

સિ. સેવક
વિજયરાય ક. વૈદ્ય
તંત્રી ' કૌમુદી. '

[ ૨૪ ]

8th March 1935

Bhavnagar 8/15 Kanaiyalal Munshi 111, Esplanade Road Bombay

Mulshankar's negotiations unauthorised sale idea definitely abandoned.

VIJAYRAI.

[ ૨૫ ]

શ્રીયુત વિજયરાય કલ્યાણરાય વૈદ્ય, તા. ૧૫-૩-૩૫
તંત્રી, " કૌમુદી ", ભાવનગર.

ભાઇશ્રી,

આપનો તા. ૬-૩-૩૫ નો પત્ર મળ્યો.

" કૌમુદી "ના માલીકી હક્ક વિષે આપને શ્રી. મૂળશંકર સાથે જે કાંઇ તકરાર હોય તેની સાથે સંસદને કશો સંબંધ નથી તેમજ તેમાં રસ પણ નથી.

" સંસદે " આપની તેમજ શ્રી. મૂળશંકરની સાથે તા. ૧૯-૩-૩૪ નો જે કરાર કર્યો છે, તેમાં ફેરફાર કરવાનું અત્યારે કશું કારણ જણાતું નથી એજ. લી.

જ. ના. વર્મા,
સહમંત્રી.

તા. ૮-૩-૩૫નો શ્રી. વિજયરાયનો તાર આવ્યો ત્યારે ભાઇ મૂળશંકર મુંબાઇમાં હતા; તારમાંનો તે અગાઉના પત્રમાંના લખાણથી સ્થિતિ ગાંઠી હતી તેમની તેમ રહેતી હોવાથી, કશો નવો નિર્ણય કર્યા સિવાય એ વાતચીત બંધ રહી. તે પછીના ૨૦ દિવસમાં ભાઇ વિજયરાયે " કૌમુદી "નું વેચાણ કેમ કરી નાંખ્યું એ વાતથી હું તેમજ સંસદ અંધારામાં જ છીએ. એ વિષે શ્રી. મૂળશંકર કે બીજું કોઇ પ્રકાશ પાડે તો સમજાય.

# વર્તમાન સાર

### ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

ગુજરાતી સાહિત્ય પરિષદનું સંમેલન ૧૯૩૬ ના ફેબ્રુઆરીમાં ભરાવાનું હતું તેને બદલે ચાલુ વર્ષના ડિસેમ્બર માસમાં ભરાશે એમ અમદાવાદના સત્કાર મંડળે નક્કી કર્યું છે. મહાત્મા ગાંધીજી એનું પ્રમુખપદ સ્વીકારશે એમ ધારવામાં આવે છે.

× × ×

### ' હંસ ' માસિક

ઑકટોબર માસથી ' હંસ ' નામક હિન્દી માસિક ભારતીય સાહિત્યના મુખપત્ર તરીકે શ્રી. કનૈયાલાલ મુનશી અને શ્રી. પ્રેમચંદજીના તંત્રીપદ નીચે નવીન સ્વરૂપમાં પ્રગટ થશે.

× × ×

### સાહિત્ય પરિષદ મધ્યસ્થ સભા

આ સભાની એક બેઠક તા. ૩૧ મી ઑગસ્ટ ૧૯૩૫ ને શનિવારને રોજ મુંબાઇ ખાતે મળી હતી. એનો અહેવાલ અન્ય સ્થળે આ માસિકમાં આપવામાં આવ્યો છે.

× × ×

### સાહિત્યસંસદ, મુંબાઇ

શ્રી સાહિત્યસંસદ તરફથી આ વર્ષના પ્રથમ સત્ર માટે 'સાહિત્યસંસદ વ્યાખ્યાનમાળા' ભરવાની યોજના થઇ છે તેમાંથી ત્રણ વ્યાખ્યાન અપાઇ ગયાં છે.—

| વિષય | વ્યાખ્યાતા | દિવસ |
|---|---|---|
| ૧ અગિયારમાથી સોળમા શતક સુધીના વૈષ્ણવ સાહિત્યનું પૃથક્કરણ : | શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી | તા. ૪-૮-૧૯૩૫ |
| ૨ કલા અને જીવન : | શ્રી. રમણીક અ. મહેતા | ૧૮-૮-૧૯૩૫ |
| ૩ ગાંધાર દેશનાં બૌદ્ધ શિલ્પચિત્રો: ( મૅજિક લૅન્ટર્ન સાથે ) | શ્રી. રણછોડલાલ મ. ગાની | ૮-૯-૧૯૩૫ |
| ૪ ખંડકાવ્ય : | શ્રી. ભાનુશંકર બા. વ્યાસ | ૧૫-૯-૧૯૩૫ |

સંસદ કાર્યાલય,
મુંબાઇ, ૯-૯-૧૯૩૫

મંત્રીઓ
સાહિત્ય સંસદ

× × ×

### મધ્યકાલીન હિન્દી સાહિત્ય

તા. ૨૦-૮-૧૯૩૫ ને દિવસે અમદાવાદમાં શ્રી. લેડી વિદ્યાગૌરી નીલકંઠના પ્રમુખપદે દીનબંધુ ઍન્ડ્રુઝે ' મધ્યકાલીન હિન્દી સાહિત્ય ' એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

× × ×

દીપોત્સવી અંક

# ગુજરાત

નવું પુસ્તક : ૧ અંક : ૨

ઑક્ટોબર : ૧૯૩૫



## ટકોરા

નિરાશ મારા ઉરની સખી ત્યાં
હતી નિશા શ્યામળ બ્હાર જામી;
ઝડી રહી'તી ઝપટાઇ, તીખી
ત્યાં વીજળી અન્તર મેઘ કેરું
હણી રહી'તી: ઘન યે ગડૂડી
કમ્પાવતો'તો ઉર વ્યોમ કેરું. ૬

કુટીરમાં કમ્પતી કાયથી હું
પડ્યો હતો ટૂંટિયું મારું વાળી;
નેત્રે હતી ધાર દળી રહેલી,
બળી રહી'તી મુજ આશ અન્તરે;
હતું અને આજ જરૂર આવશે
તું, તેથી મેં શઢ અમીટ તાહરી
નિહાળવામાં દિન આખો નાંખ્યો
સવારથી સાંજ લગી મ આજનો.
અંધાર જ્યારે ઉતર્યાં, અને આ
વૈરાગ્ય આકાશ બન્યું ઘનોથી,
ત્યારે 'ન આજે ય તું આવિયો' કહી
ઢળી પડ્યો દુર્બળ હું નિરાશ હૈ. ૧૮

ન જાણું શાને, પણ રોજ મારે
નિહાળવાની તુજ વાટ, અન્તે
ન આવતાં તું બનવું નિરાશ;
અને વીતાવી નિશ જેમ તેમ,
દી' ઊગતાં વાટ ફરી નિહાળવી
'તું આજ તો નિશ્ચય આવશે' ગણી;
નિરાશ થાવું વળી વાટ જોવી,
વળી નિરાશા, વળી ઝંખના; ને
વીતી દિનો એમ જ માહરા જતા. ૨૭

આજે ય એવું બનતાં નિરાશ થૈ
હું ટૂંટિયું વાળી પડ્યો કુટીરે,
વિચારતો: "કેમ તું આજ ના'વિયો !" ૩૦

ઝડી રહી'તી ઝપટાઇ જ્યારે,
ને વીજળી ત્યાં સળગી રહીને
તડો મઢીથી મુજ બારણાંની
આવી કુટીરે મુજ આંખ આંજતી,
કમ્પાવતી અન્તર મારું બ્હાવરું. ૩૫

તહીં ટકોરા મુજ બારણે થતા,
એ સાંભળી, આતુર દોડી, બારણું
ઉઘાડું, ત્યાં મેઘતણી ઝડી કે
સૂ સૂ કરી માંહિ પ્રવેશતી અને
કુટીરને ને મુજને પલાળતી.
ને બાર વાસી દઇ, હું ફરીથી
નિરાશ થૈને પડતો ઢળી ત્યાં. ૪૨

ઝડી રહે છે, ઝપટાઇ વાદળાં
રહે છે ગડૂડી, ચમકે છ વીજળી;
વીંધી વળે છે ઉરને નિરાશા,
ને અંગને ટાઢ; અધીર કમ્પતો
વિમાસું: "આજે ય તું કેમ ના'વિયો!" ૪૭

ફરી ટકોરા મુજ બારણે થતા,
પરંતુ એ તો ભ્રમથી જ ભ્રાન્તિ સૌ
ગણી વિચારૂં મનમાં: " તું આ સમે
ક્યાંથી જ આવે મુજ રંક બારણે ?
વસન્તના વૈભવમાં ન આવિયો,
ન આવિયો ગ્રીષ્મ તણા પ્રદોષે;
પ્રસન્ન ના પૂનમમાં પધારિયો,
ન આવિયો વા સ્મિતમાં ઉષાના,
સંધ્યા તણી સોનલ પાંદડીમાં
યે ના'વિયો તે ક્રમ આજની આ
બેંકાર રાતે, પુર કાદવોમાં
રસ્તેરવાને પડપતા આવશે ?
ના, ના, ટકોરા તુજ ન્હોય; એ તો
નિરાશ હૈયે ઉઠતી જ વંચના !"- ૬૧

અને પડ્યો હું રહું કોટડીમાં. ૬૨

ઝીંકાય છે બ્હાર ઝડી, કડાકા
કરી ગડૂડે ઘનનાં દળો, ને
ઝંઝાનિલો ચસવી સુસવીને
ફૂંકાય જાણે પ્રથવી ઉખેડવા;
મારે પડે અન્તર આજ ધ્રાસકા. ૬૭

વંટોળના તાંડવનૃત્ય માંહિ
દિવાલ ડોલે મુજ ઝૂંપડીની;
ફટાક ત્યાં બારણું ઊઘડી જતાં
ધસે ઝડી સુસવતી જ ફારગી;
ને વીજળી યે નિજ અંગતેજને
વેરી રહે અંદર બ્હાર ને બધે. ૭૩

એ તેજમાં દૂર સુદૂર ચાલી
ન્હાળું જતી પ્રીતમ ! કાય તારી; ૭૫

હતા ટકોરા તુજ એ ? હતો શું
આવ્યો કુટીરે મુજ તું જ આ સમે ?
ના'વ્યો તદા આતુર ઊઠિયો હું,
આવ્યો, છતાં સંશયમાં પડી રહ્યો ?
ઉઘાડવા બારણું યે ન ઊઠ્યો ? ૮૦

હવે ફરીથી કદિ આવશે તું ? ૮૧

મનઃસુખલાલ ઝવેરી

# નિમકહલાલ નોકર

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

બાઁબે સેંટ્રલ ઉપર ઉતારૂઓની મેદની જામી હતી. સુરત લોકલ હમણાં આવશે, હમણાં આવશે એવી બુમો ઉતારૂઓમાં ગાજી રહી હતી. લગનસરાની મોસમ એટલે બીડનું તો પુછવું જ શું ! એટલામાં ટ્રેન ધીમે ધીમે પ્લૅટફૉર્મ ઉપર આવી. ધાંટા, ગરબરાટ અને ઘોંઘાટ વધી ગયા. "એ છગન-ભાઇ ! આ બાજુ, ખાલી છે," "અલ્યા મજુર, કમબખ્ત, સાંભળતો નથી ?" "બેબી, હાથ પકડી રાખજે," આવાં આવાં અનેક વાક્યો બીજા ઘોંઘાટમાંથી બહાર પડી આવે એટલે મોટેથી સંભળાતાં હતાં. હું એકલો જ જતો હતો એટલે મારે કોઇને બુમ મારવાની ન હતી. ગાડી ઊભી રહી કે તરત જ મેં છલંગ મારીને એક ડબાનું બારણું ઉઘાડી નાખ્યું અને એક ઉપલા હિંચકા ઉપર બીસ્તરો પાથરીને હું એ ઉપર ગોઠવાઇ ગયો. ઉપલા હિંચકા ઉપરથી, સાધારણ સંજોગોમાં બીજાં કોઇ ઉઠાડે એમ હતું નહિ એટલે હું શાંતિ અનુભવીને, તટસ્થ વૃત્તિથી આસપાસનાં દ્રશ્ય જોઇ રહ્યો.

"તમે આમ બાઘા જેવા જોયા શું કરો છો ?" એક યુવતીનો અવાજ મારી નીચે જ ગાજી ઉઠ્યો. "મજુરને શોધવા ગયા હતા ? ક્યાં પાતાળમાં ? અને મજુર નથી તો એટલો હાથે ઉંચકીને મુકાતો નથી ? સામાન ક્યાં એવો ઘણો છે તે ! ના રે, મારી બેબલી, રડ નહિ, બાપુજીમાં અક્કલ નથી ત્યારે તારે રડવું પડે છે ને ? હવે સાંભળો છો કે નહિ ? એવા ઠાગા શું થયા કરો છો ? ઉપાડો ટ્રંક."

"ઉપાડું છું તો ખરો, જરા છાનાં રહેશો ? કોણ જાણે ટ્રંકમાં શું લોઢું ભર્યું છે !" જવાબમાં વિનય, ડર, વ્યગ્રતા જણાતાં હતાં. મહામુશ્કેલીએ એ યુવાને એક ભારે ટ્રંક, પાણીનો કુંજો, બીસ્તરો અને એક બે પોટલાં ઉંચકી ઉંચકીને ડબામાં ઘાલ્યાં. તે દરમિયાન ડબામાં જગ્યા લગભગ ભરાઇ ગઇ. યુવતી પોતાની બેબીને લઇને પાટલીને એક ખુણે બેસી ગઇ. તેની પાસે આ યુવાન હાંફતો હાંફતો બેઠો. માણસો અંદર ભરાતાં જતાં હતાં અને તેમનો સામાન ઠાંસા, બચકાં અને અવાજોથી દાખલ થતો જતો હતો. એમાંની એક ટ્રંક યુવતીને જરાક પગ ઉપર વાગી.

"આંધળા છો ? જોતા પણ નથી ? સામાન એકમાં મુકવાનો શું થેવું હતું ?" યુવતીનો અવાજ પાછો ગાજ્યો.

"બ્હેન, મોં સંભાળીને બોલો, આંધળા કોને કહો છો ?" સામો જવાબ એક ઉતારૂએ વાળ્યો.

"તો શું પગ ભાંગી નાખશો ?" યુવતી બોલી. "અને તમે શું આમ બાઘલા જેવા બેસી રહ્યા છો ? અને પાછા મને મુંગી રહેવાની ઇશારત કર્યા કરો છો. તમે બોલતા હો તો મારે આમ લોકોમાં હલકા પડવું પડે અને કુંનાં અપમાન સહન કરવાં પડે."

" પણ થોડીવાર પગ ઉંચા લઇ રાખોને, તો કાંઇ નહિ થાય, " બીજા ઉતારૂએ કહ્યું.

" ખોળામાં છોકરી છે તે જોવાતી નહિ હોય, " યુવતી બોલી. " આ જોયું ? આમ બાધા જેવા બેઠા છો તે આટલી દીકરીને લેવાતી નથી ? "

" પણ મેં ક્યારે ના કહી ? બેબી, આમ આવ, " યુવકે આટલું કહીને હાથ લાંબા કર્યા. બેબીએ જવાની ના પાડી.

" ના જ પાડેને, " યુવતીએ આંખના પલકારાથી કટાક્ષ કરીને કહ્યું, " કોઇ દિવસ લેતા હો તો આવેને. ભત્રીજાઓ અને ભાણેજો ખુબસુરત એટલે એમને લેવાય, રમાડાય, બજારમાં લઇ જઇને પીપરમીંટ અપાવાય. પણ આ હીરા જેવી છોકરી તે તો ગંદી ! એને કેમ લેવાય ? પછી કહે છેઃ આવતી નથી ! નહિ બેબલી, બચુડી, બાપુજી પાસે જતી નહિ. "

" ભાઇ, જરા બાજુપર ખસોને," એક ઉતારૂ ગાડી ચાલવાની થઇ એટલે બોલ્યો.

" ક્યાં ખસું ? જગ્યા છે ? " યુવતી બોલી.

" સગવડે સગવડે ખસવું તો જોઇએ જ ને ? આખી રાત કાંઇ ઊભા થોડા રહેવાય છે ! " ઉતારૂએ કહ્યું.

" તમે જરા આમ ખસોને, એમાં શું ? " યુવકે ધીમેથી કહ્યું.

" હુંઅં, હું ધારતી જ હતી. રખેને વૈરી તરફથી બે શબ્દ બોલવા પડે ! એટલે ટપ તોડી નાખી. તમારા કરતાં તો વૈરાં સારાં," યુવતી ફરકડી ઊઠી. " પણ લ્યો, ખસું છું, બસ. " યુવતી ખસી. પેલો ઉતારૂ સાંકડે મોકળે બેઠો.

ગાડી ઉપડી. ' ફલાણા ભાઇ, આવજો, ' ' ઢીંકણાભાઇ, આવજો, ' ' અલ્યા, જગ્યા સરસ મળી કે ? ', ' હું તો ફાઇવો છ ! ' વગેરે શબ્દોની પરંપરાથી બૉમ્બે સેંટ્રલ ગાજી ઊઠ્યું. મુકવા આવનારાઓમાંથી કેટલાક વાંદરા સુધી આવનારા પણ હતા એમણે તોફાન મશ્કરીઓથી, માણસોથી ભરચક ડબા ગજાવવા માંડ્યા.

દાદર આવ્યું. " જુઓની, પેલા માણેકરામભાઇ અને તેમનાં વહુ વસુબહેન બહોંથી આજ ટ્રેનમાં બેઠાં કે ? " યુવતીએ થાકેલા, કંટાળેલા પતિને પુછ્યું.

" ક્યાંથી જાઉં ! ભીડ તો તમે જુઓ છો. એમાં હું નીચે ઉતરીને જોવા ક્યાં જાઉં ? આવ્યાં હશે તો સુરત ઉપર જણાશે ને. " પતિએ–યુવકે પોતાની બધી હિંમત એકઠી કરીને કહ્યું.

" હારે હા, હું જાણું, " મરડાટમાં યુવતી બોલી. " મારાં પીયરીયાંને જોવા તમે એટલી તસ્દી લો એ તે બને ! હમણાં પેલા મનસુખભાઇ કે ઝીણાભાઇ કે મગનબહેન કે તારામતી હોત તો આટલી ભીડ જણાત પણ નહિ.

વાંદરા આવ્યું. " બચુને સ્ટેશન બતાવોને. કયું સ્ટેશન છે ? વાંદરા ? બચુલી, જોજે, વાંદરામાં તો કેની, તારી છગુમાશી આવ્યાં હશે, મનસુખમામા આવ્યા હશે. પણ હાલ્યાઆ, તેમાં અમારે શું ? એ તો વૈરીનાં સગાંને. એટલે પગની ધૂળ બરાબર. " યુવતી બોલીઃ

યુવક ના પાડવા જતો હતો પણ હિંમત રહી નહિ. બચુને ઉપાડીને હાથો

તો થયો પણ આગળ જાય ક્યાં ? ત્યાં જ ઊભો ઊભો એ બબડવા લાગ્યો, " બેબી, બેબી ! જોયું ! વાંદરા આવ્યું ! " એટલામાં કોઇનો ધક્કો વાગ્યો એટલે એ બેબીને લઇને પાછો બેસી ગયો.

વાંદરેથી ટ્રેન ઉપડી. પછી ઉતારૂઓની આવજા થોડી થઇ ગઇ. સાંકડેમોકળે, લહી પરવારીને ઉતારૂઓ ગોઠવાઇ ગયાં હતાં અને જેટલી ઉંઘ આવે તેટલી લેવાનો યત્ન કરતાં હતાં. જેઓને ઉંઘવાની ઇચ્છા જ ન હતી તેઓ તરેહવાર ગપ્પા મારી અને બીડીઓ પી, વખત પસાર કરતા હતા. હું પણ અરધો ઉંઘતો, અરધો જાગતો ઉપર પડી રહ્યો હતો અને જાગ્રત અવસ્થામાં નીચે બેઠેલ કુટુંબ ત્રિપુટી-યુવતી, બેબી અને યુવક વચ્ચેનો સંવાદ સાંભળતો હતો.

પાલઘર ઉપર હું ખાસ જાગ્રત ન હતો એટલે હું બરાબર સાંભળી શક્યો નહિ, પણ ' બેબીને નાનખટાઇ જોઇએ છે ' એમ યુવતીએ કહીને પેલા યુવકને ઉંઘમાંથી જગાડ્યો અને તેને નીચે ઉતાર્યો પણ ખરો. પણ નાનખટાઇ આવી કે નહિ એની મને ખાતરી નથી. એટલામાં વલસાડ ઉપર હું બરાબર જાગ્યો ત્યારે યુવતી બોલતી હતી તે મેં સાંભળ્યું.

" તમે જીંદગીમાં ઉંઘવા સીવાય બીજું કાંઇ જોયું છે કે નહિ ? " યુવતી બોલતી હતી, " આ બબલીને પાણી પીવું છે તે જરા કુંજામાંથી કાઢી આપોને. હેં ! પાછા ઉંઘી ગયા ? શું ? કુંજામાં પાણી જ નથી ! ત્યારે ગયું ક્યાં ? તમે સેંટ્રલ ઉપર પુરું ભર્યું જ નહિ હોયને ! તમને કયા ઘરનાની દરકાર છે ? પણ ત્યારે હવે ઉતરીને ભરી આવો. શી રીતે જાઉં ? તમે તે મરદ છો કે બૈરી ? લ્યો, આ બેબીને રાખો તો હું ભરી આવું. ના, મને જવા દેશે નથી અને પોતાને જવું નથી. "

" હું ભરી આવું છું. " આટલું કહીને યુવક કુંજો લઇને ઉઠ્યો અને નીચે ઉતર્યો. થોડીવારે ઢીલો થઇને તે પાછો આવ્યો.

" કેમ, પાણી લાવ્યા ? " યુવતી બોલી, " બેબી, ઉઠ તો, પાણી પીવું છે ને ? જુ પીવું છે ને ? " ઉંઘમાં પડેલ બેબીને ગોદા મારીને ઉઠાડવાનો યત્ન કરતી યુવતીએ કહ્યું.

" ઉંઘે છે તો ઉંઘવા દોને, " યુવક ડબામાં ચડતો બોલ્યો. " નળ આગળ બીક પુષ્કળ હતી અને એકનો ધક્કો વાગ્યો તે કુંજો તો ફુટી ગયો ! "

" હેં ! કુંજો ફોડીને આવ્યા ? પણ ત્યારે અત્યાર સુધી બોલતા કેમ નથી ? હું તો બેબીને ઉઠાડવાની જ હતી, " યુવતીએ કહ્યું.

" હવે ન ઉઠાડશો, " યુવક બોલ્યો.

" ઉઠાડું નહિ તો ગળે કાચકી બાઝી નહિ જાય ? તમારે એની ક્યાં પડી છે ! " યુવતી બોલી.

" પણ-પણ તો પછી પાણી ક્યાંથી લાવશું ? " યુવકે કહ્યું.

આ રકઝક ચાલતી હતી તેટલામાં યુવતીએ બેબીને જગાડવાનું ઘણું કર્યું પણ બેબી જાગી નહિ અને ટ્રેન ઉપડી.

" વળી પાછી થોડી વાર શાંતિ પ્રસરી. નવસારી આવ્યું. યુવતીએ બેબીને

જગાડવાના પ્રયત્નો કર્યા. તે દરમિયાન ઉતારુઓ ઓછા થઇ ગયા હતા એટલે ડબ્બામાં મોકળાશ થઇ હતી અને એનો લાભ લઇને યુવક નીરાંતે ઉંઘ કાઢતો હતો. બેબી ઉઠી.

'હવે હવે તો પાણી પાઇ આવો, જાગો છો કે ? પણ જાગતા હો તો જલદી ઉભા થાઓને, પછી ટ્રેન કાંઇ થોડી તમારે માટે ઉભી રહેવાની હતી ? યુવતી બોલી.

યુવક બહેબાકળો ઉઠયો. " લાવો, પાણી પાઇ આવું, " કહીને એણે બેબીને હાથમાં લીધી અને નીચે ઉતરીને ચાલવા માંડયું. થોડીવાર થઇ પણ એ પાછો આવ્યો નહિ એટલે યુવતીને ચિંતા થવા માંડી. તેણે બીજા ઉતારુઓને કહેવા માંડયું, " ભાઇ, જુઓની, પેલા તો હજી આવ્યા નથી. "

" તે આવશે, ઓવાઇ થોડા જવાના હતા ! " તેમણે જવાબ વાળ્યો.

" તે તો હું ય જાણું છું, પણ સાથે છોકરી છે તેથી ચિંતા થાય છે." યુવતી બોલી છતાં ઉતારુઓ સળવળ્યા નહિ એટલે યુવતીએ બારણા આગળ જઇને બૂમો પાડવા માંડયા; " બેબી, બબુડી, તમે કયાં છો ? જલદી આવોની નહિ તો ગાડી ઉપડી જશે. "

ગાડી ઉપડવાનો વખત થયો ત્યાં સુધી આમ ચાલ્યું. પછી યુવક બેબીને લઇને આવ્યો. તેનાં ખમીસ, કોટ અને ધોતીયું પાણીથી પલળી ગયાં હતાં. બેબીનું ફ્રૉક પણ તેવી જ સ્થિતિમાં હતું. યુવક ઉપર ચઢી ગયો અને ગાડી ઉપડી.

" આ શું કરી આવ્યા ? તમારા વેશ તો જુઓ, " યુવતી બોલી, " અને આ બેબીને હવે ન્યુમોનિયા થશે તો ? જરાક તો ઢંગ રાખો. શાથી આમ થયું ? "

" પાણી પીવડાવવા ગયો તેમાં, " યુવકે નરમ થઇને જવાબ આપ્યો.

" ચાઆઆલો, ઠીક, પણ પાણી પાયું તો ખરું ને ? "

" શી રીતે પાઉં ? " યુવક બોલ્યો, " બેબીએ ના પાડી. "

" હાહાહા, ખબડી, મારી ડાહી દીકરી, બૂ નથી પીવું ? " યુવતીએ કહ્યું, " પણ ત્યારે ચાહ પાવી હતી. "

" ચાહ પાવા જાત તો ગાડી ઉપડી જાત, " યુવક બોલ્યો.

સુરત આવ્યું, યુવકે મજુરને બોલાવ્યો. પૈસા ઠેરવતાં યુવતીને અને મજુરને તકરાર થઇ અને પરિણામે મજુર ચાલ્યો ગયો. મહા મહેનતે યુવકે સામાન બહાર કાઢયો અને બીજા મજુરને બોલાવ્યો. હું નીચે ઉતરીને ટાંગામાં બેઠો તે વેળા યુવક, યુવતી અને બેબી બીજા ટાંગામાં બેસવા જતાં હતાં. મારો ટાંગો ઉપડયો તે વેળા યુવતીનાં વાકયો મને સંભળાયાં " શું કૈરવ્યું ? એક રૂપીઓ ? બૈરીછોકરાંને તમારે તો ભીખ મંગાવવી છે કે છે શું ? ટાંગાની કયાં ખોટ હતી ? એમાં પરઠવામાં ખાનદાની શી ઓછી થતી હતી ? અને એટલા પૈસા ઉડાવી જાય છે તો પછી બૈરી અને બેબીની પાછળ પૈસા ખરચતી વખતે......"

જ્યાં મનુષ્યો હમેશાં સુસંગત હોય છે ત્યાં માત્ર અસંગતતા જ એક વસ્તુ હોય છે. —હોરેસિયો સ્મિથ.

# કોઇ આવે

મ્હારા અન્તરનાં બારણાં હલાવે...
રે કોઇ આવે.
સૂના મન્દિરને શબ્દથી ગજાવે...
રે કોઇ આવે.

જગના કો દેશનાં શું પન્થી આવી ચડયાં ?
જો જો ઉર માર્ગ ના ભૂલાવે...
રે કોઇ આવે.

સૂરજનાં ચંડદીપ્ત કિરણો શું આવશે ?
તારકનાં તેજને બૂઝાવે...
રે કોઇ આવે.

વાયુ ના વાય તેજ હોશે ના ચન્દ્રમા
પન્થીને માર્ગ કો બતાવે...
રે કોઇ આવે.

વીંટયું મંદિર મ્હારું ઊંડા અન્ધારમાં
આવતાં પ્રકાશ હોલવાવે ..
રે કોઇ આવે.

જુગજુગનાં બન્ધનથી બાંધેલાં બારણાં
કોનાં કામણ એ ઉઘાડે...
રે કોઇ આવે.

મ્હારા અન્તરનાં બારણાં હલાવે...
રે કોઇ આવે.
મ્હારાં સૂતેલાં ગીતને જગાવે...
રે કોઇ આવે.

बादरायण

# સળિયા પાછળ

પુરુષોત્તમ ત્રિકમદાસ

[ ગયા અંકના પૃષ્ઠ ૩૬ થી ચાલુ ]

## અંક ૨ : પ્રવેશ ૧

[ ખુલ્લા જગ્યામાં પન્નાલાલ, રાધેલાલ, ખરે, ચંદુલાલ, રામચંદ્ર અને બીજા ચાર જણ દોરીને વળ આપવાના રેંટીઆ પર બેઠા છે. બેત્રણ જણ આમ તેમ આંટા મારતા દેખાય છે. ]

પન્નાલાલ : શાન્તિભાઇ,અહીં ટકયા ખરા.

ચંદુલાલ : અરે હજી તો આઠવાડીઉં થયું છે.

રાધેલાલ : અને તેટલામાં સુપરિન્ટેન્ડન્ટ અને જેલરને બહુ શાન્તિ મળી હોય એમ હું નથી માનતો.

ચંદુલાલ : એ અહીંથી જાય તો સારું થાય એમ અહીંના સાહેબો પણ માનતા તો હશે.

પન્નાલાલ : ના, એમને તો શાન્તિભાઇને અહીં ટકાવવા છે એમ કારકુન કહેતો હતો.

રાધેલાલ : અમે કેવા સમજદાર છીએ એ બતાવવા ।

ચંદુલાલ : પણ એકલું બહારથી બતાવ્યે શાન્તિભાઇ ઠગાય એવા નથી તો. એમણે સમજદાર વર્તન પણ કરવું જ પડશે.

રાધેલાલ : તમે એમને હજી નહીં ઓળખ્યા ? ઘણુંખરા જેલના અમલદારોને જ્યાં સુધી દમથી કામ લેવાય ત્યાં સુધી દમ કરવાની ટેવ હોય છે, અને દમ નહીં ચાલે એવું લાગે ત્યાં મીઠી મીઠી વાતો કરી કેં પણ ન કરવાની કલા પણ સારી આવડે છે.

ખરે : પણ વાતોથી સંતોષ પામે એવા શાન્તિભાઈ તો નથી જ.

પન્નાલાલ : પણ આખરે તો મને ખાત્રી છે કે એમને અહીંથી ગયે જ છુટકો.

રામચંદ્ર : એ અહીંથી જાય તો એક જણ તો ઘણો જ ખુશ થશે.

ચંદુલાલ : કોણ ?

પન્નાલાલ : બીજું કોણ ?. આપણા રામજીભાઇ હશે. [ રામચંદ્ર તરફ જુએ છે ]

રામચંદ્ર : હા, એમનું દીલ શાન્તિભાઇના વર્તનથી બહુ દુભાય છે.

પન્નાલાલ : પણ એ બીજાની પંચાત શા માટે કરતા હશે ? પોતાને ન ગમે તે ન કરવું.

ચંદુલાલ : કેટલાક લોકોની વૃત્તિ બિલાડી જેવી હોય છે. પોતે પીએ નહીં પણ ઢોળી નાખે.

રાધેલાલ : ના એવું તદ્દન તો નહીં જ. એ ખરેખર એવું માને છે કે જેલના કાયદા ભલે ગમે તેવા હોય તો પણ તેનું પાલન કરવું. —

ચંદુલાલ : હું પણ તે જ કહું છું ને. એમને કરવું હોય તે કરે. બીજાની શા માટે પંચાત કરે છે ?

રાધેલાલ : એ પોતાને માટે માત્ર નહીં પણ બધાને માટે જ એમ થવું જોઇએ એમ માને છે. અને કેટલીક વાતોમાં એ ઠીક પણ છે.

પન્નાલાલ : દૃષ્ટાન્ત તરીકે !

રાઘેલાલ : શાન્તિભાઈ છાપું મંગાવીને વાંચે છે તે.

ચંદુલાલ : છાપું વાંચવું કયી દૃષ્ટિએ ખોટું છે ? છાપું વાંચતાં તમે પકડાઓ તો પણ તમે મોટું પાપ કર્યું એમ કોઈ કહી શકે એમ નથી.

પન્નાલાલ : છાપું ન મંગાવવું એવું મારું માનવું હોય તો એ છાપામાં શું લખેલું છે એ કોઈએ છાપું વાંચ્યું હોય તેની પાસેથી જાણવું યોગ્ય કહેવાય ?

રાઘેલાલ : નહીં જ. આ રામચંદ્રને પુછી જુઓ. રોજ તો શાપગીભાઈ એને છાપામાં શું આવ્યું છે એ પૂછે છે. વાંચવું ને પૂછવું-એ એક જ વસ્તુ છે.

રાઘેલાલ : બીજું શાન્તિભાઈ બહારથી કોઈક વાર ખાવાનું મંગાવે છે.

ચંદુલાલ : ક્યાં એકલા ખાય છે ?

પન્નાલાલ : ઘણી વાર તો જરા ય ખાતા નથી. બધાને વ્હેંચી આપે છે.

ખરે : ભાઈ, જેલમાં આવું કોઈક દહાડો ન કરીએ તો વખત ગાળવો મુશ્કેલ થઈ પડે.

રામચંદ્ર : અને એ કાયદાઓ આપણે ક્યાં બનાવ્યા છે કે આપણને તોડતાં ક્ષોભ થાય?

રાઘેલાલ : પણ આ શાન્તિભાઈ જ આવતા દેખાય છે.

[ શાન્તિલાલ દાખલ થાય છે ]

શાન્તિલાલ: કેમ ભાઈઓ, રોટલા કમાવાનો પ્રયાસ ચાલે છે ?

રાઘેલાલ : કંઈક કામ તો કરવું જોઈએ !

શાન્તિલાલ: આપણાથી થાય તેટલું કરવામાં વાંધો નથી. પણ ગજા ઉપરાંત 'કરાવ-વાનો પ્રયત્ન થાય તો તે ન જ કરવું.

પન્નાલાલ : આ કામ તો નકામું છે.

ચંદુલાલ : ખરું પૂછો તો કામનો ઢોંગ જ છે.

શાન્તિલાલ: આ તો રમત છે, પણ જેને પથ્થર તોડવા આપે છે તેને ઘણું હેરાન થવું પડે છે. આખો દિવસ તડકામાં બેસવું પડે છે;એટલું જ નહીં પણ જેલગીતાના સિદ્ધાંત પ્રમાણે એમણે ઓછામાં ઓછા દસ ક્યુબિક ફૂટ કરવું એવું દબાણ પણ ગઈ કાલે થયું એમ સંભળાય છે.

ખરે : મેં સાંભળ્યું છે કે એમનામાંના કેટલાક પર જમાદાર આજે ખટલો કરવાનો છે.

પન્નાલાલ : આ કામની બાબતમાં આપણે કંઈ કરવું જોઈએ. ચક્કીમાં પણ ઓછા-માં ઓછા ૩૦ રતલ દળાવવાનું દબાણ છે.

ચંદુલાલ : મેં તો સાંભળ્યું છે કે સીપાઈઓને આપણા ભાઈઓ પાસેથી કસીને કામ લેવાનું કહેવામાં આવ્યું છે.

શાન્તિલાલ: હું માની શકું છું. જ્યારે બહારથી મીઠી વાતો કરી સીપાઈઓ પાસેથી જેટલું દબાણ થઈ શકે એટલું કરાવવું એવી જ રાજનીતિ અખત્યાર કરી છે. આ વખતે આપણને જેટલા હેરાન કરી શકાય એટલા કરવા એવો એમને હુકમ આપ્યો છે.

રાધેલાલ : ખરેખર ?
શાન્તિલાલ: સુપરિન્ટેન્ડન્ટે મને 'સરક્યુલર' બતાવ્યો.
અરે : સરક્યુલર તો ગમે તે આવે, પણ આ અમલદારો તો હિંદી છે ને !
શાન્તિલાલ: ગુલામને નથી દેશ ને નથી સ્વમાન.
પન્નાલાલ : છતાં ય ઘણું કરી શકે.
શાન્તિલાલ: અમારા ભાઈઓને અમે કેવા સરસ પજવીએ છીએ એ બતાવી એમને પ્રમોશન મેળવવું હોય તો ?
રાધેલાલ : આપણે શું કરવું તેનો વિચાર તો કરવાની જરૂર છે જ.
શાન્તિલાલ: હા, એટલે ખટલાનું શું થાય છે તે જાણ્યા પછી આપણે વિચાર કરીશું.
ચંદુલાલ : કેમ શાન્તિભાઈ, આપણા નૃપેન્દ્રભાઈ શું કરે છે ? તમારી જોડે કેમ નથી આવ્યા ?
શાન્તિલાલ: સૂતા હતા.
રાધેલાલ : તબીઅત તો સારી છે ?
શાન્તિલાલ: તબીઅત તો ઘોડા જેવી છે. માત્ર એમનું ચિત્ત ઠેકાણે હોય એમ નથી લાગતું.
પન્નાલાલ : પણ કૈં કારણ તો હશે ને ?
શાન્તિલાલ: સબળ કારણ છે. એમને જેલાઈટિસનો સખત હુમલો થયો છે !
પન્નાલાલ } : જેલાઈટિસ ?
ચંદુલાલ } : એ શું છે ?
રાધેલાલ : આ દરદનું નામ તો મેં આજે જ સાંભળ્યું.
શાન્તિલાલ: તેમાં કૈં નવાઈ નથી. દરદ તો ઘણું જૂનું છે; પણ એની શોધ થોડા સમય પહેલાં જ થઈ છે. મારી જેલની છેલ્લી મુસાફરી દરમિયાન મેં એની શોધ કરી.
પન્નાલાલ : ત્યારે તો એના શોધક તરીકે એ રોગ તમારે નામે જ ઓળખાવો જોઈએ.
શાન્તિલાલ: એવી પ્રથા છે ખરી. પણ મારી અલ્પતાનો વિચાર કરતાં એ અમરતાનો ભાર કેવી રીતે સહન થઈ શકે એ ન સમજાયાથી એને વર્ણનાત્મક નામ આપ્યું અને પાછો એક રોગના રૂપમાં જ અમર થાઉં એ વિચાર પણ ન ગમ્યો. [ બેસે છે અને બધા ખુરશી મૂકી એની આસપાસ વીંટળાઈને બેસે છે. ]
રાધેલાલ : અમને કહો તો ખરા કે એ રોગ કેમ પારખી શકાય ?
પન્નાલાલ : ગીતામાં સ્થિતપ્રજ્ઞનું વર્ણન આપ્યું છે તેવું વર્ણન આપો.
શાન્તિલાલ: હું તેવું જ વર્ણન આપવાનો હતો. રોગ માણસમાં રહેલો છે, માણસની બહાર નથી. અને બહાર હોય તો તે રોગ નથી.
ચંદુલાલ : વાહ ! શું સરસ કહ્યું ! શામજીભાઈ તો આ સાંભળી ખુશ જ થઈ જાત.
શાન્તિલાલ: ત્યારે જો રોગને પારખવો હોય તો જેને એ રોગ થયો હોય એવા માણસની તપાસ કરવી જોઈએ. એ કેમ બોલે છે, કેમ ચાલે છે, કેમ ઉંઘે છે એ બધી વસ્તુઓનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાની જરૂર છે.

પન્નાલાલ : હરે, હરે !

શાન્તિલાલ: માટે આપણે નૃપેન્દ્રનો જ કેમ તપાસીએ. એના બોલવામાં આપણા બધાને માટે ઉંડો તિરસ્કાર સ્પષ્ટ દેખાય છે.

ચંદુલાલ : તમારે માટે તો નહીં જ.

શાન્તિલાલ: ના, વખતે નહીં. મને પરમ દહાડે જ કહેતા હતા કે મને અહીંનું શાક ખાતો જોઈને એમણે પણ ખાવાની શરૂઆત કરી છે. એ સાંભળીને મારું લોહી દશ શેર વધ્યું હશે. [ બધા હસે છે ] એમને તમારા જેવા એટલે અમે તેવા લોકો જોડે રહેવાની ટેવ નથી એ તિરસ્કારનું કારણ છે. એમની ચાલમાં પોતાને મોટા બતાવવા માટે આડંબર ભર્યું છે. અને અહીંનો ખોરાક તમારા જેવા પશુઓને માટે જ હોય. એમના જેવા સંસ્કારી પુરુષથી ન પચાવી શકાય એ સિદ્ધ કરવા પૂરું ખાતા નથી. આવી સ્થિતિમાં જેલાઇટિસ જલદી ભૂગ કરી શકે છે. આવા ચાલુ આડંબર અને ભૂખમરાથી મન ઘણું જ અસ્થિર થઇ જાય છે. અને મનની અસ્થિરતાથી લોકોમાં વગર કારણે દોષ જોવાની મનોદશા ઉભી થાય છે. તેને જ જેલાઇટિસ કહે છે.

પન્નાલાલ : એની અસર બધા પર એક જ રીતની હોય છે ?

શાન્તિલાલ: નહીં જ તો. એની અસર જુદાજુદા લોકો પર જુદી થાય છે. કોઇક આખા જગત સાથે લડવા તૈયાર થઇ જાય છે ત્યારે કોઇક જગતની અધમતાનો ખ્યાલ કરીકરીને પોતાના આત્માને દૂભવે છે.

ચંદુલાલ : પણ એના ઉપાય તો હશે ને ?

શાન્તિલાલ: એ તો રોગ થયો એટલે તેના ઉપાયો, ખરું કહેતાં ઉપચારો હોય જ,

રાધેલાલ : ત્યારે આપણા ભાઇને માટે કંઇ ઉપાય કરો ને.

શાન્તિલાલ: કરવા માંડ્યો છે. એમને થોડા સમય માટે ખોરાકમાં ફેરફાર કરાવી આપવા જેલરને કહ્યું છે અને એમનું વજન ઘટ્યું છે એટલે વાંધો નથી આવવાનો.

પન્નાલાલ : પણ એનાથી તો એમને પોતાની મોટાઇનો ખ્યાલ વધશે જ,

શાન્તિલાલ: ના, સાથે સાથે એ ધારે છે એટલા મોટા માણસ નથી એમ એમના મગજ પર ઠસાવવાનો પ્રયત્ન કરી રહ્યો છું, અને મોટા હોય તો પણ લોકોની જોડે સભ્યતાથી વર્તીને જ પોતાનું મોટાપણું બતાવી શકાય એ પણ સમજાવવાનો પ્રયત્ન કરું છું.

ચંદુલાલ : બધું નકામું છે, એમને નથી મગજ કે નથી સમજવાની શક્તિ.

શાન્તિલાલ: તમને એમની સામે ઘણો જ પૂર્વગ્રહ છે.

પન્નાલાલ : ચાલો, ચાલો, રેંટીઆ પર બેસી જાઓ. પેલો સીપાઇ આવે છે.

[ બધા ઉઠીને રેંટીઆ પાસે બેસીને કામ કરવાનો ડોળ કરે છે. શાન્તિલાલ ફરીને ફરવા માંડે છે. સીપાઇ દાખલ થાય છે ]

સીપાઈ : શું કરી રહ્યા છો ?

પન્નાલાલ : અલ્યા, જોતો નથી ?
સીપાઈ : બધું જ જોઉં છું. મને આવતો દેખીને બધા રેંટીઆ પર બેસી ગયા.
ચંદુલાલ : ત્યારે આખો વખત બેસીને તે કોઈ કામ કરતું હશે ?
સીપાઈ : ભાઈઓ, હું તો સમજું છું કે તમે કૈં સાધારણ કેદીઓ નથી. તમારાથી થાય તેટલું કામ કરો. પણ નકામા બેસી ન રહો તો સારું; પેલો જમાદાર નહીં તો જેલર આવશે તો મારો પ્રાણ કાઢી નાખશે.
શાન્તિલાલ: પણ અહીં બીજા રેંટીઆ નથી એટલે હું શું કરું ?
સીપાઈ : [ હસીને ] હું કામ લાવી આપું.
પન્નાલાલ : આ સીપાઈ ઘણો જ સારો માણસ છે.
ચંદુલાલ : બીજા પણ બધા સારા છે. માત્ર એક જમાદાર જ બદમાશ છે.
શાન્તિલાલ: એ તો એને ઉંચી પદવી લેવાની હોંસ છે. સુબેદાર બુઢ્ઢો થયો છે એટલે જેલર સાહેબને ખુશ રાખ્યાથી એની જગ્યા મળશે એમ ધારીને જ વધારે ખંતથી લોકોને હેરાન કરે છે. જેમ જેલર અને સુપરિન્ટેન્ડન્ટ કરે છે તેમ જ આ માણસ પણ કરે છે. સીપાઈઓને બીચારાઓને ઉપરની જગ્યા ખાલી નથી થવાની એનો ખ્યાલ છે એટલે આપણને સહાનુભૂતિ બતાવે છે. [ સીપાઈ પાછો આવે છે ] કેમ કામ લાવ્યો ?
સીપાઈ : [ ગુંચવાયલા સુતરનો ડગલો હસતો હસતો સામે મૂકે છે. ] લો આ કામ.
શાન્તિલાલ [ થોડુંક સુતર લઈને ] આનું શું કરવું છે ?
સીપાઇ : [ હસતો ] આના દોરા છુટા પાડીને ફકા બનાવો.
પન્નાલાલ : અને ફકા બનાવ્યા પછી ફરીથી ઉખેડી દોરા ભેગા કરી દો.
શાન્તિલાલ: આ સરસ કામ છે. ખાખરો ભૂત પણ આનાથી સંતોષ પામત.
સીપાઇ : ભાઈઓ, તમે બધા બેસી જાઓ. અને જેલર યા તો જમાદાર આવે ત્યારે હાથ માત્ર ચાલતો રહે તે ધ્યાનમાં રાખજો નહિં તો મને ઠપકો આપશે.
શાન્તિલાલ: વારું તું નચિંત રહે. [ બેસીને દોરા ઉકેલવા માંડે છે ]
પન્નાલાલ : પેલા શામજીભાઈ આવે છે.
શાન્તિલાલ: એમને શું કામ સોંપ્યું છે ?
ચંદુલાલ : બધા પાસે કામ કરાવવાનું માથે લીધું છે !

[ શામજી દાખલ થાય છે ]

શામજી : તમે તો વાતો જ કર્યા કરો છો.
પન્નાલાલ : અને તમે ફર્યા કરો છો.
શામજી : ભાઈઓ, આપણે જેલનું કામ કરવાનું માથે લીધું છે તે ધ્યાન રાખવું જોઈએ.
રામચંદ્ર : કામ કરવાનું તમે માથે લીધું છે એમ નહીં.
શાન્તિલાલ: [ મજાકમાં ] જુઓ શામજીભાઈ, હું કેટલું અગત્યનું કામ કરી રહ્યો છું ! પહેલાં ગુંચવાયલા દોરા ઉકેલવા અને ઉકેલ્યા પછી ફરીથી ગુંચવાવવા અને ફરીથી ઉકેલવા અને ફરીથી ગુંચવાવવા એના કરતાં વધારે ઉપયોગી કામ કયું હોઈ શકે ?

પન્નાલાલ : રખડવાનું અને બીજા પર હુકમ ચલાવવાનો પ્રયત્ન કરવાનું.
શાન્તિલાલ: પણ શામજીભાઇ, તમે આટલી બધી પંચાત શા માટે કરો છો ?
શામજી : સત્યાગ્રહીઓનો મોભો મારે સાચવવો છે.
પન્નાલાલ : મોત્તારી.
ચંદુલાલ : શું કહ્યું ?
પન્નાલાલ : કહે છે કે આપણો મોભો એમને સાચવવો છે.
ચંદુલાલ : આપણો મોભો અને એમણે સાચવવાનો. ઓ મારા ભગવાન ! તને આ શું સૂઝ્યું !
શાન્તિલાલ: શામજીભાઇ, હું તમને એક બીજું સરસ કામ બતાવું. જુઓ આ છોકરાઓ કામ કરે છે કે નહીં તેની તપાસ રાખવાને બદલે આ છોકરાઓને જે ફોગટની હેરાનગતિ ભોગવવી પડે છે તે ઓછી કરવાનો પ્રયત્ન કરો તો વધારે સારું. નહીં તો જેલના અમલદારો અમારે માથે ચઢી બેસશે અને જીવ લેશે.
પન્નાલાલ : એ કામ એમનાથી કેમ થાય ! એ તો અહીં બધી મુસીબતો સહન કરવા આવ્યા છે.
ચંદુલાલ : અને તે રખડીને અને આપણી તપાસ રાખી યોગ્ય રીતે કરી રહ્યા છે.
શામજી : ભાઇ, તમને હું હાથ જોડું, પગે પડું પણ...
પન્નાલાલ : કામ કરો એમ જ ને !
શામજી : [ જરા આકરા બનીને ] હા, કામ કરો; નહીં તો આપણી પ્રતિષ્ઠા કેમ જળવાશે ?
ચંદુલાલ : ભાઇ, અમારે પ્રતિષ્ઠા નથી જાળવવી. અમારાથી થશે તેટલું......
પન્નાલાલ : અને ગમશે એટલું પણ...
ચંદુલાલ : હા, ગમશે એટલું કામ કરીશું. એ તો દુવા કરે ગાંધીજીને નહિ તો જેલની સ્થિતિ કેમ જળવાય છે તે પણ જોઇ લેત.

[ સીસોટી સંભળાય છે ]

સીપાઈ : જેલરસાહેબ આવે છે. ભાઇઓ, મહેરબાની કરી કામે લાગી જાઓ.

[ બધા ગોઠવાઇને બેસી જાય છે. શાન્તિ દોરાનાં ગુંછળાં ઉકેલવાનો ઢોંગ કરે છે. જેલર અને જમાદાર સાથે કંઇ બોલતા દાખલ થાય છે ]

જેલર : હાં શું કહ્યું જમાદાર !
જમાદાર : સાહેબ, ખડી કોટડીવાળાઓ બહુ જ ઓછું કામ કરે છે.
જેલર : કેટલુંક કરે છે !
જમાદાર : રોજથી બે ફૂટ.
જેલર : બસ ! એ કેમ ચાલે ! [ શામજીને ] કેમ શામજીભાઇ, તમે કહેતા હતા ને કે તમે કામ કરાવશો !
શામજી : હું કરાવું તો છું.
જેલર : હા, પણ જ્યાં ઓછામાં ઓછા દસ ફૂટ લખ્યા છે ત્યાં રોજ ફૂટ થાય એ

કામ કહેવાય? તમારે ભરોસે હું ખોળું કૈં કરતો નથી. પણ હવે મારે બીજા ઉપાયો શોધવા પડશે. કેમ શાન્તિલાલ, તમને શું લાગે છે?

શાન્તિલાલ: મારો ખરો અભિપ્રાય પૂછો તો દોઢથી બે ફૂટ વધારે વાજબી ગણાય. જેને પથ્થર ફોડવાની ટેવ ન હોય તેને માટે કૈં ઓછા તો ન જ ગણાય.

જેલર : જેલ મેન્યુઅલમાં તો ઓછામાં ઓછા દસ ફૂટ થવા જોઇએ એમ લખ્યું છે.

શાન્તિલાલ: જેલ મેન્યુઅલમાં તો ઘણું ય લખ્યું છે જે નથી તમે પાળતા અને નથી અમે પાળી શકવાના.

ચંદુલાલ : પણ હું એમ પૂછું કે બીજા, સત્યાગ્રહીઓ ઉપરાંતના કેદીઓ, છે, તે કેટલા ફૂટ કરે છે?

શામજી : એ ગમે તેટલા કરતા હોય તેની જોડે આપણે કૈં સંબંધ નથી.

શાન્તિલાલ: ત્રણ ફૂટથી વધારે કોઇએ કરેલું યાદ હોય તો બતાવજો.

જેલર : કેમ જમાદાર!

જમાદાર : હા, સાહેબ, એક બે જણ ચાર પાંચ ફૂટ પણ કરે છે.

શાન્તિલાલ: બસ થયું? જો એમ હોય તો આ કામ ઓછું કેમ ગણાય?

શામજી : આપણે સાધારણ કેદીઓથી ઓછું કામ તો ન જ કરવું જોઇએ. એમને તો ફરજથી આટલું કરાવે છે પણ આપણે તો ખુશીથી આટલું બલ્કે એનાથી વધારે કરવું જોઇએ.

પન્નાલાલ: તમે કોઇ દિવસ પથ્થર ફોડી જોયા છે? જેલર સાહેબ? હું થોડા દિવસ ખડી કામમાં ગયો હતો અને તદ્દન પ્રામાણિક પ્રયત્નો છતાં ય બે ફૂટથી વધારે ન કરી શક્યો અને તે પણ આઠ કલાક બેઠા પછી.

જેલર : એ તો થોડા દહાડામાં આવડી જાત. પણ અમારે પણ કામ તો લેવું જ જોઇએ ને? આઇ. જી. (Inspector General)ને ત્યાંથી રોજ લખાણ આવે છે કે તમારી જેલમાં કામ ઓછું થાય છે. અને ખડીની વાત તો જવા જ દઇએ પણ ચક્કીની પણ એ જ વાત. જેમ તેમ કરી પગીશ રતલ કરે છે.

શાન્તિલાલ: તમને તો સંતોષ જ નથી, શું અમને મારી નાખવા છે?

જેલર : મારી નાખવાનો ક્યાં સવાલ છે! આ તો જેલ છે. કેમ શામજીભા

શામજી : ખરી વાત.

જેલર : અને જેલમાં તમે સત્યાગ્રહી તરીકે આવ્યા છો, તે તો કામ કરીને બતાવવું જોઇએ. મહાત્મા ગાંધીજી શું કહે છે?

શાન્તિલાલ: મહાત્માજી તો કહે છે કે ગવર્મેન્ટ જોડે સહકાર જ ન કરવો. એ ભૂલી જાઓ છો?

જેલર : ના, હું તો મહાત્માજીએ જેલના નિયમો પાળવા માટે જે લખ્યું છે તે વિષે કહેતો હતો. એ કટિંગ મેં જાળવી રાખ્યું છે.

શાન્તિલાલ: અને કોઇ પણ રીતે સરકારને મદદ આપવી એ દેશદ્રોહ છે.

આંબતનું કટિંગ રાખ્યું છે કે નહીં ? તમે મહાત્માજીનું ફરી ફરી નામ દો છો માટે કહેવું પડે છે કે એ બોલવું તમારા મોઢામાં નથી શોભતું. તમે હિંદી છો તે તદ્દન ભૂલી ગયા લાગો છો.

જેલર : [ જરા જોરમાં ] એ વાતની ચર્ચા કરવાની જરૂર નથી.

શાન્તિલાલ: [ તેટલા જ જોરમાં ] ફરીથી મહાત્માજીનું નામ દેશો નહિ તો ચર્ચા પણ બંધ થશે.

જેલર : [ નરમ પડીને ] એ તો જુઓને જેનાથી જેટલું થાય તેટલું કરે.

શાન્તિલાલ: હું ક્યાં કહું છું કે તમારાથી થાય તેના કરતાં વધારે કરો ! તેટલું કરો તો ય બસ છે. પણ તમારે તો તમારો ઉત્સાહ ગવર્મેન્ટને બતાવવો છે એટલે પજવણી વધારે પસંદ કરો છો, એ મેં દરેક જેલમાં જોયું છે. હિંદી અમલદારો નોકરી ન છોડે તો પણ અમે એમની પજવણી તો નહીં જ સહીએ. વસ્તુસ્થિતિનું એમને ભાન ન હોય તો અમે કરાવીશું.

શામજી : આ તમે શું કરી રહ્યા છો ! જેલમાં તમારાથી પ્રચારકાર્ય ન થાય.

શાન્તિલાલ: [ ગુસ્સે થઈને ] તમે ચૂપ રહો. તમને બોલાવું ત્યારે બોલજો.

જેલર : હું અને સાહેબ પણ અમારાથી બનતું તો કરીએ જ છીએ. પણ આખરે નોકરી તે નોકરી જ.

શાન્તિલાલ: જેલર સાહેબ, એ બધી વાતો જવા દો. માત્ર એટલું ધ્યાનમાં રાખજો કે હિંદી જેલર અમને પજવે એ જોઈને અમને બહુ જ દુઃખ થાય છે.

જેલર : હું ક્યાં કોઈને પજવુ છું ? હા, બાકી મારો સ્વભાવ જરા ગરમ છે. હું જ્યાં સુધી સીધો રહ્યો ત્યાં સુધી સારો. બાકી એક વાર બગડ્યો તો પછી કોઈનો પણ નહીં. મને બચપણથી જ એ ટેવ છે. મારે, બેર પણ કોઈ મારા રસ્તાની વચ્ચે નથી જ આવતા.

શાન્તિલાલ: અને વળી જેલમાં નોકરી મળી એટલે તમારો મીજાજ ગેરવાજબી હોય તો પણ કોઈ કહેનાર મળે નહીં તેથી વધારે બગડ્યા હશો. જેલ માત્ર કેદીને જ બગાડે છે એટલું જ નહીં પણ કેદ કરનારાઓ પર પણ એની જ અસર થાય છે. કેદીઓને હંમેશ ભૂંડા ગણવાની ટેવથી દુનીઆની બધાઈ તમે વિસારે પાડો છો. કેદીઓ બદમાશ હોય છે એમ માની લીધાથી તમને કોઈ માણસ સારો નથી લાગતો અને એ એક જ વાત સતત તમારા મન સામે ઊભી રહે છે તેથી કેદીઓ ભલે ભૂંડા કે બદમાશ થાય યા ન થાય પણ તમે તો થાઓ જ.

જેલર : બધા જ કેં એવા થતા હશે !

શાન્તિલાલ: આ પદ્ધતિ જ એવી છે કે એમાં અપવાદો ભાગ્યે જ કોઈ બચી શકે. જુઓને અમને ખાવાનું આવે છે તેનું બે આના જેટલો પણ દિવસનો ખર્ચ નહીં થતો હોય, પણ એ બે આનામાંથી પણ અમલદારોનો એક પૈસો તો હોય જ એટલે ખાવાનું ભારી શકે તેનાથી પણ વધારે ખરાબ આવે છે. તમારા કેદીઓમાં પણ માત્ર ખૂબખરાને લીધે ચોરી કરીને અહીં

આવ્યા હશે. પણ આવી ભૂખે મારવાની ચોરી કરનારાનાં દમ અને પોલ ખાવા જને ? કેટલા અમલદારો એવા હશે જે આવા લાગ જતા કરતા હશે !

જેલર : એ તો બધી વાતો છે. સરકારી અમલદાર થયો એટલે ખરાબ જ હશે એમ લોકો સહેલાઈથી માની લે છે. [ જોડેના કોઠામાં ઘોંઘાટ થતો સંભળાય છે. ] જુઓ, જમાદાર, એ ગડબડ શાની છે ? તપાસ કરો [ જમાદાર જાય છે ] અમારી તો આજે ઘણી કફોડી સ્થિતિ થઈ પડી છે. અમારે માટે નથી લોકોને દરકાર કે નથી સરકારને. [ જમાદાર બે કેદીઓને પકડીને પાછો આવે છે ] શું છે જમાદાર ?

જમાદાર : સાહેબ, આ બે જણુ તકરાર કરતા હતા.

જેલર : [ સખ્તાઈથી ] કેમ, જેલનું ખાધેલું પચતું નથી લાગતું ? જમાદાર, આ લોકો શું કામ કરે છે ?

જમાદાર : સાહેબ, ચક્કીમાં છે.

જેલર : કેટલું પીસે છે ?

જમાદાર : ગઈ કાલે લગભગ પચીસ રતલ કર્યું હતું.

જેલર : [ બધા તરફ વિજયી દૃષ્ટિએ જોઈને ] હું શું કહેતો હતો ? પચે ક્યાંથી ? કામ કરવું નહીં એટલે મસ્તી સૂઝે. આ બન્ને જણાંને આવતી કાલથી પથ્થર ગાડીમાં લઈ જાઓ અને ત્રણ દિવસ સેપરેટમાં મૂકો એટલે સીધા દોર થઈ જશે. [ શાન્તિલાલને ] હું મારું બનતું કરું છું છતાં પ આવું થાય ત્યારે મન ખાટું થઈ જાય.

શાન્તિલાલ : એમને સજા તો તમે આપી દીધી પણ થયું શું તે તો હવે પૂછી જુઓ !

જેલર : થાય શું ? કામ કરવું નહીં એટલે મસ્તી સૂઝે.

શાન્તિલાલ : પણ એમણે શી મસ્તી બતાવી એ તો જાણવું જોઈએ ને.

જેલર : [ બેદરકારીથી ] એ તો તમને નવાઈ લાગે. અમને તો રોજનું થયું. તકરાર કરતા હતા એ જમાદારે કહ્યું ને ?

શાન્તિલાલ : હા, પણ તકરાર એકબીજા જોડે યા તો જમાદાર જોડે કરતા હતા એ તો પૂછો. અને શા કારણસર એ તકરાર થઈ હતી તે પણ જાણવું જોઈએ ને ?

જેલર : [ જરા કંટાળીને ] કહો જમાદાર, શું થયું ?

જમાદાર : સાહેબ, સીપાઈ જોડે તકરાર કરતા હતા.

જેલર : લ્યો સાંભળો. આ તો હું ધારતો હતો કે એક બીજામાં જ તકરાર હશે. જે સીપાઈ જોડે તકરાર કરતા હતા તેને બોલાવો. [ જમાદાર જાય છે. ] [ બે કેદીઓ તરફ ફરીને ] તમને કેટલીવાર કહ્યું છે કે તમે જ્યાં સુધી સીધા ચાલશો ત્યાં સુધી બધાને સુખ છે પણ તમને તો ટેકાણે બેસી રહેવું સાલતું લાગે છે. [ જમાદાર સીપાઈ જોડે પાછો આવે છે ]

બન્ને કેદીઓ : પણ અમે કશું કર્યું નથી.

જેલર : તમે શું કર્યું ને શું નહિ તે આ સીપાઈ કહેશે. શું થયું ?

સીપાઈ : સાહેબ, તમારા હુકમ પ્રમાણે આજથી સ્વરાજવાળાની પણ ન્હાવાની કાઈલ બનાવી.

જેલર : [ શાન્તિલાલ તરફ જોઈને ] એમાં શું ખોટું થયું ? [ શાન્તિલાલ તિરસ્કારથી જુએ છે ] પછી !

સીપાઈ : અને આ લોકોને કહ્યું કે હુકમ વગર કોઈએ પાણી લેવું નહીં અને દરેક જણે પાંચ પાટથી નાહી લેવું.

જેલર : બીજું !

સીપાઈ : બસ આટલું જ. આ લોકો પહેલાં તો કાઈલમાં બેસવાની ના પાડતા હતા. પણ તે તો બેઠા પણ આ બે જણે પાંચ પાટ પાણી ન્હાવા માટે પૂરું નથી એમ કહી મારી જોડે તકરાર કરવા માંડી અને બધાને નહીં ન્હાવાનું કહેવા લાગ્યા !

જેલર : લો શાન્તિલાલ, તમને તપાસ જોઈતી હતી ને ? મેં તો સાદી તકરાર ધારીને જ એમને સજા કરી અને આમણે તો ઉશ્કેરણી કરી એ તો ખબર પણ નહોતી.

શાન્તિલાલ: જેલમાં ન્હાની બાબતમાં મોટા શબ્દોનો પ્રયોગ થાય છે એ હું જાણું છું. છતાં ય મને તો આ આખા વૃત્તાંતમાં જરા યે ઉશ્કેરણીની ગંધ આવતી નથી.

જેલર : ના, તમને તો અમારાં માથાં ફૂટે એટલે ઉશ્કેરણી દેખાશે.

શાન્તિલાલ: પણ આ ગરમીના દિવસમાં પાંચ પાટે કેમ ન્હવાય ? અમને સ્વચ્છતાની ટેવ હોય છે તે તો હિંદુ તરીકે તમે પણ જાણી શકો.

જેલર : પાણી ઓછું છે.

શાન્તિલાલ: પાણી વધારે લઈ શકો છો.

જેલર : તમારે બધાને ઘેર બેઠા હો તેમ જેલમાં રહેવું છે ? જાઓ બીજા જે પાંચ ચંબુએ ન્હાવાને તૈયાર ન હોય તેમને લઈ આવો [ સીપાઈ જાય છે ] જુઓ, હું કહું છું તે ધ્યાનમાં રાખો. આવું કર્યે ફાયદો થવાનો નથી. ઉશ્કેરણી કરવી એતો ભયંકર ગુન્હો છે [ સીપાઈ બીજા પંદર કેદીઓ સાથે દાખલ થાય છે અને હારમાં ઉભા રહે છે ] જુઓ, બધાને હું કહું છું તે સાંભળો. જે હુકમનો અનાદર કરશે તેને હું હવે સ્હેજી સજા આપવાનો નથી. મેં પહેલેથી સખ્તાઈ ન રાખી લેતું આ પરિણામ. બધાએ કાઈલ માં રહેવું જોઈશે. અને પાણી માટે જે હુકમો થાય છે તે પાળવા પડશે. ફોગટની તકરાર કરવામાં ફાયદો નથી.

પહેલો કેદી: અમે તકરાર કરી નથી. પણ અમને ન્હાવા ધોવા માટે પાણી તો પૂરતું જોઈશે.

જેલર : [ ગુસ્સે થઈને ] એટલે તમે તો મારા પર હુકમ ચલાવવા આવ્યા લાગો છો !

પહેલો કેદી: હુકમનો ક્યાં સવાલ છે ?

જેલર : ચૂપ રહો, સામો જવાબ આપવાની જરૂર નથી અને અમલદારની સાથે વાતો કરતી વખતે નીચું જોઈને વાત કરવી, સમજ્યા ?

બીજો કેદી: અમે નીચું જોવા જેવું કશું કર્યું નથી અને નીચું જોવા અહીં આવ્યા નથી.

જેલર : એમ ! ત્યારે હું બતાવીશ, જમાદાર એમને નીચું કેમ જોવું તે બતાવો. [ જમાદાર કેદીઓ તરફ જાય છે ]

પહેલો કેદી: ખબરદાર ! આગળ આવ્યો તો.

જેલર : આ લ્યો સત્યાગ્રહીઓ.

પહેલો કેદી: સત્યાગ્રહીઓએ શું કરવું એ તમારી પાસેથી શીખવું નથી.

જેલર : સત્યાગ્રહીઓ બધા હરામખોર છો. [ કેદીઓમાં ગણગણાટ થઇ રહે છે અને માંહોમાંહે બોલવા માંડે છે ] જમાદાર, એને કાન પકડીને અમલદારોની જોડે કેમ વર્તવું તે એને બતાવો. [ પાંચદશ કેદીઓ પેલા કેદી અને જમાદારની આસપાસ ફરી વળે છે ]

કેટલાક કેદીઓ: {
શરમ નથી આવતી !
અડકીશ નહીં.
આ બધા ગુલામો જ છે ! બધા કાઢેન કરો. જોઇએ તો ખરા કે કેમ કાન પકડે છે !
}

જેલર : [ વદન હકૈરાઇને એક કેદીને ખભેથી પકડી. ] ચૂપ રહે. નીચે બેસ અને બધા ખસી જાઓ [ ઘોંઘાટમાં કોઇ ધ્યાન નથી આપતું, જમાદાર સીસોટી વગાડે છે, ઘોંઘાટ થાય છે ] સીપાઇ, ઘંટ વગાડવાનું કહો. [ સીપાઇ દોડતો બહાર જાય છે અને અર્ધી મીનીટ પછી જોરથી ઘંટ વાગવા માંડે છે. આ ઘોંઘાટમાં પોતાનો અવાજ સંભળાય તેવો પ્રયત્ન કરતો ] ચૂપ રહો. બેસી જાઓ... [ સીપાઇઓ દોડતા આવે છે, ઘંટ હજી વાગ્યા જ કરે છે ]

શાન્તિલાલ: [ આગળ આવીને કેટલાકને કંઇ કહે છે. પછી હાથ સાદે ] ભાઇઓ, બેસી જાઓ, શાંત થાઓ. [ જરા વાર શાન્તિ થાય છે. એટલામાં એક પોલીસનો અમલદાર અને દશ દરીઆરબંધ સીપાઇઓ દાખલ થાય છે એમને જોઇને ]

કેદીઓ : ઇનકીલાબ ઝીન્દાબાદ, મહાત્મા ગાંધીજી જય [ અને એમના પોકારો કરે છે. શાન્તિલાલ એમને શાન્ત કરવાના પ્રયત્નો કરે છે. ઘંટ વાગતો બંધ થાય છે ]

જેલર : [ હજી ધણો જ હકૈરાયલો] હવે હું કશું જાણતો નથી [ પોલીસના અમલદારને ] તમે આ લોકોનો કબજો લ્યો અને ફાવે તેમ કરો.

શાન્તિલાલ: [ આગળ આવીને ] તમને વાંધો ન હોય તો હું બધાને એક મીનીટમાં શાન્ત કરી શકું. [ જેલર ડોકું ધુણાવે છે ] ભાઇઓ, ભાઇઓ.

કેટલાક કેદીઓ: અમે સાંભળવા નથી માગતા.

બીજા : સાંભળો.

શાન્તિલાલ: શાન્ત થાઓ...

કેદીઓ : {
માફી મંગાવો.
અમને હરામખોર કહ્યા.
અમે અપમાન સહેવા નથી આવ્યા.
}

શાન્તિલાલ: ભાઇઓ, તમને શાન્ત થાઓ.

કેદીઓ : માફી મંગાવો.

શાન્તિલાલ: હમણાં બધા મુંગે મોઢે બેસો. પછી બધું જોઈ લેવાશે. [ જેલરને ] આમને પોતપોતાના કોઠા પર જવાની રજા આપો.

જેલર : [ જરા શાંત થયેલા ] જમાદાર, એમને લઈ જાઓ.

[ જમાદાર કેદીઓને લઈ જાય છે ]

પડદો પડે છે

## અંક બીજો: પ્રવેશ બીજો

[ બીજે દહાડે સવારના જેલના એક બીજા ભાગનો ખુલ્લો ભાગ. બે જણ જરા ઉશ્કેરાયેલા હોય તેમ આંટા મારતાં દેખાય છે અને ત્રણ જણ બેસીને કાંઈ પીએ છે. એમનાં નામ રામલાલ, શામલાલ, અબ્દુલ્લા, સુરેન્દ્ર અને મોહનલાલ છે. ઉભેલા ત્રણ બેઠેલા છે. ]

શામલાલ : તમે કહો છો તેવું જરાય થયું નથી. હું જાણું છું......

અબ્દુલ્લા : તમે શું જાણો ! હું એ વખતે લગભગ ત્યાં જ હતો અને અંદરથી આવતા એક માણસે મને બધી હકીકત કહી.

સુરેન્દ્ર : હું હમણાં જ બધી વાત સાંભળી આવ્યો.

મોહનલાલ: જેલરે સખત માર માર્યો એમ કહે છે.

સુરેન્દ્ર : માર માર્યો એટલું જ નહીં પણ એક જણને નીચા નમાવી જમીન પર નાક ઘસાવ્યું.

અબ્દુલ્લા : એનાથી ય વધારે કર્યું. પેલા હથીયારબંધ પોલીસો આવ્યા હતા તેમને બધા ઉભા રહેલાઓને સંગીનો ભોંકવાનું કહ્યું.

રાજારામ : અને શું થયું !

અબ્દુલ્લા : થાય શું ! પચીસ જણ ઇસ્પીતાલમાં પડયા છે.

મોહનલાલ: આ સાંભળીને મારું તો લોહી ઉકળી આવે છે.

સુરેન્દ્ર : કહે છે કે શાન્તિલાલભાઇ પણ હાજર હતા.

શામલાલ : એવું સાંભળ્યું એટલે એમને બોલાવવા સુંદરલાલ ગયા છે.

અબ્દુલ્લા : હા, શાન્તિલાલ હતા અને એમને લાત મારી હેઠા પાડયા અને આવતી કાલે ફટકા મારવામાં આવનાર છે.

સુરેન્દ્ર } હદ થઇ !
મોહનલાલ }: હોય નહીં.
રાજારામ } શું કહો છો !

શામલાલ : મારા સાંભળવા પ્રમાણે એવું કશું ય થયું નથી.

અબ્દુલ્લા : પણ ત્યારે મેં સાંભળ્યું તે ખોટું ! આ પચીસ માણસો ઇસ્પીતાલમાં પડયા છે તે પણ ખોટું. ખાતરી ન હોય તો જોઇ આવો.

સુરેન્દ્ર : જેલર એવો માણસ છે કે એને ઘણી વાર શું કરે છે તેનું જરા ય ભાન રહેતું નથી. એ ઉશ્કેરાઇ જાય છે ત્યારે સારા નરસાનો વિચાર જ કરી શકતો નથી.

મોહનલાલ: આને માટે આપણે તરત પગલાં લેવાની જરૂર છે.

શામલાલ : અરે હા, પણ બધી બીના જાણ્યા પછી આપણે શું કરવું તેનો નિર્ણય કરી શકીએ.

અબ્દુલ્લા : વધારે શું જાણવું ? તમને લાત મારે, સંગીનો ભોંકે, નાક ઘસાવે તો ય ઓછું છે ? વગર વિલંબે જેલરને ઠેકાણે લાવવો જોઇએ. આપણે અત્યારથી જ જેલના બધા કાયદા તોડવાનું શરૂ કરવું જોઇએ. જેલરને જ્યાં સુધી પાણીચું ન આપવામાં આવે ત્યાં સુધી એવું જ ચાલુ રાખવું.

મોહનલાલ: જરૂર કંઈ કરવું જોઇએ. એને સુખે એક ઘડી ય બેસવાનું ન મળે એમ તોબા પોકારાવવી જોઇએ.

શામલાલ : અરે ભાઈ, પણ એટલા માટે તો શાન્તિલાલ અને દરેક કોઠામાંના એકેક ભાઇને બોલાવવા મોકલ્યા છે. તમે આવ્યા તેમ એ પણ આવતા જ હશે. લો આ શિવશંકરભાઇ આવ્યા.

[ શિવશંકર દાખલ થાય છે ]

શિવશંકર : ભઈ કાલે તો જુલમ થયો.

શામલાલ : શું થયું જાણો છો ?

શિવશંકર : કહે છે કે બધા સીપાઇઓ દંડા લઇને આપણા ભાઇઓ પર તૂટી પડ્યા અને એમનો એક જણ મરણ પામ્યો છે.

અબ્દુલ્લા : હું હમણાં જ જઇને સુપરિન્ટેન્ડન્ટને સીધો કરું છું. [ બહાર જાય તે પહેલા બે ત્રણ જણ જઇને અટકાવે છે અને પાછો લઇ આવે છે ]

સુરેન્દ્ર : શિવશંકરભાઇ, આપણા ભાઇઓ પાસે નાક જમીન પર ઘસાવી માફી મંગાવી તે સાંભળ્યું ને ?

શિવશંકર : શું ખરેખર ? એવું હોય તો એને ધૂળ ચાટતો કરવો જોઇએ. [ બીજા બે જણ દાખલ થાય છે ] લો આ લાલજી અને કાનજીભાઇ આવ્યા.

લાલજી : કાલે તો જુલ્મ જ થયો.

શામલાલ : તમે હાજર હતા ત્યાં ?

લાલજી : ના, હાજર તો નહોતો પણ સાંભળ્યું તેટલું કહી શકું.

કાનજી : મેં પણ સાંભળ્યું છે કે ન બોલી શકાય એવી અસભ્ય ગાળો જેલ ખાતે અને સીપાઇઓ પાસે માર મરાવ્યો.

મોહનલાલ: પણ ત્યાં કોઇ હાજર હોય એવા જ કોઇને બોલાવોને.

શામલાલ : તકરાર થઇ તે બધા એક જ કોઠાના હતા અને એમને બધાને આજ પૂરી મૂક્યા છે. કોઇને પણ એમના કોઠા પાસે જવા નથી દેતા. મા શાન્તિભાઇના કોઠાના કેટલાક ત્યાં હાજર હતા. તેમના જેટલા મળી શકે તેટલાને બોલાવવા તો સુંદરલાલ ગયા છે.

લાલજી : કાનજીભાઇએ સાંભળ્યું તેટલું તો મેં પણ સાંભળ્યું છે. પણ તેના ઉપરાંત એમને બધાને પૂરી રાખવાનું કારણ પણ સાંભળ્યું છે.

મોહન : એ શું છે !

લાલજી : એમના બધા પર કામ ચલાવવામાં આવનાર છે.
શિવશંકર : એટલે તો ચોર કોટવાળને દંડે એવું જ થયું.
અબ્દુલ્લા : પણ અહીં તો છે જ એવું. આપણે તે ક્યારના ચોર થયા. હું તો
તમને કહું છું કે એક જ રસ્તો છે. એથી બે ઘડીમાં સીધો થઇ જશે.
સુરેન્દ્ર : પણ લો આ શાન્તિલાલભાઇ આવ્યા.

[ શાન્તિલાલ, રતિલાલ, ચંદુલાલ, પન્નાલાલ અને શામજી, સુંદરલાલ જોડે દાખલ થાય છે ]

શામલાલ : સારું થયું તમે આવ્યા તે; કારણ કે ગઇ કાલે શું થયું તેની ખરી ખબર
કોઇને જ હોય એમ લાગતું નથી.
અબ્દુલ્લા : [ ગુસ્સે થઇને ] ત્યારે હું જૂઠું બોલું છું ! ઇસ્પીતાલમાં જઇને જુઓ.
શિવશંકર : પણ એક મરી ગયો તેનું શું !
શાન્તિલાલ : સુંદરલાલભાઇ તો ક્યારના આવ્યા હતા અને હું પણ બધાને ભેગા
કરી મળવા ઉત્સુક હતો પણ આજે જરા તાપ વધારે હોવાથી અહીં
આવતાં વાર લાગી.
શામલાલ : ત્યારે ગઇ કાલે થયું શું તે તમે તો કહી શકશો ને!
શાન્તિલાલ : અમે બધા જ હાજર હતા.
સુરેન્દ્ર : તમને બહુ વાગ્યું !
શાન્તિલાલ : વાગ્યું ?
સુરેન્દ્ર : આ અબ્દુલ્લા કહેતા હતા કે જેલરે તમને છાતી પર સખ્ત લાત મારી
અને કેટલાક સીપાઇઓ તૂટી પડયા.
શાન્તિલાલ : ના, ના, એવું કશું ય બન્યું નથી.
સુરેન્દ્ર : અને તમને સજા શી કરી છે ?
શાન્તિલાલ : હજી તો કશી ય કરી નથી.
સુરેન્દ્ર : આ ભાઇ [ અબ્દુલ્લા તરફ આંગળી બતાવી ] તો કહેતા હતા કે આવતી
કાલે તમને ફટકા મારવાના છે.
શાન્તિલાલ : મને ખબર નથી પણ મારે તો પણ નવાઇ નથી. આ જેલમાં ગઇ કાલ
જે બનાવ બન્યો તે જોયા પછી કોઇ પણ વસ્તુ અસંભવિત જણાતી નથી.
શામજી : આપણે આપણું વર્તન સુધારશું. નહીં તો આપણને ફટકા મારે તો પણ
મારે કશું ય કહેવાનું જ ન હોય.
શાન્તિલાલ : તમારે તો ક્યારે કશું ય કહેવાનું હોય છે.
રાજારામ : તમે ઇસ્પીતાલમાં આજે જઇ આવ્યા !
શાન્તિલાલ : હા, સવારમાં દવા પીવા ગયો હતો.
રાજારામ : ઘાયલ થયેલાઓને કેમ છે ?
શાન્તિલાલ : કોઇપણ ઘાયલ થયું નથી.
શિવશંકર : અને મેં સાંભળ્યું કે એક જણ મરણ પામ્યો તે સાચું કે ખોટું !
શાન્તિલાલ : તમે બધાએ પછીએ વાતો સાંભળી લાગે છે તે જવા દઇએ. કોઇ મરી

નથી ગયું અને નથી કોઇ ધવાયું, એટલે કે શરીરે; સ્વમાનની તો જૂદી જ વાત છે. ટુંકમાં કહું તો જેલર પોતાનું ક્ષણભર ભાન ભૂલી ગયો એટલે એણે નજીવી વસ્તુમાંથી લગભગ રમખાણ પેદા કર્યું.

શામજી : નજીવી વસ્તુ કેમ કહો છો ? એમના હુકમનો અનાદર, એ નજીવી વસ્તુ ન જ ગણાય.

શાન્તિલાલ: ભાઇ, કયો હુકમ અને કોણે અનાદર કર્યો તે તમે જાણતા હો તો પછી કહેજો. જે થયું તે ટુંકમાં હું કહી દઉં અને એમાં કૈં ભૂલ હોય તો સુધારજો. જુઓ, અમે કેટલાક પીંજણી કરતા બેઠા હતા ત્યાં જેલર આવ્યો અને અમારી જોડે વાતો કરતો ઉભો હતો.

શામજી : તમે કેટલીક વાતો એમની જોડે કરી તે મને વધારે પડતી લાગી.

શાન્તિલાલ: તો તમે એવી વાતો નહીં કરતા. પણ એ વાતોમાંથી કૈં રમખાણું થયું નથી. અમે ઉભા હતા એટલામાં હોજ તરફથી ઘોંઘાટ થવાથી તપાસ કરવા જમાદારને મોકલ્યો તે બે જણને લઇને પાછો આવ્યો. વગર તપાસે એમને જેલરે સજા કરી અને આખરે એમનો શો ગુન્હો છે એની તપાસ કરવાનો આગ્રહ કરતાં માલુમ પડયું કે એ ભાઇઓ પાંચ સંપૂર્ણ

શાન્તિલાલ: ત્યારે આપણે શું કરવું તેનો શાન્તપણે વિચાર કરીએ.
શામલાલ : તમે શું ધારો છો ?
શાન્તિલાલ: આપણા ભાઈઓ તરફ જે વર્તન ગઈ કાલે થયું તે ફરીથી ન થાય તેનો બંદોબસ્ત કરવો જોઈએ. એટલું જો થાય તો હું યોગ્ય માનું.
મોહનલાલ: પણ એ કૈં થવું સહેલું છે !
શાન્તિલાલ: સહેલું તો નથી પણ આપણે મક્કમ રહીશું તો કરાવી શકીશું એમ હું માનું છું.
શામજી : આ વાતની ચર્ચા કરવા પહેલાં ગઈ કાલના બનાવ માટે ખરી જવાબદારી કોની છે તે નક્કી કરવું જોઈએ.
રાજારામ : જેલરની જ વળી [ બધા માથું ધુણાવે છે ]
કાનજી : એ તો દેખીતું છે.
શામજી : જેલર કરતાં આપણા ભાઈઓનો જ વધારે દોષ છે એવી મારી તો ખાતરી છે.
લાલજી : એવું શા કારણે કહો છો !
શામજી : જેલરના હુકમનો અનાદર કર્યાથી ઝઘડો થયો. એણે સજા આપી. ફરીથી જેલરની સાથે નમ્રતા ન રાખતાં ઉદ્ધતાઈથી જ વર્તન કર્યું અને ફરીને જેલરે જ્યારે પોતાનો હુકમ પળાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે શોર મચાવી દીધો અને દંગા જેવી સ્થિતિ ઉભી થએલી હોવાથી જેલરે અલાર્મનો ઘંટ વગડાવ્યો. એ બધી બાબતમાં હું જેલરને જરા ય દોષિત ન જ ગણું.
ચંદુલાલ : क्रोधाद्भवति संमोहः संमोहात् स्मृति विभ्रमः તેની માફક તમે તો Q. E. D. પુરવાર કરી આપ્યું.
શાન્તિલાલ: પણ, હુકમ શો અને તેનો અનાદર કેવી રીતે થયો એનો વિચાર કરી જોશો !
શામજી : વિચાર કરવાનો હક્ક તો મને જેલમાં છે જ નહીં.
પન્નાલાલ : જાણે બહાર પાછા બધુ જ વિચાર કરી નાખતા હશો. એમને જે કરવું હોય તે કરે. જેણે પોતાની બુદ્ધિ ગીરો મૂકી છે તેને બોલવાનો હક્ક નથી.
શામજી : હું તો કહું છું કે બધાએ જ જેલરની માફી માગવી અને હવે પછી કોઈ વાર પણ હુકમનો અનાદર નહીં થાય એવી ખાતરી આપવી અને જે સજા ફરમાવે તે સહેવા તૈયાર થવું.
મોહનલાલ: શાન્તિલાલભાઈ, મને તો લાગે છે કે ફરીથી આપણી તરફ આવું વર્તન ન થાય એટલી ખાતરીએ આપણે સંતોષ માનીને ન બેસી શકીએ. જેલર પાસેથી જાહેર માફી મંગાવવી જોઈએ.
કાનજી : એ તો જરૂર થવું જોઈએ.
અબદુલ્લા : એ ન માને તો એની જેલને ઉંધીચત્તી કરી મૂકવી.
શામલાલ : એ જરા વધારે પડતું થઈ પડશે.
શિવશંકર : એ આપણી જોડે મને તેમ કરે અને આપણે માફી માગવાનું કહીએ તે પણ વધારે પડતું અન્યાય !
રાયચંદલાલ : વધારે પડતું તો એવી રીતે થશે કે એમાં તો ગૌરવનો સવાલ ઉભો થશે ના?

શાન્તિલાલ: મને પણ લાગે છે કે આપણે જે સંજોગોમાં છીએ ત્યાં માફીની વાત પડતી મૂકી ફરીથી આવું ન થાય એવી ખાતરી મળે તો હું બસ માનું. એવી ખાતરીને હું ભૂલની કબૂલાત સમાન ગણું.

શામલાલ : તમારું કહેવું બરાબર છે.

રાધેલાલ : એટલું થાય તો સંતોષ માનવો જોઈએ.

અબદુલ્લા : ના, માફી તો મંગાવવી જ જોઈએ.

કાનજી : માફી માગવા રાજી ન થાય તો બીજા કશા સાથે આપણને સંબંધ નથી.

રાજારામ : આજે જો આપણે માફી ન મંગાવીએ તો આવતી કાલે એ ગમે તે કરશે.

પન્નાલાલ : હા, એ ખરી વાત, અને પછી આપણે માથું પણ ઉંચકી શકવાના નથી.

શાન્તિલાલ: આપણામાં બલ હશે તો કોઈ પણ આપણાં માથાં નમાવી નહીં શકે.

અબદુલ્લા : પણ આ વખતે જોરજુલમથી નમાવવાનો પ્રયત્ન કર્યો એટલે તો આ બધું થયું એ કેમ ભૂલી જાઓ છો ?

ચંદુલાલ : હા, શાન્તિભાઈ, આપણે આ અપમાન સાંખી ન જ બેસીએ.

શાન્તિલાલ: હું ક્યાં કહું છું કે સાંખવું ? કોઈને પણ સજા ન થાય અને ફરીથી આવું ન થાય એવી ખાતરી મળે એને હું માફી માગવા જેવું જ ગણું છું.

મોહન : માફી માગવા જેવું અને માફીમાં હું ઘણો ફેર જોઉં છું.

સુરેન્દ્ર : અને જ્યાં સુધી જાહેર માફી નહીં મંગાવો ત્યાં સુધી ફરીથી આવું નથી થવાનું એવી ખાતરી તદ્દન નકામી છે. ગવર્મેન્ટના આશ્વાસનો જેવું છે.

શિવશંકર : આવા લોકોને તો માથું પકડીને નાક ન ઘસાવો ત્યાં સુધી એમને માફી માગ્યાનું ભાન સુદ્ધાં નથી રહેવાનું.

શાન્તિલાલ: ત્યારે બધાની માફી માગે એવી ઇચ્છા દેખાય છે અને ન માગે તો શું કરવું ? એનો પણ સાથેસાથે વિચાર કરવો જોઈએ. કારણ આપણી ઇચ્છાનુસાર માફી માગશે એમ હું નથી માનતો.

મોહન : એમાં વિચાર શો કરવાનો ? માફી ન માગે તો ઉપવાસ કરવા.

શાન્તિલાલ: સહેલી વાત નથી.

રાજારામ : બધા જ કરીશું તો ઝાઝા દિવસ નહીં કરવા પડે બે દિવસમાં છેડો આવશે.

શાન્તિલાલ: અને ન આવે તો ?

સુરેન્દ્ર : તો શું ? આપણામાં એટલું ખમવાની શક્તિ નથી ?

પન્નાલાલ : ઉપવાસ કરવા સહેલા નથી.

રાધેલાલ : ઉપવાસ વગર છૂટકો જ નથી એમ હું તો માનું છું.

શાન્તિલાલ: બીજા માર્ગોનો પણ વિચાર તો કરવો જ જોઈએ. ઉપવાસનો માર્ગ ઘણો જ વિકટ છે તે કહેવાની જરૂર નથી. એનો નિશ્ચય કરવો, આવેશમાં આવીને ખાસ કરી, એ સહેલી વાત છે. પણ ટકાવવો એ મુશ્કેલમાં મુશ્કેલ વાત છે. એ આપણે જાણીએ છીએ તેના કરતાં પણ જેલના અધિકારીઓ વધારે સારી રીતે જાણે છે. આપણામાંના થોડા પણ નિશ્ચયથી ડગે તો આપણો માર્ગ બહુ જ કઠિન થઈ પડે.

# દિવાળી સેલ દરમ્યાન સ્વદેશી ખરીદો

## રૂા. ૧૨૫૦ રોકડા મેળવવાની સોનેરી

સ્વદેશી મારકેટ કમિટીની

# નસીબવંતા નંબરની યોજના

| દાખલ ફી નથી. | મફત મફત મફત | કુપનો ભરવાની નથી. |
|---|---|---|

આજેજ કાલબાદેવી ઉપર આવેલી સ્વદેશી મારકેટની કમિટીએ માન્ય દુકાનોમાંથી કોઈપણ એક યા વધુ દુકાનોમાંથી સેલ દરમ્યાનમાં કોઈપણ જાતના રૂ. ૫) ની દરેક ખરીદીના બદલામાં કમિટીની ચોકમાંની ઑફિસમાંથી એક કુપન આવી ૧૧૮ કુપનો ઉપર નસીબવંતા નંબરો છે, અને તે નીચેની કિંમતે તમારી પાસેથી ખરીદી લેશે.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | કુપનની | કિંમત | રૂા. | ૫૦૦ |
| ૧ | ,, | ,, | ,, | ૧૦૦ |
| ૨ | ,, દરેકની | ,, | ,, | ૫૦ |
| ૪ | ,, | ,, | ,, | ૨૫ |
| ૧૦ | ,, | ,, | ,, | ૧૦ |
| ૫૦ | ,, | ,, | ,, | ૫ |
| ૫૦ | ,, | ,, | ,, | ૨ |
| ૧૧૮ | કુપનો | કુલ | રૂા. | ૧૨૫૦ |

આ નસીબવંતા નંબર

## કુપનો પુરી થયા

પેપરોમાં તથા કમિટીના નોટિસ ઉપર જાહેર કરવામાં આવશે અને નંબરોવાળી કુપનો લાવનારને લખ્યા મુજબ રોકડા રૂપીઆ ચ આવશે.

## તમારી કુપનો આજેજ મેળવો નહિં તો !...રહી જશો.

ક—વિગત માટે ૨૫૮૨૫ માં સેક્રેટરીને ફોન કરો અગર હેન્ડબિલ મંગાવી વાંચો. કુપનો પુરી — સેલ પુરં થશે અને નવી કુપનો છપાવીને આપવાનું બની શકે એમ નથી, માટે સવેળા

રાધેલાલ : એ બધું ખરું, પણ આ લોકો બીજી કોઈ વસ્તુથી તમને દાદ આપશે એમ માનવું નકામું છે.

શાન્તિલાલ: આપણે કામ ન કરવાનો નિશ્ચય કરીએ તો કેમ ?

અબદુલ્લા : અરે કામ તો શું પણ અહીંનો કાનુન પાળવો જ નહિ એવું કરશું તો ઝટ હઈને ખુલાસો થઈ જશે.

રાજારામ : આપણે માગીએ છીએ એવો ખુલાસો ન થાય તો ઉપવાસ જ કરવો.

શાન્તિલાલ: આપણે ચારછ જણ હોત તો જુદી વાત પણ આખી જેલમાં ઉપવાસ કરાવવો એ કંઈ સહેલી વાત નથી. આપણે કોક જણ ઉપવાસ કરીએ તો કેવું ! થોડા દહાડા તો ટકાવી શકશું.

શિવશંકર : બધા પાસે પ્રતિજ્ઞા લેવડાવશું તેનું ?

શાન્તિલાલ: ભૂખ એ એવી વસ્તુ છે કે તેની સામે પ્રતિજ્ઞા બહુ સહેલાઈથી ભૂલી જવાય છે.

લાલજી : આ નિશ્ચય ગંભીર તો છે પણ એના વગર છૂટકો જ નથી.

પન્નાલાલ : શાન્તિભાઈની યુક્તિ કંઈ ખોટી નથી.

ચંદુલાલ : ભાઈ, તમે આ જેલવાળાને ઓળખતા નથી. માત્ર કામ બંધ થશે તો માફી નહીં માગે એટલું જ નહીં પણ આપણને વધારે હેરાન કરશે.

અબદુલ્લા: હું કહું છું તે જ ઠીક છે.

કાનજી : ના, એ તો ન જ થઈ શકે એમાંથી તો તોફાન જ થાય.

અબદુલ્લા: તોફાન તો કરવા કહું છું.

સુરેન્દ્ર : આપણા તરફથી તો તોફાન ન જ થવું જોઈએ; ઉપવાસ કરવો જોઈએ.

શામલાલ : હું પણ એ જ વિચારનો છું.

શાન્તિલાલ: મારો તો સખત વિરોધ છે, છતાં જો બધાનો જ નિશ્ચય હોય તો તો હું તે સ્વીકારીશ. માત્ર એક વાત ચોક્ખી થવી જોઈએ.

મોહનલાલ: શી વાત ?

શાન્તિલાલ: કે એ ઉપવાસ ક્યાં સુધી ચાલુ રાખવો !

મોહનલાલ: એ તો જ્યાં સુધી જાહેર માફી ન માગે ત્યાં સુધી.

રાધેલાલ : હા, જ્યાં સુધી માફી ન માગે ત્યાં સુધી આપણો ઉપવાસ ચાલુ જ રહે.

શાન્તિલાલ: હું ફરીથી તમને બધાંને ધ્યાનપૂર્વક વિચાર કરવાની વિનતી કરું છું. અને જે ભાઈઓ અહીં હાજર નથી તેમની સંમતિ વગર તો આપણે આવા નિશ્ચય પર ન જ આવી શકીએ.

શિવશંકર : અમે દરેક જણ પોતપોતાના કોઠામાં પૂછી જોઈશું અને તમને કહેવડા વી દઈશું.

શાન્તિલાલ: મને કહેવડાવવાની શી જરૂર છે !

શામલાલ : સુપ્રીન્ટેન્ડન્ટને કહેવું જોઈશે ને !

શાન્તિલાલ: તો મારે કહેવું !

રાજારામ
કાનજી
લાલજી } : ત્યારે બીજું કોણ કહેશે ?

પન્નાલાલ : આ શામજીભાઈને મોકલીએ તો કેમ ?

શામજી : હું તમારી સાથે મળતો થતો નથી. જેલરનો જરા ય વાંક નહોતો એમ હું માનું છું માટે આવા નિર્ણય જોડે હું સંમત ન જ થાઉં.

ચંદુલાલ : શું ? બધા કબુલ થાય તો પણ ?

શામજી : હા, હું ઉપવાસ નથી કરવાનો. હું તો હજી યે કહું છું કે આપણે જ માફી માગવાની જરૂર છે.

મોહનલાલ: આ કામ તો તમારે જ કરવું પડશે, શાન્તિભાઈ. અમે બધા પોતપોતાના કોઠામાં જઈને પૂછીને તમને ખબર કહાવીએ છીએ. એટલે તમે સુપ્રીન્ટેન્ડન્ટ જોડે વાત કરી આવજો. અને ત્યાં સુધી તમારો તરફથી ખબર નહીં આવે ત્યાં સુધી આજનું જમણ નથી સ્વીકારવાના.

શાન્તિલાલ: સારું. આપણે ઉપવાસ કરવાના જ હોઈએ તો એનો નિશ્ચય હવે જલદી જ થવામાં સાર છે. હજી જમવાના વખતને બે કલાક છે. બને જેમ બને તેમ જલદી ખબર કરજો. [ ઉઠો યાય છે. બધા જ ઉભા થાય છે ને જવા માંડે છે ]

પડદો પડે છે

આપણે ત્યાં ઘણા યે એવા વિવેચકો છે કે તેઓ માધુર્ય અને ઓજસને શૈલીના ગુણ ગણે છે; પણ તેઓ જાણતા નથી કે માધુર્ય અને ઓજસ તો શૈલીમાં અવતરેલા મન અને જીવનના ગુણો છે.

—ડિકસન

# અડધે રસ્તે

કનૈયાલાલ મુનશી

[ ગયા અંકના પૃષ્ઠ ૮ થી ચાલુ ]

૪

બાપાજીને ઘણા અંગ્રેજ અમલદાર સાથે સારો સંબંધ હતો. તેમને એમનાં સ્વભાવ અને કાર્યદક્ષતા માટે માન પણ હતું.

આજે જમાનો બદલાઈ ગયો છે, અને એવો સંબંધ હવે શકય નથી. આજે ગમે તેવો ખુશામતિયો અમલદાર અંગ્રેજી અમલદારનો અણુઘટતો પગાર અને મોજમો જોઈ બળ્યોબળ્યો રહે છે, રંગભેદ સાથે અધિકારભેદ પણ હોય—એ સિદ્ધાંત એ સહી શકતો નથી. પરાધીનતાની શલ્ય જાણ્યે અજાણ્યે એને સાલે છે. સિવિલિયનોનો વેશે પણ કડવો થઈ ગયો છે.; મહારાજ્યની રમતનાં એ બધાં આજે હૃદયહીણાં પ્યાદાં બની ગયાં છે, ને કાળાઓ જોડે એ માત્ર ન છૂટકાનો પરિચય કેળવે છે.

મી. એચ. એસ. પી. ( પાછળથી સર ફ્રેડ્રિક ) લેલી—જેણે એ સમયના ગુજરાતમાં લેલીસાહેબને નામે ઘણી લોકપ્રિયતા મેળવેલી—જોડે બાપાજીને ઘણું બનતું. તેની મડમને મળવા બા જતી, અને કોઈ વાર તે પણ બાને મળવા આવતી. મને લેલીસાહેબ હજી યાદ છે. એ માયાળુ હતા અને મને ઘણી મમતાથી બોલાવતા. એમની પ્રેરણાથી જ બાપાજીએ નક્કી કર્યું કે મને સિવિલ સર્વિસ માટે તૈયાર કરવો. અને એ કાચી ઉમરથી ' કલેક્ટર 'પદ મારી કલ્પનાનો કબજો લઈ બેઠું.

લેલીસાહેબ અને બાપાજી વચ્ચે મિત્રતા હતી એમ કહી શકાય. લેલીના ટેબલ પર મુદ્રાલેખ પડયો રહેતો તે મેં વાંચેલો : ' Fear of God is the beginning of wisdom ' ; અને બાપાજીને ' ઇશ્વર કરે તે ખરું ' એ વાક્ય પ્રિય હતું. બન્ને સીધા હતા, પ્રામાણિક હતા, અને કાર્યદક્ષ હતા. હું માનું છું કે એ બેનો સંબંધ રંગભેદ ને અધિકારભેદ બન્નેની પાર કંઈક અંશે જઈ શક્યો હતો.

બાપાજીનું મૃત્યુ સાંભળી લેલીએ ૧૧-૫-૧૯૦૩ને દિને મને લખ્યું:

I heard with great sorrow of the death of your worthy father whom I had long known and respected. It is a genuine loss to one of your age to lose guidance and help of so good a father and I hope you will cherish his memory and be determined to do nothing to sully it. It will always be a pleasure to me to hear you are doing well.

પછી લેલીસાહેબે પેન્શન લીધું, અને ૧૯૦૭માં કોઈ એક કમિશન માટે પાછા આવ્યા. તા. ૧-૧૨-૧૯૦૭થી એણે મને ફરીથી સદ્દગત વિશે લખ્યું:

...I made a reference to your good father who was

# અંધે રસ્તે

કનૈયાલાલ મુનશી

[ ગયા અંકના પૃષ્ઠ ૮ થી ચાલુ ]

૪

બાપાજીને ઘણા અંગ્રેજ અમલદાર સાથે સારો સંબંધ હતો. તેમને એમનાં સ્વભાવ અને કાર્યદક્ષતા માટે માન પણ હતું.

આજે જમાનો બદલાઈ ગયો છે, અને એવો સંબંધ હવે શક્ય નથી. આજે ગમે તેવો ખુશામતિયો અમલદાર અંગ્રેજી અમલદારનો અણુઘટતો પગાર અને મોભો જોઈ બળ્યોબળ્યો રહે છે. રંગભેદ સાથે અધિકારભેદ પણ હોય–એ સિદ્ધાંત એ સહી શકતો નથી. પરાધીનતાની શલ્ય જાણ્યે અજાણ્યે એને સાલે છે. સિવિલિયનોનો વેશ પણ કડવો થઈ ગયો છે; મહારાજ્યની રમતનાં એ બધાં આજે હૃદયહીણાં પ્યાદાં બની ગયાં છે, ને કાળાઓ જોડે એ માત્ર ન છૂટકાનો પરિચય કેળવે છે.

મી. એર. એસ. પી. (પાછળથી સર ફ્રેડ્રિક) લેલી–જેણે એ સમયના ગુજરાતમાં લેલીસાહેબને નામે ઘણી લોકપ્રિયતા મેળવેલી–જોડે બાપાજીને ઘણું બનતું. તેની મડમને મળવા બા જતી, અને કોઈ વાર તે પણ બાને મળવા આવતી. મને લેલીસાહેબ હજી યાદ છે. એ માયાળુ હતા અને મને ઘણી મમતાથી બોલાવતા. એમની પ્રેરણાથી જ બાપાજીએ નક્કી કર્યું કે મને સિવિલ સર્વિસ માટે તૈયાર કરવો. અને એ કાચી ઉમરથી 'કલેક્ટર'પદ મારી કલ્પનાનો કબજો લઈ બેઠું.

લેલીસાહેબ અને બાપાજી વચ્ચે મિત્રતા હતી એમ કહી શકાય. લેલીના ટેબલ પર સુવાક્ય પડ્યો રહેતો તે મેં વાંચેલો: 'Fear of God is the beginning of wisdom'; અને બાપાજીને 'ઈશ્વર કરે તે ખરું' એ વાક્ય પ્રિય હતું. બંને સીધા હતા, પ્રામાણિક હતા અને કાર્યદક્ષ હતા. હું માનું છું કે એ બેનો સંબંધ રંગભેદ ને અધિકારભેદ બંનેની પાર કૈંક અંશે જઈ શક્યો હતો.

બાપાજીનું મૃત્યુ સાંભળી લેલીએ ૧૧-૫-૧૯૦૪ને દિને મને લખ્યું:

I heard with great sorrow of the death of your worthy father whom I had long known and respected. It is a genuine loss to one of your age to lose guidance and help of so good a father and I hope you will cherish his memory and be determined to do nothing to sully it. It will always be a pleasure to me to hear you are doing well.

પછી લેલીસાહેબે પેન્શન લીધું, અને ૧૯૦૭માં કોઈ એક કમિશન માટે પાછા આવ્યા. તા. ૧-૧૨-૧૯૦૭થી એણે મને ફરીથી સદ્ગત વિશે લખ્યું:

...I made a reference to your good father who was

my friend in a lecture given at the Socioty of Arts, London, which I hope you saw. He was a good and true man whose loss I much regret...

શેલીને બાપાજીની પ્રામાણિકતા અને કાર્યદક્ષતામાં ઘણો વિશ્વાસ હતો. સુરતમાં ઘરવેરાનું કામ પુરું થયું. અને સચીનના નવાબનું મગજ અસ્વસ્થ થવાથી એડમીનીસ્ટ્રેશન નિમાયું, અને બાપાજી દીવાન તરીકે નિમાયા.

## ૫

એ અરસામાં અમે ભરુચ ગયાં તેનું મને ઝાંખુ સ્મરણ છે. બાપાજી અને બા બેઠાં હોય, કોઇ સગું નાની છોકરી લઇ આવે, બાપાજી ને બા તેને વહાલ કરે અને છોકરીનાં રૂપગુણ વિશે ચર્ચા કરે. હું રસથી સાંભળ્યા કરું. મારે માટે વહુની વરણી થતી હતી. એકની આંખ મોટી ને બીજીનો રંગ કાળો. ત્રીજીની દાઢીમાં ખોડ અને ચોથીનું કુળ હીણું. એમ કરતાં આખરે ચાર વર્ષની વહુ આણી. ઢીંગલી જેવડી વહુને થોડા દહાડા સુરત પણ લઇ આવવામાં આવી. મારું મન હરખ્યું કે નહિ તે યાદ નથી. પણ એક વખત હું શેરડીના કકડા કરી ચાર વર્ષની વહુને આપી આવ્યો હતો તેની મશ્કરી બધાં કરતાં તેનું સ્મરણ છે.

મને જનોઇ દેવાનો વખત થયો એટલે મને ભરુચ મોકલવામાં આવ્યો.

બાએ ત્યાં બેઠાંબેઠાં નવી સૃષ્ટિ બનાવી હતી. હવેલીનો આગલો ભાગ વહેંચણીમાં અમારે ભાગ આવ્યો હતો તેનો પુનરુદ્ધાર થઇ રહ્યો હતો. એંશી વર્ષનાં રંગોનાં પડ નીકળી, હબકના ભભકતા રંગો લગાડવામાં આવતા હતા. ગાલીચા, તકિયા ને હાંડીનાં પાર્સલો સુરતથી આવ્યાં જતાં હતાં. ગોર ને જોશી આવતા, મજુરો દોડાદોડ કરતા, નોતરાંની યાદીઓ થતી ને ચારે તરફ ધાંધાધાંટ થતી.

માણેકલાલ મુનશી એકના એક દીકરાને જનોઇ દેતા હતા.

હજુ મહિનાની વાર હતી એટલે મને ગુજરાતી પાંચમીમાં નિશાળે બેસાડયો. એના મહેતાજી મને યાદ છે. તે દમીએલ હતા અને સારું જેવું અફીણ ખાતા. અને એમનો એક પ્રસંગ સારી રીતે યાદ છે. દહાડો પૂરો થવા આવ્યો, પણ માસ્તર સાહેબનું અફીણ ઊતર્યું નહિ. અને એમને છોકરાઓને શીખવવાની ફુરસદ મળી નહિ. પાંચ વાગવા આવ્યા ને તે ઝબકીને જાગ્યા. છોકરાઓના નંબર કેમ પૂરવા ? એમને એકદમ પ્રેરણા થઇ:

" છોકરાઓ ! " તેમણે બરાડો માર્યો, " ઊભા થાઓ. "

અમે ઊભા થઇ ગયા.

" બેસી જાઓ. "

અમે બેસી ગયા.

" તમારામાંથી પરણેલા હોય તે ઊભા થાઓ. " એક જણ ઊભો થયો.

" ચાલો, " તે છોકરાઓને ઉદ્દેશીને ગુરુવર્ય બોલ્યા, " તમે પહેલા જાઓ. "

પેલા છોકરાઓ ઉપરના નંબરે બેઠા.

પર આવી પડે. હોહા થઇ જાય, લોકો ઊઠી દોડે, ગાળોના વરસાદ વરસે, કથામાં ભંગાણ પડે. અને આ અડધે કલાકે લોકો નિર્ભય થાય ત્યારે પાછી કથા શરૂ થાય.

આ પરાક્રમ કરનાર મહારથીઓને ભારતની પરવા નહોતી ને મોટેરાઓના ક્રોધનો ડર નહોતો. ' કથામાં ગધેડાં દોડાવવાં ' એ પરાક્રમ લેખાતું—જનરલ બેલ્બો વિમાનવ્યૂહ અમેરિકા લઇ ગયા તેનાથી પણ મોટું. અને નિશાળમાં આવાં પરાક્રમ તરફ મારો અણુગમો જાહેર કરતાં, અમારા વગના છોકરાઓ મને તુચ્છ ને તિરસ્કરણીય ગણવા લાગ્યા હતા એમ મને યાદ છે.

આદિતરામ ભટ સુંદર કથાકાર હતા. એની વાત કહેવાની છટા અદ્‌ભુત હતી. જ્યારે એ ટુચકાઓ કહે ત્યારે હસી હસી પેટે વળ આવે. એ શર ચઢાવે ત્યારે, મારી નસોમાં અંગારા ફરે. એને પ્રતાપે હું પૌરાણિક સૃષ્ટિમાં જઇ વસ્યો. એની પ્રેરણા વડે એ સૃષ્ટિમાં ફરી ફરી વિહરવાનો મોહ મને રહ્યો છે એમ હું માનું છું.

હું ભટકતો, ભીમની જોડે, પાશુપતી મહારુદ્રને શુંગાળીની વરદાન લેતો. લાક્ષાગૃહમાંથી બધા ચાલી નીકળ્યા પણ હું એકલો જ ત્યાં સપડાઇ જતો, અગ્નિથાયે દાઝતો, ને દ્રુપદતનયા કર્ણને દાસીપુત્ર કહી પરણવાની ના પાડતી ત્યારે તેને આશ્વાસન આપવા હું જ એકલો ઉભો રહેતો. પણ બધામાં પરશુરામ તો બોલાવ્યે વણબોલાવ્યે હાજર જ—નાના ત્ર્યંબકને વેશે. આમ એ આગરિયા ભટની માણુમે રણુકારે હું મારા રુધિરમાં રહેલું બ્રાહ્મણત્વ સજીવન કરવા લાગ્યો.

જનોઇ દેવાનો વખત પાસે આવ્યો તેમ તેમ બ્રાહ્મણત્વની મહત્તામાં હું નિમગ્ન થયો. જાણે કોઈ અણજાણ મહાસાગર તરવા માટે તત્પર બની, કિનારે હું ઊભો હોઉં તેમ મને ક્ષોભ થતો. હું ભૃગુ, પરશુરામ, વસિષ્ઠ, વિશ્વામિત્ર ને વ્યાસની પંક્તિમાં આવી તેમના જેવો થઈ શકીશ ? આ ભયંકર સંશય મારા નાનકડા હૈયાને રાત ને દિન કંપાવતો.

આખરે બા રાણી આવ્યા. અચુભાઈ કાકા આવ્યા. ટોકરખાનાં બારણે બેઠાં. મુનશીના ડેકરા પર ચંદરવો બંધાયો. દીવાનખાનામાં હાંડીઓ સળગી. ગણેશ બેઠા. મહશાન્તિ થઈ. સાંજીપરભાતિયાં ગવાવા લાગ્યાં.

જનોઈ પહેરી હું ખરેખર દેવી બની જઈશ એ વિશે મને જરા યે સંશય નહતો. જરા પણ વિધિ રખે રહી જાય તેથી હું ગોરને બધું ઝીણવટથી પૂછતો, અને તે પ્રમાણે કરતો. અમારા ગોર વેદશાસ્ત્રસંપન્ન હતા, અને તે ઉપરાંત વિધિઓમાં કુશળ હતા. દશ યજમાનને ત્યાં એક સાથે પ્રસંગ આવે તો સાચવી શકતા. પેનમાં શાહી ભરતાં હું જરાખદારી રાખું છું એટલી પણ યજ્ઞોપવીત આપતાં એ રાખતા હશે કે કેમ તેની મને શંકા છે. પણ એમની આજ સાઠ વર્ષની ઉમરમાં મારા જેવો દીક્ષાનો અભિલાષી એમને નહિ મળ્યો હોય.

હું હાથમાં જનોઈ લઈ વડેરાઓની આજ્ઞા લેવા ઊપડ્યો ત્યાં મારી આંખમાં પાણી હતાં, ને હાથમાં કંપ હતો. પણ મને મારા પૂર્વજો મદદ કરતા હતા એ મને સ્પષ્ટ લાગતું હતું.

" બાપાજી, જનોઇ પહેરું ? "

" હા, બેટા.

મેં જનોઈ પહેર્યું, ઢોરખાનાં ગગડયાં, ગીતો ગવાયાં—ને હું બ્રહ્મચારી થયો. સાત દહાડા હું 'ભવતિ, ભિક્ષાં દેહિ' કરીને હું સગાંવહાલાંને ત્યાંથી વાસણો ને ચોખા લઈ આવ્યો. મારી સાથે થએલા બ્રહ્મચારીઓ એકબીજાને 'બેંસચારી' કહી સંબોધતા ને બધા નિયમો તોડવામાં મજા લેતા. હું તો મારી ગંભીરતામાં મગ્ન બની ત્રિકાલ સંધ્યા ગોખવામાં પડયો હતો. મારે તો ઋષિમુનિઓમાં ભળી જવું હતું

વિધિઓ માનસિક સંસ્કારો પોષી, ભૂતકાલને સજીવન કરી, સંસ્કૃતિને સુદૃઢ કેમ કરે છે તેનો હું જીવંત નમૂનો હતો.

હું ગૃહસ્થ થયો. બડવો નીકળ્યો. હું હાથમાં નારિયેળ લઈ જામોપાઘડી પહેરી ઘોડે ચડયો. અને ભાર્ગવોના અગ્રગણ્ય કુલના મોભ્ભા પ્રમાણે પાછળ ઘોડી પર વહુ લઈ આવ્યો. મોટું સરઘસ નીકળ્યું, ને ચાર કલાક ફર્યું—મારી કમ્મરની સ્થિતિનો વિચાર કર્યા વિના મારાં ભાવિ ધર્મપત્નીને પાછળ ઘોડી પર કેમે કર્યાં બેસાડી રાખવામાં આવતાં; માબાપ ને મામા તેને ઉતારતાં, રડતી છાની રાખતાં, ને પાછાં બેસાડતાં. આખરે બડવો ઊતર્યો અને ન્યાત જમી

રાતના શામજાખાનો નાચ થયો. તેના વગર સમારંભ અધુરો. દીવામાં ઝગઝગતી, સુવાસે મહેંકતી બે અપરિચિત સ્ત્રીઓને બધા વચ્ચે નાચતી જોઈ મને આઘાત થયો. મારા મગજમાં તપશ્ચર્યાની ઝંખના થતી હતી. આ સ્ત્રીઓનાં દર્શન મને પાપના વિજય જેવાં લાગ્યાં. હું એકલો ત્રીજે માળે ચાલ્યો ગયો, અને ગાયત્રીમંત્ર બોલવા બેઠો.

( ચાલુ )

## ઝાંઝરી

વાગે છે ઝાંઝરી,
દૂર દૂર દૂર કોઈ બાજે છે ઝાંઝરી.

દરિયાને પાર ઘોર ગાજે છે ઝાંઝરી,
સાગરના નીરને ઢિંઢોળતી ઝાંઝરી.
વાગે છે ઝાંઝરી.

જીવનના નીર શાન્ત ડહોળંતી ઝાંઝરી,
માનવનાં ચિત્તને વલોવંતી ઝાંઝરી,
કાલની કરાલશબ્દ ગાજે છે ઝાંઝરી
દૂર દૂર ઝાંઝરી,
વાગે છે ઝાંઝરી,
નૂતન કો ચેતન રેલાવંતી ઝાંઝરી,
અઘોર ઘોર ઝાંઝરી.

સુંદરજી ગો. બેટાઈ

ભાનુશંકર વ્યાસ

પ્રિયભાઈ,

પત્ર મળ્યો. ઉત્તર લખવા માટે ઉપકાર, ' ગુજરાત ' પણ મળ્યું. તે પહેલાં ' માનસી ' વાંચી ગયો હતો. એટલે ' સ્વકલ્પિત શહીદ ' વાંચતાં, પહેલાં જે કાંઇ થોડુંઘણું નો'તું સમઝાયેલું તે સમઝાયું. વળી તે પહેલાં 'કૌમુદી' પણ વાંચી ગયો હતો. એટલે એ બધાં પત્રોમાં જેટલી હકીકત પ્રસિદ્ધ થઇ છે તેટલી જાણી છે. હજુ કંઇક નહીં સમઝાતું હોય તો તે વળી ત્હમે બધા સમઝાવશો એટલે ત્હમને કે કોઇને પૂછવાની ઉતાવળે કરતો નથી.

વારુ, ત્હમે બધા સાહિત્યસર્જન સાથે આવું આવું સર્જન કરો છો એ માટે મ્હારા તરફથી અને મ્હારા જેવા બીજાઓ તરફથી ત્હમારો બધાનો ઉપકાર માનું છું. પણ મ્હને તો એમ થાય છે કે શું માનવજીવન આવી આવી બાબતોથી મુક્ત નહિં બને ? કબુલ, કે આપણા જીવનમાં એવા કેટલાક પ્રસંગો આવે છે, જ્યારે આપણે તદ્દન નિર્દોષ હોઇએ અથવા આપણે પોતાને નિર્દોષ માની બેઠા હોઇએ છતાં આપણે માથે આફત આવી પડે છે. જો આપણે ખરેખર નિર્દોષ હોઇએ તો આફત સામે પોકાર ઉઠાવવાનું આપણને કારણ છે, તે માટે આપણને હક છે એમ પણ હું સ્વીકારું. પરંતુ, સાથે સાથે એમ પણ પૂછું કે આપણે આપણી નિર્દોષતામાં જ પર્યાપ્તિ કેમ ન માની લઇએ ? નિર્દોષતા પોતે આપણને એટલો સંતોષ ન આપી શકે જેટલો આપણે એ નિર્દોષતાનાં ઢોલ વગાડીને મેળવવા પ્રયત્ન કરીએ છીએ ? અથવા વસ્તુતઃ નિર્દોષ હોવાની ખાતરી કરવા કરતાં નિર્દોષ થવાની જાહેરાત કરવામાં જ આપણે ગૌરવ લઇએ છીએ એમ જ ને ? આ તો આપણે નિર્દોષ હોઇએ ત્યારની વાત થઇ. પણ આપણે વસ્તુતઃ નિર્દોષ ન હોઇએ છતાં પોતાને નિર્દોષ માની બેસીએ અને જે કોઇ આપણો દોષ દર્શાવવા તત્પર થાય તેની સામે લડવા તત્પર થઇએ—આવી મનોદશાનો આપણે સત્વર ત્યાગ કરીએ તો જ આપણે જીવનમાં સાધારણ રીતે ઉપસ્થિત થતા અને ઉપસ્થિત કરાતા કલહોમાંથી મુક્ત રહી શકીએ એમ મારું માનવું છે. ' કૌમુદી ' પ્રકરણમાં અમુક દોષયુક્ત છે અને અમુક નિર્દોષ છે એવો મ્હેં નિર્ણય કરી નાખ્યો છે, અને તે ઉપરથી આ બધું લખ્યું છે એમ ન માનશો. મ્હારે એ ઝઘડા સાથે કંઇ જ સંબન્ધ નથી, અને એમાં કોઇ પણ જાતનો નિર્ણય કરવા હું તૈયાર પણ નથી. આ તો એ એક દૃષ્ટાન્ત ઉપરથી જીવન ઉપર સ્હેજ નજર વાળી મ્હને ઉચિત લાગે છે તે ત્હમને જણાવું છું.

પણ મ્હારે કહેવાનું તો જીવનમાં આવી પડતા આવા પ્રસંગો માટે જ છે. આવા પ્રસંગો જીવનમાં, જગત છે તેવું ને તેવું રહેશે અને માનવસ્વભાવના સનાતન અંશોને નામે એને તેવું ને તેવું રહેવાનું પ્રોત્સાહન મળશે, ત્યાં સુધી તો અવશ્ય આવવાનાં; અને તે આવે તે સ્હામે મ્હારો જરા પણ વિરોધ અત્યારે તો હું નથી દર્શાવતો. પણ આવી પડેલા એ પ્રસંગો તરફ આપણું વલણ કેવું હોય—હોવું જોઇએ

તે બાબત જ હું તો વિચાર કરું છું. ' હોવું જોઈએ ' એ કથનમાં આવતા બંધન સામે તમે વિરોધ કરશો એ હું સમજું છું, છતાં એટલું થવાની સેવા કૃપા કરશો. બીજી એક વાત. કલ્પનામાંથી કલહને દૂર હાંકી કાઢવાની હું વાત કરીશ ત્યારે જગતમાં સમજુ મનાતા અને પોતાને સમજુ માનતા બધા માણસો એ બાબતમાં હા પુરાવશે. પણ પ્રસંગ આવ્યે એ પોતે જ ન્હાસી જતા કલહને નિમંત્રણ આપવામાં કે શુદ્ધ ગયેલા કલહને બમણ કરવામાં પ્રવૃત્ત થશે એ આપણો અનુભવ છે. ત્યારે એક પક્ષે તો એ નિર્બળ ઉચિત મનાશે કે કલહો આવવાના છે તો ભલે આવે અને હમેશાં તે બધાને સત્કારવા તત્પર રહેવું. આવા નિર્બળને સત્કારનારને કલહમાં પણ પોતામાં રહેલી માનવતાનો સાક્ષાત્કાર કરવાનો અને કરાવવાનો પ્રસંગ મળે છે એટલે કલહ તરફનું તેમનું મમત્વ ઘટવાને બદલે વધતું જાય છે. સાધારણ રીતે કલહપ્રિય એવા એવા વિશેષણથી આપણે આવા સજ્જનોને ઓળખીએ છીએ. ત્યારે આવાને તો આપણે વહ્નિ સ્વરૂપ ભણી લઈએ. પણ એ વહ્નિમાં શું હોમનારાઓનું શું–જેઓ એ વહ્નિને સ્વયમેવ શાન્ત થવા નથી દેતા ! આવા પ્રકારના માણસો આગળ જણાવેલા પક્ષ કરતાં જુદી જાતના હોય છે અને તેઓ કલહને આપદ્ધર્મ ( ? ) તરીકે સ્વીકારે છે. " શું કરીએ ભાઈ, આ સુખે બેસવા દે ત્યારે ને ! બાકી આપણને તે ક્યાં ફુરસદ છે ! " આવી જાતના શબ્દોમાં મને એ પ્રકારનાં માણસોની વૃત્તિ પ્રત્યક્ષ થાય છે. આ તો મ્હેં મુખ્ય બે પ્રકારનાં વર્ણન કર્યાં પણ સૌમ્યત્વથી નિરીક્ષણ કરીને તમે વધારે પ્રકાર શોધવા પ્રયત્ન કરશો તો અવશ્ય મળશે.



મ્હેં તો માત્ર મ્હને જણાતી વસ્તુસ્થિતિ જ રજૂ કરી છે. મ્હને અમુક એક વૃત્તિ તરફ સદ્ભાવ છે અને બીજી તરફ અભાવ છે એમ રખે સમજતા. આપણે તો એટલું જોઈએ, વિચારીએ એટલે બસ. વળી હું એવી વૃત્તિઓ બાબતમાં બહુ ભણ્યું છું એ તમે ક્યાં નથી જાણતા !

સાથે સાથે એક બીજો પ્રશ્ન રજૂ કરી લઉં. આપણે ગુજરાતીઓ સ્વભાવે અને વર્તને અહિંસક મનાઈએ છીએ. ( આ લખતાં ગુજરાતમાં ઘણે સ્થળે હિંસાના ગુન્હા થયા છે–થાય છે, અને કોમોએ ચઢવા જેવા ગુન્હા કરી ગુજરાતમાંથી કાંઈએ ચઢનારા પણ નીકળ્યા છે એ વાત મ્હારા લક્ષ બહાર નથી. ) વળી ઉપરાંત ચોક્કસ વર્ષોથી તો મહાત્માજીએ અમદાવાદમાં થાણું નાખ્યું અને બીજી અનેક રીતે ગુજરાતમાં અહિંસાનો પ્રચાર કર્યો છે. ગુજરાતે શાંતિથી લાઠીના માર સહન કર્યા છે અને બીજી

કાંઇક આફરો હસતાં હસતાં સ્વીકારી છે એમ પણ વાંચ્યું છે—સાંભળ્યું છે. છતાં લડવાની વૃત્તિ આપણે ત્યાંથી કેટલે અંશે ઓછી થઇ છે એ બાબતનો ત્હમે મ્હને સાચો ઉત્તર આપશો ? ત્હમે જાતે નહિં તો કોઇ નિષ્ણાત મિત્ર પાસે એનો ઉત્તર અપાવો તો પણ મ્હારે વાંધો નથી. વળી સત્યાગ્રહ માટેના આચરણમાં પણ દૃઢતાથી સ્હામે થવાની જે વૃત્તિ છે તેથી આપણી લડાયક વૃત્તિને કાંઇ પોષણ મળતું હશે કે નહિં એ પ્રશ્ન પણ ત્હમને સોંપું છું. ત્હમને આ બધા પ્રશ્ન નિરર્થક લાગે તો, બેશક એ બધાને પ્રશ્નરૂપે જ રહેવા દેજો. મ્હારી તો એવી પ્રકૃતિ થઇ ગઇ એટલે શું કરું ?

'ભારેલો અગ્નિ' મોકલવા માટે આભાર. ત્હમારી સૂચનાઓ આંખ આગળ રાખીને હમેશ એ વાંચું અને પછી ત્હમે માગી તે બધી બાબતો પત્રમાં તેના વિશે લખું—આવી માગણી કરતાં ત્હમે મ્હારી પ્રકૃતિને વીસરી ગયા હો એમ મ્હને લાગે છે. 'કૌમુદીમાં' શરુઆતમાં કે વચ્ચે થોડાં પ્રકરણ વાંચેલાં; પછી મહિનેમહિને કોઇ પણ વાત ચાલુ વાંચવાની મ્હને ટેવ નથી એ તો ત્હમે જાણો છો જ. તેમાં પણ એ ચાર માસમાં પૂરું થાય એવું કંઇ હોય તો તો ઠીક; પણ આ તો—પણ જવા દો; રમણલાલના એક ભક્તજને એ કથા જરા વિચિત્ર રીતે વાંચેલી. પહેલા જ અંકથી તે એમણે શરુ કરેલી; પછી દરેક નવો અંક આવે એટલે આગળના બધા અંકોનું પારાયણ કરી જાય અને તે પછી નવો અંક વાંચે. આ પ્રમાણે એમણે 'કૌમુદી' માં એ નવલકથા વાંચી. અને પુસ્તક બહાર પડ્યા પછી પણ તે આખું વાંચી ગયા છે. વારુ, પણ હું તો વાંચ્યા પછી જે કંઇ વિચાર આવશે તે લખીશ; ત્હમારી સૂચનાઓને વળગ્યા વગર જ.

આ બધું તો 'ગુજરાત' વાંચીને અને મનમાં આવ્યું તે લખ્યું છે બાકી ત્હમારો ઉત્તર તો એવો હતો કે એક લીટી પણ લખવાનું મન ન થાય. કામકાજ, મુંબાઇની ધમાલ વગેરેનાં બ્હાનાં બાજુએ મૂકીને જરા કાગળ પત્ર લખતાં શીખો. સેતુ ચાલતાં શીખી ગયો છે. એના હાથમાં ત્હમારો કાગળ આપ્યો તે વાંચ્યા વગર જ ફાડી નાખ્યો ! બસ.

લિ. અવધૂત

ગદ્યના લેખન માટે દૃઢ નિયમો ઘડી કાઢવા તે સમગ્ર જગતના વ્યવહાર માટે વર્તનના નિયમો ઘડી કાઢવા જેવું છે. આ એવી બાબત છે કે તેમાં નિયમો ઘડી કાઢવા કરતાં સિદ્ધાન્તોનો નિર્દેશ કરવો એ વધારે સરળ કાર્ય છે.

# અગીઆરમાથી સોળમા શતકની વૈષ્ણવ ભક્તિનું પૃથક્કરણ

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

[ ગયા અંકના પૃષ્ઠ ૧૯ થી ચાલુ ]

લમાં જેને ભક્તિ શૃંગાર કહેવામાં આવે છે અને રૂપ ગોસ્વામી વગેરે ચૈતન્ય શિષ્યોએ જેનું નામ માધુર્ય ભક્તિ આપ્યું છે તે રાધાકૃષ્ણ સંબંધી સ્થૂલ સંભોગ શૃંગાર કે વિપ્રલંભ શૃંગારથી ભરેલાં કાવ્યો સંસ્કૃતમાં કે દેશી ભાષામાં રચવાં તથા તેનું એકલાં કે સમૂહમાં કીર્તન કરવું એ કૃષ્ણભક્તિનો ઉત્તમ પ્રકાર છે, એવી માન્યતા ચૈતન્ય સંપ્રદાયમાં સ્પષ્ટ જોવામાં આવે છે. વાલ્લભ સંપ્રદાયમાં જો કે સેવાભક્તિ વધારે વ્યાપક છે, પણ વલ્લભાચાર્યના સુરદાસજી વગેરે શિષ્યોનાં વ્રજ ભાષાનાં પદોમાં તો આ શૃંગાર ભક્તિ ઉભરાય છે. આ શૃંગારભક્તિના મહત્ત્વનું સ્પષ્ટ મૂળ ભાગવતમાં દેખાય છે. શૃંગાર કથાના એક નાટક જેવી રાસલીલા વર્ણનની રાસપંચાધ્યાયી રચીને તેની ફલ શ્રુતિમાં ભાગવતકારે કહ્યું છે કે:

विक्रीडितं व्रजवधूभिरिदं च विष्णोः
श्रद्धान्वितोनुशृणुयादथ वर्णयेद्यः
भक्तिं परां भगवति प्रतिलभ्य कामं
हृद्रोगमाश्वपहिनोत्यचिरेण धीरः ॥ भा. १०-३३-४०

"વિષ્ણુની વ્રજ વધૂઓ સાથે આ ક્રીડાને જે શ્રદ્ધાથી સાંભળે કે વર્ણવે તે ભગવાનમાં પરમભક્તિ પ્રાપ્ત કરીને થોડા વખતમાં હૃદરોગ—સ્થૂલ કલ્પના 'હાર્ટડીસીઝ' ને નહિ પણ-હૃદયના કામ વાસના રૂપ રોગને દૂર કરે છે."

ભાગવતનાં આ વચનની અસરને પરિણામે રાસ પંચાધ્યાયીને મળતા કૃષ્ણ ગોપીના શૃંગારવર્ણના ગીત ગોવિન્દ જેવા ગ્રન્થોની રચનાનો આખો પ્રવાહ ચાલ્યો. આ ગ્રન્થો કે કાવ્યોથી કામ વાસનાનો નાશ કેટલો થયો અથવા તેને કેટલું ઉત્તેજન મળ્યું એ પ્રશ્નને બાજુ ઉપર રાખીને આગળ ચાલીએ.[1]

ભાગવતના ઉપલા વચનમાંથી કે એ આખા ગ્રન્થમાંથી આ શૃંગાર - ભક્તિ એ ભક્તિનો મુખ્ય કે ઉત્તમ પ્રકાર છે એવો અર્થ નીકળતો નથી. ભાગવતના પ્રેમા પ્રસિદ્ધ ટીકાકાર શ્રીધર સ્વામી (ઈ. સ. ૧૨૦૦ થી ૧૨૫૦) રાસ પંચાધ્યાયીના અન્તમાં ભાગવતના अनुग्रहाय भक्तानां (ભા. ૧૦-૩૩-૩૭) એ શબ્દોનું સ્પષ્ટ સમજા-

[1] અતૃપ્ત કામ વાસનાની તૃપ્તિ આવી રચનાઓ દ્વારા ભક્તોએ શોધી હોવાનો મનો- મન આધુનિક માનસ શાસ્ત્રની મદદ વડે પ્રચારમાં આવ્યો છે. પણ અતૃપ્ત કામ વાસના તૃપ્ત થાય એટલે કામ વાસનાની સ્થુલ તૃપ્તિ આદિનો કેમ શાન્ત થઇ જાય અને એવો જ કંઇ અર્થ તો 'કામનો નાશ કરે છે' એ ભાગવતના શબ્દોમાં નહિ હોય ના ?

વતાં લખે છે કે " શૃંગાર રસથી જેનાં મન આકર્ષાયેલાં છે એવા અતિ બહિર્મુખને પણ પોતા ( ભગવાન ) તરફ ખેંચવા માટે આવી ક્રીડા શ્રી કૃષ્ણે કરી છે. " આ વચનનો આધુનિક વિવેચનની દૃષ્ટિથી એવો અર્થ થાય કે ભાગવતકારે રાસ-પંચાધ્યાયી જેવું પ્રકરણ લખ્યું તે શૃંગાર રસમાં લુબ્ધ ચિત્તવાળાં માણસોને ભક્તિ તરફ આકર્ષવા માટે લખ્યું છે. શ્રીધરસ્વામી આ શૃંગાર ભક્તિને શ્રેષ્ઠ ભક્તિ નથી ગણતા પણ માહાત્મ્ય જ્ઞાનવાળી કૃષ્ણને પર દેવતા રૂપે જોનારી દાસ્ય ભક્તિ જેને પાછળથી રૂપગોસ્વામીએ સપ્રેમ ભક્તિ કે પ્રીત ભક્તિ કહેલ છે, તેને શ્રેષ્ઠ માને છે એમ **મહાનામસામિર્નૃણાં** વગેરે ભાગવતના શ્લોક ઉપરની ટીકા જોતાં સ્પષ્ટ દેખાય છે અને રૂપગોસ્વામીએ શ્રીધરનો આ મત નોંધ્યો પણ છેઃ—

> श्रीधरस्वामिभिः स्पष्टमयमेव रसोत्तमः ।
> रंगप्रसंगे सप्रेम भक्तिकाख्यो प्रकीर्तितः ॥
>
> હરિભક્ત રસામૃતસિન્ધુ પૃ. ૩૨૫

શ્રીધરસ્વામી પછીની અર્ધશતાબ્દી ( ઈ. સ. ૧૨૬૦ થી ૧૩૦૫ )માં થયેલા દેવગિરિના બોપદેવ અને હેમાદ્રિ જેવા સર્વ દેશી વિદ્વાનો પણ આ શૃંગાર ભક્તિને શ્રેષ્ઠ ગણતા નથી. બોપદેવે મુક્તાફળમાં હાસ્ય રસને પ્હેલો મુક્યો છે અને તે ઉપર ટીકા કરતાં હેમાદ્રિ કહે છે કે " **शृंगारो नायकोरसः** એ નાટક કાવ્ય માટે ભલે સાચું હોય પણ કૈવલ્ય પરાયણ આ ( ભક્તિના ) શાસ્ત્રમાં ભક્તિ પર શૃંગાર મુખ્ય નથી એમ સૂચવવા માટે આચાર્યે ( બોપદેવે ) શૃંગારને પ્હેલો નથી મુકેલો. " ( જુઓ મુક્તાફળ અ. ૧૧ શ્લો. ૨ ની ટીકા. )

એક બીજી વાત પણ અહીં જ નોંધી લેવી યોગ્ય છે. રસશાસ્ત્રની રીતે તથા એ શાસ્ત્રની પરિભાષામાં ભક્તિનો પણ વિચાર કરવાનું વલણ તેરમા શતકથી શરૂ થયું દેખાય છે. તે પ્હેલાં શરૂઆત થઇ હોય તો તેની નોંધ મળતી નથી. પણ બોપદેવના ગ્રન્થમાં તથા તેના સમકાલીન મહાનુભાવ પન્થના ગ્રન્થોમાં 'શૃંગારભક્તિ,' 'હાસ્ય ભક્તિ વગેરે રસશાસ્ત્રીય રીતે ભક્તિના ભેદો પાડેલા જોવામાં આવે છે પણ બોપદેવે એ ભક્તિની રસશાસ્ત્રીય વિવેચન પદ્ધતિને ગૌણસ્થાન આપ્યું છે. તેમ એનું વિવેચન પ્રાથમિક છે. ટુંકામાં શ્રીધરસ્વામી અને બોપદેવની શૃંગારભક્તિ તરફની દૃષ્ટિ સાથે તથા રસશાસ્ત્રીય વિવેચન પદ્ધતિ સાથે રૂપગોસ્વામીની શૃંગારભક્તિ તરફની દૃષ્ટિને તથા કેવળ રસશાસ્ત્રીય પદ્ધતિ દ્વારા તેણે કરેલાં ભક્તિનાં વિવેચનને સરખાવતાં ૧૩ માથી સોળમા શતકના ગાળામાં ખીલેલી ભક્તિનાં વિવેચનની દિશા સ્પષ્ટ જોઇ શકાય છે.

શૃંગાર ભક્તિના ઉપર કહેલા વિકાસનો વધારે વિચાર પાછળ રાખી જે અંગોની મદદ વડે ભક્તિ માર્ગની એ દિશામાં દિવસાનુદિવસ વધારે ગતિ થતી ગઇ તે અંગો જોઇ લઇએ.

**લક્ષ્મી કે રૂક્મિણીને સ્થાને રાધાનો સ્વીકાર**—ઇષ્ટ દેવ સાથે તેની પત્નીનું યજન કરવાની પ્રથા તો ઘણી જૂની છે. વેદમાં યે દેવ પત્નીઓનો થોડો ઉલ્લેખ મળે છે, વિષ્ણુ પત્ની રૂપે લક્ષ્મીનો ઉલ્લેખ પણ વેદકાલીન ગણાય, મહાભારત કાળમાં તો એ વ્યાપક છે. અને દોઢ હજાર વર્ષ જૂની તો લક્ષ્મીની મૂર્તિઓ પણ

મળે છે. પણ રામાયણ દ્વારા રામાવતાર પ્રબળ થતાં લક્ષ્મીનું સ્થાન સીતાએ લીધું. એટલે લક્ષ્મીનારાયણ, પેઠે સીતારામનું યુગલ પૂજવા લાગ્યું એ જ રીતે કૃષ્ણાવતારની પૂજા પ્રચલિત થતાં રુક્મિણી કૃષ્ણનું યુગલ પૂજવું જોઈએ: પણ એક મહારાષ્ટ્ર સિવાય કૃષ્ણ સાથે રુક્મિણીનું સ્મરણ ક્યાંય પ્રચલિત નથી. રામાનુજ અને મધ્વના મતમાં વિષ્ણુ કે વૈકુંઠેશ્વર સાથે લક્ષ્મી જ પૂજાય છે. પરંતુ ગોકુળ વૃન્દાવનમાં તો ગોપીજન વલ્લભ કૃષ્ણ સાથે રાધાનું નામ જ વિશેષ જોડાયલું જોવામાં આવે છે. રાધા વલ્લભ સંપ્રદાયને બાજુ ઉપર રાખતાં, પણ ગૌડીય વૈષ્ણવો તથા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો નિત્ય ' રાધા કૃષ્ણ ' ' રાધા કૃષ્ણ ' કહે છે. આ સાંપ્રદાયિક પરંપરામાં જોઈએ છીએ તો કૃષ્ણ સાથે રાધાની પૂજાનો પ્રથમ ઉપદેશ તો નિમ્બાર્કીય મતમાં હોય એમ દેખાય છે. પુરાણોમાં કૃષ્ણ ચરિત્રના પ્રાધાન્યવાળાં પુરાણોમાંથી હરિવંશમાં, વિષ્ણુ પુરાણમાં કે ભાગવતમાં રાધાનો ઉલ્લેખ નથી પણ બ્રહ્મ વૈવર્તમાં અને પદ્મપુરાણના તથા સ્કન્દ પુરાણના પણ કેટલાક ભાગમાં છે. વિષ્ણુ પુરાણમાં જે સ્થાન લક્ષ્મીનું છે તે સ્થાન બ્રહ્મવૈવર્તમાં રાધાનું છે. બંકીમચન્દ્રે આને પુરાણોનાં વચનો વિસ્તારથી ઉતારીને આ સરખામણી કરી છે ( જુઓ એના કૃષ્ણ ચરિત્રનું ગુજરાતી ભાષાંતર પ્રકરણ ૧૦) પણ બ્રહ્મવૈવર્તમાં રાધા આવી ક્યાંથી? આ પ્રશ્ન વિકટ છે. એના અનેક જવાબો અપાયા છે. એક જવાબ એવો અપાય છે કે રાસ લીલા પ્રકરણમાં ભાગવતકારે એક ગોપી વિષે લખ્યું છે કે, अनयाराधितो नूनं भगवान्हरिरीश्वरः ॥ ( ભા ૧૦–૩૦–૨૮ ) આ આરાધન ભજન જેણે કર્યું તે રાધા. એ રીતે ભાગવત પછી આ વિશેષ ભાગ્યશાળી ગોપીને રાધા નામ મળ્યું અને ધીમે ધીમે લક્ષ્મીને પણ ઝાંખાશ આવે એવું સ્થાન તેણે મેળવ્યું. પણ આ ખુલાસો સંતોષકારક નથી. કારણ કે બ્રહ્મવૈવર્તાદિ પુરાણોનો સમય ચોક્કસ નક્કી કરવો જો કે કઠણ છે પણ જેનો સમય ચોક્કસ થઈ શકે છે એવા લેખકોના લખાણોના પુરાવા દ્વારા વગેરે કાઢતાં રાધા પૂજનો પ્રચાર ઘણો જૂનો જણાય છે.



નિમ્બાર્ક હરિ સાથે રાધાને પૂજે છે એ ઉપર કહ્યું જ છે. બારમા શતકના ઉત્તરાર્ધના કવિ જયદેવની રાધાભક્તિ પણ પ્રસિદ્ધ છે. પરંતુ સિદ્ધરાજ કુમારપાલના સમકાલીન વિ. સં. ૧૧૪૫ થી ૧૨૨૯ ( ઈ. સ. ૧૦૮૯ થી ૧૧૭૩ ) માં થયેલા એટલે જયદેવ પહેલાંના, હેમચન્દ્રે કાવ્યાનુશાસનમાં રાધાકૃષ્ણના વિહારના સૂચક શ્લોકો ઉદાહરણ રૂપે ઉતાર્યા છે. એજ હેમચન્દ્ર જેવા કૃષ્ણ કર્ણામૃતમાંથી કુણ્ડલિકાખ્ય વગેરે શ્લોકનું ઉદાહરણ લે છે. ( કાવ્યાનુશાસન નિ. સા. આવૃત્તિ ૧૯૦૧ પૃ. ૮૦ ) તે બિલ્વમંગળ કે લીલાશુક પણ રાધા કૃષ્ણનો વિહાર જયદેવ પેઠે જ ગાય છે. આથી જૂના કાળમાં ઉતરનાં રૂદ્રટના કાવ્યાલંકાર ઉપરની નમિસાધુ ( ઈ. સ. ૧૦૬૯ ) ની ટીકા ( પૃ. ૧૧૨ )માં નીચેનો શ્લોક ઉતાર્યો છેઃ—

यो गोपीजनवल्लभः स्तनतटव्यासंगलब्धास्पदः ।
किं राधे मधुसूदनो नहि नहि प्राणाधिकश्चोलकः ॥

આ નમિ સાધુ કરતાં જરા પ્રાચીનતર કાશ્મીરના રાજા કલશ ( ઇ. સ. ૧૦૬૩ થી ૧૦૮૯ ) ના સમકાલીન અને ઇ. સ. ૧૦૬૫ માં ગ્રન્થ લખનાર કાશ્મીર કવિ ક્ષેમેન્દ્રે પોતાના દશાવતાર ચરિતમાં કૃષ્ણ ચરિત્ર વર્ણવતા ચાર શ્લોકો ( શ્લો. ૮૩, ૧૫૦, ૧૭૧ અને ૧૭૬ ) માં રાધાનો ઉલ્લેખ કર્યો છે. મતલબ કે જયદેવ પ્હેલાં સો વર્ષ ઉપર કૃષ્ણ સાથે રાધાનો ઉલ્લેખ કાશ્મીર સુધી પહોંચ્યો હતો. પણ મધ્ય હિંદમાંથી રાધા વિષે એથીયે જૂના કાળના ઉલ્લેખો મળે છે. માળવાના રાજા ભોજ ( ઈ. સ. ૧૦૦૪ થી ૧૦૪૫ )ના સરસ્વતી કંઠાભરણમાં રાધાકૃષ્ણ વિષયક ચારેક શ્લોકો મળે છે. અને ભોજના પૂર્વજ માળવાના રાજા મુંજની સભાના કવિ ધનંજયના દશરૂપ ( પરિચ્છેદ ૪થા )માં નીચેનો શ્લોક છેઃ–

निर्मग्नेन मयाम्भसि स्मरभरादाली समालिङ्गिता
केनालिकमिदं तवाद्य कथितं राधे मुधा ताम्यसि ।
इत्युत्स्वप्नपरंपरासु शयने श्रुत्वा वचः शार्ङ्गिणः
सव्याजं शिथिलीकृतः कमलया कण्ठग्रहः पातु वः ॥

અને મુંજના પોતાના વિ. સં. ૧૦૩૧ ના તામ્રપત્રના મંગલાચરણમાં:

यल्लक्ष्मीवदनेन्दुना न सुखितं यन्नार्द्रितं वारिधे
र्वारा यन्न निजेन नाभिसरसीपद्मेन शान्तिं गतम् ।
यच्छेषाहिफणासहस्रमधुरश्वासैर्न चाश्वासितं
तद्राधाविरहातुरं मुररिपोर्वेल्लद्वपुः पातु वः ॥

( પ્રા. લે. મા. પ્ર. ભાગ નં. ૧ )

આ રીતે દશમા શતકમાં, અને રાજતરંગિણી પ્રમાણે કાશ્મીરના રાજા અવન્તીવર્મન ( ઇ. સ. ૮૫૬ થી ૮૮૩ )ના સમકાલીન આનંદવર્ધનાચાર્યે ધ્વન્યાલોકમાં રાધાનો ઉલ્લેખ કર્યો છે એ પણ ગણીએ તો નવમા શતકમાં પણ લક્ષ્મીની સ્પર્ધા કરતી રાધાનો ઉલ્લેખ મળે છે. વળી આ ઉલ્લેખો સાંપ્રદાયિક કે ધાર્મિક સાહિત્યમાંથી નથી. એટલે હેમચન્દ્ર, ક્ષેમેન્દ્ર, ધનંજય, આનંદવર્ધનાચાર્ય વગેરે લેખકોએ પોતાના કાળમાં પ્રચલિત માન્યતા નોંધી છે, અથવા પ્રચલિત સુભાષિતો ઉતાર્યાં છે. આ માન્યતા કોણે પ્રચારી ? ઉપર નમુના ઉતાર્યાં છે તેવાં સુભાષિતો કોણે રચ્યાં ? આ નવમા દશમા શતકના–જયદેવ બિલ્વમંગળના સંસ્કારપૂર્વજો પણ રાધાકૃષ્ણની જે વાત કરે છે તે એમની ઉત્પન્ન કરેલી નથી. વળી શ્રી. દે. રા. ભાંડારકરે નવમા શતકથીયે જૂના કાળના રાધાસંબંધી બે ઉલ્લેખો શોધી કાઢ્યા છે અને એ બેયને તેઓ પાંચમા શતકના ગણે છે. તેમાંનો એક પંચતંત્ર ( તંત્ર ૪ થાય પૃ. ૪૬ ) માં મળે છે. જેમાં એક વણકર એક રાજકુંવરી સાથે પ્રેમમાં પડતા તેના મિત્ર સુતારે બનાવી આપેલા ચમત્કારિક ગરૂડ ઉપર બેસી ઊડીને એક રાતે પોતાની પ્રિય રાજકુંવરી પાસે પોચી જાય છે અને વાસુદેવના વેષમાં ગયેલો એ વણકર રાજકુંવરીને કહે છે કે “ તું રાધા નામથી ગોપકુળમાં જન્મેલી મારી સ્ત્રી છો. ” —

પણું કરી એ જ સમયના હાલના ગાથા સપ્તશતી નામના પ્રાકૃત સંગ્રહમાં નીચેની ગાથા મળે છે:—

'मुहमारुएण तं कण्ह गोरअं राहिआए अवणेन्तो ।
एताण बल्लवीणं अण्णाण वि गोरअं हरसि ॥'

" હે કૃષ્ણ, જ્યારે તમે ગાયોના આચરણથી રાધાના મોઢા ઉપર ઉડેલી રજને તમારી ફૂંકથી ઉડાડો છો, ત્યારે બીજી ગોપીઓના ગર્વનું હરણ કરો છો. " (૧-૮૯) પીતાંબર નામથી આ ગાથા ઉતારી છે.

પંચતંત્રનો તથા ગાથા સપ્તશતીનો ઉલ્લેખ ઐતિહાસિક દૃષ્ટિએ ઘણો ઉપયોગી છે. રાધા નામ જ નહિ પણ કોઈક પ્રકારની રાધાકૃષ્ણ પૂજા ઇ. સ. પાંચમા શતકમાં પ્રચલિત હતી એમ એ ઉલ્લેખો સૂચવે છે. તે પછી લગભગ ચારસો વર્ષ સુધી રાધાનો ઉલ્લેખ સામાન્ય સંસ્કૃત સાહિત્યમાં મળતો નથી. નવમા શતકના આરંભના જેવા કૃષ્ણ-વેદમાં પણ રાધાનો ઉલ્લેખ નથી. એ ઉપરથી મને એમ લાગે છે કે કૃષ્ણ સાથે રાધાનો યોગ પહેલોવહેલો આભીરોમાં કે હિંદુજાતિના નીચલા થરમાં થયો હોવો જોઈએ. ઉપરનો પ્રાકૃત ઉલ્લેખ પણ એ તર્કને ટેકો આપે છે. વળી ગાથા સપ્તશતીની ગાથાઓનો ઘણો ભાગ આન્ધ્ર રાજાઓના કાળમાં આન્ધ્ર દેશમાં રચાયો છે, અને એ દેશ ઉપર તથા નાસિકથી છેક કાઠિયાવાડ સુધીના પ્રદેશ ઉપર ઇ.સ. બીજા ત્રીજા શતકમાં આભીર નામની ઢોર ઉછેરનારી ભટકતી જાતનું રાજ્ય હતું એમ આભીર શિવદત્તના પુત્ર રાજા ઇશ્વરસેનનો ગુંદા (કાઠિયાવાડ)માંથી લેખ મળ્યો છે અને એનો જ લેખ નાસિકની ગુફાઓમાંથી પણ મળ્યો છે, એથી સિદ્ધ થાય છે. વ્રજમાં જે ગોવાળીઆઓમાં શ્રીકૃષ્ણ ઉછર્યા હોવાનું હરિવંશાદિ વર્ણવે છે, તે આ આભીર લોકો જ અને શ્રીકૃષ્ણના બાલચરિત્રનો ખરો વિકાસ આ આભીર જાતિમાં જ થયો છે, એમ સ્વ. ડા. રામકૃષ્ણ ભાંડારકર કહે છે. એ આભીર જાતિમાં પ્રચલિત કૃષ્ણ ચરિત્રની વાતોને હરિવંશાદિ ગ્રંથોએ સંસ્કારી લીધી. પણ રાધા નામની કૃષ્ણને આભીર પત્ની કે પ્રિયા હોવાની વાત હરિવંશ રચાયા પછી એ લોકોમાં ચાલી હોય કે ગમે તેમ હોય પણ એ વાતનો હરિવંશાદિના કૃષ્ણ ચરિત્રમાં સંગ્રહ નથી થયો પણ એ આભીર જેવી નીચલા થરની જાતોની લોક કથાઓમાં જે રાધાકૃષ્ણ સંબંધી વાતો ચાલતી હશે તેની અલ્પ નોંધ કેતા ગાથા સપ્તશતીમાં અને પંચતંત્રમાં જળવાઈ રહી. ધીમે ધીમે એ નીચલા થરમાં કૃષ્ણ સાથે રાધાના યોગની વાતો વાળું લોક સાહિત્ય વધતું ગયું હોવું જોઈએ પણ એમાંનું કાંઈ જળવાયું નથી. છેવટ નવમા દશમા શતકના સંસ્કૃત સાહિત્યકારોએ લોક-સાહિત્યમાંની આ વસ્તુને ઉપાડી લીધી. પણ એ બસો ત્રણસો વર્ષનાં પણ થોડાં સુભાષિતો જ જળવાયાં છે. પણ જે જળવાયાં છે તે ઉપરથી એ પ્રકારનું ઘણું સાહિત્ય ઉત્પન્ન થયું હશે એમ જણાય છે. પછી નિંબાર્ક અને બ્રહ્મવૈવર્ત પુરાણે પોતપોતાની રીતે રાધા પૂજાને જે નવી જ પ્રતિષ્ઠા આપી, તે આજ સુધી અવિચલ રહી છે. ટૂંકામાં રાધાકૃષ્ણની પૂજાના પ્રવાહનું મૂળ લોકકથા અને લોકકવિતામાં છે.

( અપૂર્ણ )

# ઉખડેલ

રામચંદ્ર દામોદર શુક્લ

[ ફ્રેંચ લેખક ફ્રાન્કોઇઝ કોપીની ‘ The Substitute ’ નામની નવલિકાનો આ અનુવાદ છે. ગરીબ અને નીચલા થરનાં મનુષ્યોનો કોપી કવિ હતો. ૧૮૪૨ માં જન્મી સાંધું છતાં ધમાલ વિનાનું જીવન જીવી ૧૯૦૮ માં એ મૃત્યુ પામ્યો. એનાં કાવ્યોમાં લાગણી અને સરળતા દષ્ટિગોચર થાય છે. પરંતુ એનાં નવલ, નાટક અને ખાસ કરીને નવલિકા એના સાહિત્યસર્જનનાં મુખ્ય અંગ છે. બ્રેન્ડર મેથ્યુઝના મત પ્રમાણે એની નવલિકાઓમાં પોતાનું વિશિષ્ટ તત્ત્વ છે: એમાં સમભાવ, કાવ્યશક્તિ અને પેંપડા અને ડોડેટ જેવી દશ્યો ખડાં કરવાની શક્તિ છે. સંજોગવશાત રખડેલ બનેલા અને કાયદા ને સમાજે જેલપંખી ગણેલા જીન ફ્રેન્કોઇઝમાં મનુષ્યનાં ઉદાત્ત તત્ત્વો છે, અને બાહ્ય દષ્ટિએ હાથથી ગયેલ મણાતો જીન મિત્ર માટે બલિદાન બની જન્મકેદ આનંદથી ભોગવે છે. સમભાવથી એ માનવતા સમજી કોપી આ વાર્તામાં એનો ચિતાર આપે છે. Ten Tales by François Coppeeમાં આ વાર્તા છે ]

રખડેલ તરીકે એ પહેલી વખત પકડાયો ત્યારે એ ભાગ્યે જ દસ વર્ષનો હશે.

ન્યાયાધીશ આગળ આ પ્રમાણે એ બોલ્યો: ‘ મારું નામ જીન ફ્રેન્કોઇઝ લેટર્ક છે. પ્લેસ દલા બેસ્ટીલમાં ફ્રાનસો આગળ વ્હીસલ વગાડીને ગાય છે એ માણસ સાથે હું છ મહીના હતો. એની સાથે હું ટેક ગાતો અને પછી બોલતો ‘ અહિં બધાં નવાં ગાયનો ગવાય છે; દસ સેન્ટીમ, બેસુ ’, હરહમેશ એ દીચતો અને મને મારતો. એ રાતે તેથી જ પોલીસે મને પકડયો. એ પહેલાં હું બ્રશ વેચનારના સાથમાં હતો. મારી મા ધોબણ હતી. એડેલે એનું નામ. એક વખત પોન્ટપારટેના ભોંયતળીયા પર એક માણસ જોડે એ રહેતી. એ સારી કામગરી હતી અને મને ચહાતી. કોઈના ‘ વેઇટરો ’ વધારે કપડાં વાપરે છે અને એ એના ઘરાક હતા તેથી એ પૈસા કમાતી. રવિવારે નાચમાં જવા માટે મને વહેલો પથારીમાં સુવાડી દેતી. બીજા દિવસોએ લેસ ફેરીસ મને મોકલતી અને ત્યાં હું વાંચતાં શીખ્યો. અમારી શેરીમાં ચક્કર મારવા આવતો પોલીસવાળો એની જોડે વાત કરવા દરરોજ અમારી બારી આગળ ઉભો રહેતો. એ દેખાવડો હતો અને એને ક્રિમીયામાંથી ચાંદ મળેલો હતો. એ પરણ્યાં અને પછી બધું બગડયું. એને હું ન ગમ્યો. અને મારી વિરુદ્ધ માને ઉશ્કેરી. દરેક જણ મને મારતું, અને તેથી ઘરમાંથી છટકવા હું પ્લેસ ક્લીચીમાં આખા દહાડાઓ પસાર કરતો. ત્યાં હું ઉઠાઉગીરી શીખ્યો. મારા નવા બાપે નોકરી ગુમાવી અને માએ કામ ખોયું. પોષણ અર્થે એ બહાર ધોવા જતી. વરાળથી એને ઉધરસ થઇ... લેમ્બોઇઝરમાં એ મરી ગઇ. એ ભલું માણસ હતી. અને ત્યારથી બ્રશ વેચનાર અને વ્હીસલ વગાડનાર જોડે રહું છું. તમે મને જેલમાં મોકલવાનો ઇરાદો રાખો છો ? ”

માણસની માફક સ્પષ્ટતાથી, વક્રતાથી એણે આમ કહ્યું. ફુટ જેટલો ઉંચો, એ નાનો ચીંથરેહાલ નધણીયાતો હતો. વિચિત્ર પીળા વાળનાં ઝુલ્ફામાં એનું કપાળ ઢંકાઇ ગયું હતું.


અસકયામત
રૂ. ૭૧,૦૦,૦૦૦ થી વધુ,
લાઇફ ફંડ
રૂ. ૫૮,૦૦,૦૦૦ થી વધુ
ચુકવેલા દાવા
રૂ. ૩૨,૦૦,૦૦૦ થી વધુ
પ્રિમિયમની આવક
રૂ. ૧૮,૮૫,૦૦૦
વ્યાજ આવક
રૂ ૨,૬૦,૦૦૦
: : હેડ ઑફિસ : :

મેયુએ એને અપનાવ્યો નહિ. રિફોર્મ સ્કૂલમાં એને એમણે મોકલ્યો.

બહુ હોશિયાર નહિ એવો, અને હાથની આવડત વિનાનો હોવાથી નેતરની ખુરશીઓ સમી કરવાના ધંધા શિવાય બીજો સારો ધંધો એ શીખી શક્યો નહિ. તેમ છતાં એ કામગરો હતો. અને સ્વભાવે શાંત હતો. દુર્ગુણની શાળાની અસરથી એ વધારે પડતો દુર્જન થયો હોય એમ દેખાતું નહોતું. સત્તરમા વર્ષે જ્યારે ફરીથી પેરિસના રસ્તા પર એને છુટો મુકવામાં આવ્યો ત્યારે કમભાગ્યે ત્યાં એને એના જેલસોબતીઓ મળ્યા. બધા બધા બદમાશને એમનો હલકો ધંધો ચલાવનાર ગટરમાના ઉંદર પકડવાનું કુતરાને શિખવતા : ઓપેરાના રસ્તા પર નાચની રાતે બૂટ પોલિશ કરતા જે શીખાઉ કસરતબાજોને દુકાનોના મલ્લો ઉંચકી ફેંકી દેતા—અથવા બપોરે તરાપા પરથી માછલાં મારતા. કંઈક અંશે આ બધા ધંધા એ શીખ્યો. ઉધારક શાળામાંથી બહાર આવ્યા પછી કેટલેક મહિને એક નાનીશી ચોરી કરવા માટે એ ફરીથી પકડાયો—દુકાનની બારીમાંથી જૂના જોડાની જોડ તફડાવવા માટે. પરિણામ : સેંટ પીલેજીની જેલમાં એક વર્ષ રાજદ્વારી કેદીઓના નોકર તરીકે એ કામ કરતો.

> : : નવેંબર અંકમાં : :
> સુપ્રસિદ્ધ હાસ્યકાર જ્યોતીન્દ્ર દવેની
> જ્વલંત લેખિનીથી લખાતી
> ## ગુસાની નોંધપોથી

કેદીઓના આ સમુહ સાથે એ અનવય થઇ રહ્યો. એ બધા અતિશય ગુમાન, પોષાક વિષે બેદરકાર, મોટેથી વાત કરનાર અને માથું ગંભીર રાખી ફરનાર હતા. સૌથી વડાની ઓલીમાં એ એકત્ર થતા. લગભગ ત્રીસ વર્ષનો હરી. લાંબા વખતથી જેલમાં અને સેન્ટ પીલેજીમાં જામી ગયો હતો. ચિતરેલાં કહાચિત્રોથી ભરેલી દિવાલો વાળી મોટી ઓલી હતી અને એની બારીમાંથી છાપરાં મિનારા, અને ધુમટોવાળું આખું પેરિસ દેખી શકાતું હતું. આઘે દૂરની પર્વતમાળા, ભૂરી અને અસ્પષ્ટ,—આકાશ અડોઅડ દેખાતી હતી. દિવાલો પર ચોપડીઓથી ભરેલી અભરાઈઓ હતી અને તલવારબાજીના ઓરડા જેવો જૂનો ઘાટ હતો. તૂટેલા ખુરશીઓ, કાટ ચડેલી જુની તલવારો, બખ્તરો, અને શસ્ત્ર ખરતાં હાથ મોજાં હતાં. રાજનીતિજ્ઞો ત્યાં ભેગા જમતા. હંમેશના સુપ અને માંસ સાથે ફળ, ચીઝ અને દારૂ જીન ફ્રેન્કોઇઝ, બહાર જઇ લાવતો: એ ધાંધલીઆ જમણમાં તોફાની કલહો પણ થતા. અને જમતી વખતે ' માર્સેલ્સ ' અને ' ચા ઇરા ' પુર જોસમાં સૌ સાથે ગાતા. કોઇ નવો સભ્ય દાખલ કરવામાં આવે તો એ પડેલાં ને ભારેખમ બનાવનો દેખાવ કરતા અને એક સંસ્થા તરીકે તેનું સ્વાગત કરતા. પરંતુ બીજી જ સવારે માયાળુ પરિચયથી એની જોડે વર્તતા અને એના ઉપનામથી બોલાવતા. મોટા શબ્દોનો ત્યાં ઉપયોગ થતો: મંડળ, જવાબદારી અને જીન ફ્રેન્કોઇઝને ન સમજાય એવા શબ્દપ્રયોગો પણ ત્યાં વપરાતા. દાખલા તરીકે દરરોજ કામ ન બતાવતા પેલા બબાનક નાના વામનજીને એણે કમાથી એક વખત કહેતાં સાંભળ્યો: " બસ થઇ ગયું. આ પ્રમાણે કેબિનેટ બનશે. રેમન્ડ કેળવણી ખાતા માટે; માર્શલ ગૃહમંત્રી અને પરદેશખાતા માટે હું. "

વખત પુરો થઇ છુટતાં પેરિસની આસપાસ પાછું એણે રખડવા માંડ્યું. કોઈને

છેડે ઉડાડતાં પતંગીયાં પર ક્રૂર બાળકોની નજર રહે છે તેમ દૂરથી પોલિસ એના પર આંખ રાખતી. કાયદો કેટલાંક નિરાધાર અને બીકણ માણસોને ગેલ કરતો હોય એમ પકડી અને છોડી દે છે તેમનો એ થયો. તળાવમાંથી રખે માછલી ઓછી થઇ જાય એ ભયે પેલા વિચિત્ર માછીમાર જાળમાં આવેલી માછલી તળાવમાં પાછી નાખી દે છે તેવું કંઇક. રૂદ જેરૂસલેમના ભેદી દફતરોમાં એને લગતાં યાદીનાં ખાસ બંડલ હતાં. એના જેવા નાના માણસને આટલું બધું માન છે એનો તો એને જરા પણ ખ્યાલ નહોતો. પુઠાના ભુરા કાગળ પર ગોળ અક્ષરમાં એનું નામ લખેલું હતું અને નોંધ અને રિપોર્ટના કાળજીપૂર્વક વિભાગ પાડી અનુક્રમે એનાં સંબોધન હતાં: ' નામ, લેટર્ક ', ' કેદી લેટર્ક ', ' ગુન્હાખોર લેટર્ક. '

એ બે વર્ષ જેલબહાર રહ્યો. ગમે ત્યાં જમતો, રાતની વીશીઓમાં કે કોઇક વખત સુનાની ભઠ્ઠીઓમાં સુઇ રહેતો. આડ નજીકના મોટા રસ્તા પર એના સાથીઓ સાથે અંત વિનાની પૈસા નાખવાની રમત રમતો. માથાના પાછલા ભાગમાં રહેતી ચીકણી ટોપી, સાદડીના જોડા અને નાની સફેદ કફની એ પહેરતો. પાંચ સુ હાથમાં આવે તો વાળ કપાવતો. મોન્ટપારનેસમાં કોન્સંટન્ટને ત્યાં નાચતો. બહુલવા બપમાં આવે એવો લાલનો ગુલામ કે ફુલ્લીનો એક્કો ' બોબીનો 'ના દરવાજે ચાર સુમાં વેચવા બે સુમાં ખરીદતો. કોઇક વખત ગાડીનો દરવાજો ઉઘાડી આપતો તો કોઇક વખત ઘોડાબજારમાં ઘોડા દોરી જતો. હલકા ધંધામાંના ઘણામાં એની ટીકડી લાગેલી. સૈનિક તરીકે માણસ જે માનભર્યા વાતાવરણમાં રહે છે તેની લશ્કરી તાલીમથી એ સુધર્યો પણ હોત. રસ્તા પર ઉંઘતા દારૂડીઆ પાસેથી ચોરી કરવા માટે પકડાયલા કેટલાક યુવાન રખડેલો સાથે એ જાળમાં ફસાયો, અને એમનાં પરાક્રમોમાં એનો હાથ નથી એમ એણે ભારપૂર્વક જણાવ્યું. કદાચ એણે સત્ય પણ જણાવ્યું હોય, છતાં પુરાવાને બદલે એનાં પૂર્વકાર્યો ધ્યાનમાં લેવાયાં, અને ત્રણ વર્ષની સજા માટે એને પોઇસી મોકલવામાં આવ્યો. એણે ત્યાં બાળકો માટે ખરગચડાં રમકડાં બનાવ્યાં, છાતી પર ચિત્રો અંકાવ્યાં, ચોરની બોલી શીખ્યો અને ફોજદારી કાયદો જાણ્યો. ફરી નવેસરથી છુટો થયો અને ફરીથી પેરિસની અધમ દુનિયામાં ડુબ્યો: પણ આ મુક્તિ ટુંકી હતી: કારણ કે છ મહિનાને અંતે એ પાછો રાતની લુંટમાં સપડાયો. અને એ ગુન્હો ઘર ફોડવા અને ચડવાથી વિશેષ ભયંકર બન્યો. અને એમાં એનો હાથ તો અગમ્ય હતો. અડધો ફસાયલો અને અડધો હાથ ખરો. પણ સુખ્યત્વે એની સામેલગીરી દેખીતી હતી અને એને પાંચ વર્ષની સખ્ત મજુરી સાથે સજા થઇ. આ સાહસમાં એને દુ:ખ માત્ર એટલું હતું કે ઉકરડા પર મળી આવેલા અને એણે સુધારેલા જૂના કુતરાથી એને છુટા પડવું પડ્યું. કુતરો એના પર માયા રાખતો હતો.

ટૌલન, ત્યાંના સાંકળ અને ગોળા, બંદરમાંનું કામ, લાકડીના ફટકા, ઉઘાડા પગ પર લાકડાનાં જોડા, દુકાલગત વખતનું કાચા, વટાણાનું ' સુપ ', તમાકુના પૈસા નહિ, અને કેદીઓનાં જૂથથી ઉભરાતી જગ્યામાંની ત્રાસદાયક ઉંઘ: ધીકતા પાંચ ઉનાળા, અને ભૂમધ્ય સમુદ્રના પવનથી ઠંડા પાંચ શિયાળા એણે એ અનુભવમાં કાઢ્યા. ત્યાંથી મૂઢ બનીને એ નીકળ્યો અને દેખરેખ નીચે એને ' વરનન ' મોકલ્યો. ત્યાં નદી પર થોડો વખત એણે કામ કર્યું. પછી, એ દાયથી ગમે તો ફિખડેલ, દેવ-

વહાણના નરકમાં કામ કરતાં જે મરી જતો નથી તે મજબૂત અને ચપળ બનીને આવે છે, અને ત્યાં તો હું પીઠ પર વજન લઇ દોરડાં પર ચઢતાં શીખ્યો. અહિં બધે બાંધકામ ચાલે છે, અને કડીઆને મજુરોની જરુર છે. દિવસના ત્રણ ફ્રેંક ! એટલું તો હું કમાયો જ નથી. બસ હું ભૂલાઇ જાઉં, એટલી જ મારે જરૂર છે."

એનો હિંમતભર્યો નિર્ણય એણે અમલમાં મુકયો: એણે વફાદારીથીએ પાળ્યો અને ત્રણ મહિના પછી તો એ જૂદો જ માણસ બની ગયો. જેના માટે એ કામ કરતો તે શેઠે એને સારો કારીગર ગણ્યો. નીચે ઉભેલા માણસ પાસેથી તગારું લઇ માથા ઉપર ઉભા રહેલા માણસને આપવા અવિરત પીઠ નમાવીને અને ઉંચી કરી તપતા સૂર્યમાં અને ધૂળમાં એ આખો દિવસ પાલખ પર કામ કરી એ વીશીમાં સુપ જમવા જતો. સાવ થાકેલો, દુઃખતા પગ, ચણચણતા હાથ, પ્લાસ્ટર-થી ભરેલાં એનાં પોપચાં, એવી સ્થિતિમાં એ તે વખતે હોય તેમ છતાં એને આત્મસંતોષ રહેતો કે રૂમાલની ગાંઠમાં પ્રામાણિકતાથી કમાયલા પૈસા એની પાસે છે. ભય વિના એ બહાર નીકળતો, કારણ કે સફેદ આવરણમાં એને કોઇ પીછાની શકતું નહિ; અને એને માલુમ પણ પડેલું કે થાકયાપાકયા કામદાર પર પોલિસવાળાની શંકાભરી નજર ઓછી પડે છે. એ શાંત અને ગંભીર બન્યો હતો. થાકના પરિણામરૂપ ભરનિદ્રા એને આવતી. એ સ્વતંત્ર હતો !

અને આખરે–ઓહ, એનો સંપૂર્ણ બદલો !–એને મિત્ર મળ્યો !

સેવીનીયન નામનો એના જેવો જ એ મજુર હતો. લાલ હોઠવાળો એ ખેડુત ખભા પર લાકડી નાખી, એને છેડે કોથળી લટકાવી પેરિસ આવેલો. દારૂની દુકાનથી એ દૂર નાસતો અને દર રવિવારે પ્રાર્થના માટે દેવળમાં જતો. એની પવિત્રતા, સાદ-દિલી, પ્રામાણિકતા અને જે બધું લાંબા વખતથી પોતે ગુમાવ્યું હતું તે માટે જીન ફ્રેન્કોઇઝ એને ચહાતો. ઉંડી અને અપાર એવી એ લાગણીએ પિતા જેટલી દેખરેખ અને મમતાથી એનામાં પરિવર્તન આણ્યું. નિર્બળ અને અભિમાની સ્વભાવના સેવી-નીયને દારૂપીઠા પ્રત્યે પોતા જેટલો જ ધિક્કાર દર્શાવનાર સાથી મેળવતાં સંતોષ માની, ચાલતું હતું એમ ચાલવા દીધું. ઠીક સગવડવાળા રહેઠાણમાં બન્ને મિત્રો ભેગા રહેતા હતા, પણ એમની આવક ટુંકી હતી. એથી એમના ભેગો વૃદ્ધ ઓવરગ્નેટને ઓરડામાં રહેવા લાવવાની ફરજ પડી. એ મુછી અને લોભી હતો, અને એના નજીવા પગારમાંથી થોડુંક બચાવીને એના વતનમાં થોડી જગ્યા ખરીદી હતી. હમેશ જીન ફ્રેન્કોઇઝ અને સેવીનીયન સાથે જ રહેતા. રજાને દિવસે પેરિસની આજુબાજુમાં એ સાથે લાંબે ફરવા જતા અને બહારની વીશીમાં લતામંડપ નીચે જમતા. એ વીશીઓમાં પ્રવાસી ખાણામાં ઘણા બીલાડોના ટોપ હોય છે અને ' નેપકિન ' પર નિર્દોષ ચિત્તો હોય છે. શહેરમાં જન્મેલા અજાણ્યા હોય છે તે બધું જ્ઞાન એ મિત્ર પાસેથી જીન ફ્રેન્કોઇઝે લીધું. વૃક્ષ, ફૂલ અને છોડનાં નામ શીખ્યો ; કાપણીની ભિન્ન ઋતુઓને ચૈતન્યભર્યા ગામડાના જીવનની અનેક વિગતો આતુરતાથી એણે સાંભળી: શરદમાં વાવેતર, શિયાળાની ઘર-સાફસુફી, કાપણીવખતના ભવ્ય ઉત્સવો અને દ્રાક્ષઋતુના દિવસો: પાણીશેરડા પાસે પાણીચક્કીના અવાજ, જમીન જોરે અથડાતું મસળવાનું સાધન, પાણી પીવા જતા થાકેલા અશ્વ, અને સવારના ધુમસમાં શિકાર ખેલવાનું: અને બધા કરતાં ય વિશેષ

હું નકામો હતો અને તારા માટે મને સાલ્યા કરતું હતું. આજ તને બચાવવામાં હું ખુલ્લો પડું છું, એ બરાબર છે, રડીશ નહિ, અને આવ મને ભેટ, કારણ કે પગથિયા પર ભારે પગલાં પડતાં હું સાંભળું છું. પોલિસ સાથે એ આવતા લાગે છે, અને એ લોક આગળ આપણે એકમેકને વધારે પીછાનીએ છીએ એવો દેખાવ નહિ કરવો જોઇએ."

ઝડપથી એણે સેંવીનીયનને છાતીસરસો દાબ્યો, અને પછી દૂર ખસેડ્યો. એવામાં બારણું ખુલ્લું કોઇ કરવામાં આવ્યું હતું.

પોલિસ લઇને આવેલા એ ઘરમાલીક અને એોવરસ્નેટ હતા. ઉતરવાની જગા તરફ જીન ફ્રેન્કોઇઝ આગળ ધાયો, હાથ કડીઓ માટે એના હાથ ધર્યા અને હસતો બોલ્યો " આગળ થા, બદમાશ ! "

સાવ ઉપ્પટેલ ગણાઇ જન્મકેદની સજામાં આજ એ કેદખાનામાં છે.

---

# કાવ્યની મૂર્તિ

: ખંડ-સ્રગ્ધરા :

"કૌમાર્યે ત્હેં રચીને ગગનપટલને વિંધતી કલ્પનાનાં,
કાવ્યો કેવાં બહાવ્યાં ભૂતલ પર રહી ચોદ લોકોત્તરોનાં ?
ને સાધી જ્યાં ઉમંગી પ્રણય હસત શી,
આત્મા તંત્રી સખી–ને મધુર બજત–શી, પ્રાણજ્યોત્સ્ના લસંતી,
ત્યાં ય તારી વહંતી
સકળ કવનની ધાર છેડો અહંતીઃ
ઉંચી એ કલ્પનાઓ ક્ષણમહીં વિરમી અંતરોમિં શમી શું ? "
જગતજન વદે.
શી રીતે હું પ્રિયા ઓ ! અબુધ મનુજની ભીતરે એ ઉતારૂં ?
"મારી આ જીંદગીનું અખુટ બળભર્યું,
અમિત રસઝર્યું" કાવ્ય છું મૂર્તિમંત,
જાગતું દિગ્દિગંતઃ
તેથી આ આત્મને હું અજીવ શબ્દથી,
નીરસં કવનથી જાણીબૂઝી ઉગારૂં."

મોહિનીચંન્દ્ર

# ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ

## —મણિશંકર ભટ્ટ—

શંકરપ્રસાદ રાવળ

( ગયા અંકના પૃષ્ઠ ૫૨ થી ચાલુ )

દલપતરામથી માંડી પોતાના કવનકાલના અને તે પછીના કાલના કલાપી નાનાલાલ વગેરેની કાવ્યપરીક્ષા ૧૯૦૫ ની પ્રથમ ગુજરાતી સાહિત્ય-પરિષદના સત્રમાં કાન્તે ' આપણું નૂતન કાવ્યસાહિત્ય ' એ નામે કરી હતી. તેમાં અખંડ કવિજીવનને પૂર્ણાંશે કવિતામાં પ્રગટ કરનાર કવિજીવનના પ્રધાન વ્યાપારોનો એમણે ઉલ્લેખ કર્યો હતો. વિનમ્રભાવે એ વખતે એમણે પોતાને-પોતે પણ કોઈક કોઈકવાર કવિતા કરે છે એમ કહી-કવિ ગણવાની ના કહી હતી. પણ આ કથનની પાછળ એક મહા સત્ય રહેલું છે. આશાજનક કવિજીવનનો આરંભ કરી કાન્તે એમની હૃદયલિખિત કાવ્યદેવીનો ભક્તિયોગ ચાલુ રાખ્યો. એ યોગમાં જોઈતા સમત્વને એમણે એકમાર્ગિત્વથી કેન્દ્રસ્થ કરવા માંડ્યું. એ યોગની સાધનાની ઘણીએક ધન્યપળોને એમણે કાવ્યદ્વારા પૂરી મૂર્તિમંત કરી. પણ જીવનમાં ઉત્કટ સ્નેહનું સતત વાતાવરણ ચાલુ રાખનારાં પ્રિયજનો, પરિસ્થિતિ, દેશકાળ એ સૌ જીવનરૂપાન્તર કરતાં ગયાં. વિક્ષેપોએ કવિતાદેવીના ગાઢ ભક્તિયોગથી કવિને ચલિત કર્યા. અને આથી જ એમની સુંદરમાં સુંદર કાવ્યકૃતિઓના આલેખનકાળ સિવાયના કાળમાં એમની કવિતાદેવી પ્રત્યક્ષ થતી પણ તેની સ્થિર મૂર્તિઓની બક્ષિસ કરી-ન કરી—એ સહસા ઊડી જતી. અનુકૂલ પરિસ્થિતિઓના આવા અભાવે જ કાન્તની કાવ્યસૃષ્ટિને નાની કરી દીધી છે. છતાં એમનો ભગવત્તર કાવ્યાત્મા જ આ કાવ્યની નાની સૃષ્ટિને પણ ભવ્યતાથી શોભાવે છે.

કાન્તનું માનસ પણ ફળદ્રુપ રસિક ભૂમિ જેવું ઊંચાઈઓ અને ઘન કાવ્યસંસ્કારોથી ભરાયું હતું. પશ્ચિમનાં શ્રેષ્ઠ કાવ્યમોતીઓએ એમાં પોતાનાં ઉમદા પાણીની ઝલક ઊતારી હતી. આવા જ કવિમાનસમાંથી જેવી વિજયી કવિતાસમૃદ્ધિ કાન્તના થોડે પણ નિર્મળ ઝરણાંદ્વારા નિર્ઝરે છે. યથાર્થતાથી કળી ન શકાય તેવા કાન્તના માનસને આપણે બહુ જ તાદૃશતાથી પ્રતિબિંબિત થયેલું એના ' માનસસર ' કાવ્યમાં જોઈ શકીએ છીએ :—

' અંતર ઊછળ્યું હો ! સહસા પૈર્ય ગળ્યું હો !
ક્ષોભ થયો રુચિમાં 'અતિશય, તરંગ જબ્બર ચાલે:
માનસસર મારું ડોળાયું, ખૂબ ચલિત જલ હાલે;
સ્થાનક ન મળ્યું હો ! સહસા.

હાય વધે જલ, અલ્પ દિશ સ્થલ, છેવટ રે શું થાશે !
નાજુક પાળ, પ્રચંડ ભરાવો : હા શી રીત સમાશે !
જલબલ ન ચજ્યું હો ! સહસા.

આવે ઉગ્ર ઊછાળા ઉપર, તોફાન ખરું જામે;
નાનું સર દેખાવ ભયાનક ! શાથી સદ્ય વિરામે !
પાછું ન વળ્યું હો ! સહસા.

રંગ ગયો બદલાઈ ખરેખર, નિર્મલતા પણ ઊડી !
જલસેના ઊભરાવા માંડી, પાળો પણ ગઈ ખૂડી;
સ્થલ સાથ ભળ્યું હો ! સહસા.

ઉપર થઈ ઢોળાય બધેથી, મસ્ત ધીધવા દોડે;
જંગ બરાબર થાતાં નિબળી પરિસીમાને તોડે,
આખર ન કળ્યું હો ! સહસા.'

—પૂર્વાલાપ : માનસસર.

તીવ્ર-અતિતીવ્ર-સંવેદનાઓ ઉચ્ચ રસવૃત્તિથી ઝીલી શકે એવા કવિમાનસનો કાવ્યયોગ ચાલુ ને દીર્ઘકાળ સાધી શકાયો હોત તો એમાંથી બળતા અમિત 'લાવા' જેવાં કાવ્યોનાં ઝરણાં ફૂટત ને તેમાંથી એક ભવ્ય મોહક કાવ્યસહેરામણુ ઉછળ એની કલ્લોલમાળા ઊછાળતો ગુજરાતના સાહિત્યની તપોભૂમિમાં સદા ગાજી રહેત.

પણ જે સંચિત થયું છે તે સિદ્ધ કાવ્યધન કાન્તની અમરતાને હજી પણ યુગો સુધીનો ભવિષ્ય સાચવી શકે તેમ છે એટલી બધી ગુણવત્તા એ ધરાવે છે. એના વિકાસસ્વરૂપને આપણે કાળની કુચ સાથે ઘડાતું જોઈ લઈએ:

' નવ સૂઝે ઉપાય કૈં: ડોલાય મારી કીસ્તી !
આવા તોફાનમાં જરૂર, ડૂબશે મારી કીસ્તી !
ભવ સમુદ્ર છે સખ્ત: બચે જો હો લખ્યું બખ્ત;
સહસા તોયે આ વખત, ઝૂકાવી છે મેં કીસ્તી !
અજાણ્યો છું જો કે, અગર નથી દીઠું બીજું નગર;
વિચાર કૈં કર્યાં વગર, ઝૂકાવી છે મેં કીસ્તી ! '

—મારી કીસ્તી.

કાવ્યદેવીની ઝાંખીનાં આ આરંભનાં કાવ્યદર્શન છે. આવા દલપતરામીય પ્રાસ ને તે પણ બહુ જ સામાન્યતા સુધી સરી જતા આપણી રસિકતાને બહુ સંતોષી શકતા નથી. મણિલાલની કોઈકોઈ વખતની આવી જ સામાન્ય થઈ જતી કાવ્યશૈલીના કાન્તે ઉપર્યુક્ત વિવેચનમાં દોષ કાઢ્યા છે. પણ એ પોતે પણ એનાથી મુક્ત રહી શક્યા નથી એ પણ સ્પષ્ટ છે. પણ આગળ જતાં વિકાસપંથે વળતાં એમના કાવ્યના ગુણો વિરલ વિશેષતાથી ખીલવા માંડે છે: એમનું 'રમા' કાવ્ય જોઈએ:

' બહુ વાર થઈ ! ' એવું કહી માન રહી ગયો !
રમાહૃદયનો બંધ, હાય ! તેથી વહી ગયો !

વદનકમલ મ્લાનતા ધરે છે,
ઝગઝગિયાં નયનો જરા ભરે છે;
પતિ પણ નિરખી હવે રહે છે,
હૃદય દબાવી પછી પ્રિયા કહે છે—

" નજર નાથ ! તમે કરતા નથી,
પ્રગલ્ભ ખેદ થતો તમે હરતા નથી;
નહિ જરા દરકાર દિસે, અહો !
અરર ! વાંક થયો મુજ ! શું કહો ! "

" આખડી કૃષ્ણ રાત્રિના બાર સુધાં થઈ ગયા;
ન આવી આપને તો યે આવવા જેટલી દયા ! "

નીચું જોયું તરત પતિએ, ભૂલને સ્પષ્ટ જોઈ,
દેખું બીનું સદય મનનાં માનિતા સર્વ ખોઈ;
ચાલી લે છે કરમહીં પ્રિયા, હાથમાં હાથ જોય,
" દેવી ! મારી થઈ કઠિનતા, હું ક્ષમાપાત્ર તો ય ! "

" નથી નાથ ! તમારો કૈં, વાંક મારો જ છે સહુ;
ક્ષમા હુકમથી માગો, દીનતા ન કરો બહુ ! "

" મારા મહીં જ નથી માત્ર બહુ કહું છું,
મિથ્યાભિમાની મન નાહક હું રહું છું;
રે ! આપને સુખ જરા ય કરી શકું જો,
શાને રહો અવર પાસ કહી તમે તો ? "

" લગ્નના દિવસમાં નવી હતી,
ઠીક તેથી રમણીય લાગતી;
આપ તોપણ હતા જ તે રહ્યા !
માહરા ગુણ બધા ગયા વહ્યા !

× × ×

—પૂર્વાલાપ : રમા

દંપતિપ્રેમ લગ્નસમય વહી જતાં ઉત્તરોત્તર અન્યોન્યમાં કેવું રૂપાન્તર ધારણ કરતો રહે છે તેનું આ સરસ ને બહુ જ વાસ્તવિક આલેખન છે. કાવ્યભાવના પલટા સાથે કાન્તની કોમળ વાણી પણ કેવાકેવા વિવિધ વૃત્તોમાં સ્વાભાવિક રીતે કાવ્યબદ્ધ થતી જાય છે તે સર્વ રસિક હૃદય જોઈ શકે છે.

આ પછી ' કલ્પના ને કસ્તુરીમૃગ ' નામની કાન્તની કવિતાની રમ્યસૃષ્ટિ જરા જોઈએ :

" સુરસદને તણી જે વાડીઓમાં રમે છે,
હૃદય હરી નિહાળી આપને જે નમે છે,

પ્રમત્તન તરીકે એ અપ્સરાનો જ સાથ,
નર્મદ મંદ મને આ મોકલે, પ્રાણનાથ ! ”

× × ×

એક અદ્ભુત વસ્ત્રોમાં અપ્સરા નજરે પડે;
વૃત્તિઓ થાય છે મંદ મુગ્ધાની મોહની વડે,
અધર મધુર તેનો જોઉં પામે વિકાસ,
વિવિધ કુસુમની ત્યાં નીકળે છે સુવાસ;
મુજ નયનની સાથે યોગ્ય જોડું સ્થાપ,
ખબર નહીં પડે, ને ડાળીઓથી નચાય !
દેખાતા રોગમાંથી આ શું પાણી છલકાય છે !
પ્રેમ છે એ નહીં બીજું, પ્રતીતિ એમ થાય છે.

× × ×

“કવિતા દેવીની તેથી અમે દાસી જ આપની;
દેખાએ દિવ્ય ચક્ષુથી બીના આપ પ્રતાપની.”

× × ×

અચાનક મને એવું અનુમાન ! થઇ ગયું:
વાહ અદ્ભુત અસ્પષ્ટ સંભળાય અહીં કહ્યું ?

× × ×

અસામાન્ય ભલાથી એ બજાવે હાથ બીનને !
ચાલે છે ચિતના તંતુ ગાન ક્યાં રસહીનને ?

× × ×

કહે કરુણ ચીસોમાં: અરેરે ! આમ શું કરે ?
પ્રાણદાન કરું તો પે તૃષ્ણા અત્યંત શું ધરે ?
અરે ખુની સામે મગતર બિચારો ટળવળે,
તથાપિ પારાધિ હૃદયતણી પીડ કયમ કળે ?
કરે તૈયારી એ શરતણી, ફરે ચિત્ત મુજનું.
અરે પાપી પ્રાણી ! નિધન કરું હું દુષ્ટ તુજનું !
આપે છે શસ્ત્ર તેજસ્વી સખી એ અપ્સરા મને
દોડું ચાંડાલની સામે રાખીને અંગુલે કને.
મારું જઇ શિર પરે તરવાર એને:
નીચે પડે, અરેરે બીન ! બચાવું કેને:
તે જોઇને જ મગ મૂર્છિત થાય હાય !
આવું થતું નિરખતાં જ મિજાજ જાય !

“અપ્સરા, અહીં ક્યાં લાવી ?” કહી હું ક્રુદ્ધ થાઉં છું:
કલ્પના જાય છે છોડી, એકલો રહી જાઉં છું.”

—પૂર્વાલાપ : કલ્પના અને કસ્તૂરીમૃગ

×　　　　×　　　　×

કંસારી, તમરાંઓના અવાજો આવતા હતા;
સ્થળ કાલ છતાં શાંત બંનેને ભાવતા હતા !
વહે ઠંડો વાયુ કરી દઈ બધે શાંતિ વનમાં,
ઘણા થોડા આજે ઉડુગણ પ્રકાશે ગગનમાં;
હજી એકે પ્રાણી ગિરિમહિં નહિ જાગ્રત દિસે,

×　　　　×　　　　×

થવા માંડ્યાં ત્યાં તો રવિ ઉદયનાં ચિન્હ સઘળે,
ઊઠેલી સૃષ્ટિના વિષમ સ્વર સાથે સહુ ભળે;
જવા માંડ્યું સર્વે સ્થલમહિંથી અંધારું ઝટ ત્યાં,
પુરાયો પ્રાચીમાં નવલ સરખો રંગ પણું ત્યાં !

×　　　　×　　　　×

" શાને થયું પતિત આશ્રમ ધર્મનાથી ?
સૌંદર્ય શું ! જગતે શું ! તપ એ જ સાથી. "

×　　　　×　　　　×

વસંતે સ્થાપેલું પ્રબલ નિજ સામ્રાજ્ય સઘળે,
નવાં રૂડાં વસ્ત્રો તરુવર ધરે છે સહુ સ્થળે;
બધી સામગ્રી એ મદનરસથી સૃષ્ટિ ભરતી,
જનોના જુસ્સાને અતિ ચપલ ઉદ્દીપ્ત કરતી.

×　　　　×　　　　×

ધીમે ધીમે જ્યાંથી કુસુમરજ લઇ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લીઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય;
બેસીને કોણ જાણે કદપિ પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
આની નીચે હલાવી રસિક હૃદયને વૃત્તિથી દાબ જાય.
'સાંભળ્યું' મોહ પામીને હવે કોકિલકૂજન:
પ્રિયાપંચમરૂપિથી ન્હાવાનું થાય છે મન."

× × ×

આત્મઘાતી, ભૂલેલા માનવના વિનાશ કેમ થાય છે, તે કવિ, છેવટની હૃદયસ્પર્શી કરુણ-આર્દ્ર ચિત્રરેખાથી, પ્રત્યક્ષ કરે છે.

વિચાર કરવા જેવો હવે વખત રહ્યો નહીં:
ઝંપલાવી પડે માદ્રી નરેન્દ્ર ભુજની મહીં.

× × ×

નરસિંહરાવભાઇએ 'ઝંપલાવી પડે' બદલે 'કંપમાના ઊભી' એ પાઠ સૂચવી કવિ ચિત્રેલી આના સ્વભાવચિત્રની અનૌચિત્યતા તરફ ધ્યાન ખેંચ્યું હતું તે પ્રસંગ આ અદ્‌ભુત સામર્થ્યવાળા કાવ્યના દર્શન અંતે માત્ર યાદ જ કરીશું. 'વસંતવિજય' કાંતની કાવ્યસૃષ્ટિના સુભગ કલશ જેવું ગુજરાતી કાવ્યતીર્થમાં સદા ચળકી રહેશે.

કાન્તની કવિતાની પ્રેરકતા ને શક્તિ પાછળ રહેલાં તત્ત્વોનો વિચાર કરતાં સહજ ખ્યાલ આવે છે કે કાંતનાં 'વસંતવિજય,' 'મત્તમયૂર,' 'ચક્રવાકમિથુન' 'દેવયાની,' 'ઉદ્‌ધુર કુરંગ,' આ આખીએ કાવ્યસૃષ્ટિમાં દીપી રહેલાં કાવ્યરત્નોના પાણીની આ સ્થિર ચમક, તેમની ચિરંજીવિતા ને હૃદયહારિતા ઉત્પન્ન કરવામાં એક આશ્રયસ્થાન—સ્ત્રીપુરુષની વિજાતીયતાનું—તેના શારીરિક અશારીરિક દ્વિવિધ પ્રેમનું—મહાન આકર્ષણ છે. આ તત્ત્વને કવિ જે જે કાવ્યમાં આલેખ્યું છે તેમતેમાં એની કવિતા મધુ આકર્ષક બની રહી છે. પ્રેમના આ સ્થૂલ કરતાં વિશેષ સૂક્ષ્મ સ્વરૂપના આદર્શને લીધે, મૃત્યુમાંથી માથા સાટે પરિણમતો પાંડુનો સ્થૂલ પ્રેમ, વિલાસપ્રિય મોહનો દેહ પ્રતિનો શારીરિક પ્રેમ, ચક્રવાકદંપતિનો :જીંદગીભર સહચારશીલ પ્રેમ, દેવયાની ને કચનો ભાઇબહેનની જેવો નિર્મળ પ્રેમ કાંત સુંદર કલાથી ને વધુ સફલતાથી ગાઇ શક્યા છે. કાંતની કવિતાની સફલતાનું આ એક સબળ કારણ સંભવે ખરું.

આ પછી કાંતની કવિતાસૃષ્ટિમાં આથી વધુ આપણે વિહરીશું નહીં. થોડાંક જ વર્ષ 'મારી ઝીલી' (૧૮૮૬) થી માંડી માત્ર ઓંઠ વર્ષ જાય છે ને એટલામાં તો ઓગણીસમા સૈકાની સમાપ્તિ સાથે કાન્તનું ઉજ્જવલ ને પ્રભાવશાળી કવિજીવન ઉત્તુંગ કારકીર્દી ઊંચે ચઢીને પછીથી ધીમેધીમે ઓટના નાનામોટાં વમળોમાં સપડાઇ ઓસરવા માંડે છે. આવાં અધુરાં કોઇ સુંદર તો મોટા ભાગે કમનસીબ કાવ્યો આ પછી એ લખે છે. આ જાતનાં ઊતરતી કક્ષાનાં કાવ્યો વખતના આ અમર કવિના ક્રિશ્ચિઅન ધર્મસંપ્રદાય તરફના મંથનને લીધે પરિણામ થયું કે કેમ ? સ્વભાવકોમળ કવિના દીલને કોઇ અમલ આઘાતોની પરંપરાએ ચૂર્ણ કરી દીધું કે કેમ ! આ પ્રશ્નોના ઉત્તર બધા નહીં તો થોડેક અંશે એમની કરુણ જીવનકથામાંથી આપણને મળી રહે છે.

## ૫

## મણિશંકરનું ગદ્ય

ગોવર્ધનરામના ગદ્ય યુગે ખીલેલા આપણા વિવિધ ગદ્યસાહિત્યમાં મણિશંકરનો ફાળો પણ મોટો છે. એક જીવનચરિતકાર તરીકે, 'શિક્ષણશાસ્ત્ર'ના ઐતિહાસિક શાસ્ત્રીય અને વૈજ્ઞાનિક વિષયના લેખક તરીકે, કેટલીક વાર્તા, કેટલાંક નાટકો અને કેટલાક સંવાદોના લેખક તરીકે મણિશંકરે ખીલવેલું ગદ્ય એ મણિલાલ દ્વિવેદીએ સંસ્થાપિત 'યથાર્થ' ગદ્યશૈલીનું ઉત્તમ પ્રકારનું ગદ્ય છે. એમનું પત્રસાહિત્ય, વિવેચનસાહિત્ય અને નિબંધસાહિત્ય વિકાસ પામતી આપણી ગદ્યશૈલીની વિવિધતા સાધી શક્યું છે. મણિશંકરની ગદ્યશૈલી એમના સ્વભાવાનુકુલ સરસ, આવેશી, સૂત્રાત્મક અને સચોટ છે. મણિશંકર ઉત્તમ વક્તા પણ હતા. એમનો આવેશમયતાભર્યો સ્વભાવ એમને કેટલીક વાર છેલ્લે પાટલે બેસાડતો. પણ એમના હૃદયની વિશુદ્ધિ સદા સૂચવતી તેમ એમનામાં ઉદાર માનવતાનાં સંગીન લક્ષણો હતાં.

## ૬

## ઉપસંહાર

મણિશંકર ક્રાન્તદર્શી કવિ હતા. એ સર્જક ગદ્યકાર હતા. ઊંડાંઊંડાં અને તીવ્ર આત્મમંથનોમાં જ એમણે પોતાનું આખું જીવન વીતાવ્યું છે. આપણે જોઈ શકીએ છીએ કે એમનાં એ મંથનો સર્વગ્રાહ્ય થાય એવા યુગમાં એ જન્મ્યા નહોતા. ગુજરાતી માતૃભૂમિ ઉપર જેમ નર્મદ ને કલાપીઓ વહેલા જન્મી એમના યુગને પોતપોતાનાં બલિદાન જ આપી ગયા છે તેમ મણિશંકરને વિષે પણ કહી શકાય. છતાં એમની કાવ્યવાણીએ ગાયેલાં સનાતન સત્યો તો આપણા સાહિત્યમાં સદાનાં વણાઈ ગયાં છે.

કાન્તની કોમળ કવિતામાં સરલતા, મોહક માધુર્ય અને પ્રૌઢી વિલસે છે. એની વાણીમાં સુંદર સંગીતની અપૂર્વ મીઠાશ છે. આવી અમર કવિતાના ગાતા કવિકોકિલને મારું મસ્તક સહજ પૂજ્યભાવથી નમી રહે છે.*




* આ લેખના વિભાગ ૩ માં ઉલ્લેખ કરેલી કાન્તની સાહિત્યકૃતિઓની યાદીમાં 'કન્યાસ્નેહ અને તેનો વિશ્વક્રમમાં હેતુ' એ પણ વાંચો '(કાન્ત-પ્રકાશિત).'—લેખક

# મારી નોંધપોથી

ગુસા

'તમે ભાડાની ગાડીમાં આવ્યા તેનો 'નંબર' શો છે ?' મારા પાડોશીએ મને ગાડીમાંથી ઊતરતો જોઈ પૂછ્યું. 'એકસો ને પંચાવન,' મેં જવાબ દીધો. બીજે દિવસે મારા પાડોશી મને મળવા આવ્યા. 'ભાઈ, તમે તો જબરા' એણે કહ્યું. 'કેમ ?' મેં પૂછ્યું. 'હવે આજે શું આવશે ?' મારા પ્રશ્નનો જવાબ દીધા વિના એમણે બીજો પ્રશ્ન પૂછ્યો. 'શેનું શું આવશે ?' મેં પૂછ્યું. 'આજે કયો નંબર આવશે ?' 'નંબર ? નંબર શેનો ?' આશ્ચર્ય પામી મેં પ્રતિપ્રશ્ન કર્યો. 'કાલે તમે પંજો કહ્યો તે આવ્યો. હવે આજે શું આવશે તે કહો.' 'તમે શું કહો છો તે હું કાંઈ સમજી શકતો નથી.' 'કેમ કાલે તમે ગાડીનો 'નંબર' એકસો ને પંચાવન કહ્યો તો ને ?' 'હા, તેનું શું ? ગાડીવાળાએ કોઈનું ખૂન કર્યું છે ?' 'અરે ! ના રે ! પણ તે પરથી હું પંજો લગાડી આવ્યો ને કમાઈ ગયો. હવે આજે શું લગાડું તે કહો.' 'પંજો ? પંજો કોને લગાડયો ? ને તમારે પંજો કેવો ? તમે કંઈ વાઘસિંહ કે બિલાડી છો કે પંજો લગાડવાની વાત કરો છો ?' 'એ તમે ના સમજો.' 'હું પણ તે જ કહું છું. હું કંઈ સમજતો નથી ને તમે મને નકામા સવાલ પૂછીને ઉલટો વધારે ગૂંચવો છો.' 'એ તો એમ છે કે તમે કોઈને કહેતા નહિ. પણ હું આંકફરક રમું છું.' 'અરે !–' 'તમારે ગભરાવાની કાંઈ જરૂર નથી. બધા જ રમે છે. સરકારના મોટામોટા ખિતાબવાળાઓ પણ રમે છે.' 'પણ તમે હેરાન થઈ જશો.' 'નહિ તો પેસા નથી થતા ?-પણ હશે. તમે કાલે એકસો ને પંચાવન કહ્યું ને મેં તે પરથી પંજા પર રૂપિયો લગાડયો ને નવ રૂપિયા કમાયો. તમારી વાણીમાં સત છે.' 'પણ મેં તમને પંજો લગાડવાનું ક્યારે કહ્યું હતું ?' 'તમે કહ્યું નહોતું, પણ એ તો મારે સમજી લેવાનું હતું.' 'પણ એકસો પંચાવનમાં પંજો ક્યાંથી આવ્યો ?' 'એ જ ખૂબી છે ને ? જુઓની, એકસો એ તો જાણે નકામા ને પંચાવનનો પહેલો આંકડો કયો ? પાંચ. બસ, પંજા પર લગાડવાનું. હવે આજે શું આવશે તે કહો.' 'જુઓ, આંકફરક સટ્ટો મને પસંદ નથી. તમે એવો સટ્ટો ખેલો તેમાં આડકતરી રીતે પણ હું મદદગાર થવા નથી માંગતો. એટલે મહેરબાની કરીને એ વિષે કંઈ પણ વાતચીત મારી જોડે કરશો નહિ.' 'તમે કંઈ નહિ કહો ?' 'ના, કંઈ નહિ.' 'બસ ત્યારે આજે મીંડી આવશે.' 'શું ?' 'કંઈ નહિ એટલે મીંડી. આજે મીંડી આવશે.' 'તમે આ રીતે મને બદનામ કરવા માગો છો તે બહુ ખોટું છે.' 'હું તમને બદનામ કર્યા કરું છું. હું તો ઉલટો તમારી સલાહ પૂછું છું.' 'બદનામ નહિ તો બીજું શું ? મારા બોલવાનો ગમે તેવો અર્થ કરી તમે સટ્ટો રમી આવો ને પછી પૈસેટકે હેરાન થાઓ તો તેમાં બદનામ મને જ કરોને વગર કારણે ?' 'અરે, ! પણ તમે કહોને તે કદી ખોટું પડે જ નહિ ને.' 'ભલા માણસ, હું તે કંઈ પરમેશ્વરનો અવતાર છું ? ને મારા બોલવાને ને પરદેશમાં વેચાતી

રૂની ગાંસડીઓને સંબંધ શો ? કંઇ કાર્યકારણભાવનો તો વિચાર કરવો ઘટેને ? ' ' એ ભાવબાવ હું કાંઇ ન સમજું. કમાઇએ તો નવ રૂપિયા ને જાય તો રૂપિયો એટલી વાત હું તો જાણું. ' ' એ ગમે તે હોય, પણ તમે આમ મને પણ તમારી સાથે સંડોવશો તો મારે પોલિસમાં ખબર આપવી પડશે. ' ' અરે ! ભલા માણસ, હું તો મજાક કરતો'તો મજાક. એમ તે કોઇ, તમારા જેવા ગમે તેમ બોલે, તે પર પૈસા ગુમાવવા તૈયાર થતું હશે ? ' કહી એ હસી પડયા ને પછી થોડી વાર બેસીને વદાય થયા.

આંકફરકની રમત તરફ મને ખાસ પક્ષપાત નથી. છતાં બીજે દિવસે ' મીંડી ' આવી હશે કે નહિ, તે જાણવાની મને બહુ ઉત્કંઠા થઇ. મારા પાડોશીને તો એ વિષે પૂછી શકાય એમ હતું જ નહિ. આંકફરક વિષે મેં જે સ્પષ્ટ શબ્દોમાં તિરસ્કાર એમની આગળ દર્શાવ્યો હતો તે પછી એ વિષે સામો જઇને હું કંઇ પણ પૂછું એ કેવું કહેવાય ? અને હવે એની મેળે એ આંકફરક વિષે મારી જોડે વાત નહિ જ કરે એમ મને લાગ્યું. પણ એ પોતાને ઓટલે બેઠા હતા, ને હું શાક લઇને આવતો હતો ત્યારે બહુ મીઠાસથી મને ઊભો રાખી એમણે પૂછયું, ' કેમ બજારમાં જઇ આવ્યા ?-શું શાક લાવ્યા ? ' ' તુરિયાં ', મેં કહ્યું, ' ચાલો, તીગ્ગી ', એ બોલ્યા. ' શું ? ' ' ના, ના, કંઇ નહિ. ' ' પણ ભાઇ, માનો-ન માનો તમારા મોંમાં સત છે. ' ' એટલે ? ' ' ગઇ કાલે ખરેખર મીંડી આવી. ' ' હેં ? ' ઉત્સાહથી મેં પૂછયું–મારાથી પૂછાઇ ગયું. ' હા, અને આજે તમારા કહેવા પ્રમાણે તીગ્ગી ન આવે તો તમારી ટાંગ તળેથી નીકળી જાઉં. ' ' તીગ્ગી ! મેં વળી તીગ્ગી ક્યારે કહી ? ' ' કેમ તુરિયાં તમે કહ્યું ને ? ' ' ઓહો ! તુરિયાં એટલે તીગ્ગી ? ' ' હા, દૂધી એટલે દરી ને તુરિયાં એટલે તિગ્ગી ' ' ને કોળું એટલે ? ' ' કોળું એટલે ?–કોળું એટલે કંઇ નહિ. ' પણ એમ તે કંઇ શાકનું નામ દીધાથી તે ધાર્યો નંબર આવે ? ' ' તમે શું કામ ફીકર કરો છો ? '

પણ તે દિવસે તીગ્ગી ન આવી પણ ફરી પાછો પંજો આવ્યો ને મારા પડોશીએ એક રૂપિયો ગુમાવ્યો. એમાં મારે દિલગીર થવા જેવું કંઇ હતું નહિ, પણ કોણ જાણે કેમ તે દિવસે તીગ્ગી આવી હોત, તો કંઇ પણ કમાવા ન છતાં મને ઘણો જ આનંદ થાત.

કાર્યકારણભાવના સંબંધ વિના કોઇ પણ વસ્તુ સંભવે નહિ એમ જાણવા છતાં મારા આકસ્મિક વચન પ્રમાણે આંકફરકના આંકડા બદલાયા જાય એવી ઇચ્છા થવાનું કારણ શું ? કાર્યકારણભાવ કરતાં મારી ઇચ્છા વધારે બલવતી હોઇ શકે ? અથવા કાર્યકારણભાવ વિષે મને ખરી રીતે એટલી બધી શ્રદ્ધા જ નથી ?

આપણે સર્વ માનીએ છીએ કે કોઇ પણ વસ્તુ કારણ વગર સંભવતી નથી. દરેક વસ્તુનું કાંઇ ને કાંઇ કારણ હોય છે. સુશિક્ષિત પુરુષો કારણ વિના કોઇ પણ વસ્તુનો સ્વીકાર કરતા નથી. પરંતુ ઉંડા ઊતરીને જોતાં કાર્યકારણભાવ એ માત્ર આપણી કલ્પના જ છે એમ લાગે છે. વહેમને હસી કાઢનારા કારણવાદીઓ પોતે જ કારણના મહાવહેમમાં ફસાએલા હોય છે. પોતાના અભિપ્રાય કે વર્તન માટે બુદ્ધિયુક્ત કારણ ન દર્શાવી શકનારાને અંધશ્રદ્ધાળુ કહી ઉપહાસ કરનારા પણ દરેક વસ્તુનાં કારણ શોધવામાં એટલી જ અંધશ્રદ્ધા દર્શાવે છે.

ઘણી વાર આપણે ' દરેક વસ્તુનું કારણ હોવું જ જોઇએ ' એમ માની લઇને પછી તેના કારણની તપાસ કરીએ છીએ. એ પ્રકારે તપાસ કરીએ એટલે કારણ, હોય કે ન હોય, તોએ જડી જ આવે, એ જ રીતે આપણી અનેક પ્રણાલિકાનાં કારણો, પ્રણાલિકા બંધાઇ ગયા પછી, શોધી કાઢવામાં આવ્યાં છે, અંબોટિયાંમાં ' ઇલેક્ટ્રિસિટી ' છે. માટે જમતી વેળા અંબોટિયું પહેરવાથી પાચનશક્તિ સુધરે છે એમ કેટલાક કહે છે. પણ ' ઇલેક્ટ્રિસિટી 'ની કલ્પના યે લોકોને નહોતી તે સમયથી જમતી વેળા અંબોટિયું પહેરવાની પ્રથા જ આપણામાં દાખલ થઇ છે તેનું શું !

એક વખત તત્ત્વચિંતનના એક ગૂઢ વિષય પર મેં લેખ લખવાનો આરંભ કર્યો. શીર્ષક લખી રહ્યો કે તરત મારી પાસે બેઠેલા મારા એક મિત્રે છીંક ખાધી.

' છીંક થઇ. લખશો નહિ, ' મારા મિત્રે કહ્યું.

' એટલે ? ' મેં પૂછ્યું.

' બીજી છીંક આવે ત્યારે લખજો. એક છીંક થાય તે અપશુકન ને બે છીંક શુકન ગણાય. '

પાએક કલાક વાટ જોઇ પણ મારા મિત્રને બીજી છીંક આવવાનો સંભવ જણાયો નહિ. આખરે કંટાળીને બીજી છીંક એની મેળે ન આવે તો કોઇપણ ઉપાયથી લાવવી એમ કરી મેં એને તપખીર લાવી સુંઘાડી. બેચાર ચપટી સુંઘ્યા છતાં મારા મિત્રની સ્વસ્થતા નિશ્ચલ રહી. અંતે બે મોટા ચપટા ભરીને મેં એમનાં નસ્કોરાંમાં ખોસી દીધા. પરિણામ પહેલાં કંઇ ન આવ્યું. પછીથી એમની આંખ પહેલાં સંકોચાઇ પછી એકદમ પહોળી થઇ. એમનું મોં પહેલાં બિડાઇ ગયું, પછી ખુલ્લું થઇ ગયું. એમનું શરીર પહેલાં ઊછળ્યું, પછી નીચે પડ્યું. હવામાં અદૃશ્ય રહેલા શત્રુને પ્રહાર કરતા હોય એમ એમણે હાથ ખૂબ જોરમાં હલાવવા માંડયા. થોડીવાર જમીન પર આળોટયા અને છેવટે ખૂબ–છીંક નહિ, પણ ઉધરસ–ખાધી. આ ધાંધલથી આકર્ષાઇને ઘરનાં બેચાર માણસો તથા શેરીમાંથી આંઠ દશ બાળકો ત્યાં ધસી આવ્યાં. ધાંધલનું કારણ ખબર પડતાં સૌએ યથામતિ છીંક લાવવાના ઉપાયો સૂચવ્યા અને અજમાવ્યા પણ ખરા. કોઇકે મારા મિત્રને તડકામાં ઊભા રાખી એમની પાસે સૂર્ય સામે થોડી પળ જોવડાવ્યું. પરિણામે એમનાં આંખ ને મોં લાલ થઇ ગયાં, પણ છીંક તો ન જ આવી. એક જણે એમનું નાક મસળ્યું, એટલે તે પણ લાલ થયું. આખરે એક નાના બાળકે દોરીનો છેડો એમના નસ્કોરામાં ખોસ્યો અને એમને ઉપરાછાપરી છીંકો આવી.

' હાશ ! હવે હું લખી શકીશ, ' મેં કહ્યું.

' ના, ના. અગિયાર છીંકો થઇ. એ તો એકી સંખ્યા. બેકી સંખ્યા થાય તો જ લખાય. ' મારા મિત્રે નાક લુંછતાં કહ્યું.

છીંક આણવાનો પ્રયોગ ફરી શરૂ થયો. આ વખતે મારા મિત્રને એકવીશ છીંક આવી.

' ભલા માણસ, બેકી સંખ્યામાં શેનો છીંક ખાયા કરે છે ? બેકી સંખ્યા કરની, ' મેં કંટાળીને કહ્યું.

ફરી દોરીનો છેડો એમના નસ્કોરામાં ખોસવામાં આવ્યો ને ઓગણત્રીશ છીંકો

એમણે ખાધી. ચોથીવાર પ્રયોગ શરૂ થાય તે પહેલાં કોઈ તોફાની છોકરાએ તપખીરની ડબીમાં ફૂંક મારી ને પછી ડબી ઊંધી વાળી આખા ઓરડાનું વાતાવરણ તપખીરમય કરી મૂક્યું, અને અમે બધાં ગણી ન શકાય એવી રીતે છીંકો ખાવા મંડી પડ્યાં. મેં એકલાએ જ, કંઈ નહિ તો, સોસેરેક છીંક ખાધી હશે. બીજાં બધાનો ફાળો પણ મારા જેટલો જ ભવ્ય હતો. બધાની છીંકોનો સરવાળો કરી એકી સંખ્યા કે બેકી તેનો નિર્ણય કરવો અશક્ય હતો એ કારણથી, તેમ જ જરૂર કરતાં વધારે છીંકો ખાવાથી આવેલી અશક્તિને પરિણામે મારે તે દિવસે લેખ લખવાનો વિચાર માંડી વાળવો પડ્યો.

બીજે દિવસે લેખ શરૂ કરતાં મને પોતાને જ ત્રણ છીંક આવી. ચોથી છીંક લાવવાનો નજીવો પ્રયત્ન કરી જોયો, પણ આવે એમ લાગ્યું નહિ; તેમ જ મારા મિત્રની આગલે દિવસે થએલી દશા જોતાં મારી જાત પર એ વિષયમાં કંઈપણ પ્રયોગ કરવો ઠીક ન લાગવાથી મેં છીંકની દરકાર કર્યા વગર લેખ લખી નાખ્યો.

'છીંકબીંકની વાત સૌ 'હમ્બગ' છે. 'લેખ લખાઈ તો ગયો,' લેખ પૂરો કરી હું સ્વગત બોલ્યો. પણ છાપામાં મોકલવા માટે બીજે દિવસે જ્યારે મેં એ લેખ શોધવાનો પ્રયાસ કર્યો ત્યારે જડ્યો જ નહિ. બહુ તપાસ કરી ત્યારે જડ્યો—પણ કોઈ પ્રતિષ્ઠિત તંત્રીને મોકલી શકાય એવી સ્થિતિમાં એ રહ્યો નહોતો. આગલી રાતે એ લેખના કાળિયા પર મમરાસેવગાંઠિયા વગેરે મેં જ પીરસીને મિત્રો સાથે ઉજાણી કરી હતી. એટલે એ લેખનો રસાસ્વાદ તેમ જ ગંધ અને રંગ પેલું મહાકાવ્ય જેવાં હતાં.

'ત્યારે છીંકનું શાસ્ત્ર ખરું ખરું,' મને થયું.

પણ છીંકને ને કાર્યસિદ્ધિને સંબંધ શો! તેમાં યે એકી સંખ્યા છીંકની હોય તો કાર્ય સફળ થાય, બેકી સંખ્યા હોય તો નિષ્ફળ નિવડે એનું શું કારણ? ખરી રીતે જોતાં એમાં કારણ જોવાનું જ હોતું નથી આપણું તેમ જ પરદેશનું પણ આખું શકુનશાસ્ત્ર કારણથી પર છે. બિલાડી આડી ઊતરે તો લડાઈ થાય, કાગડો બોલે તો અપશુકન થાય, તેરની સંખ્યા અમંગળસૂચક છે, ઘોડાની નાળ નજરે પડે તો ધારેલું કાર્ય સિદ્ધ થાય એ અને એવાં અનેક મન્તવ્યો પાછળ બુદ્ધિ કબૂલ કરે એવું કોઈ પણ કારણ રહેલું હોય એમ લાગતું નથી. છતાં અનેક મનુષ્યોને એનાં સત્યનો પરચો થઈ ચૂક્યો હોય છે; ને ન થયો હોય તોપણ ભવિષ્યમાં કોઈ દિવસ પણ થશે જ એમ માનીને તેઓ વર્તે છે.

નૈયાયિકો, તર્કશાસ્ત્રીઓ, વિજ્ઞાનવિદો માને છે કે દરેક વસ્તુનું કારણ હોય છે. કારણ વગર કાંઈ બનતું નથી. પરંતુ મને તો અનેક વસ્તુનું કાંઈ પણ કારણ દેખાતું નથી. લોકો પરણે છે તેનું શું કારણ? મેં પરણવા તૈયાર થએલા મારા એક પરિચિત ગૃહસ્થને આ પ્રશ્ન પૂછ્યો હતો. 'કારણ? કારણ તો શું હોય? પણ પરણ્યા વગર કંઈ ચાલે? જુઓની, બધાં જ પરણે છે ને?' પરણવા માટે કોઈ પણ પ્રકારના કારણની જરૂર નથી., પોતાનાં માબાપ પરણેલાં હતાં, કાકાકાકી પરણ્યાં હતાં, ભાઈ ને બહેનો પરણ્યાં હતાં, પાડોશીઓ પરણ્યાં હતાં—ટૂંકામાં સૌ કોઈ પરણ્યાં હતાં; માટે પોતે પણ પરણવાનું. આમાં કારણને અવકાશ જ ક્યાં છે?

અમુક સ્ત્રી કે પુરુષ અમુક જ પુરુષ કે સ્ત્રીને પરણે છે તેનું શું કારણ? અમુક છોકરો કોઈક છોકરી પાછળ ગાંડો થાય છે અથવા કોઈક છોકરી અમુક છોકરા પાછળ ગાંડાં કાઢે છે, ત્યારે કારણની શોધ પણ કોઈ કરતું નથી. 'આ છોકરીમાં અજબું છે શું? ચીબું ને ચપટું, ભજિયા જેવું નાક; ફૂલેલા વડા જેવા ગાલ; કોડિયા જેવું ઉપસેલું કપાળ; હા, જરા રંગ ઊજળો છે, પણ એના સામું હું તો જોઉં પણ નહિ,' એમ એ છોકરાના મિત્રાદિક જ કહે છે. ને છોકરીની બહેનપણીઓ એનાથી ખાનગી રીતે પોતાનો અસંતોષ વ્યક્ત કરતાં કહે છે, 'અહિ બહેન, આપણે તો એને બહુ ચતુર ધારતાં હતાં, પણ જોની વર કેવો પસંદ કર્યો છે. નથી કપડાં પહેરવાનાં ઠેકાણાં. નથી કંઈ ભણતો ગણતો, ને નર્યો ભૂતના ભાઈ જેવો કાળો ભલક છે. હા, જરા વાત કરવામાં ચબરાક છે ખરો. એ તો બહેન, કાગડો દહીંથરું લઈ ગયો.' 'પ્રેમને કારણો સાથે કશો સંબંધ છે નહિ;' 'કારણ પ્રેમનું પ્રેમ;' 'જાગે સ્વયંભૂ ઉરમાંહિ મન્મથ, તેનાં નથી કો નિયમો ન કારણ,' 'न खलु वहिरुपाधीन. प्रीतयः संश्रयन्ते' ઇત્યાદિ વચનો વડે કવિઓએ અને 'મુઓ; વહુઘેલો!' 'મોઈ રાંડ-વરઘેલી!' 'શું છે શું? વર વગર ઘડી ચાલતું નથી તો!' 'શાળાં બિલાડાંઓ! ઘુરકે ઘુરકે ને પાછાં એકઠાં ને એકઠાં' ઇત્યાદિ વચનો વડે વૃદ્ધ કુલાંગનાઓ ને ગુરુજનોએ પ્રેમની કારણરહિતતા સ્થાપિત કરી છે.

સ્ત્રીપુરુષ વિષયક પ્રેમને જ આ લાગુ પડતું નથી. પણ આપણું આખું રુચિતંત્ર કારણથી પર છે. એકને કારેલાં ભાવે ને બીજાને ન ભાવે એનું શું કારણ? આજે મને અમુક વાનગી ભાવે છે ને કાલે એ ન પણ ભાવે તેનું શું કારણ? એક સ્થૂલ કાયના ગૃહસ્થ ઘણીવાર મારી પાસે લેખ લેવા આવે છે. એને જોતાં વાર મારા પેટમાં કંઈ કંઈ થઈ જાય છે. તેનું કશું પણ કારણ હોતું નથી.

સરકારના હિસાબખાતામાં કામ કરતો એક કારકુન પોતાના ઉપરિ અધિકારીને હંમેશ પોતાની બીજા કોઈ ગામમાં બદલી કરાવવાની વિનંતી કરતો. પણ ઉપરિ અધિકારી કારણ પૂછતા ત્યારે એ કંઈ જવાબ દઈ શકતો નહિ. તબિયતનું બહાનું કઢાય એમ નહોતું. છ વાઘ ધરાય એવું એનું શરીર હતું. તેમ જ એ પોતાના મૂળ વતનમાં જ નોકરી કરતો હતો, એટલે પરગામ ફાવતું એવું કહેવાય તેમ ન હતું. આખરે એક દહાડો એણે કહ્યું; 'સાહેબ તમને હસવું આવશે. પણ આપણી 'ઑફિસ'ની સામે વડ છે તેથી મને અહીં ફાવતું નથી.' 'અંધારું પડે છે?' 'ના, ના. અંધારું તો નથી પડતું.' 'ત્યારે?' 'કોણ જાણે કેમ? આ વડને જોઈને મને કંઈ એવું થાય છે કે કંઈ કામ જ થતું નથી. આ શહેરમાં આ વડ હશે ત્યાં સુધી મારાથી સુખે રહેવાવાનું નથી.' 'કંઈ ગાંડા થયા છો?' 'હા, સાહેબ. ગાંડો જ થયો છું. કાં તો મારી બદલી કરાવો કે આ વડ કપાવી નાંખો. નહિ તો મારે રાજીનામું આપવું પડશે.' પછી એ વડનું તેમ જ કારકુનનું શું થયું તે વિષે કથાભાગ આગળ લંબાવવાની જરૂર નથી.

પ્રેમ આમ કારણ સાથે સંબંધ ન રાખે તો ધર્મ એનાથી કંઈ જાય એમ છે? એણે તો કારણનું સ્વપ્ને પણ ચિંતન ન કરવું એવો નિશ્ચય કર્યો હોય એમ લાગે છે. ધર્મનું સ્વરૂપ બુદ્ધિગમ્ય હોય જ નહિ એમ દરેક વર્ગ છાતી ઠોકીને કહે છે.

ધર્મ હમેશ બુદ્ધિથી પર હોય એટલે એને અંગે નિર્મીત થયેલા આચારો પણ કારણ-વિમુખ અને એ સ્વાભાવિક છે. અમુક વર્ગને અડકાય નહિ એનું કારણ આપનારા પણ વસ્તુતઃ તો જાણતા જ હોય છે કે એનું કંઈ પણ કારણ છે નહિ. પરમ અભેદ જેનું લક્ષ છે એવી ધર્મના અનુયાયીઓ નિરંતર ભેદબુદ્ધિ વધે એવા આચારનું જ પાલન કર્યા જાય છે તેનું શું કારણ ? જમતી વેળા સ્વચ્છતા ખાતર નહાઇને પછી ભૂરેવો જ્યાં કોઇ અમથા પણ ન બેસે એવા રસ્તા પર સીચરૂપની પાટલામાં ભોજન કરવા બેસે છે તેનું શું કારણ ? પાણી શરીરને જે બીજી અનેક વસ્તુઓને પવિત્ર કરે પણ લોટને એંઠો બનાવે તેનું શું કારણ ? સાદા પાણીથી લોટ એંઠો થાય તે કેગનાં કે વાજિયેરનાં પાણીથી ન થાય તેનું શું કારણ ?

આ પ્રમાણે પ્રેમ, ધર્મ, આચાર, રૂઢિ એ કારણથી પર હોય તો એ સર્વ કરતાં પોતાને શ્રેષ્ઠ માનનાર સરકાર કંઇ કાર્યકારણના નિયમનું બંધન સ્વીકારે ? અત્યારે દમનના કાયદાની જરૂર નથી છતાં તેને કાયદાનું કાયમી રૂપ આપવાનું શું કારણ એમ કેટલાક પૂછે છે. પરંતુ સરકારના—આ દેશની કે કોઇ પણ દેશની સરકારના—વર્તનમાં કોઇ પણ પ્રકારનું કારણ હોતું નથી. પણ એ વિષે વિસ્તારથી ન લખવાનું કારણ છે, એટલે આટલેથી જ મૌન સેવવું ઉચિત છે.

પહેલાં ઇશ્વર એકલો હતો. પણ પછી એને एकोऽहं बहु स्याम् ( હું એક છું તે બહુ થાઉં.) એવી ઇચ્છા થઇ તેનું પણ શું કારણ ! આપણી વૃત્તિની પ્રવૃત્તિનું કંઇ કારણ જડતું નથી, આપણા જીવનનું પણ શું કારણ હશે એવી બે ભાગ, તત્ત્વચિંતક નામના નકામી ચિંતા કરનારા પ્રાણીઓ, કલ્પના જ કરી શકે છે. અને ગીતા તો નિષ્કામ કર્મનો જ બોધ કરે છે. નિષ્કામ એટલે પ્રયોજન વગર જ કાર્ય કરવાં. અર્થાત્ કાર્ય કરવાનું કંઇ પણ પ્રયોજન હોય નહિ, એટલે કારણ શોધવાની પંચાતમાં પડવાનું રહે જ નહિ.

અને બ્રહ્મજ્ઞાનની ઉંચામાં ઉંચી ભૂમિકાએ ગયા પછી તો કાર્યકારણ જેવું કશું રહેતું જ નથી. જ્યાં વસ્તુ એક જ છે ત્યાં કોણ કોનું કારણ ? ને કોણ કોનું કાર્ય ? પરંતુ એ ભૂમિકાએ ગયા વગર પણ અધમ કે મધ્યમ ભૂમિકામાં રહ્યા હોઇએ તો પે કારણની શોધ કરવી તેના જેવી મૂર્ખતા બીજી એકે નથી.

અને આ લેખ લખવાનું પણ શું કારણ ?

# 'હંસ' માસિક

કનૈયાલાલ મુનશી

"હંસ" ભારતના સાહિત્યોનું મુખપત્ર થવાની ઇચ્છાથી આજે પ્રગટ થાય છે એનો મુખ્ય હેતુ બધા પ્રાન્તના સાહિત્યની સમૃદ્ધિ હિંદી દ્વારા સમસ્ત હિંદ આગળ રજુ કરવાનો છે.

રાષ્ટ્ર એ વસ્તુ નથી, ભાવના છે. કરોડો સ્ત્રીપુરુષોએ સંકલ્પયુક્ત સેવેલી ઇચ્છા પર એ ભાવના રચાય છે. આજે ઘણુંગણું ભારતવાસીઓ આચાર અને વિચારમાં ભાવના વ્યક્ત કરે છે કે હિંદ એક અને અવિભાજ્ય છે.

આ ભાવના અનેક રૂપે વ્યક્ત થાય છે. અંગ્રેજી ભણેલા અંગ્રેજીદ્વારા એ ભાવના દર્શાવે છે. બીજા ઘણા પોતપોતાની માતૃભાષામાં એને પ્રગટાવે છે. પ્રયત્નો એક જ દિશામાં થાય છે; રાષ્ટ્રભાષાને સાહિત્ય વિના તે એકાગ્ર થઈ શકતા નથી.

આજે હિંદી રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારાઈ છે. મહાત્મા ગાંધી જેવા રાષ્ટ્રવિધાતા એને જીવંત રાષ્ટ્રભાષા કરવાનો વ્રત લઈ બેઠા છે. પણ એ ભાષા માત્ર વ્યવહારની નહીં—સાહિત્યની હોવી જોઈએ. માત્ર ઉપયોગ પુરતી નહીં—સંસ્કારિક વિનિમય ને સૌંદર્ય દર્શન કરવા માટે એનો ઉપયોગ થવો જોઈએ. જો હિંદ એક અને અવિભાજ્ય હોય તો એની પ્રજાએ સંસ્કારવિનિમય અને સૌંદર્યદર્શન એક જ ભાષામાં ને પરસ્પરાવલંબી સાહિત્યપ્રવાહોદ્વારા કરવું જોઈએ. ભારતીય રાષ્ટ્રભાષા હોય તેમાં આપણે દરેક દેશભાષાનાં તત્ત્વોનું બળ હોવું જોઈએ. જો ભારતીય સાહિત્ય હોય તો તેમાં પ્રાન્તે પ્રાન્તની સાહિત્યસમૃદ્ધિનું ખમીર હોવું જોઈએ. જો આપણા રાષ્ટ્રને આત્મા હોય તો તેનું સાહિત્યદ્વારા સર્વને દર્શન થવું જોઈએ. એ મંતવ્યો આ પ્રયત્નનું મૂળ છે.

ભારતીય સાહિત્યની એકતા આપણાં પ્રાન્તોના સાહિત્યમાં અન્તર્ગત એકતા છે. આપણી સાહિત્યકૃતિઓ ગમે તે ભાષામાં લખાઈ હોય તોપણ એક સૂત્ર તેમાં પરોવાઈ રહ્યું છે.

દરેક સાહિત્યમાં આ સૂત્ર નવું નથી, યશપૂર્વથી ચાલી આવે છે. ભગવાન વ્યાસ દ્વૈપાયનની પ્રેરણા છે. રામાયણના અપ્રતિમ સૌંદર્યનાં પ્રતિબિંબ પણ બધે જડે છે. પુરાણના પ્રતિધ્વનિના પડઘા યુગેયુગના સાહિત્યમાં જડે છે. સંસ્કૃત સાહિત્યના વિધાયકોની જ્યોતે દરેક પ્રાંતના સાહિત્યકારોને પ્રોત્સાહન દીધું છે.

આપણા કથાસાહિત્યે પણ સૂત્રરૂપ દરેક સાહિત્યને સાંકળી લીધું છે. જાતકની કથાઓ કોઈને કોઈ રૂપે બધા સાહિત્યમાં મળે છે. ગુણાઢ્યની ખોવાયલી બૃહત્કથા અને પંચતંત્રના અનુવાદો પણ બધા પ્રાંતોને પ્રિય છે. આપણી લોકકથા એ દેશનું સ્વયંભૂ ને જીવંત સાહિત્ય છે; અને તેનાં મૂલ પ્રજાની સમસંસ્કારી કલ્પનામાં છે.

પાછલા જમાનામાં ભાગવતધર્મ અને ભગવદ્ભક્તિએ દરેક પ્રાંતના સાહિત્યને પુનર્જીવન આપ્યું છે. વિદ્યાપતિ ને ચંડીદાસ, સૂરદાસ ને તુળસીદાસ, નરસિંહ ને મીરાં

ને કબીર, જ્ઞાનદેવ ને તુકારામ, આળવારો ને આચાર્યોનાં પદો અને શંકર, રામાનુજ મધ્વ, ચૈતન્ય ને વલ્લભના પ્રતાપી સિદ્ધાંતો એક તરફથી હિંદની સાંસ્કારિક એકતાનો ખ્યાલ કરાવે છે, અને બીજી તરફ સમસ્ત હિંદના સંસ્કારોને એકરૂપ બનાવે છે.

અને મુસ્લીમ રાજ્યકાળમાં હિંદુમુસ્લીમ સંસ્કારોના વિનિમયની અસર ક્યા પ્રાંતમાં નથી ! હિન્દુ અને મુસ્લીમ બંનેએ મળી હિન્દુસ્થાનીનો વારસો આપણને આપ્યો છે. સુફીવાદની અસર ઘણાં સાહિત્યમાં છે. મોજમજાહ અને રાજકીય વિષયની પરિભાષા, અને ઉલ્લાસનું ઘણું સાહિત્ય બંને મુસ્લીમોની પ્રેરણાથી હિંદને મળ્યું છે.

અને અંગ્રેજો આવ્યા પછી સાહિત્યના આદર્શો અંગ્રેજી સાહિત્યથી નવે રૂપે ઘડાયા છે. નિબંધ, નવલકથા, નાટક, ને કવિતાની સમૃદ્ધિ સંસ્કૃતના બાણ માઘ ને કાલિદાસમાંથી આવ્યાં છે. પણ તેમનું સ્વરૂપ, સૂક્ષ્મતા અને સરસતા, એમનું હૃદયગામિત્વ ઈંગ્લાંડમાં પ્રવર્તતા રોમાન્ટીઝમે રચેલા કર્તાના માનસમાંથી નીકળ્યા છે અને શેલી, વર્ડ્સ્વર્થ, સ્કોટ અને લીટનની પ્રેરણાથી મળ્યાં છે.

૧૯૦૪ માં બંગાળાના ભાગલા પછી જે જ્વલંત રાષ્ટ્રીયતાનો જુસ્સો જીવનમાં આવ્યો તેનું પ્રતિબિમ્બ દરેક સાહિત્યમાં મળે છે. આજે મહાત્મા ગાંધીનાં લેખો અને પરાક્રમોની તેમ જ કવિવર રવીંદ્રનાથ ઠાકુરની કૃતિઓની પ્રેરણાવડે દરેક સાહિત્ય પ્રગતિપંથે જવા માંડયું છે.

આમ ભારતીય સાહિત્યમાં મૌલિક એકતા હતી અને છે; માત્ર ભાષાવસન દરેક પ્રાંતમાં જુદાં હતાં.

બધું સાહિત્ય એક સ્થળે ને એક ભાષાદ્વારા હિંદીઓને મળે તો જરૂર એ એકતા અને સ્પષ્ટ સ્વરૂપ પ્રાપ્ત કરી દઢ બને.

૩

એક સ્થળે અને એક ભાષામાં બધા પ્રાન્તોનું સાહિત્ય ભેગું મળવાથી દરેક સાહિત્યને વેગ મળ્યા વિના નહીં રહે. કેટલાક એવો ભય રાખે છે કે આથી પ્રાન્તસાહિત્યોની ખુબી કે સરસતા જતી રહેશે. કેટલાકને આ પ્રયત્નમાં પ્રાન્તીય ગૌરવનો ભંગ દેખાય છે. પણ ઊંડો વિચાર કરતાં આ ભય આધાર વિનાનો લાગે. છે. પ્રાન્તીય સાહિત્યો એક બીજાનું માપ કાઢતા થશે, ને એક બીજાના પાસથી નવા રંગો પ્રાપ્ત કરશે. આજે ઘણે ઠેકાણે સંકુચિત મર્યાદામાં વહેતું સાહિત્ય ઠિંગરાઈ જતું દેખાય છે તે બચી જશે. સૌંદર્ય ને સારસ્યના ધોરણોને પ્રાન્ત ને દેશની મર્યાદા નથી. કાલિદાસ, હોમર, ગેઆથે કે શેલી એ તો મનુષ્યમાત્રને સરસતાના પાઠ શીખવે છે. જ્યાં સુધી આપણું પ્રાન્તીય સાહિત્ય બહોળા ક્ષેત્રમાં વિચરે નહીં ત્યાંસુધી જગત્‌સાહિત્યમાં સ્થાન પામવાને લાયક થાય નહીં. પ્રયાસોને પરિણામે સાહિત્ય ઠીંગરાવાને બદલે વધારે સરસતા પ્રાપ્ત કરશે એ નિઃસંદેહ છે.

૪

પણ કેટલાક સાહિત્યકારો કહે છે કે આ પ્રયત્ન શા માટે હિંદીમાં ! અંગ્રેજીમાં શા માટે નહીં !

આ સવાલ ઇ. સ. ૧૯૩૫ માં પુછાય છે એથી અમને ખેદ થાય છે.

આ દેશમાં શું એટલી શક્તિ નથી રહી, રાષ્ટ્રભક્તિની એટલી જ્યોત નથી બળતી કે એને પરદેશીઓની ભાષાદ્વારા પોતાનો પ્રાણ વ્યક્ત કર્યાં વિના છુટકો ન થાય ? આ વાત ખરી હોય તો આપણે લાજી મરવું જોઈએ.

અંગ્રેજી સુંદર ભાષા છે; એના સાહિત્યમાં અમર સરસતા રહી છે; એની પ્રેરણા વડે આપણું ઘણું સાહિત્ય રચાય છે. પણ એ ભાષા કેટલાને સુગમ્ય છે ? એ ભાષામાં આપણા હિંદી સંસ્કારો કેવી રીતે દર્શાવી શકીએ ? આપણી દેશભાષા વડે બંધાએલા આપણા સંસ્કારપિંડને પરભાષાના બેઢંગ સ્વરૂપમાં કેમ આપણે પ્રગટ કરીએ ?

હિંદી તો ઘણીય પ્રાન્તભાષાની મોટી સહોદરી છે. ઉર્દુ જોડે પણ એનો સંબંધ નિકટ છે. હિંદી કેટલાય કરોડો હિંદીઓ બોલે છે અને તેથી વધારે સંખ્યા સમજી શકે છે. આજે એને રાષ્ટ્રસિંહાસને આપણા રાષ્ટ્રવિધાયકોએ બેસાડી છે. એને છોડી આપણે કઇ પરભાષામાં સાહિત્યનો વિનિમય કરીએ ?

હિન્દી શીવાય બીજી રાષ્ટ્રભાષા આ દેશને સંભાવ્ય નથી. આ વસ્તુની જેમ આપણને વહેલી ખાતરી થાય તેમ દેશોદ્ધાર વહેલો પાસે આવશે.

હિંદીમાં દરેક સાહિત્ય ઉતરે તો પછી એ પ્રયાગ કે કાશીની હિંદી તો ન જ રહે. એમાં દરેક ભાષાની વિશિષ્ટતાઓ જરૂર આવે. આજે જે રીતે બંગાલી અને ગુજરાતી ભાષાઓ વિકસી છે તેમ એ પણ વિકસે. એની વાક્યરચનામાં વિવિધતા આવે, એના કોષમાં અપરિચિત શબ્દો પણ પેસે. અનેક એવી સામગ્રીઓમાંથી નવી રાષ્ટ્રભાષા પ્રગટશે. આવી એક સર્વસામાન્ય ભાષાને માટે–Basic Hindi—મૌલિક હિંદીનો જ ઉપયોગ કરવો જરૂરનો છે. થોડામાં થોડા સર્વ શબ્દોની એ ભાષા બને એ સર્વથા ઇચ્છવા જેવું છે. પણ એમ કરવું એ સાહિત્યની દૃષ્ટિએ સહેલું નથી એ અમે સમજીયે છીએ. આજે હિંદીમાં, બંગાળીમાં, મરાઠી, ગુજરાતીમાં સંસ્કૃતના અંશો દિનદિને વધતા જાય છે. સમૃદ્ધિ ને સુમધુરતાની મદદ ન હોત તો આ ભાષાઓનો વિકાસ ન હોત. એટલે સમૃદ્ધિ ને માધુર્ય રાખવાં કે સરળતા ને છટા એ પ્રશ્ન ઘણા સાહિત્યકારને ગુંચવે છે. આ મુશ્કેલી સમજ્યા છતાં પણ એનો ઉકેલ સહેલ નથી એમ સ્પષ્ટ લાગે છે.

એનાથીય બીજો મોટો પ્રશ્ન છે; હિંદુઓ અને મુસ્લીમોને બંનેને સરખી રીતે સમજાય એવી સાહિત્યની કઈ ભાષા ? બજારમાં, લશ્કરમાં, સામાન્ય વ્યવહારમાં સરળ હિંદી સરળ ઉર્દુની નજીક આવી શકે. પણ જ્યાં વાક્પાટવ, કવિતા, અર્થસૂચકતા કે અર્થગાંભીર્યનો સવાલ આવે ત્યાં એ ભાષા નકામી નીવડે છે : ત્યાં દરેક લેખક પોતાને પ્રિય હોય એ Classical Languageમાંથી પોતાને જોઈતી સમૃદ્ધિ લઈ લે છે. પણ આમાં નીરાશાને સ્થાન નથી. હિન્દુ મુસ્લીમ બન્નેને એક સાહિત્યની ભાષા પેદા કરે જ છુટકો છે. દરેક પક્ષ પોતાની વિશિષ્ટતા ત્યાગીને આગળ નહિ વધે: બંને પક્ષ એક બીજાની ખુબીઓની આપ લે કરીને જ નવી ભાષા સર્જી શકશે.

આ બાબતમાં જેટલી ધીરજ જોઈએ છીએ તેટલું ઔદાર્ય જોઈશે. બધી મહાન વસ્તુઓ લાંબા ને ભગીરથ પ્રયત્નને જ અંતે મળે છે.

# કલાની કદર

શ્રી ચુનીલાલ રતનજી દેસાઈ

એની માનો એકનો એક દીકરો નારણ દાક્તર મહેશચંદ્રના દવાખાનામાં દાખલ થયો. દાક્તરનું દવાખાનું તેમના રહેવાના ઘરના આગલા ખંડમાં જ હતું. નારણના હાથમાં 'મુંબઈ સમાચાર'નાં પાનાંમાં વીંટાળેલી કાંઈક વસ્તુ હતી.

"કેમ, અલ્યા નારણ? હવે કેમ છે? કાંઈ નવું તો નથી ને?" દાક્તરે પૂછ્યું.

"મારી માએ તમને સલામ કહેવડાવી છે અને તમારો ઘણો જ આભાર માનવાનું મને કહ્યું છે." નારણે પોતાનો હાથ છાતી પર મૂકીને જરા ગળગળા અવાજે કહ્યું, "હું મારી માનો એકનો એક દીકરો અને તમે મારો જાન બચાવ્યો—જીવલેણ માંદગીમાંથી મને ઉગાર્યો—તેનો બદલો તો હમે કે દી વાળી શકવાનાં? પણ..."

"કાંઈ નહિ, નારણ." દાક્તરે હરખાતે ચહેરે નારણને આગળ બોલતા અટકાવ્યો, "એમાં તે મેં શું કરી નાખ્યું છે જે? કોઈપણ દાક્તરે આટલું તો કીધું હોત!"

"પણ હું મારી માનો એકનો એક દીકરો; વળી અમારી સ્થિતિ પણ તદ્દન ગરીબ; અમારાથી તમારી દવાની ફીના પૈસા પણ અપાય એમ નથી અને તેથી મને તથા મારી માને—એકના એક દીકરાની માને—જરા યે ચેન નથી પડતું; એટલે આપ અમારી આભારની લાગણીના ચિહ્ન તરીકે આ એક વસ્તુ સ્વીકારવાની મહેરબાની કરશો. આ એક ઘણો જ કિંમતી પુરાણી કલાનો નમુનો છે."

"અરે, એની વળી શી જરૂર?" દાક્તરે કહ્યું. "તું રહેવા દે, નારણ."

"ના, તમે ના નહિ પાડશો," નારણે બંડલ ઉકેલતાં કહ્યું, "ના પાડશો તો મને તથા મારી માને ઘણું જ માઠું લાગશે. અને આ વસ્તુ તો એટલી મજાની છે! બહુ જુના વખતની છે. મારા બાપના વારસામાં મને એ મળી હતી અને અમે તેને તેમનાં સ્મરણમાં જાળવી રાખી છે. તમને ખબર છે ને કે મારા બાપુ આવી પુરાણી વસ્તુઓનો વેપાર કરતા. તક મળતી ત્યારે આવી જુની કિંમતી ચીજો તે ખરીદી લેતા અને પછી કલાની કદર કરનારાઓને તે વેચતા—પણ આ તો તેમને એટલી ગમી ગયેલી કે તેમણે જાતે જ રાખી મુકેલી—અમે પણ આજે એ જ ધંધો કરીએ છીએ."

નારણે બંડલ ખોલીને અંદરથી એક નાની સરખી પણ ખુબ રૂપાળી પીત્તળની સમપુટ* કાઢીને દાક્તરના ટેબલ પર મુકી. સમપુટની પડખઈ ઉપર બે સુંદર દિગંબર સ્ત્રીઆકૃતિઓ હતી. આકૃતિઓનાં મ્હોં પર એટલું તો મનોહર સ્મિત રમી રહ્યું હતું કે જો ઉપરનાં ઢાંકણાંને ટેકવી રાખવાનું કામ તેમને ન કરવાનું હોય તો જાણે

---

* ડબી

હમણાં પડઘઇ ઉપરથી કુદી આવીને આપણને શરમમાં પાડે એવું રંગરાગયુક્ત વિલાસનું વાતાવરણ જમાવી મુકશે એવો ખ્યાલ થઇ આવતો હતો.

ભેટની તે અનુપમ વસ્તુને ધ્યાનપૂર્વક જોયા પછી માથા પર હાથ ફેરવતાં ફેરવતાં દાક્તર જરા હસ્યા; તેમનો શ્વાસ ઉતાવળો ચાલવા માંડયો; તે બોલ્યા, "ખરેખર, અતિશય સુંદર છે. પણ જો ને, એમ છે......કે......તું સમજ્યો ને,... અહીંઆં કાંઇ એ રખાય ? છે તો બહુ જ મઝાની પણ જરા......"

"ના કેમ રખાય ? તમારે એવું શું કરવા ધારવું જોઇએ ?"

"અરે, પણ કામદેવ પણ આનાથી વધારે બળવાન બાણુ નહિ બનાવી શકે ? ટેબલ પર આને રાખું તો આખું ઘર મારૂં અપવિત્ર થઇ જાય."

"દાક્તર સાહેબ, તમે તે કલાની તરફ કેવી વિચિત્ર દ્રષ્ટિથી જુઓ છો ?" નારણ જરા ગુસ્સામાં આવીને બોલી ઉઠયો. "જરા જુઓ તો ખરા ! એની એક એક રેખા તરફ જુઓ. કેટલી નરી સુંદરતા—સરલતા !—આદર અને ભક્તિભાવમાં હૃદય ડુબે અને આંખમાં આંસુ ઉભરાય એવી ! આવું સૌંદર્ય જોતી વખતે આ દુનીઆની બીજી બધી વસ્તુઓ ભુલી નથી જવાતી ? કેટલું રૂપ ! કેવો ભાવ !"

દાક્તરે કહ્યું, "સમજું છું, નારણ, બરાબર સમજું છું. પણ હું બાળ-બચ્ચાંવાળો માણસ; છોકરાં આમ તેમ દોડતાં હોય, વળી સ્ત્રીઓ પણ ઘણીવાર આવે—"

"અલબત્ત, અમાર લોકોની નજરે જુઓ તો આ સુંદર કલાકૃતિ જુદા જ સ્વરૂપમાં દેખાય. પણ દાક્તર સાહેબ, તમે તો સુધરેલા. વળી તમે નહિ સ્વીકારશો તો મને તથા મારી માને બહુ જ દુઃખ થશે. તમે મારી છંદગી બચાવી તેના બદલામાં હમારી પાસેની કિંમતીમાં કિંમતી ચીજ તમને આપીએ તે તમારે લેવી જ પડશે. દુઃખ તો અમને એ થાય છે કે આની જોડની બીજી સમઇ અમારે ત્યાં છે નહિ. બાકી તો એ જોડ એવી શોભી ઉઠત !"

"નારણ, તને આ લઇને તારી માએ મોકલ્યો તેટલા માટે તારી માનો મારા વતી ઉપકાર માનજે. પણ તું જ વિચાર કરી જોને-મારાં છોકરાં આ ખંડમાં વારંવાર આવજા કરતાં હોય, સ્ત્રીઓ મને મળવા આવતી હોય-પણ રહેવા દે ! તું કાંઇ એમ મારૂં માનવાનો નથી."

"માનું શેનો ?" નારણે આનંદમાં આવી જઇને કહ્યું. "જુઓ, બરાબર આ ફુલદાનીની બાજુમાં એને મુકવાની. એની જોડ નથી એટલી એક ખામી રહી જાય છે. પણ શું થાય ? સલામ, દાક્તર સાહેબ !"

નારણના ગયા પછી દાક્તરે ઘણીવાર માથું ખંજવાળતાં ખંજવાળતાં સમઇનો વિચાર કર્યા કીધો.

"છે તો કોઇ અદ્દભુત કલાનો નમુનો ! એને ફેંકી પણ કેમ દેવાય ? અને અહીં રાખી પણ કેમ મુકાય ? ભારે મુંઝવણ આ તો આવી પડી ! કોઇને ભેટ આપી દેવાય તો સારૂં ! પણ ભેટ આપું કોને ?"

ઘણીવાર વિચાર કરી જોયા પછી તેમને એકાએક સાંભરી આવ્યું કે તેમના એક મિત્ર અનંતરાય વકીલે તેમને એક કેસમાં ખુબ મદદ કરી હતી. દાક્તરે વિચાર્યું,

"મિત્ર હોવાથી અનંતરાય મારી પાસેથી પૈસા તો લેતા નથી અને એમને મારે કાંઇક આપવું તો જોઇએ જ. એટલે તેમને આ સમઇ હું જાતે જ જઇને ભેટમાં આપી આવીશ. વળી ભાઇ છે પણ કુંવારા અને જરા ધરડી–એટલે તેમને આ ખૂબ જ ગમશે."

નિર્ણય કર્યો કે તરત જ સમઇને કાગળમાં વીંટાળી હાથમાં લઇને દાક્તર અનંતરાયને ઘેર ગયા.

"કેમ છો, વકીલ સાહેબ!" દાક્તરે અનંતરાયને ઘેર જોઇને રાજી થતાં થતાં પૂછ્યું. "પેલા કેસમાં તમે કરેલી મદદનો આભાર માનવા માટે જ આજે તો ખાસ આવ્યો છું. તમે પૈસા લેવાની ના પાડો છો તે તો જાણે સમજ્યા; પણ કાંઇ ભેટ તો તમારે સ્વીકારવી જ પડશે. જુઓ તો ખરા! આ કેટલી મનોહર સમઇ છે. કલાનો કેટલો સુંદર નમુનો!"

સમઇ જોઇને વકીલ આનંદમુગ્ધ થઇ ગયા. "કેટલી રૂપાળી આકૃતિઓ! આ કલાકારો તો જડમાં પણ જીવ રેડે છે! એ લોકો તે ક્યાં જઇને અટકશે! ખરેખર, આટલું સૌંદર્ય તો જીવતાં માણસોમાં પણ નથી જોયું. પણ તમને આ મળી ક્યાંથી?"

સમઇની ખૂબ કદર કર્યા પછી વકીલે બ્હીતાંબ્હીતાં બારણા તરફ જોઇને કહ્યું, "પણ દાક્તર, તમારે એને પાછી લઇ જવી પડશે. હું કાંઇ એ ભેટ સ્વીકારવાનો નથી."

"પણ કેમ?" દાક્તરે ચિંતાતુર થઇને પૂછ્યું.

"કારણ કે–જુઓ ને–મારી મા મને ઘણીવાર મળવા આવે છે, વળી અસીલો આવજા કરતા હોય–અને વળી નોકરો......"

"ના, ના, આવી સુંદર ભેટ ન સ્વીકારો એ તે કાંઇ ચાલે કે? આ બાબતમાં તો હું તમારું કાંઇ સાંભળવાનો જ નથી. પૈસાની બાબતમાં તો ઠીક છે કે તમે ના લો તો મારાથી કાંઇ આગ્રહ નહિ થાય, પણ ભેટમાં શું? અને તે પણ આટલી સુંદર! ના, ના, એ કાંઇ ચાલશે નહિ," કરીને કોટે વળગેલી બલાથી છૂટીને મહેશચંદ્ર આનંદ પામતા ઘર તરફ ચાલતા થઇ ગયા.

દાક્તરના ગયા પછી અનંતરાયે સમઇને ખૂબ ધ્યાનપૂર્વક નિહાળી. અને તેના પર તેમણે હાથ ફેરવી જોયો. પછી આ ભેટનું શું કરવું તે વિચારમાં માથું ખંજવાળવા લાગ્યા.

"છે તો બહુ જ સુંદર. એને ફેંકી પણ કેમ દેવાય? અને ઘરમાં પણ કેમ રખાય? તો પછી કોઇને ભેટ આપું તો કેમ? રાખ, પેલા ઍક્ટર મધુસૂદનને ભેટ આપું. એને આવી ચીજોનો શોખ છે અને વળી આજે એની બેનીફીટ નાઇટ પણ છે."

અનંતરાયે તે જ સાંજે ઍક્ટર મધુસૂદનને બીજાઓના ફૂલના હારતોરાની ભેગી પેલી સમઇ ભેટ આપી. તે સુંદર કલાકૃતિની પ્રશંસા કરવા મધુસૂદનના ડ્રેસીંગરૂમમાં તે સાંજે લોકોની મોટી ઠઠ જામી.

નાટક પૂરો થઇ ગયા પછી મધુસૂદને ખભા ચડાવીને બોલવા માંડ્યું, "પણ આનું મારે કરવું શું? હરિવલ્લભભાઇને ત્યાં રહું છું ત્યાં કાંઇ આને લઇ જવાય? વળી સગાંવ્હાલાં મળવા આવે, તેમાં બૈરાંછોકરાં પણ હોય એટલે આને કાંઇ બ્હાર રખાય? અને આ કાંઇ જમી નથી કે ઝટ દઇને ટેબલનાં ખાનાંમાં સંતાડી દેવાય!"

મધુસૂદનનો નોકર પાસે જ ઉભો હતો, તેણે કહ્યું, "અરે, એમાં શી મોટી

વાત હતી સાહેબ ? મારી પડોશમાં નારણની માં જમના ડોશી છે તે આવી જુની વસ્તુઓનો વેપાર કરે છે. હું તેને આ સમઈ વેચી દઈશ એટલે પીડા પતી."

× × ×

એકેક દિવસ પછી દાક્તર મહેશચંદ્ર પોતાના દવાખાનામાં બેઠાબેઠા દરદીની રાહ જોતા હતા તેવામાં એકદમ બારણું ઉઘાડી નારણ દોડતો દોડતો અંદર આવ્યો; તે હસતો હતો; તેના મ્હેરા પર આનંદ આનંદ ઉભરાઈ રહ્યો હતો. તેના હાથમાં 'મુંબઈ સમાચાર'ના પાનાંમાં વીંટાળેલી કાંઈક વસ્તુ હતી.

"દાક્તર સાહેબ," તે હાંફતો હાંફતો બોલ્યો, "મારો આનંદ તો માતો નથી. તમારે નસીબે અમને પેલી સમઈની જોડની બીજી સમઈ પણ મળી ગઈ છે. મારી મા તો એટલી રાજી રાજી થઈ ગઈ છે ! હું મારી માનો એકનો એક દીકરો અને તમે મને જીવતદાન આપ્યું તેથી આ સુંદર સમઈની જોડ તમને ભેટ આપતાં મારી માને ખૂબ જ આનંદ થાય છે."

આટલું બોલીને નારણે આભારની લાગણી સાથે સમઈને દાક્તરના ટેબલ પર મૂકી. દાક્તરે કાંઈક કહેવા મ્હોં ઉઘાડ્યું, પણ તે કાંઈ જ બોલી શક્યા નહિ; તેમની જીભ જ જાણે સિવાઈ ગઈ !*

ગદ્ય કેટલીક વાર કવિતાનો ઘણો ભાર સહન કરે છે. પણ કવિતા ગદ્યના સાધારણ ભારથી ગૂંગળાઈ જાય છે.

* વાર્તાસાહિત્યના સમ્રાટ રશીઅન લેખક ચેખોવની એક વાર્તાનો અનુવાદ

# રેલનું રતન

જયંતીલાલ ઓચ્છવલાલ મહેતા

છેલ્લાં પચાસ વર્ષમાં ઘરડાઓએ નહિ જોયલી અને સરકારી દફતરોમાં નહિ નોંધાયલી એવી એ પ્રચંડ રેલ હતી. બારે દહાડે માત્ર ચોમાસાના થોડાં ખાંધી લીપેલા પાણીની દુર્ગંધ ફેલાવતી, નાની નહેર સમાન દેખાતી પાણી વીનાની વિજયા, તપશ્ચર્યાથી સમસ્ત વિશ્વને કંપાવનાર વિશ્વામિત્ર સમી, સારા ય ગુજરાતમાં હાહાકાર ફેલાવી રહી હતી. રાજા માતાની પૂજન કે ચુંદડીને ગણકારવા એ તત્પર નહોતી. अबला यत्र प्रबला + + नहि नहि तत्र + जीवितुमाशापि દુર્લભા ભવતિ કવિતા એ કથનનો તાદ્દશ અનુભવ આજે દરેક માણસને મળી રહ્યો હતો. વિજયપુર રાજ્યની પ્રજાનો જીવ આજે તાળવે ચોંટયો હતો. માત્ર નિશ્ચિંત દેખાતો હતો સેન્ટ્રલ જેલની જન્મ ટીપના કેદીની એક ખોલીમાં બેઠેલો જીવણ ભગવાન. જેલના કંપાઉંડમાં પણ પાણી ભરાવા લાગ્યાં હતાં અને સત્તાવાળાઓ પાણી હજુ વધે તો શું કરવું તેના વિચારમાં પડ્યા હતા.

રેલનાં વધતાં જતાં પાણી સંબંધી દારોગાઓમાં થતી વાતચીતના શબ્દો કાને પડતાં જીવણના મગજમાં વિચારસંકલનાની કડીઓ એક પછી એક જોડાવવા લાગી. ભીંત સામે તાકી રહેલી એની ખાલી નજર આગળ બરાબર સાત વર્ષ ઉપર એ જ નદીમાં આવેલી રેલના પાણીની ભમરીઓ વાંકીચુંકી ફરવા માંડી. અને ભૂતકાળના સ્મરણની રેલ, વિચારસંસર્ગથી એના હૃદયને વલોવતી વધવા લાગી.

સરકારી કામે શહેરમાં આવેલો દુંભી ગામનો જુવાન વરતણીયો જીવણ રેલની બુમ સાંભળી સરકારી હોસ્પીટલ આગળથી પહેલાં ઘુંટણ અને પછી કમ્મરથી છાતીપુર પાણી સુધી જઈ સામે ફેલાયલો વિશાળ ભમરીઓવાળો સબળ પ્રવાહ જોઈ રહ્યો હતો. એને તરીને આગળ જવાની હોંશ થતી હતી પણ લોકોને ગુભરાટે એને પાછો વાળ્યો. જીવણનો બાંધો મજબુત હતો છતાં વરસાદ અને રેલનાં પાણીએ તરબોળ થઈ ગયેલા એના શરીરમાં ટાઢની ધ્રુજારી આવી. શહેરમાં આવે ત્યારે છાંટો પાણી લેવાની ટેવવાળા જીવનને એના પગે દારૂના પીઠા તરફ ઘસડયો અને ત્યાં એણે એક રૂપીયાનું પાણી કર્યું. એના શરીરમાંની ઠંડી ઉડી ગઈ પણ લથડતે પગે અને અસમતોલ મગજે એને ગામ પહોંચતાં રાત પડી.

" અલ્યા જીવણ ! ઘમાં એવડો વચાર શું કરછ ? હવારે પાણી ઉતરી જાહે. સુઈ જા, બાપા ! રાત પડી. " મક્ન દારોગાના અવાજે જીવણની વિચારસંકલનાને ઘડીભર થંભાવી. પરંતુ " રાત પડી " એ શબ્દોએ એના હૃદયને વીંધી નાખ્યું. " હેં ! રાત પડી ! ! હાય ! હાય ! રાતને કોણે ઘડી ? " એની વિચારસંકલનાનો વેગ વધ્યો. ફરી એની નજર આગળ વિનવતી આંખોએ ખોળો પાથરતી દેખાઈ. એની લાડકી દીકરી રતન એની સામું હમની નાચતી આવી ઉભી. - જીવણ · આંખ ચોળતો

ઉભો થઇ ગયો. એણે પાસેના માટલામાંથી થોડું પાણી પીધું અને આખો દિવસ સખત કામ કરી થાકેલા શરીરને આરામ આપવા અને સ્મરણોના દુઃખને વિસરવા એ સુતો; પરંતુ આજે એને માટે ઉંઘ હતી જ નહિ. એને એનું બચપણ, ઉગતી જુવાની, ભુરી સાથેનાં લગ્ન, રતનનો જન્મ, એમ બધું એક પછી એક નજર આગળ આવવા લાગ્યું. અરે ! એ રાતના એણે નીશા અને ઇર્ષ્યાના આવેશમાં શું કર્યું !

મોડી રાતે પાણી ડહોળતાં ડહોળતાં જીવણ ઘેર પહોંચ્યો ત્યારે એણે પરભુને એના ઘરમાંથી ઝપાટાભેર નીકળી આવ્યો જતો જોયો. એની નસેનસમાં એક વીજળી પ્રસરી ગઇ; એની આંખ બળવા લાગી; એણે બારણાને લાત મારી અને બારણાં ખુલતાં જ એ ભુરી પર ધસી ગયો. ભુરી ચમકી અને પાછી હઠી, રતન બેબાકળી બની ગઇ, પણ જીવણના તો અંગેઅંગમાં બુદ્ધિનાશનાં ચિહ્ન વ્યાપી ગયાં હતાં. પ્રેમના આવેશમાં અનેકવાર ચુમેલી ભુરીની કુમળી ગરદન એણે પોતાના લોખંડી પંજાથી ક્રૂરતાપૂર્વક દબાવી. એક ઝીણી ચીચીયારી એણે સાંભળી, રતન રડતી હોય એમ લાગ્યું. ભુરીની ફાટલી આંખ અને પહોળા મ્હોંમાંથી નીકળી પડતી જીભ એણે જોઇ. એ શ્વાસ લેવા તડફડતી હતી.

"હાય ! હાય ! ! " બોલતો જીવણ સફાળો બેઠો થયો. "ક્યમ જીવણ ! આજ તને થીયું સે હું ? " મકન દારોગાએ હવે જરા દયામથી બુમ પાડી અને જીવણ, સાત સાત વર્ષના તાજા થએલાં દુઃખદ ભયાનક સ્મરણોથી વિહ્વળ થએલો જીવણ, માથે હાથ દઇ ધીમું પણ કરૂણ રોવા લાગ્યો.

વરસાદ આખી રાત ખુબ પડયો અને પાણી પણ જ્યાં ત્યાં ઘણું ચઢી ગયાં. સવાર થતાં શહેરમાંના સ્વયંસેવકોએ લોકોને બને એટલી સહાયતા કરવા કમ્મર કસી. નાના મોટા ગરનાળાઓ અને તરાપાઓ છુટયા. ગામનાં ગામને તાણી લાવતાં રેલનાં પાણીમાં માણસ, જનાવર અને સરસામાન એક સરખાં તણાયાં જતાં હતાં. કેટલાક માણસો તો માર્ગમાં આવતા ઝાડને વળગી રહી બચાવ માટે સારી રાત બુમ મારતા રહ્યા હતા. આ બધી ખબર જેમ જેમ શહેરમાં સરતી ગઇ તેમ તેમ દરેક સામાજિક સંકટપ્રસંગે બને છે તેમ સમષ્ટિભાવનાનો વેગ વધ્યો અને મદદ માટે સાધારણ લોકોથી માંડી શહેરના શેઠીઆઓ અને સરકારી અમલદારોએ સુદ્ધાં પ્રયત્નો કરવા માંડયા.

"જીવણ ! હાલ જલદી. આજ છુટકારાની તક ભગવાને તારા હાથમાં મેલી છ. જેલરસાબ બોલાવે." મકન દારોગાએ જીવણને કહ્યું અને આખી રાત ભુરીની ક્ષમા યાચવામાં તેમ જ રતનને સંભારવામાં રોઇને કાઢનાર જીવણ "છુટકારા" શબ્દથી ઉત્તેજિત થઇ ઉભો થયો. બંને જેલરની ઑફિસમાં ગયા. ત્યાં બીજા સાત જન્મટીપની સજા પામેલા કેદીઓ ઉભા હતા.

"તારૂં નામ જીવણ કે ! " જેલરે પૂછ્યું.

"હા જી." જીવણે કંઇક શંકાશીલતાથી જવાબ આપ્યો.

"જો મેં સાંભળ્યું છે કે તને સારૂં તરતાં આવડે છે અને તું હીંમતવાળો પણ છે. સરકારની રાંક પ્રજાને આજે જરૂર પડી છે. તેમની વ્હારે તમારે જવાનું છે. સારૂં કામ કરનારની સરકાર કદર કરશે." જેલરે કર્તવ્યબુદ્ધિની અને સાથે કદરની

સમજ આપી અને આ આઠ સહુ કેદીઓની ટુકડી સ્વયંસેવકોના એક મછવામાં નદીના જબ્બર વ્હેણથી થોડે છેટે જઈ પહોંચી. આથી આગળ જતાં મછવાને શું થાય તે અહીં જ સમજાતું હતું એટલે આગળ જવાનું કોઈએ યોગ્ય ધાર્યું નહિ. પચાસેક વાર છેટે પુલની થોડી નજીક વડનાં બે મોટાં ઝાડ ઉપર બાઝી રહેલા માણસો દયામણી બુમો મારતા હતા અને ઝાડ ક્યારે ધસી પડશે એ અનિશ્ચિત લાગતું હતું. ત્યાં કેમ પહોંચવું એ જ સવાલ હતો. એકાએક જીવણે જેલરની નજર મછવાની નજીકમાં હજુ ટકી રહેલા તારના થાંભલા તરફ ખેંચી. તારનો સમૂહ પેલા ઝાડ પાસે થઈ આગળ જતો હતો. જવાબની રાહ જોયા સિવાય જીવણ થાંભલાને બાઝી ઝપાટાભેર ઉપર ચડ્યો. વીજળીનો પ્રવાહ હશે કે નહિ તેનો વિચાર કરવાની એને ફુરસદ નહોતી. એણે એ તારો પકડ્યા અને એક સરકસના ખેલાડીની માફક એ ઝાડ તરફ જવા લાગ્યો. મછવામાંથી 'પ્રશંસા અને સાવચેતીના ઉદ્‌ગારો નીકળવા લાગ્યા. એટલામાં તો જીવણ ઝાડની ડાળી પકડી લઈ ઝાડ ઉપર જઈ ઊભો. હવે બચાવના રસ્તા સૌને ઝડપથી સુઝવા લાગ્યા. જેલરે જીવણને પાછો બોલાવ્યો. તારના થાંભલા અને ઝાડ વચ્ચે દોરડાં બંધાયાં અને જીવણની સરદારી હેઠળ એ કેદીઓએ દુનીયાના ધન્યવાદને પાત્ર થાય એવી વીરતાથી ચાળીસ પચાસ માણસને બચાવ્યાં.

ઘણાં વર્ષો પછી રેલનાં પાણી જોઈ જીવણના હૃદયમાં પણ કંઈ ઓર પાણી ચડ્યું હતું. એણે હવે એના સાથીદારો સાથે કેડે દોરડાં બાંધી પાણીના સખત પ્રવાહમાં તણાતાં માણસો અને ઢોરોને બહાર કઢાવવાની પ્રવૃત્તિ શરૂ કરી. એવામાં થોડે આઘે એણે એક સ્ત્રીને લાકડાની પેટીને વળગી તણાતી આવતી જોઈ. એક બૂમ મારી એ આગળ વધ્યો અને સ્વયંસેવકોએ એનું દોરડું ધીમે ધીમે સેરવ્યું. પણ પેટી એની નજીક આવવાને બદલે એક મોટા ભમરામાં ફસાઈ ભમવા લાગી. ભલભલા તરનારા ડરે એવો આ સમય હતો. પણ જીવણ આજે શૂર પર ચડ્યો હતો. મછવામાંથી જેલરે બુમ મારી એને આગળ વધવા મના કરી; કારણ દોરડું આથી આગળ પહોંચે તેમ નહોતું. કુદરતની ગતિ ગહન છે. એક તણાઈ આવતા મોટા ઝાડે ભમરાનું જોર તોડયું અને પેટી જરા નજીક આવતાં જીવણે સ્ત્રીના અર્ધમૃત નિશ્ચેતન લાગતા દેહને

ખભાથી પકડી લીધો અને એનું માથું ઉંચું કર્યું. મછવામાં ઉભેલા અને આજુબાજુ તરતા બીજા કેદીઓએ જળપ્રવાહને પણ થીજવી નાંખે એવી ભયંકર ચીસ સાંભળી "છુરી ! છુરી !" ઘડીભર જીવણ ડૂબતો હોય એમ સૌને લાગ્યું. પરંતુ ના ના એ તો પેલી સ્ત્રીનાં મુખને ચાંચની માફક નીચો વળી ચુગી રહ્યો હતો. સૌ જોઈ રહ્યાં. બીજા કેદીઓ એની તરફ વળ્યા. એવામાં જીવણે હર્ષની એક ત્રાડ નાખી, "રતન ! મારી રતની ! !" પાણીમાં એ કુદ્યો અને એક વિજયી સેનાના નાયકની અભિમાન ભરી ઢબથી પેલી સ્ત્રીને ઉંચી પકડી એ મછવા તરફ ધસ્યો.

સાત સાત કલાકના જીવનમૃત્યુના ખેલ ખેલી કદરની આશાવાળા બીજા કેદીઓ આરામ લેતા હતા ત્યારે જીવણ અને મકન દારોગો જેલરની ઑફીસમાં રતનની સારવાર કરતા હતા. કલાકના ચાલુ શેક પછી રતન જરા સળવળી, અને સુષ્પ્તિની પારથી જોતી હોય તેમ બે આંખો અર્ધી ખોલી એણે જીવણ તરફ જોયું. જીવણે એના માથા ઉપર હાથ મૂકી ગદ્‌ગદ્ કંઠે બુમ મારી, "રતની ! મારી રતન ! !" ઉંડેથી જાણે રતન બોલી, "કોણ ? બાપુ ?" જીવણ રતનને બાઝી રડી પડ્યો. મકન દારોગાની આંખમાંથી પણ બે આંસુઓ ટપકી પડ્યાં અને ડુમો ભરાઈ આવતાં જીવણને રેલમાંથી સાંપડેલા એના રતન પાસે એકલો મુકી એ બહાર ચાલ્યો ગયો.

## વિદાય

: શિખરિણી :

જવું વ્હાલાં ! ત્યારે કદિ ઉપડતાં ના જ મળવું,
તમારા જાવામાં, અમહૃદયને હાય ! બળવું;
ઘણું જાણું કે યે ઘડી છુટી ફરી સંધ ભળવું,
પરંતુ ના બોધે વિરહી દિલડું થાય હળવું.

"જઉં વ્હાલાં" ? પૂછો, તમ નયનમાં નીર છલકે,
ઘણું ચાંપું તોયે કુમળું હૃદડું ખુબ ડસકે;
રડો આંખો હેઠે, વદન છુપવી ઉર મહિં જ્યાં,
બિચારૂં આ મ્હારૂં હૃદય કદમ ધારે જ ધીર ના ?

પ્રભાતે કો આવ્યું સુખદ સપનું સ્હેજ ઝબકી;
ખીલ્યું ના ખીલ્યું ત્યાં, દઈ રસ તણી એક ચટકી;
જતાં ઊડી; રૈ'તી દુઃખદ પણ અંધાર મધુરી,
તરે એવી આજે ગત સમયની સ્હાણ અધૂરી.

હરિપ્રસાદ શિવપ્રસાદ દેસાઈ

# ગાંધી-જયંતી

## અહિંસા—એક સામુદાયિક બલ

કનૈયાલાલ મુનશી

૧

ગાંધીજી રાજકીય નેતા તરીકે મહાન છે; વ્યક્તિ તરીકે તેથીય મહાન છે; પણ એક પ્રખર સામુદાયિક બળના સ્રષ્ટા તરીકે તેથીયે વળી મહાન છે. અત્યાર સુધી અહિંસા એક વ્યક્તિગત બળ હતું; હવે ગાંધીજીને પ્રતાપે એ સામુદાયિક બળ થયું છે. એનો ઉપયોગ રાષ્ટ્રત્વ પ્રાપ્ત કરવામાં, સ્વાતંત્ર્ય સાધવામાં, અને આર્થિક પુનર્ઘટના રચવામાં પણ થઇ શકે છે.

અહિંસાનો નિયમ તો ઉપનિષદજીનો છે. જે સત્ય સાધે તે કર્તવ્યસિદ્ધિ પ્રાપ્ત કરે, જે અહિંસા સાધે તેને શક્તિ ને સ્વાતંત્ર્ય મળે. આ નિયમ સનાતન છે. તર્કવિતર્કે એમાં શ્રદ્ધા નહીં આવે; એ શ્રદ્ધા આણવા તો જાતે વહોરેલી તપશ્ચર્યાના પંચાગ્નિમાંથી પસાર થવું જોઇએ. દધીચિનાં અસ્થિ એ એક ઉપમા નથી—સત્ય છે.

ગાંધીજીએ આ વ્યક્તિસુલભ નિયમ સમુદાયસુલભ કરી નાખ્યો છે. શસ્ત્રસજ્જ વિપક્ષ અને હિંસક વિગ્રહનું સ્થાન આ નિયમ વડે જ પુરાશે.

આજે વીસ વર્ષ થયાં ગાંધીજી આ નિયમનો પ્રયોગ કરી રહ્યા છે. એ વડે એમણે રાષ્ટ્રીય ઉદ્ધારનાં બધાં સાધનો પુરા પાડયાં છે.

એમને લીધે હિન્દમાં આજે મહાન નેતાઓ છે, જે આજે ભાવના સર્જી શકે છે ને પોતાનાં પરાક્રમોથી સમૂહની ઇચ્છાશક્તિ પોતાના પર એકાગ્ર કરી શકે છે; જે સિદ્ધાન્તો રચે છે, ઉત્સાહ પ્રેરે છે, અને રાષ્ટ્રીય પ્રણાલિકા સ્થાપે છે.

—આજે એમને જ લીધે દેશમાં મહાસભાની સંસ્થા છે; નેતાઓનો સંદેશ વહેનારા કાર્યકરોનો સુવ્યવસ્થિત વ્યૂહ તૈયાર થયો છે, જે શિસ્ત રાખે છે ને શીખવે છે, અને સામુદાયિક કાર્યોમાં જરૂર પડે માથું આપે છે ને જરૂર પડે રાષ્ટ્રની સ્તંભાવલિ બની રહે છે.

એમને લીધે જ આપણામાં પ્રચાર સુલભ બન્યો છે. એ પ્રચાર સિદ્ધાંતો પ્રસારે છે, હેતુઓ ઘડે છે, પ્રજાનું માનસ કેળવે છે, અને ભાવનાને ઊર્મિપ્રધાન બનાવી નાની નાની વ્યક્તિગત ઇચ્છાશક્તિઓને એકતાન કરી મૂકે છે.

—એમના સત્યાગ્રહથી આપણને સામુદાયિક પ્રવૃત્તિઓને એકાગ્ર કરવાની કળા હાથ લાગી છે. રાષ્ટ્રભક્તિથી પ્રેરાઇ એ પ્રવૃત્તિઓ આજે રાષ્ટ્રજીવનની ખાસીયતો થઇ પડી છે.

—આ નિયમને આધારે ગાંધીજીએ અહિંસામય વિગ્રહના સ્વરૂપો શોધી કાઢ્યાં છે, જે રાષ્ટ્રભાવના સતેજ રાખે છે, સામુદાયિક સંકલ્પશક્તિ પ્રેરે છે.

અહિંસાના નિયમે પ્રેરાયલી સામુદાયિક પ્રવૃત્તિ વધારે સચોટ છે, કારણ કે તે સામુદાયિક સંકલ્પશક્તિ અજમાવવાની પ્રેરણા દરેક વ્યક્તિને કરે છે. અસત્ય ને હિંસાથી થતો શક્તિનો નિરર્થક વ્યય એમાં થતો નથી. એનાં પરિણામ વધારે ચિરંજીવ ને સચોટ થઇ પડે છે. આમ અહિંસા લોકોના હાથમાં એક સામાજિક ઉદ્ધારનું સબળ શસ્ત્ર મુકે છે.

હિંસક સામુદાયિક પ્રવૃત્તિ ઘણા અણધાર્યા સંયોગો હોય ત્યારે જ સફલ થાય છે. મહાવિગ્રહ ચાલતો હોય, ચારે તરફ પ્રસરતી અંધાધુંધી હોય, આંતરકલહ હોય, સરકારની સત્તા નિર્બલ થઇ હોય, સુસજ્જ સૈન્ય ફરી બેઠું હોય તો જ એનાં પરિણામ આવે છે. તેનાં મૂલ અસત્ય ને હિંસામાં રહ્યાં છે. જે આવી પ્રવૃત્તિની પરિભાષા બોલે છે તે ભાવિનાં ઝાંઝવાં પાછળ વર્તમાનનું બળ ખોઇ બેસે છે. આ જંગલી પ્રવૃત્તિ સામે અહિંસક પ્રવૃત્તિ જ આપણે ધરી શકીએ એમ છીએ. તેને લીધે, ધીમે ધીમે, રાષ્ટ્રીય જીવન સ્વાતંત્ર્ય ને શક્તિની સ્વયંભૂ મૂર્તિ બની રહે છે.

અહિંસાનું સામાજિક બળ માત્ર રાજકીય પ્રવૃત્તિના કામનું નથી. બારડોલીમાં એનાથી ખેડુતોનાં દુઃખો શમ્યાં. સ્વદેશી દ્વારા ૧૯૩૦માં એ આર્થિક ઉદ્ધારનું સાધન બન્યું. ખાદી ને ગ્રામઉદ્યોગમાં પણ આર્થિક સત્યાગ્રહનું બીજ રહ્યું છે. ઘણીય નાની ન્યાતોમાં એનાથી સમાજોદ્ધાર થઇ રહ્યો છે. હરિજનઉદ્ધારની ચળવળ પણ કોઇ દહાડો સમાજની પુનર્ઘટનાનું નવું સ્વરૂપ સત્યાગ્રહ દ્વારા લે. એટલું જ નહીં, પણ અહિંસાનું સામુદાયિક બલ ધારાસભાનું જીવન પણ વિશુદ્ધ કરે. નવા બંધારણે જે બેડીઓ જડી છે તેને દૂર કરવા દુર્ધર્ષ ને નિર્લેપ એવો પક્ષ ઉભો કરવા મહાત્માજી પાછા રાજકીય જીવનમાં આવે તો આ સામાજિક બળ પાર્લામેંટરી પ્રણાલિકાઓને નવે સ્વરૂપે ઘડે.

આવા નવા ને પ્રતાપી સામુદાયિક મહાવ્રતના સ્રષ્ટાની જન્મતિથિએ અંતરના આ સબહુમાન અભિનંદનો ગુજરાત એમને ચરણે ધરે છે.

## શાંતિ

પ્રવર્તી રહી શાંતિ સૌ ગૃહઃ અટારીઓ બીડી, ને
દીધી પણુ બહારી, જ્યાં પથ ઉભી રહી ન્યાળતી
રવિ નમી જતાં, અવાગમનનો, બીરુ અંતરે !
ન કોઇ સહ, ના કહીં થકી સ્વેય રવ શ્વાસનો !

પ્રશાંત ઘર શાંતિના ઉદરમાં શમ્યું એકલો:
પરાભવ થઇ બધા જગનિનાદ માંહે પડે !
મીચું નયન — આત્મજને ઉંડાણુ જો ઊતરી !
નવીન નજરે રહે અમલ રૂપ શું દાખવી !

સ્ફુરે હૃદયપ્રાણુથી મધુર ગીતની જો સુરા !
કરંત રવમાન સૌ, ઉભય આત્મ આલિંગના !

કારમલન

# દો...હ...ન

## આજનું ગુજરાતી સાહિત્ય

સંયોજન, દષ્ટિબિન્દુ અને કલાવ્યાપારમાં આજના ગુજરાતી સાહિત્યે અદ્ભુત પરિવર્તન મેળવ્યું છે. સંસ્કૃત રીતિઓનો આડંબર અદૃશ્ય થયો છે. ભાષા ધીમેધીમે પણ દૃઢતાથી બુદ્ધિ પ્રવાહીપણાને સર્વસ્પર્શી શક્તિ મેળવતી જાય છે. નવી કવિતા અને નવા યુગનો ઉદય થયો છે. યાંત્રિક છંદરચનાઓ ભૂતકાળમાં વિલીન થઈ ગઈ છે. નવા છંદ પ્રયોગોથી કાવ્યસિદ્ધિનું ક્ષેત્ર વિશાળ બન્યું છે અને ઊર્મિગીત, સૉનેટ, કથાકાવ્ય, ખંડકાવ્ય, ખંડઆખ્યાન વગેરે પ્રદેશો આજના કવિઓના વિજયપ્રસ્થાન માટે ખુલ્લા થયા છે. ગરબીએ અજબનું સૌન્દર્ય ધારણ કર્યું છે. ગદ્ય અર્થગર્ભ પ્રાણવાન અને વૈવિધ્યવાળું બન્યું છે. નિબંધ, નવલકથા અને ટૂંકી વાર્તા કલાસિદ્ધિમાં ઊંચી કક્ષાએ પહોંચ્યાં છે.

પરન્તુ સુશ્લિષ્ટતા અને વૈવિધ્યમાં સર્જનકલા હજુ યે મર્યાદિત ચોકામાંથી સર્વાંશે બહાર નથી નીકળી. ઊર્મિગીતો અને મહાકાવ્યોએ કલાના શિખર હજુ નથી સ્પર્શ્યાં. સામાજિક વાર્તા હજી કિશોરાવસ્થામાં પગ મૂકે છે. નાટક હજી બાલ્યમાં જ રમે છે. વિવેચન, ઇતિહાસ અને જીવનકથા તો હજુ સાધ્ય દશામાં છે.

—K. M. Munshi, Gujarat and its Literature

## સ્વર્ગ અને પૃથ્વી

ગંધર્વ સ્વર્ગમાંથી ધરતી પર આવ્યો. કોઈએક ગાઢ અરણ્યમાં તે આવી પડ્યો હતો. જ્યારે તેની મૂર્છા ઊતરી ત્યારે પોતે કોણ હતો તેના કંઈક ઝાંખાઝાંખા સંસ્કાર તેના મનમાં રહ્યા હતા. કોઈ અસહ્ય વ્યથાથી તેનાં અંગો કળતાં હતાં. તેના હૃદયમાં ગમગીની હતી. ધરતી ઉપરનું બધું તેને નવુંનવું લાગ્યું. તેને અસહ્ય એકાન્ત લાગવા માંડ્યું. ક્યાં સ્વર્ગના તે હાસ્યના ફુવારા, આનંદની છોળો, સંગીતનો પ્રવાહ અને ક્યાં આ અરણ્યનું એકાન્ત! એવામાં તેને કાને કોઈના રુદનનો ધ્વનિ પડ્યો. તેણે ચમકીને તે દિશામાં જોયું. કોઈ એક શબને કેટલાંક માણસો સ્મશાને લઈ જતાં હતાં. તેમાંનાં કેટલાંક રડી રહ્યાં હતાં. શબની નજીક કોઈ એક યુવતી ચાલી રહી હતી. તેના મુખ ઉપર કોઈ અલૌકિક તેજ હતું. તેના લલાટ ઉપર કુંકુમની અર્ચા શોભી રહી હતી. કેટલાક લોક તેને કહેતા, "બહેન, પાછી જા-પાછી જા" તેમતેમ તે શબની વધુ ને વધુ નિકટ જતી હતી. ગંધર્વને એ બધું તદ્દન નવું જ લાગ્યું. તેણે સ્વર્ગમાં સાંભળ્યું હતું કે ધરતી ઉપર માણસોને એક દિવસ મરવું પડે છે, પણ તે વખતે તેને ખ્યાલ ન હતો કે ચેતનહીન દેહ ઉપર આવું અપાર હેત વર્ષાવાતું હશે. તેનું કુતૂહલ વધ્યું. તે તે શબની પાછળપાછળ ગયો. સ્મશાનમાં ગયા પછી લોકોએ શબને ચિતામાં પધરાવ્યું. પેલી યુવતીના મુખ ઉપર અપૂર્વ તેજ ઝળક્યું. આનંદભર્યાં વદને તે અંગારાઓની શય્યા ઉપર ચઢી; પોતાના મૃત પતિનું શિર તેણે પોતાના ખોળામાં લીધું. વિરહનું એક

અસહ્ય મૃદુતાભર્યું, વેદનાભર્યું ગીત તેણે ગાયું. ગંધર્વનો પ્રાણ વ્યાકુળ થઇ ઊઠયો. શું ધરતી ઉપર માણસો આવા પ્રેમથી ચાહી શકે છે— મૃત્યુથી એ પર !

## તેજછાયા

લાગણીભર્યાં એક આંબા ઉપર સ્નેહભરી મીટ માંડી પદ્મિની મધુર ગાનની હલક ગજાવી રહી છે. આંબા નીચે એક મોર કલા વિસ્તારી થનગન નાચી રહ્યો છે. પદ્મિનીનું ઉર હર્ષથી ગાંડું બન્યું છે. તેના લાગણીભર્યાં શબ્દો ચારે બાજુએ રેલતા હતાઃ

મારો છે મોર, મારો છે મોર,
મોતી ચરતો, મારો છે મોર !

આ લાડથી ગાંડો બનેલો, ગર્વભર્યો મયૂર પોતાના નૃત્યમાં પોતાની સર્વ કલા વિસ્તારી રહ્યો હતો. અને પદ્મિની જાણે તેથી રીઝી રહી છે એવો ઉંડો સંતોષ પોતાનાં નેત્રમાં ખીલવી રહ્યો હતો. માર્તણ્ડ કમારનો આ સુન્દર દૃશ્ય જોઇ રહ્યો હતો. કયારે પદ્મિની પોતા તરફ જુએ અને તેને તે ચમકાવી દે તેના તે મનોરથ ઘડી રહ્યો હતો. મયૂરનું નૃત્ય તો વધતું જ ગયું. પદ્મિનીના "મારો છે મોર મારો છે મોર" શબ્દો વધુ ને વધુ વેગભર્યા, ઉમળકાભર્યા, માધુર્યભર્યા ગાજવા લાગ્યા. મોરલાને તેણે વહાલથી જાણે પોતાના ઉર સરસો દાબ્યો. સ્નેહનાં અસંખ્ય ચિન્હ જેવાં મીઠાં ચુંબન જાણે તેણે તેના પર વર્ષાવ્યાં. આંબા ઉપરથી એક કેરી એકાએક ધરતી પર પડી. પદ્મિનીનું ઉર ક્ષુબ્ધ ઉઠયું. માર્તણ્ડ ચમકયો. પદ્મિનીની નજર સહસા માર્તણ્ડ પર પડી. " માર્તણ્ડ ! પ્રાણ ! તારું મુખ આમ મ્લાન કેમ ? અને જો જો આ કેરી કેમ ખરી પડી ? " જાણે રજનીના સૌભાગ્યલલાટે પરથી શશીલેખાની ટીલડી ભૂસાઇ ગઇ ! " ઓ માર્તણ્ડ ! " બોલતાં પદ્મિની મૂર્છા પામી. માર્તણ્ડના પગ આગળ ઢળી પડી. ગભરાએલા માર્તણ્ડે તેને પડતાં ઝીલી લીધી. તેની અલકલટને તેણે વહાલથી સમારી, પુષ્પોના પંખાથી તેના મુખ ઉપર તેણે શીતળ પરિમલભર્યો પવન ઢોળ્યો.

" પદ્મિની ! પદ્મિની ! ભાગ-ઉઠ-જીવન ! મને ક્ષમા કર ! " તે ગાંડાની જેમ બોલ્યે જતો હતો.

મૂર્છામાંથી પદ્મિની જાગી, તેણે તેની બેબાકળી આંખ ઉઘાડી, " માર્તણ્ડ, ઓહો, રોયો ! "

" હા, પદ્મિની ! મારા પાપે રોયો, હવે તે રાજ રોશે, હવે લતાઓનાં પુષ્પો કરમાઇકરમાઇ ખરી પડશે, તારા સ્નેહનું અખંડ તારામૈત્રક હવે નહિં સાંધે. ધરતી પરનાં પાપ જોતાં ઘડીઘડીમાં તો પોતાનાં નેત્ર બીડશે, આકાશમાંથી તે ખરી પડશે. પદ્મિની આજ જગતનું યે સત્યાનાશ વળ્યું. "

" એવું મા બોલ, મારા પ્રાણ ! જો મને કેવી બીક લાગે છે ! તારા ઉરસરસી મને લે, માર્તણ્ડ, મારા માર્તણ્ડ—કેમ આજ મારું ઉર અંધારું બન્યું છે ! આજ કેમ મને આ બધું શૂન્યશૂન્ય ભાસે છે ! "

" પદ્મિની, તારા મોરની મને ક્ષણભર ઇર્ષ્યા આવી. રાજરોજ તું તેની સાથે

સાથે નાચે, તેના પર અપાર હેત વર્ષાવે તેથી કોણ જાણે મારા ઉરમાં શું થયું, અને એ ઇર્ષ્યાના અગ્નિથી બળીઝળી જો આ કેરી તૂટી પડી. "

પદ્મિની ધ્રુજવા લાગી, " એવું મા બોલ એવું મા બોલ, માર્તંડ તું તો શુદ્ધ છે, પવિત્ર છે, ઉજ્જવલ છે, પ્રભુના પ્રકાશ જેવો. ચાલ શુષ્ક બનતા જતા ધરતીના ઉરને આપણે પશ્ચાત્તાપનાં નિર્મળ નીરથી સીંચીએ, આંબાને ફરી નવપલ્લવિત કરીએ, આશાની આંખ જેવી ફરી એના ઉપર મંજરી ખીલવીએ-મારા હૃદય, મારા જીવનસર્વસ્વ, માનવહૃદય જો અંધકાર પાથરી શકે તો તે પ્રકાશ પણ અવશ્ય સર્જી શકે...ચાલ જો પેલી આનંદગિરિ પર સંધ્યા બોલાવે છે. તારા ભલે હવે પલકે, પણ માનવીનો પ્રેમ તેમને વધુ તેજભર્યો બનાવશે, પુષ્પો ભલે ખરે પણ હમાતીની સ્નેહસુધા સદય મૃદુ સૌરભ ભરશે......ચાલ ચાલ, માર્તંડ ! જીવન એટલે તેજ છાયાની રમત..."

તે દિવસથી પુષ્પો કરમાય છે, ફળો તૂટે છે, તારા ખરે છે......

—સ્નેહરશ્મિ : સ્વર્ગ અને પૃથ્વી

પૈસા ભેગા કરવા એ બહુ મુશ્કેલ કામ ગણાય છે, પણ આખા વર્ષ દરમિયાન પ્રસિદ્ધ થએલા સર્વ ગ્રંથો ભેગા કરવા એ એથી યે મુશ્કેલ છે. ભેગા થએલા પૈસાને સાચવી રાખવા એ બહુ કઠિન કાર્ય છે, પણ ભેગાં થએલાં પુસ્તકોને અન્ય હાથે ચડી જતાં સાચવી લેવાં એ કાર્ય તો મને એથી પણ અઘરું લાગ્યું છે. તરતના બહાર આવેલા આગંતુકને ઘરની બહાર નાસી જતું અટકાવતાં જેટલી કાળજી રાખવી પડે છે, એટલી જ, કે એથી ય વધારે, કાળજી કબાટમાં પુરાએલાં પુસ્તકોને કબાટની બહાર જતાં અટકાવવા માટે લેવી પડે છે એવો મને અનુભવ થયો.

—જ્યોતીન્દ્ર હ. દવે : " ગ્રંથસ્થ વાઙ્મય "

કેમ? વાહ ! દેવાની ! સુંદર કહ્યું. ત્યારે હવે તમને એક પ્રશ્ન પૂછું ? નીરોગી ન થવામાં જ મજા નથી ? ઝંખ્યા કરવામાં આનંદ નથી ? પ્રણયી પોતાના પ્રણયી માટે ઝંખ્યા જ કરે છે, કલાકાર કોઇ રમ્ય કલાસર્જન માટે ઝંખ્યા કરે, કવિ કોઇ અપૂર્વ દર્શન માટે ઝંખ્યા કરે: એમાં જીંદગીનો આનંદ નથી ? હૃદયનો તલસાટ, જિંદગીનું ઝંખતા સતત અમૂંઝાએલાં રહે એમાં જિંદગીનો એક અનેરો આનંદ સમાયો છે.

# નવું સાહિત્ય

[ નીચેનાં પુસ્તકો અવલોકનાર્થે અમને મળ્યાં છે તેમનો ઉપકાર સાથે અમે સ્વીકાર કરીએ છીએ. એમનું અવલોકન અમે 'ગુજરાત'માં પ્રસિદ્ધ કરીશું. તંત્રીઓ, 'ગુજરાત' ]

## ( ૧ ) સ્વીકાર

**ગોવાલણી અને બીજી વાતો**—લેખકઃ મલયાનિલઃ સ્વર્ગસ્થ કંચનલાલ વાસુદેવ મહેતા; પ્રકાશકઃ કુમારકાર્યાલય, અમદાવાદ; રૂ. ૨–૦–૦.

**ગુજરાતનું પાટનગર : અમદાવાદ**—લેખકઃ રત્નમણિરાવ ભીમરાવ જોટે; પ્રકાશકઃ દિવાનબહાદુર કેશવલાલ હર્ષદરાવ ધ્રુવ, પ્રમુખ, ગુજરાતી સાહિત્યસભા, અમદાવાદ; મૂલ્ય રૂ. ૬–૦–૦

**ખંભાતનો ઇતિહાસ**—લેખકઃ ઉપર મુજબ; પ્રકાશકઃ રાવસાહેબ પુરુષોત્તમ જોગીભાઇ ભટ્ટ, ઑફિશિયેટિંગ દિવાન, ખંભાત સંસ્થાન; મૂલ્ય નથી આપ્યું.

**કવિ મધુસૂદન વ્યાસકૃત હંસાવતી વિક્રમચરિત્રવિવાહ**—સંશોધક અને સંપાદકઃ શંકરપ્રસાદ છગનલાલ રાવલ; પ્રકાશકઃ શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબાઇ, તરફથી અંબાલાલ બુલાખીરામ જાની, સહાયક મંત્રી; મૂલ્ય રૂ. ૦–૧૨–૦

**ભગવદ્ગીતાની સમાલોચના**—બંગાળી ઉપરથી ભાષાંતરકર્તાઃ લવજી જીવા માસ્તર; પ્રકાશકઃ દોસ્તમહમદ સવજીભાઇ વકીલ, ભાવનગર; મૂલ્ય રૂ. ૨–૦–૦

**સભાસંચાલન**—લેખકઃ ડીકુભાઇ રતનજી દેસાઇ; પ્રકાશકઃ જીવણજી ડાહ્યાભાઇ દેસાઇ, નવજીવન પ્રકાશન મંદિર, ગાંધીરોડ, અમદાવાદ; મૂલ્ય રૂ. ૦–૩–૦.

**ગાંધીવિચારદોહન ( ગાંધીજીની સંમતિપૂર્વક )**—દોહનાર : કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા; પ્રકાશકઃ ઉપર મુજબ; મૂલ્ય રૂ. ૦–૮–૦.

**સહાયવૃત્તિ ( વિકાસનું એક તત્ત્વ )**—અનુવાદકઃ નરહરિ દ્વારકાદાસ પરીખ; પ્રકાશક. ઉપર મુજબ; મૂલ્ય રૂ. ૧–૪– ,

**સંજીવન**—કર્તા અને પ્રકાશકઃ સનાતન જન્મશંકર બુચ; વિલ્સન રોડ, કોલ્હાપુર; મૂલ્યઃ રૂ. ૧–૦–૦

**શ્રીવિજયાનંદસૂરિ**—લેખકઃ સુશીલ; પ્રકાશકઃ શ્રીજૈન આત્માનંદસભા, ભાવનગર શતાબ્દી મહોત્સવ ગ્રંથ. મૂલ્યઃ નથી આપ્યું.

**અમી**—કર્તા અને પ્રકાશકઃ જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ; આકાશેઠના કુવાની પોળ, અમદાવાદ; મૂલ્યઃ રૂ. ૧–૮–૦

**શ્રીસર્વનિર્ણય પ્રકરણ ( ૩–૪ ફલ તથા સાધન પ્રકરણનું ગુજર ભાષાન્તર )**—અનુવાદક અને પ્રકાશક : સુંદરલાલ મણિલાલ વકીલના : ૭૦, ગુગલીની વાડી, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબાઇ; મૂલ્ય : રૂ. ૨–૦–૦

**તરતાં ફુલ**—કર્તા : ધનશંકર હીરાશંકર ત્રિપાઠી; પ્રકાશક : વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી, રાયપુર, અમદાવાદ; મૂલ્ય રૂ. ૧–૦–૦

**ગુજરાતી સાહિત્યના ચાત્રાણુઓ–વિભાગ પહેલો–અને સાહિત્ય**

પ્રકાશિની—લેખક : શંકરપ્રસાદ છગનલાલ રાવલ, પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, બુકસેલર્સ અને પબ્લિશર્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ; મૂલ્ય રૂ. ૧-૦-૦

**ગુજરાતી સાહિત્ય પરિષદ** : ( મધ્યસ્થ સભાની તા. ૩૧ મી ઑગસ્ટ ૧૯૩૫ ની બેઠકનો અહેવાલ, ગુજરાતી સાહિત્ય પરિષદની પ્રવૃત્તિઓનો તા. ૩૧-૩-૩૫ સુધીનો અહેવાલ તથા પૂરા થતા વર્ષનો આવકજાવકનો હિસાબ ) : પ્રકાશકો : મનહરરામ હરિહરરામ મહેતા, હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, ગોકળદાસ દ્વારકાદાસ રાયચુરા અને જ્યોતીન્દ્ર હરિહરશંકર દવે, મંત્રીઓ, ગુજરાત સાહિત્ય પરિષદ, મુંબાઇ.

**ઇન્કમટેક્સ કાયદાની સાદી સમજ**—લેખક : રમણીકલાલ કરસનદાસ દલાલ, મુંબાઇ, મૂલ્ય રૂ. ૦-૬-૦

નીચેનાં પત્રો અમને વિનિમયમાં મળ્યાં છે—

## માસિકો

**કૌમુદી**—તંત્રી : મૂળશંકર સોમનાથ ભટ્ટ, વડોદરા; **ઊર્મિ**—તંત્રીઓ : ડોલરરાય માંકડ, ભવાનીશંકર વ્યાસ, ચમનલાલ ગાંધી, કરાંચી; **પ્રસ્થાન**—તંત્રી : રામનારાયણ વિશ્વનાથ પાઠક, અમદાવાદ; **નૂતન શિક્ષણ**—તંત્રીઓ : હરભાઇ ત્રિવેદી, ચંદ્રવદન શાહ; સુરત; **નવચેતન**—તંત્રી : ચાંપશી ઉદેશી, કલકત્તા; **ગુણસુંદરી**—તંત્રી : જયકૃષ્ણ નાગરદાસ વર્મા, મુંબાઇ; **સાહિત્ય**—તંત્રી : અશોક મ. કોટાવાળા, વડોદરા; **દેશીરાજ્ય**—તંત્રી : જયંતીલાલ મોરારજી મહેતા, નડીઆદ; **સમાજ**—તંત્રી : મુનિકુમાર જગન્નાથ પાઠક, મુંબાઇ

## ત્રૈમાસિકો

**બુદ્ધિપ્રકાશ**—તંત્રી : હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, અમદાવાદ; **સાહિત્યકાર**—તંત્રીઓ : અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી, પ્રમુખ, તંત્રીમંડળ, વડોદરા

## સાપ્તાહિકો

**ગુજરાતી**—તંત્રી : નટવરલાલ ઇચ્છારામ દેસાઇ, મુંબાઇ; **પ્રજાબંધુ**—તંત્રી : ઇન્દ્રવદન બલવંતરાય ઠાકોર, અમદાવાદ; **ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણ**—તંત્રી : ચંપકલાલ ઉત્તમરામ રેશમવાળા, સુરત; **ગુજરાતી પંચ**—તંત્રી : સોમાલાલ મંગળદાસ શાહ, અમદાવાદ; **હરિજન બંધુ**—તંત્રી : ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ, પુના, **નવગુજરાત**—તંત્રી : ચીમનલાલ મગનલાલ ડૉક્ટર, વડોદરા; **પ્રતાપ**—તંત્રી : કાલિદાસ કૃપાશંકર રાવલ, સુરત; **લોકવાણી**—તંત્રી : ઇશ્વરલાલ ઇચ્છારામ દેસાઇ, સુરત; **બે ઘડી મોજ**—તંત્રી : શયદા, મુંબાઇ; **ફૂલછાબ**—તંત્રી : કકલભાઇ કોઠારી, રાણપુર; **લોહાણા હિતેચ્છુ**—તંત્રી : લાલજી નાનજી ગણાત્રા, રાજકોટ; **ચિત્રમય જગત**—તંત્રી : તુલજાશંકર ગૌરીશંકર યાજ્ઞિક, પુના

## પાક્ષિક

**ગાંડીવ**—તંત્રીઓ : નટવર વિમાવાળા, સુમતિ વિમાવાળા, સુરત,

## અવલોકનો

રમણ વકીલ

### (૧) ઘેર બેઠાં ગંગા

**ખોવાયેલા તારા:** અનુવાદક અને પ્રકાશક; ડીકુભાઈ રતનજી દેસાઈ ( પૃ. સંખ્યા. ૨૨૩, મૂલ્ય દોઢ રૂપિયો )

આ વાર્તાસંગ્રહમાં " ખોવાયેલા તારા " અને બીજી અઢાર વાર્તાઓના અનુવાદ છે. ( એક વાર્તા, નાટક કે કાવ્ય—અને તે પણ સર્વોત્કૃષ્ટ નહિ. ઉપરથી આખા સંગ્રહને એનું નામ આપવું એ પ્રથા હમણાં બહુ માનીતી થઈ પડી લાગે છે. ( દા. ત. સ્વર્ગ અને પૃથ્વી, ગાતા આસોપાલવ વ. ) એ ભ્રામક નથી ? નામથી સંગ્રહનો પ્રકાર કે અમુક લક્ષણ સૂચવાવું જોઈએ. ) વિશ્વસાહિત્યમાંથી જુદાજુદા ચૌદ દેશોના પ્રસિદ્ધ સાહિત્યકારોની ઉત્તમ વાર્તાઓના અનુવાદ આ પુસ્તકમાં સંગ્રહવામાં આવ્યા છે. એમાંના ઘણા લેખકો તો વિશ્વવિખ્યાતિ પામેલા છે એટલે આ સંગ્રહની વાર્તાઓની કલામયતા કે ગુણવત્તા માટે કાંઈ કહેવાનું રહેતું નથી. પ્રત્યેક વાર્તા વસ્તુપસંદગી, આલેખન, આયોજનની દૃષ્ટિએ સુન્દર છે. પા પા પગલી ભરતા ગુજરાતી વાર્તાસાહિત્યને આ પ્રકાશન ઘણો વેગ આપી શકે. આપણાં પોતાના જ સાહિત્યની ઉત્તમોત્તમ કૃતિઓ વાંચવાનો પૂરતો અવકાશ ન હોય તેવી સ્થિતિમાં " ઘેર બેઠાં આવેલી ગંગા " ના પુનિત સ્વચ્છ અને આહ્લાદક જલપ્રવાહમાં આપણને એકાદ ડૂબકી મારવાની ઇચ્છા તો જરૂર થાય.

અત્યારે આપણે ત્યાં ટૂંકી વાર્તા પત્રકારત્વનું અંગ બની રહી છે. એની યોગ્યાયોગ્યતા પર અહીં ચર્ચા કરવી પ્રસ્તુત ન લેખાય. પણ આપણા એવા ટૂંકી વાર્તાકારોને (?) પસંદગી અને આલેખન અને આયોજનનો કંઈક ખ્યાલ આપવામાં આ પુસ્તક કંઈક અંશે પણ કારણભૂત થશે તો અનુવાદકનો વાચન અને લેખનનો અથાગ શ્રમ અલ્પાંશે પણ સફળ થયો લેખાશે.

ગુલાબ ખીલી ઉઠેલા છોડ પરથી કોઈ આપણને બે ચાર સુન્દરમાં સુન્દર ગુલાબ ચુંટી લાવવાનું કહે તો પસંદગી કરતાં આપણી મતિ ને કલાભાવના જરૂર મુંઝવાઈ જાય, આમાંથી પણ એવી બે ચાર સુન્દરતર વાર્તા પસંદ કરવાની હોય તો એમ જ થાય. બધી જ વાર્તાઓ સુન્દર છે પણ તેમાં ય ' માધુનો બાપ, ' ' કૂતરાનો પરો, ' ' દેવદત્તની નાળિયેરી ' અને ' મરઘીનાં બચ્ચાંની વાત ' સુન્દરતર અને કલાના ઉત્કૃષ્ટ નમૂનારૂપ છે. ' મરઘીનાં બચ્ચાં ' એ રૂપક વાર્તાનો નમૂનો છે. એમાં નવી સ્ત્રી ઉપર સુન્દર અને સમજ કટાક્ષ છે. પુરૂષ વર્ગને ધિક્કારતી, કુદરતને ગાળ દેતી, અને પોતાને બન્ને તરફથી હડહડતો અન્યાય થયો છે એમ માનતી નવી સ્ત્રી આખરે નૈસર્ગિક સહજ ભાવોને વશ થાય છે. જીવનમાં ક્યારેક પણ એક વાર ત્હેને પુરુષનું સૌન્દર્ય અને વ્યક્તિત્વ આકર્ષે છે, આંજી દે છે. ક્યારેક પણ પોતાનું જીવન સુખમય અને પૂર્ણ બનાવવા પુરુષના સંગનો તલસાટ ત્હેને ઘેલી કરી મૂકે છે. અને પુરુષના સહચારમાં જીવનનું રહસ્ય સમજી પ્રથમની અનુભવરહિત, ઉચ્છૃંખલ, માની લીધેલી ભાવનાઓને તે જતી કરે છે, આ સનાતન સત્ય જોનારા સ્ત્રીએ મરઘીના

રૂપકથી અપૂર્વ સફળતાથી આલેખ્યું છે: આવી આવી ઉત્કૃષ્ટ કૃતિઓની પસંદગી અને સફળ અનુવાદ માટે શ્રી. કીકુભાઇને ધન્યવાદ જ ઘટે. શ્રી. કીકુભાઇએ ભાષાન્તર ( Translation ) ન કરતાં શક્ય ત્યાં બધે જ અનુવાદ ( adoptation ) કર્યો એ જ ઇષ્ટ છે. ભાષા સાથે છૂટ લેવા જતાં એમણે મૂળ વાર્તાઓના ભાવ સાથે મધરતી છૂટ નથી લીધી અને મૂળના ભાવ એમને એમ એ રાખી શક્યા છે. વસ્તુ અને ભાવ કાયમ રાખી નવું વાતાવરણ એની જ આસપાસ બાંધવું–અને તે પણ એ વસ્તુ અવાસ્તવિક ન થાય તેવી રીતે–એમાં મૌલિકતા નથી ? આ વાર્તાઓ વાંચતાં એ ' દૂર દૂરની લાવણ્યવતી બાળાઓ ' છે એમ આપણને લગીરે પણ નથી લાગતું ! આટલાથી વાચકને શ્રી. કીકુભાઇની સફળ અનુવાદકલાનો ખ્યાલ જરૂર આવી શકશે.

પ્રસ્તુત સંગ્રહની આગળ કાકાસાહેબ કાલેલકરની સુન્દર પ્રસ્તાવના છે. એદ્વારા કાકાસાહેબના ટૂંકી વાર્તા વિષેના છૂટાછવાયા વિચારો આપણે જાણી શકીએ છીએ. એક વસ્તુ કહ્યા વગર નથી રહેવાતું. કેટલીક જગાએ વાર્તાપર ટૂંક નોંધ લખતાં કાકાસાહેબે પોતાને રુચિકર અને અરુચિકર લાગતાં તત્ત્વોનો નિર્દેશ કર્યો છે. ' બાપુનો બાપ ' નામની વાર્તા માટે કાકાસાહેબ લખે છે:—

" આ વાર્તાને અંતે જરાક વધારે સંયમ બતાવ્યો હોત તો આપણી સુરુચિને આ વાર્તા જે સહેજ ખટકવાનો સંભવ છે તે સંભવ ન રહેત. "

કાકાસાહેબની આ સુરુચિ મ્હારા સમજવામાં નથી આવતી ! સુરુચિ ધર્મની, નીતિની કે કલાની ? ચુંબન જેવી સાહજિક અને નિર્દોષ વસ્તુનો ઉલ્લેખ આવતાં કાકાસાહેબની સુરુચિ કેમ ગુંગળાઇ જતી હશે ? ચુંબનનો સીત્કાર પણ એમના કર્ણને અસહ્ય લાગતો હોય એમ લાગે છે. સાદા શૃંગારની આ સુગ પણ મ્હારી સુરુચિને ખૂંચે છે. આ યુગમાં આપણે માનસિક વિશાળતા કેળવીએ છીએ, પણ સાથે બીજી બાજુની સંકુચિતતા પણ નથી કેળવતી ? સાહિત્ય લોકભોગ્ય હોવું જોઇએ એમ માનનાર સાક્ષરતાની ઉપેક્ષા કરે છે. એમને સાક્ષરતાની સુગ ચઢે છે. આ બધા પૂર્વગ્રહો ટાળી, સહન કરી લેવાની શક્તિ ને સહાનુભૂતિ ને માનસિક વિશાળતા આપણે ક્યારે કેળવીશું ?

( ૨ )

ઉન્નયન : [ ખણ્ડ કાવ્ય ] લે પ્ર. સુન્દરજી ગો. બેટાઇ ( મૂલ્ય – ! )

પ્રસ્તુત કાવ્ય-પુસ્તિકાનો વિષય પોતાના વ્હાલા બાળકના મૃત્યુનો છે. એકંદરે એમાં ૧૧ મુક્તકો છે ને તે વિષયની એકતાથી એકમેક સાથે સંકળાએલાં છે. એને આપણે ખણ્ડકાવ્ય (?) ને બદલે લાંબુ લિરિક કે લિરિકમાળા ( lyric-sequence ) કહીએ તો ચાલે. કારણ એમાં વિષયને ( બહુધા ) ભાવની એકતા પ્રાપ્ત છે. અને ખણ્ડોને જુદાજુદા લઇએ તો દરેક ખણ્ડને સ્વતન્ત્ર ન્હાનું સુન્દર લિરિક પણ કહી શકાય. ' જ્યોતિરેખા 'ના કર્તાની કવિત્વશક્તિ સિદ્ધ લેખાએલી છે એટલે એ પરત્વે આ પ્રસંગે વિશેષ કહેવાનું રહેતું નથી. માત્ર આ કાવ્યમાં એક બે વસ્તુ દેખીતી રીતે જણાય છે ત્હેની જ અહીં નોંધ કરું છું.

અંગ્રેજીમાં જેને Elegy કહે છે તે પ્રકારનું આ કાવ્ય છે. દેખીતી રીતે જ, કાવ્યના બે ખણ્ડ છે. પૂર્વભાગમાં કવિ પોતાના ગત બાળકના સ્મરણોની વીણા પર પોતાની અંગુલિ ફેરવે છે, અને અનેક કરુણ–મધુર સૂરો જગાડે છે. બાળકના નિર્દોષ ખેલ અને સ્મિત ( મુક્તક : ૨ ) બાળકનો માતા પ્રત્યેનો નિર્દોષ પક્ષપાત ( મુ. : ૩ ) બાળકદ્વારા માતાપિતાને લાધેલા કોમળ ઉર–ભાવ ( મુ. : ૪ ) અને મૃત્યુ પછી વાગતા ભણકાર ( મુ. : ૭ ) કવિ ઘણી સફળ રીતે આલેખી શક્યા છે. દુઃખનાં સમભાગી પત્ની અને બીજાં બાળકોનો ઉલ્લેખ અનુચિત ન લાગતાં, કવિના શોકાચ્છાદિત કુટુમ્બજીવનનો ખ્યાલ આપી આપણી કવિ પ્રત્યેની સહાનુભૂતિને વેગ આપી કાવ્યના અંગત અંશમાં વધારો કરે છે.

કાવ્યનો ઉત્તરભાગ ચિન્તનાત્મક હોઇ પૂર્વભાગથી છૂટો પડે છે. સાદાં સ્મરણમાંથી કવિ એકદમ ગૂઢ ચિન્તનમાં ઉતરી પડે છે; અને એથી કલાની દૃષ્ટિએ એકતાનો ભંગ થતો લાગે છે. ચિન્તનાત્મક વિભાગમાં ક્યાંક ક્યાંક સ્મરણો વેરાએલાં હોત તો મૂળ પ્રસંગનું સતત સ્મરણ કરાવી, ભાવની એકતા સાધી, કવિ એને વિશેષ સફળ કલાકૃતિ કરી શક્યા હોત. અહીં એકધારો પ્રવાહ ખંડિત નથી થતો કે નદીના પ્રવાહમાં વચ્ચે રોધ આવતાં બે પ્રવાહના સ્થિતિભેદ જેવો લાગતો ભેદ પણ નથી અનુભવાતો, પણ આ વળાંક વધારે પડતો તો લાગે છે જ.

Elegyનું વસ્તુ સાદું અને સામાન્ય હોવું જોઇએ એકવાર મનાતું, હજુપણ એવું કેટલાક માને છે કે Elegyમાં ચિન્તનને સ્થાન ન હોવું જોઇએ. પણ મિલ્ટન, શેલી અને ટેનિસન, તેમ જ ઘર આંગણે શોધીએ તો રા. નરસિંહરાવે ( સ્મરણ–સંહિતા ) ચિન્તનાત્મક Elegyના સફળ અને ઉત્તમ નમૂના આપ્યા પછી આ પ્રશ્ન ઉપસ્થિત કરવો એ જ મ્હને તો અપ્રસ્તુત લાગે છે. એટલે એ પ્રકાર સ્હામે વાંધો ન લઇ શકાય. માત્ર મ્હારે જે થોડો ઘણો વાંધો ઉઠાવવો છે તે સ્મરણપ્રધાન અને ચિન્તનપ્રધાન અંશોના દેખીતા ભેદ પરત્વે. પ્રસ્તુત Elegyના બીજા ખણ્ડમાં આગમલક્ષી અંશનું પ્રમાણ પણ ઓછું થતું લાગે છે અને ગૂઢ અગમ્ય પ્રદેશમાં ઉતરતાં ઘણીવાર કવિના હાથમાંથી મૂળ દોરો છૂટી જતો લાગે છે.

શ્રી. બેટાઇની વિચારશ્રેણિ જોઇ સ્મરણસંહિતાના કર્તાની વિચારશ્રેણિનું સ્મરણ થયા વગર રહેતું નથી. અલબત્ત, સામાન્ય પ્રસંગ ને સામાન્ય ભાવને લીધે વિચારસામ્ય આવી જાય એ દેખીતું છે. પણ જાણ્યે અજાણ્યે લેખકના ઉરચક્ષુ સન્મુખ સ્મરણસંહિતા નમૂનારૂપે હોય એ અસંભવિત નથી.

છેવટે આટલું કહી લઉં; Elegy દ્વારા કવિ અંગત લાગણી અને અંગત ભાવ વ્યક્ત કરે છે. જેટલે અંશે કવિ વાચકનાં હૃદયદ્વાર ખોલી શકે, તે ઉઘાડી ત્હેમાં પ્રવેશી શકે તેટલા અંશે ત્હેની કૃતિ વિશેષ સફળ. બાકી lyricમાં વિવેચનથી પર એવો કેટલોક અંગત અંશ રહેવાનો અને ત્હેમાં ય Elegyમાં સવિશેષ. પણ સાથે ત્હેને કલાકૃતિ–કવિતા–બનાવવા એ અંગત અંશને જેટલું વિશાળ સ્વરૂપ આપી શકાય તેટલું વધારે સારું.

[ અનુસંધાન જુઓ પૃષ્ઠ ૨૦૨ ]

# ગુજરાતી સાહિત્ય પરિષદ

## બારમું ગુજરાતી સાહિત્ય સંમેલન, અમદાવાદ

ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી આવતા ફેબ્રુઆરી માસમાં અમદાવાદ મુકામે **બારમું ગુજરાતી સાહિત્ય સંમેલન** ભરવાનું નક્કી થયું છે.

સંમેલન માટે વિવિધ સમિતિઓ તથા મંત્રીઓ વગેરે નીમાઇ ગયાં છે.

આ સંમેલનની સ્વાગત સમિતિની તા. ૧૮ મી સપ્ટેમ્બર ૧૯૩૫ ને દિવસે ભરાયલી સભાએ ડૉ. હરિપ્રસાદ દેસાઈના પ્રમુખપદે સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે સર ગિરિજાપ્રસાદ ચીનુભાઇની અને ઉપપ્રમુખ તરીકે ડૉ. હરિપ્રસાદ દેસાઈનીવરણી કરી છે.

તા, ૨૭ મી સપ્ટેમ્બરની સ્વાગત સમિતિની સભાએ સંમેલનના પ્રમુખ તરીકે મહાત્મા ગાંધીજીની વરણી કરી છે.

## પત્રિકા ૨

સંમેલનના મંત્રીઓએ ગુજરાતના લેખકો, અભ્યાસીઓ અને સાહિત્યરસિક વર્ગને સંબોધીને પત્રિકા નંબર ૨ નીચે મુજબ પ્રસિદ્ધ કરી છેઃ

સુજ્ઞશ્રી,

ચાલુ વર્ષમાં ડિસેમ્બર આખરે નાતાલના તહેવારોમાં બારમું ગુજરાતી સાહિત્ય સંમેલન અમદાવાદમાં ભરવાની તૈયારી થઇ રહી છે. તેના કામકાજ માટે સાત વિભાગો– ૧ સાહિત્ય, ૨. ઇતિહાસ અને પુરાતત્ત્વ, ૩ સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર, ૪ વિજ્ઞાન, ૫ ધર્મ અને તત્ત્વજ્ઞાન, ૬ પત્રકારત્વ અને ૭ લલિતકળા (નાટક, સંગીત, નૃત્ય, સિનેમા, કલાવિવેચન વગેરે)-રાખવામાં આવ્યા છે.

ગુજરાતનો સમસ્ત અભ્યાસી અને સાહિત્યરસિક વર્ગ સંમેલનના કાર્યમાં રસપૂર્વક ભાગ લે અને સક્રિય સહાયતા આપે તો જ પ્રસ્તુત સંમેલન સફળ થઇ શકે. એટલે સર્વ લેખકબંધુઓને અમે નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કરીએ છીએ કે તા. ૩૦ મી નવેમ્બર સુધીમાં ઉપર પૈકી કોઇએક વિભાગમાં સમાવેશ પામી શકે એવા એકાદ વિષય પર તેઓ પોતાનાં અભ્યાસ, અવલોકન અને વિચારણાના નિષ્કર્ષ રૂપ એકેક સારો નિબંધ લખી મોકલે.

બે વર્ષના ગાળે આ સંમેલન મળે છે અને તેની જાહેરાત લાંબા સમયથી થએલી છે, એટલે નિબંધ લખી મોકલનાર બંધુઓને તૈયારી માટે પૂરતો સમય મળે તેમ છે. ઉપરાંત માર્ગસૂચક થાય એવી એક યાદી આ સાથે આપી છે, તે પણ તેમને કેટલેક દરજ્જે દિશાસૂચક થશે.

પ્રસ્તુત યાદી કોઇપણ નિબંધના વિષયનાં મર્યાદાં સૂચવનારી નથી. તે માત્ર દિશાદર્શક છે અને તેને આધારે કંઇપણ વિશિષ્ટ નિબંધ લખવા લેખક સ્વતંત્ર છે.

આશા છે કે સૌ સાહિત્યરસિક બંધુઓ સંમેલનમાં પધારશે, એટલું જ નહિ પણ સરસ્વતીદેવીને ચરણે યથાશક્તિ કંઇ ને કંઇ લેખની ભેટ ધરશે.

લિ૦

હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ
હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ
પ્રાણલાલ કીરપારામ દેસાઇ
ચૈતન્યપ્રસાદ મોતીલાલ દિવાનજી
ગટુલાલ ગોપીલાલ ધ્રુવ

મંત્રીઓ.

## સાહિત્ય સંમેલન કાર્યાલય

પત્રવ્યવહાર મંત્રીઓને નામે નીચેને સરનામે કરવો. સર ચીનુભાઈ વિમા ઑફિસ સેન્ટ્રલ બૅંકના મેડે, રીચીરોડ, અમદાવાદ

## લેખોની માર્ગદર્શક યાદી

### વિભાગ ૧ : ભાષા અને સાહિત્ય

૧ ગુજરાતી ભાષાનો વિકાસ અને ઇતિહાસ
૨ ગુજરાતી સાહિત્યનો વિકાસ અને ઇતિહાસ
૩ ગુજરાતી કવિતા—પ્રાચીન અને અર્વાચીનઃ
  अ કવિતાના વિકાસનો ઇતિહાસ
  ब કવિતાઓના યુગ અને તેમણે નિપજાવેલી અસર
  क જુદાજુદા કવિ–કવિતાઓની તુલના
  ड છંદોનાં જૂનાંનવાં પ્રકાર
  ई કવિતામાં અલંકારનું સ્થાન અને તેનો ઉપયોગ
૪ નવલકથા અને નવલિકાઃ
  अ તેનો વિકાસ, પ્રેરણાતત્ત્વ અને જીવન પરની અસર
  ब ઇતર ભાષાઓની નવલ–નવલિકાઓ સાથે ગુજરાતીની તેવી કથાઓની તુલના
  क પાત્રાલેખન અને મનોવિજ્ઞાન
૫ ગુજરાતી વિવેચનઃ
  अ વિવેચનની કલા
  ब વિવેચનની સાહિત્યસર્જન પર અસર
૬ નિબંધસાહિત્ય
૭ ગુજરાતી નાટ્યસાહિત્ય
૮ શૈલી
૯ લોકગીત, લોકવાર્તા, લોકસાહિત્ય, ચારણી સાહિત્ય
૧૦ ગુજરાતી સાહિત્યમાં કલાવિવેચન
૧૧ ગુજરાતી વ્યાકરણ: ઐતિહાસિક અને તુલનાત્મક દૃષ્ટિએ તેની ચર્ચા
૧૨ અન્ય ભાષાઓ ( અંગ્રેજી, હિંદી, ફારસી, ઉર્દુ, બંગાળી, મરાઠી વગેરે)ની ગુજરાતી સાહિત્ય ઉપર થએલી અસર
૧૩ અમદાવાદના કવિઓ, લેખકો વગેરે
૧૪ પરિભાષાનું સાહિત્ય
૧૫ જોડણી
૧૬ પ્રાકૃત, અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી સાહિત્ય
૧૭ રાષ્ટ્રભાષા
૧૮ એક લિપિ: રાષ્ટ્રલિપિ અને ગુજરાતી લિપિ

## વિભાગ ૨ : સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર

૧ ગુજરાતનું સમાજબંધારણ અને વર્ણવ્યવસ્થા
૨ જુદીજુદી જ્ઞાતિઓના ઇતિહાસ
૩ પછાત કોમો, ધારાળા, ભીલ, રબારી વગેરે જાતો તેમ જ વણજારા વગેરે ફરતી જાતિઓના ઇતિહાસ, રહેણીકરણી, રીતરિવાજો માન્યતાઓ વગેરે
૪ ગુજરાતનાં મહાજનો, પંચો વગેરેનાં બંધારણ અને વૃત્તાંત
૫ ગુજરાતનું વહાણવટું અને સાગરજીવન
૬ બૃહદ્ ગુજરાતનો વિકાસ
૭ ગુજરાતની આર્થિક સ્થિતિ–પ્રાચીન અને આધુનિક
૮ ગુજરાતનું નાણું; શરાફી પેઢીઓ
૯ ઇતિહાસફલિત અર્થકારણ
૧૦ ગુજરાતનો વેપારઉદ્યોગ.

## વિભાગ ૩ : ઇતિહાસ અને પુરાતત્ત્વ

૧ ગુજરાતના ઇતિહાસનાં સાધનો
અ પ્રાચીન સિક્કા, શિલાલેખો, તામ્રપત્રો, હસ્તલિખિત ગ્રંથો આદિ
બ ઇતિહાસસંશોધનમાં લોકસાહિત્યનું સ્થાન
૨ મુસાફરોનાં વૃત્તાંત
૩ ગુજરાતના ફારસી ઇતિહાસ અને તેના લેખકો
૪ પ્રાચીન સ્થળો
૫ પુરાતત્ત્વનો પાછલો વૃત્તાંત
૬ પ્રાચીન યુદ્ધકળા, વ્યૂહરચના અને શસ્ત્રાસ્ત્રો
૭ ગુજરાતની ભૌગોલિક રચના અને રૂપાંતરો
૮ ગુજરાતનાં બંદરો
૯ ખોદકામ અને સંશોધનની અગત્ય
૧૦ પુરાણોમાંથી મળી આવતી ઐતિહાસિક હકીકતો

## વિભાગ ૪ : વિજ્ઞાન

૧ વિજ્ઞાનના ગુજરાતી સાહિત્યની સમાલોચના
૨ વિજ્ઞાનનું સાહિત્ય લખવામાં નડતી મુશ્કેલીઓ–પારિભાષિક શબ્દો વગેરે
૩ ગુજરાતની વનસ્પતિ અને ફૂલઝાડ
૪ ગુજરાતની ખેતીવાડી
૫ ગુજરાતની આબોહવા
૬ ગુજરાતની ખનિજસંપત્તિ
૭ ગુજરાતનું આરોગ્ય
૮ ગુજરાતનાં પક્ષીઓ, પશુસૃષ્ટિ અને કીટસૃષ્ટિ
૯ વિજ્ઞાનની દૃષ્ટિએ ગ્રામોદ્ધારના સાધનો
૧૦ મનુષ્યજાતિનો ઇતિહાસ: માનવવંશશાસ્ત્ર
૧૧ મનોવિજ્ઞાન

## વિભાગ ૫ : ધર્મ અને તત્ત્વજ્ઞાન

૧ ગુજરાતના ધર્મસંપ્રદાયોના ઇતિહાસ
૨ તત્ત્વજ્ઞાનનો ગુજરાતી કવિતામાં વિકાસ અને ઇતિહાસ
૩ ધર્મ અને તત્ત્વજ્ઞાનના વિષયોમાં ગુજરાતનો હિસ્સો
૪ ગુજરાતના જીવનમાં જૈન અને વૈદિક ધર્મના સમન્વયનું દર્શન
૫ ગુજરાતના વિકાસમાં ધર્મોમાં તટસ્થ નિષ્પક્ષવૃત્તિની અસર
૬ પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની સરખામણી અને તુલના
૭ તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો સમન્વય
૮ દર્શનશાસ્ત્ર
૯ ઇસ્લામધર્મ અને ગુજરાત

૧૦ ધર્મ અને શાંતિ
૧૧ તીર્થસ્થળો
૧૨ ગુજરાતમાં બૌદ્ધધર્મ
૧૩ જૈન ધર્મ અને તેની શાખાઓ


### વિભાગ ૬ : પત્રકારત્વ


૧ ગુજરાતી વર્તમાનપત્રોનો ઇતિહાસ
૨ ગુજરાતી માસિકોનું સાહિત્ય
૩ કોમી સામયિકો અને તેમનું દૃષ્ટિબિંદુ
૪ ધંધાદારી વર્ગોનું સામયિક સાહિત્ય
૫ ગુજરાતની મુદ્રણકળાનો વિકાસ
૬ રીપોર્ટિંગ અને ટૂંકાક્ષરી નોંધ
૭ વર્તમાનપત્રો અને ચિત્રો
૮ પુસ્તકપ્રકાશક
૯ ગ્રંથસ્વામિત્વનો કાયદો
૧૦ સચિત્ર પુસ્તકો
૧૧ અપ્રાપ્ય અને પહેલી આવૃત્તિનાં પુસ્તકો
૧૨ ગ્રંથસૂચિ ( Bibliography )
૧૩ ગુજરાતી અક્ષરોનાં બીબાં


### વિભાગ ૭ : લલિતકળા


૧ રંગભૂમિ: પ્રાચીન અને અર્વાચીન
૨ સંગીત
૩ નૃત્યકળા; અભિનયકળા
૪ સિનેમા—ચિત્રપટ અને બોલપટ
૫ રેડીઓ
૬ ફોટોગ્રાફી: ધંધો અને કળા
૭ ચિત્રકળા
૮ ગુજરાતનું સ્થાપત્ય—તેનો વિકાસ અને વિશિષ્ટત્વ; આધુનિક સ્થાપત્ય
૯ ગુજરાતની પ્રાચીન શિલ્પસમૃદ્ધિ


[ ચર્ચાપત્ર : અનુસંધાન પૃષ્ઠ ૧૯૫ થી ચાલુ ]

મનમાં હશે જ નથી એટલી હું શ્રી. ભાનુમતીબહેનને ખાતરી આપું છું. હું કવિશ્રીને પોતે ' ચોર પરિષદ 'ના સભ્ય નથી જ બની શકતો એની પણ ખાતરી આપું છું.

હવે ' અનિરુદ્ધકુમાર ' કોણ ? કલ્પિત પાત્ર ? એ ' કાન્ત ' હશે ? કે નાનાલાલ કવિ ? ' જ્ઞાનસુધા 'માં કવિશ્રીનો લેખ પ્રસિદ્ધ કરવા મોકલનાર કોણ ? ' જ્ઞાનસુધા ' સાથે ગાઢ સંપર્ક રાખનાર પૂ. નરસિંહરાવભાઇ, વિદ્યાબહેન કે કાન્તમાળાના સંપાદક આ સંદિગ્ધતા પર અત્યારે કંઇક પ્રકાશ પાડી શકે એમ છે. અથવા સ્વર્ગસ્થ ' કાન્ત 'ના સ્નેહી સબંધીઓમાંના એમના વિદ્વાન પુત્રો કે અધ્યાપક રામનારાયણ પાઠક વગેરે.

મારા કથન વિષે આ સ્થિતિમાં પુરાવો આપવા કરતાં આટલો ખુલાસો જ કરવાનું મને પ્રાપ્ત થાય છે.

શંકરપ્રસાદ રાવળ

# તંત્રીસ્થાનેથી

## સાહિત્ય પરિષદનું આગામી સંમેલન :

ગાંધીજીએ અમદાવાદના બારમા સંમેલનનું પ્રમુખપદ સ્વીકાર્યું છે, એ સાંભળી બધા પરિષદ પ્રેમી ગુજરાતીઓને આનંદ થશે. એનાથી પરિષદ અને સંમેલનનું ગૌરવ અને તેજ વધશે, એના કાર્યક્રમોમાં નવીન ઉત્સાહ આવશે અને એ સંસ્થા વધારે સબળ થશે.

૧૯૨૫ માં બંધારણ નક્કી કરવા મુંબાઈએ પરિષદ બોલાવી હતી ત્યારે કેટલાક તરફથી ગાંધીજીને પ્રમુખપદે લાવવાની સૂચના થઈ હતી. મારો ને ગાંધીજીનો પરિચય ત્યારે આજે છે તેટલો નહોતો, છતાં એમને હું પરિષદની સ્થિતિ સમજાવવા અને પ્રમુખપદ ન લેવાની વિનતી કરવા ગયો હતો. અને એક મહાનુભાવને છાજે એવા ઔદાર્યથી આવી કઢંગી વિનતી એમણે સ્વીકારી હતી એટલું જ નહીં પણ તેની યથાર્થતા સ્વીકારી હતી.

દશ વર્ષે, ગયા એપ્રીલમાં, પ્રમુખસ્થાન લેવાની ગાંધીજીને વિનતી કરવાનું મને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું હતું. આજે પરિષદને બંધારણ છે, ચલાવનારો ઉત્સાહી સભ્યસમૂહ છે, વ્યવસ્થિત જીવન છે, એની પાસે કંઈક ભંડોળ પણ છે, અને હવે એ મહાત્માજીના પ્રમુખપદને માટે સર્વથા યોગ્ય બની છે.

અમદાવાદે એમને સર્વાનુમતે ચુંટી કાઢયા તેમાં એ શહેરને જશ છે. "હું સાક્ષર નથી" એમ ગાંધીજીએ અનેક વાર કહ્યું છે ખરું, પણ એ અગ્રગણ્ય ગુજરાતી સાહિત્યકાર છે એ તો ક્યારનુંએ ગુજરાતે સ્વીકારી લીધું છે, એટલે એમને સાહિત્ય મુકુટ પહેરાવવામાં અમદાવાદે ગુજરાતીઓની અંતરની અભિલાષા વ્યક્ત કરી છે. ને મહાત્માજીએ આ પદ સ્વીકારી એમનો સાહિત્યવિકાસમાં જે રસ છે તે વ્યક્ત કર્યો છે તેથી એમને પણ નમ્રતાપૂર્વક અભિનંદન આપું છું. મારા આ ઉદ્‌ગારોમાં 'ગુજરાત'નું તંત્રીમંડળ સર્વાંશે અનુમત છે.

કનૈયાલાલ મુનશી

...પુરામાં ધી સુદર્શનમિત્ર સ્ટીમ પ્રિ. પ્રેસમાં અંબાલાલ 'વિઠ્ઠલભાઈ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૧૫-૧૧-૩૫.

# ગુજરાત



નવું પુસ્તક : ૧ અંક : ૩

નવેમ્બર : ૧૯૩૫

## સંસ્કૃતિનું મૂળ

સંસ્કૃતિનું મૂળ તો ઐતિહાસિક સાતત્યના ભાનમાં-હિંદી એકતાની પ્રતીતિમાં છે. આર્યોએ જેમાં જીવનસાફલ્ય માન્યું એવાં ધ્યેય ને કાળથી પર એવાં સનાતન મૂલ્યોમાં છે. જીવન શું છે-એનો હેતુ અને ધ્યેય શાં છે-આ અનાદિ પ્રશ્નોનો નિર્ણય જે જે ભાવનાઓ વડે આર્યોએ કર્યો તેમાં છે. જીવન એ વિશુદ્ધ આનંદ-જીવન એટલે સંસારની આસક્તિઓથી પર એવી ભાવના : આ આર્યસંસ્કારની મહાન વિશિષ્ટતા છે. સર્વવ્યાપી અને દુર્ધર્ષ ભાવનામયતા વડે સાધનસંપત્તિનો ઉપયોગ કરવો તેમાં જ આર્યાવર્તની અમર કારકિર્દીનું રહસ્ય રહ્યું છે. ભાવનાઓનો સાધનસમૃદ્ધિઓ ઉપર વિજય થાય તેમાં જ સમસ્ત માનવજાતિની આશા સમાયેલી છે.

ગુજરાતીઓએ જેમ દર પેઢીએ આ સંસ્કારનું પોતાનું સ્વરૂપ ઘડ્યું છે, તે જ પ્રમાણે આપણે પણ કરવાની ઇચ્છા રાખીએ છીએ-ભાવ વધારે વ્યાપકતાથી, વધારે ઊંડા ઊતરીને. અને સંસદ જે 'પ્રવર્તન' કરી રહી છે તે એક જ આશાએ : આજે હિંદની રાજકીય ને આર્થિક પ્રગતિમાં જેવો એનો ફાળો છે તેવો ફાળો એના સાહિત્ય અને સંસ્કારની પુનર્ઘટનામાં ગુજરાત આપી શકે.

કનૈયાલાલ માણેકલાલ મુનશી

# ત્હને હૃદય હોત તો

: પૃથ્વી :

ત્હને હૃદય હોત તો ગગનચૂમતા તારકો
સમા સુમ ઉરે વસંત સહુ ભાવને જોઇને,
અને ગગનવ્યાપ્ત ગૌરવ અહીં પડંતાં જગે
અમોઘ જલબિન્દુશાં નયનથી સર્યાં આંસુડાં
અહીં, અણુચેતના અચલ ત્હેં જગાવી હતે.

ઊઠયા ધ્વનિ અનંત, કાવ્યઝરણાં વહ્યાં, તે તણા
પ્રસન્ન રવ શબ્દ દેહ ધરવા કદી ના ટક્યા,
થઈ સકલ છિન્નભિન્ન જગ વિસ્તર્યાં, વેડફ્યાં;
ઊભી અડગ ક્રૂર સર્વ નિરખી રહી હાસ્યથી,
વિનાશક તથાપિ ત્હેં રમત માત્ર તેને ગણી.
હવે હૃદય શૂન્યમાં કવિત શાં, શી શબ્દાવલિ,
તરંગ નવ, દીપ્તિ ના નયનમાં, ન રેખા સુખે.

ત્હને હૃદયહીનને હૃદયની પ્રસાદી ઘટે
નહિંજ ધરવી, ભલે બળતું ખાક થૈ ઊઠતું.

બાદરાયણ

卐

# નિમંત્રણ

સન્તન રસતરસ્યાં હો !
સજ્જન સ્વજન વિહોણાં હો ! આવો મ્હારે આંગણે હો જી !

આઘાં નથી કાંઈ અંતર મ્હારાં, અંતર શે હો રાખો !
આશાભર્યાં અંતરનાં હો, આ બારણિયાં ઉઘાડાં
સન્તન રસતરસ્યાં હો,
સજ્જન સ્વજન વિહોણાં હો, આવો મ્હારે આંગણે હો જી.

પ્રેમે સીંચ્યાં હૃદયરસીલાં અનેક મ્હારે હારે
આવો ત્હમે હો નવલરસિલાં, હળી મળી સૌ રાચો સન્તન.

પુણ્ય પ્રેમ રસ ભાવ ભરેલાં સખાસખીનાં જોડાં
મધુરે મનોહર સુંદર રાગે, રહે વિમલ સૌ હાવાં...સન્તન

મુરલી ઠાકુર

# અડધે રસ્તે

કનૈયાલાલ મુનશી

[ અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૧૪૧થી ]

[ આગલાં પ્રકરણોના ટુંકસાર ]

[ "ટેકરાના મુનશીઓ" એ આત્મકથાની લેખમાળાના અનુસંધાનમાં શ્રી. કનૈયાલાલ મુનશી પોતાની જ્વલંત અને સચોટ શૈલીમાં આ "અડધે રસ્તે" લેખમાળા શરુ કરે છે. જીવનને અડધે રસ્તે આવી લેખક આત્મકથાના પૂર્વભાગનું નવીન ખોદકામ આરંભે છે. ભેખડ બીજાપુર જેલના સત્યાગ્રહી કેદી નં. ૧૦૮૭ તરીકે, તે પહેલાં દેશભક્ત તરીકે, તે પહેલાં મુંબાઈના હાઈકોર્ટના 'My Learned Friend' તરીકે, તે પહેલાં મુંબાઈની ધારાસભાના 'The Honourable Member for the University' તરીકે, તે પહેલાં યુરોપના પ્રવાસી તરીકે—આત્મકથામાં વિવિધ ભૂમિકા દર્શાવતું પોતાનું સંશોધન કરે છે. આ પછી પોતાની બાલ્યાવસ્થાના સાતમા વર્ષમાં સુરત ધરનેરા કમીટીમાં સરકાર તરફથી કામ કરવા જતા પિતાની સાથે એ ફરે છે. લેખકની સ્વકેળવણી ને બાલકેળવણી શરુ થઈ છે. એ ઍરેબિયન નાઈટ્સના અને પરદુઃખભંજક હાતમતાઈના પરાક્રમોના કલ્પનાતરંગોમાં વિહરે છે. તબલાના તાલથી આંક ગોખે છે. અલ્લાઉદ્દીનના જાદુઈ ફાનસથી પૈસાદાર થવાના પ્રયોગો કરે છે.

વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળીવાળા નાના મોટા ત્ર્યંબકો, અસલના સાદા રૂપમાં ભજવાતું 'લલિતા દુઃખદર્શક નાટક', ત્ર્યંબકપુત્ર શંકરલાલ ભટની શોધનમાં શીખેલું નાટકી નૃત્ય, 'સીતા સ્વયંવર' નાટ્ય પ્રયોગમાંથી પરશુરામની ભૂમિકા, 'પ્રેમચંદ્રિકા' નાટકનાં બાહિરા ટોપીઓની નકલ: આ અસરો લેખકનું બાલ માનસ ઘડતી માલમ પડે છે.

હાલના તુમાખી સરકારી અંગ્રેજી અમલદારોથી તદ્દન જુદા પડી આવતા લોકપ્રિય કમિશનર શેવી સાહેબની ઝાંખી કરે છે.

જન્મભૂમિ ભરૂચમાં. ઘરમાં બાલ વહુરાણીનાં પ્રદર્શન ગુજરાતી પાંચમી ચોપડીમાં લેખકને ઉપવીત સંસ્કાર મળે છે. અગ્નિ ની ને દક્ષિણ મહેતાજી કુવાસ બાલ વિદ્યાર્થીઓને ઉલટે નંબરે કાઢી ખરેખરા ને વાઘાન મળેલાઓને ઉપર ચડાવે છે.

ભરૂચ નવા દહેરાના ઓટલાની, આદિત્યરામ ગાગરીયા ભટની ભારતકથાનું દૃશ્ય. તોફાની પુત્રનો ભારત કથારસ ઝીલતી શ્રોતાઓની મેદનીમાં ગવેલાં કૃદાવનના પરાક્રમ કરે છે. આ સંસ્કારોથી અસ્પૃષ્ટ લેખક મહાભારતના વીરોના સંસ્કારોનો સંચય કરે છે.

જનોઈ થઈ બાલ બ્રહ્મચારી બની સંસ્કાર વિધિઓ દ્વારા લેખક હિન્દુ સંસ્કૃતિનાં આદ્ય દર્શન પામે છે. બડવાના વરઘોડામાં લેખક વહુરાણી સાથે સજોડે પાટે બેસે છે. રામજીના નામથી ઉપવીત સંસ્કારની સમાપ્તિ થતાં લેખકના હૃદયને આઘાત થાય છે ને એ ત્રીજે માળ ચડી જઈ ગાયત્રી મંત્ર જપે છે. આ પછી આગળ વાંચો ]

એ જ અરસામાં બાપાજી સચીનના દીવાન થયા. દીવાન તો માત્ર નામ હતું પણ ખરું જોતાં આખું તંત્ર એમના હાથમાં હતું. નવાબની અસ્વસ્થ મનોદશાને લીધે સચીનમાં 'એડમીનીસ્ટ્રેશન' બેઠું હતું અને બ્રિટિશ સરકારના પ્રતિનિધિ તરીકે તેનો અખત્યાર બાપાજીના હાથમાં હતો.

૧૮૯૯ પછી હું સચીન ગયો નથી પણ તેનાં સ્મરણો હજી તાજાં છે. દિવસની ગાડીએ ગુજરાત જતાં, સચીનનું સ્ટેશન આવે, કૈંક બાલિશ આતુરતાથી ડોકું બારીની બહાર નીકળી જાય છે.

બાપાજીએ સુરતનું ઘર પણ રાખ્યું હતું અને અઠવાડીયામાં બેત્રણ દહાડા એ પોતે સુરત આવતા. ઘણીવાર એમની જોડે ઘોડાગાડીમાં બેસી સચીન જતો. એ યાત્રાઓનો અનુભવ હું આજે તાજો કરી શકું છું. સુરતથી ઉપડયા અમે ઉધના જતા. ત્યાં સારા જેવા ઘરમાં એક સ્વામી રહેતા. એમનું નામ હું ભૂલી ગયો છું પણ તે અમને સત્કારતા. એ સ્વામીને માટે મને ઘણું મોટું માન હતું કારણ કે જે ગાદી પર તે હંમેશાં બેસતા તેની બાજુમાં એક બાણશય્યા પડેલી રહેતી. પથારી જેવડા પાટીઆ ઉપર થોડે થોડે અંતરે ખીલાઓ મારેલા હતા, અને તેના પર સ્વામીજી રાતના સુતા એવો ખ્યાલ તે દરેકને આપતા. કોઈવાર એવી બાણશૈય્યા પર સુઈ ઈશ્વિર મેળવવાના ખ્યાલ પણ મને આવતા.

ઉધનાથી ઉપડી, બન્ને બાજુએ વૃક્ષોની ઘટાથી શોભતા રસ્તા ઉપર અમારી ગાડી જતી. જવાનો વખત સામાન્ય રીતે રાતનો જ હતો. પવનમાં ડોલતાં ઝાડ નર્તન કરતા રાક્ષસો સમાં દેખાતાં. તેમના પર ચમકતા આગીઆ રાક્ષસીઓને અંગે મણિઓ લટકતા હોય એવો કંઈક ખ્યાલ આપતા. ઝપાટાબંધ જતી ગાડીના વેગને લીધે મારી કલ્પના પણ વેગભરી આગળ વધતી. જાણે હું રાક્ષસોનું નિકંદન કાઢવા નિસર્યો હોઉં એમ હર્ષથી મારી રગો નાચતી. અને એ પ્રયત્નનું ધ્યેય તો કોઈ પ્રણયઘેલી બાલિકાનું સંરક્ષણ જ હતું.

સચીનમાં મારી બાલકલ્પનાને અદ્ભુત રંગે રંગવાની અનેક સામગ્રીઓ હતી. પહેલાં તો પુસ્તકાલયમાં મંગાવાતાં બધાં પુસ્તકો ટપાલમાં દીવાનસાહેબને ઘેર આવતાં, એટલે નારાયણ હેમચંદ અને જહાંગીર તારાપોરવાળાની નવલકથાઓ ભુખ કે ઉંઘની પરવા કર્યા હું વિના વાંચ્યે જતો. પણ આ અરસામાં બે પુસ્તકોએ મારું હૃદય કબજે કર્યું હતું એમ મને સ્પષ્ટ યાદ છે. એક ' હાતમતાઈના પરાક્રમો ' હતું. ઓખતા પર્વત, ઉદાર પંખીઓ, માયાળુ સિંહ વગેરે અદ્ભુત વસ્તુઓથી ભર્યાં જંગલોમાં હું એની સાથે વિહરતો. બીજું પુસ્તક ' કુલિન અને સુદ્રા ' હતું. તારાપોરની એ નવલકથા મારા બાલ કલ્પનાવિલાસને ઐતિહાસિક નવલકથાનો માર્ગ બતાવી શકી હતી.

સચીનના જીવનમાં મહમદ સીપાઈનો પણ મોટો હિસ્સો હતો. દરરોજ સાંજે એ મને ગામની બહાર ખેતરોમાં ફરવા લઈ જતો. અને લાંબી રસિક અદ્ભુતરંગી વાર્તાઓ કહેતો. એમાંની થોડી, જેણે મારી કલ્પના ઉપર ઉંડી છાપ પાડેલી તે, હજી પણ યાદ છે.

એક હતો રાજાનો કુંવર. તેને એક દિવસ નદીમાં ખેંચાઈ આવેલી મોજડી સાંપડી. મોજડીના સૌંદર્યથી આકર્ષાઈ તેની મલેકા ઉપર તે મોહી પડયો. અને તેને દેશદેશ ભટકી શોધી કાઢી.

બીજો એક રાજાનો કુંવર હતો. અપરમાના દ્વેષનો ભોગ બની તે દેશવટો લઈ ચાલી નીકળ્યો. મહાભયાનક અરણ્યોમાંથી પસાર થતાં તેને ' લાલ બહાદુર ' નામનો

વહેંતીયો માણસ મળ્યો, અને તેની મદદથી એક રૂપાળી રાજકુંવરી અને તેના બાપનું રાજ્ય બન્ને મેળવવા ભાગ્યશાળી થયો. એટલું જ નહિ પણ પોતાના બાપને હરાવી તેના હૃદયમાં એણે સ્થાન મેળવ્યું.

વળી એક ત્રીજો રાજાનો કુંવર હતો, સાત ભાઈઓમાં નાનો. ઇન્દ્રરાજાના દીકરાની મદદથી તેણે પણ કીર્તિ, રાજ્ય અને સ્ત્રીનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કર્યું.

આ વાર્તાઓ હું એકચિત્તે સાંભળતો. રાતે મને તેનાં ને તેનાં સ્વપ્ન આવતાં, અને દિવસ બધા એ રાજકુંવરોના સ્મરણોમાં જતા.

સચીનનું મધ્યકાલીન વાતાવરણ પણ આવા તુક્કાઓને પોષે એવું હતું. નવાબ-સાહેબ દરબાર ભરતા. રામજણીઓનો નાચ થતો. બહાર પહેરેગીરો પહેરો ભરતા. પહેલી વખત બાપાજી જોડે હું દરબારમાં ગયો ત્યારે નવાબસાહેબ મને એમના અંતઃપુરમાં લઈ ગયા. ત્યાં બેગમસાહેબે મને ભાવથી બોલાવ્યો, મારું નામ પુછ્યું, અને મારા હાથમાં એક સુંદર રેશમી રૂમાલમાં બાંધેલી ગીનીની ઢગલી મુકી. મેં એવો સુંદર રૂમાલ કદી જોયો નહોતો, અને આટલી ગીનીઓને હું કદી સ્પર્શ્યો નહોતો. હું તો ખુશ ખુશ થઈ ગયો ને કુદતો કુદતો બાપાજી પાસે આવ્યો. એમણે એ બક્ષીસ જોઈ ને એમનાં ભવાં ભેગાં થઈ ગયાં. એમની આંખોમાં આવેલો ક્રોધ જોઈ હું તો થરથર ધ્રુજતો ઊભો. રૂમાલ ને ગીનીઓ લઈને તે નવાબસાહેબ પાસે ગયા, અને ભયંકર રીતે તેમને તે પાછાં આપ્યાં. હાથમાંથી ગએલા રૂમાલનું સૌંદર્ય સંભારતો હું કમનસીબે મારી ગએલી મીલકત માટે નીસાસા નાખી રહ્યો.

નવાબ ને દીવાન વચ્ચે અંતર ઘણું વધ્યું. તંત્ર પદ્ધતિસર કરવાના દરેક પ્રયત્નથી નવાબ છેડાઈ પડતા. એક દહાડો વાત વધી ગઈ. નવાબસાહેબે ગુસ્સામાં દીવાનનું ખુન કરવાની ઇચ્છા દર્શાવી. એટલામાં ઈદ આવી પહોંચી. અસ્વસ્થ મગજના નવાબને પણ ખુશ રાખવા એવી એડમીનીસ્ટ્રેશનની ઇચ્છા હોવાથી દીવાને ઈદની સ્વારી, નીમાજ અને દરબારને માટે યોગ્ય બંદોબસ્ત કર્યો. નવાબના મહેલ આગળ, મસીદ આગળ, અને અમારા ઘર આગળ પોલીસની પાર્ટીઓ ગોઠવાઈ ગઈ નવાબસાહેબ સ્વારીએ ચઢયા.

અમારે ઘેર ખબર આવી કે નવાબસાહેબે આજે ને આજે જ ઠુપ દીવાનનું ખુન કરવાનો સંકલ્પ જાહેર કર્યો છે. અમારા ઘર આગળથી જ સવારી જવાની હતી. ઘરનાં બધાં બારીબારણાં બંધ કરી દેવામાં આવ્યાં. ઘર આગળ પોલીસની પાર્ટી ઊભેલી હોવાથી ગઢને ઘેરો ઘાલ્યો હોય એવો દેખાવ થઈ ગયો. મારું ધબકતું હૈયું મારા કાનમાં સંભળાતું. બાની આંખમાં આંસુ ભર્યાં હતાં, બાપાજીની આંખ ઉગ્ર હતી, અને હું બંને તરફ ગભરાઈને જોઈ રહેતો.

બાપાજી એક રીવોલ્વર હમેશાં રાખતા. તે કાઢી, તેને પોતાના હાથે સાફ કરી, તેમણે આસ્તેથી તેમાં સાત બહાર ભર્યા. સવારી અમારા ઘર આગળ આવી પહોંચી. શું થશે એ વિચારે મારી આસપાસ થરથર કાંપતી હતી. બારીની તડમાંથી મેં જોયા કર્યું.

સવારી આવી. બેચાર ઘોડગાડીઓ આગળ આવી. પાછળ નવાબસાહેબ અસ્વસ્થ દશામાં ઘોડે બેઠા હતા. પાછળ થોડાં માણસો આવતાં હતાં. સવારી અમારા ઘર આગળ આટકી. બાંધણીએ ગોળ પાઘડી મૂકી. વિનવતે નયને બા જવાની 'ના' કહી રહી,

પણ બાપાજીની મુખમુદ્રા એવી ભયંકર હતી કે એક શબ્દ ઉચ્ચારવાની તેણે હીંમત કરી નહિ. એમણે સાથે રીવૉલ્વર લીધી, પણ તેને માણસના હાથમાં સોંપી કે સાથે રાખી તે મને યાદ નથી. મારું હૈયું રફેરફે થઇ ગયું. મને તો ખાત્રી જ હતી કે બાપાજીને નવાબસાહેબ મારી નાંખવાના.

બાપાજી નીચે ઉતર્યા ત્યારે નવાબસાહેબનો ઘોડો અમારા ઘર સામે હતો. હોઠ પર હોઠ બીડી, અસ્થિર હાથે, તે કમરમાંથી તલવાર ખેંચવાનો પ્રયાસ કરી રહ્યા હતા, અને ગુસ્સામાં કાંઇક બબડતા હતા. બાપાજી બહાર નીકળી પગથીયાં ઉતર્યા, અને નવાબ-સાહેબને ફલગો ધરવાનો ધર્મ બજાવ્યો. મુંઝાતા પ્રાણીની જેમ નવાબે ચારે તરફ જોયું. તલવાર પરથી હાથ છોડી દીધો. ઘોડાને એડ મારી ને તે આગળ વધ્યો. સવારી આગળ ચાલી, મને નવાબનું અદૃષ્ટ થતું મુખ દેખાયું: દાંત કચકચાવી તે બાપાજી તરફ મુક્કી ઉગામી રહ્યા હતા.

બહારથી જોનારને તો દીવાન નવાબને ફુલ આપતા દેખાયા. પણ એ અડધા કલાકમાં તો અમે ભયંકર અનુભવ કર્યો હતો. અને બાપજી તો વૈતરણી ઓળંગી પાછા આવ્યા એમ કહીએ તો ચાલે.

આ પ્રસંગ પછી થોડા જ વખતમાં અમે નાસીકની જાત્રાએ ગયા, અને નવાબસાહેબે દેહ છોડયો.

૭

# લિપિ સુધારણા

કાકાસાહેબ કાલેલકર

નાગરી લિપિમાંથી શિરોરેખા કાઢી નાખ્યા પછી એમાં અને ગુજરાતી લિપિમાં બહુ થોડો ફેર રહે છે. એ ફેર દૂર કરવા માટે ગુજરાતી લિપિએ પાંચ સાત અક્ષરોના મરોડ ફેરવવાનું રહે છે. સ્વરોની બાબતમાં ગુજરાતીએ 'એ' 'ઐ' નાં નાગરી રૂપો કાઢી દઈ એમને 'અ' ની બારાખડીના રૂપમાં આણ્યાં. હવે ગુજરાતીની એ આગેવાની સ્વીકારી, મરાઠીએ 'ઇ' અને 'ઉ' ને પણ 'અ' ની બારાખડીના રૂપમાં જ આણવાનું વલણ સ્વીકાર્યું છે. તે સુધારાનો ત્યાં ઝપાટાભેર પ્રચાર થાય છે. મને વિશ્વાસ છે કે નાગરી 'ખ' છોડી દઈ એ ઠેકાણે ગુજરાતી 'ખ' નો જ સ્વીકાર થશે. 'જ', 'ઝ', 'ણ' વગેરે બેચાર અક્ષરોનું નાગરીકરણ કરવાનું રહેશે. તેટલું કરીશું એટલે હિંદી, મરાઠી, ગુજરાતી ત્રણે ભાષાનું જબરદસ્ત સંગઠન થશે અને પંદર કરોડ જનતા એક જ લિપિ વાપરતી થશે.

નાગરી લિપિના રુચિવૈચિત્ર્ય પ્રમાણે અનેક [illegible] તો રાખીશું જ. જેથી નાગરી તરીકે વાંચતાં મુશ્કેલી નહીં આવે અને છતાં પ્રાંતીય આંખો તકરાર નહીં કરે. બંગાળી અને ગુરુમુખીનું પણ નાગરીકરણ એ જ ઢબે કરવાનું રહેશે; કે જેથી અક્ષરો દેખાય બંગાળી કે ગુરુમુખી અને છતાં વંચાય નાગરી તરીકે જ.

જોડાક્ષરોના આકાર સહેલા કરવા છે પણ એ કામ અઘરું નથી. અને આખી જનતા એને આશીર્વાદ રૂપે વધાવી લેશે એ વિષે શંકા નથી. જોડાક્ષરોમાં બંડખોર અક્ષર છે "ર". એને ઠેકાણે પાડ્યે જ છૂટકો.

સ્વ. શ્રી. નરસિંહરાવભાઈએ 'હ' શ્રુતિ અને 'ય' શ્રુતિના ઉઠાવેલા સવાલનો નીવેડો પણ સહેજ ચિહ્નથી સરસ આણી શકાય. એમના જીવતાં જો આપણે આટલું કરી શક્યા તો એમને તો સંતોષ થશે જ પણ આપણને પણ સંતોષ થવો જોઈએ.

લિપિની સુંદરતા જરા સરખી પણ ઓછી ન થાય અને ઓછામાં ઓછા ફેરફારો કરવા પડે એ આપણું વલણ રહેવું જોઈએ. શ્રી. કિશોરલાલભાઈએ ગુજ-રાતીના નાગરીકરણનો સવાલ યોગ્ય રીતે ચર્ચ્યો છે પણ એમને અક્ષરના મરોડ સારા નથી મળ્યા એટલે કેટલાક ભાઈઓએ એની સામે અણગમો દર્શાવ્યો છે. ગુજરાતી મરોડની સુંદરતા આપણે આબાદ રીતે સાચવી શકીશું અને એ સરતે જ એને નાગરી તરફ લઈ જઈશું.

આપણી લિપિની શાસ્ત્રીયતા માટે આખી દુનિયા આપણને વખાણે છે. તેમાં એક જ અપવાદ કલંકરૂપે છે. બારાખડીમાં તેમ જ જોડાક્ષરોમાં બધાં ચિહ્નો ઉચ્ચારણના ક્રમ પ્રમાણે જ આવવા જોઈએ એમાં હ્રસ્વ 'ઇ'નું ચિહ્ન બારાખડીમાં વ્યંજન પહેલાં આવી જાય છે એને ત્યાંથી ઉઠાવી વ્યંજન પછી મૂકવું જોઈએ. એ ફેરફાર કરવાની આવશ્યકતા હિંદીની લિપિસમિતિએ સ્વીકારી છે. જો ડિસેમ્બર પહેલાં આપણી સમિતિ એ તત્ત્વને સ્વીકારશે તો આપણે અત્યારથી એની ચર્ચા અને પ્રચાર શરૂ કરી દઈશું.

# કલ્પનાવિલાસ

નહીં કદી ય મ્હેં અહો! કરથી કાર્ય કાંઇ કર્યું,
નહીં વળી કુહાડી, અન્ય કંઇ હસ્ત વિષે ધર્યું;
નથી ધરતીને થયો મુજ તણો જરી સ્પર્શ, કે-
કદી ચરણથી ખૂંદી પૃથિવી કોસ ના એક બે.

કદી પ્રખર તાપમાં શિર શિલા લઇ ના ફર્યો,
નહીં ચલવ્યું યંત્ર કે, બળદ ના કદી ફેરવ્યો;
કદી હળ, હથોડી કે, પકડ એરણે ના દીઠાં,
દરિદ્રજનલોચનોમાં જીવનદર્દ ના મ્હેં દીઠાં.

પૂરો દિવસ આથડ્યે નિમક રોટી કો દિન, કે
કદી બટકું બાજરું લઇ ક્ષુધા શમાવી ન મ્હેં;
તૂટી ચટઇએ પડી, અધુરી ઊંઘ ના – ના લીધી,
અને હૃદય ચીરતી મિત્રની ચીસ સુણી નથી.

પડી રહી સુખાસને મનગમ્યાં રહ્યું પુસ્તકો,
લખ્યું કવિત લેખ ને બહુ કર્યું વળી ભાષણો;
કરી કલમ, મસ્તકે નવનવી ભરી કલ્પના,
ગૂંથ્યું દલિતદીનની રુધિરરંગી વિટંબના.

બની પ્રકૃતિ દેહની અતીવ કોમળી આકરી,
વળી વિલાસ ભોગની વિવિધ ટેવ ના છૂટતી;
કદી શરીરથી કંઈ શ્રમ પીડા ન વેઠી શકું,
કહું ' સહુ સમાન ', – ના સહુ સમાન થૈ હું શકું.

વરો પ્રબળ ગાંજના ઉર વિષે તથાપિ પ્રભુ!
કરૂં કંઈ ન અન્યથા, પ્રગતિપંથ નિત્યે ચહું;
શહીદ યદિ ના બનું, ત્યજું ન ઉજ્જ્વલા ભાવના,
' રહો અમર ક્રાન્તિ ' એ જીવિત કેરી હો કલ્પના.

જ્યોત્સ્ના શુક્લ

# પુત્રને વળાવ્યો !

ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

બે-ચાર મિત્રો મળીને, ચાહ પીતાં પીતાં, અને બીડીઓના ધુમાડા કાઢતાં કાઢતાં વાતોએ ચઢ્યા હતા. બેત્રણ મિત્રો જુના જમાનાના વડીલોના દોષ શોધી શોધી, સખ્ત શબ્દોમાં એમની ખબર લેતા હતા. એ કાર્યમાં આખરે એઓ થાકેલા જણાયા એટલે એમનો એક ચંદુલાલ બોલી ઉઠ્યો. " અહિં આપણે બધા જુવાન જ બેઠા મળ્યા છીએ અને વડીલોની ગેરહાજરીમાં તેમની ઝાટકણી કાઢીએ છીએ એ ઠીક નથી થતું. "

મદનલાલ આ સાંભળીને હસીને બોલ્યો. " હા હા હા ! કેમ ભાઇ, અત્યારથી જ ઘડપણ લાગવા માંડ્યું કે વડીલોનું ખેંચવા માંડ્યું ! "

રમેશ: " કેમ ! હવે ચંદુલાલ કાંઇ નાનો છે ? બે છોકરાનો બાપ થયો છે કેની ! કેમ અલ્યા, એ જ કારણને ? "

ચંદુલાલે આના ઉત્તરમાં કાંઇક ગંભીરતાથી જવાબ વાળ્યો: " દરેક વિષયમાં અમુક અપવાદ તો હોયજને, અને આજે આપણે વડીલોના સામાવાળિયા એ વાત સાચી; પણ માત્ર થોડાં જ વર્ષ પછી આપણાં છોકરાં આપણા હરીફ તરીકે ઊભાં રહેશે ત્યારે વડીલોની સ્થિતિનું, તેમના માનસનું આપણને હમણા છે તેના કરતાં જરા વધુ ભાન થશે ખરું. "

રમેશ: " પડશે ત્યારે દેવાશે. હમણાથી એ ચિંતા કયાંથી શું ! "

" કારણ વગર ચંદુલાલ આમ બોલે એવો માણસ નથી, " મદનલાલે કહ્યું. " કેમ ચંદુભાઇ ! કાંઇ લાગે છે ! "

" ખાસ નહિ, પણ એટલું તો ખરું જ ને કે, " ચંદુલાલે કહ્યું. " જુવાનીઆઓ પોતાની જુવાનીના મદમાં વૃદ્ધોને પણ લાગણી હોય છે એ વાત સાવ ભૂલી જ જાય છે ત્યારે વિપરીત પરિણામ આવે છે. અને ખરી વસ્તુસ્થિતિથી અજાણ્યા જુવાનીઆઓ તેમ છતાં પણ વડીલોને જ દોષ આપે છે એ કેટલીક વાર જે બધું જાણતા હોય તેમને માટે અસહ્ય થઇ પડે છે. "

" ત્યારે હવે કહી નાખોને, " રમેશ બોલ્યો. " આમેય આપણે તો વખત જ વીતાડવો છે ને. "

" કહેવામાં મને જરા વાંધો નથી, " ચંદુલાલ બોલ્યો. " પણ જ્યાં સુધી આવી હકીકતો સમભાવ રાખીને માણસો સાંભળે નહિ ત્યાં સુધી એમાં રહેલ કરુણતાનું ભાન એમને ભાગ્યે જ થાય છે. પણ હશે, તમારે સાંભળવી જ છે તો હું કહું છું."

" તમે પેલા ભજનલાલ દેસાઇનું નામ તો સાંભળ્યું હશે. પંદરસો રૂપીઆનો સરકારી અમલદાર છે તે. મારાં કુટુંબને એમના કુટુંબ જોડે બહુ સંબંધ છે અને અમે તો એમને ભજન કાકા અને એમના વહુને ચંદન કાકીના નામથી જ બોલાવીએ

છીએ. એ બંને પણ મારા ઉપર ભત્રીજા જેવું જ હેત રાખે છે. ધણીધણીઆણી ઘણાં જ ભલાં અને હેતાળ છે. પારકાં ઉપર એમને બહુ હેત હોય છે તો પછી પોતાનાં સંતાનો પ્રત્યે તો એઓ કેટલું રાખતાં હશે તે કલ્પી શકાય તેમ છે.

" પોતે બહુ ગરીબાઇમાંથી આ પાયરીએ ચઢેલા એટલે એમનો મોટો પુત્ર જ્યારે હોંશિયાર નીવડ્યો ત્યારે છગન કાકાને ઘણો આનંદ થયો. પુત્ર કિસનલાલને લાલનપાલન કરવામાં અને સ્કુલ તેમજ કોલેજમાં એ ભણ્યો ત્યારે એને સગવડ અને સુખનાં સાધનો આપવામાં એમણે અને ચંદન કાકીએ જરા પણ કૃપણતા બતાવેલી નહિં એ જાણું છું. બી. એ. માં ફર્સ્ટ આવ્યો એટલે છગન કાકાએ એને સીવીલીયન થવા ઇંગ્લાંડ મોકલ્યો. પણ જરા જૂના વિચારના એટલે ઇંગ્લાંડ મોકલતાં પહેલાં છોકરાને એક સારી છોકરી જોઇ ધામધૂમથી પરણાવ્યો.

" કિસનલાલ મારી જ ઉમરનો અને અભ્યાસમાં અમે સાથે એટલે મારી સાથે એને બહુ સારૂં. એ ઇંગ્લાંડ ગયો ત્યારે મૉલ ઉપર હું મુકવા પણ ગએલો અને ત્યાં એ શીવીલ સરવીસમાં પાસ થયો ત્યાં સુધી તો તેની અને મારી વચ્ચે નિયમિત પત્રવ્યવહાર ચાલેલો. તે પછી જરા અનિયમિત થયેલો ખરો છતાં એ પાછો આવ્યો ત્યારે એના વર્તનમાં મને ખાસ ફેરફાર લાગેલો નહિ. કિસનલાલ ઇંગ્લાંડ હતો તે વખતે ત્યાં એ બાદશાહી ઠાઠમાં રહેતો હશે એમ એણે પૈસા મંગાવેલા તે ઉપરથી હું કહી શકું છું. છતાં છગનકાકા કે ચંદનકાકી એમાંથી કોઇએ એ બાબતમાં ઊની વરાળ શરખી કાઢી નહતી. ઉલટાનો કાંઇક મગરૂરીથી, કાંઇક વાત્સલ્યથી એ પતિ-પત્ની મને કહેતાં ' કિસન તો એમ જ જાણે છે કે બાપને ત્યાં પૈસાનાં ઝાડ ઉગેલાં છે ! પણ એ બિચારાએ કોઇ 'દિ પૈસાની કિંમત જાણી હોય ત્યારેને ! અને મેં પણ એને હાથ ટાંચવાનું શીખવ્યું જ નથી. ચંદુ ! મેં ગરીબાઇ ભોગવેલી એટલે હું જાણું છું. પરમેશ્વરે જ્યારે સારો વખત આપ્યો ત્યારે કંજુસાઇવેડા શા માટે કરવા ? અને નાના ભાઇભાંડુને તો કલેક્ટર ભાઇ છે એટલે એમની ચિંતા મારે થોડી કરવાની રહી છે ? '

" પણ કિસનલાલ પાછળ એમણે પોતાના ગજા ઉપરાંત પૈસા ખરચ્યા હતા એ હું જાણતો હતો. એમાં ય જ્યારે કિસન પરીક્ષામાં પાસ થયો અને અહિં આવવા ઉપડ્યો તે વખતે પણ એણે મોટી રકમ મંગાવી ત્યારે ચંદનકાકીથી બોલી જવાયેલું કે ' કિશનભાઇનો હાથ આટલો છૂટો છે તે ઠીક નહિ. ' છગનકાકા આ સાંભળીને હસી પડેલા અને બોલેલા કે ' અરે ! આટલા રૂપીઆ મોકલ્યા તે વેળા તને નહિ લાગ્યું અને હવે પાસ થઇને આવે છે ત્યારે મંગાવે છે એટલે તને આ વિચાર આવ્યો ! નાના ભાઇબહેનો અને ઘરનાં માબાપને માટે ભેટ સોગાદ લાવવા માટે જ એણે આ રૂપીઆ મંગાવ્યા હશે. રૂપીઆ ન મંગાવ્યા હોત તો ભેટ સોગાદ પણ નહિ આવત અને તો પછી આપણે જ કચવાત. કેમ, ખરૂંને ? ચંદુ ! '

" કિસનલાલ આવ્યો. એના માનમાં મેળાવડા થયા, મીજબાનીઓ થઇ પણ એ બધામાં મારાથી ભાગ લઇ શકાયો નહિ કારણ કે એ આવ્યો પછી બે જ દિવસ રહીને મારે અચાનક બહારગામ જવાનું થયું. એની નીમણૂંક બંગાળામાં થઇ હતી અને એ ત્યાં જવા નીકળવાનો હતો તે જ દિવસે હું મુંબઇ પાછો આવ્યો. બોરીબંદર જતાં પણ મને મોડું થયું એટલે ટ્રેન ઉપડવાને વખતે હું ત્યાં જઇ પહોંચેલો

અને ફર્સ્ટક્લાસ કંપાર્ટમેંટની બારીએ ફુલના હારોથી ભરેલાં કિસનલાલ અને તેની પત્ની ઊભેલાં તેમને ' સાહેબજી, સાહેબજી, આવજો, આવજો, 'ના બેએક બોલ મેં પાડયા એટલામાં ગાડી ઉપડી ગઇ. "

" પાછા ફરીને મેં પ્લૅટફૉર્મ ઉપર નજર કરી તો છગનકાકા અને ચંદનકાકીને ઊભેલાં જોયાં. ' છગનકાકા ! ' હું હસતો હસતો બોલી ઊઠયો, ' મોડા મોડા પણ કિસનભાઇને અને ભાભીને વળાવવા આવી પહોંચ્યા કેની ! અને...... ' હું બોલતાં બોલતાં અચાનક અટકી ગયો—મારાથી અટકી પડાયું. કાકા અને કાકીના મુખ ઉપર તીવ્ર અને અકથ્ય વેદનાના ચિહ્ન મેં સ્પષ્ટ જોયાં. છોકરો પરદેશ જાય ત્યારે માતા પિતાને લાગે એ સ્વાભાવિક છે પણ આવી વેદનાનું કારણ શું ? મેં ગંભીર થઇને પૂછ્યું, ' કેમ કાકા, કાંઇ તબીયત નરમ છે ? '

" છગનલાલે થોડી વાર વિસ્મિત દશામાં મારી સામા જોયા કર્યું અને પછી ધીમેથી કહ્યું, ' ભાઈ ! તારે હવે મુંબઇમા કામ છે કે મારી જોડે પારલા આવે છે ? ત્યાંથી અમે મોટરમાં જ આવ્યાં છીએ અને એમ જ પાછાં જઇએ છીએ. '

" ક્ષણભર મને એમ થયું કે એમની આ વેદના ખાનગી હશે અને એટલા માટે એમના એકાંતમાં હું ભંગ શીદ પાડું ? પણ એમના મુખ ઉપરથી મને સમજાયું કે એકાંત કરતાં એમને કોઇક પરિચિત છતાં ત્રાહિત મનુષ્યના સમાગમની પણ જરૂર હતી. આથી મે હા પાડી. છગનકાકા અમે પારલા રહેતા હતા તેની પડોશમાં જ રહેતા હતા. મોટરમાં છગનકાકા અને ચંદનકાકી પાસે પાસે બેઠાં અને હું સામેની નાની બેઠક બેઠક ઉપર બેઠો. મોટર ચાલવા માંડી ત્યારે છગનકાકાએ હાંકનારને કહ્યું, ' ધીમી ધીમી લેજે. '

" મોટરમાં થોડીવાર મૌન રહ્યું. પછી જાણે બલાત્કારથી બોલી દેતા હોય તેમ છગનલાલે કહ્યું. ' ચંદુભાઇ, દિકરાને વળાવ્યો, હોં ! ' આટલું કહેતાં એમનાથી ડૂસકું ભરાઈ ગયું અને એમણે જોરથી હોઠ દબાવી એ ઊર્મિને દબાવી. ચંદનકાકી ક્ષણભર કાકાની સામા જોઇ રહ્યાં પછી ધીમેથી બોલ્યાં. ' જવાદોની, જેવી ભગવાનની મરજી ! '

" પુત્ર દેશાવર જાય અને થાય એવી આ મનોવેદના નહતી એટલી મને સમજણ પડી. પણ ખરું કારણ શું છે તે ન સમજાયાથી હું શાંત જ રહ્યો. કદાચ મારા ઉત્તરથી એમના હૈયાંના કોઇ આળા ભાગને ઝખમ લાગે એ ભય મને તે વખતે લાગ્યો. પણ એમનાથી રહેવાયું નહિ.

" ' ચંદુભાઈ ! તું તો બહુ મોડો આવ્યો અને આમ પણ બહારગામ આવ્યો ગયેલો એટલે બધી હકીકતથી વાકેફ નહિ હોય. હું તારી પાસેથી કે કોઇ પાસેથી ઇન્સાફ માગતો નથી. માત્ર મારૂં હૈયું એકાદ માણસ પાસે પણ ખુલ્લું કરું તો મને સ્વાસ્થ્ય મળે એ આશાથી જ આટલી વાત કરું છું. અને તું ય ક્યાં પારકો છે ! કિસનને જન્મથી આજ સુધી અમે ઉછેર્યો અને મોટો કર્યો કેવી રીતે તે તું જાણે છે. વિલાયતમાં મારી શક્તિ કરતાં પણ એની પાછળ પૈસો ખરચ્યો એ પણ તું જાણે છે. અને છેવટે પાછા આવતી વખતે એણે મોટી રકમ મંગાવેલી તે વખતે આપણે બધાં શું ધારતાં હતાં તે પણ તને યાદ હશે ! વાર, ચંદુભાઇ ! એ તારે કે તારી વહુ માટે કશું લાવ્યો હતો ? "

છીએ. એ બંને પણ મારા ઉપર ભત્રીજા જેવું જ હેત રાખે છે. ધણીધણીયાણી બન્ને જ ભલાં અને હેતાળ છે. પારકાં ઉપર એમને બહુ હેત હોય છે તો પછી પોતાનાં સંતાનો પ્રત્યે તો એઓ કેટલું રાખતાં હશે તે કલ્પી શકાય તેમ છે.

" પોતે બહુ ગરીબાઈમાંથી આ પાયરીએ ચઢેલા એટલે એમનો મોટો પુત્ર જ્યારે હોંશિયાર નીવડ્યો ત્યારે છગન કાકાને ઘણો આનંદ થયો. પુત્ર કિસનલાલને લાલનપાલન કરવામાં અને સ્કુલ તેમજ કોલેજમાં એ ભણ્યો ત્યારે એને સગવડ અને સુખનાં સાધનો આપવામાં એમણે અને ચંદન કાકીએ જરા પણ કૃપણતા બતાવેલી નહિં એ જાણું છું. બી. એ. માં ફર્સ્ટ આવ્યો એટલે છગન કાકાએ એને સીવીલીયન થવા ઇગ્લાંડ મોકલ્યો. પણ જરા જૂના વિચારના એટલે ઇગ્લાંડ મોકલતાં પહેલાં છોકરાને એક સારી છોકરી જોડે ધામધૂમથી પરણાવ્યો.

" કિસનલાલ મારી જ ઉમરનો અને અભ્યાસમાં અમે સાથે એટલે મારી સાથે એને બહુ સારૂં. એ ઈગ્લાંડ ગયો ત્યારે મૉલ ઉપર હું મુકવા પણ ગએલો અને ત્યાં એ સીવીલ સરવીસમાં પાસ થયો ત્યાં સુધી તો તેની અને મારી વચ્ચે નિયમિત પત્રવ્યવહાર ચાલેલો. તે પછી જરા અનિયમિત થયેલો ખરો છતાં એ પાછો આવ્યો ત્યારે એના વર્તનમાં મને ખાસ ફેરફાર લાગેલો નહિ. કિસનલાલ ઈગ્લાંડ હતો તે વખતે ત્યાં એ બાદશાહી ઠાઠમાં રહેતો હશે એમ એણે પૈસા મંગાવેલા તે ઉપરથી હું કહી શકું છું. છતાં છગનકાકા કે ચંદનકાકી બેમાંથી કોઈએ એ બાબતમાં ઊંતી વરાળ સરખી કાઢી નહતી. ઉલટાંના કાંઈક મગરૂબીથી, કાંઈક વાત્સલ્યથી એ પતિ–પત્ની મને કહેતાં ' કિસન તો એમ જ જાણે છે કે બાપને ત્યાં પૈસાનાં ઝાડ ઉગેલાં છે ! પણ એ બિચારાએ કોઈ 'દિ પૈસાની કિંમત જાણી હોય ત્યારેને ! અને મેં પણ એને હાથ ટૂંકાવવાનું શીખવ્યું જ નથી. ચંદુ ! મેં ગરીબાઈ ભોગવેલી એટલે હું જાણું છું. પરમેશ્વરે જ્યારે સારો વખત આપ્યો ત્યારે કંજુસાઈવેડા શા માટે કરવા ? અને નાના ભાઈભાંડુને તો કલેક્ટર ભાઈ છે એટલે એમની ચિંતા મારે થોડી કરવાની રહી છે ! '

" પણ કિસનલાલ પાછળ એમણે પોતાના ગજા ઉપરાંત પૈસા ખરચ્યા હતા એ હું જાણતો હતો. એમાં ય જ્યારે કિસન પરીક્ષામાં પાસ થયો અને અહિં આવવા ઉપડ્યો તે વખતે પણ એણે મોટી રકમ મંગાવી ત્યારે ચંદનકાકીથી બોલી જવાયેલું કે ' કિસનભાઈનો હાથ આટલો છૂટો છે તે ઠીક નહિ. ' છગનકાકા આ સાંભળીને હસી પડેલા અને બોલેલા કે ' અલી ! આટલા રૂપીઆ મોકલ્યા તે વેળા તને નહિ લાગ્યું અને હવે પાસ થઈને આવે છે ત્યારે મંગાવે છે એટલે તને આ વિચાર આવ્યો ! નાના ભાઈબહેનો અને ઘરડાં માબાપને માટે બેર સોગાદ લાવવા માટે જ એણે આ રૂપીઆ મંગાવ્યા હશે. રૂપીઆ ન મંગાવ્યા હોત તો બેર સોગાદ પણ નહિ આવત અને તો પછી આપણે જ કચવાત, કેમ, ખરૂંને ? ચંદુ ! '

" કિસનલાલ આવ્યો. એના માનમાં મેળાવડા થયા, મીજબાનીઓ થઈ પણ એ બધામાં મારાથી ભાગ લઈ શકાયો નહિ કારણ કે એ આવ્યો પછી બે જ દિવસ રહીને મારે અચાનક બહારગામ જવાનું થયું. એની નીમણુંક બંગાળામાં થઈ હતી અને એ ત્યાં જવા નીકળવાનો હતો તે જ દિવસે હું મુંબઈ પાછો આવ્યો. બોરીબંદર જતાં પણ મને મોડું થયું એટલે ઠેઠ ગાડી ઉપડવાને વખતે હું ત્યાં જઈ પહોંચેલો

# વજો તાંતરીઓ

## [ આભરદેવા પછી ગુજરાતનો છેલ્લો બહારવટીઓ ]

ચન્દ્રવદન મહેતા

[ નીચેના અપસોરઠા અથવા અપદુહા કળિકાળમાં અચાનક મ્હારા હાથમાં આવ્યા એ માટે હું પ્રભુનો પાડ માનું છું. ગુજરાતી ભાષાનું કવિવર ઘડાવાનું સ્વપ્નું હજી ફળ્યું પણ નથી, તે અગાઉ વ્યાસ કવિ ભાનુભટ્ટે આ અપ્રતિમ રચના રચેલી. એટલી વાત એટલી જ છે કે આવા સુંદર રત્નાકરને અને એના પ્રબંધકાર કવિને શ્રી મુન્શીના 'ગુજરાત અને એના સાહિત્ય'ના પુસ્તકમાં ક્યાંય પણ સ્થાન નથી. હશે, મને તો એ દુહા આ સાથેનો પ્રસંગ ઘડવામાં અત્યંત સહાયક થઈ પડ્યા છે, એટલું જ નહી, પણ મારે કાને આવેલી વાર્તાની ઇમારત બંધાયા પછી પણ એ બારના પાયારૂપ પણ નીવડ્યા છે.

એક બીજી વાત. શ્રી મેઘાણીની " શેત્રુંજીને કાંઠે " નામની વાર્તા ઉપરથી આ લેખકે ' આવજો રે ' નામનું નાટક રચ્યું હતું. તે વખતે મૂળ વસ્તુમાં નાટકીય ફેરફાર કરવા માટે મેં શ્રી મેઘાણી સાથે બાથ્થમબાથ્થા કરી લેવાનું જાહેર કર્યું હતું. હવે તો શ્રી મેઘાણી પણ વકીલ અને એવાં નાટકો લખે છે, તો આ સાથે એને પણ હોંકારો દઈ દઉં છું; કે ઝવેરચંદ, મેં તારી વાર્તાનું નાટક બનાવ્યું. હવે આ મારી બ્હારવટીઆની વાર્તાનું તું યે નાટક બનાવી વેરનો બદલો લઈ લે. અને હા ! માણસી કાઢે એ નાટક ભજવવા વારો આવે તો તારા નાટકના મારું પાત્ર ભજવવા બાપ પડે મને બોલાવજે તો ભજવી યે દઈશ. ]

હવે એ અસલ જૂનવાણી પુસ્તકોમાંથી મળી આવેલા વ્યાસ કવિના આ દુહા.

તરવાર્યુંના દાવ, વળી ભાલાના ય ભૂલાઈ ગીયા<br>
પણ કાળા કલમના ઘાવ, વિજિયા તારા કારમા. ૧

ભાગ્યા સાબર તીર, તેં મદીસાગર ઉથ્થિયો<br>
મુંબઈ સાગરતીર, તેં ખારાં કોપ્યાં વિજિયા. ૨

ધડ હટે માથું પડે, ઈ વાત ન વીસારે પડી<br>
પણ ધડ વિણ માથું લડે, તારું બ્હાદર વિજિયા. ૩

વાઢો, મૂળ ને ખુમાણ, ઈ વાત વાતે વધી ગીયા<br>
પણ તે શી તું અખેરાણ, હૈડમાં નોતો હેતારાન. ૪

કરડ ગાયકવાડ, હઈ એકનો બઈ ભૂજનો<br>
એને ય આપી ધાપ, તે અચરજ એવું કર્યું. ૫

તારાં તાતા તીર, ગઢ રાખાનો એવડાં<br>
એકલમલ તું વીર, કળિયુગમાં ય કેતાશાન. ૬

ચિતનની પાખે ચડી તેં કબુટી કીધાં પરિવાણ<br>
તો નાખ્યા મનસબીર આજ વારે આગ્યો વિજિયા. ૭

ગઢ કબુટી પેરાઈ જતાં, તું હાર્યો નહિં બ્હાદર<br>
પણ કરમે લખ્યું કપાર, કે મૂળનો યે ખાટો થીયો. ૮

વીસમીસદીનો આરંભકાળ પુરો થઇ ગયો હતો. મધ્યકાળને શરૂ થવાની તૈયારી થઇ રહી હતી. બટન દાબે ને દાબડો નીચે આવી મનખ્ખાજાતને બેચાર માળમજલા ચઢાવી દે એવો જમાનો હતો. કાણુંમાં આનિયું નાંખતાં પીળું પટાકડું બ્હાર નીકળી પડે—ને એકડા બગડાની આંકણુંવાળી ચકરડા પર ભમાવતાં તો ઘંટડીના ટકોરે માઇલોના દૂર વસતા માણસો સાથ વાતું થતી. અને આગ અને વિજળી માણસો કહે તેમ નાચતાં, અને ચાકરી કરતાં એવો જમાનો હતો.........

જેસોજી, વસોજી અને બાગો જત ત્યાં પાકી ગયા, હીપાખુમાણે જ્યાં વિજય-ડંકો ફરકાવ્યો; બાવાવાળો જ્યાં ધીંગાણે કતલ થયો. જોધો, મૂળુ, કાદુમકરાણી અને સંગજી કાવેહીઓ જ્યાં પંકાઇ ગયા; અ રે રે, જોગીદાસ ખુમાણ ;અને રામવાળો, નાથો ને ઓપરાજવાળો, એવા તો કંઇક બ્હારવટીઆની ઘોડીઓની પડઘીઓથી ગાજતો એ દેશ...

પણ આપણે તો આપણી કથા કરવાની છે.

એવા મુલ્કમાં એનો જન્મ થયો હતો. જોગાખુમાણની એ પથરાળી ગાદીએ હજી કોઇ નરબંકાની છાતી બેસવા હામ ભીડી શકતી નહી, ત્યાં ભાવસિંહજીના ભાવનગરને ગાંદરે પાક્યું એ અણમુલું રતન. મૂછનો ભરેલો, નાનકડા માથામાં ગંઠ ભોડ સમાવેલો ભારેખમ ખોપરી કપાળની હાડકીને ફાટ ફાટ કરતી ઘુમરાયા કરતી. હાથનો નકકર, દેખાવે દુબળો, પણ અગનિની ભડભડતી જુવાળોમાં સાવચેતીથી અણિશુદ્ધ અણામળ્યો રહેવાની ગોસંદાજી તાકાત ધરાવનારો, ઘસી ઘસીને કલમોના હથિઆરો ઝાલવાવાળો......એવો એ વજ્રો.

બાપદાદા કહે છે કે જોગીદાસ ખુમાણની ત્રીજી પેઢીનો એ પિતરાઈ ફરજંદ અસલ તો એક વંશની નિર્વિવાદ હા પોકારતો, પણ મતલબી દુનિયામાં ભિક્ષુકોના લાગભાગ પ્હોંચાતાં આખરી મસલતે એ ખુમાણવંશ બદલાણો, ને ત્રીજી પેઢીએ એણે ધારણ કરી તાનરીઆની-અટક. એમ એની નસોમાં વહેતાં જોગા ખુમાણનાં ખુન અને ખુમારી. વજનમાં ટકાઉ શરીર ધાર્યાં કરતાં ઉતરે હંમેશ ઓછું, પણ હાપતી કારીગરીમાં અને અક્ષરની કિમિયાગિરિમાં તો ભલભલાના મગજની નાડ વિંધી નાંખે અને કંઇકના છક્કા પંજા બોલાવે એવી નશાબરી કરતો એ ચાલાકી. જોગાખુમાણનું નામ રાખે એવો જ એ વિજો તાનરીઓ—ધન્ય રે તારા દેહને, કલ્યાણ તારી ઓલાદનું. જુવેલા તે ત્રણ સર " ચેતન " " કૌમુદી " અને " ગુજરાત " એણે તાંતરેલ, એટલે જ એ પોતીકો બાપપણનો વેરો ધંધો કરતો હતો. કહેવાણો તાનરીઓ. કેમાં ફાવેલો અને કેમાં હારેલો, અનુભવે રીઢો થએલો વજ્રો એકાએક ઉઘેરાયો. આ એની જીવનકથા નથી; એટલે એણે સર કરેલા અનેક કિલ્લાઓ, એના રોજીંદા વહેવાર વ્યાપાર, એના અણુતર જીવતર, તથા એના મનસુબા વગેરેનો ઇતિહાસ અહિં અસ્થાને પડ્યો. એટલે ઉકેલ્યો તાજેતરમાં જે હુમલો એણે કર્યો એ વિશેજ આ તવારિખ નોંધ-

વામાં આવે છે. બાજરદેવા જેવું એનું મોટું પુસ્તક પ્રગટ કરવાનો અમારો નિરધાર છે; પણ તે તો હજી એની પરાક્રમ કથા પુરી થાય ત્યારેને.

ભાવનગરથી કરદરના મુંબાઇ બંદર પર એની ડોળી ફરકી. સુંદરવો તો રાજા, ઘાજીવો તો હાથી, નહીં તો નહીં. મલબારી કુંજરા ઓથે મુંબાઇના એક રીજરોકના રાખાની રિસાયત ઢંઢાણી હતી. " મુંબાઇ જઇને તોબા પોકરાવી દઉં એને. એની મ્હેલાત ધ્રુજાવી બતાવી દઉં જે વજો વજો પણ તાંતરીઓ. મ્હારવટાં ખેલવાં એ ખાંડાને ધારે કોક વિરલા જ ખેલી શકે છે, એનું ભાન કરાવી દઉં એ રાયાને. " વજો મનમાં વિચાર્યાં કરે.

આમ તો વજાનું મ્હારવટું સાવ પાકું. મુંબાઇમાં એના બેચાર મળતીઆ તો પ્રથમથી જ ગોઠવી મુકેલા. રીજરોકની આખી હિલચાલનો હેવાલ એને પહોંચ્યો ગયેલો. તેમ જ રોજંદા વાવડ પણ એને મળ્યા કરતા. ભાવનગરને બંદરે એક જહાજ લાંગર્યું, અને બંદુના ભારે વજો નીકળ્યો સારા સવારે ભાવનગરથી. નાના દલપતની સાબરમતી ડુલાવી; અને બાબર દેવાની કુખમાડી સમો મહિસાગર ઓળંગી એ વધ્યો આગળ: એક છલંગે માર્યો કુદકો ને વિશ્વામંતરી વટાવી ગયો. વિશ્વામંતરીનો ઠાકોર મૂળુભા હાથ ઘસતો જ રહી ગયો; અને પાદરે આવેલો વજો હોકારો આપીને જતો રહ્યો. મૂળુભા ને એને તાજેતરના વેરઝેર. સેવડદેવડ તો હજી નવી ખતવણીમાં પતાવાશે ત્યારે. અને હાદર કુદી આવ્યો મુનશીઠાકોરની નર્મદા ભેગે. વરસાદની રમઝટમાં બે ભરી ભરી રેલમરી નદી તાંતરીઓ તરણા ઓથે તરી ગયો, અને આવ્યો નર્મદને તાપી કહિ. જેણે નર્મદા દબાવી એને તાપીના શા ભાર. મૃગજળ સંગે હાળ ભરતો અંબા ને અંબિકા ને ઓરને બાજુએ મુકતાં કુદી ગયો ખબરદારી દમણગંગા, અને ઊભો મુંબાઇ બેટને પડકાર દેતો વેતરીણીને કહિ.

" કોણ છે ? " પુછે છે કોઇ અવાજ. અને મગરકું હજી આવ્યું નથી, ત્યાં તો વજાએ માર્યો કચ્છોરો અને ઓઢી શાલ. ભગવા રંગની શાલ વજાની એક મહામાયા રખવાળી ઓળખી હતી. કૈંક રિયાસતો એનાથી ભડકતી. કૈંક પદમનીઓ એનાથી ડરતી.

" લેતો જા " કહી વજાએ ગોળીયું તાક્યું. હોમીઓપથીની ઝીણીશી ઘોળી ગોળી એણે આપીકા પેટમાં નાખી ને સીધો એ ઉતર્યો મુંબાઇને કિનારે. ધરીઆલાલે ત્યાં જઇને ઠેઠ એ બેટને ભાંગ્યો હતો. વજો એ ત્રણે કટકા વટાવી ગયો. અને મુંબાઇ બેટમાં હાક વાગી રહી વજા તાંતરીઆની. વજાને સર કરવું હતું ગુજરાત. રીજરોકના રાખાની એ અમુલખ મિલ્કત.

એ આવ્યો છે, આવ્યો છે. તળગુજરાતનો પ્રસિદ્ધ મ્હારવટીઓ મૂછે તાલ દેતો, લુખાખપના સાગરીતો સાથે, જાત ભાતના વેશપલટવેશ માથે આવ્યો છે. નિશાળીઆઓ અલક મલકની વાતું કરતા. પરોઢિયા માસ્તરો છજાસ નિશાળીઆને જે આવડે એ હોંકે રાખતા.

" વજો–હા, હા, અમારા ભાવનગરનો સીનાજોર જુનો પ્રખ્યાત જાજ્વલ્યો વિખ્યાત બારવટીઓ. એના નામથી તો ડોળા ફાડતી ધરણીની આંખો મીંચાઇ જાય. અરે ધરતીકંપના આંચકા અટકી પડે, અને ગિરિકન્દરામાં કૈંક શિખરોની મોડ ફરકી

પડે, અને વીજળીવું જેમ દોડતી કંઈક ઘોડીઓ વજાની મહારમાં ભડકી પડે. વજો—આપરે—"

" પણ વજાની એ કાઠીમાં અસલ ખાનદાની લોહી જો. ભલભલી છછુંદર જેવી છલછલતી છબીલી જતી હોય પણ વજો એની આંખની પાંપણ સરખી નો ઉંચકે. "

કોઈ કહે, અવળે હાથે ઘા કરે એ વજો ન્હોય. પહેરે તો બખ્તર નહી તો જબ્બો. સામી છાતીએ મોરચો માંડે તો જ એ કલમની કાળી શાહી ઉજળી. નહી તો વોટરમેનના ખડીઆ લાજે.

પણ એ વજાની તારીફની તવારિખો નોંધવાનું કામ મારા પામર ગજાની બ્હારની વાત છે.

રીજરોડના રાયાની મ્હોલાતમાં વાવડ પેઠા કે કિલ્લેચોગાનમાં ખડકેલી ગઢી નં. ૧૧૧ માં ગુફતેગુ કરવા રણધીરવીરો જમા થવા લાગ્યા. શમશેર બહાદુર ધનુભા થડે કલેજે સુરતી ધુરેલા કાગળનો નકશો કાઢી ઇમારતી ચણતરના વિચાર કરતા હતા. ગદાપદુ ભાનુસિંગ કવાયતી ફોજના મોરચામાં મશગુલ હતા. કંબાના શોણી રમણ-મલ્લ ખોહામલી જમીનના ખાડા ટેકરાના ખુંદણ ખુંપણના વિચારમાં હતા, અને બાપ્પા રાવળના વંશજ શંકરદેવ રાવળ, પતાઇ રાવળના નામને પણ જેમ આપે એમ શસ્ત્રસામગ્રી વિચારતા હતા. દુર્ભાગ્યે વજા સામે બરોબર શરીરીસામનો કરી શકે એવો રણદીંગડમલ ગુપ્તેખાન ડાયરીઓ રાજ્યધાનીથી દૂર સુરતબંદરે ચોથ ઉઘરાવવાની તજવીજમાં ગુંથાયો હતો. વજાને એટલું સુખ હતું જે એ સુભટ દૂર હતો, નહી તો એની અડફટે જો વજો ચડયો તો ધીંગાણે કોણ કોનો મુકાબલો કરી જાય એ કહેવું અશક્ય હતું. ગુપ્તેખાન ડાયરીઓ પાછો આમ તો પુરો શુરો, છતાં ગુપ્ત વિધાનમાં ભલભલા જયપુરી ચોગારને પણ છક્કડ ખવડાવે એવો. એટલે વજાને એની સામે બંડ ખ્હોરવું જરા ભારી હતું, પણ અલ્લાબેલી! એ પાકો અમલદાર ગુજરાતમાં જ જડાયો હતો.

ધનુભા આંગળી ઉઠાવી બોલ્યા, " હવે જોયો એ વજો. એ મગતરાએ હજી આણહિરનાં પાણીના તાગ જોયા નથી; ધનુભાના હાથમાં જ્યાં લગી જામગરી ચેતી નથી ત્યાં લગી: નહીં તો એવા બ્હારવટીઆ દુસમનને અધઘડીમાં રજગતો કરવો એ તો ચપટીનાં કામ છે. ઠીક છે, આવ્યો તો ભલે, પણ જો શ્વાસોશ્વાસ અને એના અત્યારના ખોળીઆ સાથે સંબંધ ચાલુ જ રાખવો હોય તો ભાણુ ઉગે પોબારા કરી જવામાં જ સાર છે. "

" ખરૂં, ખરૂં, ધનુભા! પણ એ મનખ જુદો. એ દેખાવે રેંજીપેંજી, પણ સ્વભાવે રેંજીપેંજી બારવટો ન્હોય. ભાણુ ઉગે પાછો જાય, તો વજો તાંતરીઓ ન્હોય. એની છટી ગમ્મસ કયાં આપણાથી અજાણી છે. " ભાનુસીંગે વળી ઓર ડાપસી પુરી.

" હવે, બસ. " રમણમલ્લનું ધુમાડીયું મોંડું હવે શાંત રહે એમ નહતું. અંગ્રેજી તમાકુની સળગેલી સુગંધે સોડતી એની વાણી વછુટી.

" હવે બસ, જોયો એ વજો તમારો. આપણે કોઇ અમલદારનું જરા કામ નથી. મલબારી ડુંગરાને મથાળે તોપોના બે ભડાકા કરશું કે એ વંજો માપી જશે. "

[ જુઓ અનુસંધાન પાન ૨૬૧ ]

કરવા સૂચવ્યું. હકીકત એ હતી કે ભારે ગરમીમાં પાંચ પાટ પાણીથી ન્હાવાની પેલા કેદીઓએ ના પાડી હતી. આથી કેદીઓમાં ઉશ્કેરણી થઇ. પંદર કેદીઓનું ટોળું જેલર આગળ ખડું કરવામાં આવ્યું. જેલરના અપમાનકારક શબ્દોએ ઉશ્કેરણીમાં ઘી હોમ્યું. ધાંધાટ વધી પડયો. જેલરે ઘંટ વગાડવાનો હુકમ કર્યો. પરિણામે એક પોલિસ અમલદાર અને દસ સીપાઇઓનું લશ્કર કેદીઓનો બળવો બેસાડી દેવા જેલરની મદદે આવ્યું. આ વખતે શાંતિલાલે કેદીઓને સમજાવી શાંતિ ફેલાવી. જમાદાર કેદીઓને એમને ઠેકાણે લઇ ગયો.

## અંક બીજો : પ્રવેશ બીજો

જેલના એક બીજા ભાગમાં સત્યાગ્રહી કેદીઓમાં ઉપરના બનાવની વાતો અતિશયોક્તિથી ફેલાઇ ગઇ. 'કેદીઓને નાક ઘસાવ્યાની', સંગીનો ભોંકવાની, એક જણ મરી જવાની, પચીસ જણાઓ હૉસ્પિટલમાં જવાની, શાંતિલાલને બીજે દહાડે ફટકા મારવાની વગેરે વગેરે તોપો ઊડી રહી હતી. જેલરને સીધા કરવાના ઉપાયો બધા સૂચવવા મંડી પડયા. શાંતિલાલ અને શામળભાઇ ત્યાં આવતાં ખરી વસ્તુસ્થિતિ જણાઇ. પણ બધાનો—એકલા શામળભાઇ સિવાય—જેલર સામેનો રોષ શમ્યો નહીં. કોઇએ માફી મંગાવવાની તો કોઇએ ઉપવાસ કરવાની શક્ય અને અશક્ય હિમાયતો કરી. શાંતિલાલે આમ કરવા જતાં કેટલું બની શકે ને કેટલું ન બની શકે તે વાત રજૂ કરી, ભૂખ બધાથી ક્યાં સુધી વેઠાશે, બધાની સંમતિ લેવાની ને એકમતે થઇ પોતાનો નિશ્ચય સુપરિન્ટેન્ડન્ટ આગળ રજૂ કરવાનો આખરે ઠરાવ થયો. શામળભાઇનો મત આમાં જુદો પડયો છે. એ તો સત્યાગ્રહીઓ માફી માગે એ મતના જ હતા. આખરે શાંતિલાલને એ સંદેશ લઇ જવાનું કહેવામાં આવ્યું ને જમણ પહેલાના બે કલાકમાં બધાના મત જાણીને પગલા લેવાનું નક્કી થયું. આ પછી આગળ વાંચો.]

## અંક બીજો : પ્રવેશ ત્રીજો

[સુપરીન્ટેન્ડન્ટનો બેસવાનો ખંડ. ડાબી બાજુ પર એક મોટું ટેબલ અને તેની આસપાસ પાંચ ખુરસીઓ મૂકેલી છે. તે ઉપરાંત કેટલીક ચોપડીઓ અને કાગળીઆથી ભરેલાં કબાટો પાછળની ભીંત પાસે છે. બારણું જમણી તરફની ભીંતમાં છે અને પાછળની ભીંતમાં બારીઓ છે. ટેબલ પાસેની એક ખુરશી પર સુપરીન્ટેન્ડન્ટ બેઠો છે. તે પચાસ વર્ષનો ઉંચો અને પાતળો છે. મુછો મોટી છે અને એને વળ આપી ટેકાણે રાખવાના પ્રયત્નો ફોગટ ગયેલા જણાય છે. સ્વભાવે શાંત દેખાય છે અને જેલર જે એની સામેની ખુરસી પર બેઠો છે, તેનાથી જરા બ્હીતો હોય એવું એની વર્તણુક પરથી સ્પષ્ટ દેખાય છે. ]

સુપરીન્ટેન્ડન્ટ: આપ કાલે જરા ઉતાવળ થઇ એમ નથી લાગતું ?

જેલર : ઉતાવળ ! સાહેબ, તમે હોત ત્યાં તો ખબર પડત. હું તો તમને ઘડી ઘડી કહેતો આવ્યો છું કે આ સત્યાગ્રહીઓને જેટલી આપણે છુટ આપશું તેટલા વધારે રંજાડશે.

સુપરીન્ટેન્ડન્ટ: એવી તે શી છુટ આપી દીધી છે આપણે !

જેલર : એમને આપણે ક્યાં સાધારણ કેદીઓની બધી શિરત લાગુ પાડી છે.

સુપરીન્ટેન્ડન્ટ: આપણે તો એમની પાસેથી કામ લેવાનું છે ને ? જો નકામી અને એમને અપમાનકારક લાગનારી શિરત વગર એ કામ આપણે વધારે સહેલાઇથી લઇ શકીએ તો શા માટે બહુ કડક થવું ?

જેલર : સખ્તાઇ નહી રાખો તો તમને ઉંઘવા પણ નહી દે. હું તો કહું છું કે આજથી જેટલી સખ્તાઇ વાપરી શકાય તેટલી વાપરવી. ત્યારે જ આ લોકો જાણશે કે આ જેલ છે.

સુપરીન્ટેન્ડન્ટ: પણ ગઈ કાલે વધ્યો તો નહાવાનાં પાણીનો હતો ને ?

જેલર : પણ તે માટે આવું તોફાન કરે ! મેં જો ઘંટ ન વગાડ્યો હોત તો કોણ જાણે શું થાત.

સુપરીન્ટેન્ડન્ટ: પણ પાણીની કૈંક સગવડ તો આપણે એમની તબિયત અને ચોકખાઈ સાચવવા માટે પણ કરવી પડશે.

જેલર : I. G. (ઇન્સ્પેક્ટર જનરલ) તો economy (કરકસર) માટે ઘડી ઘડી લખે છે. ખરચ વધશે તેનું શું ?

સુપરીન્ટેન્ડન્ટ: પાંચસોને બદલે હજાર કેદીઓ થાય તો ખરચ તો વધે જ અને પાણી પણ વધારે જોઈએ. બાકી બધા શાન્ત તો છે ને ?

જેલર : શાન્ત ન રહે તો ક્યાં જાય ! આપણે સખ્તાઈ બતાવી કે શાન્ત થયાજ સમજી લ્યો. અને એ બધાને અત્યારે અહીં બોલાવી સખ્ત સજા આપવી જોઈએ.

સુપરીન્ટેન્ડન્ટ: જોઈશું. એમને બધાને સાથે અહીં ભેગા કરવાની જરૂર નથી. એમને પૂછી ને ત્યાંજ જઈને એનો નિર્ણય કરીશું. [ સીપાઈ દાખલ થાય છે: સલામ કરે છે ] કેમ શું છે ?

સીપાઈ : સાબ, શાન્તિલાલ આપકો મીલને ચાહતા હય.

સુપરીન્ટેન્ડન્ટ: [ જેલર તરફ જોઈને ] લે આવ ઉનકો [ સીપાઈ જાય છે. ] કાલની જ વાત લાગે છે. એમણે તો આ લોકોને શાન્ત કરવામાં ઠીક મદદ કરી નહી !

જેલર : એ ઘણો લુચ્ચો માણસ છે. ઉશ્કેરણી પણ એણે જ કરી હશે. બધી જ જેલોના રીપોર્ટ એની વિરુદ્ધ છે. એ આવ્યો ત્યારથી જ આવું કૈંક થવાની મને ધાસ્તી હતી. એની સામે ઘણીજ સંભાળથી કામ લેવાની જરૂર છે.

સુપરીન્ટેન્ડન્ટ: એ તો આવા માણસોને 'સી'માં મૂક્યા એટલે તદ્દન ચુપ તો ન જ બેસે એટલું તો આપણે જાણીએ છીએ. બાકી મારી જોડે એની જે જે વાતો થઈ તેના પરથી મને તો સરળ માણસ લાગ્યો. અને કેટલીક બાબતમાં એની દલીલ પણ વાજબી લાગી.

જેલર : એમને 'સી' વર્ગ ન પરવડતો હોય તો જેલ આવે છે શા માટે ? આપણે તો જે થતું હોય તે થાય.

[ શાન્તિલાલ દાખલ થાય છે. ]

શાન્તિલાલ: આવું કે ?

સુપરીન્ટેન્ડન્ટ: આવો. કેમ છો ! [ શાન્તિલાલ બેસે છે. ] કેમ શું છે ?

શાન્તિલાલ: ગઈ કાલના બનાવ વિશે કૈં કહેવું છે. શું થયું તે તો તમે જાણતા જ હશો.

સુપરીન્ટેન્ડન્ટ: હા, જેલરે બધું કહ્યું છે.

શાન્તિલાલ: શું કરવા ધારો છો ?

જેલર : એ તો જે થવાનું હશે તે થશે.

શાન્તિલાલ: થયું એટલું બસ નથી ?
જેલર : એટલે અમારે જીવતા રહેવું છે કે નહીં ! જેમણે ગઈ કાલે ધાંધલ કર્યું તેમને યોગ્ય શીક્ષા થશે.
શાન્તિલાલ: શીક્ષા કરવી ન કરવી એ તમારા હાથમાં છે. પણ અયોગ્ય શીક્ષા ન થાય તે પણ જોવાનું છે.
જેલર : એમને તો જેટલી શિક્ષા થાય એટલી ઓછી ગણાય.
શાન્તિલાલ: એવું તે શું કરી નાખ્યું હતું ? તમે તમારી જીભ પર જરા કાબુ રાખ્યો હોત અને શાન્તિથી વિચાર કર્યો હોત તો કશુંય ન થાત.
સુપરીન્ટેન્ડન્ટ: [ જેલર બોલવા જાય છે તેને હાથથી ઇશારત વડે અટકાવીને ] તમે શું કહો છો ?
શાન્તિલાલ: ખોટું ન લગાડશો. હું બધો સમય હાજર હતો અને મને લાગે છે કે જેલર સાહેબનું વર્તન વધારા પડતું હતું.
જેલર : [ ઉભો થઇને ] સાહેબ, આવું સાંભળવા હું નથી બેઠો.
સુપરીન્ટેન્ડન્ટ: બેસો. આમ ઉશ્કેરાઇ જવામાં શો ફાયદો છે ? એમનું શું કહેવું છે તે સાંભળવું જોઇએ. [ જેલર બેસે છે અને શાન્તિલાલ તરફ ગુસ્સાથી જુએ છે.]
શાન્તિલાલ: [ ઠંડે કલેજે ] જેલર સાહેબે કેટલાક શબ્દો ન વાપર્યા હોત તો કશુંય ન થાત. અમે બધું સાંખી શકીએ પણ અપમાન તો નહીં જ.
જેલર : પણ મેં એવું કહ્યું શું તે તો પૂછો.
શાન્તિલાલ: વગર તપાસે સજા કરી અને એને માટે એક ભાઇએ નમ્રપણે વાત કરવા માંડી એટલે હરામખોર કહ્યા.
જેલર : એ તો કામ ન કરે તો હરામખોર નહીં તો શું !
શાન્તિલાલ: સાંભળો.
સુપરીન્ટેન્ડન્ટ: એ તો હોય, કોઇ વાર આવેશમાં કંઇ બોલી જવાય, તેથી કંઇ અપમાન થઇ ગયું.
શાન્તિલાલ: તો આવેશમાં બોલી જવાયું હોય તો તેને માટે દીલગીરી પ્રદર્શીત કરવાની જરૂર નથી ?
જેલર : સાંભળો ! મારે માફી માગવી એમ !
સુપરીન્ટેન્ડન્ટ: એવું ક્યાં કહ્યું છે !
શાન્તિલાલ: જુઓ અમે હમણાં કેટલાક મળ્યા હતા...
જેલર : મળ્યા હતા ? કોણ ?
શાન્તિલાલ: દરેક કોઠામાંથી એકેક બબ્બે જણ...
જેલર : મેં સીપાઇઓને અને વોર્ડરોને કોઇને એક બીજા કોઠામાં હુકમ વગર ન જાય એવી તાકીદ આપી હતી.
શાન્તિલાલ: તે છતાં પણ અમે મળ્યા...
જેલર : આની તપાસ થવી જોઇએ–સીપાઇ !

[ સીપાઇ દાખલ થાય છે. ]

[ જુઓ અનુસંધાન પાન ૨૮૨ ]

# ગુજરાતી સાહિત્યમાં આંતરરાષ્ટ્રીય ભાવના

હંસા મહેતા

'આંતરરાષ્ટ્રીય ભાવના 'ના અનેકાનેક અર્થ થાય છે. એટલે હું કયા અર્થમાં લેવા માગું છું તે અર્થ મારે સ્પષ્ટ કરવો જોઈએ. ઘણું ખરું તો એ 'રાષ્ટ્રવાદ'ની ભાવનાથી વિરૂદ્ધ ભાવના બતાવવા માટે વપરાય છે. પરંતુ ઘણી વાર એવું બને છે કે રાજકારણને લઈને અમુક માણસ રાષ્ટ્રવાદી બને પરંતુ જીવનમાં એનું દૃષ્ટિબિન્દુ આંતરરાષ્ટ્રીય હોઈ શકે. એટલે આંતરરાષ્ટ્રીય દૃષ્ટિનો અર્થ વિશાળ દૃષ્ટિ, જે દૃષ્ટિ વડે સમસ્ત દુનિયા એક દેખાય છે, સમસ્ત માનવ જાત એક દેખાય છે. કૂપમંડૂકને માત્ર પોતાના કૂવા જેટલી મર્યાદિત સૃષ્ટિ જ દેખાય છે. એને કૂવાની બહારની દુનિયાનું ભાન જ નથી. ડૂં ડૂં કરતો એ પોતાની આસપાસના સૌંદર્ય વિષે જ પુકારે છે અને પોતાના વતનના જ ગુણગાન ગાય છે. દુનિયાના બીજા દેડકાઓ, બીજા કૂવામાં, તળાવમાં, કે નદીમાં વસે છે તે એનાં કરતાંએ કદાચ સારી સૃષ્ટિમાં વસતા હશે તેનું એને જરાએ ભાન નથી કે જાણવાની ચિન્તાએ નથી. મનુષ્યો પણ કૂપમંડૂક જેવા ગ્રામ્ય, પ્રાન્તીય કે રાષ્ટ્રવાદી બને છે. પોતાની સાંકડી સૃષ્ટિમાં રચ્યા પચ્યા રહે છે બહારની દુનિયા પાસેથી સારૂં જાણવાનું કે શીખવાનું મળે તેનું એમને ભાન નથી અને હોય તો દરકાર પણ નથી. ઇતિહાસ રાજકારણ કે પરંપરાથી ચાલતા આવેલા રીતરિવાજોએ એમની આસપાસ જે દીવાલ ચણી લીધી છે તેનાથી બહાર એમની ટૂંકી દૃષ્ટિ પહોંચતી જ નથી. આંતરરાષ્ટ્રીય ભાવના મનુષ્યે બનાવેલી કૃત્રિમ પાળને ભેદી સમસ્ત માનવતાને એક ગણે છે; મનુષ્યસ્વભાવ પછી કાળાનો કે ગોરાનો, અમીરનો હોય કે તવંગરનો બધે સરખો જ છે એમ માને છે.

આ વિશાળ ભાવના અનેક સંજોગોને લઈને જન્મવા પામી છે. પ્રવાસની સુગમતા અને વિમાનમાર્ગની પ્રગતિને લઈ દુનિયા વધારે ને વધારે એક બનતી જાય છે. વિશ્વવિગ્રહ અને એમાંથી મળેલા બોધપાઠ, રાષ્ટ્રસંઘની સ્થાપના, એ પણ મનુષ્યની દૃષ્ટિસીમાઓને વિસ્તારવામાં મદદરૂપ થયાં છે. પરંતુ ખરેખર તો, છેલ્લાં સો વરસના ઇતિહાસમાં સૌથી મહાન બનાવ રશિયામાં સામ્યવાદનો વિજય કે જેની ભાવના આંતરરાષ્ટ્રીય છે, એણે જ જગતનું દૃષ્ટિબિન્દુ બદલ્યું છે. રશિયાનું સાહિત્ય આજે દુનિયામાં સર્વત્ર વંચાય છે. એ સાહિત્યે નવીન વિચારરૂપ અનેક બી વેર્યાં છે. એમાંથી બધાં જ બી અરણ્યમાં પડ્યાં નથી. મનુષ્યમાનસમાં નવા નવા વિચારો જન્મ્યા છે જેણે મનુષ્યની મર્યાદા વિશાળ બનાવી જીવનનું દૃષ્ટિબિન્દુ જ ફેરવી નાખ્યું છે. આ નવીન ફેરફાર દરેક દેશના સાહિત્યમાં દૃષ્ટિગોચર થાય છે, કારણ સાહિત્ય એ જ લોકોના વિચાર અને લોકોના માનસનું પ્રતિબિંબ છે.

આ લેખમાં તો આધુનિક ગુજરાતી સાહિત્ય પર આ નવા વિચારોની શી અસર થઇ છે, આજના સાહિત્યમાં આ વિશાળ ભાવનાનાં દર્શન થાય છે કે નહિ એ જ બતાવવાનું છે. આધુનિક સાહિત્યમાં પણ છેલ્લાં દશ વર્ષમાં કે બહુ તો મહાન વિગ્રહ પછી જે સાહિત્ય પ્રગટ થયું છે એની જ સમાલોચના કરવાનું નક્કી કર્યું છે. આજના ગદ્યમય, બુદ્ધિપ્રધાન જમાનામાં, આજના અર્થશાસ્ત્રીઓના મજુરીબાજ જમાનામાં કવિનું પૂર્વમહાત્મ્ય જતું રહ્યું છે, છતાંએ નવાઇ જેવી વાત તો એ છે કે ગુજરાતી સાહિત્યમાં કવિતા સાહિત્યે ઠીક પ્રગતિ કરી છે, એટલું જ નહિ પણ ભવિષ્યને માટે પણ સારી આગાહી આપે છે. અત્રે બધાજ કવિઓ લેવાના નથી પરંતુ જે કવિઓએ પોતાની એક પણ કવિતામાં આ વિશાળ દષ્ટિબિન્દુ બતાવ્યું હોય એવા કવિનેજ લઇશું. જે અનુક્રમમાં કવિ લેવાશે એ પરથી એમ સમજવાનું નથી કે જેનું નામ પ્હેલું આવે તે પાછળના કરતાં વધારે શ્રેષ્ઠ; અથવા પાછળ નામ આવે માટે આગળના કરતાં અધમ. કવિતાની પસંદગી પણ એની શ્રેષ્ઠતાને માટે નહિ પરંતુ એટલું જ બતાવવા કે આ કવિઓ નવયુગની ભરતીમાં તણાયા છે.

છેલ્લા દશ વર્ષના કવિઓમાં ઝવેરચંદ મેઘાણીનું નામ પ્હેલું સૂઝે છે. એ તરૂણોના કવિ તરીકે ઓળખાય છે. 'તરૂણોનું મનોરાજ્ય'ના લખનાર કવિ એ સંબોધનથી ઓળખાય એમાં નવાઇ નથી. મેઘાણીએ સૌરાષ્ટ્રના લોકગીતો તેમજ લોક સાહિત્યના સંપાદક તરીકે સાહિત્યક્ષેત્રમાં પ્રથમ ઝુકાવ્યું. એ સમયમાં તો કવિનો આદર્શ, સૌરાષ્ટ્રના ગુણગાન, ત્યાંના ભૂત તેમજ વર્તમાનના વીર પુરૂષોના ગુણગાન, કરવાનો હશે એમ એમના લખાણો પરથી લાગે છે. પરંતુ ત્યાં ફરતાં ફરતાં ત્યાંના ગરીબ ખેડુતોના, જાતે ભૂખે મરી બીજાને માટે અન્ન પેદા કરનારા શ્રમજીવીઓના દુઃખે કવિ હૃદયને હલમલાવી નાખ્યું હશે. એમના 'પીડિતોના ગીતો' આની સાક્ષી પુરે છે. પરંતુ કવિ માત્ર સૌરાષ્ટ્રના જ ખેડુતો માટે રડતા નથી. એમને તો દુનિયાના બધા જ પીડિતો માટે લાગે છે. એમની 'કાલ જાગે' કવિતામાં, કવિ જગતના સમસ્ત ભૂખથી પીડિત, નિર્બળ જગતના ગુલામોને ધીરજ આપે છે:

> જાગો જગના ક્ષુધાર્ત ! જાગો દુર્બળ અશક્ત
> ખૂન્સારી તખ્ત પર કરાલ કાલ જાગે,
> ભેદો સહુ રૂઢિબંધ, આંખો ખોલો રે અંધ,
> નૌતમ દુનિયાનો સ્વર્ણ-સૂર્યોદય લાગે;
> પૃથ્વીના જીર્ણ પાપ, આંસુડે સાફ થાય,
> રક્તે ધોવાય, જાલિમોના દળ ભાગે,
> જાગો જુગનાં ગુલામ ! દેખાવે દિવ્ય ધામ
> ખૂન્સારી તખ્ત પર કરાલ કાલ જાગે
> દેશ દુખ્ખોને દંડ ઘોર કાલ જાગે.
>
> વિગેરે—

એમના 'વિરાટદર્શન'માં કવિ જગતની ગરીબ પીડિત વિરાટ સેનાનાં દર્શન કરાવે છે.

બાજે ડમરુ દિગન્ત, ગાજે કદમો અનંત,
આવે દેખોરે બંધ ! ચડી ઘોર આંધી;
દેશ દેશથી લોક નરનારી થોક થોક
ઉન્નત રાખી ડોક આવે કગ બાંધી,
વિધવિધ વાણી ને વેશ, વિધવિધ રંગો ને કેશ;
તોયે નવ દેશ લેશ ધખવતાં આવે
દેતાં ડગ એકતાલ, નિર્ભયતાની મશાલ
લઈને કંગાલ કેરી સેના આવે
દેખો ! રે કાલ કેરી સેના આવે.

૨

ફરકે નવલાં નિશાન, નવલાં મુક્તિનાં ગાન
ઉડત ધ્વજ આસમાન સિંદૂર ભીંજ્યો;
ઉભા સબ રાષ્ટ્ર દેખ, ઘર ઘર પૂછે હરેક,
કંકુ બોળેલ એ કહોણી કોણ નેજો ?
ગગને દેતા ઘુંઘાટ, ઝલમલ જ્યોતિ લલાટ,
વદ હો બંધુ વિરાટ ! ક્યાં થકી તું આવે ?
આન્તરજાતિને કાજ આલાપંતા અવાજ,
શા શા સંદેશ આજ તુજ સંગે લાવે ?
રંકોનાં લાખ લાખ દળ વાદળ આવે.

કોરસ

અમે ખેતરથી વાડીઓથી, જંગલ ને ઝાડીઓથી
સાગરથી ગિરિવરથી સુણી સાદ આવ્યાં;
અમે નૂતન શક્તિ ને ભાન, ગાતાં શ્રદ્ધાનું ગાન
માનવને મુક્તિદાન દેવા સહુ આવ્યાં.

આજ ભાવના સ્નેહરશ્મિના તખ્લ્લુસથી લખતા ઝીણાભાઈ દેસાઈની 'યુગપલટો' એ નામની કવિતામાં જોવામાં આવે છે:

યુગપલટો આ ભારી,
જો પલટે અવનિ સારી.
જાગો, દીન દલિત સહુ જાગો,
કાળ કરાળ સુનેલા જાગો;
જૂના સર્વે ચીલા ત્યાગો
ક્રાન્તિ રહી પોકારી !
જો પલટે અવનિ સારી.
× × ×

દેહ વેચતી અબળા જાગે,
હાટે હાટે ભીખારી જાગે;
જંજીર—જકડયા બંદી જાગે—
જાગે નભ નવ લાલી !
તો પલટે અવનિ સારી.
વિગેરે—

'જવાળા 'માં પણ કવિ એ જ ધૂનમાં ગાય છેઃ

જાગરે ! જાગ સુનારા,
જો પ્રસરે સ્વાર્પણજવાળા !
વન્હિ–શિખામાં ફેણો માંડી,
નાગિણી ડોલે કોટિક ગાંડી,
જૂના જગની કંપે દાંડી,
મારે ક્રાંતિ ફુંફાડા !
જો પ્રસરે સ્વાર્પણજવાળા !
× × ×
ઘેર ઝેર હોમાયે કાળાં
ખંડ ખંડના તૂટે તાળાં,
વિશ્વમુક્તિનાં લ્હેરે વ્હાણાં,
મારે પ્રાણ ઝગારા !
જો પ્રસરે સ્વાર્પણજવાળા !
ત્રિભુવન ગાજે ભીષણ ત્યાગે,
સ્વાર્પણ-જવાળા ઉર ઉર જાગે,
આવે નવ યુગ દીપક રાગે,
જાગે યુગ–અજવાળાં !
જો પ્રસરે સ્વાર્પણજવાળા !

સુંદરજી બેટાઇ જગતને આજના અંધકારમય જીવનમાંથી મુક્ત કરવાને એમનો 'સતિયો જાગે,' કાવ્યમાં કોઇ સંતને આહ્વાન કરે છેઃ

ગગન મંડળ કોઇ નવો જ્યોતિ જાગે,
હો કોઇ જ્યોતિ જાગે;
અવનીની કૂખ કોઇ સતિયો જાગે
હો મહા સતિયો જાગે.
× × ×
તિમિરદુર્ગમાં કરાળ જીવનની ઉઠે હાય
મુક્તિનો ઉલ્લાસ પ્રેરનારો ' જાગે;
હો કોઇ સતિયો જાગે.

[ જુઓ અનુસંધાન પાન ૨૬૯ ]

# અગીઆરમાથી સોળમા શતકની
# વૈષ્ણવ ભક્તિનું પૃથક્કરણ

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

[ ગયા અંકના પૃષ્ઠ ૧૪૯ થી ચાલુ ]

## ગોપીઓની ભક્તિની પ્રશંસા

ભક્તિ માર્ગની એક માન્યતા છે કે કોઇ પણ રીતે ઇશ્વરમાં મન જાય તો એથી કલ્યાણ જ થાય. દા. ત. શિશુપાલ, કંસ, રાવણ વગેરેએ વૈરભાવથી કૃષ્ણ અને રામની ભક્તિ કરીને મુક્ત થયા એવી પૌરાણિક માન્યતા છે. ભાગવતકારે આ માન્યતા નીચેના શ્લોકમાં દર્શાવી છે.

कामाद् द्वेषाद्भयात्स्नेहाद्यथा भक्त्येश्वरे मनः ।
आवेश्य तदघं हित्वा बहवस्तद्गतिं गताः ॥ भा. ७–१–२९

અને કામાદિ દરેક પ્રકારના દાખલા આપી નીચેના શ્લોકથી સ્પષ્ટતા કરી છે.

गोप्यः कामाद्भयात्कंसो द्वेषाच्चैद्यादयो नृपाः ।
सम्बन्धाद् वृष्णयः स्नेहाद्यूयं भक्त्या वयं विभो ॥ भा. ७–१–३०

મતલબ કે ગોપીઓ કામથી, કંસ ભયથી, શિશુપાલ વગેરે રાજાએ દ્વેષથી વૃષ્ણિઓ અને પાંડવો સ્નેહ સંબંધથી અને નારદ જેવા ભક્તો ભક્તિથી ભગવાનને પામે છે. એ રીતે કામથી ભજનાર તરીકે ગોપીઓનો દાખલો ભાગવતે આપ્યો છે. પણ એ દાખલો અનુકરણ થઇ શકે એવો કે અનુકરણ કરવા યોગ્ય નથી એમ બોપદેવ અને હેમાદ્રિ કહે છે તે ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. બોપદેવ વિહિત અને અવિહિત એવા ભક્તિના બે ભેદ પાડે છે અને ઉપર કહેલી દ્વેષથી, ભયથી, સ્નેહથી અને કામથી ઉત્પન્ન થયેલી ભક્તિને અવિહિત ગણે છે. વળી આ ઉપર ટીકા કરતાં હેમાદ્રિ કહે છે કે "ઇશ્વર તરફ દ્વેષાદિ લાગવાનો સંભવ અવતાર સમયમાં જ હોઇને એનો વિચાર અનાવશ્યક છે. પણ એક કામજન્યનો વિચાર કરવો પડશે. કારણ કે હાલમાં પણ વિષ્ણુની સ્થૂળમૂર્તિમાં રહેલા ભગવાનમાં કેટલીક સ્ત્રીઓને ભાવ થાય છે એમ જોવામાં આવે છે માટે આ પ્રકારો અવિહિત છે એટલું કહેવાની જરૂર છે." ભક્તિનો જે કામજન્ય પ્રકાર બોપદેવ–હેમાદ્રિએ અવિહિત ગણ્યો હતો અને એનો વિરલ સંભવ કોઇક સ્ત્રીઓમાં જ જોયો હતો તે પ્રકાર જ ત્રણસો વર્ષ પછી કેન્દ્ર કરે છે અને તેનો સંભવ સ્ત્રીઓમાં જ નહિ પણ પુરુષ ભક્તોમાં યે સ્વીકાર્ય છે. આ ચમત્કારિક પરિવર્તનનું કારણ શું ? ભાગવતે કહેલી દેહજન્ય કે ભયજન્ય ભક્તિ, બોપદેવ કહે છે તેમ આજ સુધી અવિહિત જ રહી છે. ત્યારે આ કામજન્ય ભક્તિને મહત્ત્વ શાથી મળ્યું ? આ પ્રશ્નનો જવાબ પણ ભાગવતમાંથી જ મળે છે. ભાગવતકારે ગોપીઓની ભક્તિની નીચેના સ્મરણીય શબ્દોમાં ઉદ્ધવ પાસે પ્રશંસા કરાવી છે.

आसामहो चरणरेणुजुषामहं स्याम्
वृन्दावने किमपि गुल्मलतौषधीनाम् ।
या दुस्त्यजं स्वजनमार्यपथं च हित्वा
भेजुर्मुकुन्दपदवीं श्रुतिभिर्विमृग्याम् ॥ भा. १०–४७

एताः परं तनुभृतो भुवि गोपवध्वो
गोविन्द एव निखिलात्मनि रूढभावाः ।
वाञ्छन्ति यद्भवभियो मुनियो वयं च
किं ब्रह्मजन्मभिरनन्तकथारसस्य ॥ ભા. ૧૦–૪૪–૫૮

આ રીતે ઉદ્ધવ જેવાને મોઢે ભાગવતે ગોપીઓની ભક્તિની આવી જે ભારે પ્રશંસા કરાવી તેણે પાછળના ભક્તિ માર્ગ ઉપર બહુ અસર કરી છે. ભાગવતકારે ગોપીઓની ભક્તિને કામજન્ય ભક્તિનો એક પ્રકાર જ માન્યો છે, એ પ્રકારને બોપદેવ જેવાએ અવિહિત અને અનનુકરણીય ગણ્યો છે, અને આખા ગ્રન્થનું વલણ જોતાં ભાગવતકારનો પણ એવો જ આશય દેખાય છે. માત્ર લોકવેદનો ભગવાન માટે ગોપીઓએ જે ત્યાગ કર્યો તેની પ્રશંસા ઉપલા વચનમાં તથા અન્યત્ર પણ કરી છે. (જુઓ ભા. ૩–૩૫–૪૦ વગેરે), છતાં ભાગવતકારે "સર્વ ભૂતોમાં આત્માનો ભગવદ્‌ભાવ જોનાર" ભક્તને જ ઉત્તમ ભક્તનો કહેલ છે (ભા. ૧૧–૨–૪૫) એ ભૂલવાનું નથી.

ગોપીઓની ભક્તિની પ્રશંસાનું એક બીજ તેઓના લોકવેદનાત્યાગમાં છે ત્યારે બીજું બીજ તેઓના અતિશય તલસાટમાં છે. વિષ્ણુ પુરાણમાં, જો કે, ગોપીઓની ભક્તિની ભાગવતમાં છે તે જાતની પ્રશંસા નથી પણ રાસ લીલા વખતે વેણુનાદ સાંભળીને ભગવાનને મળવા જ્યારે ગોપીઓ દોડી ત્યારે અમુક ગોપીઓ વડિલ જનોએ રોકવાથી કૃષ્ણ પાસે ન જઈ શકી. તે ગોપીઓ "પરબ્રહ્મ કૃષ્ણનો વિચાર કરતાં કરતાં, એને ન મળી શકવાના મહા દુઃખથી પાપો બળી જતાં પ્રાણરહિત થઈને મુક્ત થઈ ગઈ." ( વિષ્ણુપુરાણ અં. ૫ અ. ૧૩ શ્લો. ૧૪, ૧૫ ) ભાગવતમાં પણ આ વાત ઉતારી છે, આ પૌરાણિક વૃત્તાન્તમાંથી ગોપીઓની ભક્તિનાં બે ભિન્ન લક્ષણો બે ભક્તિસૂત્રના લેખકોએ તારવ્યાં છે. ( ૧ ) શાંડિલ્ય સૂત્રકાર કહે છે કે ઈશ્વરનું જ્ઞાન હોય તો પણ જેમ ગોપીઓને થઈ તેમ મુક્તિ થાય ખરી ( સૂત્ર ૧૪ ). અને ( ૨ ) નારદભક્તિસૂત્રકારે તો વ્રજ ગોપીઓ જેવી ભગવાનના વિરહમાં પરમ વ્યાકુળતાને ભક્તિનું ચિહ્ન ગણાવ્યું છે ( જુઓ સૂ. ૧૯ અને ૨૧ ). અને પાછળના વિક્રમની સોળમી સદીના આચાર્યોએ ગોપીઓની ભક્તિને આદર્શરૂપ ગણી છે તથા ઈશ્વરના જ્ઞાનને ગૌણસ્થાન આપી ભગવાન તરફના તલસાટને મુખ્ય સ્થાન આપ્યું છે, ચૈતન્ય સંપ્રદાયનું આ લક્ષણ રૂપગોસ્વામીના ગ્રન્થો સ્પષ્ટ દર્શાવે છે. અને વલ્લભસંપ્રદાયમાં લોકવેદનાત્યાગની બાબતમાં ગોપીઓને પુષ્ટિમાર્ગનાં ગુરુ ગણેલ છે. શ્રી વલ્લભાચાર્ય પોતે સંન્યાસ નિર્ણયમાં લખે છે કેઃ—

कौण्डिन्यो गोपिकाः प्रोक्ता गुरवः साधनं च तत् ।* શ્લો. ૮

અને અન્યત્ર તલસાટને મહત્ત્વ આપતાં કહે છે કે भगवद्विप्रयोगस्य ईषदसहिष्णुत्वं प्रथमाधिकारित्वं, अधिकासहिष्णुत्वं मध्यमाधिकारित्वं, अत्यन्तासहिष्णुत्वं चोत्तमत्वं. भागवतार्थ १०–२९०

વેણુનાદ વર્ષ ૧ અં. ૫ પૃ. ૧૧૨

---

* સંન્યાસ નિર્ણયના આ વચનના વિવરણ સારુ 'પુષ્ટિમાર્ગનું સ્થાપન' નામનો વેણુનાદ, વર્ષ ૧ અં. ૪ પૃ. ૬૫ થી આગળનો લેખ જુઓ.

અને શ્રી વલ્લભાચાર્યના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજી ઉમેરે છે કે "જેમ જેમ મોહની અધિકતા તેમ તેમ પુષ્ટિમાર્ગમાં ભાવિનું પ્રાચુર્ય હોય એમ જાણવું." ભા. ૧૦–૬–૩૯ નાં સુબોધિની ઉપર પ્રભુચરણની ટિપ્પણી.

આ રીતે ગોપીજનોની ભક્તિ એ જ ઉત્તમોત્તમ ભક્તિ એવી માન્યતાને પરિણામે પાછળના ભક્તિમાર્ગમાં જારભાવ અને ગોપીભાવ કે સખીભક્તિ નામનાં બે તત્ત્વો પણ દાખલ થયાં.

**જારભાવ**—શૃંગારભક્તિ અથવા જેને ચૈતન્ય સંપ્રદાયમાં માધુર્યભક્તિ કહે છે તેનું વિવરણ કરતાં *ઉજ્જ્વલ નીલમણિમાં* કહ્યું છે કે કૃષ્ણના *શૃંગારરસમાં* બે ભેદ (૧) પતિ રૂપ અને બીજો ઉપપતિ રૂપ. તેમાં મથુરાવાસી પત્નીઓ સાથે પતિ રૂપે શૃંગાર રસને પુષ્ટ કર્યો છે અને *વ્રજમાં વ્રજ* સ્ત્રીઓ સાથે ઉપપતિ રૂપે, એના આ કથનમાં કાંઈ નવું નથી. રાસોત્સવમાં ભાગ લેનારી ગોપીઓમાંની ઘણી પરણેલી સ્ત્રીઓ હતી એમ ભાગવતમાં જ કહ્યું છે. ( જુઓ ભા. ૧૦–૩૩ ) અને શ્રી વલ્લભાચાર્યે પણ સુબોધિનીમાં રાસ માટે આવેલી ગોપીઓમાંની કેટલીક પરણેલી તથા કેટલીક કુંવારી હતી એમ સ્પષ્ટ કહ્યું છે ( જુઓ ભા. ૧૦ અ. ૨૯ની સુબોધિનીની આરંભની કારિકાઓ ).

પણ ભાગવતને સમગ્ર રીતે જોતા આ ઉપપતિભાવ કે જારભાવવાળી ભક્તિની પ્રશંસા કરવાની એની મતલબ નથી દેખાતી. ભાગવતકાર તો પરીક્ષિત પાસે પ્રશ્ન કરાવે છે કે "ધર્મની સ્થાપના કરવા માટે અને અધર્મનો ઉચ્છેદ કરવા માટે જેનો અવતાર થયો છે તે ધર્મમાર્ગના રક્ષક જગદીશ્વરે પરસ્ત્રીના સંભોગ જેવું નિન્દિત આચરણ કેમ કર્યું !" ( ભા. ૧૦, ૩૩, ૨૮, ૨૯ ) આના જવાબમાં ભાગવતકારે કદાચ પોતાને એકે ય પૂરો સંતોષકારક ન લાગવાથી પાંચ ખુલાસા કર્યા છે. એ ખુલાસા અત્યારે સંતોષકારક નથી લાગતા. એ વાતને બાજુ ઉપર રાખીએ પણ એ વસ્તુ અનુકરણ કરવા યોગ્ય નથી. એમનો **नैतत्समाचरेज्जातु मनसापि ह्यनीश्वरः।** ( ભા. ૧૦, ૩૩, ૩૦ ) સામાન્ય માણસે મનથી પણ આવું આચરણ ન કરવું એમ ભાગવતકારે કહ્યું છે એથી દેખાય છે. વળી ગોપીઓને ભાગવતકાર વ્યભિચારદુષ્ટ તથા શ્રીકૃષ્ણને જારભાવથી પ્રાપ્ત થયેલી કહે છેઃ—

**क्वेमाः स्त्रियो वनचरीर्व्यभिचारदुष्टाः** ( ભા. ૧૦, ૪૭, ૬૦ )

**तमेव परमात्मानं जारबुद्ध्यापि संगताः** ( ભા. ૧૦, ૨૯, ૧૧ )

પણ ભાગવતકારની મતલબ આ જાર બુદ્ધિ કે જારભાવની સ્તુતિ કરવાની નથી પણ ગોપીઓના ભાવની સ્તુતિ કરવાની છે.

**कृष्णे क्व चैष परमात्मनि रूढभावः**

અને કૃષ્ણને પરમાત્મારૂપે ઓળખ્યા વગર એને જારબુદ્ધિથી ભજનાર ગોપીઓ પણ મુક્ત થઈ ગઈ, જેમ શિશુપાલ કૃષ્ણનો દ્વેષ કરતો હોવા છતાં મુક્ત થઈ ગયો. મતલબ કે ભગવાન અવતાર સહુને આ રીતે ગમે પણ બહાને માણસોનું કલ્યાણ કરે છે. ( જુઓ ભા. ૧૦, ૨૯, ૧૨ થી ૧૬ ) તો ભગવાનને ભગવાન જાણીને ભજે એનું પરમ કલ્યાણ થાય એમાં તો પૂછવું જ શું ? એ તત્ત્વ દર્શાવી પ્રચારવાની ભાગવતકારની ઇચ્છા દેખાય છે ગોપીઓ સંબંધી પ્રચલિત કથામાંથી ભાગવતકારે ભક્તિનું

એક તત્ત્વ તો, ઉપર કહ્યું તે, કાઢયું અને બીજું એનો પ્રેમ ગમે તેવો હોય, ભલે જારબુદ્ધિ-વાળો હોય પણ એ પ્રેમ અતિશય તીવ્ર—અત્યંત તલસાટવાળો હોઇને બીજા ભક્તોએ ઇશ્વર તરફનો પ્રણય કેળવવામાં દાખલો લેવા જોગ છે. આ વાત ભાગવતકારે ઉપર જેમાંથી ઉતારા કરેલ છે તે ભક્ત ઉદ્ધવનાં વચનોદ્વારા કહી છે. શ્રી કૃષ્ણ સામાન્ય માણસ નહિ, ઇશ્વરનો અંશાવતાર પણ નહિ પરંતુ સાક્ષાત્ ભગવાન છે. कृष्णस्तु भगवान्स्वयम् ( भा. १–३–२८ ) એ ભાગવતકારની દૃષ્ટિમાંથી ઉપરના વિચારો ઉદ્ભવ્યા છે એ સમજાય એવું છે. પણ પાછળથી ભાગવત પ્રાચીન પ્રસ્થાનત્રયી ની હારનો કે તેથી અધિક પ્રમાણભૂત ગ્રન્થ ગણાવા લાગતાં એના ઉપલા વિચારોને પરિણામે જે જારભક્તિનો પ્રચાર થયો તેનો ક્રમ હવે જોઇએ.

પતિ પત્નીના પ્રેમનો ઇશ્વર જીવના સંબંધમાં દાખલો આપવાની વાત બૃ. ઉ. જેટલી જૂની છે એ ઉપર નોંધ્યું જ છે પણ ભક્તિના પ્રકારો ગણાવતાં ભાગવતમાં પૈ દાસ્ય અને સખ્ય બે જ ગણ્યા છે કાન્તાભાવ નથી ગણ્યો એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. બોપદેવે પણ એ પ્રકારનો ઉલ્લેખ નથી કર્યો પણ નારદ ભક્તિસૂત્રમાં દાસ્ય, સખ્ય અને વાત્સલ્ય સાથે કાન્તભક્તિને પણ ગણે છે ( સૂ. ૮૨ ) એટલું જ નહિ પણ નિત્યદાસ્ય અને નિત્યકાની ભજનાત્મક પ્રેમ પ્રભુમાં કરવો એમ કહ્યું છે. ( સૂ. ૬૬ ) આ સૂત્ર ગ્રન્થને હું ચૌદમા શતકના અન્તનો ગણું છું અને એ ઉપરથી ચૈતન્ય સંપ્રદાયના ગ્રન્થોમાં ભક્તિના જે દાસ્યાદિ પાંચ પ્રકારો વર્ણવેલા છે તેનો પ્રચાર તે પ્હેલાંના સોએક વર્ષથી થયો હતો એમ માનું છું. પણ કાન્તા ભજનમાં જારભક્તિનો સમાવેશ સંદિગ્ધ ગણાય અને અન્યત્ર એ સૂત્રગ્રન્થમાં જારભાવની નિન્દા છે ( જુઓ સૂ. ૨૩ ) એ જોતાં જારભક્તિ એને ઇષ્ટ નહિ હોય એમ લાગે છે, પણ ભાગવતકારે ગોપીઓની ભક્તિની પ્રશંસા કરાવતાં ઉદ્ધવ પાસે કહેવરાવ્યું છે કેઃ—

नायं श्रियोऽङ्ग उ नितान्तरतेः प्रसादः<br>
स्वर्योषितां नलिनगन्धरुचां कुतोऽन्याः ।<br>
रासोत्सवेऽस्य भुजदण्डगृहीतकण्ठ-<br>
लब्धाशिषां य उदगाद्व्रजसुन्दरीणाम् ॥ भा. १०–४७–६१

આ શ્લોકમાં ભાગવતકાર ઉદ્ધવ પાસે કહેવરાવે છે કે રાસોત્સવમાં વ્રજની ગોપીઓને જે નિતાન્ત રતિનો પ્રસાદ ભગવાન પાસેથી મળ્યો તે લક્ષ્મીને પણ મળ્યો નથી. ( શ્રીધરસ્વામીએ नितान्तरतेः એ શબ્દને શ્રીનું વિશેષણ ગણ્યો છે. )

એ પ્રજ્ઞાનંદથી પણ ચડીઆતો ભજનાનન્દ કહે છે. ( જુઓ રાસપંચાધ્યાયીના આરંભની સુબોધિનીની કારિકાઓ ), અને રૂપગોસ્વામી વગેરે મધુર રતિ કહે છે ( જુઓ ભક્તિરસામૃત સિન્ધુ તથા ઉજ્જ્વલનીલમણિ ) પણ આ શ્લોકમાં લક્ષ્મી કરતાં વ્રજગોપીઓને એ રતિનો પ્રસાદ વધારે મળ્યો હતો એમ કહ્યું છે અને લક્ષ્મી પત્ની છે. જ્યારે ગોપીઓ ઉપપત્ની છે, એટલે આ વચનના આધારે જારભક્તિની ઉત્કૃષ્ટતાનો વિચાર ઉદ્ભવ્યો. જીવગોસ્વામીએ આ શ્લોક આ વિષયમાં પ્રમાણ તરીકે ટાંક્યો જ છે.

( અપૂર્ણ )

# માનવતા

રમણ ન. વકીલ.

મુંબાઇ શહેરના ઇતિહાસમાં આ દિવસો સદાને માટે કાળા ચિતરેલા રહેશે. આજના કિશોર કિશોરીની સ્મૃતિ પ્હોચી શકે એટલો તાજો એ બનાવ છે. ૧૯૨૯નું એ વર્ષ હતું. ત્યારે માનવ માનવતા ભૂલ્યો અને લોહીભૂખ્યા વરુ જેમ માનવબન્ધુનું લોહી પીવા કુદી પડ્યો. પડોશી પ્રત્યેનો ધર્મ ભૂલ્યો હતો. નોકર શેઠ પ્રત્યેની ને શેઠ નોકર પ્રત્યેની ફરજ ત્યારે ભૂલી ગયા હતા. કોઇ પણ પ્રકારના અંગ–અંગત–વેર વગર વિફરેલું લોકોનું ટોળું કોઇ નિરાધાર, અટુલા માણસ પર તૂટી પડતું, ને એના નિર્દોષ, ઉન્હા લોહીથી પોતાના હાથ રંગી, વિજયનો ઘોષ કરતું, એવા બીજા શિકારની શોધ માટે આગળ વધતું.

આ માનવતા ! આ વિજય ! આ વેર–વસુલાત !

રવિવારનો દિવસ હતો. દાદર–પરેલના મજુર લત્તાઓમાં વાએ વાત ચાલી કે પઠાણો હિન્દુ છોકરાઓને ઉપાડી જાય છે. બે ત્રણ કલાકમાં અશિક્ષિત હિન્દુ મજુરોમાં ખળભળાટ થઇ ઉઠ્યો. એક જગાએ દસબાર મજુરો ટોળે વળી આ જ વાત કરતા હતા, ત્યાં જ આગળથી એક પઠાણ પસાર થતો હતો. પઠાણને જોતાં જ હિન્દુઓનું લોહી ગરમ થયું હતું, તેમાં અજાણતાં પઠાણ એક મજુર સાથે અથડાયો અને તેમાંથી બોલાચાલી થઇ. પઠાણે 'દાદાગીરી' કરવા માંડી અને કોઇપણ જાતના વિચારવિચાર વગર મજુરોનું ટોળું પઠાણ પર તૂટી પડ્યું. ક્ષણ બે ક્ષણમાં લોહીથી ખરડાએલો પઠાણ જમીન ઉપર ઢળી પડ્યો; અને પોલીસની વ્હીસલથી ત્રાસતું ટોળું ગલીકુંચીઓમાં અદૃશ્ય થઇ ગયું.

પઠાણ ઉપર થએલા ક્રૂર હલ્લાના સમાચાર મુસલમાન લત્તાઓમાં અનેક પ્રકારની અત્યુક્તિ સાથે ફેલાઇ ગયા. મુસલમાન કોમમાં ઉશ્કેરણી ફેલાઇ. આ અરસામાં ભીંડી બજારમાંથી એક હિન્દુ છોકરો કુતરું લઇ જતો હતો. સામેથી આવતા એક મુસલમાન બાળકા છોકરાને જોઇ કુતરો ભસ્યો. નાદાન છોકરાને ગુસ્સો ચઢ્યો. ભૂતકાળની નવાબી ભારેલો નાનો મુસલમાન છોકરો પણ નથી ભૂલી શકતો. તેણે પથ્થર લઇ કુતરાને માર્યો. કુતરાનો માલીક ઉશ્કેરાયો અને પેલા મુસ્લીમ છોકરાને તેણે બે ચાર તમાચા લગાવી દીધા. પોતાના જાત ભાઇ પર થએલા આક્રમણથી ઉશ્કેરાઇ પાસેની હોટલમાંથી બે ચાર મુસલમાનો નીકળ્યા. અને પેલા હિન્દુ છોકરા પર તૂટી પડ્યા. રસ્તે જતા આવતા હિન્દુ–મુસલમાનો જોડાવવા પડ્યા. પણ આખરે તેમણે પણ કારણ જાણ્યા વગર એકબીજાને મારવા માંડ્યા. હોટલમાંથી સોડાવૉટરની બાટલીઓ છુટી અને આમસામે ઉભેલા હિન્દુ–મુસ્લીમ ટોળાઓ પર પડવા માંડી. આખરે પોલીસ દોડી આવી પ્હોંચી અને ધુંધવાતા ટોળાં થોડો સમય માટે વિખરાયાં.

આ બનાવો બન્યા ત્યારે ત્રણેક વાગ્યા હશે. સાંજે પાંચ વાગ્યે છાપાંઓમાં

મ્હોટા અક્ષરે **હિન્દુ-મુસ્લીમ હુલ્લડ** એ શબ્દોએ મુંબાઇની પ્રજાનું ધ્યાન ખેંચ્યું. આટલા શબ્દો જોઇ છાપાંની નકલો ઢગલાબંધ ઉપડવા માંડી. લોકમાનસ અત્યુકિત ભર્યાં એકપક્ષી સમાચાર વાંચી ઉશ્કેરાયું. ૭ વાગતાં તો આખાયે મુંબાઇની સામાન્ય ચર્ચાનો આ પ્રશ્ન થઇ પડ્યો. પરિણામે સેન્ડહર્સ્ટ રોડ ઉપર બેચાર હજામોએ એક બુઢ્ઢા મુસલમાન પર લાકડી વડે હુમલો કર્યો. નળબજારમાંથી જતી આવતી ટ્રામમાં બેઠેલા હિન્દુઓ પર મુસલમાનોએ પથરા ફેંકવા માંડ્યા. ડુંગરી ઉપર બે હિન્દુઓની પીઠમાં ચપ્પુના જખ્મ થયા. ભૂલેશ્વરમાં એક વ્હોરાજીની દુકાનને આગ લગાડવાનો હિન્દુ મવાલીઓએ પ્રયત્ન કર્યો. ક્રોફર્ડ માર્કેટ પાસે હિન્દુ ઝવેરીની દુકાન મુસલમાન ગુંડાઓએ લુંટી. દાદર અને પરેલ તરફ હિન્દુ-મુસ્લીમના ઉશ્કેરાયલા ટોળાંઓને વિખેરી નાંખવા પોલીસે હવામાં ગોળીબાર કર્યા.

રાત સુધીમાં ભારત વર્ષના રાજ્ય માટે લડતા હોય તેમ બન્ને પક્ષોએ મહાવિગ્રહની તૈયારી કરી. ગ્રાન્ટરોડ અને ચનીરોડ સ્ટેશને પરાંમાંથી રામપુરી ઝૈયાઓ લાકડી સાથે ઉતરતા દેખાયા. ખેતવાડી, કાંદાવાડી, ફણસવાડી, વગેરે સ્થળોએ હિન્દુઓના મોરચા ગોઠવાયા. ડુંગરી, નળબજાર, ભીંડી બજાર, ગોલપીઠ વગેરે સ્થળોએ મુસલમાનનાં ટોળાં શહેરના જુદા જુદા ભાગોમાંથી ઉતરી આવી એકઠાં થયાં. એકલ દોકલ જનાર આવનાર પરધર્મી પર જ્યાં ત્યાં છરા કે લાઠીથી હુમલા થવાના સાચાખોટા સમાચાર ક્ષણે ક્ષણે આવવા લાગ્યા. શું કરવું તે બાબત શહેરની શાન્તિના રક્ષક પોલીસ મુંઝાયા. પોલીસટુકડી એક બાજુ જાય તો બીજી બાજુ ઝપાઝપી શરૂ થતી. ખુદ પોલીસ ટુકડીઓ પર સોડા વૉટરની બાટલીઓ ને પથરા નંખાયાં. ભીંડી બજારમાં એક હિન્દુ ઇન્સ્પેક્ટરે મુસલમાનોના ટોળા-પર ગોળીબાર કરાવ્યો. ફણસવાડીપર એક મુસલમાન ઇન્સ્પેક્ટરે હિન્દુ ટોળાને ગોળીબારથી વિખેરી નાખ્યું. આવી વાતો ગામમાં પ્રસરવા માંડી. શું કરવું તે બાબત પોલીસ કમીશ્નર મુંઝાયા. પૂનાથી ગોરાલશ્કર લશ્કર બોલાવવા હુકમો છૂટયા. પોલીસવાન ગલીકુંચીએ ફરવા માંડયાં પણ નાસભાગ કરતાં હુલ્લડખોરોને પોલીસ ન પ્હોંચી શકયા. આખી રાત આ ખુનરેજી ચાલી, પ્રજામાનસ ઉશ્કેરાયલું જ રહ્યું.

બીજે દિવસે સ્હવારનાં છાપાંવાળાઓએ અત્યુકિતભર્યા ખરાખોટા સમાચાર છાપ્યા. છાપાઓમાં પણ પક્ષ પડ્યા. હિન્દુ પક્ષના છાપાએ ઘાયલ થએલા ને મરી ગએલાં હિન્દુઓની સંખ્યા ૨૦૦ ને મુસલમાનોની ૫૦ બતાવી. મુસ્લીમ છાપાઓમાં આથી ઉંધા જ ખબર હતા. વેરનાં વિષ પ્રજામાનસમાં વિશેષ વ્યાપ્યાં અને બન્ને પક્ષો સરખાં કરવા બન્ને કોમે નિશ્ચય કર્યો.

સ્હવારે ચકલે ચકલે ગોરા લશ્કરનાં થાણાં થયાં. પાંચથી વધુ માણસોના ટોળા પર ગોળીબાર કરવાનો સૈનિકોને હુકમ મળી ગયો હતો. મરતાં અને મારતાં શીખેલા સૈનિકો તક મળે પોતાના સળવળતા હાથ શાન્ત કરવાની રાહ જોતા, પોતાની સત્તા અને શકિતના ગર્વનું, ને પ્રજાની નિરાધારીના તિરસ્કારનું સ્મિત ફરકાવતા ઊભા હતા. સૈન્યના ભયથી ચકલે ચૌટે થતાં ખુલ્લાં હુલ્લડો ઓછાં થયાં, પણ ગલીકુંચીઓમાં છૂપા છૂટા છવાયા હુમલાઓનું પ્રમાણ વધવા માંડ્યું. લગભગ શહેરની બધી દુકાનો

તે દિવસે બંધ રહી, મવાલીઓ ઘરમાં ઘુસી જતા. પરધર્મીઓ પર હુમલા કરતા, માલમતા લૂંટી લેતા, સ્ત્રી, વૃદ્ધ, બાળકને હેરાન કરતા. એટલા વિવેકભાવનો, માનવસહજ દાક્ષિણ્યનો પણ ત્હેમના અંતરમાંથી લોપ થવા માંડ્યો હતો.

શહેરના અગ્રગણ્ય, હિન્દુ–મુસ્લીમ, સજ્જનોની બપોરે કોરપોરેશન હૉલમાં સભા ભરાઈ. શું કરવું ત્હેનો વિચાર કરવા એકત્ર થએલા સદ્‌ગૃહસ્થો પોતાના જાત ભાઈઓનો બચાવ કરવા ને સ્હામા પક્ષ ઉપર દોષનો ટોપલો ઢોળવા તત્પર હતા. સુજનતા અને સંસ્કારિતાની ઊજળુ હોત તો કોરપોરેશનની સભામાં પણ હુલ્લડનું જ થાત, એટલું ગરમ ત્યાંનું વાતાવરણ થઇ ગયું હતું. આખરે કારણોનો સવાલ બાજુ ઉપર મૂકી ત્રણ કલાક કાર્યનો વિચાર કરવાનો નિર્ણય થયો. હિન્દુ નેતાઓએ હિન્દુ લત્તાઓમાં અને મુસલમાને મુસ્લીમ લત્તાઓમાં જઇ લોકોને શાન્ત પાડવા પ્રયત્ન કરવો એવો ઠરાવ કાગળ પર શાહીથી લખાયો; ને સાથા હૃદયભાવના બળતા અંગારા પર શિષ્ટાચાર અને કહેવાતી સુજનતાની રાખ ચઢી.

ત્રીજે દિવસે વસ્તુસ્થિતિ વિશેષ બગડી. સૈનિકો પાસે વિવેકદૃષ્ટિની અપેક્ષા રાખવી નકામી નીવડી. બે દિવસના ઘવાયલાં ને મરી ગએલાંની સંખ્યામાંનો મ્હોટો ભાગ ગોળીનો ભોગ થઇ પડ્યો. સૈનિકોના પશુબળમાં ન છૂટકે મૂકાએલી પ્રજાની શ્રદ્ધા આથી ઊઠી ગઇ. નેતાઓએ મિલિટરી ખસેડી લેવા સરકારને અરજ કરી અને સ્વયંસેવકદળ ઊભું કરવા ઠરાવ કર્યો.

* * *

પણ મૃત્યુને આવ્હાન આપવા બ્હાર કોણ પડે ! યુવાનોને યૌવન વ્હાલું હતું. મ્હોટેરાંઓને બૈરી, છોકરાં, કુટુમ્બ, મિલકતનાં બંધન હતાં. જેને મૃત્યુનો ભય ન હોય, જેના હૃદયમાં બાન્ધુભાવની અખંડ ઝળહળતી જ્યોત પ્રગટેલી હોય, જેને જીવનનો મોહ આકર્ષતો ન હોય, જેને યૌવનના ભોગવિલાસ ને આવિનાં સ્વપ્નાં લલચાવતાં ન હોય, સગાં સંબંધીઓનો સ્નેહ જેને બંધનકર્તા ન હોય, અથવા સેવાભાવ ખાતર જે આ સર્વનો ભોગ આપવા તૈયાર થઇ શકતા હોય, એવા સ્વયંસેવક કેટલા મળે !

પરિણામ એ આવ્યું કે નામ સખ્યાબંધ નોંધાયાં, પણ ખુદ સ્વયંસેવકોએ જ શાંતિને બદલે બહેરાશી વધારી. કોરપોરેશન હૉલમાં જ દિવસનો મ્હોટો ભાગ વિચારણામાં જતો એટલે નેતાઓને હુલ્લડવાળા લત્તાઓમાં જાતે જવાનો સમય ના રહેતો. સરકારના જે. પી. અને ઓનરરી મેજિસ્ટ્રેટસમાંથી કેટલાકને અનિવાર્ય સંજોગોના લીધે બ્હારગામ જવું પડ્યું. કેટલાકને હુલ્લડના સમાચાર સાંભળીને જ ટાઢિયો તાવ ચડ્યો. પોતાનાં બૈરાં છોકરાં, અને પોતાના જાનનો વિચાર કરતા પોલિસો હુલ્લડવાળા લત્તાઓથી દૂર રહેવા લાગ્યા, અને આનું પરિણામ !

આગ ! લુંટફાટ ! ખુનરેજી !

આજે ગુંડાને મન ધર હતી, મવાલીઓને મન દિવાળી હતી, પ્રજાજનને મન હોળી હતી.

* * *

તે આશાભર્યો યુવાન હતો. એની વૃદ્ધ નિરાધાર માતાનો આધાર હતો. એનું નામ હુસેન.

એનો બાપ મ્હોટો વ્યાપારી હતો. અને ખોજા કોમમાં એનું કુટુમ્બ ઘણું ખાનદાન લેખાતું. બાપ હુસેનને ન્હાનો મૂકી ગુજરી ગયો, અને માબાપની ગરજ માએ સારી. માતાની વાત્સલ્ય ઝરતી નજર નીચે બાળક હુસેન ઉછર્યો. જીવનભર એણે કોઈ વાતની ઊણપ ન્હોતી અનુભવી. જીંદગીભર ખાતાં ન ખૂટે એટલો પૈસો બાપ મૂકી ગયો હતો. પ્હાડોસીથી અભણ છતાં સંસ્કારી માતા હતી. ન્યાતમાં–શહેરમાં સારી પ્રતિષ્ઠા હતી. આમ એકંદરે એનું જીવન નચિંત હતું.

સ્વપ્નાંભર્યો તે કોલેજમાં ગયો. તે કાળ દરમ્યાન ત્હેનો સાહિત્યનો શોખ પોષાયો. અઢારમી સદીના નામાંકિત રાજનીતિજ્ઞોના વ્યાખ્યાનો વાંચવામાં ત્હેને અજબ રસ પડતો. વક્તૃત્વકલાનો તે રસિયો હતો, અને કોલેજની હરિફાઈમાં છેલ્લા ત્રણ વર્ષથી તે વક્તૃત્વનું ઇનામ જીતી જતો. ત્હેમાં ય એડમન્ડ બર્ક એનો આદર્શ હતો. બર્કની ભાવનાઓ પાછળ તે ઘેલો થયો હતો, અને બર્ક થવાનાં સ્વપ્નો તે એકલો પડે ત્યારે સેવતો. બર્કના રૂઢિબદ્ધ સિદ્ધાંતો સાથે તે સર્વદા અને સર્વાંશે સંમત ન થઈ શકતો. છતાં તે રાજનીતિજ્ઞ દ્રષ્ટાની મૂર્તિને તે હૃદયના ખરા ભાવથી પૂજતો. બર્કની Speech on Conciliation with America ત્હેને લગભગ આખી મોઢે હતી. બર્કના એકવારના મિત્ર અને વિરોધી ફોક્સની સલાહ પ્રમાણે તે રાત ને દિવસ બર્કના સિદ્ધાન્તો પર વિચાર કરતો. અને ઘણીવાર એકલો પડતાં ત્હેનાથી બર્કના નીચેના શબ્દો વિના પ્રયત્ન બોલી જવાતા.

" First Sir, permit me to observe that the use of force alone is but temporary. It may subdue for a moment; but it does not remove the necessity of subduing again; and a nation is not governed, which is perpetually to be conquered.

My next objection is its uncertainty. Terror is not always the effect of force, and an armament is not a victory. If you do not succeed you are without resource: for, conciliation failing force remains; but, force failing, no further hope of reconciliation is left. Power and authority are sometimes bought by kindness; but they can never be begged as alms by an impoverished and defeated violence. "

આ અમર શબ્દોએ એનું જીવન ઘડ્યું હતું. મુનાસન ગ્રહ ઉચ્ચારના આ શબ્દોના પ્રકાશમાં એ બ્રિટિશ અમલનો વિચાર કરતો ને પાર્લમેન્ટમાં આ યુગમાં

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૨૮૮ ]

# “ સદ્‌ભાગ્યે ”

વિનોદિની નીલકંઠ

“ કૈલાસ બ્હેન, માસ્તર આવવાના હશે તો કાંઇ એટલે વાટ જોઇ બેસી રહ્યાથી થોડા જ વ્હેલા આવશે ? ઉઠો, આજે તો વરસાદ પણ કેવો અંધાર્યો છે ! ” કૈલાસની પડોશણ બોલી. પણ કૈલાસની નજર દૂરથી આવતા ટાંગાના ઝાંખા જણાતા દીવા તરફ હતી. ગામમાં એક જ ટાંગો હતો. ટાંગાવાળો પરતાપ દરરોજ સંધ્યાકાળે ટાંગો સ્ટેશન ઉપર લઇ જતો. ગામથી સ્ટેશન લગભગ બે માઇલ દૂર હતું. આખા દિવસમાં એ સ્ટેશનથી એક ગાડી સવારે જતી, અને સાંજે આવતી. પરતાપના ટાંગાને ઝાઝા ઉતારૂઓ ભાગ્યે જ મળતા.

ટાંગો કૈલાસના ઘર આગળ આવ્યો, ત્યારે વરસાદ શરૂ થઇ ગયો હતો; ચોમાસાની શરૂઆત હતી, વિજળીઓ ચમકારા મારતી હતી. કૈલાસે બૂમ પાડી, “ પરતાપભાઇ, માસ્તર સાહેબ ગાડીએથી નથી ઉતર્યા ? ” પણ કૈલાસના અવાજને પવનનો સુસવાટો બીજી જ દિશામાં ખેંચી ગયો. પરતાપની ગાડી ચાલી ગઇ.

કૈલાસનો પતિ ગામની નિશાળનો માસ્તર હતો. ગામમાં માસ્તરની આબરૂ સારી હતી. પગાર ટુંકો, પણ ગામડા ગામમાં ખરચ થોડું, તેથી માસ્તર પણ ઠીક મોભામાં રહેતા. માસ્તરની સ્ત્રી કૈલાસે ન્હાનપણમાં સાત ગોરો કરી હતી, કે સારો વર મળે. માસ્તરને પણ કૈલાસ વગર ચાલતું નહિ. માસ્તરની મા ન્હાનપણમાં મરી ગએલી, બ્હેન હતીજ નહિ, તેથી કૈલાસે પત્ની ઉપરાંત મા તથા બ્હેનોનો બોજો પણ ઉપાડી લીધો હતો.

માસ્તરની બદલી એક મહિના માટે બીજે ગામ થઇ; ચોમાસાના દિવસ, તેથી માસ્તર એકલા જ ને ગામ ગયા. કૈલાસે ઘરવખરો ઉપાડી થોડા દિવસ માટે નકામું ન જવું, એમ નક્કી થયું. મહિનો પૂરો થયો હતો, કૈલાસ દરરોજ સંધ્યાકાળે માસ્તરની રાહ જોતી. વરસાદ ચાલુ જ હતો. અંધારી રાત્રે, મન ચિન્તાગ્રસ્ત હોય ત્યારે વરસાદ જેવું કંટાળાભરેલું બીજું કાંઇ નથી લાગતું. કૈલાસના મનમાં આજે એકાએક અમંગળ શંકાઓ થવા લાગી. માસ્તર ગયા ત્યારથી તે એકટાણું કરતી, એટલે સાંજે ખાવાની પંચાત રહેતી નહિ. વળી માસ્તર ગયા ત્યારે એણે વિચિત્ર વ્રત લીધું હતું. માસ્તરને જવાને દિવસે સવારના પહોરમાં તે દેવદર્શને ગઇ હતી. ત્યાં મહાદેવ સમક્ષ એણે પ્રતિજ્ઞા લીધી, “ હે ભગવાન, એ જેવા જાય છે તેવા સાજા તાજા પાછા આવશે, ત્યારેજ તમને ફરી યાદ કરીશ. ” તેથી હાલ કૈલાસનું મંદિર જવું પણ બંધ હતું. તેનો આખો દિવસ કેમે કરતાં જતો નહિ. ખરી વાત હતી કે માસ્તર ગામમાં હોય ત્યારે પણ બપોરે તો નિશાળ ભણાવતા, સાંજે ઓળખીતાઓને ઘેર વાતો કરવા જતા, કૈલાસ તો ઘણુંખરૂં એકલી જ હોય, પણ માસ્તર કૈલાસ ઉપર બહુ

પ્રીતિ રાખતા. પંદર વર્ષ થયાં પરણ્યા પછી આજ પહેલી જ વાર માસ્તર કૈલાસને મૂકીને ગયા હતા; અને તેથી જ કૈલાસને એકલું રહેવું બહુ વસમું લાગતું હતું.

આજે કૈલાસ પથારીમાં પડી હતી, પણ ઉંઘ ન્હોતી આવતી. તેને જૂના, ન્હાનપણના દિવસો સાંભરી આવ્યાઃ કૈલાસે ગોરો કરવા માંડી ત્યારે તેના મામાએ હસતાં હસતાં પૂછેલું, "શા માટે ગોરો કરે છે, કૈલાસ?" કૈલાસે બીજી છોકરીઓ માફક શરમાઇ જવાને બદલે કેવી હિંમતથી જવાબ દીધેલો, "સારો વર મળે માટે!" ને ખરેખર જ કૈલાસને માસ્તર જેવું સારું બીજું કોણ મળ્યું હોત? લગનને થોડાં વર્ષ વીત્યાં, પણ જ્યારે કૈલાસને 'સારો દહાડો' ન આવ્યો, ત્યારે તેણે અનેક વ્રત આદર્યાં, અને પૂરાં કર્યાં; પણ હજી પંદર વર્ષ પછી પણ માસ્તરનું ઘર પોડીઆ વિનાનું જ હતું. આ સર્વ વિચારો અત્યારે આ ચોમાસાની એકાન્ત રાત્રે કૈલાસના મનમાંથી પસાર થતા હતા. એવામાં એકાએક એક નવો વિચાર આવ્યોઃ ન્હાનપણમાં સારો વર મળે માટે ગોરોનું વરત કર્યું, છોકરાં મેળવવા તો ઘણાં ફાંફાં માર્યાં, પણ માસ્તરના આવરદા માટે, પોતાના સૌભાગ્ય માટે, પંદર વરસમાં કાંઇ વરત કર્યાં નહોતાં.

આકાશમાં જોરથી કડાકો થયો. વરસાદ અને પવન જાણે ગાંડા થઇ એક બીજાની હરીફાઇમાં ઉતર્યા હતા, અને બેમાંથી એકે ઝટ થાકે એમ જણાતું નહોતું. તે આખી રાત કૈલાસે પાસાં ફેરવી જેમ તેમ પસાર કરી. પરોઢમાં તેની આંખ રહેજ મળી ત્યાં તેણે સ્વપ્નું જોયુંઃ પોતે જાણે પૂનમને દિવસે સૌભાગ્યનું વ્રત કરે છે. પૂજાનો થાળ લઇ જતાં, સ્વપનામાં તેણે એક કાળો પડછાયો જોયો. કૈલાસ પડછાયાથી દૂર થવા જાય પણ જાણે તે પડછાયાના કાળા છાયાથી આગળ તેનાથી નીકળી જવાયજ નહિ......કોઇનો અવાજ સંભળાયો કે "જો પડછાયામાંથી પાણીનાં ટીપાં પૂજાના થાળ ઉપર પડે તો બિચારી કૈલાસનું આવી જ બને." આ સાંભળી કૈલાસ ઝટઝટ પોતાની સાડીનો પાલવ થાળ ઉપર ઢાંકવા જતી હતી, ત્યાં તેના હાથ ઉપર અને થાળમાં પાણીનાં ટીપાં પડ્યાં. એકાએક ચીસ પાડી કૈલાસ ઝબકીને જાગી ઉઠી; સ્હવારનું અજવાળું થઇ ગયું હતું. વરસાદ હજી એકસરખો પડયા કરતો હતો, પવનનું જોર જરા ઘટયું હતું. કૈલાસના ઘરનું છાપરું ઘણી જગાએથી ગળતું હતું. કૈલાસનો જમણો હાથ તથા સાડીનો પાલવ પલળી ગયાં હતાં. ક્યાં સુધી તો સ્વપ્નાથી છળી ગએલી કૈલાસ મૂઢ બની બેસી જ રહી. કેવું હારયું સ્વપ્નું, ને વળી પરોઢમાં જ આવ્યું! કૈલાસે જરા સ્વસ્થ થયા પછી મહાદેવમાં જવાનો વિચાર કર્યો, પણ વળી તરત યાદ આવ્યું, "હે ભગવાન, જેવા એ જાય છે, તેવા જ સાજા તાજા પાછા આવશે, ત્યારે જ તમને ફરી યાદ કરીશ." પોતાના જ શબ્દો! મહાદેવનાં મંદિરમાં જ બોલાયલા! હાય! ત્યારે ભગવાનને યાદ પણ કેમ કરાય? ભગવાનનું નામ લીધા વગર મનને ટાઢક પણ કેમ વળશે? આ વિચારે કૈલાસના મગજને ગુંચવી નાંખ્યું.

રાતના વરસાદ અને ભેજને લીધે કૈલાસને જરા શરદી થઇ હતી. માથું ભારે ભારે લાગતું હતું, પણ બીજે દિવસે સ્હવારે તેના નિત્યક્રમમાં કાંઇ ફેર ન પડયો. ન્હાઇ કપડાં ધોયાં. જમવાની રુચિ ન થઇ, તેથી રસોઇ જ ન બનાવી. પછી શું કરવું?

આખો દિવસ-સ્હવાર, બપોર, સાંજ કેમ પસાર થશે ? તેને વાંચતાં કે લખતાં આવ-ડતું નહિ. બપોરની બે ઘડી પડોશમાં બેસવા ઉઠવામાં જાય, પણ બધાંને તો ઘરમાં કામ હોય. કૈલાસ જેવું નવરૂં કોઇ નહોતું. જશોદાના છોકરાને કમળો થયો હતો; ભક્તિડોસી પોતે જ તાવે પડેલાં હતાં; પૂનીની મા વર સાથે કજીઓ કરી પીયર ચાલી ગઇ હતી. બધાં જ પોતપોતાના સંસારચક્રમાં ગુંથાયલાં હતાં.

વળી સ્હાંજ પડવા આવી. કૈલાસના હાથપગ કળતા હતા. માથું ફાટતું હતું. છતાં તે ગાડીની વાટ જોઇ ઓટલે બેઠી. " આજ તો આવવા જ જોઇએ. ' એટલા જ શબ્દો મગજમાં ઘુંટાતા હતા. સંધ્યાકાળ થઇ, હજી વરસાદ ચાલુ જ હતો. ગામડાના રસ્તા પાણીમાં ડુબી ગયા જેવા દેખાતા હતા' આવો વરસાદ ચાલુ રહેશે તો ગામનું તળાવ ફાટશે, એમ લોકોને ભય હતો. સંધ્યાનું અંધારૂં વધ્યું. પરતાપની ગાડી આજે સ્ટેશન તરફ ગઇ જ નહોતી. કૈલાસ ઓટલેથી ઉતરી, ધોધમાર વરસાદમાં પલળતી પરતાપને ઘેર ગઇ. " કેમ રૂપાળીબ્હેન, આજે મારા ભાઇ સ્ટેશને નથી ગયા ? " તેણે પરતાપની સાથે જ રૂપાળી સ્ત્રી, રૂપાળીને પૂછ્યું. રૂપાળી સ્વભાવે તેજ હતી, તેથી ગામમાં કોઇ સાથે તેને ઝાઝું બનતું નહિ તેણે ટુંકામા જ જવાબ દીધો, " રસ્તા ઉપર ટકી જાય એમ જ નથી. આજ તો એ જાય તોએ હું જવા જ ન દઉં. "

કૈલાસ ઘેર આવી ઘર સુધી માંડ ચલાયું. પછી ચક્કર આવી ગયાં, તે થોડી વાર પડી રહી, પછી ભીનાં કપડાં બદલ્યાં. જરા ગરમ ચ્હા બનાવી પી લીધી. તેનાથી તેને જરા સેજ આવી. વળી તે ઓટલે આવી બેઠી. પડોશણે સામે ઘેરથી બૂમ પાડી, " આ શી ઘેલછા ? કૈલાસ બ્હેન, ઘરમાં જઇને સુઇ જાવ, આવશે તો ઘર કંઇ નથી જોયું ? ધણીએ બારણું ઠોકશે. " બોલનારીના ઘર ભણી કૈલાસ એકીટસે જોઇ રહી, પણ તેના મગજમાં જાણે કશું ઉતર્યું નહિ. તે રાત્રે કૈલાસને જોરમાં તાવ આવ્યો. માથું તો જાણે ભારે સીસાનું કે લોખંડનું બની ગયું. છતાં તેણે બીજી સવારે સ્નાન કરી થોડું ખાઇ લીધું. બપોર ગઇ, સાંજ પડી એટલે તે વળી ઓટલે જઇ બેઠી, વરસાદ થંભ્યો હતો, પણ બે દિવસથી સૂરજનાં દર્શન થયાં નહોતાં હવામાં ભેજ અતિશય હતો. આકાશ હજી કાળાં ભમ્મર વાદળાથી ઢંકાયલું જ હતું. કૈલાસના મનમાં બે જ વાતની અકળામણ હતી-સૌભાગ્યનું વ્રત કાંઇ નહોતું થયું અને ભુંડું સ્વપ્ન સ્હવારના પહોરમાં આવ્યું બીજું ભગવાનનું નામ ન લેવાની પ્રતિજ્ઞા શા સારૂ લીધી ! અત્યારે તેના વગર કોનો આશરો હતો ?

આ પ્રમાણે પાંચ દિવસ વરસાદની હેલી ચાલી. કૈલાસનું મગજ તાવ તથા ચિન્તા અને વ્હેમને લીધે શૂન્ય બની ગયું હતું. છઠ્ઠે દહાડે બપોરે ભક્તિબાને શરીરે તેલ ચોળતાં જશોદાએ કહ્યું—" કાકી, સાચું કહું છું. આ માસ્તરની વહુનું મગજ ખસી ગયું છે. આખો દહાડો ઓટલે બેસી રહે છે. સાંજની ગાડીની રાહ સ્હવારથી જોયા કરે છે ! મ્હેં એને કહ્યું, " ભલી બાઇ, ઘીનો દીવો કરી કાંઇ પાઠ કર, બાધા રાખ, માળા ફેરવ, ભગવાનનું નામ લે, નો તારો વખત પણ જશે, ત્યારે આનગો કાકી ! ગાંડા જેવી હસીને મારા મ્હોં તરફ ટગર ટગર જોઇ

રહી, પછી મને કહે છે, " ભગવાનનું નામ લેતાં હું પાપમાં પડું. " કાકી, સાંભળ્યું છે કે ચારે કોર ફરતાં ગામોમાં રેલ આવી છે. આપણું ગામ જરા ટેકરા ઉપર છે, તેમાં બચી ગયું છે. બાકી બીજે બધે તો ઢોરઢાંખર, ઘરવખરો ને માણસો પણ તણાઇ ગયાની વાતો આજે પરસોતમની મા કરતી હતી. એનો દીકરો આજે જ શહેરમાંથી આવ્યો. કહે છે છાપાંમાં બધી ખબર આવી છે. "

કૈલાસનો તાવ ખૂબ વધ્યો. મગજ ઉપર અસર થઇ છે; લવારીમાં સે ગમે તે બબડયા કરતી. એમ કરતાં વાદળાં વીખેરાયાં, તડકો નીકળ્યો. કૈલાસ ગરમ કામળો ઓઢી ઓટલે આવી બેઠી, તેની નજર સડક ઉપર જ હતી. હવે તે કોઇ સાથે બોલતી નહિં. તેની આંખો કોઇ વિચિત્ર તેજથી ચળકતી હતી. પડોશણોએ પણ તેને બોલાવવાનું બંધ કર્યું હતું. માત્ર દરરોજ સમી સાંજે પરતાપનો ટગો પાછો વળતો ત્યારે તે બૂમ પાડતી, " પરતાપ ભાઇ, માસ્તર સાહેબ ગાડીએથી નથી ઉતર્યાં ? "

શહેરનાં છાપાંઓમાં આખા જીલ્લાના રેલ સંકટની વાતો છપાઇ હતીઃ " ઢોર ઢાંખર ઘણી જગાએ તણાઇ મર્યાં છે, પણ માણસના જાનની ખુવારી થઇ નથી. ફકત એક જગાએ ગરનાળું તુટી જવાથી થોડા માણસો નદીમાં પડયા હતા, તેમાં પણ સદ્દભાગ્યે એક ગામડાના એક મહેતાજી સીવાય બીજા બધા બચી ગયા છે. "

---

# યોન નોગુચી

## [ જાપાનનો કવિ અને કલાવિવેચક ]

ચંદ્રશંકર ક. શુક્લ

લકત્તા યુનિવર્સીટીના આમંત્રણથી અર્વાચીન જાપાનના અગ્રણી સંસ્કૃતિપ્રચારક તરીકે લેખાતા જાપાનના કવિ અને કલાવિવેચક પ્રોફેસર યોન નોગુચી તા. ૧૨ મી નવેમ્બરે કલકત્તા આવ્યા છે, યુનિવર્સીટીના આશ્રમે તેઓ વ્યાખ્યાનો કરનાર છે. તેમને મદ્રાસ, અન્ના મલાઇ, ઓસ્માનીયા ( હૈદ્રાબાદ ) અલાહાબાદ અને નાગપુરની યુનિવર્સીટીઓ તરફથી પણ આમંત્રણ મળ્યાં છે એનો સ્વીકાર કરીને તેઓ એ સંસ્થાઓના આશ્રમે પણ વ્યાખ્યાનો કરનાર છે. એ ઉપરાંત, તેઓ બુદ્ધગયા, બનારસ, કાનપુર, લખનૌ, આગ્રા અને મુંબાઇની મુલાકાત પણ લેનાર છે. મુંબાઇની તેઓની મુલાકાતનો યુનિવર્સીટી જેવી સંસ્થા લાભ લે તો સારું. કોલંબો તરફથી પણ તેમને આમંત્રણ મળેલું છે. એનો સ્વીકાર કરીને તેઓ કોલંબો જશે અને ત્યાંથી પાછા સ્વદેશ પ્રતિ પ્રયાણ કરશે.

યોન નોગુચી જાપાનની કીઓ ગીજુકુ યુનિવર્સીટી ( Keio-Gijuku ) ના અંગ્રેજી સાહિત્યના અધ્યાપક છે. આ યુનિવર્સીટી ખાનગી છે. એમાં ૨૬૦ અધ્યાપકો અને ૬૭૨૮ જેટલા વિદ્યાર્થીઓ છે. યુનિવર્સીટી તરફથી ૧૭૧૦ જેટલા વિદ્યાર્થીઓ તો સ્નાતક પણ થઇ ચૂક્યા છે.

હિન્દને પોતાનાં પુનિત દર્શનથી ધન્ય કરનારા આ વિદ્વાન પ્રોફેસર યોન નોગુચી યુરોપ અમેરિકામાં તો સુવિખ્યાત છે. હવે પછી હિન્દમાં પણ તેઓ સારી રીતે જાણીતા થશે. જો કે " મોડર્ન રીવ્યુ ' ના વાચનારાઓ અને અંગ્રેજી કવિતાસાહિત્યના સતત પરિચયમાં રહેનારાઓથી યોન નોગુચીનું નામ ભુલાય એમ નથી. ' મોડર્ન રીવ્યુ 'ના જુના અંકોમાં એ પ્રતિભાશાળી વિદ્વાનની અનેક કૃતિઓ ચમકી રહેલી છે. જાપાનના કલાકાર કીયોનાગાની કલાનો તલસ્પર્શી પરિચય કરાવતો તેમનો લેખ ' મોડર્ન રીવ્યુ ' ના નવેમ્બરના તાજા જ અંકમાં પ્રસિદ્ધ થયો છે. કલાવિવેચક તરીકેની એમની પ્રતિભાનો પરિચય કરાવવાને એ લેખ પૂરતો છે.

રાજકીય અર્થમાં નહિ પણ સંસ્કૃતિ અને કલાના પ્રદેશમાં પશ્ચિમને જાપાનનો પરિચય કરાવનાર લાફ્કાડીયો હાર્ન હતા. હાર્ને પોતે જાપાન અને પશ્ચિમની સંસ્કૃતિ વચ્ચે સંબંધ સાધ્યો. તે પછી, એક બીજા કલાપ્રચારકે-યોન નોગુચીએ-પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓને વધારે ગાઢ સંસર્ગમાં આણી. આ યોન નોગુચી જાપાનના કવિત્વના આદર્શોની સિદ્ધિ માટે અંગ્રેજી શબ્દોની કવિત્વશક્તિનો ઉપયોગ કરે છે જ્યારે હાર્ને જાપાનના જીવનમાં ઉંડા માર્ગ કરીને જાપાનનો પરિચય મેળવવાનો પ્રયાસ આદર્યો હતો. યોન નોગુચી અંગ્રેજી કવિતા એટલી સરળતા અને સુગમતાથી રચી શકે છે કે તેથી ઘણાને આશ્ચર્ય થાય છે. પશ્ચિમની પરંપરાથી અનેક રીતે જુદાં પડતાં દૂર દૂરનાં પૂર્વનો કોઇ

આટલી સરળતાથી અંગ્રેજી કવિતા પર પ્રભુત્વ બતાવે એ ઘણાને શક્ય લાગતું નથી. યોન નોગુચીએ એ શક્ય કરી બતાવ્યું છે. કદાચ એમ પણ હોય કે 'પૂર્વ' કાંઇ બહુ દૂર નથી. કારણ કે કવિ એ કાંઇ કોઇ એક દેશનો કે પ્રજાનો નથી. એ તો સમસ્ત વિશ્વની સંપત્તિ છે.

જે યુનિવર્સીટીમાં તેઓ અત્યારે અંગ્રેજી સાહિત્યના અધ્યાપક છે તે જ કીઓ ગીજુકુ યુનિવર્સીટીમાં તેમણે શિક્ષણ મેળવ્યું હતું. ત્યાં તેમને એમ લાગ્યું કે, પશ્ચિમની મહાન પ્રજાઓ અને તેઓના રીત રીવાજોનો અભ્યાસ કરવો જોઇએ. એટલે તેઓ અમેરિકા ગયા. ૧૮૯૩ માં તેઓ સાન ફ્રાન્સીસ્કો પહોંચ્યા. ત્યાં એક નાનું છાપું ચલાવતા જાપાની ચળવળીયાઓની વચ્ચે તેઓ ભરાઇ પડ્યા. એ લોકો તજી યુવાન વિદ્યાર્થી યોન નોગુચી વિના બદલાનો સેવક બન્યો. 'એનસાઇક્લો પીડીયા બ્રીટાનીકા'નું એક પુસ્તક ઓશીકા તરીકે મૂકીને વિક્ષ પર એ વિદ્યાર્થી રાતે સૂઇ રહેતો. પાછળથી તે 'સ્કુલબોય' બન્યો. શાળામાં જવાના સમય પછી કોઇના ઘરે નોકર તરીકે કામ કરવું એનું નામ 'સ્કુલબોય' આ રીતે અંગ્રેજીનો અભ્યાસ તેમણે શરૂ કર્યો. બે વર્ષના આવા જીવન પછી કેલીફોર્નીયાના પ્રસિદ્ધ કવિ જોઆકીન મીલર વિષે જાપાની કોલોનીના કેટલાક સભ્યો દ્વારા તેમના સાંભળવામાં આવ્યુ. જોઆકીન મીલરને બધા "ટાકરી પર જીવતા સાધુ સેનીન–" તરીકે ઓળખતા. યોન નોગુચીએ એ કવિવરની તીર્થયાત્રા કરી. ત્રણ વર્ષ સુધી જોઆકીન મીલર પાસે રહીને કવિતાદેવીની તેણે આરાધના કરી. યોન નોગુચી જોઆકીન મીલરનો વિદ્યાર્થી બન્યો અને એ જ અરસામાં સાન ફ્રાન્સીસ્કોના નાનકડા માસિક 'ધી લાર્ક' ( The lark )'માં યોન નોગુચીની કવિતાએ પ્રથમ દર્શન દીધાં. ધી લાર્કનું પ્રકાશન જેલેટ બર્જેસ કરતા હતા.

૧૮૯૭ માં આ યુવાન કવિમાં પરિભ્રમણની તમન્ના જાગી. અને તેણે પગે ચાલીને યોસેમાઇટનું પરિભ્રમણ કર્યું. યોસેમાઇટનાં નિસર્ગસૌન્દર્યની એ યુવાન કવિ પર સુંદર છાપ પડી. તે પછીનાં જ વર્ષમાં દક્ષિણ કેલીફોર્નિયાના કેટલાક ભાગોમાં પગે ચાલીને તેમણે પર્યટન કર્યું. એ પર્યટન સંબંધમાં તેમના પોતાના જ ઉદ્દગારો આ રહ્યા: "બે દિવસ સુધી સાન મીગુએલનાં એક ઝુંપડામાં ભરાઇ રહેવાની અને ફરજ પાડનાર વરસાદનો હું સાચે જ આભારી છું. કારણ કે એણે મને 'હેમલેટ'ની લીટીએ લીટીનો અભ્યાસ કરવાની તક આપી, હેમલેટ વિષે આજે હું જે કાંઇ જાણતો હઇશ તે એ ઝુંપડીના બે દિવસના વસવાટનું જ પરિણામ છે."

૧૯૦૩ માં યોન નોગુચી અમેરિકાથી લંડન ગયા, ત્યાં 'પૂર્વના સાગર કિનારેથી' ( From the Eastern Sea ) નામનું બ્રાઉનપેપરનાં પુઠા વાળું ૧૬ પાનાનું એક નાનું ચોપાનીયું તેમણે પ્રકટ કર્યું. એ ચોપાનીયું પ્રકટ કરતાં પહેલાં તેઓ ગુપ્ત જ રહ્યા, પણ એ નાનાં ૧૬ પાનાના ચોપાનીયાંએ તો ઇગ્લાંડના અગ્રણી સાહિત્યકારો અને વિદ્વાનોનું ધ્યાન ખેંચ્યું. ઓસ્ટીન ડોબ્સન, જ્યોર્જ મેરીડીથ, થોમસ હાર્ડી અને એન્ડ્રયુ લેંગ જેવાઓ એ જાપાની કવિની પ્રતિભાને પીછાની શક્યા. એન્ડ્રયુ લેંગે તો એમની કવિતા માટે એટલે સુધી લખ્યું કે: "કવિતાઓમાં મને

પણીપણી સુંદર વસ્તુ દેખાય છે અને આપણી ભાષા ઉપર એ અપૂર્વ પ્રભુત્વ ધરાવે છે. " અગીઆર વર્ષના વિદેશવાસ પછી, બીજે વર્ષે યોન નોગુચી સ્વદેશ ગયા. ૧૯૧૩ માં તેમણે ફરીથી ઇંગ્લાંડની મુલાકાત લીધી હતી. એ વખતે ઓક્સફર્ડની મેગ્ડેલન કોલેજમાં જાપાનની કવિતા વિષે તેમણે વ્યાખ્યાન આપ્યું હતું.

એ પછીનાં વર્ષોમાં તો યોન નોગુચીએ ગદ્ય અને પદ્યનાં અનેક પુસ્તકો પ્રકટ કર્યાં છે એમાંનાં 'The Summer Cloud,' 'The Pilgrimage,' 'The American Diary of a Japanese Girl,' 'Laf Cadis Hearn in Japan', 'Through the Turil', 'The Spirit of Japanese Poetry', 'The Spirit of Japanese Art', 'Korin', 'Utamaro', 'Hiroshige', 'Selected Poems.' ઉલ્લેખવા યોગ્ય છે. જાપાની ભાષામાં પણ તેમણે એટલાં જ પુસ્તકો રચ્યાં છે.

નોગુચીની કવિતામાં આજના જીવંત કવિઓમાંથી ઘણા થોડામાં જણાતી પ્રતિભા ચમકી રહી છે. નાજુક અને મનોરમ કલ્પનાભરી ભાવનાઓને તેમણે કવિતામાં ઉતારી છે અને તેમની પાછળની કૃતિઓમાં તો અંગ્રેજી ભાષા ઉપર અપૂર્વ પ્રભુત્વ જણાઈ રહ્યું છે. એ પ્રભુત્વ કદાચ, કવિવર ટાગોર સિવાય બીજા કોઈ બીન અંગ્રેજ કવિ બતાવી શક્યા નથી. એમની કવિતાઓમાં સૂક્ષ્મ વિવેચકની દૃષ્ટિએ જેમ જેમ ઊંડા ઉતરવાનો પ્રયત્ન કરવામાં આવે છે તેમ તેમ એની પ્રાસાદિકતા વધુ ને વધુ જણાતી જાય છે.

આવી પ્રતિભાશાળી વ્યક્તિને ભારતનું 'સુસ્વાગતમ્' હો !*

* 'ન્યુયોર્ક ટાઇમ્સ' માંના મી. રીચાર્ડ લી ગેલીએનીના તેમજ 'ધી ફોર્ટનાઇટલી રીવ્યુ' માંના આર્થર રેનસમના લેખો ઉપરથી સંકલિત

# પ્રેમસિંહાસન

અમીર ધનસ્વામિઓ વિભવ માત્ર ચર્ણે ધરી
ઉભા શિર ઝુકાવતા નયનનેહના ભિક્ષુઓ,
વિલાસભર અંતરે રસપિપાસુ કલ્પી તને
સમગ્ર જગની ધરી રસવિલાસ સામગ્રીઓ,
અને કવનમાં જ જીવન સમગ્ર ડૂબાવતા,
ધર્યું કવનમાં ગૂંથી, કવિ ઉરે, મૃદુકાવ્ય, ને
પ્રિયે પ્રકૃતિપૂજકે પ્રકૃતિસર્વના સારશાં
ધર્યાં કુસુમ કોમળાં મઘમઘાટ રંગેભર્યાં.

સમગ્ર જગવૈભવે દિવસરાત્રિ ડૂબેલ એ
નહિ ઉર લસ્યું પ્રિયે ! તુજ, તથાપિ એ અર્પણે;
" અકિંચન હું છું, નથી ઉર વિના કશું પાસ તો
ધરું ચરણ તાહરે ઉર સ્ફટિકશું, ચાહશે ? "
હસ્યું ઉર, લસ્યાં નિરાશ ચખ શબ્દ મારા સૂણી
અમોલ સુજને જ તેં અરપ્યું પ્રેમસિંહાસન.

પ્રહ્લાદ પાઠક

---

# ઉરે મારા ક્યાંથી ?

શિખરિણી

ભમું આકાશે હું ઉડુગણ અને ચંદ્ર સુરજે.
પડું પાછો પૃથ્વી, પણ નહિ સ્ફુરે કાવ્ય મનમાં;
વળી પાતાળોમાં કવિત કરવા હું ગરકતો,
વિચારું હું ત્યારે કિરણ મનને શું નહિ મળે ?
પડે દુઃખો ત્યારે જગતજન સૌ ઈશ સ્મરતાં,
સ્મર્યો મેં ભાવે, હા ! જગતપતિ શું કે ન સુણતા ?
" અહો તું તેજસ્વી; કિરણ ઉરને શું નહિ મળે ?
કરું કાવ્યે તારું, જનસુખતણું, અર્ચન પછી. "
પછી આશા મૂકી કવિત કરવાની જગતમાં;
શરૂ કીધી સેવા સહૃદય બની મેં જગતની.
થયો હું તેમાં જ્યાં તનમનવડે એકરસ ત્યાં–
સ્વરો આવે ક્યાંથી ! હૃદય ધબકી ગીત વહતું !
નિશાનાથે સૂર્યે ઉડુગણ મહીં તેજ નહિ જે
ઉરે મારા ક્યાંથી ?

બિપિન રમણલાલ ચિનાઇ

# પત્રમાળા

ભાનુશંકર બા. વ્યાસ

પ્રિય ભાઈ,

'ભારેલો અગ્નિ' વાંચ્યું. તમે મ્હારી પાસે વિવેચન જેવું કાંઈક મેળવવાની આશા રાખો એ મ્હને બહુ વિચિત્ર લાગે છે. હું તો એ વાંચતાં મ્હને સાધારણ રીતે જે કાંઈ લાગે તે તમને જણાવું. તમે તેને જ વિવેચન માની બેસો તો મ્હારે વાંધો નથી.

શરુઆતમાં એટલું તો કહી દઉં કે વસ્તુના રસને લીધે–તેને અંગે ઉપસ્થિત થતા વાતાવરણને લીધે પુસ્તક વાંચવામાં મઝા પડી ખરી. જો કે પુસ્તક વાંચીને પૂરું કરતાં, પાત્રોની સ્પષ્ટ રેખાઓ બધીયે અત્યારે નજર સ્હામે નથી, છતાં પાત્રો વિસ્મૃતિમાં પણ લુપ્ત થઈ ગયેલાં નથી એટલે જ અત્યારે આ લખવા બેઠું છું. પરંતુ પાત્રો કરતાં વાતાવરણ વધારે અસરકારક મ્હને જણાયું છે. અહિં એક પ્રશ્ન પૂછી લઉં. વાર્તા લખનાર વાતાવરણ સર્જે છે તે પાત્રો દ્વારા કે બીજા કાંઈ સાધનો દ્વારા? જૂની પ્રણાલિકા પેઠે નવલકથામાંથી વર્ણનોને તો આપણે બાતલ કર્યાં છે તો પછી વાતાવરણ ઉત્પન્ન કરવામાં મુખ્ય હિસ્સો પાત્રોનો ખરો કે નહિં ! અને તે છતાં ઘણીવાર વાતાવરણ સંપૂર્ણ જામે પણ પાત્રો સ્પષ્ટ અને સુરેખ કેમ નહિં જણાતાં હોય ! અથવા તો પાત્રો સ્પષ્ટ અને સુરેખ દૃષ્ટિ સમક્ષ તરવરે, છતાં વાતાવરણ કોઈ વાર કેમ નહિં જામતું હોય ! આ પ્રશ્નનો ઉત્તર તમારે ખાઈ જવાનો નથી એટલી ચેતવણી આપું છું.

વારુ, 'દિવ્ય ચક્ષુ'નો જનાર્દન તો તમને યાદ છે ને ! એનું પૂર્વ જીવન, કર્તાએ તેનો ઇચ્છાપૂર્વક કરેલો બચાવ વગેરે વિષે આપણે ચર્ચા પણ થઈ ગઈ છે. અને તમે કહેલું પણ ખરું કે મુનશી જે હિમ્મતથી કહે તે રમણલાલે બ્હીતાં બ્હીતાં કર્યું છે. પણ તે બધું અત્રે અપ્રસ્તુત છે. 'ભારેલો અગ્નિ'માં શ્રી રમણલાલ જનાર્દનના જીવનથી–દિવ્ય ચક્ષુથી આગળ વધે છે. નવલકથાના ઘડતરમાં આમ ચોક્ખું છે છતાં કાળક્રમમાં તો એ દિવ્ય ચક્ષુથી લગભગ પોણી સદી પાછા જાય છે. છતાં પોણી સદી પૂર્વેનો કાળ અને આજની ભાવના એ બેનો મેળ સાધવા એમણે પ્રયત્ન કર્યો છે. આટલું તો કોઈપણ વાંચનારને સ્પષ્ટ જણાય તેનો ઉલ્લેખ કર્યું છું. બાકી વાર્તા લખનાર સરસ વાર્તા રચવા ઇતિહાસ ઉથલાવી નાંખે તો પણ મ્હારે વાંધો નથી.

બીજું 'દિવ્ય ચક્ષુ'માં હિંસા-અહિંસાનાં વ્હેણ કર્તા નથી બતાવી શક્યા. પણ કાળનું ચક્કર ફેરવતાં એમને તે બતાવવા સંપૂર્ણ અવકાશ મળ્યો છે. 'દિવ્ય ચક્ષુ'માં તે બતાવવું આટલું સરળ પડે તેવું નથી અને જોખમભરેલું પણ ખરું જ ને ! આ બન્ને વૃત્તિઓ માટે અને તેમના વ્યક્તિગત અને સમષ્ટિગત આવિર્ભાવ માટે મ્હારો મત કેવો છે તે તમે જાણો છો જ. દિવ્ય ચક્ષુમાં પણ જગતનો વિકાસ કર્તાએ અહિંસામાંથી ઉપજાવી કાઢ્યો છે એ મ્હને વિચિત્ર લાગેલું તે પણ તમે જાણો છો. અને દલીલ કરવા બેસીએ તો તો બન્ને માટે સારાં લક્ષણો.

લખ્રને બોલી શકાય. વળી હિંસામાં માનનાર હોય તેને અહિંસાની બધી ફિલસુફી નબળી લાગે અને અહિંસામાં શ્રદ્ધા રાખનારને હિંસા–થોડી ઘણી પણ જીવન માટે અનિવાર્ય છે એમ સ્વીકારતા છતાં તેમાં પાશવતા દેખાય. જો કે થોડેઘણે અંશે પણ હિંસાનો સ્વીકાર થય તો ફેર quantity પુરતો રહે, quality પુરતો નહિં જ એ ખરું ને ! પરંતુ હિંસા–અહિંસાની એ બધી ચર્ચા અહિં નહિં કરું, અને ત્હમે પણ ક્યાં મ્હારું વલણ નથી જાણતા ?

વાર્તામાં રુદ્રદત્તને Superman બનાવવાનો કર્તાનો પ્રયત્ન છે. અને એનું પૂર્વ જીવન અંધારામાં રાખ્યું છે છતાં માનવીમાંથી જ એનું ઘડતર થયું છે એમ કર્તા સુચવે છે ખરા. એના દેહની અને માનસની ભવ્યતા ખરેખર આકર્ષક છે. અને ઘડી ભર એમ લાગે છે કે આવા બે પાંચ માણસો પણ બળવામાં ભળ્યાં હોત તો હિંદનો ઇતિહાસ જુદો ન હોત ? અરે આ એકમાં પણ યુવકોની કેટલી શ્રદ્ધા ? છતાં કર્તા એના વ્યક્તિત્વને ખીલવવામાં સર્વાંશે સ્વાભાવિકતા નથી લાવી શક્યા, એવું મ્હને લાગે છે. જોકે ધીમે ધીમે રમણલાલ પાત્રાલેખનમાં પ્રગતિમાન બનતા જાય છે એવો અભિપ્રાય આ પુસ્તક વાંચ્યા પછી મ્હેં બાંધ્યો છે. બીજાં પાત્રો ગૌતમ, મંગળ અને સૈયદ અઝીઝ, આ ત્રણ લશ્કરના મિત્રો, ત્ર્યંબક અને મહાવીર, તાત્યાસાહેબ ટોપે: સ્ત્રીપાત્રોમાં કલ્યાણી અને લક્ષ્મીબાઇ, હસુસી અને તેની માતા; અંગ્રેજોમાં પાદરી યુવાનસેન અને જેકસન. આ બધામાં ગૌતમ અને ત્ર્યંબકનું થનગનતું યૌવન એક રીતે મ્હને આકર્ષક લાગે છે તો તે યૌવનના થનગનાટને જુદી દિશામાં વાળવાનો રુદ્રદત્તનો પ્રયત્ન ઘડીભર રુંગળાવી દે છે. રુદ્રદત્તના મૃત્યુની ઘડી ત્હમને યાદ છે ને ? ત્ર્યંબકની એ પ્રતિજ્ઞા–કેવું હૃદયમન્થન ! અને પરિણામ–ભસ્મમનુષ્ય ! શું અહિંસાથી યુવાનોના ભસ્મમનુષ્ય જ રચાતા હશે ? ગૌતમનું જેમ ગયું છે એટલે જ એનું મૃત્યુ દુઃખદ લાગે છે. પણ સાથે સાથે એટલો સંતોષ થાય છે કે યુવાનસેન અને જેક-સન દ્વારા અંગ્રેજ પ્રજાની બન્ને બાજુ દર્શાવવા કર્તાએ પ્રયાસ કર્યો છે.

કલ્યાણીનું પાત્ર જાણે એકાએક રચાઇ ગયું હોય એવું જરાક લાગે છે. આપણી પ્રાચીન શિક્ષણપ્રથામાં અને જે જાતનું કાર્ય રુદ્રદત્ત કરતા હતા તેમાં કલ્યાણીના વિકાસને માટે કેટલું સ્થાન હતું તે જાણવું મુશ્કેલ છે. વળી રુદ્રદત્તના પૂર્વજીવનથી પણ તે અજ્ઞાન જ હતી. છતાં કર્તાએ એને વિકસિત સ્વરૂપમાં જ રજુ કરી છે. એ વિકાસનો અન્ત પુસ્તકને અન્તે આવીને ઊભો રહે છે. છતાં રુદ્રદત્ત, ગૌતમ અને ત્ર્યંબક ત્રણેનાં જીવનમાં ઓતપ્રોત થયેલી કલ્યાણી આપણી દૃષ્ટિ પાસેથી દૂર થઇ જતી નથી અને ત્હમને યાદ પણ હશે કે કર્તાએ શરુઆતમાં આ નવલકથાનું નામ પણ " કલ્યાણી " જ રાખેલું.

રુદ્રદત્તના જીવનપલટાનો પ્રસંગ, તામસમાંથી સાત્વિકમાં એનું પ્રયાણ કર્તા આપણને કહે છે. પણ એમાં મ્હને તો એક યુક્તિ જણાય છે તે એ કે અહિંસાની ઉચ્ચતા જણાવવા સર્વે અહિંસાપ્રેમીઓ હિંસામાં તામસનું સ્વરૂપ જ જુએ છે. પણ ત્હમે કહેશો કે હિંસામાં વળી સત્વગુણ કે રજોગુણ કેવો ? ભલે, હિંસાને તમોગુણનું સ્વરૂપ જે જે માનતા હોય તેમની સાથે ચર્ચા કરવામાં મ્હને કાંઇ સાર જણાતો નથી.

ત્ર્યંબક અને લ્યુસીનો પ્રસંગ કર્તાએ અપ્રસ્તુત થા માટે છોડી દીધો હશે ? વાર્તાના વાતાવરણમાં એમના પ્રેમના વિકાસને અવકાશ નથી એમ માનીને કે એ યુગમાં એવા પ્રેમનો વધારે ચિતાર અપ્રસ્તુત લાગે એમ માનીને ? અથવા ત્ર્યંબકને સમજાવીને ઠેકાણે લાવવો એ કર્તાને પણ ઘણું મુશ્કેલ જ લાગ્યું હશે એટલે એ બાબત પડતી મૂકી હશે ? ગમે તેમ હોય, મ્હને તો લાગે છે કે વાર્તાના વાતાવરણ માટે જે નકામો છે. જેમ યુવાનસેન અને જેક્સનમાં અંગ્રેજ પ્રજાના અંશોનું ચિત્ર કર્તાએ રજૂ કર્યું છે તેમ લ્યુસીમાં અંગ્રેજ બાળાનું માનસ રજૂ કરવાનો કર્તાએ પ્રસંગ મળતાં યત્ન કર્યો છે અને એથી વિશેષ એમને કાંઈ કરવાનું નથી એટલે એ બાબત રહી જાય એ પણ સ્વાભાવિક છે.

આમ ને આમ બધાં પાત્રો અને પ્રસંગો વિશે લખવા બેસું તો પાર પણ ન આવે. બસ, પણ હા, શ્રી. રમણલાલ દેસાઈ પ્રસંગે પ્રસંગે કેટલાંક સામાન્ય સત્યોનો ભાસ કરાવે તેવાં વાક્યો મૂકે છે તે શા માટે હશે ? જુઓ આ પુસ્તકમાંથી જ થોડાં દાખલા આપું. ૧ વીર પુરુષોની બાયા મૃદુ હોતી નથી. ૨ સૈનિક પશુતાનો પાડોશી છે. પશુતાને કશું જ પવિત્ર નથી ૩ સનાતન તત્ત્વોની બીક કે શરમ કોઈને હોય જ નહિં. ૪ આર્યાવર્તમાં ખીલેલી વ્યાયામકળા ઓછી વિસ્તૃત નથી—આટલાં અને આવાં બીજાં કેટલાંક વાક્યો શોધ કરનારને મળી આવશે મ્હને ઇચ્છા તો ઘણી હતી કે વાંચતાં વાંચતાં સીસાપેન હાથમાં રાખું અને આવાં બધાં વાક્યોને ચિહ્નિત કરી રાખું. પણ વાચનમાં એવો ધ્યાનભંગ મ્હારાથી સહન ન થયો એટલે એ કામ રહી ગયું. પરંતુ એક વિચાર આવ્યો છે કે શ્રી. રમણલાલનાં બધાં પુસ્તકોમાંથી આવાં વાક્યો તારવી કાઢવાં અને તે પછી Dicken's Calendarની પેઠે શ્રી. રમણલાલનું એક કૅલેન્ડર તૈયાર કરવું. તમે જાણે કે બીજા કોઈ આ વાંચીને તે પ્રમાણે તૈયારી કરે તો મ્હારો એ વસ્તુ ઉપરનો હક હું ઉઠાવી લઉં છું. તમને આ વિચાર કેવો લાગે છે ?

બીજું ક્વચિત્ આકાશ, તારો વગેરે પ્રકૃતિતત્ત્વો તરફ દૃષ્ટિપાત આ પુસ્તકમાં જણાય છે. એમાં કર્તાનું કવિમાનસ આપણે જોઈએ તો ખોટું નહિં. બીજાં ન્હાનાં ન્હાનાં વર્ણનો પણ પુસ્તકમાં છે ખરાં. બીજી એક વાત મ્હને ખુંચે છે તે બ્રાહ્મણત્વ અને ગીતા વગેરેના પૂજ્યભાવપૂર્વક થયેલા નિર્દેશો. ઉત્તમ ગ્રન્થો નિરર્થક નથી તે હું સમજું છું—પણ સમતા રાખવાનો ઉપદેશ પણ કુદરત ગીતાનો આધાર ટાંકીને ત્ર્યંબકને કરે એ જરા વિચિત્ર લાગે છે. આપણી સ્વાભાવિક બુદ્ધિમત્તા અને માનવતાથી જે વસ્તુ શક્ય હોય ત્યાં માત્ર શાસ્ત્રોને પ્રામાણ્ય આપવાની શી જરૂર ? તમે શાસ્ત્રો તરફની મ્હારી અશ્રદ્ધાને હસી ન કાઢતાં આનો વધારે વિચાર કરો એમ હું ઇચ્છું છું.

બસ. આથી વધારે લખવાનો વિચાર નથી. એકંદરે પુસ્તક મ્હને ગમ્યું છે એટલું સ્પષ્ટ કરી દઉં છું. અને હવે પછી શ્રી રમણલાલ પ્રગતિમાન નવલકથાકાર બને એમ પણ ઇચ્છું છું. મઝામાં તો છો ને ?

લિ. અવધૂત

# જીવતાં-મૂવેલાં

દુર્ગેશ શુક્લ

: પાત્રો :

મેના ડોશી — કેશો
મરવી — માનસંગ
પારૂ

[ આગળ ફળીયું ને પાછળ ઓસરીબંધ એક ઓરડાનું મકાન. ફળીને એક ખુણે વૂટેલી ખાટલી અને પાસે ગારામાં આળોટીને આવેલું ગંદું કુતરું.

ઓસરીમાં મેનાડોશી ધીમે રાગે ઘંટી ફેરવે છે. સખત તાપથી બચવા માથે ભીનું પોતું મૂક્યું છે. ફળીયામાં દશેક વર્ષની છોકરી પારૂ છટાપી તાળી પાડી, પગ પછાડી, એક ધ્યાનથી ગાય છે. ]

**પારૂ** : ( ગાતી )

ઘરમાં છે ઘંટી ને બંટી અફેણીયા,
ઘંટી અડાણીયા, બંટી વીયાજડામાં ડૂલી. અફેણીયા.
ઘરમાં છે સાસુને સસરો અફેણીયા,
સાસુ અડાણી, સસરો વીયાજડામાં ડૂલ્યો. અફેણીયા.
ઘરમાં છે જેઠ ને જેઠાણી અફેણીયા,
જેઠાણી અડાણી, જેઠ વીયાજડામાં ડૂલ્યો. અફેણીયા.

**મેનાડોશી** : ( ઘંટી બંધ રાખી ) એ હડાળાની કૂતરી, હવે તો ભુલી વગ્ર રાખ. આજ તો તેં મારૂં માથું તોડી નાખ્યું બાપલીયા.

[ અંદરથી પારૂના નામની બૂમ આવે છે. પારૂ પગથીયાં કૂદી અંદર જાય છે. ડોશી ઘંટી ચલાવે છે. પારૂ એઠાં વાસણ લાવી ફળીયામાં માંજવા બેસે છે. પારૂની બા મરવી એક સુંપડામાં ભીની કણકી લાવી તડકે મૂકે છે. ]

**મરવી** : દળાવા આવું બાપજી ?

**ડોશી** : કોણ વહુ ? ના. ના. કંઈ કામ નથી. હવે તો આડ શેરેક ઘઉં હશે. ( રહીને ) કેશવો હાતીએ ગયો વહુ ?

**મરવી** : હા. ગયા તો છે. પણ આજ અફીણ નથી મળ્યું. ઘરમાં કટકીયે નોતું. દીવાસળીની પેટીમાં એક કટકીક હતું, તે મેં છગન રાતે ઉંઘતો નોતો, તે ધને ચટાડ્યું.

**ડોશી** : ( ઘંટી થંભાની, ચિંતાતુર સ્વરે ) તું યે અક્કલ વિનાની છે સો. ઘર માંડીને બાવીસ દીવાળી કાઢી તોય તને ભાન નો આવ્યું. તને ખબર તો છે કે અફીણ નો મળે તે દિ' કેશવો ઠેઠ બંગીથીયે ભૂંડો છે.

**મરવી** : ( નિરાશાથી ) થીયું ઈ નો થીયું બાપજી !

**ડોશી** : ગજવામાં ચાર પાંચ પૈસા હોય તોયે ઠીક.

મરવી : પૈસા લાગતા તો નથી. સવારે ડુંગળી લાવવા મેં એક પૈસો માગ્યો તેય ના પાડી'તી.

ડોશી : તે તારી પાસે પૈસોય નોતો વહુ ?

મરવી : ક્યાંથી હોય, બાઈજી ? આઠેક આના ભેગા થયા'તા તે આ છગનને સાસરે હોળીને દિ' વહુને ખાવાના કરી દીધા.

ડોશી : ( કડવું હેયું કરી ) હોય પ્રતો. વેવાર રાખ્યા વિના કંઈ હાલે વહુ ? દાંત દીધા તે મારો નાથ મુઠી ચાવણુંય દઈ રેશે. ( હસીને ) જોને હું યે વહુ થઈને આવી તે દિ' મારે ખાવાનાયે સાંસા જ હતા તો ! ( રસથી ) તારા સસરા ભારે ઉડાઉ, ને પૂરા અમીરીયા; ને મારે પેટ વસ્તારનો પાર ન મળે, તાણીતૂસીને પેટ ભરતા, જાર ને મકાઈનો રોટલો ટીપી ખાતાં, તોય મનખાદેહ પડ્યો ! હું તો માને યે નહિ હોં વહુ. આ કોઈ ધરમી-લોક કીડીયારું પૂરવા લોટ નાખે ઈ યે અમે ઉપાડી લાવતાં. ( લાંબો હાથ કરી ) ને હજી કરમનાં ફળ ભોગવીયે છીએ જ ને ?

મરવી : ( ભીની આંખે ) તમારું કાળજું ક્યાં, ને હું ક્યાં બાઈજી ? હું તો ઢેફા જેવી, તે જરીક પાણી પડે કે પલળી જાઉં.

ડોશી : કાળજું ને બાળજું વહુ. ઈ તો જેવી માથે પડે એવી મતિ આવે. જેવાં આપણાં કરમ, એવી આપણા દેવાની ઉકલત. ( શ્રદ્ધાની સડેલી દોરડી પકડી ) આ હાથે દીધાં હોય તો આ હાથમાં કોઈ દે, નહિતર કોણ દે ? આખી સરગ ને નરક બધું અહીંનું અહીં. ( ઓરડામાં બાળક રડતું સંભળાય છે. ) કોણ છગન રોવે ?

મરવી : ( ઉભી થતાં ) હા.

ડોશી : તો ઘોડીયાને ઓરું મૂકીને દોરી નાખને. આવા તાપનો એ ઘડી ઉંઘે તો.

[ મરવી અંદરથી પાડીયું લાવી ઓસરીમાં મૂકે છે, ને થાંભલા અંકોડે દોરી બાંધી હીંચકા નાખે છે. છોકરો જંપી જાય છે. ડોશી ખરી તાલે છે. પણ શાન્ત વાતાવરણની કંટાળી, વાસણ માંજતા માંજતા ઘોડિયું મરો થઈ ફરતા વાસણ ફેરે છે. ફળિયાં બેસીને પાણું ચૂપ થાય છે.
કાંશાવાળી સાથે કામ કરતો, વાણીયાના ગોડાનો મજૂર, માનસંગ આવે છે. ]

ડોશી : ( હેયે ફાળ સહિત ) કોણ માનસંગ ! ચમ આવવું થીયું ભાઈ ?

માનસંગ : ( પાઘડીને છેડે પરસેવો લુછતો ) મેન્ધકાકી, કેરોય નથી પેર ?

ડોશી : ( કંઈક સાચી પડતાં ડીલે હેયે ) ઈ તો વાણીએ આવ્યો છે ને ભાઈ ?

માનસંગ : વાણીએ આવ્યો હોય તો હું શું કામ આવું ! માતનો તડકો ખાવા ! આજ તો આવળદે વાણીએ પગ નથી મૂક્યો, શેઠ કેરરાયું છે કે કાલથી વાણીમાં દાંટીયો મૂક્યો છે તો મોરી નાખીશ. નોકરી કંઈ બાપનો નથી કરનો.

ડોશી : માનની શેની માનસંગભાઈ, કોના પૈસા ચૂકને નો થાય ત્યાં લગી નોકરી ક્યાં વિના કંઈ છુટકો છે ભાઈ !

**માનસંગ** : ઇ તમે સમજો, પણ તમારો શાહજાદો ક્યાં સમજે છે ? ( ધીમો પડી ) આ મારે શું મેનાકાકી ? નકામા શેઠને ગુસ્સે કરવામાં શો સાર કાઢવાનો છે ? નોકરી કરવી હોય તો ચિત્ત ઠેકાણે રાખવું જોઇએ ?

**ડોશી** : શેઠ તો માવતર માનસંગભાઇ, એના જીવાડ્યાં તો જીવીએ છીએ.

**માનસંગ** : ( હાથ કરી પગથીએ બેસતાં ) મરવી ભાભી, પાણી પાજો જરા.

**ડોશી** : ઉઠ.ઉઠ વહુ. કંકુ હિમ જેવું પાજે. ( મરવી અંદરથી પાણી લાવી પાય છે ) આજ તો ઉને અન્નીણુ નથી મળ્યું ને માનસંગ, તે ઝટકયો લાગે છે. હમણાં આવે એવો જ. ઉભે પગે તગડું છું. શેઠને જરા ટાઢા પાડજે હોં.

**માનસંગ** : ટાઢા નો પાડું તો ભાઇસાબને બીજે દિ' તગડી મૂકે મેનાકાકી. ( ઉભો થઇ ) લ્યો હું જાઉં છું ત્યારે. આવે કે તરત મોકલજો.

**ડોશી** : હોં ભાઇ. ( માનસંગના ગયા પછી, થોડીવારે ) હું નોતી કે'તી વહુ કે આજ કંઇક નવાજુંની થાવી છે ? શેઠ રોયો એવો કરમચંડાળ છે.

**મરવી** : મૂવાને રાતી પઇ દેવી નથી ને ઢોર જેમ ટીપવા છે. ઇ કેટલા પૈસા માગે છે, બાઇજી ?

**ડોશી** : મારૂને વરાવી તેદિ રૂપિઆ લીધાતા, ને લખત કરી દીધું તું કે મહિના ના પાંચ લેખે પૈસા ભરાય ત્યાં લગી નોકરી કરવી. હવે તો બારપાંચ થયા હશે પણ મૂવાનું વ્યાજ વધે જ જાય છે તો.

**મરવી** : તો શેઠને પૂછીને ચોખવટ કરોને ?

**ડોશી** : ( અનુભવની આંખે ) ચોખવટ ! શાહુકાર તો ભગવાનના માણસ. એમને કુડકપટ કેવું ? પુરૂં થશે એટલે ઇમની મેળે રજા દેશે.

**મરવી** : ( રોષથી ) ગળીયા બળદ જેમ આખી જીંદગી વૈતરૂં કરાવી કસાઇવાડે મોકલે ઇ ભગવાનનું માણસ !

[ ડોશી ચૂપચાપ ઘંટી તાણે છે. મરવી ઘોડીયાની દોરી ખેંચે છે. માર ફટકેલાં વાસણ ઓરડામાં મૂકી આવી, શેરીમાં રમવા દોડી જાય છે. ડોશી છેલ્લી મુઠી ઓરે છે. ]

**ડોશી** : વહુ !

**મરવી** : હં !

**ડોશી** : સુંદરલાલભાઇને ઘેર લોટ આપી આવ જોઉં.

**મરવી** : લાવો.

[ ડોશી દોણીયામાં લોટ ભેગો કરી મરવીને આપે છે. ]

**ડોશી** : પૈસા લેતી આવજે હોં, ભૂલતી નહિ. કેશો આવશે તો આપવા જોશે.

[ મરવી લોટ લઇ જાય છે. ડોશી બીજા ઘઉં લાવી દળવા બેસે છે. મહામહેનતે પગ માંડતો કેશો આવે છે. એની આંખો રાતીચોળ છે. કેશ છૂટી જઇ ખાંધપર ઘસડાય છે. મોં પર પરસેવાના રેગાડા નીતરે છે. પગથીયાં ઉપર ઢગલો થઇ કેશો બેસી જાય છે. ડોશી ઘંટી બંધ કરે છે. ]

**કેશો** : ( લડકતી જીભે ) કંઇ થાળી, વાટકો તો દે. રસુલમીંયા ઉધાર આપવાની ના પાડે છે.

**ડોશી** : તેં ના જ પાડેને ? એનાપે ક્યાં ઓછા પૈસા ચડયા છે !

**કેશો** : ( કરગરતો ) કંઇક દેને મા. ( પગ ઘસડતો ) મા ઓ મા, કંઇ દેને.

**ડોશી** : ( રડતી ) આ તારું ઘર પડયું ભાઇ, જે ભાવે ઇ લઇ જા.

[ પડતો આખડતો કેશો અફીણની આશાને જોરે ઓસરીમાં પડેલો લોટો ઉપાડી ચાલતો થાય છે. મરવીની આંખોમાંથી શ્રાવણભાદરવો વરસે છે. ડોશીનાં પોપચાંમાં દુઃખ ઉભરાય છે. ]

**ડોશી** : ( સ્વસ્થ બની ) વહુ.

**મરવી** : શું છે બાઇજી ?

**ડોશી** : કુંભારવાડેથી બેચાર કુલડીઓ લઇ આવજે. સમુ કુંભારણ ભલી છે. બિચારી ના પાડે એવી નથી. આપણા જેવાં ગરીબનાં બેલી ગરીબ. મોટા લોક તો જીવવા દે છે કયે ઓછું નથી. ( નિશ્વાસથી ) લોટ દળી દળી હાથે ચાઠાં પડયાં, ને છાણુ વાસીદાં કરવામાંયે પાછું વાળી જોયું નથી, તોય કોઇ ચાર પૈસાયે ધીરે છે, વહુ ?

**મરવી** : આપણાં લોહીનાં તરસ્યાં છે બધાં બાઇજી. ઇ વના આમ હોય ?

**ડોશી** : મને દખ તો ઇ જ છે વહુબેટા, કે હું મારાં પેટજણ્યાંનુંયે પુરૂં નથી કરી શકતી.

**મરવી** : તોય ચ્યાં ઓછું કરો છો બાઇજી ? અમારી આપદામાં શરીરમાં શું રીયું છે ? તમે છો તે મારે કાળજે ધરપત છે.

**ડોશી** : ( જીવનની કરાલતા હસી કાઢતી હોય તેમ હસીને ) મુવું કાળજું એવું ઢીલું ઢફ થઇ ગયું છે વહુ. ઘડીવારમાં તો હાય ને વોય. બાકી દનિયામાં દખ શું ને સખ શું હેં ? મારો દીનોનાથ રાખે ઇમ રેવું.

[ મરવી ડોશીને વિસ્મયમુગ્ધ જોઇ રહે છે. જરાયે ફેરફાર વિના જીવન વહેવાનું જ છે એવી ભાવનાથી ડોશીનો કરચલીઓવાળો હાથ ઘંટી ફેંરવે જાય છે. સંભળાય એવું કરૂણામય જીવન સંગીત ઘંટી ગાઇ રહે છે. પણ ઠેકડા મારતી અંદર આવે છે. ગોળ ફરતાં ફરતાં તાલબદ્ધ પગલીઓ પાડી એ ગાય છે. ]

**પારૂ** : ( ગાતી )

ઘરમાં છે ઘંટી ને બંટી અફેણીયા
ઘંટી અડાણી, બંટી વિયાજડામાં ડૂલી, અફેણીયા.

[ અફીણનું ઘેન ચડયું હોય એમ પડદો પડે છે. ]

# ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ

## —રામનારાયણ પાઠક—

[ જન્મ વિ. સં. ૧૯૪૩ : ઈ. સ. ૧૮૮૭ ]

શંકરપ્રસાદ રાવળ

### ૧

### પ્રાસ્તાવિક

નર્મદયુગ, ગોવર્ધનરામયુગ અને નાનાલાલયુગની આપણી સાહિત્યસંપત્તિના પ્રોત્સાહન અને પ્રેરણાઓ પામી જેજે સાહિત્યયાત્રાળુઓએ આ પ્રવર્તમાન યુગમાં આગળ પડતું સ્થાન પ્રાપ્ત કર્યું છે તેમાંના એક રામનારાયણ પાઠકને નિર્વિવાદ રીતે ગણી શકાય. આ યુગમાં વિકાસ પામેલા આપણા સમગ્ર સાહિત્ય તરફ દૃષ્ટિ નાંખીશું તો તેના ઘણાંએક અંગો અને ઉપાંગો ઠીક ઠીક ખીલી ઊઠેલાં જણાશે. આપણા સાહિત્યનાં એક મુખ્ય અંગ કાવ્યને અવલોકો અને માલૂમ પડશે કે વિવિધ ગુણવત્તાથી ફળીફાલી એણે બહુ જ પ્રગતિસૂચક વિકાસ સાધ્યો છે. નવલકથાનું અંગ અવલોકો અને ગોવર્ધનરામ પછી એ અંગને સમૃદ્ધ કરવામાં પણ નવીન નવલકથાકારોએ—જો કે જૂજ સંખ્યામાં જ—સંગીન વિકાસ સાધ્યો છે. આપણું વિવેચન સાહિત્ય તપાસો અને નવલરામથી માંડી આજ સુધીનું એ આપણા સાહિત્યનું અંગ પણ પ્રગતિને પંથે છે. નવલિકાનું અંગ જુઓ અને એનો અંગ-વિકાસ પણ સંતોષકારક રીતે ખીલતો જણાય છે. આપણા સાહિત્યના વિનોદાત્મક અંગમાં પણ વિવિધતા અને વિકાસનાં દર્શન થાય છે. એકલું નવીન અને સર્જનાત્મક સાહિત્ય જ નહીં પણ જે જૂના સાહિત્યમાંથી ઉત્તરોત્તર વિકાસક્રમે ખીલી આપણું નવીન સાહિત્ય જન્મીને સબળ બની ઊભવા સમર્થ નીવડ્યું છે તે સાહિત્યવિભાગ તરફ પણ—જો કે ન્યૂનતર સંખ્યામાં—તેના ઉપાસકો થયા છે અને તેને નવીન તત્ત્વો અપનાવે તેવી રીતે પ્રકાશમાં આણ્યું છે. રામનારાયણ પાઠક જૂના અને નવા બન્ને આવા સાહિત્યપ્રકારના શ્રદ્ધાળુ ઉપાસક છે. એ સર્જનાત્મક સાહિત્યકાર છે તેમ જ ગંભીર વિદ્વત્તાપ્રિય વિદ્વાન સાહિત્યકાર છે. જે વિકટ કાળમાં આપણા નવીન સાહિત્યને આપણું નવીન પ્રજાજીવન ઘડવું છે તે દેશકાળની વિષમ સ્થિતિના એ દ્રષ્ટા છે અને એ દૃષ્ટિએ આગળ ને પાછળ બન્ને બાજુએ જોતા જોતા એ એમનાં સાહિત્ય-સર્જન સરજે છે. રાષ્ટ્રપ્રેમી પ્રજાની નાડીમાં કેવું રુધિર આદર્શ સાહિત્ય રેડી શકે એ પ્રશ્ન આ સાહિત્યકારના જીવનનો પ્રિય સંદેશ લાગે છે. આપણા અમર સાહિત્યપ્રવાસીઓમાં એક માનવતું સ્થાન લઈ શકે એવા શ્રી. રામનારાયણ પાઠક છે અને તે સ્થાન પણ એમણે આ થોડાં જ વર્ષોની અખંડ સાહિત્યતપશ્ચર્યાથી પ્રાપ્ત કર્યું છે.

## ૨

## જીવનરૂપરેખા અને જીવનપ્રવૃત્તિયો

રામનારાયણ વિશ્વનાથ પાઠક જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ તા. ૮ મી એપ્રિલ ૧૮૮૭ ને રોજ એમના મોસાળ ધોળકા તાલુકાના ગાણોલ ગામમાં થયો હતો. એમના પિતા પોરબંદર રાજ્યમાં એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હતા, પિતા ધાર્મિક વૃત્તિના હતા અને એઓ પંચદશી, નચિકેતાસુમનગુચ્છ, ભગવદ્ગીતા મહિમ્નસ્તોત્ર વગેરેના અનુવાદક હતા. એમનું વતન ધોળકા તાલુકાનું ભોળાદ ગામ છે. રામનારાયણે પ્રાથમિક શિક્ષણ રાજકોટમાં લીધું હતું. ભાવનગર હાઇસ્કૂલમાંથી મૅટ્રિક થઇ એ પ્રથમ શામળદાસ કૉલેજમાં અને પછી મુંબાઇ વિલ્સન કૉલેજમાં અભ્યાસાર્થે ગયા હતા. આ કૉલેજમાંથી '૦૮માં ઐચ્છિક વિષય તરીકે લૉજિક અને મૉરલ ફિલોસોફી લઇ પહેલા વર્ગમાં બી. એ. ની પરીક્ષા એમણે પસાર કરી હતી. આ પછી એક વર્ષ એ કૉલેજના દક્ષિણા ફેલો રહી સંસ્કૃત અધ્યાપનનું એમણે કામ કર્યું હતું. એલ.એલ. બી. પાસ થયા પછી એક વર્ષ અમદાવાદ રહી એમણે વકીલાત કરવા માંડી. પણ નાદુરસ્ત તબીયતને કારણે શહેરી જીવન તજી ગામડામાં રહેવાની વૈદકીય સલાહ એમને મળવાથી એ મહીકાંઠા ( હાલના સાબરકાંઠા ) એજંસીના મુખ્ય સ્થળ સાદરામાં રહેવા લાગ્યા. અહીં એમણે સાતેક વર્ષ વકીલાત કરી. એજંસીના ખટપટીયા વકીલજીવનમાંથી દૂર હઠીને ફરી એ અમદાવાદ આવ્યા અને ' ગુજરાત કેળવણી મંડળ 'ના સ્વયંસેવક થઇ તેની ન્યુ ઇંગ્લિશ સ્કૂલમાં શિક્ષક તરીકે કામ કરવા લાગ્યા. એ શાળા સરકારી ગ્રાંટ લેતી હતી અને મહાત્મા ગાંધીજીએ એટલામાં અસહકાર અંગે વકીલાત, વિદ્યાર્થીજીવન વગેરે મોકૂફ રાખી શકે એવા સ્વયંસેવકોની માગણી કરી. આના ઉત્તરમાં રામનારાયણ શાળાની સેવા છોડી દઇ મહાત્માજીસ્થાપિત ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા. '૩૦ની સામુદાયિક અસહકાર ચળવળમાં કાયદો તોડવાથી એમણે ૭ માસની સખ્ત કેદ પણ ભોગવી છે.

પાઠકની મહત્ત્વાકાંક્ષા પહેલેથી જ વકીલાતના ધંધામાંથી નિવૃત્તિ લઇ સાહિત્ય અને સમાજસેવા કરવાની હતી. એમની એ ભાવનામાં એમનાં પત્નીનો પણ સહચાર હતો. પણ થોડા જ વખતમાં તેમની એ સહધર્મચારિણીનું અવસાન થયું.

પાઠકના પ્રિય વિષય સાહિત્ય અને તત્ત્વજ્ઞાન હોવાથી એ વિષયમાં એમણે વિદ્યાપીઠના અધ્યાપકપદે રહી ખૂબ અભ્યાસ વધાર્યો. સ્વભાવે બહુ જ ચોકસ હોવાથી એમણે લેખક તરીકે લખવાનું બહુ જ મોડું-પહેલવહેલું ૧૯૨૨ ના રાજકીય અસહકાર યુગમાં-શરૂ કર્યું. એમનો પ્રથમ લેખ ' કવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયાનાં કાવ્યો ' ' સાબરમતી ' ત્રૈમાસિકમાં પ્રગટ થયો હતો. આ પછી તો એમની વાચન ને સાહિત્યલેખનસમૃદ્ધિ એમણે ઘણી જ વધારી છે. એ જ વર્ષમાં વિદ્યાપીઠના પાઠ્યપુસ્તક માટે એમણે એમના પ્રિય વિષય તર્કશાસ્ત્રનો સ્વતંત્ર ગ્રંથ ' પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા રચ્યો. '૨૨ થી '૨૪માં એમણે ગુજરાતના નવીન કાવ્યસાહિત્યનો અભ્યાસ કરી નવીન કાવ્ય સાહિત્યકારોની કૃતિયોમાંથી પદ્યસમુચ્ચય ભાગ ૧-૨ પ્રસિદ્ધ કર્યાં. આ કાવ્યસંગ્રહોમાં ચૂંટેલાં કાવ્યો અને તે સાથે જોડેલો એમનો ઉપોદ્ઘાત એમની ખીલતી રસિકતા ને વિવેચનશક્તિનો આપણને ગાઢ પરિચય કરાવે છે.

[ જુઓ અનુસંધાન પૃ ૨૯૭ ]

# પત્નીનો પ્રથમ પત્ર

હીરાલાલ નાણાવટી

પ્રવીણચન્દ્રે ચ્હા પી લઇ. કપ નીચે મુક્યો હશે ત્યાં એમનું નામ પોકારતો ટપાલી, અર્ધ ઉઘડ્યા બારણામાંથી એક પત્ર ટપકાવી ચાલતો થયો.

કવર, ધંધાદારી લંબચોરસ ન હતું, પરન્તુ ચોરસ હતું. ઉપરનું સરનામું જોતાં જ એમણે કલ્પી લીધું કે એમની પત્નીનો એ પત્ર હતો. પત્નીનો પ્રથમ પત્ર જોતાં કયો નવપરણીત રોમાંચ નહિ અનુભવતો હોય? પ્રેમાવેશમાં એમણે એ પત્ર, જાણે સુગંધ ભર્યો હોય તેમ નાકે અડાડ્યો. પરન્તુ સુગંધને બદલે, ટપાલની છાપની તાજી શાહીનું ન્હાનું શું ટપકું નાકને લાગ્યું. પત્ર ફોડતાં એમની કલ્પના સત્ય ઠરી. એમની પત્નીનો જ અને તે પણ પ્રથમ જ પત્ર હતો. પત્ર ઘણો લાંબો ન હતો. ટુંકો હતો છતાંય સુઘડ, સ્વચ્છ એક પણ ડાઘ વગરનો હતો.

એક વાર વાંચ્યો, છતાંય તૃપ્તિ ન થઇ. એટલે ફરીવાર વાંચવા જતા'તા ત્યાં તો 'કાં પ્રવીણભાઇ! "ટાઇમ્સ" આવ્યું છે કે?' કહેતાં, પ્રત્યુત્તરની રાહ જોયા વિના જ એમના પડોશી આનંદલાલ ત્યાં પ્રવેશ્યા. કો' મુગ્ધાની જેમ, ગભરાયલા જેવા બની પ્રવીણચન્દ્રે ઝટપટ પત્રની ઘડી વાળી દીધી અને કટાણું મ્હોંએ આવકારતાં બોલ્યા, 'હા! આવોને! પેલું ટીપોયપર "ટાઇમ્સ" પડ્યું! જોઇએ તો ઘરે લઇ જાઓ, કેમ કે મ્હેં વાંચી લીધું છે!' પત્નીનો પત્ર ફરી વાંચવાનો સંધિ મળે એ હેતુથી પ્રવીણચન્દ્રે આનંદલાલને કાઢવા યુક્તિ રચી.

'અરે જવાદો ને યાર! સાલું ઘર કે 'મચ્છી બજાર?' જરાએ શાન્તિનું નામ જ નહિ! છોકરાં કાગડા જેવાં કકળ્યા કરે! આ તો ત્હમારી ધર્મશાળા...અરે ભુલ્યો–ઓરડી છે તો ઘડીક શાન્તિથી બેસવા મળે છે! સમજ્યા ને? હેં! હેં!' કહેતાં આરામ ખુરશીમાં ખડકાઇ, આનંદલાલે છાપું ઉપાડ્યું.

કોઇનું ઘર 'મચ્છી બજાર' જેવું હોય અગર કાગડા જેવાં કકળતાં અસંસ્કારી છોકરાં હોય તેમાં જાણે કેમ પોતાનો દોષ હોય તેમ, પોતાની પત્નીનો પત્ર વાંચવા જેટલી એકાન્ત ન મળે એ જોઇ પ્રવીણચન્દ્ર કંઇક નિરાશ બન્યા. પણ આમ 'મરતાને પણ જા મરી જા!' એમ ન કહેવાનો એમનો સુસ્વભાવ હોવાને અંગે, કડવા ઔષધની જેમ એ નિરાશા ગળી ગયા! રુમ પણ આખી એક જ હતી એટલે હવે તો આનંદલાલ જાય નહિ ત્યાં સુધી એકાન્ત સાંપડે એમ ન હતું એટલે પત્ર ફરી વાંચવાનું મુલત્વી રાખી, બીજા કાર્યમાં ગુંથાયા. આનંદલાલ પણ, જ્યારે પ્રવીણચન્દ્ર ઠેઠ પોણાદશ વાગે ઓફિસ જવા નિકળ્યા ત્યારે જ ન છુટકે ઉઠ્યા.

એક લોજમાં જમી–કરીને પ્રવીણચન્દ્ર હાલ પરણેલ વાંઢા–હતા. ઓફિસ જવા ટ્રામમાં ચઢી, પ્રવીણચન્દ્રે છેલ્લી ખુણાની બેઠક શોધી.

'હા...આ...સ' કરી, આતુરતાથી પેલો પત્ર વાંચવા કાઢવા જતા 'તા ત્યાં તો " શેઠ ? કીધર ? " કહેતો ટ્રામ કંડકટર ખડો થયો. અને કંડકટર ટિકીટ આપીને ગયો ન ગયો ત્યાં તો એક યુવતી, બીજે કયાંય જગ્યા ન હોવાથી, એમની બાજુમાં આવી બેઠી. કવીનાઇન ખાધું હોય તેવું કડવું મુખ કરી પ્રવીણચન્દ્રે અર્ધ ઉઘાડેલા પત્રની ફરી ઘડી વાળી, ગજવામાં પાછો મુકયો અને કાચબો જેમ કાયા સંકેલે, તેમ રખેને પડખે બેઠેલી યુવતીને એમના કોટનો છેડો અડકે, એ બીકે, ટુંકી બેઠકમાં પણ થોડાક વધુ સંકોચાઇ બેઠા અને છાપું ઉઘાડી તેમાં લીન બન્યા. સ્ત્રીઓની, ખાસ કરીને તરુણ યુવતીઓની હાજરી, પ્રવીણચન્દ્રને ' નર્વસ ' બનાવી મુકતી. મુલેસુકે બોલવાનો પ્રસંગ સાંપડે તો તતમમજ થઇ જવાતું ! પ્રવીણચન્દ્રનો સંકોચ જોઇ, પેલી યુવતીએ હસતું મોં ખાળી રાખ્યું ! છાપું ઉથલાવવા જતાં એમનો હસ્ત પેલી યુવતીને અચાનક અડકતાં, એમણે " માફ કરજો ! " કહ્યું. પેલી યુવતીએ સહાસ્ય " કંઇ નહિ ! " કહ્યું ત્યારે એ હાસ્યમાં એમને વંઠેલપણું જણાયું !

ઓફિસે પહોંચી, રોજની જેમ પાણી પી લઇ મોઢું લુછી કોઇ જોતું તો નથીને એમ ખાતરી કરવા આમતેમ નજર ફેરી લઇ, એમણે પેલો પત્ર પુનઃ કાઢયો. પરન્તુ હજુ વાંચવા શરુઆત કરે ત્યાં તો બીજો કલાર્ક આવી ચડયો અને પ્રવીણચન્દ્રના ખભા પર ધબ્બો મારતાં બોલી ઉઠયો, ' કેમ દોસ્ત ! આજે મોડો ! અને આ...શું...! પ્રાણેશ ! ઓહ ! ભાભી સાહેબનો કાગળ લાગે છે ! '

પ્રવીણચંદ્રે પત્ર પુનઃ ઘડી વાળી ગજવામાં પધરાવતાં કહ્યું, ' નારે ! એ તો ઘરનો કાગળ..."

' ઘરનો ખરો સ્તો ! પણ બાયડીનો ! એમાં છોકરીની જેમ શરમાય છે શું ?' કહેતાં હસતો હસતો ચાલ્યો ગયો.

સાધારણ રીતે પ્રવીણચન્દ્રને રોજ ઝાઝું કામ ન હોય, પણ તે દિવસે એટલું કામ આવી પડયું કે ઠેઠ બે વાગ્યા સુધી, નીચેથી ઊંચું જોવાની ફુરસદ ન મળી. અન્તે બેના ટકોરા થતાં, આળસ તરછોડી ઉઠયા અને ચ્હા પીવા ઉપડયા. હવે જ પેલો પત્ર વાંચવાની સંધિ સાંપડશે, એ ખ્યાલથી ઘણાય યત્ન કર્યાં છતાંય એમનું મુખ હસુંહસું થઇ રહ્યું હતું ! સ્નેહઘેલછાની હદ ખરી ?

પણ પ્રવીણચન્દ્રના નસીબના પાસાએ આજ અવળા પડતા હતા. રોજ રેસ્ટોરામાં જઇ, ઘણી વાર જોઇ, બેચાર બુમો પાડે ત્યારે જ ' બોય ' આવતો, જયારે આજ તો બેસતાંની વારમાં જ ' ઑર્ડર ' માટે આવ્યો. જરા વાર લાગે એ હેતુથી ' ટોસ્ટ 'ના ઑર્ડર આપ્યો અને ટોપી કાઢી, પેલો પત્ર કાઢયો. પણ એમનું ટેબલ ખાલી જોવાથી બીજા બે ત્રણ ' વેઇટરો ' એક પછી એક આવીને પુછી ગયા. અને એ બધાને જવાબ આપી પાછા કાઢયા ત્યાં તો બીજા બે ત્રણ માણસો એમના ટેબલ સુધી આવી ચડયાં. થઇ રહ્યું, જેમ સારાં કામમાં સો વિઘ્ન નડે તેમ પત્નીનો પ્રથમ પત્ર પુરો વાંચવામાં પણ આવાં વિઘ્ન નડતાં હશે એમ આખા દિવસના થયેલા અનુભવ પરથી માની લઇ, પત્ર રાત્રે ઘેર ગયા પછી ' પેટ ભરીને ' વંચાશે એમ મન મનાવી, પેલો પત્ર ફરી ગજવાને સ્વાધીન કર્યો.

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૨૯૪ ]

# દો...હ...ન

## સ્વાધીનતા

આપણા વિચાર ઉપર તો કોઈનો અંકુશ હોતો નથી. ઘણા સુધારકો આજકાલ આપણી વિચારસામગ્રીની સુધારણા ઉપર ભાર મૂકી રહ્યા છે. આપણે કેટલા જણ વિચારોમાં સુધારણા કરી રહ્યા છીએ ? શુદ્ધ વિચારોમાં મહાન શક્તિ રહેલી છે એવું આજના વૈજ્ઞાનિકો કબૂલ કરે છે, અને તેથી જ કહેવાય છે કે ' મનુષ્ય જેવું વિચારે છે તેવો થાય છે. ' ખૂનનું નિત્ય ચિંતવન કરનારો ખૂની થશે. વ્યભિચારનું ચિંતવન કરનારો વ્યભિચારી થશે. સત્યનું ચિંતવન કરનારો સત્યમય, અહિંસાનું ચિંતવન કરનારો અહિંસામય, ભગવાનનું ચિંતવન કરનારો ભગવાનરૂપ થશે. આમ જો આ અમર્યાદિત ક્ષેત્રમાં રાજસત્તાની આવશ્યકતા નથી, તો આપણને સહેજે સમજવું જોઈએ કે અનેક પ્રવૃત્તિઓમાં રાજસત્તાને કશી લેવાદેવા નથી. મજકૂર પ્રશ્ન ઉઠાવનારને, અને જેને એવા પ્રશ્નો ઊઠે છે તેમને મારી સૂચના છે કે તેઓ પોતાનાં એક જ દિવસનાં બધાં કાર્યોની નોંધ લખી જાય. એમ કરતાં તે જોશે કે તેનાં ઘણાં કાર્યોમાં રાજસત્તાનો કંઈ જ હિસ્સો નથી. મનુષ્ય પરાધીન પોતાને વડે થાય છે. સ્વાધીન પણ પોતાની ઇચ્છાએ જ થઈ શકે છે.

—મહાત્માગાંધી : હરિજનબન્ધુ ૩-૧૧-૩૪

## ગુજરાત અને હિન્દ

પણ હિન્દથી ભિન્ન ગુજરાતનું અસ્તિત્વ હોઈ શકે નહીં. બહુ નિકટવર્તી સંબંધથી ગુજરાત મહારાષ્ટ્ર, કાનડા અને સિન્ધ સાથે જોડાયલું છે, અને મારવાડ તેમ જ રજપૂતાનાના કેટલાક ભાગ સાથે પણ એનો સંબંધ છે. રાષ્ટ્રભાવનાએ વર્તમાન ઉપર પ્રભુતા મેળવી છે અને પાસેના ભાવિ ઉપર પણ એ મોટા પ્રમાણમાં નિયમન કરશે. પ્રાન્તીય અભિમાન અને વિશિષ્ટ ભેદભાવ સૌ ચાલુ રહેશે પણ તે વિશેષ મોટા ઐક્યભાવમાં ભળી જઈ પોતપોતાની સિદ્ધિઓ પ્રાપ્ત કરશે.

વળી ગુજરાતને હિન્દના સારકારિક દર્શન શીવાય બીજો કોઈ હેતુ અથવા ભાવિ હોઈ શકે નહિ. લિપિ અને ભાષાના ભેદ હોવા છતાં આર્ય સંસ્કારના આત્માએ ભૂતકાળમાં પ્રાન્તીય મર્યાદાઓ તોડી નાખી છે અને સાહિત્યાત્મક અને કલાત્મક ઐક્ય ઉત્પન્ન કરવાને પ્રયત્ન કર્યો છે. અનુકૂળતાઓ કરી આપતી આધુનિક સંસ્કૃતિ અને રાજપ્રકરણીય ઉત્થાન પૂરું પાડતી રાષ્ટ્રભાવનાથી એની કેન્દ્રિત થતી પ્રવૃત્તિઓ જરૂર જ વહેલી સિદ્ધિ પ્રાપ્ત કરશે. એકાદ અથવા બે દસકામાં આપણે કોઈ એવી ખીલતી રાષ્ટ્રભાષા અને સાહિત્યોની સર્વસામાન્ય ભૂમિ કદાચ જોઈશું જેમાં પ્રત્યેક હિન્દી પ્રાન્તે પોતપોતાનો શ્રેષ્ઠ અને ઉચ્ચમાં ઉચ્ચ ફાળો આપ્યો હશે.

—*K. M. Munshi : Gujarat and its Literature*

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૨૯૫ ]

# તંત્રીસ્થાનેથી

## હિંદુસ્થાની સાહિત્યસંઘઃ

છેલ્લાં કેટલાંક વર્ષોથી આપણામાં–હિંદના બધા પ્રાન્તોમાં જે રાષ્ટ્રીય જાગ્રતિ આવી છે તે એક કે બીજી રીતે આવિર્ભાવ પામતી જણાય છે. આજ સુધીમાં એવા ઘણા પ્રસંગો આવી ગયા છે-ઇતિહાસને પાને નોંધાઇ ગયા છે જેમાં દરેક પ્રાન્તના વતનીએ હિંદી તરીકે પોતાનો ફાળો આપ્યો છે–પ્રાન્ત પ્રાન્તના ભેદ ભૂલીને હિંદીજનો એકબીજાને પડખે ઊભા રહ્યા છે. આવા સમાગમની નિકટતા વધતી જાય છે તેમ તેમ આપણા પ્રાન્તો વચ્ચે રહેલો ભાષાભેદ આપણને ઉત્કટ સાલતો જાય છે અને લિપિભેદ તો એથી પણ વધારે ઉત્કટ જણાય છે. બન્ને દિશામાં એ ભેદ ટાળવાના પ્રયાસો આજે થતા જણાય છે.

પરંતુ બહુ મુશ્કેલ અને અટપટું કાર્ય તો ભાષાભેદ દૂર કરવાનું છે. શિક્ષિતજનો માટે અંગ્રેજી ભાષાવ્યવહારની સુગમતા કરી આપે છે પણ એ પરભાષા છે, આપણા લોહી સાથે ભળી શકે તેમ માનવું એ ભ્રમ છે એવું ભાન આપણને થતું જાય છે. વળી દેશને ખુણે પડેલા જે થોડું ભણેલા કે અભણ જનોને આપણે જાગ્રત કરવાના છે તેમને માટે તો એ ભાષા નિરર્થક છે એ પણ આપણને સમજાય છે. રાજભાષા હોવાથી એનો પ્રચાર જેટલે અંશે અનિવાર્ય ગણાય તેટલો અવશ્ય થયો છે, પણ આપણને તો આજે લોકભાષા–હિંદની પ્રજાની ભાષાની જરૂર છે. સ્વાભાવિક રીતે જ આપણી દૃષ્ટિ હિંદી–હિંદુસ્થાની ભાષા તરફ વળે છે. હિંદી–હિંદુસ્થાની સમસ્ત દેશની પ્રજાની માતૃભાષા બને એ યુગ–સુવર્ણયુગ જેવો લાગે તો પણ બહુ દૂર છે. છેલ્લી કેટલીક સદીઓથી દરેક પ્રાન્તની ભાષાઓનું સાહિત્ય ખેડાયું છે. અને એ પ્રાન્તિક ભાષાઓનું વ્યક્તિત્વ આજે એટલું બંધાયું છે કે તેને લુપ્ત કરવું એ બહુ વિકટ કાર્ય છે. તે સાથે આપણા દેશની વિશાળતા પણ આપણા લક્ષની બહાર ન હોવી જોઇએ. વળી ફારસી જ્યારે રાજભાષા હતી ત્યારે પણ ગુજરાતી વગેરે ભાષાઓ સ્વતંત્ર રીતે ઘડાતી હતી એ આપણે ભૂલવાનું નથી.

પરંતુ આ બધા પ્રવાહોમાં જે સંસ્કૃતિનું વહન થયું છે તે આપણી હિંદની સંસ્કૃતિ એક અને અવિભાજ્ય છે એવું સંપૂર્ણ ભાન આપણને આજે થયું છે અને તેથી જ હિંદનો આત્મા એક સ્વરૂપે વ્યક્ત થવા આજે તલસે છે. આનું પરિણામ હિંદી સાહિત્ય પરિષદના 'હંસ'ના પ્રકાશનમાં આવ્યું છે. અને એ માસિકના શુરુઆતના બે અંકો પ્રસિદ્ધ થયા છે તે જોતાં હિંદની ભાષાઓના-સાહિત્યનો એમાં જે પરિચય આપવામાં આવે છે તે આ દિશામાં ઉપકારક થઇ પડે તેવો છે. આ જ દિશામાં વિશેષ પ્રયાસ કરવા અમદાવાદમાં, સ્વદેશ પાછા ફરેલા શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકના પ્રયાસથી 'હિંદુસ્થાની

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૩૦૧ ]

# ન....વું....સા....હિ....ત્ય

## સાભાર સ્વીકાર

**કર્મયોગી રાજેશ્વર**—લેખકઃ ચુનીલાલ વર્ધમાન શાહ; પ્રકાશકઃ ચન્દ્રવદન ભગવંતરાય ઠાકોર, પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્ક્સ, અમદાવાદ; મૂલ્ય રૂ. ૧–૧૨–૦.

**ખંડિત મૂર્તિઓ**—લેખક અને પ્રકાશકઃ ઇન્દુલાલ ગાંધી; સમરસેટ સ્ટ્રીટ, કરાંચી; મૂલ્ય રૂ. ૧–૦–૦.

**તનમનિયાં** ( બાલગીતોનો સંગ્રહ )—લેખકઃ સોમાભાઈ ભાવસાર; પ્રકાશકઃ મોતિલાલ કેશવજી કાછીઆ, ભાવનગર; મૂલ્ય રૂ. ૦–૨–૬.

**અંતરની વાતો** ( ત્રણ સૈનિક કથાઓ )—લેખકઃ સોપાન; પ્રકાશકઃ ક્ષેમશંકર મોહનલાલ દવે; અંજલિ ગ્રંથમાળા; ડેન્સો હૉલ, કરાંચી; મૂલ્યઃ પાકું પૂઠું દોઢ રુપિયો; કાચું પૂઠું સવા રુપિયો.

**કેળાંવાળી અને બીજી વાતો**—લેખકઃ મસ્તફકીર; સોલ એજંટ્સઃ ઍન. ઍમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, મૂલ્ય રૂ. ૧–૦–૦.

**કથાવલિ ભાગ બીજો** ( ટૉલ્સટૉય ગ્રંથાવલિ )—અનુવાદકઃ વિશ્વનાથ મગનલાલ ભટ્ટ; પ્રકાશકઃ પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય રૂ. ૧–૪–૦.

**વિમાનો સંદેશ**—લેખકઃ મણિભાઈ ગોપાળજી દેસાઈ, મુંબાઈ; મૂલ્ય રૂ. ૦–૬–૦.

**કેરણુપ્રસેર**—લેખકઃ નંદશંકર તુલજાશંકર મહેતા; પ્રકાશકઃ મેસર્સ ઍન. ઍમ. ત્રિપાઠી ઍન્ડ કંપની, મુંબાઈ; શાળોપયોગી આવૃત્તિ, આવૃત્તિ દસમી. મૂલ્ય રૂ. ૧–૮–૦.

**મૃણાલિની**—લેખક અને પ્રકાશકઃ ચંદુલાલ ઍમ. શાહ, મુંબાઈ; મૂલ્ય રૂ. ૨–૦–૦.

**રેશિપાનું ચકતર**—લેખકઃ ભગલભાઈ મહેતા; પ્રકાશકઃ રણછોડજી કેસુરભાઈ મોમી; પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય રૂ. ૨–૦–૦.

### ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પ્રકાશનો

**હિન્દુસ્તાનનો ઇતિહાસ** ( ઉત્તરાર્ધ )—વિન્સેન્ટ સ્મિથરચિત અંગ્રેજીના ભાષાંતર કર્તા. છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી; મૂલ્ય રૂ. ૧–૦–૦.

**ધર્મ અને સમાજ** ( પુસ્તક ૨ઃ )—લેખકઃ સ્વર્ગ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ; મૂલ્ય ઉપર મુજબ.

**અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ ૧**—લેખકઃ હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, મૂલ્ય ઉપર મુજબ.

**ગ્રંથ અને ગ્રંથકારઃ પુસ્તક ૬ ઠ્ઠું**—સંપાદકઃ હીરાલાલ પારેખ; મૂલ્ય ઉપર મુજબ.

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૨૯૮ ]

# વ...ર્ત...મા...ન...સા...ર

**શરદુત્સવ :**

તા. ૧૪-૧૦-૩૫ ને સોમવારને રોજ દાહોદમાં નાનાલાલ કવિના પ્રમુખપદે શરદુત્સવની ઉજવણી થઇ હતી.

**શોધખોળ :**

કાઠિયાવાડના લીમડી સંસ્થાનના ગામ રંગપુર પાસે કેટલાક પ્રાચીન ઇતિહાસના અવશેષો મળી આવ્યા છે. આથી સૌરાષ્ટ્રના પ્રાચીન ઇતિહાસ ઉપર કંઇ વિશેષ પ્રકાશ પડે તેવો સંભવ છે.

**નવી કૉલેજો :**

અમદાવાદમાં એક આર્ટ્સ કૉલેજ અને એક કૉમર્સ કૉલેજ શરૂ કરવાની હિલચાલ ચાલે છેઃ રાજકોટમાં પણ આર્ટ્સ કૉલેજ સ્થાપવાની વિચારણા સ્ટેટ કરે છે.

**ગુજરાતનું સંગીત :**

ગુજરાત સાહિત્ય સભાના ઉપક્રમથી તા. ૨૧-૯-૩૫ ને રોજ અમદાવાદમાં, પંડિત નારાયણ મોરેશ્વર ખરેએ છેલ્લી એક સદીનો ગુજરાતનો સંગીતનો ઇતિહાસ, એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

**વલસાડમાં શરદુત્સવ :**

પ્રો. જ્યોતીન્દ્ર હ. દવેના પ્રમુખપદે સ્થાનિક સાહિત્ય-મંડળે શરદુત્સવ ઉજવ્યો હતો.

**સેવાની કદર :**

કરાંચીમાં શ્રી. જમીએતરામ આચાર્યની સેવાઓની કદર કરીને હિન્દુ સમાજ સાહિત્ય આશ્રમમાં તેમનું ચિત્ર બેસતા વર્ષને દિવસે ખુલ્લું મૂકવામાં આવ્યું હતું.

**રાષ્ટ્રભાષાનો પ્રચાર :**

અમદાવાદમાં સરદાર વલ્લભભાઇના પ્રમુખપદે હિંદુસ્તાની સાહિત્યસંઘની સ્થાપના કરવા એક સભા મળી હતી. તેમાં શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે ભાષણ કર્યું હતું અને સંઘની સ્થાપના કરવાનો ઠરાવ પસાર થયો હતો.

**ઍકેડેમી ઑફ પ્રિન્ટિંગ :**

મુંબાઇના પ્રેસ માલીકોની મંડળીના આશ્રયે ઍકેડેમી ઑફ પ્રિન્ટિંગનું ઉદ્દઘાટન શ્રી. કે. નટરાજને કર્યું હતું.

**હિન્દી પત્રકાર :**

તા. ૬-૧૧-૧૯૩૫ને રોજ શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે મુંબાઇની તરુણ ગુજરાતી સાહિત્ય સભાના આશ્રયે 'હિન્દી પત્રકારની ફરજ' એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું.

**બારમા સાહિત્ય સંમેલનના વિભાગી પ્રમુખો :**

(૧) સાહિત્યઃ શ્રી. કનૈયાલાલ મુનશી, (૨) ધર્મ અને તત્વજ્ઞાનઃ પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, (૩) પુરાતત્ત્વ અને ઇતિહાસઃ મુનિ જીનવિજયજી, (૪) વિજ્ઞાનઃ શ્રી. ચોપટલાલ ગો. શાહ, (૫) સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્રઃ પ્રો. કે. ટી શાહ, (૬) લલિતકળાઃ શ્રી. ઍન સી. મહેતા, ( જેમણે એ પદ માટે અશક્તિ જાહેર કરી છે ) (૭) પત્રકારત્વઃ શ્રી મહાદેવ દેસાઇ.

**પ્રો. સિલ્વન લેવીનું અવસાન :**

ફ્રાન્સના જાણીતા પ્રાચ્ય વિશારદ અને હિન્દુ તથા જૈન સંસ્કૃતિના અભ્યાસી પ્રો. સિલ્વન લેવીનું અવસાન થયું છે.

[ વન્ને તાંતરીઓ : અનુસંધાન પાન ૨૨૦ થી ચાલુ ]

" અરે બાપ્પા, બાપ્પા ! રમણમલ્લ હજી તમે નથી સમજતા. તોપને ધડાકે બીવે એ બીજા. હા, એક વાત સાચી. આપણો ચાપોલટ વંશોત્પન્ન ચાવડો હિંસનસીંગ અટાણે હોત તો એ બીનારતી માટીડો એને પોતાના સીનાવડે ઠારી શકત." ધનુભાના એ વેણ.

" તો બોલાવો એને, ક્યાં છે એ ? "

" એજ છે ને, એ તો પહોંચ્યો છે બંગાળામાં, સરકારી જીંદગીથી કંટાળી હવે તો ફકીરપંથે પેંપ્યો છે, જીવતર સુધારવા. "

" ઓ એમ, એમ. બાબો જબરો. "

હિમાલયની ગોદમાં રખડવા નીકળેલા કોઇ વરેમાગુંએ દાર્જીલીંગથી આણેલી ચાની ધનુભાને કરેલી ભેટના ઉકળેલા પાણીની સેરોથી રંગબેરંગી પવાલા ભરતાં અને પીતાં મદારે ગરવા ગુજરાતના અમલદારો સુધિયાની વાસોમાં એક બીજાના મનસુબા વાણીરૂપી ભેતા હતા, એટલામાં તો ઝાડીમાં ખેંકાર કરતો રાયાનો ગાડીસવાર દાખલ થયો, અને અમલદારી કુરનીશ બજાવતો બોલ્યો.

" જુલમ જુલમ ! બાપજી. આપણા કરાંફડ સાંબની દરટ મારફીટે દરાખ લેતો હતો. અને સામે તો બાપજી જાણો છો આપણું પોલિસનું થાણું. છતાં મેં દરાખ લીધી ન લીધી તાં તો—"

રમણમલ્લ વચ્ચે છણકાયા, " કોને માટે દરાખ લેતો હતો ? "

" એ બાપજી ! રાવા સાહેબને માટે—અને એ ખબર પડતાં જ એવો એનો ખપરીઓ હાથ, આવોઆ આમ ઝપેટી લીધા દરાખના ઝુમખા. ચિકુ લીધા, તોયે ખપટી લીધા; બાપજી એક દુકાને ન મળે દરાખ કે ચિકુ. અલ્યા કોણ છું તું, પુછું છું, ત્યાં તો એવો એ મુછે તાવ દેતો બોલ્યો: અલ્યા કે'જે તારા રીજરોડના રાયાને. દરાખું ખાવી એમ સહેલી નથી. આજે વન્ને તાનરીઓ આખી મુંબાઇની દરાખ એકલી લેવાનો છે. જા, જીવતો મુકું છું, નહીંતો જો, આ દરાખ મસળું છું એમ તારી કાયા મસળી નાંખી શકું એમ છું. "

બાપજી 'વન્ને તાંતરીઓ' એટલું સાંભળ્યું ને દોડતી ગાડીએ આવ્યો છું.

મતાજી રાવજીયા શંકરદેવ રાવજી તડુક્યા, " પણ નાઠો શા માટે ? "

" નાસું નહીં બાપજી; તાનરીઓ એટલે શું ? જુઓ બોલાવી દે હાડકાના, પેલે ત્રિ રાયબાપુ બાળપણમાં નો'તા બોલતા કે અસલ અંગદને રામે મોકલેલો રાવણ કને, પણ રાવણે જીવતો જવા દીધો એને રામ પાસે વાતું કહેવા. નહીં તો મસળી નાખવાનો હતો."

" હવે બેસ બેસ, એ બધી વાર્તાઓના ગપ્પા મારો ન કરનાર જા. " ધનુભા બોલ્યા.

" અરે બાપજી, પણ રાવ બાપુની દરાખ પણ રહી ગઇ—"

" હવે જા, એનો અમે વિચાર કરશું "

મુંબઇ ભેટમાં રાડ પડી ગઇ. વન્નેએ દરાખ ચુંટી. વાહ, રે રંગ છે વન્ને ! કહે છે કે જેસિંગની ગુજસુન્દરીએ ગરબો બનાવી ગવડાવ્યો કે:

લુંટયું લુંટયું રે મુંબાઇ ગામ, વજેજી તાંતરીઓ;
એણે કીધાં અમુલખ કામ, વજેજી૦ ,,
વાર્યા વાર્યા તાંતરીઆના તીર, વજેજી૦ ,,
ધન ધન રે દરાણીઆ વીર, વજેજી૦ ,,

આખો ગરબો અહીં ઉતારવો અસ્થાને છે; પણ દામ ઠામ ગવાણો એ નિર્વિવાદ છે.

રીજેરોડના રાયાનો સંતાપ. " શા માટે વજો આવડું ધીંગાણું કરતો હશે ? રિયાસતમાં આવીને રહે અને સૂખચેનથી રોટલો જમે. પણ આ એને શા દાદે માર્યાં વેર ? " અને જગદેકમલ્લ વજો ક્યાં રહે છે તે કોઇ જાણતું નથી, કેમ રહે છે એ કોઇ કહેતું નથી. પણ આખા મુંબાઇ બેટમાં રાડય પડી ગઇ એ નિ:શંશય.

"મિત્રાચારી, સત્ય અને સૌજન્ય ત્રણેને એકે ઝાટકે તોડી નાખે;એવો તાલમબાજ મિજાજી વજો કોઇ પેટના જીવલેણ દર્દને લઇને તો આમ નહીં કરતો હોય ?–બિચારો વજો, ખેર, એની તો દયા જ આવી રહી છે. સ્વકલ્પિત શહીદ થવાના શા એના ઢોંગ!" જાત જાતના રાયો વિચાર કરે છે.

અરબ્બી સમુદ્રનો થંડો મીઠો વાયરો રાયાની રિસાયતમાં વાતો હતો. ગઢીના ખ્હારના ચોગાનમાં પડેલી બેઠક પર એક ભગવારંગી શાલ આવીને પડી હતી. સવારની ગુલાબી થંડીમાં રાયાના ઘરવાળાંએ ફરવા નીકળતાં એ જોઇ ઉપાડી, હાથે નાખી, પાછા ફરતાં રાયાની નજરે ચઢી.

" અરે આ શાલ તો વજાની, એ અહીં ક્યાંથી. "

" આ બાંકડે પડેલી જોઇ તે મેં લીધી; એ શાલ કોની ? "

" વજાની, વજા તાંતરીઆની. સમજી ગયો. સમજી ગયો. ભારે કરી વજા. આ તો ઉપરાણું મોકલાવ્યું વજાએ, જે આજે એ મારી સામે ધીંગાણે ચઢવાનો. ખરેદ માઝમરાતે એકલો આવડે ઉંચે ડુંગરે એ શાલ મુકી કહેણું કહી જનારો પણ ખરો. આજે વજા સાથે ક્યાંક મુકાબલો થઇ જવાનો ત્યારે. "

હસતા હસતા રાયાએ શાલ ઉપડાવી નિશાન ડંકે રખાવી. ફોજી જવાનોને ખબર કરાવી દીધા કે આજે વજો ક્યાંક હમકારો દઇ દેવાનો માટે સાવધાન.

ખરે બપોરે રંગ જામી ગયો. કિલ્લે ચોગાનના વિસ્તરાયલા વંડામાં રાયાના એક સાગરીતે વજાની શાલ વગરની કાયા શોધી કાઢી અને વજાનો રસ્તો આંતરી ઉભો. સુકાયલા લોહી જેવા ઘેરા રંગની આરસપીઆ ગાડીમાંથી વજો હેઠે ઉતર્યો કે જશો પંડયો ઓખર્યો.

" વજા ! આ શા ખેલ માંડી બેઠો છું ? અલ્યા મુઠીમાં ભુકા વેરાવી દઉં એવી આ દેહડીનો પહેલાં તો વીમો ઉતરાવી લે, નહી તો કદમ આખું રઝળી પડશે."

" કોણ ! જશો પંડયો, ખરો પ્રશ્નોરો ! વાહ બચ્ચા, વાહ. ઠીક મોવાણે મળી ગયો. વજા તાંતરીઆનો તું વમો ઉતારશે એમ, વજાનો વમો ! હવે જા, જા, અહીં જ, વાઢી નાંખત, પણ ગામનો જાણી જીવતો જવા દઉં છું, એ તું પડદા પાછળ તારા વમાના ધંધા કર્યા કર. અટાણે તો—"

પણ જશો પંડયો એમ તો જરી આધર. કાઠીઆવાડની કુઇઓનાં પાણી

પીધેલાં. ગમે તેવો તોયે વજાના ગામનો. વજાની બગલમાં ગુલાબી અસ્તરે વીંટાળેલી માળા મણકાવાળી, વીણા ફુલવાળી મામુસી ખુંચરતો કને પાસેથી પસાર થતી બીજી એવી જ મારકસીઆ ગાડીમાં એવી સલામતીથી અને સિફતથી ચડી ગયો કે વજો તો એ જોતો જ રહી ગયો. પંડ્યો તો સલામી ભરવા પણ ન રહ્યો, અને લુંટના પત્તા ગણવામાં જ સીધો રોકાણો.

પણ વજો. ત્રાડ નાખી વજાએ. એ જશા ! એ કહેજે તારા રાયાને, આજ સાંજે દરિયા કિનારે બેઠો લઇ લઉં છું; અને પરભાતે શાલ તો મોકલાવી હતી; ઉપરથી દેજે તારી લુંટનો હિસ્સો. ખરા હો તો આવી જાજો. બસ.

આજે સાંજે વજો શું કરશે ? મુંબાઇ બેટને તો ચોગમ દરિયા કાંઠો; એમાં એ ક્યાં છાપો મારશે. ટ્રાફિકમાં નાખી દીધા છે; સૌને હાહાકાર વરતી રહ્યો છે ચોગમ. અને વજો છે તો ખાનદાની અસવાર, પાછળથી ઘા ન કરે એવો. દરિયે કિસ્તી ડુબાવી દીવાદાંડી આગળથી બંદુકીઆ ભાર કરશે કે જુહુના મેદાનમાં જઇ વમાન મારગે ઉપરથી હાથ બતાવશે કે મલબારી ડુંગરો ખોદી ઉંદરીઓ જની ખાતર પાડશે !

પણ વળી તે જ દિવસે બન્યો બીજો પ્રસંગ. વજાના મળતીઆ કાંઈ જતા હતા. વજાના ગામવાળા, વજાના સગાસગપણીઆ, વજાના વ્યવહારીઆ જે જે લોકને ખબર મળી ગયા કે વજો મુંબાઇ મુકામે ઉતર્યો છે, તે બધા ઘરે બપોરે વજાને શોધતા—

" બાપુ ! ક્યાં, આમ માથેચારો ઓઢીને ! "

" એ કાંણે. "

" કેમ, કોણ ગુજર્યું ? "

" એ સંબંધ ગુજર્યો સંબંધ. "

" સંબંધ !—એ શું ભલા. કોણ સંબંધ ? "

" એ ભાઇ તમે ના સમજો. આવતા હો તો થાઓ ભેગા. બે આંસુ પાડી આવશું, ને બે ધુળી આવશું. એ સંબંધ ગુજર્યો—૩૦ મી અપરેલે. એની આજે કાંણ છે."

" પણ ભલા આટઆટલી મોડી ! "

" હાસ્તો, ભાવનગર કાં જઇએ—ને ટકટભાડું ખરચીએ. આતો તાંતરીઓ જાણી આવ્યો છે તે કાંણ પણ મોડી લઇએ, અને ટકટભાડાની રકમ દારૂ પાણી માટે તો દેતા આવી એ. "

" ખરૂં, બાપજી ખરૂં, પણ એ કોણ સંબંધ ! કેમ ગુજર્યો ! "

" અરે બાપજી ! ૩૦ મી અપરેલે સાડાદશ વરસની કૂમળી વયે ગુજર્યો. ભારી મંદવાડ: ચાર વરસની માંદગી. એલા ડાક્તરો એને એપ્રીલનો કન્ઝીમશન કહે છે. પણ ભેખડ જાણ કહે છે કોઈએ ખુન કર્યું"—આ એણી તાંતરીએ બરાબ્બર રીતે, ને કૈસમધે આવ્યો અહીં બારવડું બેઠા. આપણે ય તો સમજીએ. હાલો હાલો મોડું થાશે. "

અને આસમતી બપોરે મલબારી ડુંગરની સામેના બંગાળીઆ ડુંગરે હાથરો જમાવી વજો બેઠો છે. સામેના વગમના માથે ઓઢણું ઓઢી પોકો મુકી રહ્યા છે.

" એ હા દશ વરસના મીઠડાં સંબંધ રે. "

" એ કાનમુખ્ય જાણુઓના સેંમુડીઆ સંબંધ રે. "

કક્કાવારી નામ સાંભળતાં જ વજાએ ત્રાડ નાંખી.

" માથું વાઢી લઈશ અહીં જો અટાણે કક્કાનો પહેલો બોલ બોલ્યો છે તો; ખબરદાર. "

" એ ભૂલ થઈ બાપુ, નો બોલીએ "

ને પાછી પોકો મંડાણી.

પછી તો મોઢાં ઉઘાડાં થયાં: અને વજાએ લોટો પાણી આણી કોગળા કરાવ્યા; અને સૌના સાસ હેઠે બેઠા.

એટલામાં તો એક ડોસરીઆ જુવાને ખુણામાં બેઠેલા એક ઘરડા ડોસલા તરફ આંગળી ફેંકતાં કહ્યું. " વજા બાપુ ! હુકમ હોય તો ડોકું ઉતારી લઉં, એ એનો એ રાયાનો માણસ. ઓળખ્યો પેલો શંસહીઓ જંત્રી મનોર ડોહો. ".

મનોર ડોહાના તો હોંસકોસ ઉડી ગયા, પણ અમીરી મરજાદનો વજો બોલ્યો: " ખબરદાર, બુઢ્ઢો ને બાળક બંને સી બરાબર. એ પર હાથ નો ઉગામાય. વળી આતો કાં'ણે આવેલા. ભલે ભાઇ ભલે પધાર્યા. અલ્યા એનું સ્વાગત કરજો. પણ આ આવો એક કાગળ લેતા જાજો, ડોહા અને આપજો રાયાને. લ્યો: " કહી વજાએ પછોડીની ફાંટ બાંધેલી એક ચીઠ્ઠી કાઢી ફેંકી. એ ખતમાં આ પ્રમાણે કંઈકંક લખેલું હતું.

રીજરોડના રાયા જોગ.

અમારી લાખેણી પ્રતિષ્ઠાનું અપમાન કરવા બદલ, આજ સુધી અમારી સેવક કેરવ વિશે અણછાજતી અને બાલિશ ફરિઆદો કર્યા બદલ, અમારામાં વખતે કવખતે માલેફીની ગંધ જોઇ ફિસીઆરી માર્યા બદલ અને અમારા ગિરાસ ઉપર નજર બગાડી તે ચુંટવવા વડોદરા મુળ્ણ હકોરને ચઢાવવા બદલ અમે આ તમારી સામે ધીંગાણું માંડ્યું છે. અને ઇચ્છીએ છીએ કે ગૃહસ્થાઇને છાજે એવી રીતે અમારી સાથે ભવિષ્યમાં વર્તન રાખજો, નહી તો કેસરીઆ વાઘા સજી ખાંડાના ખેલમાં આજ રાત સુધીમાં સામા થાજો.

કુમુદિયા ગિરાસનો

સુરજ ચંદર દિવાકરો-ત્યાં સુધીનો માલિક

વજો તાંતરીઓ

ધોળી મુછે હાથ દેતો, વજાની મુછો જેવા વળાંના અક્ષર માંડમાંડ ઉકેલતો ડોહો ત્યાંથી રવાના થઇ ગયો.

*

રમણુમલ્લ કોલાબાની અણીથી મુંબાઇ બેટની પદખણા ફરવા સારી સવારનો આપમેળેજ નીકળી પડેલો, પણ એમ વજો હાથમાં ઝલાય એવો નહોતો. સાંજ પુરી થવા આવી અને દરિયા કિનારે મુંબાઇને પશ્ચિમ કાંઠે એક કોઠીમાં રાયાના પાત્રો નાટક કરી રહ્યા હતા. એ ઠેકાણે અનેક જાતનો લડાઇનો સરંજામ છુપાવ્યો હતો. કંઇક જાતના ઘોડા, અગાવારો, તલવારો, બંદુકો, તોપો, જાતજાતના તલેસ્માતી સરંજામોના ખોયરાં ત્યાં ખડકેલાં હતાં. વજાને ખબર પહોંચી ચુકેલા કે આજ રાયાના પાત્રો ત્યાં નાટક ભજવવાના છે, એટલે રાયો ત્યાં જ હશે એમ ધારી લીધેલું; અને વેરની વસુલાત ત્યાં જ કરી લઉં એમ માન્યું.

વેરની વસુલાત આજે અહીં થવાની હતી. રાયાએ ધોળે કપડે આવી ભાષણ કર્યું, અને જેવું પુરૂં થયું કે ધડાક દઇને વિજળી ચમકે એમ પહાણી પહેરાની નજર ચુકાવી અંદર પ્રવેશેલા વજાએ તલવાર વીંઝી. અરેરાટ ત્યાં વિજળી શો વજો કુદ્યો અને ભોંકી તલવાર—" લે લેતો જા, રાયા. " પણ ત્યાંતો ભડભડાટ દીવા ઝબુકી ગયા અને ફડડડ ફાટેલી ચાદરની ફટકો લટકતી જ દેખાણી. ને ત્યાં હાડકાં સમાલતો વજો પડેલો; અને સામું જુએ તો નાનકડી એક આંખવાળી તોપ.

પહેરેગોર ને રસાલદાર અને ચોકીદાર અને દરવાનોનું ટોળું ત્યાં ખડકી પડે અને વજાને હાથકડી પહેરાવે તે પહેલાં તો એ ગઢીનો કાબેલ રખવાળ વરતુ આખી સમજી ગયો અને પહોંતો વજાની પાસે. ગગાઓઝાની અમલદારીની રાજરમતવાળું લોહી જેની નસોમાં ફરતું, અને મુત્સદ્દીપણાના ખટપટી હાડકાંથી મજબુત એવા રાહોડી શરીરનો ભરાવદાર એ જીતો મહેતો: હસીને વજાને એણે ઉભો કર્યો; અને એ બોલ્યો, " વજા ! ઠુલ ખાધી બચ્ચા. આ તો ન્હોતાં જીવતાં પાત્રો. જો પેલી તોપને મોંઢેથી નીકળીને આ પડદે જીવનારાં એ. "

" કોણ જીતા મહેતા ! રંગ છે તારા ધાવણને; પણ મને ફોસલાવ નહીં, વેરની વસૂલાત આજે થઈ જાય. કાં તું વચ્ચે આવે ? "

" અરે વજા ! તું તો ભારી જોરદારને, અને જબરો બારવટીઓ ! આજે ગુજરાતને કદિ એવો ભેખધારી બારવટીઓ બીજો કોણ પાકયો છે. પણ વજા ! આતો બધી ખોટી લડાઇ. આ તો જો ચાકરીઆ ઓળા, એને અમે કહીએ ફિલમુંના નાટક."

" હાં હાં, " અક્કલ હોંશીઆરીથી વજો બોલ્યો; " સમજાણું સમજાણું; આ તો રાયાની કપટજાળ. મારે વાજે જબરી પ્રપંચી માયા જાળ બનાવી મુકી છે, અસ્યા શા આ અંધારાના ખેલ ? "

પણ મકસદી જુવાન જીતો મ્હેતો અક્કલમાં અઠંગ. એણે ખુબીથી વાત ત્યજિ, ટુંકે પતાવી અને વજાને ત્યાંથી રવાના કરવાની તજવીજમાં પડયો. ઘંટડીયું દાબતાં એક ' રૂપેરી રાજા ' નામના વિજળીયા ઘોડાની પીઠે વજાને ભરાવી. રવાના કરી દીધો.

નિરધારેલું પાર પાડે તો જ ઇ વજો. વેરની વસુલાત શિશુ અને સખી પર લેવી; અને ગુજરાત સર કરવું.

મુંબઇ એટલે કિનારે કિનારે વજાના અકસ્માત હુમલાનો હિસાબ લેવા. રમણ-મલ્લ ફરતો ઘોડો ડોડાવ્યા જ કરે છે. ખરી બપ્પોર તપી રહી છે, ઉગમણો સુરજ માથે લુ વરસાવી રહ્યો છે. મુંબાઇ શહેરના શાહજાદી મોહોલ્લામાં પાંચ પાંડવ જેવા શાહુકારી ભાઇઓ રૂડો શેઠ દુકાને કંકુના કાંડા અને કલમના ભાવતાલ કરી રહ્યા છે. માલેતુ-જાર વખારમાં થોકબંધ માલ ભરી બેઠા છે. અર્જુન જેવો નિશાનબાજીમાં શૂરો, બલ-ભલાને વીંધી નાંખે એવો વ્યાપારી શેઠીઆ ભુરાશાહ નિરાંત અને સ્વસ્થતાની નીંદરમાં ઝોકું અમળાવી રહ્યા છે, અને અચાનક વાદળમાંથી પારેવડું તરફડી પડે એમ એની કોઠીમાં એને ઓળે ખત આવી પડયું, અને એનો આત્મા સળવળી ઉઠયો.

વાંચી, ચઢતે સાસે વાંચી. પ્રભાતનો રંગીલો વજો, અસ્યા મારે બારણે, મારી હામે, મારા બેગો, તાંતરીઆ આજે બ્હારપટે—મારી વખારમાં હલ્લો—ઓ રૂજન, ઓ પ્રભુ,

ઓ ભગવાન, ઓ ખુદા, ભુલ હશે, કે કોઇ ટીખળીએ મશ્કરી કરી હશે. કીડીઓ ઉભ-રાય તેમ પાંચે ભાઇઓ ઉભરાયા. "અરે નક્કી આ વજાના વાંકડીઆ અક્ષર. અલ્યા આજે કેવાકનું મોઢું જોયું હતું ?" અને સામસામી એકબીજાનું મોં જોતા બેઠા.

પણ વ્યાપારી વાણીએ અક્કલ ગિરાણે ન્હોતી મુકી. ઉલ્ટું કંઇકની અક્કલ ખરીદ કરી એકઠી કરી હતી. આખા શાહજાદી મોહોલ્લામાં પહેરો ગોઠવી દીધો. વખારે તાળાં વાસી દીધાં. દુકાને બાર બીડાવી દીધાં. છુપાછપના કટાયલાં બખ્તરો લાવી છાતીએ ભરાવી દીધા, અને આખા ગામની નંબરીઆ ઘંટડીઓ વગાડી જેટલી મદદ મળે એટલી ભેગી કરી લીધી.

પણ કુદરત છે ને ? બપોર જેવી બપોર પણ ઘેરાઇ ગઇ. જોતજોતામાં તો બારે મેઘ તુટી પડયા. જળાકાર થઇ રહ્યું. કાળી છતરીઓ ઓઢીને વજાએ તરાપ મારી. શાહજાદી મહોલ્લાની એક ધરખમ કોઠીમાં બીજે માળે વજો પેઠો. ચમકવારમાં વખાર ભાગી. દશ દશ ચપરાસીયા સિપાઇઓ જોતા જ રહી ગયા, અને વજાએ વખારનો ગાંસડીમાં તીણી કલમો ખોસી. "ક્યાં છે ગુજરાતનો નાથ; અને અને પેલા શિશુ સખી ?" ઘડીકવારમાં પચ્ચાશ 'ગુજરાતનો નાથ,' પચ્ચાશ 'શિશુ સખી' અને 'ગુજરાત'ની થોકનો ઢગલો નજર સામે ખડકાવી દીધો. લુંટયો, લુંટયો, રાયો લુંટાયો. એ જીતની ખુશાલીમાં મણુમણીઆ કોથળામાં એ લાખેણી મિલ્કત ભરવા જાય છે, અને ચોપડીએ ચોપડીએ દીઠી એણે ઉધઇની હાર. "હું હું પહોંચુ તે પહેલાં તો આ ઉધઇનો પહેલો હલ્લો !"

"છ, છ, ન ખપે એ મને ન ખપે. ઇ પરાયો માલ ન ખપે."

નીતિ મરજાદનો અલબેલો વજો પોકારી ઉઠયો. અને બધિલા કોથળા ત્યાં જ મુકી પાછો ફર્યો. પણ જતાં જતાં એણે ત્રાડ નાખી; "એ રંકો શેઠ પણ જાણશે અને રાયો પણ જાણશે કે વજો કંઇ જેવો તેવો ઇસમ નથી. કંઇ નહીં. ફરીવાર જોઇ લઇશું." કહેતોકને પડતા વરસાદમાં એ ખાનદાની બારવટીઓ પડખેની વીશીમાં ગોળ પાવલી અને વાંકડીઆ આની આપી પાંચ કોપ ચાના રંકો શેઠની દુકાને એ થીજેલા વેપારીમાં ગરમાવો આણવા મોકલવાનો હુકમ કરી એ રાતની ગાડીએ જ ભાવેણા ભેગો થવા ચાલી નીકળ્યો. સેન્ટ્રલના ગોકાઉનીઆ સ્ટેશન પર થાક ઉતારવા મિત્રો મળતીઆઓએ એ એની આખરી જીત ઉપર આફરીન પોકારી, કંદાવટી ગિલાસમાં જરા છટીપાણી પીવડાવી એની પીઠ થાબડી એને બીબી ગાડીમાં બેસાડયો, અને ગગનનો ગુંબજ ફોડી નાખે એવા પડઘાદાર અવાજે પોકાર કર્યો કે "જય ! વજા તાતરીઆનો જય !"*

---

* બનવા જોગ છે કે વજો વડોદરે ઉતર્યો હોય. ગાયકવાડી ગુણ ઠાકોરને પણ હાથ બતાવ્યો હોય. હિસાબી લેવડદેવડ કરી પણ હોય. આ રંક અને મુફલિસ, એની ચરણરજ જેવા તવારીખકારનો ઇરાદો એ વડોદરાના વડલા હેઠે થએલ મુકાબલાનો ઇતિહાસ "કૌમુદી"માં અને ભાવનગર ભેગા થયા પછી વજાના મનમાં થઇ હોય તે ગ્લાનિ સંવેદના, કે છત હોય આનંદ હબરો-જે હોય તે "માનસી"માં ત્રીજા અને આખરી મણકા તરીકે પ્રગટ કરવાનો છે. પણ એ તો માલીકની મરજી પર મોટો આધાર છે, એટલે અત્યારે ઇન્સાઅલ્લા !

ચન્દ્રવદન.

[ ગુજરાતી સાહિત્યમાં આંતરરાષ્ટ્રીય ભાવના : અનુસંધાન પાન ૨૨૮ થી ચાલુ ]

જમના વજ્રમાડ કાડનારો જાગે;
હો કોઈ સંતિયો જાગે.
નવજીવન ખેલનો ખેલંદો જાગે;
હો કોઈ સંતિયો જાગે.

જે દુનિયામાં મનુષ્યે મનુષ્યની અધમ સ્થિતિ આણી છે, એ દુનિયા બદલાવી નવી સારી દુનિયા સર્જવાની ઝંખના આજે જ્યાંત્યાં દૃષ્ટિગોચર થાય છે. અન્ય સૃષ્ટિ જ્યારે સ્વતંત્ર વિહમે છે ત્યારે પ્રકૃતિનું શ્રેષ્ઠ સર્જન મનુષ્ય આજે ગુલામીમાં છે. ઉમાશંકર જોષીએ ' ગુલામ ' નામનું આ ભાવાર્થનું કાવ્ય લખ્યું છે.

હું ગુલામ !
સૃષ્ટિઆગનું અમૂલ ફૂલ માનવી ગુલામ ?
× × ×
સ્વતંત્ર પ્રકૃતિ તમામ
એક માનવી જ કાં ગુલામ !

આ ભાઈએ હજી પૂરાં પચીસ વર્ષ પણ નહિ જોયાં હોય ત્યાં એમણે ' વિશ્વશાંતિ ' જેવા વિશાળ વિષય પર કાવ્ય લખ્યું છે. એમનું ' નવો નાટકકાર ' એ કાવ્ય પણ માત્ર ગુજરાતી તરીકે જ નહિ પણ આંતરરાષ્ટ્રીય સાહિત્યમાં એમને સ્થાન મળે એ ભાવના બતાવે છે.

આ સ્વપ્ન થી ભંગુર જિન્દગીમાં
મારું હતું નાનપણેથી સ્વપ્ન,
કે લરકરો જે અભરાઈઓ પરે
ખડાં થતું ત્યાં ભરતી જ એક દી
સાચે જ તે સ્વપ્ન મહીં કદી કદી
ક્ષણિક એ સિદ્ધિ જતી મને મળી
( ને એમ તો ક્યાં ન લખ્યા હતાં મેં
કાવ્યો, કથાઓ વળી લેખમાળા ! )
× × ×
પૂરું કરી નાટક એક આજ તો
મારી કૃતિને સરખાવતો હતો
જાણીતા કોની કૃતિ સાથ, ને કળા
કોની ઊંચી તે જરી દેખતો હતો
× × ×
ને શેક્સપિયર્ મારી છટા નિહાળી
ભારી મહીં ઊંચીયું કીધ ત્યારની,
બોલાવતા અંદર સ્નિગ્ધ આંખને
મીઠું ઘ્રમારે. મુજ હૃદ્ગીત મેં

ગાયું, લખ્યું શું ભજવ્યું જ હરય;
સોફોક્લિસે હાથથી ખેંચવા કર્યો,
ત્યાં મિત્ર શૉ ગર્જી ઉઠયા, 'હજી તું
ગાઇ શકે છે અહીં વૃન્દગીત ?
ક્યો જમાનો, જરી ભાન છે કંઇ ?
સદી બધી આ વીસમી પછી તણું
રચીશ ચાંદી સહરા હું બુદ્ધિનું
ઉભીશ પીરામીડ શો હું એકલો
ને શેક્સપિયર્ ટેકરી ક્યાંય ડૂબશે !'

સર્વદેશીય બનવાની ઝંખના સેવનાર કવિને માત્ર ભાષાની દીવાલ આડે આવે છે. પ્રજા પ્રજા વચ્ચે ભાષાની મોટી આડખીલી છે. ચિત્રકળા, શિલ્પ, સ્થાપત્ય તેમજ સંગીત એમની મૂક વાણીથી જ સર્વદેશીય થઇ શકે છે. જ્યારે સાહિત્ય એટલે ભાષાની જ કળા–લેખન કે કવનની–એને ભાષાના બંધનો નડે છે. જે કવિને પોતાનો સંદેશો સારા જગતને પહોંચાડવો હોય તેને તો દુભાષિયાઓ શોધવાના જ રહ્યા ! 'કવિનો પ્રશ્ન' એ કાવ્યમાં 'સુન્દરમ્'ના નામથી જાણીતા ચયસા પુરુષોત્તમ લુહાર એ જ ભાવના બતાવે છે.

પ્રભો ! મર્યાદાઓ પણ તટતણી આ ઝરણને,
ન વાણી અર્થોના તટ પરહરી એ વહી શકે,
× × ×
અરે, આ લીટાશી સરિત જગના યોજનતણા
પટે ક્યાંથી વ્યાપે ? સકળ જનના શુષ્ક અધરે.
× × ×

વાણીની દીવાલ કરતાં એ અભેદ્ય મનુષ્યના અહંની દીવાલ છે. 'બળતાં બયા-વજો' એ કાવ્યમાં કવિ મનુષ્યના અહંની અભેદ્ય દીવાલની વાત કરે છે.

ને ભેદી એને ય, સુરંગ સૌથી
દુર્ભેદ્ય આ માનવતા અહંની,
જેથી જ આ અન્ય સુરંગ ભીડે
અનેક, તે પત્થર કાળમીંઢની
× × ×
સુરંગ એ ભેદી અભેદ્ય આખી
આ મુક્ત ભૂમિ કરવાની છે હા.

ચંદ્રવદન મહેતાએ એમના 'ઇલા કાવ્યોમાં' ભાઇ બ્હેનની મીઠી જોડ સરજી છે. એમાં 'વરદાન' નામના કાવ્યમાં આ પૃથ્વીના દુઃખનો ભાર ટાળવા માટે ભાઇ, બ્હેન સ્વભાવ પ્રમાણે વરદાન માગે છે.

'હલા અહીં જો કદી દેવ આવે,
ને સાથ જો બે વરદાન લાવે;
જાણેછ તો શું—વરદાન દેવું
હું એક માગું પ્રભુ પાસ એવું!
દેવેન્દ્રના દારુણ વજ્ર જેવા
પૃથ્વી વિષે છે દુઃખરાશિ એવા;
એમાં કડાકા ભરપૂર બાંધું,
એને ફરતી વીજરેખ બાંધું.
એ વજ્ર જેવાં વીજ ને કડાકા
સ્વર્ગે લઇ દેવું ત્યહીં ધડાકા;
વેરું બધે એ દુઃખ રાશિ દારૂ:
એવું હું માગું વરદાન મારું—'
હું તો, કવી, આમ ન એમ માગું,
એ દેવને તો નમી પાય લાગું:
જે દિવ્ય સંગીત ત્યહીં ગવાય,
જેથી બધો રાસ વળી રચાય;
ટાળી સદાની દુઃખની ય ભ્રાંતિ,
દે નિત્ય આનંદ અનંત શાંતિ;
સંગીત એવું ઉર ઠારનારું,
માગું હું તો એ વરદાન મારું.
પૃથ્વી તણી નિત્ય પ્રદક્ષિણાઓ
હું તો ફરું ને ગજવું દિશાઓ;
ગાયા કરું એ જ અનંત ગીત,
પૃથ્વી પછી થાય જ સ્વર્ગ઼જીત.

ગુજરાતી કવિતા આ માર્ગે વળી રહી છે. આમાનાં ઘણા કવિઓએ સ્વદેશના ગીતો રચ્યાં છે, પરંતુ સાચા કવિની મહેક એ જાણે છે કે એ વિશાળ જગતના એક ભાગ જ છે. એમનો સંદેશો જગતનું ઐક્ય સાધવાનો, જગતના બેસુરા નાદ બંધ કરાવી શાંતિનું કર્ણમધુર સંગીત રેલવાનો છે. +

---

+ મારા 'હંસિ'ના પ્રસિદ્ધ થયેલ મૂળ અંગ્રેજી લેખનું આ ભાષાંતર મેં જ કરેલું છે.
હંસા મહેતા

[ **સળિયા પાછળ** : અનુસંધાન પાન ૨૨૪ થી ચાલુ ]

જમાદારને બોલાવ. [ સીપાઇ જાય છે ] જુઓ સાહેબ, આવું ચાલે છે. મેં તાકીદ આપ્યાં છતાંય આ લોકો બધા ભેગા થાય છે. આની તપાસ થવી જોઇએ.

**શાન્તિલાલ**: તમને નકામી તપાસ કરવાનું ઘણું ગમે છે એ હું જાણું છું. બધા જ જેલના અને પોલીસના અમલદારોની એ નાનામાં નાની કુટેવ છે.

[ જમાદાર આવે છે. ]

**જમાદાર** : [ સલામ કરીને ] શો હુકમ છે ?

**જેલર** : આજે તમને સખત તાકીદ આપી હતી કે કોઇને પણ હુકમ વગર પોતાનો કોઠો છોડવા ન દેવો છતાંય આ બધા કોઠાના લોકો મળ્યા તે જાણો છો !

**જમાદાર** : ના સાહેબ, હું તપાસ કરું ?

**જેલર** : તપાસ કરું ! હજી તપાસ કરવી છે ? જેલમાં શું ચાલે છે તેની પણ ખબર ન રખાતી હોય તો પેન્શન પર જાવ [શાન્તિલાલને] તમે ક્યાં અને કોણ કોણ મળ્યા હતા ?

**શાન્તિલાલ** : કહીશ તો તમારી તપાસમાંથી રસ જતો રહેશે. પણ હું જે કહેવા આવ્યો હતો તે તો રહી જ જાય છે, અને વચ્ચે વચ્ચે નકામી વાતોમાં જ વખત જાય છે.

**સુપરીન્ટેન્ડન્ટ**: [ જમાદારને ] તું જા, અને તપાસ કરી પછી ખબર આપજે, અને જો શામજીભાઇને અહીં મોકલી આપ. [ સલામ કરી જમાદાર જાય છે ] બોલો, તમે શું કહેતા હતા ?

**શાન્તિલાલ**: જુઓ, અમે લગભગ દરેક કોઠામાંથી એકેક બે જણ મળ્યા અને ગઇ કાલની વાતનો વિચાર કર્યા પછી મારે તમારી પાસે કેટલીક બાબત મૂકવી એવો નિશ્ચય થયો.

**જેલર** : શામજીભાઇ પણ હાજર હતા ?

**શાન્તિલાલ**: હા હતા. બધાને જ જેલર સાહેબનું વર્તન ઘણું જ આકરું લાગ્યું છે.

**સુપરીન્ટેન્ડન્ટ**: એ તો થઇ ગયું તેનું શું, થાય !

**શાન્તિલાલ**: હવે જો એ વર્તન અને શબ્દો વધારે પડતાં લાગે તો એક ગુન્હેગાર જેમ બીજાની તરફ એવું વર્તન થાય ત્યારે એ માટે દીલગીરી જાહેર કરે તેમ થવું જોઇએ.

**સુપરીન્ટેન્ડન્ટ**: [ જેલર તરફ જોઇને ] આવું અમારી ને તમારી વચ્ચે થાય એ દીલગીરીની જ વાત છે ને.

**જેલર** : સાહેબ, હું માફી માગું ? જરાય નથી માગવાનો અને જે બોલ્યો તે ફરીથી બોલીશ.

**શાન્તિલાલ**: એવું જ હોય તો અમે જે નિર્ણય પર આવ્યા તે કહું. જો જેલર પોતાની દીલગીરી જાહેર ન કરે તો અમે બધાએ ઉપવાસ કરવાનો નિશ્ચય કર્યો છે.

સુપરીન્ટેન્ડન્ટઃ આ નાની વાતને બહુ મોટું સ્વરૂપ નથી અપાતું ?

શાન્તિલાલઃ અપમાન અને અપશબ્દો અમને નાની વાત નથી લાગતી; અને એવું થયા પછી એ માટે સાધારણ ગૃહસ્થની માફક દીલગીરી જાહેર કરવી એ મોટી વાત પણ નથી.

સુપરીન્ટેન્ડન્ટઃ [ જેલરને ] જુઓને, આ જેલમાં આટલો વખત બધું શાન્તિથી ચાલ્યું તેમ ચાલે એ ઠીક નથી ? તમારે તમારી ભાષા પર કાબુ રાખવો જ જોઇએ. આ લોકોની જોડે સાધારણ કેદીઓ જોડે વર્તન રાખીએ છીએ તેવું નહી રહી શકે. આ બધા આટલી નાની બાબતમાં ઉપવાસ કરે એ પણ સારું નથી. આપણે બને તો આનો નિર્ણય આણવો જ જોઇએ.

જેલર : પણ સાહેબ, તમે કરો છો શું !

શાન્તિલાલઃ જેલર સાહેબ, જરા શાન્તપણે વિચાર કરી જોશો તો અમે કૈં વિશેષ માગીએ છીએ એવું નથી.

જેલર : મારી પાસેથી જાહેર માફી મંગાવવી એ તો નજીવી જ બાબત છે, એમ તમને લાગે છે ?

શાન્તિલાલઃ ભૂલ કબુલ કરવી એ તો મોટા મનનું જ લક્ષણ છે. એવું કર્યાથી કોઇ નીચું નથી થઇ જતું.

[ શામજીભાઇ દાખલ થાય છે ]

સુપરીન્ટેન્ડન્ટઃ આવો શામજીભાઇ, બેસો. [ બેસે છે ] શામજીભાઇ, આ તમે શું માંડ્યું છે ? બધા શાના ઉપવાસ કરવા બેઠા છો ?

શામજી : હું ઉપવાસ નથી કરવાનો.

સુપરીન્ટેન્ડન્ટઃ આ લોકો બધા કરવાના છે તેનું શું ?

શામજી : મેં તો ઘણું સમજાવ્યું પણ કોઇ માનતા નથી.

જેલર : કોણ કોણ હતા બધા ભેગા મળ્યા હતા ત્યાં ?

શામજી : અમે બે, રાધેલાલ, ચંદુલાલ, રાજારામ, અબ્દુલ્લા, મોહનલાલ, કાનજી, શામલાલ, [ વિચાર કરીને ] શિવશંકર અને સુરેન્દ્ર અને હાં, પનાલાલ. બીજા એકાદ બે હતા પણ નામ યાદ નથી આવતાં.

જેલર : અને ક્યાં ભેગા થયા હતા ?

શામજી : સાત નંબરમાં.

જેલર : તમને ત્યાં જતા કોઇએ અટકાવ્યા નહી ?

શામજી : ના, મને તો પરવાનગી છે બે ત્રણ જણ જે મારી જોડે આવ્યા તેમને પણ કોઇએ અટકાવ્યા નહી. બાકીના તો સાત નંબરમાં જ્યારે હું પહોંચ્યો ત્યારે હતા.

સુપરીન્ટેન્ડન્ટઃ પણ આ વાતો પછી કરીશું. શામજીભાઇ, આપણે આ વાતનો નીકાલ કરી નાખીએ. તમને શું લાગે છે ?

શામજી : મેં તો આ લોકોને ચોખ્ખું કહ્યું કે એમણે જેલરની માફી માગવી જોઇએ.

જેલર : સાંભળો સાહેબ ! અને આ મારી પાસે માફી મંગાવવા બેઠા છે ! કહે

તોફાન થયું તેવું મેં કોઇ દિવસ નથી જોયું. બધા ૪ મારા પર તૂટી પડત. એ તો મેં સાવચેતી બતાવી એટલે બચ્યો.

**સુપરીન્ટેન્ડન્ટ:** શાન્તિભાઇ જુઓ, આ શામજીભાઇ તો તદ્દન જુદી જ વાત કરે છે.

**શાન્તિલાલ:** એમનું અને અમારું દૃષ્ટિબિંદુ કોઇ દિવસ પણ એક નથી થવાનું. માત્ર સત્યાગ્રહીઓમાંથી એમના વિચારને કોઇ આ બાબતમાં મળતું નથી થતું.

**જેલર** : ઉપવાસ કરવો છે ને ! કરવા દો સાહેબ, બધા બે દિવસમાં ઠેકાણે આવી જશે.

**સુપરીન્ટેન્ડન્ટ:** શાન્તિલાલ, બીજી કોઇ રીતે આનો છેડો લાવવો જોઇએ.

**શાન્તિલાલ:** અમે પૂરતો વિચાર કર્યાં પછી જ આ નિર્ણય પર આવ્યા છીએ.

**સુપરીન્ટેન્ડન્ટ:** આનું પરિણામ સારું નહી આવે.

**શાન્તિલાલ:** પરિણામ તો જે આવે તે. [ ઊભો થાય છે ] ત્યારે હું રજા લઉં છું.

**સુપરીન્ટેન્ડન્ટ:** જુઓ હજી પણ વિચાર કરી જુઓ.

[ શાન્તિલાલ જાય છે. ]

**જેલર** : સાહેબ, આનું જ ફીતુર છે. એને અહીંથી ટ્રાન્સફર કરાવી દો તો બધા ઠેકાણે આવી જશે.

**સુપરીન્ટેન્ડન્ટ:** ટ્રાન્સફરની કશીય જરૂર નથી. ત્યારે પેલા ગડબડવાળાઓને તમે બંધ કરી રાખ્યા છે તેનું શું કરશું ? શામજીભાઇ, તમને શું લાગે છે. ?

**શામજી** : જેલરની માફી ન માગે તો તેમને જે યોગ્ય શિક્ષા લાગે તે આપો.

**સુપરીન્ટેન્ડન્ટ:** અને આ ઉપવાસ પણ આપણે બંધ કરાવવા જોઇએ. શામજીભાઇ ચાલો મારી સાથે. આપણે ફરીથી બધા જોડે વાત કરી જોઇએ. તમે પણ કૈં કહેશો તો સાંભળશે.

[ ઊભા થાય છે. શામજી અને જેલર પણ ઊઠે છે ]

પડદો પડે છે

## અંક ત્રીજો

એક મોટા કોઠાનો અંદરનો ભાગ. પાછલા ભાગમાં કોઠાની દીવાલ અને લગભગ વચ્ચે સળીઆનો મોટો દરવાજો. કોઠામાં હારબંધ બીસ્તરાઓ પડ્યા છે અને લગભગ પંદરેક કેદીઓ નાનાં નાનાં ટોળાં કરી વાતો કરતા બેઠા છે. જમણા હાથના આગળના ટોળામાંનો—

**એક કેદી** : આ હજી કેટલા દીવસ ચાલશે ?

**બીજો** : એ તો કોણ જાણે ! પૂરું થાય તો સારું

**કાનજી** : બસ ત્રણ દિવસમાં જ થાક્યા ?

**પહેલો** : કાનજીભાઇ, આજે તો ભૂખે અકળાવી મૂક્યો છે.

**કાનજી** : એ તો ભાઇ ચોથો અને પાંચમો દિવસ એવા જ જાય છે એમ મેં સાંભળ્યું હતું. આજે એના સત્યનો અનુભવ થાય છે.

**બીજો** : આવો અનુભવ જાય જહાન્નમમાં. આનો હવે નીકાલ લાવોને.

[ પારોના ટોળામાંનો. ]

ચોથો : એ તો ભૂખથી એમનો જીવ અકળાઇ ગયો છે.

જેલર : અને તમને બધાને ભૂખ તો લાગી જ હશે ને. [ કોઇ કૈં બોલતું નથી. ચોથાને સંબોધીને ] કેમ ભૂખ તો લાગી છે ને !

ચોથો : ભૂખ તો એવી લાગી છે કે સળીઆ પણ ખાઇ જવાનું મન થાય છે.

જેલર : [ હસતો ] સળીઆ કોઇ ખાશો નહિ. ખાશો તો જેલની પ્રોપર્ટીને હાની પહોંચાડવાને માટે તમારી સામે કામ ચલાવવું પડશે. પણ સળીઆ ખાવાની શી જરૂર છે ? [ ચોતરફ બારીકાઇથી જુવે છે. ] ખાવાનું સરસ હમણાં મોકલી આપું.

બીજો : ના અમારે નથી ખાવું.

જેલર : તમે બધા વહેવારૂ માણસો થઇને આ રીસામણાં કેમ લઇ બેઠા છો તે જ સમજાતું નથી. તમે ભૂખ્યા રહેશો તો તમારૂં શરીર બગાડશો. એમાં મને કૈં નુકશાન થવાનું છે ? અને સરકારને તો ફાયદો છે. તમે જમી લ્યો મારૂં માનો તો.

પહેલો : અમારો નીકાલ કરો તો જમીએ. અમને ક્યાં અન્ન સામે વેર છે.

જેલર : બે સમજુ માણસો બેસીને કૈં વાતનો નીકાલ નથી કરી શકતા ? હું બરોબર છે ને ?

ચોથો : હા, એ સાચું છે.

જેલર : તમે પણ એવું જ માનો છો, ત્યારે શા માટે ખાઇ નથી લેતા ? જમી લો પછી બધી વાતો કરી જે તમારી યોગ્ય વાતો હશે તેનો વિચાર કરીશું.

બીજો : નીકાલ થયા વગર અમે ખાઇ ન શકીએ. અમે એવી પ્રતિજ્ઞા કરી છે.

જેલર : મને તમે હજી પણ નથી ઓળખ્યો. મારી સાથે કોઇ સરળ વાત કરે તો હું નરમ છું. પણ કોઇ ધમકી આપે તો હું મરી જાઉં તો પણ

[ બારણા તરફ જાય છે, પાછા ફરીને ] અને તમારી હઠને લીધે બધાને હેરાન થવું પડે છે. જુઓ, શાન્તિલાલને ચક્કર આવ્યાથી પડી ગયા.

બેત્રણ જણ: } વાગ્યું !
શું થયું !

જેલર : ના, વાગ્યું નથી પણ નબળાઈ અતિશય છે: એમને હોસ્પીટલમાં મોકલાવી આપ્યા અને ડોક્ટરે થોડું ગરમ દૂધ આપ્યું છે.

ત્રીજો
ચોથો } : એમણે લીધું !

જેલર : [ સાંભળ્યું ન હોય તેમ ] જુઓ વિચાર કરી જુઓ. [ જેલર જાય છે એટલે બધા વિખેરાઈને પોતપોતાની જગ્યાએ જઈ બેસે છે. માત્ર ત્રીજો અને ચોથો કેદીની વચ્ચે ઊભા રહે છે. ]

ત્રીજો : સાંભળ્યુ, શાન્તિભાઈએ દૂધ પીધું !

ચોથો : ના, એમ ક્યાં એણે ચોકખું કહ્યું !

ત્રીજો : એ તો કહેવાય એટલું સ્પષ્ટ એણે કહ્યું.

[ કાનજી અને લાલજી દાખલ થાય છે, કાનજીના હાથમાં મહાભારતનું પુસ્તક છે. ]

ચોથો : કાનજીભાઈ, શાન્તિભાઈએ દૂધ પીધું એ ખરી વાત છે ?

[ આ સાંભળી ઘણા ફરીથી એમની આસપાસ વિંટળાઈ જાય છે ]

કાનજી : કોણે કહ્યું ?

ચોથો : જેલરે.

કાનજી : તમે માનો છો ? [ એક પછી એક બધા તરફ સ્થિર નજર નાખે છે ] કેમ કોઈ બોલતું નથી !

ત્રીજો : [ જરા ખચાતો ] જેલરે કહ્યું કે ડોક્ટરના કહેવાથી લીધું.

કાનજી : અને તે તમે માની લીધું ! છતાંય તપાસ કરાવી તમારી ખાતરી કરાવી આપું. લાલજી તમે શાન્તિભાઈના ફેક્ટમાં જઈને તપાસ કરી આવો.

ચોથો : એતો શાન્તિભાઈ બેભાન થઈ ગયા હતા એટલે એમને ઇસ્પીતાલમાં લઈ ગયા છે.

કાનજી : લાલજી, ઇસ્પીતાલમાં જવાય તો જઈ આવો. ડાક્ટર પાસેથી દવા લેવી છે એમ કહેશો તો જવાશે. સીપાઈને સાથે લઈ જજો. [ લાલજી જાય છે ] જેલર બીજું શું કહેતો હતો ?

બીજો : એ કહેતો હતો કે આપણે બધાએ ખાઈ લેવું. પછી એ ચર્ચા કરવા રાજી છે અને જે યોગ્ય તકરાર હોય તે સાંભળવા પણ રાજી છે.

કાનજી : અને તમે શો જવાબ આપ્યો ?

બીજો : જવાબ તો ખાસ આપ્યો નથી પણ એનું કહેવું તદ્દન અયોગ્ય તો નથી જ લાગતું.

ત્રીજો : હવે આપણે આપણો ઉપવાસ કાયમ રાખવો એતો માત્ર ખોટી જીદ જ છે.

ચોથો : જેલરના આજના વર્તન પરથી તો એ ઠેકાણે આવ્યો લાગે છે.

કાનજી : એનો કહેવાનો અર્થ તમે સમજ્યા ?

પહેલો : જાણે બુદ્ધિ તો તમારામાં જ હશે !

કાનજી : જેલરના કહેવાનો અર્થ હું તો એટલો જ કરું છું કે આપણે ઉપવાસ છોડી દેવો અને એ પછીથી આપણી વાત સાંભળશે અને તેમાંથી જે વાત યોગ્ય લાગશે તેનો વિચાર કરશે. આપણી શી વાત છે તે એ સારી પેઠે જાણે છે, અને એ જો એને યોગ્ય ન લાગતી હોય તો યોગ્ય મનાવવા માટે આપણે તો ઉપવાસ આદર્યો છે. આપણે નથી વધારે કૈં કહેવું કે વિચાર કરવો. આપણે પૂરતો વિચાર કરીને જ જે કરવાનું તે કર્યું છે. જ્યાં સુધી આપણી પ્રતિજ્ઞા પ્રમાણે જેલર માફી ન માગે ત્યાં સુધી આપણે તો આપણા નિશ્ચયને વળગી રહીશું.

બીજો : હા, હા, બરાબર છે.

ત્રીજો : થયું તમારું ભાષણ પૂરું. આપણે શબ્દોને વળગી ન રહેવું. જો, જેલર ભલે માફી ન માગે પણ એના વર્તન પરથી બતાવી આપે કે એ દીલગીર છે તો તે આપણે બસ ગણવું જોઇએ.

પાંચમો : બરોબર છે, હું તો કહું છું કે આ બધી શબ્દોની મારામારીમાં વાતનો કોઇ દિવસ છેડો આવવાનો નથી. માફી માગે યા ન માગે. દીલગીરી બતાવે યા ન બતાવે હું તો કહું છું કે આપણે ખાઇ લેવું. આપણે અહીં મરવા માટે નથી આવ્યા, જીવતા હોઇશું તો બહાર જઇ સરકાર સામે લડશું.

ચોથો : એ બરોબર છે.

કાનજી : આપણા ભાઇઓનું અપમાન થયું એટલે આપણે આ રસ્તો લીધો. તમને હવે જેલર જે સુચવે છે તેનાથી જો તમારું સમાધાન થતું હોય તો તમે પોતાની જાતને છેતરો છો. ભૂખે તમને ઘેરીને તમારી બુદ્ધિ મંદ બનાવી દીધી છે. [ આ વાત દરમ્યાન લાલજી દાખલ થાય છે; ] કેમ લાલજી, તપાસ કરી આવ્યા ?

લાલજી : શાન્તિભાઇને ઇસ્પીતાલમાં મળ્યો. એ બેભાન થઇ ગયા હતા ત્યારે જેલરે ડાક્ટરને એમને દુધ પાઇ દેવાનું કહ્યું હતું ખરું, પણ એ પાઇ શકે તે પહેલાં એમને ભાન આવ્યું. એટલે ઘણા જ ગુસ્સે થયા અને દુધ પીવાની ચોકખી ના પાડી. [ આ સાંભળી બધા એક બીજા જોડે વાતો કરવા માંડે છે. એટલે ઘોંઘાટ થઇ રહે છે. ]

કાનજી : સાંભળ્યું ભાઇઓ ! આ માણસના કહેવા પર તમે વિશ્વાસ મૂકવા તૈયાર થયા છો !

બીજો : લુચ્ચો !

પહેલો : બદમાશ !

ચોથો : આવું હડહડતું જુઠાણું !

ત્રીજો : શાન્તિભાઇએ દુધ પીધું એમ એણે નહોતું કહ્યું.

ચોથો : ના, પણ એમણે પીધું એવું આપણને મનાવવાનો હલકો પ્રયત્ન કર્યો.
પાંચમો : એવા હલકટ સામે આપણા ઉપવાસની શી અસર થવાની છે ?
ત્રીજો : એ તો જેસેકુ તેસા આપણે થવું જોઈએ.
લાલજી : આ વાતો આપણે પડતી મેલી મહાભારત વાંચીએ તો કેમ ?
બીજો : વાંચવાનું જવા દો આપણે બીજી વાતો કરીએ. કાનજીભાઈ, તમને લાગે છે કે આપણે જો પ્રતિજ્ઞાને વળગી રહીશું તો આપણી જીત થશે !
કાનજી : જરૂર.
બીજો : અને કેટલા દહાડા વળગી રહેવું પડશે.
કાનજી : આપણામાંથી જેમ બધા કરશે તેમ જલદી. પણ આપણે જો નબળાઈ બતાવશું તો બધું ફોગટ જવાનું.
બીજો : અને આપણે કેટલા દિવસ ભૂખ્યા રહી શકીએ ?
પહેલો : ઘેરાઓમાં મહીનાઓ સુધી ભૂખ્યા રહ્યા સાંભળ્યા છે.
ત્રીજો : એ કંઈ એમને કોરા ઉપવાસ કરવા નહોતા પડતા. માત્ર ખાવાનું ઓછું મળતું એટલું જ.
પહેલો : કુતરાં અને બીલાડાં એ ખાવાનું કહી શકાય !
પાંચમો : કોલસાની ખાણમાં દટાઈ ગયેલા લગભગ બે મહીના જીવી શક્યા છે.
બીજો : એ વખતે તો બીજું કંઈ ન મળવાથી ચામડાને પાણીમાં ઉકાળીને તે પાણી પીતા એ ખરું છે !
લાલજી : આપણે જેલના જ દાખલાઓ જોઈએ તો આયરલેંડમાં મેકસ્વીની ૮૧ દિવસ સુધી જીવતો રહ્યો, અને જતીનદાસ ૬૧ દિવસ ટક્યો.
કાનજી : જૈનોમાં ૪૨ દિવસના ઉપવાસ કરનારા હજુયે ઘણા છે. એમાંના ભાગ્યે જ કોઈને કંઈ થાય છે.
લાલજી : કાનજીભાઈ, કંઈ ગવડાવોને તો વખત જાય.
બે ત્રણ કેદીઓ : હા, હા, ગવડાવો [ એક હવાલદાર અને કેદી વોર્ડર દાખલ થાય છે. અને કોઠામાં ફાનસ સળગાવે છે. ]
કાનજી : આ ફાનસ સળગાવી રહે એટલે ગવડાવું. [ કેદી વોર્ડરને ] ભાઈ, ફાનસ વચ્ચે મૂકી દેજે. [ ફાનસ ત્યાં મૂકે છે, બહારથી હજી થોડું થોડું અજવાળું આવે છે, બધા ફાનસની આસપાસ ગોઠવાઈને બેસી જાય છે. ]
કાનજી : [ ગવડાવે છે ] હરિનો મારગ છે શૂરાનો...... [ ઇત્યાદિ ]
બીજો : સરસ ગવડાવ્યું.
પહેલો : હવે તો તાળું દઈ દે એટલે સારું.
કાનજી : કેમ !
પહેલો : તાળું દેવાઈ જાય તો આજે હવે ખાવાનું નથી આવવાનું એવી નિરાંત થાય. ભૂખની બાબતમાં પણ એક વાર ખાતરી થઈ જાય કે ખાવાનું નથી મળવાનું તો ઓછું કષ્ટ થાય છે. જ્યાં સુધી આશા છે ત્યાં સુધી પીડા પણ રહેવાની.
લાલજી : પણ આપણે તો એ આશા રાખી જ નથી. આપણે કર્યાં પરાણે ભૂખ્યા

રહેવું પડે છે કે એવી આશા રાખીએ છું તો એ ઇચ્છું કે આપણી વચ્ચે ખાવાનું મૂકી જાય અને છતાં ય કોઇ ન ખાય.

પહેલો : ના, ના, લાલજીભાઇ, એવું તો ન બને. મન દૃઢ કરી કોઇ વસ્તુ આપણે દૂર કરી એનો વિચાર સરખો ન કરવાના પ્રયત્નમાં આપણે સફળ પણ થઇએ, પણ ગમતી વસ્તુ સામે રાખી અને ત્યાગ કરવાનો પ્રયત્નમાત્ર દુઃખની ઉપર ડામ દીધા જેવો છે. આવા પ્રયત્નો બહુ ઓછા સફળ થયા છે.

કાનજી : આજે હજી બંધ કરવા કેમ નથી આવ્યા ?

ત્રીજો : જેલર હમણાં ખાવાનું લાવવાનો છે એટલે.

કાનજી : અત્યારે લાવવાનો છે ?

ત્રીજો : હા, જુઓ પેલો આવ્યો [ બધા દરવાજા તરફ જોવા માંડે છે. જેલર, એક સીપાઇ અને ત્રણ કેદી વોર્ડરો દાખલ થાય છે. બે કેદી વોર્ડરોના માથા પર ટોપલીઓ છે અને ત્રીજાના હાથમાં બાલદી છે. ]

જેલર : [ આગળ આવીને ] કેમ કાનજીભાઇ, ભૂખ શું કહે છે ? [ કાનજીભાઇ જવાબ નથી આપતા અને છેટે જઇને ઉભા રહે છે. ] જુઓ. આવો જેલર તમને ક્યાંથી મળવાનો છે ? ઉના ઉના રોટલા, કાંદા અને ગોળ. શાક બનાવવાનો વખત નહોતો, કોને કોને જોઇએ છે ? [ ચારે તરફ નજર ફેરવે છે ] કોઇએ બીવાની જરૂર નથી. તમે સત્યાગ્રહી છો તો ભૂખ ભુખાવતાં શરમ શેની હોય.

ત્રીજો : બધા માટે અહીં મૂકી જાઓ અમે પછી ખાઇશું.

કેટલાક } : અમને નથી જોઇતું.
લઇ જાઓ.
પ્રતિજ્ઞા.

જેલર : હા, એ તમારી સૂચના ઠીક છે. બધા નિરાંતે ખાઇ શકે. જુઓ અહીં કેટલા છો તમે ? વીસ કેમ ? અહીં ૪૦ રોટલા ૮૦ કાંદા અને બશેર ગોળ મૂકો [ વોર્ડરો તે પ્રમાણે કોઠાની વચ્ચે મૂકે છે ] ચાલો બાજુના કોઠામાં. હું આવ્યો. [ દરવાજા સુધી જાય છે, અને પાછો ફરીને ] મુંઝાતા નહી કોઇ.

બીજો : [ આગળ આવીને ] જેલર સાહેબ, તમે જાઓ તે પહેલાં મારે પૂછવું છે કે તમે શાન્તિભાઇએ દૂધ પીવાની ખોટી વાત શા માટે કરી ?

જેલર : ખોટી ક્યાં છે ? ડાક્તરે એમને આપ્યું તે હું જાણું છું.

બીજો : પણ એમણે ન લીધું તેનું શું ?

જેલર : એમ ? ત્યારે તપાસ કરાવવી પડશે. ચાલો પછી જોઇશું. તમે ખાઇ લો.

[ જેલર જાય છે. જરાવાર તદ્દન શાન્તિ વરતી રહે છે અને આસ્તેઆસ્તે દરેક જણ પોતપોતાની પથારી પાસે જઇને બેસે છે. બધાની નજર રોટલાના ઢગલા તરફ છે, પણ ઉઠીને લેવાની કોઇની હીંમત ચાલતી નથી. ]

ત્રીજો : લો લાલજીભાઇ, તમને જોઇતું હતું તેવું થયું. આ રોટલા અહીં આવીને પડયા. [ હસીને રોટલાના ઢગલા તરફ જાય છે. એક ઉચકીને ] આજે તો સરસ શેકેલા અને ઉના છે. [ એક ટુકડો ભાંગીને મોંમા મૂકવા જાય છે એટલામાં લાલજી આવીને ઝુંટવી લે છે. ગુસ્સે થઇને ] શું કરો છો ?

[ ધક્કો મારી દૂર ખસેડે છે, અને ઝડપથી ફરીથી રોટલો લઇ મોંમાં મૂકે છે ]

લાલજી : ઓ ભગવાન !

ત્રીજો : એવો સરસ લાગે છે. આવો ભાઇઓ, ખાઇ લો. [ ચોથો અને પાંચમો ઉભા થાય છે અને રોટલાના ઢગલા તરફ જવા માંડે છે પણ કાનજી વચ્ચે આવી ઉભો રહે છે. બન્ને કાનજીને ધક્કો મારી બાજુએ ખસેડવાનો પ્રયત્ન કરે છે પણ કાનજી એમને પકડી રાખે છે. ]

કાનજી : તમારે તમારી પ્રતિજ્ઞાની આટલી જ કીંમત છે તે હું જાણતો નહોતો.

ચોથો : જવા દે, તારૂં ભાષણ નથી સાંભળવું. [ ચોથો અને પાંચમો છુટા થવા મથે છે. ]

લાલજી : પકડી રાખો એમને, એટલામાં હું આ નખ્ખોદ વાળનાર રોટલાઓ ઉચકી-ને ફેંકી દઉં. [ નીચો નમે છે અને ઉપાડવા જાય છે એટલામાં ત્રીજો ફાનસને બુઝાવી નાંખે છે તેથી તદ્દન અંધારૂં થઇ જાય છે. અર્ધી મીનીટ સુધી અતિશય ઘોંઘાટ અને દોડાદોડ થતી સંભળાય છે. પછી માત્ર લોકો હવાતીયાં ખાતા હોય એવા અવાજો સંભળાય છે. એકેક મિનિટમાં પાછળના દરવાજાની બહાર ફાનસવાળો વોર્ડર દેખાય છે. અંદર આવે છે. એટલે બધું શાન્ત થઇ જાય છે. કાનજી અને લાલજી શીવાય દરેક જણ પોતાની પથારી પર બેઠો છે કે સુતો છે. લાલજી જે વચ્ચે પડયો છે તેને હાથ દઇને કાનજી ઉભો કરે છે એટલે કપાળ પરથી લોહી નીકળતું દેખાય છે. ]

કાનજી : [ લોહી જોઇને ] શું વાગ્યું ?

લાલજી : ફાનસનો કાચ.

પડદો પડે છે

( અપૂર્ણ )

[ અડધે રસ્તે : અનુસંધાન પૃષ્ઠ ૨૧૦થી ]

હું એટલો ચુસ્ત બ્રાહ્મણ હતો કે આવા ખોટા જપ કરનારાઓને લીધે જ પૃથ્વી પર માનવની અધોગતિ થઈ છે એમ માનવા લાગ્યો. એક બે દહાડા તો આવા પાપથી પૃથ્વીનું શું થશે તેના ગંભીર વિચારમાં રહ્યો અને એ ઊંડા વિચારને પરિણામે બ્રાહ્મણત્વ ઉદ્ધારવાના શુભ આશયથી મેં એક પુસ્તક લખવા માંડ્યું. તેનું નામ 'બ્રાહ્મણોનું કર્તવ્ય' એવું રાખ્યું હતું. એ પુસ્તકની શરૂઆતમાં ખોટા જપ કરનારાઓ ઉપર મેં આક્ષેપો કર્યા હતા એવું કંઈક યાદ છે. થોડે દહાડે એ પુસ્તક અધૂરું રહ્યું અને એક ડાયરી શરૂ કરી. ડાયરી ૧લી જાનેવારી ૧૮૯૭ ને દિવસે શરૂ થાય છે. શરૂઆતમાં નાંદી રૂપે ભર્તૃહરિનો જાણીતો શ્લોક મેં ટાંક્યો છે :

प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं
काले शक्त्या प्रदानं युवतिजनकथामूकभावः परेषाम् ।
तृष्णास्रोतोविभङ्गो गुरुषु च विनयः सर्वभूतानुकम्पा
सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्थाः ॥

એ ડાયરીમાં જગતની ઉત્પત્તિ ને બ્રાહ્મણના નિત્યકર્મ વિશે નોંધ છે.

૮

પ્રાચીનતા સંસ્મરણોનું તેજસ્વી મધ્યબિંદુ તો એક આઠનવ વર્ષની બાલિકા હતી: ગૌરવર્ણી ને તેજસ્વી; હેતાળ અને તોફાની. અમે સાથે રમતાં, નાનાં છોકરાંઓ રમે છે તેમ. અમે તોફાન કરતાં, લડતાં, કોઈવાર રડતાં પણ ખરાં—નાનાં છોકરાંઓ હંમેશાં કરે છે તેમ. એણે મારે માટે ઘણો ભક્તિભાવ કેળવ્યો હતો. મારી કલ્પનાએ એની આસપાસ કંઈ કંઈ સૃષ્ટિઓ ઘડી અને ભાંગી. એક મૂર્ખ કલ્પનાવિલાસી બાળકના ત્રણચાર મહીનાના સંસ્મરણોના મૂળમાંથી કેટલાંય વર્ષો સુધી સ્વાનુભવ અને સાહિત્યની સરિતાઓ વહી ગઈ. એ સ્મરણોનાં સમૃદ્ધરંગી ચિત્રો ખાસ કરીને એક નવલકથામાં ચીતર્યાં છે. એ ચિત્રોની મોહિની વાસ્તવિક જીવનના એક અતિસામાન્ય અનુભવના વર્ણનથી હું વિનાશવા માગતો નથી.

## પ્રકરણ ૩ જું

૧

૧૮૯૭ માં બાપાજી જોડે હું નાસિકની જાત્રાએ ગયો. અમે પરેલ ઉતરી, જી. આઈ. પી. ની ગાડી લીધી. મુંબાઈનો એ મારો પહેલો અનુભવ: ધુમાડો, ગંદકી, મોટાં ઘરો, ને ગીચ વસ્તી. એક જાતનો ધ્રાસ્કો હૈયામાં પડ્યો હોય એવું કે સ્મરણ છે.

પછી અસ્પષ્ટ સ્મરણો છે. ચોપડા વાંચતા ગોરોનો સમૂહ એ એક નવી વસ્તુ હતી. ત્ર્યંબકેશ્વરમાં એક ગોરે જીદ લીધી કે અમે તેના યજમાન થવા જ જોઈએ. ચોપડા તપાસી બાપાજીએ બીજાને ગોર સ્થાપ્યો. અમે કુંડમાં નાહવા ગયા ત્યાં પણ પહેલા ગોરે કેડો છોડ્યો નહી, અને પછી તો મારા દેવા બેઠો. બાપાજીએ ધમકાવી, પોલીસને બોલાવ્યો ત્યારે તે ગયો.

તીર્થોની પવિત્રતા યાત્રાળુઓના હૃદયમાં જ વસે છે તેનો મને આ પહેલો અનુભવ થયો.

૨

અમે નાસિકથી પાછા આવ્યાં ને બાપાજીની બદલી ધંધુકે થઇ. ત્યાં કોઇ મામલતદાર પર લાંચ લેવાનું આળ આવ્યું હશે એટલે તપાસ કરવા એમની નીમણૂક થઇ અને થોડા મહીના બા, બહેનો અને હું ભરૂચ રહ્યાં.

એ વખતે એક નાનકડું કુરકુરીયું મારો મોટો દોસ્ત બન્યું. સોનેરી રૂના ગાભલા જેવું તે સુંવાળું, નાનકડું ને ઘાટીલું હતું–જાણે જીવતું રમકડું. એ મને ઘેલો ઘેલો બનાવી રહ્યું હતું. હું દિવસ બધો એની સાથે રમતો ને એને પંપાળતો કે ભેટતો. મારે હાથે જ હું એને નવાડતો. જાતે જઇ હું દુધ પાતો. અમે બે જણુ સાથે ફરવા જતા, દોડતા ને રમતા. એનું નામ મેં બોબી આપ્યું હતું.

બોબીની આંખો બહુ જ સુંદર હતી, ને તે ઘણો વખત સ્નેહથી મારા પર ઠરી રહેતી. ઘણીવાર હું તેને સામું બેસાડી મારી બધી વાત કરતો. 'હું પરીક્ષા પાસ કરીશ કે નહીં, હું પરણીશ કે નહીં, બોબી 'બ્રેવ બોબી ' ની માફક મને મરતો બચાવશે કે નહીં વગેરે ઘણી વાતો હું કરતો, અને તેનો બધો જવાબ બોબી વગર બોલે આંખોથી જ આપતો.

કોઇવાર હું એને કહેતો કે આપણે બે ડમારકસના કોટની બહાર જઇ સુઇ રહીશું, અને સવારે રાજાનો વારસ શોધવા સરદારો દરવાજો ખોલી આવશે અને મને અંદર લઇ જશે, ને ગાદી પર બેસાડી રાજકુંવરી પરણાવશે ત્યારે હું તને પણ હીરે મઢીશ એમ હું ખાત્રી આપતો. અને એ મારી ખાનગી વાતમાં એને એકલાને બહુ જ શ્રદ્ધા હતી.

એને બહુ ભાવ આવે ત્યારે એ મને ચાટવા માંડતો; પણ બ્રાહ્મણના કુતરાથી એવું અબ્રાહ્મણ્ય કામ ન થાય તે શીખવવાનો હું પ્રયત્ન કરતો. પણ એ વાત બોબીને ગળે ઉતરતી નહીં તે જોઇ મને એના પર ઘણો ગુસ્સો આવતો.

બોબી આખો દહાડો મારી પાછળ જ ભમતું. દોરીએ બંધાવું તો એને ગમતું નહીં. કોઇ બાંધે તો નાના બાળકની માફક એ આક્રંદ કરીને રડે, એટલે હું દોડતો આવી એને છોડું અને એનાં આંસુ લુછવા બેસી જાઉં. રાતે પણ કોણ જાણે ક્યાંથી એ મારી પથારીમાં આવી લપાઇ જતું.

હું બોબીને મારી સાથે ભરૂચ લઇ ગયો પણ ત્યાં એ વિશે અનેક મુશ્કેલીઓ ઉભી થઇ. ત્યાં પટાવાળાઓ નહોતા એટલે એની બધી ઉસ્તેવારી મારે માથે આવીને પડી. સચીનમાં રસોડું અલગ હતું એટલે ત્યાં સુધી એ જતું નહીં, પણ ભરૂચમાં તો પરસાળમાંથી એ તરત રસોડામાં ઘુસી જઇ બ્રાહ્મણના ઘરનો ચોકો અભડાવી મારતું. અને દોરીએ બંધાતાં તો એ ચીસાચીસ કરી ઉઠતું.

તે વખતે હું ત્રિકાલ સંધ્યા કરતો. નાહીને અબોટીયું પહેરી હું ઉપર મહાદેવની ઓરડીમાં સંધ્યા કરવા જતો ત્યારે મારે પરસાળમાંથી જવું પડતું. અને તે વખતે મારી સાથે થવા બોબી પ્રાણ પટકતું. એની કારમી ચીસોથી ઘર ગાજી ઉઠતું, અને એનો જીવ જતો જોઇ મારું હૈયું ચીરાતું. સંધ્યા કરવી કે એને છાનું રાખવું

એ વચ્ચે મારું મન ગુંગળાઈ જતું. બેચાર વખત તો દોરી તોડી એ મને વળગી ચાટવા બેઠું ને મારે પાછા જઈ ફરીથી નાખવું પડયું.

મારો આત્મા કકળી ઊઠયો. આ ઉપાધિ રોજની થઈ એટલે એકવાર હું સખત નિર્ણય પર આવ્યો. બોબી વિના ચાલે, અકળાઈને સંખ્યા કેમ થાય ? પડોશીને મળી તેની વાડીમાં બોબીને મોકલી આપવાનું નક્કી કર્યું. પછી બીજે દહાડે હું એને છેલ્લી વાર ભેટયો. દુઃખે ચીરાતા હૈયાના ધ્રુસકા સમાવી મેં એની નિર્દોષ આંખોમાં રહેલો વિશ્વાસ જોયો. આખા જગતમાં હું એકલો જ એનો આધાર હતો. મારા ઘાતકી-પણા માટે તિરસ્કાર અનુભવતો હું બોબીને લઈ મારા પડોશીના માળીને આપી આવ્યો. બોબીની આંખો મને જોઈ રહી હતી. આ અપરિચિત વિયોગથી અકળાઈ તેણે મારી પાસે આવવાનાં ઘણુંએ ફાંફાં માર્યાં. તેની ચીસોથી મારું હૈયું ચીરાતું હતું; તેને પાછું લઈ લેવાનું મન થયું; પણ સંખ્યા કરવા જતાં મને એ અડકશે એ બીક લાગી એટલે આંખો મીંચી હું ત્યાંથી નાઠો. રોજ રાતના મારા કાનમાં કયાં સુધી તે ચીસો ગુંજાતી ને ત્યારે હું પથારીમાં માથું નાખી દડદડ આંસુએ રડતો.

૨

આજે સુરતની સાર્વજનિક તે વખતે The English School-ડીંગલી સ્કૂલ ને નામે વિખ્યાત હતી. ત્યાં ચુનીલાલ માસ્તરના હાથ નીચે, દોઢ વર્ષમાં પહેલાં ત્રણ સ્ટાંડર્ડ કુદાવ્યાં. પછી ભરૂચની હાઈસ્કૂલમાં હું દાખલ થયો.

ચોથા ધોરણમાં હું બેઠો ત્યારે ભાંડારકરની સંસ્કૃત માર્ગોપદેશિકાનો પહેલો પાઠ ચાલતો હતો. અને પહેલે જ દિવસે માસ્તરે પહેલા પાઠ નીચે આપેલા penultimate આદિ ભયંકર શબ્દોથી ભરપુર નિયમો ગોખવા આપ્યા. એ ગોખણીયા યુગ હતો. આખું વાકય ન સમજાય તે પરવડે પણ એક શબ્દ ભૂલતાં રહી જાય તો સોટીનો ફટકો પડે. મેં માથાકુટ કરવામાં કસર નહીં રાખી. સંસ્કૃત વ્યાકરણનું રહસ્ય સમજાવવા એક માસ્તર રાખ્યો. गच्छामि, गच्छाव–થી આખું ઘર ગજવ્યું. સંધિના નિયમે નિયમ કડકડાટ ગોખવા માંડયા. પણ એ બધામાં ચાંચ ન ડુબી તે નજ ડુબી. પછીના વર્ષોમાં તો અનેકવાર ભાંડારકરનાં પુસ્તકો ગોખ્યાં, પરીક્ષાઓ આપી, સારા માર્કો મેળવ્યા. પણ પ્રથમદર્શને ઉદ્ભવેલો અણગમો આજસુધી રહ્યો છે, ને પરિણામે વ્યાકરણ માત્રનું મારું જ્ઞાન નહીં જેવું જ રહી ગયું છે. ભાંડારકરની વિદ્વત્તા અગાધ હતી, પણ તેમનું બાલ માનસનું જ્ઞાન અત્યંત પરિમિત હતું. એમની અધરી રીતથી કેટકેટલાને સંસ્કૃત ભાષા દુર્ગમ થઈ પડી છે.

( અપૂર્ણ )

નવાં સત્યો શોધી કાઢવાં એ સૌથી મોટો ને ઉમદા આનંદ છે; અને પછી જુના પૂર્વગ્રહોને દફનાવી દેવા.

—ફ્રેડરિક ધી ગ્રેટ

[ માનવતા : અનુસંધાન પૃષ્ઠ ૨૩૬થી ]

કોઇ બક્ષે પાકે એમ હમેશાં પ્રાર્થતો. પણ પાર્લમેન્ટની નીતિ જોઇ તે નિરાશ થતો. મ. ગાંધીજીના લેખો અને વ્યાખ્યાનો વાંચી એની એ નિરાશા આશાના સ્વરૂપમાં ફેરવાઇ. બક્ષ્થી યે ઓજસ્વી પ્રતિભાના એને ઘરઆંગણે દર્શન થયાં. એક જ વાર ગાંધીજીને એણે સાંભળ્યા અને તે તે જ ક્ષણથી આ અહિંસાના દષ્ટાનો હૃદય ને મનથી ભક્ત થઇ ગયો.

*       *       *

સૈકાઓ થયાં એક જ આસમાનના છત્ર તળે રહેતા, એક જ ભૂમિનું અનાજ ખાતા, એક જ દેશનું પાણી પીતા, આ ભાઇભાઇ જેવા હિન્દુ–મુસ્લીમોને એકબીજાનો જીવ લેતા જોઇ એનું કુમળું હૃદય કમ્પી ઉઠ્યું. એની ભાવનાએ અંતરમાંથી પોકાર કર્યો.

માતાની ઘણી ' ના ' છતાં તેણે સ્વયંસેવક તરીકે નામ નોંધાવ્યું. શરૂઆતમાં તો ત્હેણે મુસ્લીમ–લત્તાઓમાં જઇ ઉપદેશ આપવો શરૂ કર્યો. વિકરાળ હિંસક માનસને એનો ઉપદેશ ન રુચ્યો; અને ખુદ મુસલમાનોને હાથે આ પાક મુસ્લીમને માર ખાવો પડ્યો. માત્ર મુસલમાન હોવાને કારણે એ દિવસે જીવતો રહી શક્યો.

આ બનાવથી તે હિંમત હાર્યો નહિ. ઉલટું એના હૃદયમાં તે દિવસે બમણું જોસ આવ્યું. ત્હેની ભાવના સવિશેષ જાગ્રત થઇ. બીજે દિવસે હિન્દુ લત્તામાં જવાનો ત્હેણે મનમાં નિર્ણય કરી લીધો. રોજ કરતાં આજ તે વ્હેલો જમવા બેઠો. પુત્રની–એકના એક પુત્રની–સલામતી માટે માતાના હૃદયમાં નિરંતર ચિંતા થયા કરતી એનું ચાલત તો ત્હેને ઘરમાંથી બ્હાર પગ ન મૂકવા દેત. પણ કદી ના કહેવા ન ટેવાયલી માનું હૃદય પુત્રની જીદ અને ધગશને ના પ્હોંચી શક્યું. જમતાં જમતાં માએ ફરી એકવાર પુત્રને પકડી રાખવા પ્રયત્ન કરી જોયો.

" બેટા, આજ ન જાય તો ન ચાલે ! "

" અમ્મા, આજ તો મ્હારે જવું જ જોઇએ. હવે તો પોલીસો પણ સંતાતા ફરે છે. એટલે હવે જ ખરું કામ તો છે. "

પોતે ગઇ કાલે માર ખાધો હતો, અને આજ હિન્દુ લત્તાઓમાં પોતે ફરવાનો છે એ બન્ને બાબતો એણે જાણી જોઇને માથી છૂપાવી હતી. નહિ તો માતા એને આજ આમ જવા ન દેત.

" બેટા, આવામાં જાનનું કેટલું જોખમ ! તું ઘરમાં આવે નહિ ત્યાં સુધી મ્હારો જીવ ઉંચો ને ઉંચો રહે છે. "

" મા, તું ખોટી ચિંતા કરે છે. એમ તે કાંઇ મરી જવાતું હશે ! " હુસેને હસતાં હસતાં કહ્યું. માતાનું હૃદય આ હાસ્ય ક્યાંથી ઝીલી શકે !

" બેટા, મોત કોઇને પૂછીને નથી આવતું. "

" અમ્મા, આવા પરોપકારના કાર્યમાં મરવાનું સદ્‌ભાગ્ય કોઇ વિરલાના નસીબમાં જ લખાયલું હોય. " હજુ હુસેનના મુખ ઉપર એ જ સ્મિત હતું.

" દીકરા, એવું મ બોલ. એવું મોત તો દુશ્મનને પણ ન આવજો. " " મા,

મ્હને તો કાંઈ થવાનું નથી. તું જ કહે છે ને કે સૌને સાચવનારો ખુદા છે. તો એ ખુદા મ્હને નહિ સાચવે ? "

" ખુદા ત્હને સલામત રાખે. બોલ બેટા, રાતે શું ખાશે ? " હુસેન નથી માનવાનો એની ખાત્રી થતાં માતાએ વાત બદલી.

" મા, આજ તો ખીચડી જ કરજે. "

" ઠીક, પણ તું કાલ જેમ મોડો ન આવીશ નહિ તો ખીચડી ઠરી જશે. "

" ના, ના, આજ તો જરૂર વ્હેલો આવીશ. "

માતાને વ્હેલા આવવાનું વચન આપી પુત્ર ગયો ને માતા વ્હાલા પુત્રના જાનની ચિંતામાં પડી.

સ્વયંસેવક દળના નેતાની મરજી ના હોવા છતાં તેણે હિંદુ લત્તામાં જવાનો નિશ્ચય કર્યો હતો, જ્યારે ત્રણ ઘાયલ થયેલા હિન્દુઓને ગોળપીઠા પાસેથી ખસેડી ' એમ્બ્યુલન્સકાર 'માં તે હોસ્પીટલમાં ગયો. એ બધાની વ્યવસ્થા કરી તે બ્હાર નીકળતો હતો ત્યાં હોસ્પીટલના દરવાજા પાસે ખાટલામાં પડેલા એક હિન્દુ દરદીએ એને ઓળખ્યો. નહિ ઉઠી શકાય એવી સ્થિતિમાં હોવા છતાં તે દરદી ઉઠ્યો. લથડતે પગે તે હુસેનની સામે ગયો અને ત્હેને પગે પડ્યો.

" ભાઈ, કાલે તમે ન હોત તો હું આજ આ સ્થિતિમાં પણ જીવતો ન હોત ! " દરદીએ કૃતજ્ઞતાભરી નજર હુસેન પર ફારી.

હાથ ઝાલી ત્હેને ઉભો કરતાં હુસેન બોલ્યો, " ભાઈ, ખુદા સૌનો બેલી છે. " આટલું બોલી પેલા જખ્મીના માથા પર હાથ ફેરવી તે પોતાની ફરજ પર ચાલી ગયો.

ત્યાંથી તેણે કાંદાવાડીનો રસ્તો લીધો. વધારે અને ફ્રેખીની આફતમાં આવી ન પડાય એટલે એણે આજે ટોપી ન્હોતી પ્હેરી.

થોડીવારે તે કાંદાવાડી આવી પહોંચ્યો. એક ન્હાની ગલીના નાકા પાસે ચારપાંચ મવાલીઓ હાથમાં ડાંગ લઈ ઊભા હતા. બધાએ એના તરફ એક શંકાભરી નજર નાખી. કોઈપણ જાતના ભય વગર તે તેમના તરફ ગયો. હૃદયમાં રહેલી ઉપદેશની સાહજિક અને સરળ લાગણી તે ના રોકી શક્યો.

" ભાઈઓ શા માટે આમ આપણે અંદર અંદર લડી મરવું ? "

" હવે જા જા, મ્હોટો દેશભક્ત થઈને આવ્યો છે તે. " એક ડાંગધારી બોલી ઉઠ્યો.

એનો ચ્હેરો મવાલીઓને પણ મુસલમાન જેવો લાગ્યો. માણસ ઘણીવાર પ્રયત્નપૂર્વક પણ પોતાની જાત ને જન્મ નથી છૂપાવી શકતો. પણ એના માથા પર ટોપી હતી નહિ, અને મવાલીઓ સિટલો નિર્ણય કરતા ખંચાયા. હુસેને ફરીથી કહ્યું.

" ભાઈઓ, ખુદાને ખાતર..."

" આતો સા...મુસલ્લો છે. મારો, મારો " ટોળામાંથી એકજણ બોલી ઉઠ્યો—ને બીજાઓએ " મારો, મારો " શબ્દોનો પ્રતિધ્વનિ પાડ્યો. જાણે સંભળાતા બોલ બારીએ આવ્યા. દુકાનદારો એ દિશામાં જોવા લાગ્યા. લોકોમાંથી પણ કેટલાકે ' મારો ' શબ્દને પોષણ આપ્યું.

મવાલીઓ હુસેન તરફ આગળ વધતા હતા.

" ખબરદાર ! ત્યાં જ થોભો. " હુસેને ત્રાડ પાડી. એના અવાજમાં ભયંકરતા હતી, કોઇની એની વધારે પાસે જવાની હિંમત ન ચાલી. એટલામાં પાછળથી કોઇએ પીઠમાં છરાનો ઘા કર્યો. પાક મુસલમાન યુવક જમીન પર ઢળી પડ્યો. વાઘને પડેલો જોઇ શિકારીઓને શૂર ચઢ્યું. લાઠીઓ લઇ મવાલીઓ આ મરતા યુવક પર તૂટી પડ્યાં. અને પોતાને સંતોષ થતાં ગલીકુચીઓમાં પાછા અદૃશ્ય થઇ ગયા.

બારીએથી સેંકડો હિન્દુઓએ આ બનાવ જોયો. પરધર્મી પડ્યો એ વિચારે કેટલાક રાજી પણ થયા,

શી ભયંકર ધર્માન્ધતા ! શી કઠોર હૃદયહીનતા !

કોઇકનાં હૃદય, કળ્યાં પણ હશે. પણ નીચે ઉતરી એ મરી ગયો કે જીવે છે તે માટેની જિજ્ઞાસા હોવા છતાં કોઇ હિંમત ન કરી શક્યું.

એટલામાં બે હિન્દુ સ્વયંસેવકો એ ત્યાંથી પસાર થતાં તેને પડેલો જોયો, ત્હેને ઓળખ્યો. ત્હેમાંનો એક ત્હેનો કૉલેજનો સહાધ્યાયી હતો. તે એની વૃદ્ધ માને ખબર પ્હોંચાડવા ત્હેને ઘેર ગયો. બીજો ત્હેને ગાડીમાં નાંખી હોસ્પીટલ તરફ લઇ ગયો.

* * *

હુસેન બેભાન અવસ્થામાં પડ્યો. હતો ડૉક્ટર હિંદુ હતા. એટલે હુલ્લડમાં ઘવાએલા હિન્દુભાઇઓ તરફ વિશેષ લક્ષ આપવું જોઇએ એમ તે પોતે માનતા. આવી સ્થિતિમાં અર્ધો પોણો કલાક હુસેન પડી રહ્યો. આખરે કૉમ્પાઉન્ડરે આવી એના ઘા ધોયા, અને એને ખાટલા પર સુવાડ્યો.

આક્રન્દ કરતી માતા આવી. વોલન્ટીઅર જાતે ગયો ત્યારે ડૉક્ટર આવ્યા. માતાની આંખમાં આંસુ ન્હોતાં માતાં.

" આ હોસ્પીટલ છે. ત્હમારું ઘર નથી. બીજા દર્દીઓનો જરા વિચાર કરો " રડતી માતાને ધમકાવતાં માનવતાના મૂર્ત સ્વરૂપ સમા લેખાતા ડૉક્ટરે કહ્યું.

ડૉક્ટરે હુસેનને તપાસ્યો અને ચાલતા માંડ્યું. પેલા સ્વયંસેવકે પૂછ્યું, " ડૉક્ટર સાહેબ, એને કેમ છે ? "

" Hopeless, Heart is sinking. "

( આશા નથી. હૃદય નબળું પડતું જાય છે. )

અભણ માતાએ સ્વયંસેવકને પૂછ્યું.

" ભાઇ દાક્તરે શું કહ્યું ? "

" ઠીક છે. ખાસ ફીકર કરવા જેવું નથી. " માતાનું હૃદય સમજતાં સ્વયંસેવકને અસત્ય કહેવું પડ્યું.

" ભાઇ, ખુદાનો દીધેલ મ્હારો એકનો એક ખોટનો દિકરો છે. " શબ્દે શબ્દમાં પુત્રવાત્સલ્ય અને નિરાધારતા હતાં.

એટલામાં હુસેન જરા હાલ્યો. માતાના હૃદયમાં આશા આવી તે ઊભી થઇ. ખાટલાની છેક પાસે આવી.

કોઇને સબુર કહેતો હોય તેમ હુસેને એક હાથ ઉંચો કર્યો. એ દ્રશ્ય જોઇ મૃત્યુ પણ પળવાર અટકી જાત.

" ભાઇઓ ખુદાને ખાતર..." હુસેન ભાન વગર લવતો હતો. માતાએ કપાળે હાથ ફેરવ્યો.

" બેટા...! "

" અમ્મા, મા...! " એનો હાથ હેઠો પડયો, આંખ અધખૂલી ન ખૂલી ત્યાં મીંચાઇ ગઇ. ને અધૂરી આશા, અધૂરી ભાવના, અધૂરાં સ્વપ્નાં મૂકી એનો આત્મા ઊડી ગયો.

ત્હેની માતાને ચક્કર આવ્યાં " બેટા " એટલા શબ્દો બોલતાં તે જમીન પર ઢળી પડી.

* * *

સમય સાથે લોકોનું ઝનુન આપમેળે ઓછું થયું. હુલ્લડ શાંત પડયું. સરકારે પ્રજાને સંતોષવા અને બીજી પ્રજાઓ પાસે પોતાની સુજનતા સિદ્ધ કરી બતાવવા " તપાસ સમિતિ " બેસાડી. ત્યાં પણ પક્ષાપક્ષીનું જ વાતાવરણ હતું. બે માસે એનો હેવાલ છપાઇ બહાર પડયો. કાઉન્સીલ, એસેમ્બ્લી, અને પાર્લમેન્ટમાં સવાલ જવાબ થયા. ને પરિણામે !

રાષ્ટ્રીય પ્રગતિમાં હિન્દ ઘણાં ડગલાં પાછળ હટયું.

પણ હુસેન ? આજે એની કબર કયાં છે ત્હેની પણ કોઇને ખબર નથી.

આ ભ્રાતૃભાવ ! આ ધર્મ ! આ માનવતા !



[ ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ : અનુસંધાન પૃષ્ઠ ૨૫૪થી ]

ગાંધીજીનું સહકારમંડળ આ વખતે સાહિત્ય અને લોકસેવાનાં જુદાંજુદાં ક્ષેત્રોમાં કામ કરવા જાણે ચડ્યું હતું. ઇન્દુલાલ યાજ્ઞિક, રસિકલાલ પરીખ, મહાદેવ દેસાઈ, સ્વામી આનંદ, કાકા કાલેલકર, જીનવિજયજી, પંડિત બેચરદાસ વગેરે વગેરેમાં એક બીજાના સહકારમાં વિદ્યાપીઠના શિક્ષણના સાધનપુસ્તકોના પ્રકાશન માટે સરસાઈ ચાલવા માંડી. પરિણામે ગુજરાતી ભાષાસાહિત્યના સંગીન અભ્યાસમાં ઉપયોગી નીવડે એવા સમર્થ પુસ્તકો એક પછી એક પ્રસિદ્ધ થવા લાગ્યાં. ગાંધીજીના મંડળના ઉપપદ જેવા પાઠક પણ ગાંધીજીના અને પોતાના તેજે ઝટ પ્રકાશમાં આવી ગયા.

ઇન્દુલાલે શરૂ કરેલું ' યુગધર્મ ' માસિક વિદ્યાપીઠના લેખકમંડળનું મુખપત્ર બન્યું અને તેદ્વારા આ લેખકમંડળે રાષ્ટ્રીય દૃષ્ટિકોણથી રાષ્ટ્રના, સમાજના અર્થકારણના અને સાહિત્યના પ્રશ્નો ચર્ચતી વિવિધ લેખમાળાઓ પ્રગટ કરવા માંડી. શ્રી પાઠકના સાહિત્યકારજીવનની આ પ્રતિભાશીલ યુગપ્રેરક પશ્ચાદ્ભૂમિ છે. ' યુગધર્મ ' માસિક શ્રી. કનૈયાલાલ મુનશીના તંત્ર તળે ચાલતા ' સાહિત્યસંસદ 'ના મુખપત્ર ' ગુજરાત ' સાથે ભળી ગયું. પાઠકે આ પછી એમની પોતાની સાહિત્યપત્રિકા ચાલુ રાખવા ' પ્રસ્થાન ' માસિક શરૂ કર્યું અને તેમના તંત્ર નીચે તે હજી સંગીનતાથી ચાલી રહ્યું છે.

મહાત્માજી, વિદ્યાપીઠના વિદ્યાર્થીમંડળ અને સહકારીઓના પ્રેમપાત્ર થયેલા

[ પત્નીનો પ્રથમ પત્ર : અનુસંધાન પૃષ્ઠ ૨૫૬થી ]

આફિસથી પરવારી, રોજની જેમ ફરી લઇ, બારોબાર લોજમાં જમી, રાત્રે ઘેર ગયા, અને રખેને આનંદલાલ કે કોઇ આવી ચઢે એ બીકે, બારણાને કડી મારી દીધી.

કપડાં બદલ્યાં, પથારી પાથરી અને નિરાંતે લંબાવી પેલો પત્ર વાંચવા હાથમાં લીધો. હજુ વાંચવા જાય ત્યાં બારણું ખખડ્યું.

પ્રવીણચન્દ્રને આખા જન્મમાં ઉપજ્યો નહિ હોય એટલો ગુસ્સો અત્યારે ચઢ્યો. રાત પડી તોએ પોતાની પત્નીનો પ્રથમ પત્ર વાંચવા જેટલું એકાન્ત ન સાંપડે એથી વધુ દુર્ભાગ્ય કયું હોઇ શકે ?

‘ કોણ આનંદલાલ ? ’ પ્રવીણચન્દ્રે ગુસ્સામાં બારણું ઉઘાડ્યા વિના જ પૂછ્યું.

‘ હા ! શાળી ઉંઘ આવતી ન હતી તે થયું કે લાવ જરા બેસું ! બારણું તો ઉઘાડો ? ઉંઘી ગયા કે શું ? ’

હવે પ્રવીણચન્દ્રનો ગુસ્સો કાબુમાં ન રહ્યો. સવારના પહોરમાં જ એમનાં પગલે પત્ર ન વાંચી શક્યો અને અત્યારે રાત્રે પણ જંપ નહિ !

‘ ઉંઘ ન આવતી હોય તો જાગરણ કરો ! આ તે કંઇ ધર્મશાળા દીઠી ? ’ કહેતાં, બારણું ન ઉઘાડતાં, પ્રવીણચન્દ્રે પત્ર વાંચવા માંડ્યો. હંમેશના શાન્ત પ્રવીણચન્દ્રનું આવું રુદ્ર સ્વરૂપ જોઇ, ‘ કંઇ ભાંગ બાંગ પીને આવ્યા લાગે છે ! ’ એમ બબડતાં આનંદલાલ પાછા ફર્યા.

---

[ દોહન : અનુસંધાન પૃષ્ઠ ૨૫૭થી ]

## માનવ અને પશુ

મનુષ્ય પણ છેવટે તો એક પશુ જ છે. માટે એણે પોતાને પશુ સમજી પશુની જેમ જ બંધનોથી પર થઈને, કુદરતી પ્રેરણાએ પ્રેરે તેમ વર્તવું એ એક હિંસાનો અતિરેક છે. કારણ, માણસને પ્રકૃતિએ પશુ બનાવ્યો છે, પણ એણે પોતાનું જીવન પ્રકૃતિખોળે જ રાખી મૂક્યું નથી. એણે પોતાની આખી રહેણી અને જીવનવ્યવસ્થા વિકૃત અથવા સંસ્કૃત કરેલી છે. કેટલીક બાબતમાં વિકૃત કરી છે, કેટલીક બાબતમાં સંસ્કૃત કરી છે. આથી અનિયંત્રિત અથવા પ્રકૃતિનિયંત્રિત જીવન જ એને માટે શક્ય નથી. આ હકીકત ન સ્વીકારવામાં એક અતિરેક થઈ જાય છે.

પણ માણસ અપ્રાકૃત બનેલો છે, માટે સર્વ પ્રાણીના સમાનધર્મોથી તદ્દન પર થઈ શકે છે, એ પશુ છે જ નહિ,—એ ખ્યાલમાંથી બીજો અતિરેક ઉત્પન્ન થાય છે. કારણ, વિકૃતિ અને સંસ્કૃતિ બન્ને ફાંટા પ્રકૃતિમાંથી જ ફૂટી છે, અને તેમાંથી જ, છેવટે તો, એને જીવનરસ મળે છે. આથી એનામાં રહેલા પશુભાવને પણ સમજ્યે જ છૂટકો છે.

આ રીતે મનુષ્ય બીજાં પ્રાણીઓની જેમ પ્રકૃતિનું એક બાળક છે, પણ તેનામાં પ્રકૃતિને વિકૃત કે સંસ્કૃત કરવાની શક્તિ રહેલી છે; પણ એથી સંપૂર્ણ સ્વતંત્ર થવાની શક્તિ નથી. બીજાં પ્રાણીઓની જેમ એનામાં સ્ત્રીપુરુષનો ભેદ છે. એ ભેદ ગાય-બળદની જેમ યોનિભેદ ઉત્પન્ન કરનારા નથી, પણ ગાય-બળદની જેમ ભિન્ન ધર્મો ઉત્પન્ન કરનારાં જ છે.

—કિશોરલાલ મશરૂવાળા : પ્રસ્થાન : આસો ૧૯૫૧

## અમર સાહિત્ય

ચિરંજીવ, અમર તે સાહિત્ય. ગમે તેટલી નકલો ખપે, છાપખાનાં છાપતાં થાકી જાય એ ક્ષણિક વેઠાગ ક્ષણિક અથવા લૌકિક અથવા એક ઘપકામાં જે અત્યંત સાચું અને સનાતન સત્યોથી ભરેલું લાગે છે તે ખોટી સોનેરી જેવું પણ પુરવાર થાય છે, ઝાંખું પડી જાય છે, કાળું પડી જાય છે, કચરામાં જાય છે. તે સાહિત્ય નથી.

વર્ષાનાં જળ જેમ પ્રકાશનોની સંખ્યા વધતી જાય—જ્યારે પ્રજામાં મોંઘાં અતિ ઘણાં ઉભાં થયાં હોય ત્યારે ત્યારે સંખ્યા વધે, મૂલ્ય ઘટે. રમકડાં પાણી જેમ

જોડણી, વ્યાકરણ, શાસ્ત્રો વગેરેમાં પણ મને કહેવા દેશો. જે ભાષા જીવતી છે, જે પ્રજા જીવતી છે, જે વધારે ભરનારા અનુભવો અને ચડતીપડતીમાંથી પસાર થાય છે તેને કોણ કેવળ અલંકાર છે; અથવા અલંકારે નહિ, માત્ર છાપરૂ. એ સાહિત્ય નથી, સાહિત્યમાં પ્રમાણ તરીકે સ્વીકારવા યોગ્ય નથી, ઉપસાહિત્ય છે.

મૂળભાષામાં તે જીવતી હતી તે સમયના કોષ ભરી ગયા પછી પ્રમાણભૂત મનાયાના છે

પ્રો. બ. ક. ઠાકોર : શરદ વાર્ષિક ૧૯૫૧

[ નવું સાહિત્ય : અનુસંધાન પૃષ્ઠ ૨૫૯થી ]

**મિરાતે અહમદી** ( પુસ્તક ૨, ખંડ ૨ )—અનુવાદકઃ દીવાનબહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી; મૂલ્ય ઉપર મુજબ.

**કવિ રત્નેશ્વરકૃત શ્રીમદ્ ભાગવત ( ગુજરાતી પદ્યાનુવાદ ) સ્કંધ** ૧-૨—સંશોધક અને સંપાદકઃ કેશવરામ કાશીરામ શાસ્ત્રી; મૂલ્ય ઉપર મુજબ.

**ગુજરાતી સાહિત્યમાં સૉનેટ**—લેખક; સુંદરજી ગો. બેટાઇ; મૂલ્ય રૂ. ૦-૪-૦.

**ગુજરાતની વનસ્પતિયો**—લેખકઃ બાપાલાલ ગરબડદાસ વૈદ્ય; મૂલ્ય ઉપર મુજબ.

**કેળનો બગીચો**—લેખકઃ મગનલાલ ગજ્જર; મૂલ્ય ઉપર મુજબ.

**ભૌગોલિક કોષ** ( પ્રાચીન અને મધ્યમાલીન )—લેખકઃ ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી; મૂલ્ય રૂ. ૦-૧૨-૦.

**વહાણુની પરિભાષા**—સંગ્રાહક અને સંપાદકઃ હરિલાલ રંગીલદાસ માંકડ; મૂલ્ય રૂ. ૦-૮-૦.

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો સન ૧૯૩૪ ની સાલનો રિપોર્ટ**—

## અવલોકનો

### (૧) સુરત અને સુરતીઓ

**હંસા મહેતા**

**" અમે બધાં "**:—લેખકોઃ જ્યોતિન્દ્ર હ. દવે અને ધનસુખલાલ મહેતા પ્રકાશકઃ મૂળશંકર મો. ભટ્ટ મૂલ્ય ૨-૮-૦

અત્યાર લગણુ લખાયલી ગુજરાતની નવલકથાઓમાં આ પુસ્તક નવીન જ ભાત પાડે છે. નવલકથા અને તે પણ જૂના મત પ્રમાણેની નવલકથા એટલે પ્રેમલા પ્રેમલીની કથા; પછી એ ગમે તેટલી સંસ્કારી ભાષામાં લખાયલી હોય. જેને અંગ્રેજીમાં રૉમૅન્ટીસીઝમ કહે છે તે કક્ષામાં આવતી નવલકથાઓ ગુજરાતના સાધારણ વાંચકવર્ગને ગમે તેટલી પ્રિય થાય પરંતુ નવીન સાહિત્યનો જેણે સ્વાદ ચાખ્યો છે તેને એ જાતનું સાહિત્ય તો હવે જુનવાણી જેવું લાગે છે. " અમે બધાં " એ દોષથી દૂર છે. એમાં નથી કોઇ વીરની પરાક્રમકથા કે નથી કોઇ પ્રેમીનું પ્રેમપુરાણ. " અમે બધાં "નો નાયક સામાન્ય જન છે. અને પોતાના સામાન્ય જીવનમાં વાચકવર્ગને ડોકીયું કરાવે છે. આ સામાન્ય જીવન કાલ્પનિક જીવન નથી પરંતુ અમુક સમયે નાયકના વતન સુરતમાં રહ્યા હશે તેમનું જોયેલું અને અનુભવેલું જીવન છે. એમનાં પાત્રો પણ જીવન્ત મૂર્તિઓ પરથી દોરેલાં છે. કોઇને એમ લાગે કે જો પુસ્તક સુરત શહેર અને ત્યાંના વતનીઓના જીવનની કથા હોય તો તેમાં બીજાને શો રસ પડે ? આ પ્રશ્નના જવાબમાં જ પુસ્તકની વિશિષ્ટતા રહી છે. ચાર્લ્સ ડીકીન્સનું ' પીકુવીક પેપર્સ ' જગમશહૂર છે. લંડન અને લંડનમાં વસતા લોકો વિશે, તેમની રહેણીકરણી વિશે ડીકીન્સે લખ્યું છે. તે છતાં એ જેમણે લંડન જોયું પણ ન હોય કે ત્યાંની કોકની ભાષા સાંભળી પણ ન હોય એવા લોકોને પણ પુસ્તકમાં રસ પડયો છે. એનું કારણ એકજ છે. એમાં પાત્રાલેખનની ખૂબી અદ્ભુત છે.

આ પાત્રાલેખન સાથે રમતિયાળ છતાં ગંભીર ભાષાનો સુમેળ એ જ ડીકીન્સના પુસ્તકોની વિશિષ્ટતા.

" અમે બધાં " આ સુરત અને સુરતના વતનીઓનું ચિત્ર દોરાયું છે, લેખકોની ભાષા રમતિયાળ છે પરંતુ પુસ્તકનું ગાંભીર્ય જળવાયું છે એ જ આ પુસ્તકનો ગુણ છે.

સુરત એટલે સ્હેલાણીનું શહેર. સુરતીલાલા સ્હેલાણી એ ત્યાંના વતનીનું વર્ણન પણું જાણીતું છે. એટલે સુરતનું જીવન એક વખત તો બહુ જ રસિક હશે. કાળચક્રના આરામાંથી નીકળતા તણખાઓએ એ જીવનની રસિકતા સુકાવી નાખી છે, આજના જોનારને તો હિન્દુસ્થાનના બીજા ભાગોમાં જે શુષ્કતા છે તે જ શુષ્કતા ત્યાં પણ દૃષ્ટિગોચર થશે. પરંતુ એક વખતના એ સ્હેલાણી શહેરના રસિક જીવનમાં અનેક રંગો હતા. એ અદૃશ્ય થતા જીવનના રંગો ઝાંખા પડે તે પહેલાં એનું ચિત્ર દોરી એ જીવનને કાયમ રાખવાની હોંસથી આ બન્ને સુરતના વતની લેખકોએ આ પુસ્તક લખ્યું છે અને એમાં એમને સફળતા મળી છે એમ મારું માનવું છે.

સુરતનું જે થોડું ઘણું જીવન મેં જોયું છે—સુરતના જન્મ છતાં આખો જન્મારો જે સુરત બહાર કહાડયો છે, તે છતાં એ વૈશાખ મહિનાની લગ્નસરા વખતે ક્વચિત્ કે ક્વચિત્ સંક્રાંત વખતે પતંગ ચગાવવા જવાનું થયું તે વખતનું જોયેલું આ પુસ્તક વાંચવાથી હું તાદૃશ કરી શકી છું. ન્યાતનાં જમણો, જુવાન છોકરાઓ રેશમી પહેરણ પહેરી, ગળે રેશમી રૂમાલ બાંધી ફાંકડા બની યુવતીઓનો હૃદયકીલ્લો સર કરવા ન્યાતમાં પીરસવા નીકળતા એ દૃશ્ય કે સંક્રાંતમાં સવારે પાંચ વાગે અંધારામાં ઊઠી કનકવા ચગાવવાની ધમાલ કરી મુકતા છાપરે છાપરે કૂદી "કાયપો છે, કાયપો છે" એ સુરની શબ્દોથી ગગન ગજાવતા—કારણ કે એ શબ્દ કરતાં ' કાયપો છે ' એ વધારે પ્રચલિત શબ્દ હતો છતાં લેખકોએ એ શબ્દ કેમ નથી વાપર્યો ?—એ દશ્યો પુસ્તક વાંચતાં આપ આગળ ખડાં થાય છે.

પાત્રાલેખનનું કાર્ય પણ લેખકોએ બહુ સફળતાથી પાર પાડયું છે, એકેક કુટુમ્બનું જીવન તેમાં ગરીબ ગાય જેવી મંગળા, વ્યવહારશૂન્ય પોતાના કામ સિવાય કશામાં માથું નહિ મારતા છતાં ' હીટલર કે મુસોલીની ' જેવા આપખુદી છનસુખરામ, વ્હાલસોયા દાદા દલસુખરામ તે ઉપરાંત બન્ને પક્ષના સંયુક્ત કુટુમ્બનાં અનેક સગાં અને એ બધાં પાત્રોમાં પાછી વિવિધતા, લેખકોએ જાણે પોતાનાં જ જીવન ઉથલાવી પોતાની પરિચિત વ્યક્તિઓ શોધી શોધીને એમના પરથી દોર્યાં હોય એમ જ લાગે !

પુસ્તક રમતિયાળ શૈલીમાં લખાયું છે. અનેક હસવા જેવા બનાવો અંદર આલેખ્યા છે છતાં પુસ્તકમાં ગાંભીર્ય છે. લેખકોનો ઉદ્દેશ તો એ અદૃશ્ય થતા જીવનની ઝાંખી કાયમ રાખવાનો હોય, સાથે સાથે સુરત અને સુરતના વતનીઓની મીઠી મશ્કરી કરતાં કરતાં એમના સંકુચિત જીવનપર અનેક પ્રહારો કર્યા છે. સુરતની લાલાશ સામે તો સુરત પ્રેમી નર્મદે પણ દાઝથી લખ્યું છે. એ જ દાઝથી દોરાઈને સુરતની ખામીઓ લેખકોએ બતાવી છે. પરંતુ સાથે સાથે એ ખામીઓ છતાં With all thy faults

I love thee still ' તારી અનેક ખામીઓ છતાં તું મને પ્રિય છે એ ધ્વનિ પુસ્તકમાંથી નીકળતો હોય એમ સહજ લાગ્યા વિના રહેતું નથી.

૨

**અરૂણનું અદ્‌ભુત સ્વપ્ન**: લેખિકા અને પ્રકાશકઃ હંસા મહેતા: પૃષ્ઠ સંખ્યા: ૧૫૦ ચિત્ર સંખ્યા ૬૮. કિં. રૂા. ૧–૮–૦.

આજથી માત્ર થોડાં વર્ષ ઉપર આપણે ત્યાં બાલસાહિત્ય જેવું કશું હતું જ નહિ. પરંતુ આ થોડાં વર્ષમાં એ દિશામાં ઠીક ઠીક પ્રગતિ થઇ છે. છતાંયે તેમાંના ઘણાં પ્રકાશનો વાર્તા વિભાગનાં છે અને થોડાંક પૌરાણિક દંતકથાઓનાં છે. જોઇએ તેવાં પ્રકાશન સાધનોને અભાવે, અને કિંમત સોંઘી રાખવાના આશયે એ પુસ્તકો અને પુસ્તિકાના ઉઠાવ પણ સાધારણ રીતે સામાન્ય જ હોય છે. આવી દશામાં શ્રી. હંસા મહેતાએ બાલ વાર્તાવલિના બે ભાગ અને ગોળીબારની મુસાફરી અગાઉ પ્રસિદ્ધ કરેલ. આ પુસ્તકોનાં રૂપરંગ ઉત્તમ કોટિનાં હોઇ એવા પ્રકારના પાશ્ચાત્ય બાલસાહિત્યના પુસ્તકોની સરખામણીમાં ઊભાં રહી શકે તેવાં હતાં. ' અરૂણનું અદ્‌ભુત સ્વપ્ન ' કાંઇક મોટી ઉમરના કુમાર અને કુમારિકાઓ માટે રચાયેલ છે અને શ્રી. હંસા મહેતાની આ વિભાગની આ પ્રથમ મૌલિક કૃતિ છે.

અરૂણ નામના એક કુમારને સ્વપ્ન આવ્યું અને સ્વપ્નદશામાં તેણે વિષ્ણુના વાહન ગરૂડરાજની પીઠ ઉપર પૃથ્વી પર્યટન કર્યું એનું વર્ણન છે. પુસ્તકનાં રૂપરંગ કુમાર કાર્યાલયને આભારી હોવાથી ઉત્તમ કોટિનાં હોય એમાં નવાઇ જેવું નથી. શૈલી સરળ છતાં સંસ્કારી અને હૃદયંગમ છે. જાપાન, અમેરિકા, ઇંગ્લાંડ, ફ્રાંસ, રશિયા, તુર્કી, જીનીવા, જરમની, ઇટાલી, મીસર વગેરે સ્થળોનાં વર્ણન ઉપરાંત જુદા જુદા દેશના ઇતિહાસ પણ ટુંકા છતાં સ્પષ્ટ અને સંપૂર્ણ રીતે આપવામાં આવ્યા છે. સાથે સાથે ગરૂડરાજ કુમારને અવારનવાર હિંદની અર્વાચીન અધમ દશાનું ભાન પણ તલસ્પર્શી ભાષામાં કરાવે છે. આ રીતે, લગભગ વણખેડાયેલ પ્રદેશમાં આ પુસ્તક અગત્યની ખોટ પૂરી પાડે છે અને ગુજરાતનાં કુમારકુમારિકાઓએ આ પુસ્તક અવશ્ય વાંચવું જોઇએ એમ હું નિઃસંકોચ કહી શકું છું. માત્ર એ કુમારકુમારિકાઓને મારી વિનવણી એટલી છે કે ઘરમાં આ પુસ્તક આવ્યા કેડે એમણે પ્રથમ વડીલોના હાથમાં એ ન જવા દેવું. કારણ કે જો તેમ થશે તો અને વડીલો સાહિત્યરસિયાં હશે તો એ પુસ્તક વડીલો પૂરું કર્યા વિના કુમારોને નહિ જ આપે એવી મારી ખાતરી છે.

અંતમાં, શ્રી હંસા મહેતાને એક સૂચના આપું ? આ પ્રકાર ઉપર રચાયેલ આપણા દેશના ઇતિહાસ અને સ્થળોનું વર્ણન કરતાં પુસ્તક કે પુસ્તકો એઓ લખે તો બહુ સારું.

કૃ.

[ તંત્રીસ્થાનેથી : અનુસંધાન પૃષ્ઠ ૨૫૮થી ]

સાહિત્ય સંઘની સ્થાપના થઇ છે. આ સંઘનો ઉદ્દેશ પણ વાર્તાલાપ, વ્યાખ્યાનો અને ચર્ચા દ્વારા હિંદુસ્થાની સાહિત્ય અને સંગીતનો તેમ જ પ્રત્યેક પ્રાન્તોના સાહિત્યના જ્ઞાનનો પ્રચાર અને પરિચય વધારવાનો છે. અમે ઇચ્છીએ છીએ કે ગુજરાતની પેઠે અન્ય પ્રાન્તોમાં પણ આવા સંઘ શરૂ થાય અને એ સર્વેની પ્રવૃત્તિનું એકીકરણ થવાથી જ રાષ્ટ્રભાષાના પ્રચારને ખરો વેગ મળશે. આ સાથે બધા પ્રાન્તો માટે એક લિપિનો નિર્ણય થઇ જાય તો આ પ્રવૃત્તિનો વેગ અનેકગણો વધશે એ પણ સ્પષ્ટ જ છે.

## ધર્મપરિવર્તન:

ડૉ. આંબેડકર અને એમના કેટલાક અનુયાયીઓએ હિંદુસમાજમાં એમનું સ્થાન અસમાધાનકારક હોવાથી પોતાના ધર્મનો અને તે જ સાથે જાતિનો પરિત્યાગ કરવાનો વિચાર જાહેર કર્યો છે. હિંદુધર્મના નિયમોથી હિંદુ જાતિ બંધાયેલી છે એટલે એ ધર્મને તજીને જ હરિજનો એ જાતિનાં બંધનોમાંથી મુક્ત થઇ શકે આ જાતની વિચારસરણી એ બધાની છે. ધર્મનું બળ એના અનુયાયીઓથી નથી મપાતું છતાં અનુયાયીઓની સંખ્યાનું મહત્ત્વ અવશ્ય છે. પણ અહિં વિચારવાનું એટલું જ છે કે ધર્મમાં આપણે આચારવિચારનો જ સમાવેશ ન કરીએ–એના તાત્વિક સિદ્ધાન્તોની ગણના જ પ્રધાનપણે થવી જોઇએ. એ સિદ્ધાન્તો કરતા પણ વધુ મહત્ત્વ આચાર વગેરેને હિંદુ જાતિમાં આપવામા આવ્યું અને તેથી અસમાનતા ઉદ્ભવી. પરંતુ આજે આચાર અને વિચારનો જે ભેદ છે એ દાબી નાખવાના પ્રયાસ થાય છે અને સ્વતંત્રવિચારને આધારે આચારનિયમો ઘડવાની પ્રવૃત્તિ હિંદુ સમાજમાં શરૂ થઇ છે. મહાત્મા ગાંધીજીનો પ્રયાસ હિંદુ ધર્મની શુદ્ધિ અર્થે જ છે. અને એ શુદ્ધિદ્વારા જ હિંદુજાતિનાં બધાં અંગોનો ઉદ્ધાર છે જેમાં હરિજનોનો પણ સમાવેશ છે.

વળી બધા ધર્મોના સિદ્ધાન્તોનો તુલનાત્મક અભ્યાસ કર્યા વગર એટલે કે ધર્મના તત્ત્વ ખાતર નહિ પણ માત્ર રાજકીય કે સામાજિક દૃષ્ટિથી ધર્મનું પરિવર્તન કરવા ઉદ્યત થવું એ ઇષ્ટ નથી. અસ્પૃશ્યતા હિન્દુ ધર્મનું અંગ નથી–કોઇ પણ માનવધર્મનું અંગ ન હોઇ શકે એ સમજનારો વર્ગ દિવસે દિવસે વધતો જાય છે અને હરિજનો પોતે જ એ વસ્તુ ન સમજે એ કેટલું વિચિત્ર ! જગતની બુદ્ધિમત્તા અને જ્ઞાન વધતાં જશે તેમ તેમ ધર્મપરિવર્તન લુપ્ત થતું જશે કારણ કે પરિવર્તન એ માત્ર બાહ્ય આડંબર જ છે. અને એક ધર્મના સંપૂર્ણ અને વાસ્તવિક જ્ઞાન વગર તેનો પરિત્યાગ કરવો તથા અન્યના તેવા જ્ઞાન વગર તેનો સ્વીકાર કરવો તે અર્થહીન જ છે.

# ગુજરાત



નવું પુસ્તક : ૧ અંક : ૪

ડિસેમ્બર : ૧૯૩૫

## ભાવના

### (૧)

અનેક વખત મેં ભાવના વિષે લખ્યું છે, ભાવના, ભાવના-પ્રધાન, ભાવનાવૃત્તિ, ભાવનાત્મક શબ્દોનો ઉપયોગ કર્યો છે.

ભાવનાસિદ્ધિમાં મને મોક્ષ દેખાયો છે, ભાવનાત્મક અપૂર્ણતામાં સરસતા જણાય છે; ભાવનાબળમાં માનવતા મેં જોઈ છે. અનેક વાર ભાવનાનું પૃથક્કરણ આરમ્ભ્યું છે.

મારાથી સ્પષ્ટ બોલે ન થાય, પણ એ મને સ્પષ્ટ સમજાય છે. એનું બળ મને ક્ષણે ક્ષણે પ્રત્યક્ષ થાય છે. જીવનમાત્રનો એ એક નિયમ છે. જે એને સમજે છે તે અનુસરે છે, જે અનુસરે છે તે ઉદ્ધરે છે.

ભાવના એ જ જીવનનો નિયમ-પરમ ને સર્વવ્યાપી. એમાં જીવ માત્રના પ્રયત્નનું રહસ્ય છે. એમાં સફળતા સમાઇ છે. એના વિકાસમાં જ શક્તિ ને શૈથિલ્ય બન્ને છે-સ્વર્ગ ને નરક-બંધ ને મોક્ષ.

સ્વનિર્મીત ભાવના એ સ્વર્ગ, એ મુક્તિ; પરનિર્મીત ભાવના એ નરક-અધમગતિ.

મનુષ્ય ને જીવમાં ભેદ શો ? એક જ છે-નાનો છે પણ મધ્ય ને અનુલ્લંઘનીય. મનુષ્યમાં ધારેલી ભાવના સિદ્ધ કરવાની વૃત્તિ છે, પશુમાં ને જંતુમાં તે નથી.

એ વૃત્તિ હાથમાં લઇ, પરનિર્મીત વિકાસમાંથી મનુષ્ય ઉદ્ધરી શકે છે, ઉદ્ધારી શકે છે. એ વૃત્તિ હાથમાં લઇ, વજ્રધારી સમો દુર્ધર્ષ તે સદૈવ સિંહાસનસ્થ છે. એની દૃષ્ટિ જ્યોતિર્માળાની પાર પેખી શકે છે. એનું શિર દિગ્ગજોની પાર ધૂર્જટિના તાંડવને તાલ આપી શકે છે. વિશ્વકર્માની સુકૃતિ માપવાને તત્પર એવા એને સૃષ્ટિ, આજ્ઞા ઉઠાવવાને આતુર, પ્રણિપાત કરી રહે છે.

કનૈયાલાલ માણેકલાલ મુનશી

# રજનીને પ્રશ્ન

( ૧ )

( પૃથ્વી )

અહી રજનિ ! ચંદ્રમા વર પસંદ શાને કર્યો ?
કલંકિત, અતેજ આપ, પરતેજથી રાજતો,
જણાય રમણીય કિંતુ કદરૂપ સાચે નર્યો;
વળી સતત પીડિત ક્ષય વડે; લવે લાજતો.

ન જો અવગણી તને કરત રાજરાણી પદે
નિયુક્ત પ્રિય રોહિણી: ગ્રસિત રાહુના ગ્રાસથી
થતો વિકલ વીર્યહીણ, દ્યુતિલોકની સંસદે
ન્હતા કંઇ સ્વયંપ્રકાશ નભતારકો હાસ્યથી.

હસંત નયનો અનંત-અવકાશવાસી તણાં,
અપૂર્વ અકલંક, સૌમ્ય વિલસંત તોયે દહી
નિવારત બલિષ્ઠ રાહુગણ ? રૂપ સોહામણાં
ન્હતાં શું ગુરુ-શુક્ર-મંગળ સમાન કે તેં અહી
કર્યો વર પસંદ ચંદ, પૃથિવી તણી આપણી
તળે રહી પ્રદક્ષિણા કરત મર્ત્ય સંસારની ?

( ૨ )

# રજનીનો ઉત્તર

ન નિંદ મુજ નાથને, કૃપણ વેણ ઉચ્ચાર મા
હરી વદન ઊજળાં, વણ કલંક સોહામણાં;
પરંતુ કયમ જોગ થાય યદિ પ્રેમનો આતમા
અભેદ રસતંતુએ ઉર ન ગોળવે બે તણાં ?

હતા ગગનમાં લસંત નવ લાખ તારામણિ,
અને ગ્રહ અપૂર્વ ગૌરવભર્યા ન મારે ઉરે
થયો પ્રગટ પ્રેમ: દૂર દિલનાં પરાયાંતણી
પ્રભા પરમ તોય નેહ નયને ન મારે સ્ફુરે;

હરે ન સ્મિત એમનું મુજ પરંપરા શોકની.
પતિ પ્રિય શશી મને નિકટ અંતરંગે લઇ
પ્રસન્ન પુલકાવતો, અમૃત વેદનાયોકની
પરે પ્રણયથી ઝરી સકલ દુઃખ ગાળી દઇ

મને અજબ સ્વપ્નની રસસમાધિએ સેરવે:
સુભાગ્ય મુજ ચંદ્ર આણપતિ એજ માણું ભવે.

પૂજાલાલ

# જય સોમનાથ

'પાટણની પ્રભુતા' ને 'ગુજરાતના નાથ'ની
પુરઃસંધાનરૂપ ઐતિહાસિક નવલકથા

કનૈયાલાલ મુનશી

## આમુખ

૧૯૧૭ માં 'East and West'માં મેં અંગ્રેજીમાં 'Conquest of Somnath' એ નામનો લેખ લખ્યો ત્યારથી એ વિષય મારા કલ્પનાવિહારોમાં અવારનવાર આવતો અને જતો. 'રાજાધિરાજ' ૧૯૨૫ માં પૂરી થઈ ત્યારે મેં સોમનાથ વિશે વાર્તા લખવાનું મારા વાંચકોને વચન આપેલું, પણ તે વખતે મને લાગ્યું કે ૧૯૧૪ થી '૨૪ સુધી મેં 'પાટણની પ્રભુતા' 'ગુજરાતનો નાથ' અને 'રાજાધિરાજ' લખતાં એકધારી શૈલી અને કલાનો ઉપયોગ કર્યો હતો એટલે વિકાસને ખાતર પણ મારે એ એક જ પ્રકારની પદ્ધતિનું સેવન છોડી દેવું. અને તેથી આ વિષય મેં છોડી મૂક્યો હતો.

હવે ૧૯૩૫ ના અંતમાં આ વિષય લઉં છું. આ જૂની ત્રણ વાર્તાના પૂર્વરંગ રૂપ છે, અને છતાં એમાં એની એ પદ્ધતિ નહીં જ આવે. દશ વર્ષ ઉમ્મરે ને અનુભવે જેમ હું વધ્યો છું તેમ મારી કલ્પના અને કલા પણ બદલાઈ છે.

સંવત ૧૦૮૨ માં મહમૂદ ગઝનવીએ સોમનાથ પર ચઢાઈ કરી ત્યારે પ્રભાસ પાટણ ભારતનું મહાતીર્થ હતું, અને ચુસ્ત સોલંકી ભીમદેવ–જયસિંહ દેવ સિદ્ધરાજના દાદા–પાટણના રાજા હતા. ત્યારે મૂર્તિભંજક ઇસ્લામ અને મૂર્તિપૂજક ગુજરાત બે પહેલી વાર અથડાયાં–ને તેમાંથી ભયંકર વિજળી ઝરી. એમાંથી બે પરિણામ આવ્યાં: ઇસ્લામને હિંદમાં આવવાનો રસ વધ્યો–અને ત્રણસો વર્ષ સુધી ગુજરાતે દુર્જયતા પ્રાપ્ત કરી.

મહમૂદને મન એ ચઢાઈ મહત્ત્વાકાંક્ષાની આતશબાજી હતી–ગુજરાતને મન એ મહાયજ્ઞ હતો. મહમૂદે એ આતશબાજી ઉડાડી ઇસ્લામી તવારીખમાં પોતાની કીર્તિ ઉજ્જ્વલ કરી–ગુજરાતે એ મહાયજ્ઞમાં હોમાઈ રાષ્ટ્રીય મહાપુરુષની અમરતા પ્રાપ્ત કરી. મુસ્લીમ તવારીખકારોએ મહમૂદ અને ઇસ્લામના દૃષ્ટિબિંદુથી એ પ્રસંગ ચીતર્યો છે; હિંદી ઇતિહાસે એના પર વિસ્મૃતિનો આડો પટ ધર્યો છે. 'દ્વયાશ્રય' ને 'કીર્તિકૌમુદી' આ વાત માત્ર નજીવી ઉપમા રૂપે પણ એનો ઉલ્લેખ નથી કરતા એટલે ગુજરાતની દૃષ્ટિએ એ ઇતિહાસ નામ માત્ર રહેલો.

પણ જે ઇતિહાસ કરવા દેતો નથી તે કથાકારની કલ્પના કરવા પ્રેરે છે. અને તેને પરિણામે ગુજરાતના સ્વાતંત્ર્યયજ્ઞની આ કથા પ્રકટ થાય છે.

( ચાલુ )

# મુજ કલ્પના–પતંગ

: ઉપજાતિ–વસન્ત :

સન્ધ્યા તણાં રમ્ય અવર્ણ્ય ર્વણે
પતંગ રંગ્યો મુજ કલ્પનાનો:
ને ફૂમતું ચન્દ્રતણું બનાવ્યુ:
ને ઇન્દ્રિયાપતણી રહે નિરખી કમાન.

ને કલ્પનાનો મુજ એ પતંગ
સુમન્દ વાયુથકી પ્રેરણાનાં
આકાશમાર્ગે ચઢતો દિસન્તો:
ને વિશ્વ મુગ્ધ બનતું નિરખી જ રહેને.

આલિંગતો એ નભ-તારલાને
મન્દાકિની—તીર—પટે વસન્તા:
ને તારલા એ પણ ભાવભીના
સત્કારતા, કંઈ કંઈ ઉપહાર અર્પી.

સ્વીકારી આતિથ્ય ઉડુગણોનું
ત્યાંથી જતો એ રવિલોક માંહિં;
ને સૂર્યનાં શીઘ્ર તુરંગ સંગે
સ્પર્ધા કરે મુજ પતંગ ધસન્ત વેગે.

પછી ઉડે એ ફરી તેથી ઉંચે
અનન્ત માહિં.........................

હા ! કોણ એ જીવન-દોર ખેંચે
પૃથ્વી ભણી મુજ પતંગતણી, અરેરે !

હા ! ઇચ્છું હું તો નવ કોઇ પાસ
પતંગની એ મુજ દોર હોય.
સ્વચ્છન્દ ક્યારે, તૂટતાં જ દોર,
આનન્ત્યમાં વિહરશે મુજ એ પતંગ ?

રજનીકાન્ત મોદી

ત્રીજાને ઇન્દ્રરાજાના ઘોડાની મદદથી કીર્તિ, રાજ્ય ને રાજકુમારી મળે છે. આ કલ્પનાઓ લેખકના સ્વપ્નાંતરોમાં ખીલીને વૃદ્ધિ પામતી જાય છે.

સચીનનાં તે વખતના નવાબસાહેબ સરકારી એડ્મિનિસ્ટ્રેશનના પ્રતિનિધિના પુત્રને બેગમ સાહેબના જનાનામાં લઇ જાય છે. બેગમ સાહેબા એને સુંદર રુમાલે બાંધી ગીનીઓની ભેટ આપે છે પણ તેના પિતા તેને નારાજ કરી પાછી આપવા હુકમ કરે છે.

નવાબસાહેબને ઍડમિનિસ્ટ્રેશન આકરું લાગતાં પ્રતિનિધિનું ખૂન કરવા એ ઇચ્છા રાખતો સંભળાય છે. ઇદની સવારીમાં લેખક ખૂનની કલ્પનાના શિખરે ચડી જાય છે. નવાબ-સાહેબ દીવાનનો કક્કો સ્વીકારે છે ને લેખક કુટુંબ સાથે જાણે વૈતરણી ઊતરી પાછો વળે છે.

એક દાક્ષિણાત્ય બાળમિત્ર લેખકને ગાયત્રીમંત્રના જપ તરફ ખેંચે છે. હરીફાઇ કરતા બંને મિત્રો અસંખ્ય ગાયત્રીમંત્ર પર ચડે છે. આખરે થોડી ગાયત્રી જપી શકનાર મિત્ર ગપ્પીદાસ માલમ પડતાં એમની મૈત્રી તૂટે છે.

લેખક ' બ્રાહ્મણોનું કર્તવ્ય ' એ પુસ્તક રચવા બાથ ભીડે છે. એ પછી એક 'ડાયરી' લખવાનો આરંભ કરે છે.

આઠેક વર્ષની એક સખી લેખકના જીવન નકશામાં ઊમેરાય છે. એ બાળાના સંસ્મરણો લેખકે એમની એક નવલકથામાં ચિરંજીવી કર્યાં હોવાથી એમને એ વાસ્તવિકતાની ભૂમિ ઉપર અહીં વધુ ડોળવાનું છોડી દે છે.

નારાકની યાત્રાએ જતાં પરેલ આગળના મુંબાઇનાં લેખકને પ્રથમ દર્શન થાય છે. નારાકત્ર્યંબકેશ્વરના કછવાખોર ગોરો. તીર્થોની પવિત્રતા તીર્થોમાં નહીં, યાત્રાળુઓના હૃદયમાં જ વસેલી હોય છે.

પિતાની ઘેઘુકામાં બદલી. લેખકને એક કુરકુરિયા સાથે પ્રેમસંબંધ થાય છે. જૂની રૉયલ રીડર્સના પાઠનો કૂતરો ' Bravo Boby ' એ કુરકુરિયું બને છે. સંધ્યા કરવા જતાં પણ પ્રેમથી અડકતું એ કુરકુરિયું ઉપટ લેખકભાઇ વિયોગથી બીજે વિદાય કરે છે પણ તેનો પ્રેમ યાદ આવતાં એ રાતે પથારીમાં આંસુ પાડે છે.

પહેલાં સુરતની The English School–દીગસી સ્કૂલમાં અને પછી ભરૂચની આર. ઍસ. દલાલ હાઇસ્કૂલમાં બાળમાનસના અધુરા અભ્યાસી ડૉ. રામકૃષ્ણ ભાંડારકરની માર્ગોપદેશિકા સાથે માથાફોડ કરી લેખક પોતાના સંસ્કૃત અભ્યાસનો આરંભ કરે છે. આ પછી આગળ વાંચો.]

૩

ભરૂચમાં ઉપનામ આપવાની ટેવ ઘણી હતી—આજે છે કે નહીં તે ખબર નથી. એક વૃદ્ધ ને પ્રતિષ્ઠિત પુરુષ 'બાંધુ બપોરીયું' એક યુવક ' હીરો હરમાન '. તેનો એક યુવક ' મગન ખોડી ' ને નામે સુવિખ્યાત હતો તે ક્રિકેટનો મારો અધ્યાપક–પડેલો અને છેલ્લો.

ક્રિકેટ સાથે મારે સંબંધ થોડાક વર્ષો પર શરુ થએલો. બૅટ, બૉલ ને સ્ટંપ્સ સાથે હું મારી શેરીમાં રમતો. પણ ભરુચ હાઇસ્કુલમાં ક્રીકેટ રમવા જનારને ૨૦ માર્ક રોજ મળતા એટલે તેને લોભે હું ક્રીકેટનો ભક્ત બન્યો.

ગામ બહાર એક ખેતરમાં જ્યાં આજે નાટકશાળા છે ત્યાં અમે ક્રીકેટ રમવા જતા. એ ખેતરની ત્રણ પાસે ઉંચી આમલીયો હતી એટલે તે જગ્યાનું નામ જ આમલીયો કહેવાતું.

દશ વર્ષનો હું નાજુક ને નાનકડો બાળક, સવારે દોઢ માઇલ નીશાળે જાઉં, સાંજે દોઢ માઇલ પાછો ઘેર આવું, કે ખાઉં ન ખાઉં અને વીશ માર્કને લોભે આમલીયોમાં ક્રીકેટ ખેલવા જાઉં, આ શારીરિક વિકાસનો ક્રમ.

'મગન' ઘણો જ ફક્કડ યુવક હતો. તેનું કાકું ઝાડું, મજબૂત ને ઝટાકદાર હતું. એ અમારી ક્રીકેટનો મહારથી હતો. એ ફટકો મારી બોલને આમલીના કુવાનો અને અમે બધા એના ચરણની રજ થઈ રહેતા. મને 'બી' ટીમમાં મુકયો. બેટ મારા ખભા સુધી આવતું, અને મહામહેનતે હું ઉંચકી શકતો. બોલ મારા હાથમાં ન માતો, અને હું બોલ કરું તો તે સામા સ્ટંપ સુધી જતાં જતાં થાકી જતો, અથવા આડો તેડો રખડવા ચાલી નીકળતો. સામાન્ય રીતે હું પહેલે કે બીજે બોલે આઉટ થતો. અને કેપ્ટન મને ફીલ્ડીંગ દૂર આપતો. હું દોડી દોડી થાકતો. થાકીને પાણી પીયા કરતો, અને આ સખત મજુરી કરી વીશ માર્ક કમાતો. મારે માટે ક્રીકેટ રમત નહોતી–શિક્ષા હતી.

ઘણી વાર મને મગન જેવા ફટકા મારવાનું મન થઈ આવતું. પણ મન થતું તેવું જ મરી જતું.

આમ ત્રણ મહીના મેં શારીરિક શિક્ષણ લીધું અને મારું શરીર ક્ષીણ થવા લાગ્યું ને તાવ લાગુ પડયો. પરિણામે બાપાજીએ મને ધંધુકે તેડાવી લીધો, અને ક્રીકેટના શોખને મેં છેલ્લી સલામ કરી.

કાલક્રમના બોજે પણ ક્રીકેટનો મારો અનુભવ અહીંઆ જ પુરો કરું. કોલેજમાં ગયો ત્યારે ક્રીકેટના શોખીન એવા અનેક મિત્રોનો સહચાર મને થયો. અને ક્રીકેટની પરિભાષાના અજ્ઞાનથી હું ભગો બહેરો થઈ ગયો. આ અજ્ઞાન ફેડવા મેં રણજીતસિંહની Jubilee Book of Cricket નો અભ્યાસ કોલેજની અગાસીમાં એકલા જઈ કરી નાખ્યો, અને એલ. બી. ડબલ્યુ. ઓવર–હેટટ્રિક આદિ શબ્દોથી મારો કોષ વધારી દીધો.

પણ જ્યારે અમારી કોલેજની શીલ્ડ મેચો થતી ત્યારે હું પુસ્તક લઈ કોલેજના ઘુમ્મટમાં વાંચવા ચાલી જતો. ક્રીકેટની ઋતુમાં તત્ત્વજ્ઞાન અને એકાંતનો મારો શોખ એકદમ વધી જતો.

કોલેજમાં જ્યારે ક્રીકેટનો વાયરો બહુ સખત વાયો ત્યારે શીલ્ડ મેચોની સ્પર્ધામાં એકવાર 'ટીન પોટ' મેચ ગોઠવવામાં ભાગ લીધો. વાસીદા અણઘડોની બે ટીમો અમે તૈયાર કરી, અને જે ટીમ હારે તેને ત્રણ પૈસાનું ડબલું આપવું એવો નિર્ણય કર્યો. એક ટીમનો હું કેપ્ટન પણ થયો, અને બે અણઘડ ટીમો વચ્ચે મારી ટીમને હરાવવાનું મુશ્કેલ કામ કરતાં પણ મને નવનેજા પાણી આવ્યાં.

ક્રીકેટ મારા જીવનમાંથી ચાલી ગઈ. મુંબાઈમાં ચોમાસા પછી ક્રીકેટના શોખનો રોગ ફાટી નીકળે છે ત્યારે પણ મને એકે વાર તેનો ચેપ લાગ્યો નથી.

એક બે વાર કોઈના આગ્રહને વશ થઈ હું મોટી મેચ જોવા ગયો છું, અને ત્યારે ક્રીકેટમાં મને રસ નથી એમ કહું તો મારી કીંમત થાય એ બીકે મેં મૂંગે મોઢે રમત જોઈ છે. પણ 'રમતોના રાજા' થી હું સદા નિર્લેપ રહ્યો છું.

૪

આજ વર્ષે–૧૯૩૫ માં–પતીયાળાના યુવરાજ કેપ્ટન થઈ ઑસ્ટ્રેલીયા સાથે રમવા આવ્યા ત્યારે હિંદની હાર જોવા ગયો. રમતમાં પણ રાજાના છોકરાને મેજર નયડુને અન્યાય કરવાનો હક સ્વીકારવો તે ફીડરેશનમાં રાજાઓને બધી સત્તા રાખવાનો હક છે માટે નહીં આ કોયડો ઉકેલવા ગયો હતો.

૧૮૯૮-૯૯ માં ધંધુકાના મામલતદાર એક નાનકડા રાજા હતા. એ રાણપુરથી ટપ્પામાં બેસી આવે ત્યારે એક ગાઉ ગામના મોટા લોકો સામા તેડવા આવે. વાર તહેવાર તે મોટો દરબાર ભરે. દશેરા આવે ત્યારે રાવસાહેબ શમી પૂજન કરવા જાય ત્યારે અડધું ગામ સવારીમાં આવે. અને બેસતા વર્ષને દહાડે ભાગ્યે જ ગામમાં કોઇ સલામ કરવા આવ્યા વિના રહે.

ધંધુકામાં અમલદારો ધારે તો થોડા વખતમાં સારું ધન પેદા કરી શકે એમ હતું અને એવી કોઇ બાબતમાં તપાસ કરવાનું કામ બાપાજીને માથે પડયું. ગામ પણ ઉસ્તાદ હતું. તપાસ કરનારની પણ તપાસ કરે એવું હતું. એક તહેવારને દહાડે ગામના આગેવાનો મળવા આવ્યા. કોઇ ફુલ લાવ્યું, કોઇ નાળિયેર આપી ગયું. એક શેઠે હાર કલગો મુકયો ને રજા લીધી. તે ખસેડતા જતા નીચે એક સોનાની બંગડી પડેલી હતી.

બાપાજીનું મોં લાલચોળ થઇ ગયું. એણે સીપાઇને બુમ મારી પેલા શેઠને બોલાવ્યા. ફરખાતા તે આવ્યા, પણ રાવસાહેબને જોઇ ધ્રુજવા લાગ્યા.

" આ તમે મૂકી ગયા ? " કહી બાપાજીએ છુટી બંગડી નાખી.

શેઠ તેતે પેપે થઇ ગયા.

" ઉઠાવી જાઓ. ને ખબરદાર મારા ઘરમાં પગ મુકયો છે તો. "

શેઠ દાદર ઉતરી ચાલી ગયા અને અમે રહ્યા ત્યાં સુધી અમારે બારણે ચઢવાની હીંમત કરી નહી.

ધંધુકાના જીવનપટ પર ઝાઝાં ચિત્રો નથી જડતાં.

ઘણા ખરા મારા સહાધ્યાયીઓએ તો રાણપુર સુધી આવી રેલ્વે પણ ન જોએલી એટલે તેમને મન હું ડેવીડ લીવીન્ગસ્ટન જેવો અડગ મુસાફર લાગતો. મારા ગપ્પાંની કીંમત શાળામાં ઘણી થતી. પણ મારો અભ્યાસ એટલો કાચો હતો કે રાવસાહેબના દીકરાને આગળ વધારવાની માસ્તરોની ઘણી ય ઇચ્છા હતી તો પણ છેલ્લે નંબરેથી હું બહુ આગળ ન વધી શકયો. આખરે પરીક્ષામાં નપાસ થયો.

બાપાજી ગુસ્સે થયા; મને ધમકાવ્યો; હેડમાસ્તરને બે ઠપકો કર્યા. આખરે હેડમાસ્તરે મારી કેળવણી પાઇમરથી શરૂ કરી. બે મહીનામાં મને એમણે અંગ્રેજી ભણવામાં ખરેખરો રસ પાડયો. વ્યાકરણ ગોખાવા કરતાં, વાર્તા વંચાવીને એમણે શીખવ્યું. મને અંગ્રેજી વાચનનો નાદ લાગ્યો. અંગ્રેજીમાં નિબંધ લખવા લાગ્યો, અને બે મહીના પછી પરીક્ષા લઇ મને પાંચમીમાં ચઢાવ્યો ત્યારે અંગ્રેજીમાં હું ક્લાસમાં એક્કો ગણાવવા લાગ્યો અને આ પરાક્રમ માટે બાપાજીએ મને સર વોલ્ટર સ્કોટની ચાર ચાર આનાની આઠ દશ નવલકથાઓની ભેટ આપી. વગર સમજે હું કેટલ કેટલ પહેલી વાર કેવા રસથી વાંચી ગયો એનાં સ્મરણો તો આજે પણ છે.

ગાંધી માસ્તરને મારા તરફ ઘણો પ્રેમ હતો. એણે મારા અભ્યાસમાં ને ખાણીપીણીમાં રસ લેવા માંડયો. રોજ સાંજના ઘેર આવતા અને અંગ્રેજીમાં વાતચીત કરાવતા. એ B. Sc. નો અભ્યાસ કરતા, પણ પોતે અંગ્રેજીમાં કંઇ પુસ્તક લખતા હતા તેના ફકરા વાંચી સંભળાવતા. એવું પુસ્તક લખવાનો મને પણ શોખ લાગ્યો.

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૩૭૯ ]

# કુરકુરીયાં

મનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

સર નરોત્તમદાસને ત્યાં ક્રીસમસ પાર્ટી હતી. મુંબઈના ધનિક વર્ગના સ્ત્રી પુરૂષોની ઠઠ જામી હતી. ખુણામાં ગવર્નરનું બેંડ પોતાની ઉત્કૃષ્ટ કળાનો પરિચય હાજર રહેલાને આપી રહ્યું હતું. હિંદુ રીફ્રેશમેંટ પુરોહિતના અને યુરોપીઅન રીફ્રેશમેંટ કોરનેલીઆના તંત્ર નીચે ગોઠવવામાં આવ્યાં હતાં.

એક નાના ટેબલની આસપાસ ત્રણેક હિંદુ ગૃહસ્થો બેસીને સીગાર પીતા પીતા, બેફીકરાઈથી આસપાસ દૃષ્ટિ ફેંકતા, માત્ર કાલક્ષેપ કરવા ખાતર ગપ્પાં મારતા હતા. આ ત્રણ ગૃહસ્થમાંથી બે આવી પાર્ટીઓના કોઠે પડી ગયા હોય તેમ વર્તતા હતા ત્યારે ત્રીજો ગૃહસ્થ કાંઈક નવું જોતો હોય તેમ જોવામાં વધુ કુતૂહલ, વધુ ઉત્સાહ પ્રદર્શિત કરતો હતો. અને એ સ્વાભાવિક પણ હતું. કારણ કે મનહરલાલ આફ્રિકામાં વર્ષોના વસવાટ પછી હમણાં જ મુંબઈ પાછો ફર્યો હતો. મુંબઈ આવ્યા બાદ અલ્પ સમયમાં એને રણછોડલાલ અને યશવંત જોડે ઓળખાણ થઈ હતી. રણછોડલાલ અને યશવંત બન્ને પૈસાદાર હતા જ પણ મનહરલાલ પાસે તો લાખે લેખાં હતાં. તેનું વય ત્રેતાલીસેકનું હતું. શરીરનો બાંધો મધ્યમ હતો. આકૃતિ પણ મરદાનીભરી આકર્ષક હતી. માત્ર તેના મુખ ઉપર છેક ગરીબાઈમાંથી લાખો રૂપીઆ ભેગા કરવામાં પડેલ અથાગ શ્રમનાં ચિહ્ન સ્પષ્ટ જણાતાં હતાં. એ પૈસા કમાવામાં તેને આસપાસનું સૌંદર્ય જોવાનો પણ સમય ન હતો તેમ જ આફ્રિકામાં એ જાતના સંજોગો પણ અનુકૂળ નહોતા. આજે એ નીરાંતે મુંબઈની મહીલાઓના સૌંદર્યનું પાન કરીને પોતાની આંખો ઠારી રહ્યો હતો.

ભિન્ન ભિન્ન પ્રકારની યુવતીઓએ પાર્ટીમાં આવવાથી તેમ, શાંત સરોવર જળમાં રંગબેરંગી માછલીઓ અહિંથી તહિં સરકે તેમ સરકતી હતી. જુદા જુદા રંગની જ્યોર્જેટની સાડીઓ, બાંય વગરની તમતમતી ચોળીઓ, એ ચોળીઓ ઉપર જરીથી ભરેલાં અનેકરંગી ફૂલવાળી ભાતડિ, પગમાં જુદા જુદા આકારના, ઊંચી એડીનાં ચંપલો, કોઈ ગાલના ઓપ ઉપર લગાડેલ લાલ રંગ, કાળી, તીરછી ભમરો આવાં દશ્યો મનહરલાલની આંખ આગળથી પસાર થઈ જતાં હતાં. વચમાં, કોઈક આકૃતિઓ એ વધુ આકર્ષતો તો મનહર પોતાના મિત્રોને એ આકૃતિ વિષે પૂછતો. ઉત્તરમાં જરા વધારે પરિચય મળતો. થોડી થોડી વારે કોઈ પુરૂષ—કોઈ સ્ત્રી એ નાના ટેબલ આગળ આવતાં, રણછોડલાલ અને યશવંતની સાથે હસીને વાતો કરતાં. પેલા બે મનહરલાલ જોડે એમની ઓળખાણ કરાવતા. હસ્તધૂનન પણ થતું અને વળી પાછાં એ પુરૂષ—એ સ્ત્રી પાર્ટીમાં ફરતાં બીજાં મનુષ્યોમાં ભળી જતાં.

એટલામાં એક સ્ત્રી બીજા એક યુગલ જોડે આવીને આ ત્રિપુટી બેઠી હતી તેની પાસે એક ટેબલ ખાલી હતું ત્યાં આવીને બેઠી. એના તરફ મનહરલાલની નજર

પડી ન પડી અને ઠરી ગઇ. ખુબસુરતીની કોઇ સર્વગ્રાહ્ય વ્યાખ્યા નથી. એક નાજનીનના ગાલ ઉપરના તલથી દિવાનો બનીને એક ફારસી શાયર સમરકંદ અને બુખારા તેના ચરણમાં ધરવા તૈયાર થઇ ગયો હતો. બીજી સ્ત્રીના ગાલ ઉપર એવો જ તલ જોઇ કદાચ એ જ શાયર એક આનો પણ આપવા તૈયાર થાત નહિ ! એટલે એ સ્ત્રીના સૌંદર્યનું ઝીણવટથી વર્ણન કરવું નકામું છે. નૈસર્ગિક સુંદર શરીરને પૈસાથી અને કલામય જેવી રીતે આચ્છાદિત કરી શકાય તેવી રીતે એ સ્ત્રીએ પોતાના શરીરને ઢાંક્યું હતું. પણ એ ઢાંકણથી શરીરની વિવિધ સુંદરતા વધુ ઉઘાડી થાય એ પ્રધાન હેતુ સ્પષ્ટ જણાતો હતો. આસમાની બ્લુ રંગની બહુ ઝીણી સાડી, તેની નીચે સાફ જણાતો સુરત લાલ સાટીનનો કબજો અને તેની નીચે બાંય વગરનું કાંઇક ઘેરા ભૂરા રંગનું બ્લાઉઝ, પગમાં રાતાં સેંડલ્સ, એક હાથમાં માત્ર એક પાતળી સોનાની બંગડી અને બીજા હાથમાં મોંઘી સોનાની રીસ્ટવૉચ–આ સર્વ વસ્ત્રાભૂષણો તે સ્ત્રીના ગૌરવર્ણા, ઘાટીલા અંગને અજબ આકર્ષક બનાવતાં હતાં.

બેઠાંને થોડી વાર થઇ નહિ ત્યાં એ સ્ત્રીના મીઠા પણ સાંભળનારને ઘાયલ કરે તેવા કાતીલ હાસ્યે મનહરલાલના અંગમાં કંપ લાવી મુક્યો.

" આ–આ સ્ત્રી કોણ છે ? " મનહરલાલે પુછ્યું.

" એને તમે ઓળખતા નથી ? પણ હા. તમે ક્યાંથી ઓળખો ! " યશવંતે કહ્યું. " એ મીસીસ માલિની દેસાઇ. નંદવદન દેસાઇની એ પત્ની થાય. નંદવદનને ગુજરી ગયાને ત્રણેક વર્ષ થયાં હશે. "

" કોણ ? કોણ ? આ માલિની ! નંદવદન ગુજરી ગયો ? ત્રણ વર્ષ થયાં ! શાથી ગુજરી ગયો ? " મનહરલાલે ધબકતે હૈયે પ્રશ્નોની પરંપરા ફેંકી.

" તમે તો આને ઓળખતા લાગો છો ! એ નાથી ? " રણછોડલાલે આશ્ચર્યથી પુછ્યું.

" હા આ, એ જ હોય તો તો હું એને ઓળખું છું–એને ઓળખતો હતો, " મનહરલાલે જવાબ વાળ્યો. " એ છોકરી કોની ? "

" એના બાપના નામની મને ખબર નથી. " યશવંતે કહ્યું.

" અરે, હું જાણું છું. એ માણેકલાલ મહેતા સુરતવાળાની છોકરી. ગ્રેજ્યુએટ છે. " રણછોડલાલે કહ્યું.

" હંઅં, હા, ત્યારે તો એ જ. હંમ ! " આટલું બોલતાં મનહરલાલથી સહેજ નિઃશ્વાસ મુકાઇ ગયો. પેલા બે મિત્રોને એથી આશ્ચર્ય પણ થયું; પણ મનહરે તરત જ સ્વાસ્થ્ય મેળવી લીધું એટલે મિત્રોને વધુ પુછપરછ કરવામાં શિષ્ટાચારનો ભંગ થતો લાગ્યો અને એમણે એ વિશે મૌન જ સેવ્યું.

મનહરલાલે જુદી વાતોમાં ચિત્ત પરોવવા યત્ન કર્યો પણ તેમાં સફળતા મેળવી નહિ. તેની આંખ ફરી ફરીને એ સ્ત્રી ઉપર જ ચોંટતી. પરિણામે એ સ્ત્રીએ આ તરફ જોયું અને ઉભયની આંખ મળી. સ્ત્રીને પણ મનહરલાલનું વદન જોતાં ભૂતકાલનું ભાન થયું હોય તેમ ક્ષણવાર એના મુખ ઉપરના ભાવ જોતાં જણાયું. પણ સ્ત્રીએ પણ સ્વસ્થતા મેળવી લીધી. આ સ્વસ્થતા દેખાવ પુરતી જ હતી એમ થોડી જ

વારમાં જણાયું. બે ચાર મીનીટમાં સ્ત્રીએ પેલા યુગલને કશુંક કહ્યું. તે ઊભી થઇ અને આ ત્રિપુટી પાસે આવી.

"કેમ રણછોડભાઇ ! આવામાં બહુ ગુંચાઇ ગયા છો ? કે પછી મિત્રો સાથેની વાતોમાં ?" સ્ત્રીએ કહ્યું.

"બંને સાથે ચાલે છે, હા હા હા !" રણછોડલાલે ઊભા થઇ નમન કરીને કહ્યું. "તમારી સાથે પેલાં કોણ છે ?"

"જીવણલાલ બેરીસ્ટર અને તેની પત્ની," સ્ત્રીએ રણછોડલાલના આમંત્રણને સ્વીકારી, એક ખુરશી ઉપર બેસતાં કહ્યું. "મેં તો મારા મિત્રોનાં નામ તમને દઇ દીધાં પણ તમે તમારા મિત્રો જોડે તો 'ઇંટ્રોડ્યુસ' કરાવો."

"ખુશીથી," રણછોડલાલે કહ્યું. "આ યશવંતલાલ મારફતીઆ, ૨ બજારમાં છે. અને આ મિ. મનહરલાલ નાયક હમણાં જ આફ્રિકામાંથી વર્ષો પછી આવ્યા છે."

"અને માથે સાથે કહોને કે આફ્રિકાને બરોબર લુંટીને આવ્યા છે," યશવંતે કહ્યું.

ફરી પાછું થોડી વાર માલિનીએ અને મનહરે એકેકની સામું જોયા કર્યું.

"મનહરલાલ ગમનલાલ નાયક, ખરૂંને !" માલિનીએ ધીમેથી પુછ્યું. જવાબ હકારમાં આવ્યો એટલે એના મુખ ઉપર ગુલાબી સુરખી આવી ગઇ. વળી પાછું તેણે ધીમેથી કહ્યું, 'આફ્રિકાથી એક સુરતનો માણસ લક્ષાધિપતિ થઇને પાછો ફર્યો છે એમ સાંભળ્યા કરતી'તી તે તમે જ હશો ?"

"હા, પણ-પણ આ પહેલી જ ઓળખાણ છે !" કાંઇક અસ્પષ્ટ અવાજે મનહરે પુછ્યું.

"હા હા હા !" મીઠું હસતાં માલિની બોલી. "ત્રણ ચાર વર્ષ એક જ કૉલેજ-માં, એક જ ક્લાસમાં બેઠેલાં, કલાકોના કલાક ટેનીસ અને બેડમીન્ટન રમેલાં તે ભૂલી જવાય શકાય !"

જવાબમાં મનહરલાલ હસ્યો પણ તે હાસ્યમાં વ્યથતા હતી. ચતુર સ્ત્રીએ તે જાણી લીધું હશે. તે તરત જ ઊભી થઇ અને બોલી, "હવે તો અહિં જ રહેવું છે કે પાછા જવું છે ?"

"હવે જવા વિચાર નથી," મનહરે ઉત્તર દીધો.

"ત્યારે તો અવારનવાર મળશું જ. આવશોને ?" માલિનીએ પુછ્યું. પેલાએ નમન કર્યું અને મનહરલાલ જોડે શેકહેંડ કરવા હાથ લંબાવ્યો. મનહરને શેકહેંડ કરતાં અંગમાં ઝણઝણાટી થઇ ગઇ. તેણે જવાબ આપ્યો, "જરૂર આવીશ !"

જતાં જતાં, જાણે કાંઇ વિચાર આવ્યો હોય તેમ માલિની હળવેક અટકી અને બોલી, "મીસીસ મનહરલાલ અહિં છે ?"

"એ તો બે વર્ષ પર્માં ગુજરી ગઇ છે," મનહરલાલે માલિનીના મુખ સામે જરા તાકીને કહ્યું.

"ઓહ એમ ! સો સૉરી !" જવાબ દઇને માલિની ગઇ.

× × ×

મનહરલાલને ઘેર ગયા પછી ચેન પડ્યું નહિ. એનું ચિત્ત વ્યગ્ર થઇ ગયું હતું. વર્ષો પહેલાનો ભૂતકાળ એની સમક્ષ ખડો થઇ ગયો હતો. તે વખતે ગરીબનો દીકરો છતાં ટેનીસ, ક્રીકેટ, વગેરે કૉલેજ જીવનનાં આવશ્યક અને મહ અંગોમાં અતિ નિપુણ થઇ તેણે કૉલેજમાં–પોતાની તેમ જ બીજી–બહુ ઊંચું પ્રાપ્ત કર્યું હતું. તે વખતે માલિની પણ કૉલેજમાં. સમાજમાં કોઇ પણ આગળ રહેવું એ માલિનીનું તે સમયે પણ ધ્યેય હતું. 'સ્માર્ટ સેટ' સિવ દુનિયા માટે તે વેળા પણ તેને તિરસ્કાર હતો. બોલવા ચાલવામાં વધુ પડતી ચ અને તે ઉપરાંત બાપ પાસે ઠીક ઠીક પૈસો અને પોતાની આકર્ષક ખુબસુર આવી વસ્તુસ્થિતિમાં માલિની મનહરને પોતાનો શિકાર બનાવે તે સ્વાભાવિક જ

મનહરને તે વખતે ભર યુવાવસ્થા હતી. જીવનના કારમા પ્રસંગોની તેને તે વખતે લાગી નહતી. સેંકડો માણસો જોતાં હોય, શ્વેત શર્ટ, સફ ફ્લેનલની પાટલૂન, સ્પૉર્ટીંગ કૉલરનું ખમીસ, સ્નાયુબદ્ધ આકૃતિ અને વાઘના ચપળતાથી અને આત્મવિશ્વાસથી જ્યારે તે પોતાના ટેનીસ રેકેટથી પ્રતિસ્પ એકેએક દાવને મિથ્યા કરતો હોય અને પરિણામે જ્યાં સેંકડો પ્રેક્ષકોના હૃદય 'વાહ વાહ' ના ઉદ્ગાર નીકળતા હોય તે વેળા મનહર પોતાની ગરીબાઇ, સમા પોતાનું હલકું સ્થાન ભૂલી જાય એમાં આશ્ચર્ય જેવું શું હોય ? ક્રીકેટના મેદ એથી વધુ મોટી માનવ મેદની આગળ એ જ મનહર જ્યારે બૅટથી જાદુગરી ત્યારે એ માનવ મેદની દીવાની થઇ જતી. આવો યુવાન પોતાનો ગુલામ થાય ઇચ્છા કઇ કૉલેજીઅન યુવતીને નહિ હોય ? તે ઉપરાંત તે વેળા મનહર યુવાન વર્તમાનમાં જ રાચતો, ક્રીકેટ અને ટેનીસની રણભૂમિ ઉપર પ્રાપ્ત થતા વિજયો વિજય જીવનનાં બધાં ક્ષેત્રોમાં પોતાને મળશે એવો તેને આત્મવિશ્વાસ માલિનીના ભ્રૂકટાક્ષનો ભોગ તે રાજીખુશીથી થયો.

ટેનીસ ટુરનામેંટના 'મીક્સ્ડ ડબલ્સ' માં મનહરના સાથી તરીકે માલિન હોય, સોશ્યલ ગેધરીંગમાં મંત્રીઓ તરીકે પણ એ બે સાથે જ. એમના એમને વારંવાર મુંબઇના ઉત્તમ રેસ્ટોરાંમાં, સીનેમા થીયેટરોમાં, કૉન્સર્ટોમાં સ્થળોએ લઇ જતા અને જીવન આનંદની પરંપરામાં જ જતું. ધીમે ધીમે ઉ સંબંધ વધ્યો. મનહરના માનસમાં આ પ્રથમ પ્રેમે અજબ પલટો કરાવ્યો. તે ઊંડાણ વધ્યું. સહસા મનહરના માર્ગમાં વિઘ્નનું કાળું વાદળું જણાયું. નં નામનો પૈસાદાર કૉલેજીઅન બહારગામથી મુંબાઇ આવ્યો. માલિનીની આંખ તરત લાગી અને તેણે માલિનીના દરબારમાં કુરનશ બજાવવી શરૂ કરી દીધી.

પહેલાં પહેલાં તો મનહરે આ નવા દરબારીની ગણના ન કરી પણ થો વારમાં તેણે પોતાની ભૂલ જોઇ. બેસાડીની સંપૂર્ણ બેદરકારીથી મનહરે પાસો ફે માલિનીને પત્ની બનવાનું કહ્યું. વ્યવહારચતુર અને લક્ષ્મીપૂજક માલિનીએ હા ના કરવા માંડી, આ સમાચાર મિત્રમંડળમાં પ્રસરી ગયા. નંદવદન દેસાઇએ સામી મ કરી. માલિનીએ નંદવદનને સ્વીકાર્યો.

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૩૬૮ ]

# સળિયા પાછળ

પુરુષોત્તમ ત્રિકમદાસ

[ ગયા અંકના પૃષ્ઠ ૨૮૪થી ચાલુ ]

## આગલા અંકોનો સાર

### અંક પહેલો

[ સત્યાગ્રહ યુદ્ધકાળની મુંબાઈ ઇલાકાની એક જેલમાં ત્રણ સત્યાગ્રહી કેદીઓ પોતાની આપવીતી ને સુખદુઃખ કે સગવડ અગવડની વાતો કહેતા હોય છે. સીપાઈ આવી એમને ઘાસી ખાડ ઉપાડવાનો હુકમ કરી ભથ્થુ લેવા લઈ જાય છે. બીજા પાંચ કેદી આવતા સૌને એક જ હારમાં નીચા બેસાડી લૉંડર કાચા રોટલા ને ઘાસમિશ્રિત શાક નાખે છે. કેદીઓ અને સીપાઈ વચ્ચે બોલાચાલી થતા વાત વધે છે ને ત્રીજા સત્યાગ્રહી એક શામજીભાઈના આવવાથી મામલો શાંત પડે છે. આ પછી જેલમાંના કેદીઓ તરફના વર્તન વિષે, મહાત્માજીએ સૂચવેલા જેલજીવનમાં પાળવાના કડક નિયમો વિષે, જેલના 'એ' અને 'સી' વર્ગના ભેદ વિષે સંતુષ્ટ અને અસંતુષ્ટ કેદીઓ વચ્ચે ચર્ચા થાય છે. શાંતિલાલ નામનો એક નવો કેદી આવતાં પોતાનો જેલનો નવો ને બહોળો અનુભવ સંભળાવતી ચર્ચામાં નવો રસ પૂરે છે. શાંતિલાલ ખાવા-પીવામાં, જેલજીવનના વર્તનમાં પાકો કાયદાલોકુ છે. સમજાવી દેખાતા જેલર સાથે શાંતિલાલ પોતાના પૈંડા પ્રકરણની, સીગારેટ પ્રકરણની ને જૂદી જૂદી જેલમહેલની અનુભવવાતો કરે છે. બે અપમાનકારક અને હેરાનગતિભર્યા જેલના કાયદાઓ સામે બળવો કરવાની હિમાયત કરે છે. સુપરિન્ટેન્ડન્ટ આવતા જેલરને બોલાવે છે. શાંતિલાલ શામજીભાઈ જેવા મહાત્મા સાથે રહી કાયદા વિરુદ્ધ જેલમાં છાપું વાંચવા વગેરે કયા કયા લાભ લેવા એની ખુલ્લી સૂચનાઓ આપે છે. એટલામાં સીપાઈ આવી મોટા સાહેબને મળી જવા તેમને બોલાવી જાય છે.

### અંક બીજો : પ્રવેશ પહેલો

કેદીઓ જેલના કાયદા પ્રમાણે અણીશુદ્ધ ચાલનાર શામજીભાઈ અને વિરુદ્ધ ચાલનાર શાંતિલાલ વિષે વાતો કરે છે. શાંતિલાલ આગળના નવા આવેલા સરક્યુલરો ઉપરથી જેલના હિન્દી અમલદારોની કામ લેવાની રીત વિષે ફરી ચર્ચા ચાલે છે સુરેન્દ્રને લાગુ પડેલા જેલાઇફિસના રોજની મિજીત્સા શાંતિલાલ સમજાવે છે અને એના સ્વભાવની કેટલીક અસંગતતાઓ પ્રગટ કરે છે. એક મોટો સીપાઈ આવી કામ કરવાનો દેખાવ કરવાની બાબતે સૂચના કરે છે. કામ પૂરતા રેંટીઆ નહિ હોવાથી ગૂંચવાયેલા સુતરને ઉકેલવાનું ને દડા બનાવવાનું કામ આપી જાય છે. એટલામાં શામજીભાઈ આવતા સત્યાગ્રહીઓનો મોભો સાચવવાનું પોતાને વગર કહ્યે માથે લીધેલું કર્તવ્ય બધાને ફરી સમજાવે છે. શામજીભાઈને બધા એ જાતે વહોરી લીધેલી પંચાત કરવા માટે ખીજવે છે. જેલર અને જમાદાર દાખલ થતાં કેદીઓ કામ કરવાનો ડોળ કરે છે. જેલર ઓછું કામ કરનાર કેદી વિરુદ્ધ શામજીભાઈને ઠપકો દે છે. શામજીભાઈ બધું મહાત્મા પેઠે મૂગે મોંએ માથે ચઢાવે છે.

જેલર આવી વર્તમાનપત્રમાંથી પોતાને અનુકૂળ કટિંગ બતાવી કેદીઓને કાયદેસર રહેવાનો ઉપદેશ દે છે ત્યાં શાન્તિલાલ તેની સામે પણ સીધું ભરખાવી દે છે. સત્યાગ્રહી કેદીઓથી જેલમાં પ્રચારકાર્ય ન થાય એ સિદ્ધાન્ત શામજીભાઈ સમજાવે છે ત્યાં શાંતિલાલ તેનો વિરોધ કરી હિન્દી જેલોને હાથે સત્યાગ્રહી કેદીઓની થતી પજવણી માટે પોકાર ઉઠાવે છે. એટલામાં એક જમાદાર આવી જેલર આગળ બે કેદીઓની ફરીઆદ કરે છે. જવાબનું તપાસ કર્યા વગર જેલરે બેઉ કેદીઓને વધારે કામની સખ્ત શિક્ષા ફરમાવી ત્યાં શાંતિલાલે વિરોધ દર્શાવી તપાસ

કરવા સુચવ્યું. હકીકત એ હતી કે ભારે ગરમીમાં પાંચ પાટ પાણીથી ન્હાવાની પેલા કેદીઓએ ના પાડી હતી. આથી કેદીઓમાં ઉશ્કેરણી થઇ. પંદર કેદીઓનું ટોળું જેલર આગળ ખડું કરવામાં આવ્યું. જેલરના અપમાનકારક શબ્દોએ ઉશ્કેરણીમાં ઘી હોમ્યું. ધાંધાટ વધી પડયો. જેલરે ઘંટ વગાડવાનો હુકમ કર્યો. પરિણામે એક પોલિસ અમલદાર અને દસ સીપાઇઓનું લશ્કર કેદીઓનો આ બળવો બેસાડી દેવા જેલરની મદદે આવ્યું. આ વખતે શાંતિલાલે કેદીઓને સમજાવી શાંતિ ફેલાવી. જમાદાર કેદીઓને એમને કોઠે લઇ ગયો.

## અંક બીજો : પ્રવેશ બીજો

જેલના એક બીજા ભાગમાં સત્યાગ્રહી કેદીઓમાં ઉપરના બળવાની વાતો અતિશયોક્તિથી ફેલાઇ ગઇ. ' કેદીઓને નાક ઘસાવ્યાની ', સંગીનો ભોંકવાની, એક જણ મરી જવાની, પચાસ જણાઓ હોસ્પિટલમાં જવાની, શાંતિલાલને બીજે દહાડે ફટકા મારવાની વગેરે વગેરે ગપો ઉડી રહી હતી. જેલરને સીધા કરવાના ઉપાયો બધા સૂચવવા મંડી પડયા. શાંતિલાલ અને શામજીભાઇ ત્યાં આવતાં ખરી વસ્તુસ્થિતિ જણાઇ. પણ બધાનો–એકલા શામજીભાઇ શીવાય–જેલર સામેનો રોષ શમ્યો નહીં. કોઇએ માફી મંગાવવાની તો કોઇએ ઉપવાસ કરવાની શક્ય અને અશક્ય હિમાયતો કરી. શાંતિલાલે આમ કરવા જતાં કેટલું બની શકે ને કેટલું ન બની શકે તે વાત રજૂ કરી, ભૂખ બધાથી ક્યાં સુધી વેઠાશે, બધાની સંમતિ લેવાની ને એકમતે થઇ પોતાનો નિશ્ચય સુપરિન્ટેન્ડન્ટ આગળ રજૂ કરવાનો આખરે ઠરાવ થયો. શામજીભાઇનો મત આમાં જુદો પડયો છે. એ તો સત્યાગ્રહીઓ માફી માગે એ જ મતના હતા. આખરે શાંતિલાલને એ સંદેશ લઇ જવાનું કહેવામાં આવ્યું ને જમણ પહેલાના બે કલાકમાં બધાના મત જાણીને પગલાં લેવાનું નક્કી થયું.

## અંક બીજો : પ્રવેશ ત્રીજો

સુપરિન્ટેન્ડન્ટ ને જેલર વાતો કરે છે. જેલર ફાટી ગયેલા સત્યાગ્રહીઓને વધુ ફટવવા ના કહે છે. સુપરિન્ટેન્ડન્ટ એને ધીમો પાડી શાંતિથી કામ લેવા કહે છે ત્યાં શાંતિલાલ આવે છે. શાંતિલાલ જેલરને તેનો વાંક ખુલ્લા શબ્દોમાં કહે છે ત્યાં જેલર ગુસ્સે થાય છે તેને સુપરિન્ટેન્ડન્ટ અટકાવે છે. શાંતિલાલે સત્યાગ્રહીઓ એકઠા મળ્યા એમ કહ્યું ત્યાં તો જેલનિયમના ભંગ માટે જેલરને પોતાના ગઇકાલના વર્તનનું વાજબીપણું લાગ્યું. એણે સુપરિન્ટેન્ડન્ટને વિનવ્યું કે આ લોકો આમ ભેગા મળે તેની તપાસ થવી જ જોઇએ. જમાદારને તપાસ માટે મોકલવામાં આવે છે. શાંતિલાલે જેલરને માફી માગી લેવાનું કહ્યું. માફી માગવાથી નાના નહીં થઇ જવાય. જેલર તો નામક્કર જ જાય છે. બધાથી ન્યારા પંથના શામજીભાઇ આવે છે ને સત્યાગ્રહી તરીકે પોતાનું–સત્યાગ્રહીઓએ જ માફી માગવી એ–દૃષ્ટિબિન્દુ ફરી રજૂ કરે છે. શાંતિલાલ જતા રહે છે ને શામજીભાઇ, સુપરિન્ટેન્ડન્ટ ને જેલર થોડી વાટાઘાટ કરી ફરી એકવાર બધાંને મળી મામલો શાંત કરવા પ્રયત્ન કરવા જાય છે.

## અંક ત્રીજો : પ્રવેશ પહેલો

જેલમાં ત્રણ દિવસના ઉપવાસ થઇ ગયા છે કેટલાક બહાદુર સત્યાગ્રહીઓ ઢીલા પડી ગયા છે. ઉપવાસ, પ્રતિજ્ઞા ઉપર ચર્ચા થાય છે. ઉપવાસ અનાજ ઉગારશે. મરવાથી સરકારને શાંતિ વળશે. હવે શું કરવું ? જેલરના વર્તન વિષે, સત્યાગ્રહીઓના સ્વમાન વિષે, ભૂખ વિષે, ભૂખથી ખતરેલી મનજશક્તિ વિષે ઉહાપોહ થાય છે. કોઇને ખાવાનાં સ્વપ્નાં આવી ગયાં કોઇએ સ્વપ્નામાં પકવાન ઝાપટ્યાં. સળીઓ ખાઇ જઇએ એવી ભૂખ લાગી છે એમ વાત થાય છે ત્યાં જેલર આવ્યો ને તેમ કરવાથી જેલની મીલકતને નુકસાન આવવાની એ આગમચેતી આપે છે. જેલર પોતાના સ્વભાવનું વર્ણન આપે છે કે સીધા સાથે એ સીધો છે; બાકી આપખુદી એ છે. એનું કરનાર નથી. સત્યાગ્રહીઓ ખાશે તો બધાં સારાં વાનાં થશે એમ એ સમજાવ્યા કરે છે.

કર્યું કે તમારા આ વર્તનથી શાંતિલાલ બેભાન થઈ હૉસ્પિટલમાં પડ્યા ને જે એમને દુ:ખ આપ્યું છે. દુ:ખની વાતથી તો કેટલાક સત્યાગ્રહી વીરો ભભકી ઊઠ્યા. કેટલાકને જેલરનું વર્તન નરમ પડતું લાગ્યું. ખાઈ લેવાનું જ કેટલાકને યોગ્ય લાગ્યું: એક વીર નરમ પડતાં તેને બીજો સત્યાગ્રહમાં દૃઢ થવાનું કહે છે. ખાઈને છૂટતા રહીશું તો બહાર જઈ સરકાર સાથે લડી શકીશું એમ એનું કહેવું થયું. અહીં લાલજી આવી શાંતિલાલે લીધેલા પેલા દુ:ખની વાત ખોટી પાડે છે. વળી પાછી સત્યાગ્રહીઓમાં વીરતા ઊછળે છે. મેકસ્વિનિ ૮૧ દિવસ અને જતિનદાસ ૬૧ લાંઘણો કરી તો આપણે કંઈ આટલા દિવસોમાં મરી નહીં જ જઈએ. ' હરિનો મારગ છે શૂરાનો ' એ ગીત ફૂલચંદભાઈ સત્યાગ્રહીઓને ગવરાવે છે. અહીં જેલર રોટલા, દાળ ને ભીંડું લાવે છે તે વખતે એક પછી બીજો વીર લલચાય છે. લાલજી તેમને રોકી રોટલા ફેંકી દેવા પ્રયત્ન કરે છે ત્યાં ફૂલચંદ દોરવાઈ જાય છે ને રોટલાની ચટણી કરી સૌ પોતપોતાની પથારીઓમાં પડે છે. લાલજીને ફૂલચંદનો હાથ વાગ્યો છે. આ પણ આગળ વાંચો !

આપણુ બાળબોધ તરીકે ઓળખીએ છીએ.

ત્યારે ગુજરાતીના વળાંકવાળા મરોડ છોડી આપણે બાળબોધ અક્ષરો જ વાપરીશું ? તેમ કરીએ તો કાંઇ ભારે હાડમારી વેઠવી પડવાની નથી અને આપણે ધારીએ તો તેમ કરી પણ શકીએ. પણ તેટલે સુધી જવાની જરૂર નથી. આપણી રોજ વપરાતી વળાંકવાળી અને શિરોરેખા વગરની લિપિ બાળબોધ તરીકે પણ રહેજે વંચાય એમ છે. અને હિન્દી તેમ જ બાળબોધના માથા પરથી શિરોરેખા કાઢી નાખવાથી થતી સગવડ જોઇ લીધી છે, અને ધીમે ધીમે લોકમત એ સુધારા તરફ અનુકૂળ થતું જાય છે. કાનાના વળાંક સામે કોઇનો અણગમો છે જ નહિ. એટલે આપણે ચાલે છે તે જ લિપિ રહેજ ફેરફાર સાથે ચલાવીએ તો મુશ્કેલી આવવાની નથી. આપણા દશ પંદર અક્ષરો નાગરીવાળાઓને વાંચતાં મુશ્કેલી પડે છે. તેટલાને બાળબોધ જેવું રૂપ આપ્યું હોય તો બસ છે. આ સૂચના પ્રથમ શ્રી. કીશોરલાલભાઇએ લોકો આગળ મૂકી. એમની સૂચના કીમતી હતી પણ એમણે જે ટાઇપો પડાવ્યા તે ગુજરાતી અક્ષરો સાથે મળે નહિં એટલે આંખે ખુંચવા લાગ્યા. દરેક પ્રજા પોતાની લિપિની સુન્દરતા વિશે સકારણ મગરૂર હોય છે. આ બાળબોધ અક્ષરો ગુજરાતીમાં મળતા નથી એમ જોઇ કેટલાક લોકોએ એની સામે વાંધો ઉઠાવ્યો. કેટલાક લોકો કહેવા લાગ્યા કે આમ કજોડા અક્ષર ચલાવવા કરતાં સીધી બાળબોધ લિપિ ચલાવો તો અમારો વાંધો નથી.

ઇન્દોરના હિન્દી સાહિત્ય સમ્મેલન વખતે લિપિ પરિષદ ભરાઇ અને હિન્દી સાહિત્ય સમ્મેલને એક લિપિ સમિતિ નીમી. એ સમિતિએ મહારાષ્ટ્ર અને ગુજરાતની સાહિત્ય પરિષદ પાસે સહકાર માગ્યો. મરાઠીની લિપિસમિતિ હતી જ. ગુજરાતી સાહિત્ય પરિષદની મધ્યસ્થ સભાએ લિપિ સમ્મેલન સાથે સહકાર કરવા એક લિપિ સમિતિ નીમી. કેટલાંક નામો આ ત્રણે સમિતિઓમાં સાધારણ છે, તેથી શ્રી. કિશોરલાલભાઇ જેવાઓના ચિન્તનનો લાભ ત્રણે ભાષાઓને સરખી રીતે મળતો રહ્યો.

હમણાં જ મુંબાઇમાં એક બેઠક થઇ. તેમાં ત્રણે ભાષાના જેટલા પ્રતિનિધિઓ આવી શક્યા તેમણે પોતપોતાની સમિતિનું વલણ ધ્યાનમાં રાખી અમુક નિર્ણયો કર્યા. આ નિર્ણયો સર્વમાન્ય થઇ શકે એવા જ છે. ત્રણે સમિતિઓમાં ખૂબ આગળ જનારા અને લિપિમાં અનેક સુધારા સૂચવનારા સભ્યો છે. પણ પ્રજા આજે સ્વીકારી શકે એવા જ અને એટલા જ સુધારા કરવા એ ત્રણે સમિતિઓની નીતિ હોવાથી આજે રૂઢ થઇ શકે એવા જ સુધારાઓ સ્વીકાર્યા છે.

ગુજરાતી ભાષાનો ' અ ' ' ક ' ' ચ ' ' જ ' ' ઝ ' ' ણ ' ' દ ' ' ધ ' ' ભ ' ' ળ ' અને ' ફ ' એટલા અક્ષરોમાં એમને નાગરી જેવા બનાવવા માટે ફેરફાર કરવાનું નક્કી થયું. નવા આકાર ગુજરાતી જેવા જ દેખાય, ગુજરાતી અક્ષરોમાં ભળી જાય અને એમનામાં ગુજરાતી અક્ષરોની લેખનસુલભતા અને સુન્દરતા જળવાય એવા નિશ્ચયથી જ સમિતિ આકાર ગોઠવવા બેઠી. એમાં 'કુમાર'

અહીં આપેલા અક્ષરોમાં પ્રથમની દસ લીટી સામાન્ય ગુજરાતી છે. ત્યારપછીની ચાર લીટીઓમાં પણ અક્ષરો તો ગુજરાતી જ છે. પણ શિરોરેખાથી ટેવાયલી આંખોને રેખાનો ભાસ થાય અને છતાં રેખાઓનો માથે બોજો ન રહે એ ઉદ્દેશથી ફ્રેન્ચમાં જેને ' સેરીફ ' કહે છે તેવી જાડાઈ અક્ષરોને માથે રાખી છે. કલ્પના એવી છે કે મરાઠી અને સંસ્કૃતમાં નીચેના વળાંક સાથે અથવા એના વગર આવા અક્ષરો વપરાય તો કોઈને અડવું અડવું ન લાગે.

આ ચાર લીટી પછી દેવનાગરી અક્ષરોના કેવાં રૂપો ત્રણે સમિતિઓએ પસંદ કર્યાં છે તેના નમૂના આપ્યા છે. શિરોરેખા ગયા પછી બાળબોધ ' ख ', ' र व ' જેવો વંચાય. એ મુશ્કેલી ટાળવા માટે ગુજરાતી ' ખ ' નાગરી માટે લીધો છે. હિન્દીવાળા એને ज તરીકે ન વાંચે એટલા માટે ખ ની શરૂઆતમાં વળાંક મોટો લીધો, હ ટ ડ વગેરે અક્ષરો ગુજરાતી ઢબના જ લીધા છે. ' ण ' માં ત્રણે ભાષાઓ સંતુષ્ટ થાય એવો આકાર પસંદ કર્યો છે. ગુજરાતી ' ભ ' म જેવો વંચાય છે એટલા માટે બન્ને અક્ષરો વધારે સ્પષ્ટ કર્યા છે.

સ્વરોની બાબતમાં નવા સુધારા ગુજરાતી મનોવૃત્તિને અનુસરે છે. બાળબોધમાં ' એ ' ' ઐ ' માટે સ્વતંત્ર અક્ષરો હતા. ગુજરાતીએ તે તજી દઈ એ બે અક્ષરોને ' ઓ ' ' ઔ ' ની પેઠે ' અ ' ની બારાખડીમાં આણ્યા. જૂની મરાઠીમાં 'ઓ' પણ સ્વતંત્ર હતો જે આજે ॐ માં દેખાય છે. મરાઠીએ એ તજી ' ઓ ' ' ઔ ' અની બારાખડીમાં આણ્યા. હવે એ જ વલણ સંપૂર્ણ કરી બધા સ્વરો અ ની બારાખડીના રૂપમાં જ આણી દીધા છે. ' ઋ ' ના બે આકાર બતાવ્યા છે. એમાંથી બીજો આકાર સૌ સ્વીકારશે એમ લાગે છે.

એ, ઐ, ઓ, ઔ ની માત્રાઓ માથે ન મૂકતાં બાજૂપર મૂકાઈ છે. એ આંખને વિચિત્ર જેવી લાગશે. એ સુધારો તરત ન કરીએ અને ચાર છ મહિના પછી કરીએ તો યે ચાલે.

દક્ષિણની ભાષાઓમાં ' એ ' અને ' ઓ ' નાં હ્રસ્વ રૂપો હોય છે. એમને માટે વાંકી માત્રા આપી છે. અંગ્રેજી ઉચ્ચાર બતાવવા માટે પણ એ વપરાય.

આંકડાઓ ત્રણે ભાષામાં જરા જરા જુદા છે. એમને માટે સર્વમાન્ય રૂપો અહિં આપ્યાં છે. ॐ, श्री, क्ष, ज्ञ માં ફેરફાર નથી કર્યો. અંગ્રેજીમાં and લખવાને બદલે & લખે છે. એવી જ સગવડ આપણે ત્યાં કરવા માટે ' ઓર ' અથવા ' અને ' માટે ' ॐ ' માં આવતા ઓ ને પૂછડું લગાડી ' र ' નો આકાર કર્યો છે. આ નવો અક્ષર રૂપાળો છે અને સગવડ ભરેલો છે જ. છાપાવાળાઓ આને પસંદ કરે તો એ ચાલશે.

ક, ફ, ઝ, ળ વગેરેનાં નવાં રૂપો જોવા જેવાં છે ઈચ્છિએ એ શબ્દ નવી ઢબે વાંચતાં પ્રથમ અડવું લાગશે પણ પછી એ જ સારું લાગશે.

ગુજરાતી માટે બહુ જ થોડા અક્ષરો નવા પડાવવા પડશે અને એટલા ફેરફારથી લિપિના એકીકરણમાં ગુજરાત પહેલ કરી શકશે.

# અગીઆરમાથી સોળમા શતકની વૈષ્ણવ ભક્તિનું પૃથક્કરણ

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

[ ગયા અંકના પૃ ૨૩૨ થી ચાલુ ]

એક બીજે રસ્તે પણ જારભાવની શ્રેષ્ઠતા આગળ આ ભક્તો ચાલ્યા છે અને તે ભક્તિના રસશાસ્ત્રની દૃષ્ટિથી વિવેચનનો માર્ગ છે. જયદેવ અને મહાનુભાવ પન્થના વખતથી આ રસશાસ્ત્રીય વિવેચન શરૂ થયું દેખાય છે, પણ પછી એનો ઝડપથી વિકાસ થયો છે. અને જો કે શ્રી વલ્લભાચાર્ય તથા એના અનુયાયીઓએ એ દૃષ્ટિનો સ્વીકાર કર્યા છતાં એ પદ્ધતિનો વિશેષ ઉપયોગ નથી કર્યો. પણ સોળમા શતકમાં એ પદ્ધતિ કેટલી સર્વમાન્ય થઇ ગઇ હતી, એ મધુસૂદન સરસ્વતીના ભક્તિ રસાયનથી દેખાય છે અને એ રસશાસ્ત્રની દૃષ્ટિએ "શૃંગાર રસનો પરમ ઉત્કર્ષ ઉપપતિ સંબંધમાંજ રહેલો છે" એમ ભરત નાટ્યશાસ્ત્રનું વચન (કાવ્ય) ટાંકીને રૂપગોસ્વામી કહે છે (ઉજ્જ્વલ નીલમણિ શ્લો. ૧૬) વિશ્વનાથજી પણ નાટ્યશાસ્ત્રના આ વચનનો અનુવાદ કરે છે. (જુઓ ૧૦-૨૯ની સુબોધિનીની ખીણ કારિકા ઉપર ટિપ્પણી)

જે દેશમાં પાતિવ્રત્ય એ ઓજનનો પરમધર્મ મનાયો છે તે દેશમાં જારભક્તિની આવી પ્રશંસા થતી જોઇને કોઇપણ તટસ્થ અભ્યાસીને આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે.*

આ વસ્તુ રૂપગોસ્વામી, જીવગોસ્વામી જેવા વિદ્વાનોના ધ્યાન બહાર નહોતી. જીવગોસ્વામીએ જાર ભાવના દોષોનો સ્પષ્ટ સ્વીકાર અને તે પણ ભાગવતનાં વચનો ઉતારીને કર્યો છે (જુઓ પૃ. ૧૫). પણ જારભાવ કે પરદારાનિષ્ઠ રતિમાં જે હલકાપણું—જે નિષિદ્ધતા છે તે પ્રાકૃત નાયક નાયિકા સંબંધમાં છે: કૃષ્ણ અને ગોપીઓના સંબંધમાં નથી. (જુઓ ઉજ્જ્વલ નીલમણિ પૃ. ૧૫ તથા ૧૦૦) એમ પ્રાચીન વચનો ઉતારીને કહે છે. વળી નિવૃત્તિ શાસ્ત્રોમાં શાન્તરસ જ વિહિત છે અને શૃંગારરસ નિષિદ્ધ છે, એવી પ્રાચીન માન્યતાની આ ગોસાંઇઓ નોંધ લે છે, એટલું જ નહિ પણ રાસપંચાધ્યાયીથી ચાલેલો શ્રીકૃષ્ણ ગોપીઓ સાથેની ક્રીડાના વર્ણનનો ભક્તિમાર્ગ એ વખતના ઘણા ભક્તોને માન્ય નહિ હોય એમ રૂપગોસ્વામી મધુર ભક્તિરસને

---

* જુઓ The Chaitanya Movement પૃ. ૧૫૮ તથા તેમાં ઉતારેલા શ્રી ૫૮-૬ અને શ્રીદેશ્વર પૃ. ૫૬૧ નો ફકરો.

स्वच्छन्दं व्रजसुन्दरीभिरभितः प्रत्यंगमालिंगितः ।
शृंगारः सखि मूर्तिमानिव मधौ मुग्धो हरिः क्रीडति ॥

એ શ્લોક ઉતાર્યો છે અને ઉજ્જ્વલ નીલમણિમાં जगदाद्‌रणीयशारभावं ( કૃષ્ણકર્ણામૃત ૨-૧૭ ) જગતમાં જેનો જાર ભાવ આદરણીય છે એ રીતે પણ કૃષ્ણની સ્તુતિ કરનાર બિલ્વમંગળનો शृंगाररससर्वस्वं-( કૃષ્ણકર્ણામૃત ૧-૯૨ ) વગેરે શ્લોક ટાંકયો છે.

**સખીભક્તિ**—ગોપીઓ જેવો કામજન્ય પ્રણુય સ્ત્રીઓમાં તો કદાચ સંભવે, જો કે હેમાદ્રિ એવા સંભવનેય વિરલ ગણે છે, પણ પુરુષોનું શું ? અને શૃંગારભક્તિ કે મધુરભક્તિ એ જ શ્રેષ્ઠભક્તિ એવો વિચાર રૂઢ થતાં પુરુષ ભક્તોને એ ભક્તિ પ્રકાર શકય છે કે નહિ ? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયો. આપણે ઉપર જોયેલો વિકાસક્રમ બરાબર હોય તો સખી ભક્તિનો વિકાસ ઉપર કહેલાં બધાં તત્ત્વોના વિકાસ પછી થયો જોઇએ અને વસ્તુતઃ ઐતિહાસિક સ્થિતિ પણ એજ દેખાય છે. સોળમા શતકમાં તો સખી ભક્તિનો વ્રજભૂમિમાં તથા બંગાળમાં પણ સારી રીતે પ્રચાર થઇ ગયો હતો ( જુઓ ચૈતન્ય ચરિતામૃત ૨-૮ પૃ. ૨૧૯ ).

અહીં એટલું સ્પષ્ટ કહેવું જોઇએ કે ભક્તિનાં છેલ્લાં બે તત્ત્વો એટલે કે જારભાવ અને સખી ભક્તિનો ચૈતન્ય સંપ્રદાયમાં જેવો સ્પષ્ટ સ્વીકાર છે તેવો સ્પષ્ટ સ્વીકાર વલ્લભ સંપ્રદાયમાં નથી. એ સંપ્રદાયના સારા વિદ્વાનોને આ વિષયમાં પુષ્ટિ સંપ્રદાયનું શું વલણ છે એ પૂછતાં તેઓ કહે છે કે 'ચૈતન્ય સંપ્રદાયમાં આ ભાવો પ્રગટ છે અને પુષ્ટિ સંપ્રદાયમાં ગુપ્ત છે.' ચૈતન્ય સંપ્રદાયમાં પરમ પ્રમાણભૂત મનાતો ગ્રન્થ ચૈતન્ય ચરિતામૃત ઇ. સ. ૧૫૭૫માં લખાયો છે, એમાં તો સખી ભાવની આવશ્યકતા સ્પષ્ટ કહી છે ( જુઓ ચૈ-ચ-મ ૮ પૃ-૨૧૯ ) તે પહેલાં રૂપ ગોસ્વામી-નો ભક્તિરસામૃતસિન્ધુ શક ૧૪૬૩ ( ઇ. સ. ૧૫૪૧ ) માં લખાયો છે ને તેમાં તેઓ સ્પષ્ટ કહે છે કે " શ્રી કૃષ્ણની મૂર્તિનું પ્રતિમા રૂપગોપીઓ સાથેનું માધુર્ય જોઇને તથા તે તે લીલા સાંભળીને તે ભાવની ઇચ્છા જેને થાય તેઓ કામાનુગા ભક્તિના અધિકારી છે. અને આ પ્રકારની ભક્તિ પુરુષોને પણ થાય છે એવું પદ્મપુરાણમાં કહ્યું છે " ( પૂર્વ વિભાગ દ્વિતીય. લહરી શ્લોક, ૮૩-૮૪ ) અને પદ્મ-પુરાણના બે શ્લોકો પ્રમાણુ તરીકે ઉતાર્યા છે તેમાં લખ્યું છે કે " પહેલાં દંડકારણ્યમાં

---

१ निवृत्तानुपयोगित्वाद् दुरुहत्वादयं रसः ।
रहस्यत्वाच्च संक्षिप्य विततांगोऽपि लिख्यते ॥

ભક્તિરસામૃત સિન્ધુ પૃ. ૪૨૬ કા. ૨ તથા તે ઉપરની ટીકા.

વસનારા મહર્ષિઓને રામને જોઈ તેને ભોગવવાની ઇચ્છા થઈ. આ બધા સ્ત્રીપણું પામીને ગોકુળમાં જન્મ્યા અને કામથી હરિને પ્રાપ્ત થઈને સંસારમાંથી તરી ગયા."

પદ્મપુરાણનું આ વચન બહુ જૂનું હોય એમ માનવું મુશ્કેલ છે, વળી એમાં સ્ત્રીત્વની પ્રાપ્તિ જન્માન્તરમાં કહી છે, એટલે એ વાત જુદી જ છે. જેનો સમય ચોક્કસ જાણી શકાય છે એવું રૂપગોસ્વામી પહેલાંનું ચોક્કસ સખીભાવ દેખાડનારું વચન તો ગુરૂ ચૈતન્યનું પોતાનું જ મારા તો જોવામાં આવ્યું છે. ચૈતન્યની ગ્રન્થરચનામાં ફક્ત એનું એક શિક્ષાષ્ટક જ પ્રસિદ્ધ છે. અને તેના છેલ્લા શ્લોકમાં એમણે પોતાને વિષે સ્ત્રીલિંગ વાપર્યું છે:—

आश्लिष्य वा पादरतां पिनष्टु मा-
मदर्शनान्मर्महतां करोतु वा ।
यथा तथा वा विदधातु लम्पटो
मत्प्राणनाथस्तु स एव नापरः ॥ श्लो. ८

ભેટી ભલે પાય દળીને પીસે
મર્મે વીંધે સ્હોંડીશું કરી મને
ભલે કરે તે મન ધાર્યું લંપટ
તથાપિ તે પ્રાણપતિ ન અન્ય કો.

(પ્રેમાવતાર ચૈતન્યદેવ (પૃ. ૨૦૮)માં શ્રી નર્મદાશંકર પંડ્યાનો અનુવાદ.)

ચૈતન્યના ચિત્તમાં ઉપરનો ભાવ સર્વવ્યાપી ન હતો; કારણ કે ચોથા શ્લોકમાં જ તેઓ કહે છે કે :—

न धनं न जनं न सुन्दरीं कवितां वा जगदीश कामये ।

ધન અને જન સાથે સુન્દરીની કામના પુરુષમાં જ સંભવે છે.

ચૈતન્યના ઉપલા વચનનો ચોક્કસ સમય કહેવો મુશ્કેલ છે.: પણ પુરીવાસનાં છેલ્લાં બાર વર્ષ તો એમનાં એવાં ગયાં હતાં કે આવી કોઈ પણ રચના અશક્ય, એ જોતાં ઈ. સ. ૧૫૨૨ સુધીમાં શિક્ષાષ્ટક રચાયું હતું જોઈએ. અને રૂપગોસ્વામી પદ્મપુરાણના જે શ્લોકો પ્રમાણ તરીકે ઉતારે છે તેમાં તો જન્માંતરમાં ગોપીભાવની વાત છે એ જોતાં કહેવું પડે છે કે ઈ. સ. સોળમા શતકના પ્રથમ ચરણથી જૂનો કહી શકાય એવો સ્પષ્ટ સખી ભાવનો કોઈ ઉલ્લેખ મને મળ્યો નથી.

બીજી તરફથી વલ્લભ સંપ્રદાયના, દયારામાદિ પાછળના કવિઓની વાણીમાં સખીભાવની વાત છે ખરી પણ આચાર્યના પોતાના વિશાળ સાહિત્યમાંથી ફક્ત એક જ ઉલ્લેખ—

दासीनां सर्वं रक्षार्थं–० (भा. १०-३-८ नी સુબોધિનીમાં કારિકા) વગેરે સ્થલવાળમાં આવ્યો છે પણ એમાં दासीनां શબ્દ ગોપીવાચક હોય તો એમાંથી સખીભાવનો અર્થ ન નીકળે. પાછળથી કોઈ ટીકાકારે વલ્લભાચાર્ય પણ વિવક્ષિત હોવાનો અર્થ કાઢ્યો છે એ જુદી વાત છે. પણ ગુંસાઈજી શ્રીવિઠ્ઠલનાથજીની પ્રસિદ્ધ વિજ્ઞપ્તિઓમાંની એકમાં સખીભાવનો સ્પષ્ટ નિર્દેશ છે:—

यदि तुष्टोसि रुष्टोवा त्वमेव शरणं मम ।
मारणे धरणे धापि दासीनां नाप्रसुर्गतिः ॥
द्वितीय विज्ञप्ति श्लो. १.

શ્રી વિઠ્ઠલનાથજીનો સમય સં. ૧૫૭૨ થી ૧૬૪૨ (ઇ. સ. ૧૫૧૫ થી ૧૫૮૬) સુધીનો છે. એટલે એમનું વચન ઘણું કરી ચૈતન્યના વચન પછીનું પણ રૂપગોસ્વામીના વચનનું સમકાલીન કે વખતે કંઈક પાછળનું હોવાનો સંભવ છે.

શૃંગાર ભક્તિના વિકાસનો ઉપર પ્રમાણે જે વિચાર કર્યો એ જોતાં એમ જણાય છે કે રાધાકૃષ્ણ કે ગોપીકૃષ્ણની શૃંગાર કથાઓ ગાવી સાંભળવી એ વૈષ્ણવ ભક્તોનું એક કર્તવ્ય એવી માન્યતા તો છેક દશમા–અગીઆરમા શતકથી પ્રચલિત થઇ હતી.[1] ભાગવતેજ કદાચ એ ભાવના ઉત્પન્ન કરી છે કે એને અપૂર્વ બળ આપ્યું છે. આ રીતે ચાલેલા ભક્તિપ્રવાહમાં જે શુભ અંશો છે તેનો યશ જેમ ભાગવતને છે તેમ જે અસદંશો છે તેનો અપયશ પણ કંઈક અંશે ભાગવતને ફાળે જ જાય છે. મારા માનવા પ્રમાણે જ્ઞાન, કર્મ અને યોગથી સ્વતંત્ર રીતે ભક્તિના વિચારનું ભાગવતમાં એક રીતે શિખર આવી ગયું પણ મનુષ્યના ચિત્તની સર્વ વૃત્તિઓનો–ખાસ કરીને જ્ઞાનયોગ અને ભક્તિનો સમતોલ અને સમન્વિત વિકાસ જ સાચી ઉન્નતિ સાધી શકે છે એવી ભગવદ્‌ગીતાની દૃષ્ટિથી જોઇએ તો ભાગવતથી જ ભક્તિમાર્ગની નીચી ગતિ પણ કેટલીક રીતે થઇ છે એમ કહેવું પડશે. પણ આ મધ્યકાલીન ભક્તિમાર્ગની સમાજ ઉપર થયેલી શુભાશુભ અસરની ચર્ચા બીજા પ્રસંગ માટે મુલતવી રાખી, પ્રસ્તુત ચર્ચાને જ આ વ્યાખ્યાનમાં સમેટી લેવી યોગ્ય છે.

( અપૂર્ણ )

---

## નર અને નારી

( શિખરિણી )

કહે દોરીઃ " નારી અતિ અબળ તું, હું નર તને
" અહીં બાંધી રાખું, નવ તજી મને તું જઈ શકે. "
" ભલે ભોળા ભાઇ " વદતી હસતાં તોય નમણી,
" પળે પૂંઠે પૂંઠે અનુચર બની, છો હું રમણી. "

જેઠાલાલ ત્રિવેદી

---

[1] એ માન્યતા દર્શક રૂપ ગોસ્વામીનું વચન ઉપર ઉતાર્યું છે અને શ્રીવલ્લભાચાર્ય પણ કહે છે કે—इदानीमनवतारदशायामपि श्रवणकीर्तनादिभिश्चासौ गुणलीलाभिः एवं क्रमेण निर्दुष्टो जीवानुद्धरति ।

निरोध लक्षण पृ. ४२

# માસ્તર સાહેબ

વૈનતેય

ઉનાળાની રજાઓના દિવસો હતા. દર વર્ષની માફક આ વર્ષે પણ હું રજાઓ ગાળવા માટે વતન ગયો હતો. આ નાનકડા ગામમાં કાંઈ ખાસ પ્રવૃત્તિ ન હોવાથી એકાદ ઝરતી બપોરે બે ચાર મિત્રો ભેગા મળી ગપ્પાં મારતા હતા, ત્યાં ગાંડાઓની વાત નીકળી. જાત જાતના ગાંડાઓનાં વર્ણનો થવા લાગ્યાં. એક મેટ્રીક થયેલા માણસને નોકરી ન મળવાથી તે કેવી રીતે ગાંડો થઈ ગયો તેની વાત એક જણે કહી. આ માણસ અંગ્રેજીમાં જ વાત કરતો. ગામના છોકરાઓ તેની પાસે અંગ્રેજીમાં ભાષણ અપાવી પૈસો પૈસો આપતા. " વાતો કરવાથી કાંઈ જ વળવાનું નથી, કામ કરતાં શીખો, " એ આ ગાંડાના ભાષણનો મુખ્ય મુદ્દો હતો. અને છેવટે એ બોલતો: " જુઓ, ભણેલાઓ તો ઘણા હોય છે પણ તેમાં હાથ લાંબો કરતાં તો એક મને જ આવડે છે, " એમ કહી હાથ લાંબો કરતો અને પાઈ પૈસો ઉઘરાવતો. ગાંડાઓના વર્ણન પછી માણસો ગાંડા શાથી બને છે તેની વાતો ચાલી. આ જમાનો છે માનસ પૃથક્કરણનો એટલે અમારું મંડળ પણ આ ચેપથી મુક્ત નથી. " લાગણીઓ દબાવવામાંથી ગાંડપણ થાય છે " એ સિદ્ધાન્ત મૂકાયા પછી જુદી જુદી લાગણીઓની વાત ઉપર ચડ્યા. " એક બ્હેને પ્રેમલગ્ન કર્યું હતું, પણ તેમાં તેને નિષ્ફળતા મળી, પતિએ તેને તરછોડી બીજું લગ્ન કર્યું. આ બાઈ પછીથી સર્વ અજાણ્યા માણસો ઉપર પ્રેમપત્રો લખવા મંડી. " અમારા મંડળમાં ધીરૂભાઈ સ્ત્રીનિંદક તરીકે જાણીતા છે. આવો વિષય મળી જાય પછી તે શાના છાના રહે! સ્ત્રીઓની નિર્લજ્જતા ઉપર તેમનું ભાષણ ચાલ્યું.

" હવે જરા ધીરા પડો, " સુનિલાબ્હેન બોલ્યાં, " અને બધાને ચ્હા આપવામાં મદદ કરો. " અહિં એક શરૂઆતમાં કહેવી જોઈતી વાત કહી દઉં. અમારી મિજલસ હમેશાં ધીરૂભાઈને ત્યાં જ ભરાતી, અને તેમનાં પત્ની સુનિલા બ્હેન તેનાં ઘણા મહત્ત્વનાં સભ્ય હતાં. તે અમને સર્વને મઝેની ચ્હા પાતાં. એટલું જ નહિ, પણ અમારી વાતોમાં પ્રસંગોપાત ભાગ લઈ, તથા તેનાં લગભગ સતત શ્રોતા રહી તેને અમુક શિષ્ટતાની હદમાં જ રાખતા. નહિ તો અમે તો રહ્યા લગ્નોદીઆ ભાઈ-બંધો અલબત્ત હવે ઘરડા આવ્યા આપીક, પણ અમારા ચમન"કાકા " અને કુલા " મામા " ની જીભ કદી સખણી રહે જ નહિ. પણ સુનિલાબ્હેનના સાન્નિધ્યમાં તેમનાથી ગમે તેમ બફડી શકાતું નહિ.

" અમને હમેશાં રોકો છો, તે હવે આ અમારા ધીરૂભાઈ સાહેબને કાંઈક કહોને સુનિબ્હેન, " ચમનકાકા વધ્યા " કે પછી પ્રોફેસર સાહેબને તો કાંઈ કહી જ ન શકાય ! "

" કેમ ન કહી શકાય ! " સુનિલાબ્હેને ચ્હાની ખાલી ટ્રે નીચે મૂકતાં કહ્યું, " બધું જ કહી શકાય. તમે બધા કૉલેજમાં ગયા છો તો હું એ હાઈસ્કુલમાં તો ગઈ છું ને ! " ( અહીં કહી દેવું જોઈએ કે શ્રીમતી સુનિલા બ્હેન મેટ્રીક પાસ

" અમારા વખતમાં છોકરીઓની હાઇસ્કૂલમાં મુખ્યત્વે પુરુષશિક્ષકો જ હતા, એટલે પ્રૉફેસર નહિ તો માસ્તર સાહેબનો હું એક સુંદર નમૂનો રજૂ કરી શકું. "

" કરો, કરો, " એ ત્રણ જણ એકી સાથે બોલી ઉઠયાં.

" ઍટેન્શન ! " ધીરુભાઇએ ટોળમાં કહ્યું. આ ટીકાની અવગણના કરતાં સુનિલાં બ્હેને શરૂ કર્યું.

" હું પાંચમી અંગ્રેજી ભણતી હતી તેવામાં મારા પિતાશ્રીની બદલી પૂના થઇ. મેં બીજી ભાષા તરીકે ગુજરાતી લીધેલું પણ તે શીખવાની ત્યાં સગવડ ન હોવાથી મેં ઐચ્છિક વિષય તરીકે ચિત્રકામ લીધું. પણ મેં પહેલે જ દિવસે જોઇ લીધું કે અમારા ચિત્રશિક્ષક એક વિચિત્ર પ્રાણી હતા. તેમનો અવાજ ઘણો કર્કશ અને મોટો હતો. કાંદા ખાઇ, સસ્તી બીડી પીને વર્ગમાં આવે, અને અમારા માથા પાસે આવી ચિત્ર સુધારે ત્યારે એવો કંટાળો આવે..."

" સ્ત્રીઓની સૂગ તો જાણીતી જ છે, " ધીરુભાઇએ કટાક્ષ કરતાં કહ્યું.

" ઑર્ડર, ઑર્ડર, પ્લીઝ, " એ ચાર અવાજો સાથેસાથે થયા.

" ગંદા, ગંધાતા રહેવું એ પુરુષોને પણ ગમતું નથી, પણ આ તો મેં તમને શરૂઆતમાં જણાવ્યું તેમ હતા એક અજાયબ પ્રાણી. પણ, ખરી વિચિત્રતા તો એના સ્વભાવની હતી. સ્ત્રીઓને હમણાં અસંતુષ્ટ કહેવામાં આવી, પણ આ માસ્તરના જેવો અસંતોષનો નમૂનો મેં કદી જોયો નથી. કવિ ન્હાનાલાલની ઢબમાં કહીએ તો " જાણે સદાનો અપવાસી ! "

તેણે ઘેર ચિત્રનો વર્ગ કાઢેલો તેમાં અમે ત્રણ ચાર વિદ્યાર્થિનીઓ જોડાયાં, ત્યાં વળી જુદું જ નાટક જોયું. " આ વાંદરીઓને કેમ ભેગી કરી છે ? " ઘરમાંથી તેમની પત્નીનો ઘાંટો સંભળાતો હતો. " અરે છાની મર, છાનીમર, " માસ્તર કહેતા સંભળાયા. પછી બહાર આવી એમણે કહ્યું, " આજે મારાં પત્નીની તબીયત નરમ હોવાથી આપણે શરૂઆત નહીં કરી શકીએ, હું દિલગીર છું. " પછી બીજે દહાડે વર્ગમાં કહે, " મારાં પત્નીની તબીયત વધારે બગડી છે એટલે મારાથી ઘરના વર્ગનું કામ નહિ થઇ શકે. " અમે બધું જ જાણતાં હતાં, એટલે વધારે પૂછવાની જરૂર ન હતી.

ખાનગી વર્ગની બાબતમાં આ રીતે નિષ્ફળ નીવડયા પછી માસ્તરે ચિત્રો માટે ઑર્ડર મેળવવા પ્રયાસ કર્યો. પણ તેમાં કાંઇ ફાવ્યા નહિ. તેમની છીભમાં એવી કટુતા, સ્વભાવમાં એવું મિજાજીપણું અને અવાજમાં એવી કર્કશતા હતી કે કોઇ તેમને ઑર્ડર આપે જ નહિ. તેમણે ટયુશનનો પ્રયત્ન કર્યો, પણ તેમાંયે સ્વભાવ આડે આવ્યો. એકાદ માસ રાખી સૌ રજા આપી દે. ધીમેધીમે તેમના સ્વભાવની કટુતા વધતી જ ચાલી. વર્ગમાં ભણાવવાને બદલે બીજા કલાકારોની, શિક્ષકોની વિદ્યાર્થિઓની નિંદા જ કર્યા કરે. આ બધાથી કંટાળી અમારા વર્ગની છોકરીઓએ એક યુક્તિ કરી. કલિકા

નામે નામે એક હસિતી છોકરી ઘણી બહાદુર બની. તેણે બીડું ઝડપ્યું, અને માસ્તર ઉપર ચીઠ્ઠી લખી.

" પ્રિય માસ્તર સાહેબ,

તમારું જીવનનાવ ક્યાં સુધી આમ નિષ્ફળતાના ખડક તરફ ધસડયા કરશો ? રવિવર્મા અને અવનીન્દ્રનાથને એક બાજુએ મૂકે એવા કલાકાર થવાની શક્તિ તમારામાં છે, માત્ર અનુકૂળતા નથી. પ્રેમાળ ગૃહજીવન અને અનુકૂળ કાર્યક્ષેત્ર મળે તો તમે શું ન કરો ? " આ ચીઠ્ઠી વાંચી માસ્તર તો ચગ્યા. કલિકાએ ધીમે ધીમે પત્રો દ્વારા જ માસ્તરને ઉંડા પાણીમાં ઉતાર્યા, અને છેવટે એક દિવસે બન્નેએ સાથે કરાંચી નાસી જવાનું નક્કી કર્યું. કલિકાના પિતા ઘણા પૈસાદાર સરદાર હતા એટલે સાથે પચાસેક હજારની મિલ્કત રોકડ અને દાગીનાના રૂપમાં લેવાની હતી. વળી પિતાની એકની એક લાડકી હોવાથી છેવટ બધું તેને જ મળવાનો સંભવ હતો. બધું જ છેવટ સુધી ખાનગી રાખવાનું હતું.

આ યોજના પ્રમાણે માસ્તર રાજીનામું આપી નિશાળમાંથી છૂટા થયા. ઠરાવેલે દિવસે માસ્તર ટ્રેન ઉપર ગયા પણ કલિકાએ ગાડી ઉપડવાને વખતે આવી પહોંચી કહ્યું, " ઘરમાં કાંઈક વહેમ ગયો લાગે છે, અત્યારે આવું તો પહેલે ધડાકે જ અનાથ. કહો તો અત્યારે આમ જ આવું, ને સીરનામું આપો તો અઠવાડિયા પછી સારી રીતે ઠીક લઈને. " માસ્તર તો હતા માસ્તરાઈના અવતાર. એટલે અઠવાડિયા પછીનો કાર્યક્રમ સ્વીકાર્યો.

અમે વિદ્યાર્થિનીઓ તો કલિકાની વાતો સાંભળી રોજ હસીએ. પણ હસવામાંથી ખસવું થઈ ગયું. એકાદ મહિના પછી અમે માસ્તરને ત્યાં ખબર કાઢી ત્યાં તેમનાં પત્નીએ રડતાં રડતાં કહ્યું, " મેં તો ઘણી ના કહી હતી, પણ માન્યું નહિ, અને વધારે પગાર લેવા કરાંચી ગયા. પણ ત્યાં તબીયત સારી ન રહી, મગજ ઉપર અસર થઈ, અને હાલ કરાંચીની માંડાની હૉસ્પીટાલમાં છે. આવી ખબર હમણાં જ મારા મામાનો દીકરો જે કરાંચીમાં છે તેણે મામા ઉપર લખ્યું છે એટલે જાણી. "

" બસ, બસ, બસ, " અત્યારસુધી શાન્તિથી સાંભળી રહેલા ધીરુભાઈ બોલી ઉઠ્યા; " આમાં તો તમે પુરૂષની વાત કરતાં તમારી જાતને જ અન્યાય કરી બેઠાં. તમે છોકરીઓએ એક ગરીબ માણસની આવી ક્રૂર મશ્કરી કરી તે માટે તમારે શરમાવું જોઈએ. "

" એમાં છોકરીઓનો શો દોષ ? " મેં કહ્યું; " અહિં તો ચોકખો ' ઇન્ફીરી-ઓરીટી કૉમ્પ્લેક્સ ' નો કેસ છે. આ માણસ અંદરથી પોતાની ક્ષુદ્રતા અનુભવતો હોવાથી બહાર મહાન ગણાવા માગતો હતો. પણ તેની મહત્ત્વાકાંક્ષાને એક દિશાએથી પોષણ ન મળ્યું. જો તેને પગ પૂજે એવી સ્ત્રી મળી હોત, અથવા ગામડી નિશાળમાં મહેતાજીની નોકરી મળી હોત તો આ દશા ન થાત. "

મારો પક્ષ લેવાની અસર કેવી થાય છે તે જોવા માટે હું સુનિલાબ્હેનની સામે જોઉં છું ત્યાં તો તે પીઠ ફેરવી ચાલતાં થઈ ગયાં, " તમે તો બધાં નવરાં છો, પણ મારે તો પાછું સાંજનું રાંધવાની તૈયારી કરવાની છે. " જતાં જતાં બોલ્યાં. હવે

ચમનકાકાને રૂચ્યું, એટલે ધીમે રહીને વદ્યા, " અરે શું મારા ભાઈ, તમેય આવી સાદી વાતમાં સમજતા નથી ! આ તો છે ચોકખો ને ચટ જીન્સીનો પ્રશ્ન. માસ્તરનું જીન્સીજીવન બરબાદ થઈ ગયું હતું. તેનું ઉર્ધ્વીકરણ ( sublimation ) કલાથી થઈ શકે, પણ ત્યાં અવકાશ ન મળ્યો એટલે તેમણે પાછા વળી જીન્સીમાં ભૂસકો માર્યો, પણ ત્યાં તો નિરાધારીમાં જઈ પડ્યા એટલે પછી મહાન પ્રત્યાઘાત થયો..."

" વાહ જીન્સી કાકા વાહ ! " ફુલામામા બોલી ઊઠ્યા; અને ચમનકાકાના વાંસામાં ધબ્બાઓ મારતું અમારું મંડળ વેરાયું.

---

# મિનારા ને મહેલો

( શિખરિણી )

પણે આઘે ઊભાં ગિરિવરતણાં શૃંગ ગગને
ધરી માથાં, શોભા હિમમુકુટની મસ્તક પરે;
વનશ્રીથી શોભે ગિરિવર કટિ નીલવરણી,
નિહાળી એ શોભા જનમન ચહે શૃંગ રચવા.

મિનારા ને મ્હેલો રચી જન હરીફાઈ કરવા
ચહે શૃંગો કેરી, હિમ મુકુટશા ઘૂમટ રચે;
વનશ્રીની શોભા પ્રગટ કરવા માનવ રચે
ફૂવારાં ઉદ્યાનો; ભભક વળી રંગો થકી ભરે.

હસે શૃંગો જોઈ અસફળ પ્રયાસો જનતણા
બને છે ના શૃંગો, બનતી પણ કૈં તાડ-પ્રતિમા.

બની શૃંગો ઊંચાં હિમ અતિ સહે, ને પિગળીને
વહી નીચે, પૃથ્વી ફળવતી કરે જીવનરસે.

મિનારા આ ઊંચા બની, ટગી રહે કૈંક જનને
સદા નીચાં રાખી, કચડી નિજ પાયે ધરબીને.

જેઠાલાલ ત્રિવેદી

# ચીની યાત્રાળુ હ્યુન સંગ[1]

## ભૃગુકચ્છ–ભરૂચમાં ઇ. સ. ૬૪૦

ધનપ્રસાદ ચંદ્રાલાલ મુનશી

ભારતવર્ષનો સમકાલીન ઇતિહાસ પરદેશી સોદાગરો, યાત્રાળુઓ અને વહાણવટીઓની નોંધપોથીમાંથી મળે છે. ઇસવી સનની સાતમી શતાબ્દીની ઐતિહાસિક હકીકત બૌદ્ધ સાધુ હ્યુન સંગના પ્રવાસગ્રંથ સી–યુ–કી માં સપ્રમાણ મળે છે. આ ગ્રંથમાં વર્તમાન ગુજરાતના કેટલાંક નગરોની હકીકત આપી છે. અહીંઆ ભૃગુકચ્છ–ભરૂચ નગરની હકીકત આપવા પ્રબન્ધ કર્યો છે.

ભગવાન બુદ્ધદેવના નિર્વાણ પછી મૌર્ય સમ્રાટ અશોકવર્ધનના સમયમાં સીલોન જાવા વગેરે સ્થળે બૌદ્ધ ધર્મનો ઘણો બહોળો પ્રચાર થવા પામ્યો હતો. ઇસુની પહેલી શતાબ્દીમાં ચીન જાપાન વગેરે પ્રદેશોમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર થયો; ઇ. સ. ૬૭.[2] એ સમયે ઉત્તર ભારતમાં કુશાન કનિષ્ક શાસન કરતો હતો. મહા પ્રતાપી અને સંસ્કારી ચક્રવર્તી કનિષ્ક બૌદ્ધ ધર્મી હતો. એના સમયમાં બૌદ્ધ ધર્મને નવી દૃષ્ટિએ સુવ્યવસ્થિત કરવાને કાશ્મિરમાં કુડલવન નામના વિહારમાં પાર્શ્વિક નામના સાધુના અધ્યક્ષપણા નીચે બૌદ્ધ સાધુઓની જંગી સભા બોલાવી હતી. ચીનના બાદશાહે એના પૂર્વજોને હરાવ્યા હતા. કુશાન સમ્રાટ્ કનિષ્કે ચીન ઉપર સવારી લઇ જઇ વિજય મેળવ્યો. એ પછી બૌદ્ધ ધર્મના આચાર્યો ચીન દેશમાં ગયા. ધર્મોપદેશકોના સતત પ્રયાસે લગભગ સમસ્ત ચીન દેશમાં એ ધર્મનો બહોળો પ્રચાર થયો.

બૌદ્ધ તત્વજ્ઞાન અને ધર્મ સંબંધી માહિતી મેળવવાને ચીન જેવા દૂર દેશમાં ઘણી મુશ્કેલીઓ પડતી. હિંદુસ્તાનની મૂળ ભાષામાં લખેલા ધર્મગ્રંથો શીખવાની, શીખીને પોતાની ભાષામાં ઉતારવાની ચીના સાધુઓની ઉત્કંઠા વિશેષ રહેતી. આ કારણે તેઓ હિંદુસ્તાન આવવા પ્રેરાતા. ભક્તસાધુઓની ભક્તિ પણ અજબ હતી.

આજે પ્રવાસનાં સાધનો ત્વરિત થઇ ગયાં છે તેવાં ઇસુના સાતમા સૈકામાં નહોતાં. ધર્મઘેલા સાધુઓ અનેક વિટંબણાઓ સહન કરીને પણ બુદ્ધ ભગવાનની જન્મભૂમિની તીર્થયાત્રાએ આવતા. વિકટ અને લાંબા પ્રવાસ, હિંસક પ્રાણીઓનો

---

(૧) મા. ટી. વૉટર્સ ચીની તવારીખ ઉપરથી હ્યુન સંગ નામને બદલે યુવન ચ્વંગ નામ જણાવે છે. On Yuan Chwang's Travels in India 629-645 A. D. by Thomas watters M R A S Vol I p. XI. ૨. સેમ્યુઅલ બીલ, એ. જુલીયન, પ્રો. બી નાનજીઓ હ્યુન સંગ નામ હોવાનું જણાવે છે.

(૨) ઇત્સિંગના પ્રવાસવર્ણન અનુવાદમાં (I. Tsing tr by J. Takakusu. Records of the Buddhist Religion).

ત્રાસ વગેરે અનેક અડચણો ચીના સાધુઓ ભોગવીને પણ તેઓ હિંદ આવવા પ્રેરા
તે વિષે એક ઇતિહાસકાર લખે છે કે " દૂર દેશમાં પ્રવાસની વિટંબણાઓ સહન કર
તત્પર થનારા આવા ભક્તમુસાફરો દુનિયામાં બીજા કોઇ થયા નથી. પોતાના ધર્મ
પવિત્ર સ્મારકો નિહાળવાની આટલી ઉત્કટ ઇચ્છા બીજા કોઇ ધર્મવાળાઓની જાણ
નથી. આ ભોળા દીલના બૌદ્ધ સાધુઓએ જંગલો, પર્વતો, અને દરિયાની મુશ્કેલી
ઉઠાવીને જેટલું દુઃખ વેઠયું છે તેટલું કોઇ માનવજાતિમાંનાએ વેઠયું નથી. અ
આ અત્યારે બેદી ગણાતા ચીનાઓએ આટલું સાહસ, આટલી ભક્તિ, આટલી સ
શીલતા બતાવ્યાં છે એ વિચિત્ર લાગે છે.[3] આટલું દુઃખ સહન કરીને ભગવાને
જે સ્થળોએ વિહાર કરેલો તે તે સ્વનયને નિહાળી કૃતાર્થ થવાને, બુદ્ધદેવની પવિ
જન્મભૂમિની તીર્થયાત્રા કરી પાવન થવાને, હસ્તલિખિત પ્રતો મેળવી ઉતારી શીખ
લઇને, વિદ્યાપીઠોમાં વિદ્યાર્થીજીવન ગાળી ધર્મનો જ્ઞાન સંચય કરવાને અનેક ચી
સાધુઓ ભારતવર્ષમાં આવવાને પ્રેરાયા હશે. પણ અનેક વિંટંબણાઓને લઇને. તેઓ
કયાં તો મૃત્યુ પામ્યા હશે અગર કંટાળીને સ્વદેશ પાછા સિધાવ્યા હશે. એવા વ
સાધુઓનાં નામ ઇતિહાસને પાને અમર થયાં નથી. જેઓ ભારતવર્ષમાં આવી જીવ
ચીન દેશ પાછા સહીસલામત પહોંચ્યા એવા બેચાર ચીના સાધુઓનાં નામ ઇતિહાસ
પાને મળે છે. તેમાંના ફાહિયાન અને હ્યુનસંગ–યવનચંગ–નામના બે બૌદ્ધ સાધુઓ
પ્રવાસ ગ્રંથથી આપણા દેશની એ કાળની હકીકત પ્રમાણભૂત મળે છે.

ઇસુના ચોથા સૈકામાં ફાહિયાન નામનો ચીનો સાધુ આર્યાવર્તમાં આવ્યો હતો. (ઇ. સ ૩૯૯ થી ૪૧૪). એનો ફો–કૂ–કી નામનો ગ્રંથ ઉત્તર ભારતની હકીકત વાસ્તે સુપ્રમાણ ગણા છે. આ સાધુ પછી લગભગ બસો વર્ષ પછી યુવાન હ્યુન સંગ અઠ્ઠાવીશ વર્ષની ઉમરે ચીન દેશ છોડી હિંદુસ્તાનને પ્રવાસે આવ્યો હતો,

હ્યુન સંગ મહાયાન[4] પંથનો હતો. એના જીવનચરિત્ર પ્રમાણે આ બૌદ્ધ ભક્તને બુદ્ધ ભગવાનની જન્મભૂમિમા આવવાની ઉત્કંઠા ઘણી જ હતી, પણ શાહી ફરમાન એની જીજ્ઞાસાઓને અવરોધી રહ્યું હતું. ચીનાઈ શહેનશાહ ટાઇ સંગે ( T'ai Tsung ) એવું ફરમાન કહાડયું હતું કે કોઇ પણ ચીના નાગરિકે ચીન દેશનો સીમાડો છોડી પરદેશગમન કરવું નહિં.

ભક્તિભીના સાધુના સતેજ થયેલા આત્માને શાહી ફરમાન રોકી શકે તેમ નહોતું. પાદશાહી ફરમાનનો અનાદર કરવાની વૃત્તિ હ્યુન સંગને થઇ આવી, અનેક સંકટો વેઠી ચીન દેશનું પાદર એણે છોડયું. સીમડાનું ગામ લી. ચાંગ. ચેહુથી ધોડે-

---

(૩) પૂર્વ રંગ પૃ. ૧૩૯-૧૪૦.

(૪) કુશાન કનિષ્કનાં સમયમાંના કુન્ડલવન નામના વિહારમાં બૌદ્ધ ધર્મને વ્યવસ્થિત કરવા બૌદ્ધ સાધુઓની સભા બોલાવવામાં આવી હતી. તેઓએ તમામ બૌદ્ધ સાહિત્યનું નિરીક્ષણ અને સંશોધન કરી તેના ઉપર વાદવિવાદ ચલાવી મોટા ભાષ્યો રચ્યાં, આ બૌદ્ધ ધર્મના નવા સંસ્કરણને ' મહાયાન ' એવું અનુરૂપ નામ મળ્યું. મહાયાનમાં બધાનો સમાસ થયો તેથી અસલ બૌદ્ધ ધર્મને ' હીનયાન ' નામ મળ્યું. મંગોલીયા, ચીન, જપાન દેશો મહાયાન પંથના કહેવાય છે.

સવાર થઇ પ્રવાસી સાધુએ કઠણ પ્રવાસ આદર્યો. ઇસુના ૬૨૯ મા વર્ષની પહેલી ઓગસ્ટે હ્યુન સંગ ભારતવર્ષ આવવા નીકળ્યો.

સારાયે ભારત વર્ષમાં પ્રવાસ કરી ચીનો યાત્રાળુ અઢાર વર્ષે સ્વદેશ પહોંચ્યો. પાદશાહે ભાવથી બૌદ્ધ સાધુનો આદરસત્કાર કર્યો. ત્રણ વર્ષ પોતાના નિયત કરેલા મઠમાં રહીને સંચય કરેલા ધર્મના ગ્રંથો લખ્યા, અને પ્રવાસ ઉપર સી–યૂ–કી[૪] નામનો ગ્રંથ લખ્યો. આ ગ્રંથમાં ભારતવર્ષનાં નગરોની હકીકત, આ નગરો કેટલા માઇલને અંતરે આવેલાં છે તે, કેટલાંક સ્થળના રાજાનાં નામ, તેની જાતિ, રાજ્યવ્યવસ્થા નાગરિકોની રહેણીકરણી, વિદ્યાભ્યાસ, બૌદ્ધ વિહારો ( સંઘારામ ) અને ઉપરાંત જુદાજુદાં મતના મંદિરોની સંખ્યા આપી છે,

હ્યુનસંગ ધીમે ધીમે ચીનથી અફઘાનીસ્તાન આવી પહોંચ્યો. એ પછી ગાંધાર, *કાશ્મીર, મગધ, થઇ નાલંદ આવ્યો. નાલંદના વિશ્વવિદ્યાલયમાં* રહીને બૌદ્ધ ધર્મનો વિદ્યાભ્યાસ કર્યો. ત્યાંથી બંગાળ દેશમાં ફરી સીલોન સુધી જઇ આવી કોકણુની મુલાકાત લઇને મહારાષ્ટ્રમાં આવ્યો, એ સમયે દક્ષિણાપથમાં ચૌલુક્ય વંશનો ( સોલંકી ) બીજો પુલકેશી ( Pa–lo–ki–she ) શાસન કરતો હતો. અજન્ટાની ગુફા જોઇને પશ્ચિમ[૬] દિશાની વાટ પકડી એક હજાર લીને અંતરે નૈ–મો–ટો–નર્મદા નદીને તીરે તે આવી પહોંચ્યો. નર્મદા નદીને કાંઠે ભરૂકચ્છાવા ( Polukiechepo ) નગર આવેલું છે, એમ ગ્રંથમાં ઉલ્લેખ છે.

ઇસુના ૬૪૦ માં વર્ષની વીસમી જુલાઇને દીવસે એણે મહારાષ્ટ્ર છોડ્યું. એ જ વર્ષની ૧૦મી ઓગસ્ટે નર્મદાકાંઠે ચીનો સાધુ આવી પહોંચ્યો.

ભરૂચ[૭] વિશે તે આ પ્રમાણે લખે છેઃ

" અહિંઆથી ( મહારાષ્ટ્રથી ) પશ્ચિમ તરફ વળતાં ૧૦૦૦[૮] લીને અંતરે નૈ–મો–ટો ( Nai–mo–to ) ના કાંઠે પો–લુ–કી–ચે–પો–( Po-lu-kie-che po ભરૂકચ્છ )ના રાજ્યમાં આવી પહોંચાતું. સામ્રાજ્યનો ઘેરાવો ૨૦ લીનો છે. અહીંની જમીન ખારપાટ વાળી છે. ઝાડોની સંખ્યા ઘણા ઓછા પ્રમાણમાં અને વળી ઘણા દૂર દૂરને અંતરે ઉગેલાં છે. નાગરિકો દરિયાનું પાણી ઉકાળી મીઠું પકવે

---

(૪) ઇ. સ. ૧૧૦૩ મા ફુચાઉના મઠમાંની પ્રતનું ભાષાન્તર પરદેશી ભાષામાં થયું. મીંગ વંશની પ્રત કરતાં આ પ્રત પ્રાચીન મનાય છે. વોટર્સ પૃ. ૩.

(૬) ગ્રંથમાં પશ્ચિમ દીશાનું સૂચન મે. કનિંગહામ સાહેબ, વોટર્સ વગેરે જણાવે છે કે અજન્ટાની ગુફાથી ૧૦૦૦ લી એટલે ઉત્તર–પશ્ચિમ દિશાએ ૨૦૦ માઇલને અંતરે ભરૂચનું સ્થાન બરાબર આવે છે. વોટર્સ, પુ. ૨. પૃ. ૨૪૧.

(૭) અહિંઆં જે અનુવાદ આપ્યો છે તે રે. સેમ્યુલ બીલના અંગ્રેજી પુસ્તકમાંથી આપ્યો છે. '*Siyuki*' *by Rev. Samuel Beal, Buddhist Records of the Western* World, Vol. II Book XI p. 259.

(૮) 'લી' બરાબર માઇલની ગણત્રી વાસ્તે વિદ્વાનોએ જુદીજુદી ગણત્રી બતાવી છે, બધાનો અંદાજ લેતાં લગભગ સવા છથી સાડા છ માઇલ બરાબર લી થવા જાય છે.

છે. તેઓનો મુખ્ય વેપાર દરિયામાર્ગે ચાલે છે. લોકોની સાધનસંપત્તિ વ્યાપાર ઉપર છે. પ્રદેશની હવા ઉષ્ણતાવાળી અને હમેશાં સુસવાટા મારતો પવન વાય છે. જનતા એદી, બેદરકાર, સ્વાર્થી અને જડસી છે. વિદ્યાભ્યાસ કેળવવાની વૃત્તિ બીલકુલ મોળી હોવાથી ધર્મકાર્યમાં તેમ જ વહેવારમાં હરહમેશ ભૂલ કરવી એ તેઓની સામાન્ય ખાસીઅત છે. સંઘારામ દશ છે, અને ત્રણસો ભીખ્ખુઓ નિવાસ કરે છે, તેઓ મોટા વહાણમાં ( Great Vehicle–મહાયાન પંથમાં ) માનનારા અને સ્થિર ( થરેવાદ ) પંથના છે, આ ઉપરાંત બીજા જુદા જુદા મતનાં દશ મંદિરો છે. "

" ઉત્તર પશ્ચિમે બે હજાર લી ઉપર જતાં મોલોપો ( Mo-lo po ) માં પહોંચાય છે.[૯]

( અપૂર્ણ )

સામાન્ય માણસો પોતાના જીવનનું સુખ મિલકત, પદવી, સ્ત્રી, બાળકો, મિત્રો વગેરે બાહ્ય વસ્તુઓમાં જ માને છે. એટલે જ્યારે તેઓ એવી કોઇ વસ્તુ કે વ્યક્તિથી વંચિત બને છે ત્યારે તેમના સુખનો પાયો નાશ પામે છે. તેનું સુખનું કેન્દ્ર તે પોતે નથી, પણ તે સદૈવ ફરતું રહે છે.

—Schopenhauer

(૯) હ્યુન સંગના લેખનમાં અથવા પ્રત ઉતારનારાઓની ગફલતીને લઇને સ્થળ અને અંતરના નિર્ણયમાં કેટલીક વખત શંકાને સ્થાન છે એમ વિદ્વાનોનું ધારવું છે. ભરૂચ છોડી પ્રવાસી મોલોપો નગરનું નામ આપે છે. મી. બીલ, કનીંગહામ સાહેબ મોલોપો તે માળવા જણાવે છે. વોટર્સ માળવા નગર વાસ્તે શંકા રાખે છે. શ્રી વી. એ. સ્મીથ ' પશ્ચિમ હિંદનું મોલોપો રાજ્ય ભરૂચ, કચ્છ, વલભી અને આનંદપુરની વચ્ચમાં આ સ્થળ આવ્યાનું માને છે. મોલોપોના વિસ્તારમાં વર્તમાન ખેડા અને અમદાવાદ વચ્ચેનો પ્રદેશ, વડોદરા સ્ટેટ અને તેની આસપાસનો મુલક ( વોટર્સ પુ. ૨ પૃ ૩૪૧ મી. સ્મીથની નોંધ. ) જ્યારે મહારાય ડી. સી ગંગુલી " છઠ્ઠા અને સાતમા સૈકામાંનું માળવા " નામના લેખમાં માળવાના પૂર્વ અને પશ્ચિમ એવા બે વિભાગ શિલાલેખ વગેરે સાધનોથી જણાવે છે. પશ્ચિમ માળવાનું રાજનગર ઉજ્જન Wusho yenna-વુ સેયંના નગરને કેટલાક ઉજ્જન ધારે છે તે ભૂલ છે. અને મોલોપો તે પશ્ચિમ માળવા માને છે. ( J. B. O R S Vol. 19 P. 399 ).

# હુલ્લડખોર

રામચંદ્ર શુક્લ

( માન્ચેસ્ટરના ગેઇટી થીએટરમાં પહેલી વખત ભજવાયું : માર્ચ ૩૦, ૧૯૧૪ )

પાત્રો

| | |
|---|---|
| ૧ સ્ટીફન મોર | ૧૧ ચાર્લ્સ શેલ્ડર |
| ૨ કેથરાઇન | ૧૨ માર્ક વેસ |
| ૩ ઓલીવ | ૧૩ વિલિયમ બેનીંગ |
| ૪ ધ ડીન ઓફ સ્ટાઉર | ૧૪ નર્સ રેફર્ડ |
| ૫ જનરલ સર જોન જુલીયન | ૧૫ રેફર્ડ |
| ૬ કેપ્ટન હ્યુબર્ટ જુલીયન | ૧૬ રેફર્ડની પ્રિયતમા |
| ૭ હેલન | ૧૭ ધ ફુટમેન હેનરી |
| ૮ એડવર્ડ મેન્ડીપ | ૧૮ એક દરવાન |
| ૯ એવન સ્ટીલ | ૧૯ એક વિદ્યાર્થી |
| ૧૦ જેમ્સ હેઇઝ | ૨૦ એક છોકરી |

[ જુલાઇની એક રાતના સાડાનવ થયા છે. મીણબત્તીના પ્રકાશવાળા, દીવાનખાન, સાદડી અને પેરા જ્વલંત ભુરા પડદાઓથી શણગારેલા જમણા ઓરડામાંની બે સ્તંભ વચ્ચે બે બારણા-વાળી બારીઓ મોટી અગાશીમાં પડે છે : એથી દૂર અંધકારમાં વૃક્ષો દેખાય છે અને પ્રકાશવાળાં ચહેરાની ફરતી આકૃતિઓ નજરે ચડે છે. એક બાજુ ઝરૂખાની બારીએ અને તેના પર પડદા નાખેલા છે. આ બારી સામે દીવાનખાનામાં જવા માટે બારણું છે. ચાંદીપાત્ર, પુષ્પ, ફળ અને દ્રાક્ષ મૂકેલા શીસમના લંબગોળ મેજ આગળ છ માણસો બેઠેલાં છે. ઝરૂખાની બારી તરફ ગૃહપતિ સ્ટીફન મોર છે : સ્વપ્નદ્રષ્ટા જેવી આંખ, સુંદર સ્મિત, સુઘડ ચહેરો-એવો ચાળીસ વર્ષનો એ માણસ છે. એની જમણી બાજુએ, શુદ્ધ સૈનિક-પાતળા ભુરા ચહેરાવાળો અને સાઠ-વર્ષી સર જોન જુલીયન છે : સર જોન જુલીયનને જમણે પડખે એનો ભાઇ ડીન ઓફ સ્ટાઉર છે : એ ઊંચો, શ્યામ, ત્યાગી, દેખાતો પાદરી છે : એની જમણી બાજુએ, કેથરાઇન આસન લેતી છે : એની કોણી મેજ પર છે અને હાથ પર હડપચી ટેકવેલી છે, અને તે એના પતિ સામે જોઇ રહી છે : એનો જમણી બાજુએ એડવર્ડ મેન્ડીપ છે : પીસ્તાળીસ વર્ષના એ તેજહીન માણસને શાંત અને સરસ દેખાવ છે : એના પાતળા હોઠ પર ફરકતું સ્મિત એના દાંત દેખાડે છે : એની અને મોરની વચ્ચે હેલન જુલીયન છે : પોતાના વિચારમાં મગ્ન એવી એ સુંદર કાળા વાળવાળી યુવાન સ્ત્રી છે. પડદો ઉપડે છે ત્યારે ગરમાગરમ ચર્ચા ચાલી હોય એવા અવાજ સંભળાય છે. ]

ડીન : સ્ટીફન, હું તમારા મતથી જુદો પડું છું. સંપૂર્ણ અને પૂરેપૂરો જુદો પડું છું.

મોર : હું શું કરું !

મેન્ડીપ : એક સમય યાદ કરો, સ્ટીફન ! તે વખતે તમારા રાજપલટાઇના વિચારો કંઇ ક્રમમાં આવેલા ! અને, એક વખત અજાણ્યા યુવાન સભ્ય સામે

અખિવીઆમણાં કરેલાં તે અન્ડર સેક્રેટરી ઓફ સ્ટેટ માટે શાપ રૂપ છે. તમને નહિ પાલવે—

મોર : આત્માને અનુસરવાનું ! એ તો નવાઇ જ, મેન્ડીપ.

મેન્ડીપ : અરે ભાઇ, આદર્શ અનનુકૂળ પણ હોય !

ડીન : આમાં તો એક જંગલી બેકાબૂ પ્રજા સાથે સરકારને કામ લેવાનું છે, અને મારે કહેવું જ જોઇએ કે એમાં લાગણીનો ખોટો માત્ર વ્યય જ થાય છે.

મોર : ઇશ્વરે અમને બનાવ્યા છે, ડીન.

મેન્ડીપ : મને તો તેમાંય શંકા પડે છે.

ડીન : એમણે એમની બેવફાઇ બતાવી આપી છે, અને એમને શીક્ષા કરવાનો આપણને હક્ક છે.

મોર : હું જો એક નાના માણસને આંખ પર મારું અને તે મને સામો ઘા કરે તો, શું મને એને સજા કરવાનો હક્ક છે ?

સર જોન : પણ આ કામ આપણે શરૂ કર્યું નથી.

મોર : શું ! આપણા પાદરીઓ અને વેપાર ત્યાં છે છતાં ?

ડીન : એ તો ખરેખર નવાઇ જ છે કે સંસ્કૃતિના કાર્યનો બદલો ખૂનથી આપવામાં આવે. ગ્રેવ અને મોરલીનસનને તમે ભૂલી ગયા કે શું ?

સર જોન : હા. અને પેલો બીચારો થ્રુમ અને તેની સ્ત્રી ?

મોર : એ તો જંગલી પ્રદેશમાં ત્યાંની પ્રજાની લાગણી અવગણી પોતાની મતલબે જ ગયેલાં. સટોડીયાના કમભાગી અકસ્માતો સાથે દેશને શું લાગેવળગે ?

સર જોન : આપણા ભાઇઓનાં અપમાન અને હેરાનગતિ આપણાથી ઉભા ઉભા જોઇ રહેવાય જ નહિ.

ડીન : આપણા શાસનથી, સ્ટીફન, સુખ પરિણમે છે કે નહિ ?

મોર : કોઇક વખતઃ પણ આખી પ્રજાને, જે, અંધકાર પ્રકાશથી ભિન્ન છે એમ આપણાથી રંગ ધર્મ અને દરેક કુદરતી બાબતમાં જુદી છે તેને આપણું શાસન કોઇ પણ જાતનો ફાયદો કરી શકે : એવો વિચિત્ર વહેમ મારા ખરા હૃદયથી હું નકારું છું. આપણે માત્ર એમની નૈસર્ગિક વૃત્તિઓને વિકૃત કરી શકીએ.

ડીન : એ તો મારાથી ન સમજાય એવું દૃષ્ટિબિંદુ છે.

મેન્ડીપ : સ્ટીફન, તમારી એ ફીલસુફીમાં જરા ઉંડે ઉતરો તો જણાશે કે એ તો નિશ્ચલતા સૂચવે છે. સૃષ્ટિમાં કોઇ તારો સ્થિર નથી. એક દેશ બીજાને અલગ રહેવા દઇ શકે જ નહિ.

મોર : મોટાં રાષ્ટ્રો નાનાંને અલગ રહેવા દઇ શકે.

મેન્ડીપ : એમ કરે તો પછી મોટાં રાષ્ટ્ર થાય જ નહિ. ભાઇ, અમને ખબર છે નાનાં રાષ્ટ્રો તમને પ્રિય છે, પણ અમલથી જરૂર તમારા એ વિચારમાં ફેર પડવો જોઇએ.

સર જોન : દેશની મેં પચાસ વર્ષ સેવા કરી છે, અને હું કહું છું કે દેશ ખોટું કરતો નથી.

મોર : સર જોન, મને દેશની પચાસ વર્ષ સેવા કરવાની આશા છે, અને હું કહું છું કે તે ખોટું કરે છે.

મેન્ડીપ : મોર, કેટલાક પ્રસંગ એવા હોય છે કે જ્યારે એવી વાતો ન કહેવાય.

મોર : એ આજ રાતે કહેવાનો છું, મેન્ડીપ.

મેન્ડીપ : આમની સભામાં.

[ મોર માથું હલાવે છે. ]

કેથરાઈન : સ્ટીફન !

મેન્ડીપ : મીસીસ મોર, તમારે અમને તેમ કરતાં રોકવા જોઈએ. એ ગાંડપણ છે.

મોર : ( ઉભો થતાં ) કાલે લોકોને તમે એ કહેજો, મેન્ડીપ. 'પાર્થીઅન 'માં એ પર અગ્રલેખ આપજો.

મેન્ડીપ : રાજકીય ગાંડપણ ! છેલ્લી ઘડીએ તમારા જેવા હોદ્દાવાળા માણસને આમ છટકી જવાનો અધિકાર નથી.

મોર : કદી મેં મારા વિચારો ગુપ્ત રાખ્યા નથી. હું આ લડાઈની અને આપણે જાણીએ છીએ તે એના પરિણામરૂપ ખાલસા કરવાની વિરુદ્ધ છું.

મેન્ડીપ : મારા ભાઈ ! આટલો બધો ચાલ ન બને: આ ચોવીસ કલાકમાં તો લડાઈ જાહેર થશે, અને તમે કોઈ રીતે તેને રોકી શકવાના નથી.

હેલન : ના ! એમ જ !

મેન્ડીપ : મીસીસ હુબર્ટ, મને એવો ભય છે.

સર જોન : એમાં શંકા જ નથી, હેલન.

મેન્ડીપ : ( મોરને ) અને તમે પવનચક્કી પર હુમલો કરવા માગો છો !

[ મોર માથું હલાવે છે ]

મેન્ડીપ : એ તો સરસ !

મોર : હું જાહેરાત માટે કરતો નથી.

મેન્ડીપ : તમને જાહેરાત મળશે.

મોર : એ જોખમે પણ કોઈક વખત સત્ય બોલવું જોઈએ.

સર જોન : એ સત્ય નથી.

મેન્ડીપ : વિશેષ સત્યમાં જ વિશેષ બદનક્ષી રહેલી છે, અને બદનામ થનાર માણસનો તિરસ્કાર પણ પ્રમાણમાં વધારે થાય છે.

ડીન : ( વાતને સૌમ્ય બનાવવાનો પ્રયત્ન કરતાં ) ભાઈ સ્ટીફન, કદાચ મૂળ વાતમાં તમે ખરા હો—જો તમે નથી–છતાં ચોક્કસ એવી વસ્તુસ્થિતિ આવે છે કે જ્યારે દેશની લાગણી માટે વ્યક્તિના અંતરાત્માએ નમતું આપવું જ જોઈએ. આ તો દેશના ગૌરવનો સવાલ બની ગયો છે.

સર જોન : બરાબર કહ્યું છે, જેમ્સ !

મોર : ડીન, પોતાના ગૌરવનો દેશ બરાબર ખ્યાલ કરી શકતો નથી.

ડીન : એમાં તમારી સાથે હું મળતો થતો નથી.

મોર : ના. એ વિચિત્ર શબ્દ છે.

કેથરાઇન : [ ડીનને રોકતાં ] કાકા જેમ્સ ! ભાઇ સાહેબ !

[ મોર તેના તરફ એકાગ્રતાથી જુએ છે ]

સર જોન : એમ જ ત્યારે કે તમે ચક્રમોની સરદારી લેવા માગો છો, તમારી કારકીર્દિનો નાશ કરવા તથા તમે મારા જમાઇ છો તેથી મને નીચું જોવડાવા માગો છો ?

મોર : લોકપ્રિય થયા હોય એવા જ વિચાર માણસે માનવા ? સર જોન, તમે તો ઘણી વાર ગોળી ખાવા પણ તૈયાર હતા.

સર જોન : કદાપિ નહિ ! બધાં પરદેશી છાપાંમાં તમારું ભાષણ છપાશે. અને આપણી વિરૂદ્ધનું એ બધું છાપી મારશે. બીજા આગળ ફજેતો જ થવાનો—

મોર : તમે ફજેતો કબુલો છો ?

સર જોન : ના, સાહેબ.

ડીન : સ્થિતિ અશક્ય બની છે. સદા માટે ત્યાંની સ્થિતિ દબાવી દેવી જોઇએ. ચાલ, કેથરાઇન, અમને મદદ તો કર.

મોર : ખોટો કે ખરો, મારો દેશ ! દોષિત છતાંય મારો દેશ !

મેન્ડીપ : તકરારી વસ્તુમાં તમે સત્ય માની લો છો.

[ કેથરાઇન ઉભી થાય છે. ડીન પણ ઉભો થાય છે ]

ડીન : [ ધીમા અવાજે ] ઇશ્વર જેનો નાશ કરવા ઇચ્છે છે—

સર જોન : દેશદ્રોહી !

મોર : જુલમ જોડે હું હાથ નહિ મીલાવું.

કેથરાઇન : બાપાજી જુલમ નથી કબુલતા. અને સ્ટીફન, અમારામાંથી કોઇ તે નથી માનતું.

[ ઉંચો સૈનિક જેવો હુબર્ટ જુલીયન પ્રવેશ કરે છે ]

હેલન : હુબર્ટ.

[ તે ઉભી થાય છે અને તેની પાસે જાય છે, અને બારણા પાસે બન્ને વાતચિત કરે છે ]

સર જોન : ખુદાને ખાતર તમારો વિચાર શો છે ? અત્યાર સુધી ખરા હૃદયથી અમે સાંખ્યું છે.

મોર : સર જોન, નબળાં રાજ્યો સાથેના વ્યવહારની રીત આપણાં મોટાં રાજ્યોએ બદલવી જોઇએ. કુતરાં પણ આપણને શીખામણ આપે—નાનાં કુતરાં સામે મોટા કુતરાને જુઓ.

મે-ડીપ : ના, ના, આ વાત એટલી બધી સાદી નથી.

મોર : મેન્ડીપ, રાજપૂતાઇના સિદ્ધાંતો કુતરાઓને યોગ્ય છે તે જ પ્રમાણે દેશોને પણ કેમ લાગુ ન પડે, તેનું કોઇ કારણ જણાતું નથી.

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૩૮૦ ]

# પત્રમાળા

આશુશંકર વ્યાસ

નવેમ્બર ૧૯૩૫

પ્રિય ભાઇ,

આ પ્રમાણે ત્હમે દર વખતે એકાદ પુસ્તક મોકલો અને મ્હને પત્ર લખવાની ફરજ પાડો એ મ્હારી પ્રકૃતિને એટલું પ્રતિકૂળ છે કે ત્હમારી એ રીત સામે હું મ્હારો વિરોધ જાહેર કરું છું. અમુક પુસ્તક વાંચ્યા પછી તે વિશે ત્હમે મ્હારો અભિપ્રાય પૂછાવો તો તે લખવામાં મ્હારે વાંધો નથી ત્હમને રુચે તે સ્વરૂપમાં પણ હું એ અભિપ્રાય લખી મોકલું. પણ ત્હમે એક જ પુસ્તક મોકલો અને તે જ મ્હારે વાંચવું અને તે વિશે જ લખી મોકલવું એ કેવો જુલમ ! માટે હવેથી બે પાંચ પુસ્તકો સાથે જ મોકલજો અને તેમાંથી મ્હારી મરજી પ્રમાણે મ્હારે એક વાંચવું– ( બે પણ વાંચું ) એટલું સ્વાતંત્ર્ય હું લેવાનો તે નોંધી રાખજો. અને પુસ્તક કે પુસ્તકો વાંચીને પણ તેના વિશે જ લખવું તે બંધન પણ હું સ્વીકારનો નથી. પત્ર લખવા બેસીશ ત્યારે મ્હારા મનમાં તત્કાળ જે વિચારો આવશે તે પણ લખવાની મ્હારી સ્વતંત્રતા જતી કરવા હું તૈયાર નથી જ.

ખારૂ. ત્હમને ' અમે બધાં ' બહુ ગમ્યું છે એમ ત્હમારા પત્ર ઉપરથી હું અનુમાન બાંધું છું. એ ' કૌમુદી 'માં છપાતું ત્યારે મ્હેં પણ કેટલાક ખંડ વાંચેલા. પણ હાસ્યરસ મ્હારી પ્રકૃતિને બહુ અનુકૂળ નથી એ ત્હમે જાણો છો. એટલે હાસ્યરસની વાતો વગેરે વિશે અભિપ્રાય આપતાં પણ મ્હને સંકોચ થાય છે. છતાં કોઇ વખત મુશ્કેલી અનુભવતો નથી એટલું ખરૂં. અને અમુક વસ્તુ આપણને ગમે છે કે નહિ તે કહેવાનો અધિકાર તો સર્વને છે. વળી બહુ બહુ તો પ્રામાણિક મતભેદનો આશ્રય લઇને પણ આપણે ઘણીવાર આપણું ગૌરવ જાળવી લઇએ છીએ.

હમેશાં એક બાબત મ્હને બહુ ગમે છે તે પહેલાં જણાવી દઉં. જીવન તરફ હસવું એ વૃત્તિ તરફ જ મ્હને બહુ અભિરુચિ છે. એટલે આ પુસ્તકનું સમગ્ર વાતાવરણ મ્હને બહુ ગમ્યું. જીવનની મુશ્કેલીઓ, ઉપાધિઓ વગેરેના ભારથી દબાઇને નિત્ય ખિન્ન થઇને ફરનાર માણસો મ્હને ન ગમે, વળી નજીવી મુશ્કેલીઓથી ઘડી ઘડીમાં ઉકળી જાય એવા માણસો પણ શા કામના ? જીવનના બધા બંધમાં ફરી વળીને કોઇ માણસ ખડખડાટ હાસ્ય કરતો ઉભો રહે તો એનું નિરીક્ષણ માત્ર પણ કરવું મ્હને ગમે. એટલે આ પુસ્તકમાં જન્મથી માંડીને લગ્ન સુધીના બાલ અને કુમાર જીવનના જે જે પ્રસંગોનું તાદૃશ છતાં રમુજી ચિત્ર કર્તાઓએ આપ્યું છે તે મ્હેં બહુ રસપૂર્વક વાંચ્યું છે. પણ આ બન્ને કર્તાઓએ સાથે મળીને કેવી રીતે લખ્યું હશે તે બરાબર સમજાતું નથી. જો કે વિગતોના કથનમાં કોઇ ભેદ જણાય કોઇ આવું–પાછું થયેલું જણાય છે ત્યારે એમ લાગે છે કે આગળનું વાંચ્યા પછી પાછળનું બીજા કર્તાએ લખ્યું હશે. જોડલે આગળના ભાગમાં આવતી જોડણી વિગતો એ સ્મરણયાત્રા રૂપે રજુ કરી દે છે, પણ તે છતાં બન્ને લેખકોનું દૃષ્ટિબિન્દુ ઘણે અંશે સમાન હોવાથી

એકરૂપતા જળવાઇ રહે છે. બીજું, હાસ્ય સાથે કર્તાઓએ કુટુમ્બજીવનના જે પ્રસંગો જોડી દીધા છે તેથી પુસ્તકનો માનવઅંશ સજીવ બન્યો છે અને તેટલા માટે જ કેટલાક આ ગ્રન્થને હાસ્યરસની નવલકથા કહે છે. પણ 'નવલકથા' શબ્દ આ ગ્રન્થના સ્વરૂપ માટે અનુરૂપ છે કે નહિં તેની ચર્ચા અત્યારે નહિં કરું. પણ એ વિશે મ્હને શંકા છે એટલો ઉલ્લેખ માત્ર અત્યારે કરું છું.

પ્રસંગોમાં, ચાર ચિતા વચ્ચેનો પ્રસંગ, પતંગ ચગાવતી વેળાનો પ્રસંગ, હોળીનો પ્રસંગ, નિર્મળાના લગ્નનો પ્રસંગ વગેરે તાદૃશ અને માનવતાના ધબકારાથી જીવતા બનેલા છે. હકીકતો રજુ કરીને જ હાસ્યરસ ઉત્પન્ન કરવો એ જ સાચો માર્ગ છે. તરંગોનો આશ્રય લઇ જીવનનું કલ્પિત બેડોળ સ્વરૂપ રજુ કરી હાસ્ય ઉપજાવવું એ તો બહુ સામાન્ય માર્ગ છે. વળી આ બધા પ્રસંગોમાં સુરતની પ્રજાનું જે જીવન કર્તાઓએ રજુ કર્યું છે તે વ્યાપક બને છે અને પાત્રો કરતાં એ જીવનના સંસ્કાર જ મ્હારા મન ઉપર તો વિશેષ પડયા છે. એ જીવનનો જાણે પ્રત્યક્ષ અનુભવ કરતો હોઉં એમ જ મ્હને ઘણા પ્રસંગો વાંચતાં લાગેલું. પણ આ જીવનની વ્યાપકતા ગમેલી તે સાથે જ એક વિચાર આવ્યો હતો. ગુજરાતના એક જ વિભાગની પ્રજાનું જીવન દર્શન કરાવનારું સાહિત્ય કેટલું ચિરંજીવ કહેવાય ? સૌરાષ્ટ્રની રસધાર અને સોરઠી બહારવટીઆની વાતોમાં પણ જનસમાજને રુચે એવો અંશ તો માનવતા જ. અને આ પુસ્તકમાં પણ માનવતાથી રંગાયેલાં દશ્યો જ હું તો ઉત્તમ ગણું છું. સુરતની પ્રજા એ વિસ્તૃત માનવતાનો એક વિભાગ જ છે એ ખરું પણ એ પ્રજાના જીવનમાંથી —એના જ ખાસ ગણાય એવા પ્રસંગોનું હાસ્ય ક્ષણિક ગણાય તેમ મ્હારું માનવું છે. માટે આ બન્ને કર્તાઓ ગુજરાત—ગુજરાત પણ શા માટે ?—સમસ્ત માનવ પ્રજાના જીવનને લક્ષ્ય ગણીને હાસ્યરસ સર્જે એ મ્હને તો વધારે રુચે. પણ આ મ્હારો પોતાનો અભિપ્રાય છે—બીજાને તે અનુકૂળ પડે કે નહિં તેની જવાબદારી હું લેતો નથી.

રેલ્વે પુરાણના ઉદ્‌ગાતા નરહર કાકાનું પાત્ર ખરેખર કુશળતાથી યોજાયું છે. આપણા જીવનમાં પણ આપણને એવા કેટલાક માનવી મળી આવે છે, જેમનું જ્ઞાન એક દૃષ્ટિથી જ બંધાએલું હોય છે અને તે દૃષ્ટિથી એ કદી પણ પર થઇ શકતા નથી. પણ એમની એ દૃષ્ટિ સાથે એમનું સમગ્ર જીવન એટલું તદ્રુપ બની ગયું હોય છે કે આપણે એમનો દોષ પણ ન કાઢી શકીએ. કારણ કે એમનું જીવન એવા જ પ્રકારમાં સ્વાભાવિક બની ગયું હોય. એટલે આ કાકાનું પાત્ર યોજાયું છે એમ જે મ્હેં ઉપર કહ્યું છે તે પ્રસંગોમાં તેમનું અસ્તિત્વ આવે તેટલા પૂરતું જ. બાકી પાત્ર યોજાયું છે એમ કહેવામાં એ પાત્રને અસ્વાભાવિક બનાવી દેવાનો—ગણાવવાનો દોષ મ્હારા પર આવી પડે. ભૂતની વાર્તા અને જ્યોતિષની શ્રદ્ધા ફરી ફરી લાવનારમાં મ્હને આટલી સ્વાભાવિકતા જણાતી નથી. આ કદાચ મ્હારા દૃષ્ટિબિન્દુનું પણ પરિણામ હોય. બાકી કર્તાઓને મન તો એ બધાં પાત્રોનો સરખો ઉપયોગ જણાય છે. પાત્રોમાં બીજું દાદાજી તરફ મ્હારું મમત્વ બંધાયું છે. દાદાના ખોળામાં રમવું, દાદાને ઘોડો બનાવવા, સાથી બનાવવા એ મ્હને બાલજીવનનો સૌથી આનન્દમય પ્રસંગ જણાયો

છે, જો કે મ્હેં તો મ્હારા દાદાનું મુખ પણ નથી જોયું એ ત્હમે જાણો છો જ. કારણ કે હું પૃથ્વી ઉપર અવતર્યો તે પહેલાં જ એમણે વિદાય લઇ લીધી હતી. છતાં દાદાની મૈત્રીનું મહત્ત્વ બાળકના જીવનમાં અપૂર્વ છે એમ હું સમજતો થયો છું. અને મ્હારી એ માન્યતાને અનુરૂપ કેટલાંક ચિત્રો આ પુસ્તકમાંથી મળી આવ્યાં છે. હું તો એટલે સુધી પણ કહું કે દાદા થયા વગર ખરો પિતૃભાવ પણ માણસથી અનુભવી શકાય નહિ.

હવે થોડાક પ્રશ્નો ત્હમને પૂછી લઉં. વિપિનને કૉલેજમાં મોકલવાની વાત આવે છે ત્યારે સુરતની કૉલેજનો ઉલ્લેખ શા માટે કર્યો છે તે સમજાતું નથી; ત્હમે એ સમયની ચર્ચા વાંચીને જણાવશો ? હાઇસ્કૂલ અને કૉલેજના શિક્ષણ વિશે તથા શિક્ષકો વિશેની આપણી જિજ્ઞાસા અતૃપ્ત કેમ રાખવામાં આવી છે ? વિપિનનું સુંબાઇનું જીવન અપૂર્ણું જ કેમ ચીતર્યું છે ? વગેરે, ફુરસદે ઉત્તર લખશો. બીજું વિપિનના પત્રથી આ પુસ્તકમાં ખરેખર સળંગતા આવી છે કે સળંગતાનો માત્ર આભાસ જ દેખાય છે ? દરેક પ્રસંગ છૂટક છૂટક હોય છતાં એકાદ પાત્રથી તે બધા સળંગ જોડાયલા હોય એવું ઘણીવાર બને છે. પણ એમાં આભાસ જ હોય છે કે ખરેખર સળંગતા હોય છે એ ત્હમે જણાવશો !

છેલ્લે એક પ્રશ્ન વધારે પૂછી લઉં અને તેનો જવાબ તો ત્હમારે આપવો જ પડશે. જ્યારે બે લેખકોની એક કૃતિ હોય ત્યારે તેમાં કયા કયાં પ્રકરણ કયા કયા લેખકે લખ્યાં છે તે જાણવાની વાચકને કાંઇ જ જરૂર નહિં ? એકી પ્રકરણો જ્યો. હવેનાં અને બેકી ધ. મહેતાનાં હશે ! જો કે આ બાબતમાં આ બન્ને લેખકોમાં રસ લેનાર મ્હારા એક મિત્રનો મ્હેં અભિપ્રાય પૂછયો ત્યારે તેમણે મ્હારા પાસે તે પુસ્તક વાંચવા માગ્યું અને વાંચતાં વાંચતાં શૈલી પારખીને હું લેખકનાં નામ લખી નાખીશ એમ કહ્યું છે. પણ પુસ્તક વાંચવા લેવાની આ તરકીબ જ નહિં હોય ને ? અસ્તુ. ઉત્તર લખશો.

લિ. અવધૂત



પ્રત્યેક જીવનમાં સદા કોરા પૃષ્ઠો હોય છે. એમા જે મનુષ્યની ઇચ્છા હશે તે કંઇ લખશે.

—હેનરી વૅન ડાઇક



મનુષ્ય સિદ્ધાંતોને વિશેષ મોટા કરી શકે; સિદ્ધાંતો મનુષ્યને મોટો કરી શકે નહીં; એનો અર્થ એ છે કે કોઇ પણ વિચારરીતિ કરતાં મનુષ્ય વધારે મહોટો છે.

—કોન્ફ્યુશીઅસ



સારું પુસ્તક એ એક મિત્ર છે; આજે પણ તે એ જ છે હમેશ પણ તે એ જ છે.

—કંપર

# ચ બ રા કિ યાં

ફિરોજશાહ રુસ્તમજી મહેતા

તમારાં ચુમ્બનની પાછળ શું ઊભું છે એ જો તમે બરાબર વિચારી લેશો તો તમારાં ચુમ્બનની આગળ કોણ ઊભું છે તેનો વિચાર કરવાની તમને ઓછી જ અગત્ય રહેશે.

× × × ×

નેતા **ઢીલા જીવનવાળો** પણ ન જોઇએ અને **ઢીલા જડબાંવાળો** પણ ન જ જોઇએ.

× × × ×

" હું **સુખી** છું " એવી લાગણીની હસ્તિથી હું સુખી બન્યો હોઉં તેના કરતાં " હું છું " એવી હસ્તિની લાગણીથી હું ઘણીયે વાર વિશેષ જ સુખી થયો છું.

× × × ×

**ચપળ ચૂપકીદી** એ સારા શ્રોતાની સાચી લાયકાત છે.

× × × ×

સંસારી ભાગીદાર લેખે **ખરે સમયે ખોટું માણસ** આવી મળે એ જાણે **અનાવૃષ્ટિ**ના સૂકા દુકાળ જેવું જ સંકટ.

અને

સંસારી ભાગીદાર લેખે **ખોટા સમયે ખરું માણસ** આવી મળે એ જાણે **અતિવૃષ્ટિ**ના લીલા દુકાળ જેવી જ આફત.

× × × ×

**કસમ** એટલે વજન આપવા કાજે ઊભી કીધેલી વજન વિનાની એક વસ્તુ.

× × × ×

કોઇક ' **વાર્તાઓ** ' એવી લખાએલી હોય છે કે જેમની ' **સમાપ્તિ** 'ને વાર્તાનો છેડો કહી શકાય–' છેવટ ' નહીં: આખરી કહી શકાય–' અંજામ ' નહીં.

× × × ×

વાતુડિયો અને લહિયાઘર બન્ને જબરાં ટિકટિકખોર : એ વચ્ચે ફેર એટલો જ કે પહેલો, જ્યારે હાલતી જીભે ખોટું બોલવાને કશું બાકી રાખતો નથી ત્યારે બીજી, થંભેલી જીભે ખોટું વદવાને કદી ચૂકતી નથી.

× × × ×

' તરંગ ' એટલે કે એવું એક અંગ જે કદી પણ તંગ હોઇ શકતું નથી અને જેમાં રંગ ભરપૂર હોય છે.

× × × ×

**મનુષ્ય** જ્યારે **આબરુનું** ખૂન કરે છે ત્યારે તે પ્રકટ હોઇ લોકો હોહા મચાવી મેલે છે;

પણ જ્યારે **આબરુ મનુષ્યનું** ખૂન કરે છે ત્યારે તે ગુપ્ત હોઇ તેની કોણ પરવા કરે છે ?

# અબ્બૂખાંની બકરી

ડૉ. શ્રી. ઝાકિરહુસેન
એમ. એ. પી. એચ. ડી.

હિમાલય પર્વતનું નામ તો તમે સાંભળ્યું જ હશે. એના કરતાં મોટો પર્વત દુનીઆમાં બીજો કોઇ નથી. હજારો માઇલ લાંબો, અને ઉંચો તો એટલો કે આજ સુધી હજી એના ઉંચામાં ઉંચા શિખર પર કોઇ પણ માણસ ચઢી શક્યું નથી. હિમાલય પર ઘણાં ગામો આવી રહેલાં છે. અલમોડા પણ એમાંનું જ એક ગામ છે.

અલમોડામાં એક મોટા મીયાં રહેતા હતા. એમનું નામ હતું અબ્બૂખાં. અબ્બૂખાંને બકરીઓ પાળવાનો ખૂબ શોખ. પોતે હતા એકલા; એક બે બકરીઓ રાખતા અને દહાડો બધો તેમને ચરાવતા ફરતા. તેમનાં નામ પણ કેવાં અજબ તરેહનાં તે રાખતા! કોઇનું નામ કલ્લૂ તો કોઇનું મુંગિયા, કોઇનું ગુજરી તો કોઇનું કુકમા! એ બકરીઓ જોડે દહાડો બધો કોણ જાણે શેની શેની વાતો અબ્બૂખાં કર્યા કરતા અને સાંજ પડે એટલે ઘેર લાવી બાંધી દેતા. અલમોડા પહાડી જગ્યા હતી એટલે અબ્બૂખાંની બકરીઓ પણ પહાડી જાતની હતી.

અબ્બૂખાં મૂળે હતા ગરીબ અને પાછા ફૂટેલા નસીબના. એમની બધી બકરીઓ કોઇને કોઇ વખતે રાતે દોરી તોડીને ભાગી જતી. પહાડી બકરીઓ કાંઇ બંધાઇ રહેવાની થોડી જ હતી! લાગ મળ્યો કે પહાડપર ભાગી જતી. ત્યાં એક વરુ રહેતું હતું તે તેમને ખાઇ જતું. અજાયબ થવા જેવું તો એ હતું કે અબ્બૂખાંનો પ્યાર, સાંજના દાણાની લાલચ, અને વરુની બીક–આમાંનું કાંઇ પણ બકરીઓને ભાગી જતાં રોકી શકતું ન્હોતું. એનું કારણ એ પણ હોય કે પહાડી પ્રાણીઓને સ્વતંત્રતા ખૂબ પ્રિય હોય છે. તેઓ લાલચને વશ થઇ પોતાની સ્વતંત્રતા ગુમાવવા રાજી નથી હોતાં. તથા આરામ અને આનંદયુક્ત કેદ કરતાં મુસીબત અને ઠોકરો સહન કરીને પણ આઝાદ રહેવાનું તેમને વધારે પસંદ હોય છે.

જ્યારે કોઇ બકરી ભાગી જતી ત્યારે બિચારા અબ્બૂખાં કપાળે હાથ દઇને બેસતા પોતે લીલું લીલું ઘાસ ખવડાવતા, ચોરી છુપીથી બકરીઓને પડોશીઓના ખેતરમાં છોડી મૂકતા, સાંજે પાછા દાણા દેતા તો એ બકરીઓ એમને ત્યાં જંપીને ન રહેતાં પહાડમાં જઇને વરુને પોતાનું લોહી પીવડાવવાનું કેમ પસંદ કરતી હતી તે એમને મુદ્દલ સમજાતું ન્હોતું.

જ્યારે અબ્બૂખાંની ઘણી બકરીઓ આમ ભાગી ગઇ ત્યારે બિચારા ખૂબ ઉદાસ થઇને કહેવા લાગ્યા, " અબ બકરી ન પાલુંગા. ઝીંદગી કે થોડે દિન ઓર હૈં, * બે-બકરિયોં હી કે કટ જાયેંગે. " પણ એકલા રહેવું બહુ મુશ્કેલ છે. થોડા દિન

* બકરીઓ વિના.

તો અબ્બૂખાં બકરીઓ વિનાજ રહ્યા; પણ પછી વધારે રહેવાયું નહિ. એક દિવસ ક્યાંકથી એક બકરી ખરીદી લાવ્યા. બકરી હજી નાની હતી. વરસ સવા વરસની હશે–હજી પ્હેલી જ વાર વીઆઇ હતી. અબ્બૂખાંએ વિચાર્યું હતું કે નાની ઉંમરની બકરી લઉં તો કદાચ એ પોતાની જોડે બરાબર હળી જશે અને પ્હેલેથી જ એને સારોસારો ચારો તથા દાણાની આદત પડી જશે એટલે પછી એ પ્હાડ તરફ નજર નહિ કરે. બકરી પણ હતી ખૂબસૂરત–તદ્દન સફેદ રંગની. લાંબા લાંબા એના વાળ હતા, નાનાં નાનાં કાળાં સીંગડાં એવાં લાગતાં હતાં કે જાણે કોઇએ ખૂબ મહેનત કરીને સીસમની લાકડીમાંથી જ નહિ ઉતાર્યાં હોય ! એની લાલ લાલ આંખો જોઇને જરૂર તમને એમ કહેવાનું મન થઇ જાય કે આ બકરી તો હમે જ લીધી હોત તો સારું. અને બકરી કાંઇ દેખાવમાં જ સારી હતી એમ ન્હોતું, એનો સ્વભાવ પણ ખૂબ સુંદર હતો. વ્હાલથી એ અબ્બૂખાંનો હાથ ચાટતી; કોઇ બાળક પણ એને દોહી લઇ શકતું–એ નહિ મારતી લાત કે નહિ ગબડાવી પાડતી દૂધનું વાસણ. અબ્બૂખાં તો બસ એના પર મોહી જ પડયા હતા. એનું નામ એમણે ચાંદની રાખ્યું હતું, અને આખો દિવસ તે એની જોડે વાત કરતા રહેતા. કોઇ વખત ઘસીટામાં ચાચાની વાત કરતા તો કોઇ વખત નથ્થૂ મામાની.

પોતાના નાના સરખા ઘરમાં સાંકડા આંગણામાં બકરીઓ શુંગળાઇ જતી હશે એમ કરીને આ ચાંદની બકરીને માટે તો એમણે નવી જોગવાઇ કરી હતી. ઘરની લગોલગ જ એમનું એક નાનું ખેતર હતું. એની ચારે બાજુએ કાંઇ જાણે કયાં કયાંથી કાંટા ભેગા કરીને નાખ્યા કે જેથી કોઇ બીજું તેમાં આવી ન શકે. એની બરોબર વચ્ચે પોતે ચાંદનીને બાંધતા અને દોરી પણ ખૂબ લાંબી રાખી કે જેથી બકરી છૂટથી ફરી શકે. આ પ્રમાણે અબ્બૂખાંને ત્યાં ચાંદનીનો એક જમાનો ખાસ્સો વીતી ગયો. અને અબ્બૂખાંને વિશ્વાસ બેસી ગયો કે આખરે એક બકરી તો હળી ગઇ. હવે એ નહિ ભાગી જાય.

પણ અબ્બૂખાં થાપ ખાતા હતા. છૂટાપણાની ખ્વાહેશ કાંઇ એટલી સહેલાઇથી મટી જતી નથી. પહાડ તથા જંગલમાં રહેનારાં જે સ્વતંત્ર જાનવરોનો શ્વાસ ઘરની ચાર દિવાલો વચ્ચે રૂંધાતો હોય છે તેમને વિશાળ છતાં ફરતે કાંટાવાળા ખેતરમાં પણ ચેન નથી પડતું હોતું. કેદ તે કેદ ! કેદ બધી એક જ જાતની ! થોડા દિવસને માટે ભલે મન હેઠું પડે. પણ પછી પહાડ અને જંગલ યાદ આવે છે. અને કેદી દોરી તોડવાનો વિચાર કરવા લાગે છે. ચાંદની પહાડની હવા ભૂલી ગઇ છે એવો અબ્બૂખાંનો ખ્યાલ સાચો ન્હોતો.

એક દિવસ સવારમાં સૂરજ હજી પહાડની પેલીપાર હતો ત્યારે ચાંદનીની નજર પહાડ પર પડી. વાગોળતી હોવાને લીધે તેનું મ્હોં હાલી રહ્યું હતું. તે એકદમ બંધ થયું અને તે વિચારવા લાગી, " પેલા પહાડની ટોચ કેટલી ખૂબસૂરત છે ! ત્યાંની અને અહીંની હવામાં પણ કેટલો તફાવત ! વળી ત્યાં તો નાચવાનું, કૂદવાનું, ઠોકરો ખાવાની અને અહીં તો બધો વખત બંધાઇ જ રહેવાનું–ગરદન પર આઠે પહોર ગુલ્ઉં આ દોરડું તો ખરું જ ! આવાં ઘરમાં ગધેડાં તથા ખચ્ચર ભલે પેટ ભરે પણ અમને બકરીઓને તો જરા મોટું મેદાન જોઇએ. "

આ વિચાર આવતાંની સાથે જ ચાંદની પ્હેલાંની ચાંદની મટી ગઈ;–હવે એને લીલું લીલું ઘાસ ભાવતું ન્હોતું, પાણી પીવામાં પણ એને મજા ન્હોતી આવતી; અબ્બૂખાંની લાંબી લાંબી વાતોમાં પણ એને રસ ન્હોતો રહ્યો. દિનપ્રતિદિન તે દુબળી થતી ચાલી. એનું દૂધ ઓછું થતું ગયું. બપોર વખત તેનું મ્હોં પહાડ તરફ જ રહેતું. ગરદન પરનાં દોરડાને તે ખેંચતી અને કોઈ ગજબ દુઃખીઆરા અવાજથી 'મેં' 'મેં' કરી રહેતી. અબ્બૂખાં સમજી ગયા કે જરૂર આને કાંઈક થયું છે પણ શું થયું છે તે તેમને સમજાયું નહિ. એક દિવસ સવારમાં અબ્બૂખાં તેને દોહી રહ્યા એટલે ચાંદનીએ તેમના તરફ મ્હોં કરીને પોતાની બકરીની ભાષામાં કહ્યું, "અબ્બૂખાં, હવે જો હું તમારી પાસે વધારે રહીશ તો હું માંદી પડી જઈશ. મને તો હવે તમે પહાડમાં જ ચાલી જવા દો."

અબ્બૂખાં બકરીઓની ભાષા સમજવા લાગ્યા હતા. મોટે સાદે તે બોલી ઉઠયા, "યા અલ્લાહ! યહ ભી જાને કો કહતી હૈ, યહ ભી." તેમનો હાથ ધ્રૂજવા લાગ્યો અને તેમના હાથમાંથી દૂધનું ભરેલું માટીનું વાસણ નીચે પડી ગયું અને તેના ચુરેચુરા થઈ ગયા.

અબ્બૂખાં ત્યાં જ ઘાસ પર બકરીની પાસે બેસી ગયા અને ઘણા જ ગમગીન અવાજે પૂછવા લાગ્યા, "ક્યોં મેરી ચાંદની, તૂ ભી મુઝે છોડના ચાહતી હૈ?"

ચાંદનીએ જવાબ આપ્યો. "હા, અબ્બૂખાં મીયાં."

"અરે, ક્યા તુઝે ચારા નહીં મિલતા, યા દાના પસન્દ નહીં? બનિયેને *ઘુને ચને મિલા દિયે હૈં; મૈં આજસે ઔર દાના લે આઉંગા."

"નહીં–નહીં મિયાં, દાણાની કાંઇ તકલીફ નથી—" ચાંદનીએ જવાબ દીધો.

"તો ફિર ક્યા રસ્સી છોટી હૈ, મૈં ઔર લમ્બી કર દૂંગા."

ચાંદનીએ કહ્યું, "અરે, એનાથી શો ફાયદો?"

"તો આખિર ફિર ક્યા બાત હૈ, તૂ ચાહતી ક્યા હૈ?"

ચાંદનીએ જવાબ આપ્યો, "કાંઇ નહિ, બસ મને પહાડમાં જવા જ દો."

અબ્બૂખાંએ કહ્યું, "અરી કમબખ્ત, તુઝે યહ ખબર હૈ કિ વહાં ×ભેડિયા રહેતા હૈ, વહ જબ આયેગા, તો ક્યા કરેગી?"

ચાંદનીએ જવાબ વાળ્યો, "અલ્લાએ જે શીંગડાં આપ્યાં છે તેનાથી એને મારીશ."

"હાં–હાં જરૂર!" અબ્બૂખાં બોલ્યા, "ભેડિયે પર તેરે સીંગોં હી કા તો અસર હોગા! વહ તો મેરી કઈ બકરિયોં હડપ કર ચુકા હૈ. ઉનકે સીંગ તો તુઝસે બહુત બડે થે, તૂ તો કલ્લૂ કો જાનતી નહીં થી, વહાં વહાં પિછલે સાલ થી. બકરી ક્યા થી, હિરન થી હિરન. ક્યા હિરન! રાતભર સીંગોં સે ભેડિયે કે સાથ લડી: મગર ફિર સુબહ હોતે–હોતે ઉસને દબોચ હી લિયા ઔર ખા ગયા."

---

* સડેલા.

× વરુ

ચાંદનીએ કહ્યું, " અરર ! બિચારી કલ્લૂ ! પણ અબ્બૂખાં મિયાં ગમે તેમ હોય પણ મને તમે પહાડમાં જવા જ દો. "

અબ્બૂખાં જરા ગુસ્સે થઇ બોલ્યા, " યા અલ્લાહ ! યહ ભી જાતી હૈ ! મેરી એક બકરી ઔર ઉસે કમબખ્ત ભેડિયે કે પેટ મેં જાય; મગર નહીં—નહીં, મેં ઉસે તો જરૂર બચાઉંગા. કમબખ્ત, અહસાન *ફરામોશ, તેરી મરજી કે ખિલાફ તુઝે બચાઉંગા, અબ તો તેરા ઇરાદા માલુમ હો ગયા હૈ. અચ્છા, બસ ચલ તુઝે કોઠરી મેં બાંધા કરૂંગા, નહીં તો મૌકા પાકર ચલ દેગી, "

અબ્બૂખાંએ આવીને ચાંદનીને એક ખૂણાની ઓરડીમાં પૂરી દીધી અને ઓરડીને સાંકળ વાસી દીધી. પણ ગુસ્સાના આવેશમાં ઓરડીની બારી બંધ કરવાનું તે ભૂલી ગયા. આ બાજુ તેમણે સાંકળ લગાવી અને પેલી બાજુ ચાંદની બારીમાંથી કૂદકો મારતીકને બ્હાર નાઠી.

ચાંદની પહાડ પર પ્હોંચી ત્યારના એના આનંદની તો વાત જ શી કરવી ! પહાડના પરનાં ઝાડ પણ એણે પહેલાં પણ જોયાં હતાં; પણ આજનો એ બધાનો રંગ કોઇ ઓર જ હતો. એને એમ લાગતું હતું કે એ બધાં જાણે ઉભાં થઇને " ફરી પાછી તું અમારા ભેગી થઇ ખરી " એમ કહીને એને મુબારકબાદી નહિ દઇ રહ્યાં હોય ! અહીં તહીં શેવતીનાં ફૂલ આનંદમાં આવી જઇને ખડખડાટ હસી રહ્યાં હતાં. કહીં કહીં ઉંચું ઘાસ ચાંદનીને ગળે ગળું લગાડીને ભેટી રહ્યું હતું. જાણે આખો પહાડ હસી રહ્યો છે અને વિખૂટી પડેલી પોતાની દીકરીને પાછી આવેલી જોઇને તેનો આનંદ માતો નથી. ચાંદનીના આનંદનું વર્ણન તો કરી જ કોણ શકે ! ચારે બાજુ આજે કાંટાની વાડ નથી, નથી ખૂંટો કે નથી દોરડું ! અને ચારો તો આજે એવી જડીબુટ્ટીઓનો કે આટલું બધું હેત અને મહોબ્બત હોવા છતાં પણ ગરીબ અબ્બૂખાં કોઇ દિવસ એવો ચારો ન્હોતો લાવી શકતા.

ચાંદની જરામાં અહીં ઉછળતી તો જરામાં અહીંથી કૂદીને ત્યાં પડતી. જરામાં ખડક પર તો જરામાં ખીણમાં. જરા લપસી પડતી તો પાછી સાવધ થઇ ચાલતી. એક ચાંદનીના આવવાથી આખા પહાડમાં શોભા આવી ગઇ. જાણે અબ્બૂખાંની દસ બાર બકરીઓ છૂટીને અહીં આવી ગઇ હોય નહિ એવું લાગતું હતું !

એકવાર ઘાસમાં મ્હોં નાખી માથું ઉંચું કરતાં ચાંદનીની નજર અબ્બૂખાંના મકાન પર તથા પેલા કાંટાવાળા ખેતર પર પડી. તે જોઇને તે ખૂબ હસી અને મનમાં કહેવા લાગી, " અરે ખુદા, કોઇ જુએ તોએ કહે કે કેટલું નાનું સરખું મકાન અને કેટલો નાનો વાડો ! યા અલ્લાહ, આટલા દિવસ હું એમાં રહી જ કેવી રીતે ? એમાં હું સમાઇ જ કેમ શકતી ? " પહાડની ટોચપરથી આ નાના સરખા જીવને નીચેની આખી દુનીઆ તુચ્છ લાગતી હતી.

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૩૮૧ ]

---

* અહસાન ફરામોશ=કૃતઘ્ની

# મુંબઇ મરાઠી સાહિત્ય સંમેલન

## [ બીજાં અધિવેશન પર દૃષ્ટિપાત ]

યજ્ઞેશ શુક્લ

બંગાળી કે હિન્દી ભાષાભાષી પ્રાંતો કરતાં મરાઠી ભાષાભાષી પ્રાંત ગુજરાતની વધારે નજીક હોવા છતાં, ગુજરાતી સાહિત્યકારોનું ધ્યાન જેટલું બંગાળી કે હિન્દી સાહિત્ય તરફ ગયું છે તેટલું મરાઠી સાહિત્ય તરફ નથી ગયું એમ કહેવામાં હું ભૂલ કરતો હોઉં એમ મને લાગતું નથી. આપણે ત્યાં અનુવાદિત થતાં ચોકબંધ પુસ્તકોમાં બંગાળી અને હિન્દીનું પ્રમાણ મરાઠી કરતાં ઘણું જ મોટું છે. અલગ પ્રકટ થતી જુદી જુદી ગ્રંથમાળાઓમાં બંગાળી કે હિન્દી ભાષાનાં પુસ્તકોનું પ્રમાણ ઘણું મોટું છે. મરાઠી ભાષાનાં સાહિત્યની સારી કૃતિઓને ગુજરાતીમાં ઉતારવાના પ્રયાસ ઘણા ઓછા થયા છે; નામના જ થયા છે એમ કહેવામાં પણ કાંઇ ખોટું નથી.

આ પરિસ્થિતિમાં રવીન્દ્રનાથ, શરતબાબુ કે પ્રેમચન્દજી જેટલા ગુજરાતને પરિચિત છે તેટલા વામન જોશી, પ્રો. ફડકે, મામા વરેરકર કે શ્રી. ખાડિલકર ગુજરાતને પરિચિત નથી. આનો અર્થ એમ નથી કે મરાઠી સાહિત્યમાં ચિરંજીવિતાના અંશો નથી. એનો અર્થ એમ નથી કે મરાઠી સાહિત્યમાં પ્રતિભાસંપન્ન લેખકોનો અભાવ છે. છતાં પોતાની નજીકમાં જ આવેલા મરાઠી ભાષાના સાહિત્યના તેમ જ એના પ્રમુખ સાહિત્યકારોના સતત સંપર્કથી ગુજરાત વંચિત છે એમાં જરાય શંકા નથી.

હવે તો સાહિત્યનાં આંતરપ્રાંતીય પ્રવાહોને એક દિશામાં વાળવાના પ્રયાસ થઇ રહ્યા છે. 'હંસ' દ્વારા એક ભાષામાં હિન્દભરના જુદા જુદા પ્રાંતોનાં સાહિત્યનો પરિચય કરાવવાના પ્રયાસ થઇ રહ્યા છે. આપણી આજુબાજુ, સાહિત્યની વિવિધ દિશાઓમાં શી પ્રગતિ થઇ છે અને થઇ રહી છે એ જાણવાની જીજ્ઞાસા જાગવા લાગી છે, એ જીજ્ઞાસાને સંતોષવાના જે કોઇ પ્રયાસ થાય તેને વધાવી લેવા જોઇએ.

એ કારણે, ગયા માસ દરમ્યાન નવેમ્બરની તા. ૯–૧૦ મીએ મુંબાઇમાં દાદર ખાતે મળેલ મુંબાઇ મરાઠી સાહિત્ય સંમેલનના બીજા અધિવેશન વિષે કાંઇક લખવું યોગ્ય થઇ પડશે. આ સંમેલન મુંબાઇના મરાઠી સાહિત્યકારોની પ્રવૃત્તિનું પરિણામ છે. જેમ બધે હોય છે તેમ એમાંય અમુક વાડાઓનો પ્રભાવ રહેલો છે. છતાં સંમેલનની કાર્યવાહી ગુજરાતી સાહિત્ય પરિષદ્ સંમેલનને ટાંકણે યોગ્ય થઇ પડ્યા વિના નહિ રહે એની મને ખાત્રી છે.

આ સંમેલનના અધ્યક્ષપદે બિરાજનાર શ્રી. વિ. સ. ખાંડેકર મરાઠી સાહિત્યમાં આગળ પડતું સ્થાન ભોગવે છે. રત્નાગિરિ જીલ્લાનાં એક ગામડાની શાળાના તેઓ શિક્ષક છે અને શિક્ષણનો વ્યવસાય કરતાં કરતાં જ તેમણે મરાઠી સાહિત્યને કેટલીક ચિરંજીવ કૃતિઓ ભેટ ધરી છે. શ્રી. ખાંડેકર ભાષા પર અપૂર્વ પ્રભુત્વ ધરાવે છે.

તેમનામાં કલ્પના અને પ્રતિભા ભરપૂર ભર્યાં છે. લલિત સાહિત્યના સર્જક તરીકે તેમણે મરાઠી સાહિત્યજગતમાં સારો યશ સંપાદિત કર્યો છે. ' કાંચનમૃગ ' ' ઉલ્કા ' એ એમની યશસ્વી કૃતિઓ છે. એમની બુદ્ધિપ્રભા એ કૃતિઓમાં ચમકી રહે છે. હવે પછી પ્રકટ થનાર ' દુસ્ર પાખરૂ ' નામક કથા પણ ઘણી આશાસ્પદ નીવડવાનો સંભવ છે.

શ્રી. ખાંડેકર યુવાન છે; અને એટલા માટે તો સંમેલનના અધ્યક્ષપદે તેમની વરણી થઇ એ બીના વિશેષ આવકારદાયક છે. गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः । એ ઉક્તિનું વારંવાર અવતરણ કરવા છતાં, આવી પરિષદ માટેની ચુંટણી કરતી વેળા આપણી દૃષ્ટિ હમેશાં પીઢ અને વૃદ્ધ અનુભવી તરફ જ જાય છે. પછી, ભલે એ વૃદ્ધ અને અનુભવીની સાહિત્યસેવા એટલી ગુણવતી ન હોય. આપણે માટે મરાઠી સાહિત્ય સંમેલનનું દૃષ્ટાંત અનુકરણીય છે.

શ્રી. ખાંડેકરનું વ્યાખ્યાન સચોટ અને અસરકારક છે. જે દિશાનાં સાહિત્યની પોતે સેવા કરી રહ્યા છે તે પ્રકારનાં સાહિત્ય પરત્વે જ તેમણે પોતાનું વક્તવ્ય મર્યાદિત રાખ્યું છે અને એથી તેઓ પોતાના ભાષણમાં વિષયને યોગ્ય ન્યાય આપી શક્યા છે. લલિત વાઙ્મય એ તેમની સાહિત્યસેવાનું મુખ્ય ક્ષેત્ર છે, એ બીનાને ખ્યાલમાં રાખીને તેમણે કાવ્ય ઇતિહાસ કે અન્ય કોઇ પણ પ્રકારના સાહિત્યને પોતાના વક્તવ્યમાં ન છેડતાં લલિતવાઙ્મયનાં ક્ષેત્ર વિષે જ ચર્ચા કરી છે. પરિણામ એ આવ્યું છે કે તેઓ એ વક્તવ્યમાં ભવિષ્યના સાહિત્યકાર માટે સાચું માર્ગદર્શન કરી શક્યા છે. જે વિષયમાં પોતાનો પ્રવેશ ન હોય, જે વિષય પોતાનો કરેલો ન હોય, તે વિષયમાં માથું મારવા જતાં અનેકવાર ગોથું ખાઇ જવાના પ્રસંગો બનેલા આપણી જાણમાં છે. એ વસ્તુ શ્રી. ખાંડેકર પોતે સમજી ગયા લાગે છે અને પરિણામે તેમણે પોતે પોતાનાં કરી લીધેલાં ક્ષેત્ર વિષે જ પ્રેરક ઉચ્ચારણ કર્યું છે.

લલિત વાઙ્મયના ક્ષેત્રમાં અત્યારસુધીમાં જે મરાઠી સાહિત્યકારો યશ સંપાદન કરી ચૂક્યા છે તેમની સિદ્ધિની નોંધ લેવાનું શ્રી. ખાંડેકર ચૂક્યા નથી. એટલું જ નહિ, એવી સિદ્ધિ પાછળ રહેલી ખુબીઓ પણ તેમણે બતાવી છે. પણ તે સાથે, તેઓમાં જે ખામીઓ જણાય છે તે બતાવવાનું શ્રી. ખાંડેકર ચૂક્યા નથી. અલબત, " મરાઠી સાહિત્યનો ભવિષ્યકાળ ઉજ્જવળ થાય એ એક જ હેતુથી થોડુંક સ્પષ્ટ બોલવાની " તેમ જ તેમનાથી " અનેક દૃષ્ટિએ શ્રેષ્ઠ એવા કેટલાક લેખકોપર ટીકા કરવાની " શ્રી. ખાંડેકરે ધૃષ્ટતા કરી છે. " એ ધૃષ્ટતાનો પાછળ રહેલો હેતુ એટલો ઉદાત્ત છે કે એનાથીય વધારે કડવા શબ્દો તેમણે ઉચ્ચાર્યા હોત તો પણ સાચો સાહિત્યકાર રોષ કરત નહિ.

વિશ્વના વર્તમાન લલિત વાઙ્મય સાથે શ્રી. ખાંડેકરને સારો સંપર્ક હોય એમ એમનાં વક્તવ્ય ઉપરથી સ્પષ્ટ સમજાય છે. સાહિત્યની ઉન્નતિ માટે માત્ર સાહિત્યસર્જન આવશ્યક નથી. દુનિયાના જુદા જુદા ભાગોમાં સાહિત્યની સમીપ બેસવાની દૃષ્ટિ એ સાહિત્યમાં આવવી જોઇએ. સાહિત્યમાં આવી દૃષ્ટિ લાવવા માટે આપણા સાહિત્યકારોએ વિશ્વભરના સાહિત્યના સંપર્કમાં રહેવું જોઇએ. આપણા ગુજરાતી સાહિત્યકારોએ વિશ્વના જુદા જુદા ભાગના સાહિત્યકારોની કૃતિઓના સંપર્કમાં રહેવાનો કેટલો પ્રયાસ

કરી છે ! કદાચ એ કારણે આપણા સાહિત્યમાં કેટલેક અંશે સંકુચિત દૃષ્ટિ રહી જવા પામી હશે.

બેનેટ, વેલ્સ, ગેલ્સવર્ધી, શૉ એ ચાર ઇંગ્લાંડના પ્રથમ-પંક્તિના સાહિત્યકારો, રશિયાના ચાર અગ્રણી સાહિત્યકારો તુર્ગેનિવ્હ, ડોસ્ટોવ્સ્કી, ટોલ્સ્ટોય અને ગોર્કી, એમનાં સાહિત્ય સર્જનનાં વાસ્તવદર્શી તત્ત્વોની ટુંકામાં છતાં સ્ફુટતાભરી જે સમાલોચના શ્રી. ખાંડેકરે કરી છે તે ઘણી માર્ગદર્શક છે. લલિત વાઙ્મયના સર્જક સાહિત્યકારોએ તેમની કલાદૃષ્ટિને સતત જાગતી રાખવાના પ્રયાસ કરવા ઘટે એ વસ્તુના સમર્થનમાં તેમણે રશિયન લેખકોની વાસ્તવદર્શી કલાનું સચોટ વિવરણ કરી બતાવ્યું છે.

શાસ્ત્રીય વાઙ્મયના સર્જકો, લલિત વાઙ્મયના સાહિત્ય પ્રત્યે તુચ્છતાભરી દૃષ્ટિ રાખે છે. તેઓ લલિત-વાઙ્મય પ્રત્યે ઉપહાસ દૃષ્ટિએ જુએ છે. એમને શ્રી. ખાંડેકરે સચોટ જવાબ આપ્યો છે, તેઓ કહે છે: " લલિતવાઙ્મય એ પ્રતિભાસંપન્ન લેખકોને આવતાં સ્વપ્નાં હશે. પણ એ સ્વપ્નોમાં જ માનવજાતિના અનુભવ અને અપેક્ષા ઉત્કટ રીતે ઉતરતાં દેખાય છે. " લલિત વાઙ્મયને તુચ્છકારનારા શાસ્ત્રીય વાઙ્મયકારોને લલિત સાહિત્યના પ્રખર સર્જકો શૉ, ગેલ્સવર્ધી ઇબ્સેન, વગેરેએ સમાજ સુધારણામાં આપેલા અપૂર્વ ફાળાનો પૂરાવો આપીને તેમણે સચોટ જવાબ આપ્યો છે.

કલાદૃષ્ટિ એ જ સાહિત્યની એકમાત્ર કસોટી છે એમ માનનારાઓ વારંવાર એવી દલીલ કરે છે કે " શાકુંતલમાં ગરીબોનાં દુઃખો ચિત્રિત કર્યાં નથી અને મેઘદૂતમાં બહુ જનસમાજનાં ગીત ગાયાં નથી. પરંતુ તેમનો કલાવિલાસ અમર નથી શું ? " શ્રી. ખાંડેકર એનો સચોટ જવાબ આપે છે: " શાકુંતલ અને મેઘદૂત વાંચતાં વીસમી સદીના મનુષ્યને પણ આનંદ થાય છે એ તો કોઈ પણ માન્ય કરશે. એ આનંદને ખાદીથી માંડીને સામ્યવાદ સુધીના કોઈ પણ નાના મોટા પ્રચલિત સામાજીક પ્રશ્ન સાથે ખાસ સંબંધ નથી. ગર્ભવતી શકુંતલા સાથે પોતાને પ્રેમસંબંધ હતો એનો દુષ્યન્તે ઇન્કાર કરતાં જ તેને સ્વર્ગમાં લઈ જનારી મેનકા કાલિદાસને શક્ય લાગી હશે, પણ ૧૯૩૫ ની આવી શકુંતલાને પોતાનું મોઢું સંતાડવા માટે માનો ખોળો પણ મળે કે કેમ તેની શંકા જ છે. છેવટે એકાદ અનાથ મહિલાશ્રમ જ તેનું સ્વર્ગ બનતું......જીવનવાદી લલિત વાઙ્મયમાં માનવી પ્રેરણા પર અને મનોધર્મ પર પ્રતિબંધ મૂકવાનું કહે છે કોણ ! જગતના કોઈ પણ સાહિત્યમાંથી માતૃહૃદયનું ચિત્રણ લો. તેની બરોબરી કરવાનું સામર્થ્ય ગોર્કીની Mother એ નવલકથામાં છે. આમ હોય, એ નવલકથા લેખકે પોતાના નીચલા ઘરના જાગતાં જીવનમાંથી પ્રેરણા લઈને જ તે નિર્માણ કરી નથી કે ! " ઉત્તમ કલાકૃતિ માટે શ્રી. ખાંડેકર " વાસ્તવ જીવન રૂપી સુવર્ણ, વિચાર રૂપી પ્રજ્વલિત અગ્નિ, અને કલાકુશળ સુવર્ણકારની નિર્માણશક્તિ " એ ત્રિવેણી સંગમને વાજબી રીતે આવશ્યક લેખે છે.

વાસ્તવ ચરિત્ર ચિત્રણમાં પણ અંધ અનુકરણને પરિણામે કેટલીકવાર અવાસ્તવિકતા અને અસંભવ દોષ કેવા ઘુસી જવા પામે છે, એ બિના તેમણે દૃષ્ટાંત સહિત રજુ કરી છે. સાચા કલાકારે " સૌન્દર્યના ગુણુદર્શી થવું જોઈએ " તે સાથે તેણે

કુરૂપતા પ્રત્યે પણ જોવું જ જોઇએ. કલાવંત સાહિત્યકારે વિચારવંત પણ થવું જોઇએ " એ શ્રી. ખાડિલકરનું કથન લક્ષમાં લેવા જેવું છે.

વર્તમાન જીવનના પ્રવાહોને સાચો સાહિત્યકાર અવગણી શકે નહિ. વાસ્તવદર્શી સાહિત્યના નિર્માતાએ તો જીવનના ચાલુ પ્રવાહોના સતત સંસર્ગમાં રહેવું જોઇએ અને પ્રસંગોપાત એનો ઉપયોગ કલાત્મક રીતે કરવો જોઇએ. જનતાના હૃદયમાં પ્રવેશવા સાથે, જનતાને યોગ્યતાભર્યાં દિશાસૂચન કરવાના ધ્યેયને તેણે વિસારે પાડવું ન જોઇએ. એ બધા છતાં " વિચારવંત લલિત લેખકોની કલા હમેશાં એક જ ધર્મ માન્ય કરે છે. એ ધર્મ તે માનવધર્મ. આ માનવધર્મના ધ્વજ હેઠળ ઉભા રહીને માનવીજીવનના પ્રવાહને દુષિત કરનારા હર પ્રકારના વિષે વિરૂદ્ધ પ્રચાર કરવો એનાં કરતાં વધારે ઉચ્ચ એવું કયું ધ્યેય આ જગતમાં હોઇ શકે ? પ્રાચીન કાળમાં કાવ્યનો વિષય હીરામાણેક પ્રમાણે ફક્ત રજવાડામાંથી જ મળતો. હવે તે કારખાનામાં અને ઝુંપડીઓમાંથી મળવા લાગ્યો છે. અગાઉનો લલિત લેખક વ્યક્તિના દ્વારે તેના સુખદુઃખ દર્શાવતો હતો. હમણાંનો લેખકને વ્યક્તિના મુખે જ કેમ ન હોય પણ સામાજીક સુખદુઃખો ચિત્રિત કરવાની તક મળે છે. આથી તેની 'કલાનું' ક્ષેત્ર વધારે ને વધારે વિસ્તૃત થતું જાય છે એ મોટો ફાયદો નથી શું ?........કેવળ વૈયક્તિક સુખદુઃખ કરતાં સામાજીક સુખદુઃખનું ચિત્રણ સંમિશ્ર માનવી સમાજને દિવસે દિવસે અધીક પ્રભાવભર્યું લાગે તેમાં આશ્ચર્ય શું ? "

છેવટે લેખકને પેટનો ખાડો પૂરવાનો ધંધો લખવા સંબંધમાં શ્રી. ખાડિલકરે ઉચ્ચારેલા શબ્દો ઉતારી લઉં, " લેખકને પેટ હોય છે એ ખરૂં ! પણ જીવંતલેખન એ માત્ર પેટ પૂરવાનો ધંધો હોઇ જ શકે નહિ. દાઇપણું એ ધંધો હોઇ શકે, માતૃત્વ નહિ હોઇ શકે: મા બનવા માટે કાંઇક ત્યાગ, સ્વાર્થ વિસ્મૃતિ હોવી જ જોઇએ. "

શ્રી. ખાડિલકરના ભાષણ વિષે આટલેથી જ અટકું.

સ્વાગત પ્રમુખસ્થાનેથી શ્રી. બી. વી. જાધવે કરેલા ભાષણમાં બે પ્રશ્નો ખાસ મહત્ત્વના છે. એ પૈકી એક તો ભાષાને સરળ અને લોકગમ્ય બનાવવાનો છે. તેમણે વિનાકારણ સંસ્કૃત કે ક્લિષ્ટ શબ્દો વાપરવાની નિરર્થકતા દર્શાવી છે.

તેમણે કરેલી એક બીજી ઉપયોગી સૂચના આ છે : સાહિત્યના વિવિધ અંગોની મહિને બે મહિને તે વિષયના નિષ્ણાત દ્વારા ચર્ચા કરાવવી અને મહિનામાં પ્રસિદ્ધ થએલા ગ્રંથો પૈકી ઉત્તમ પુસ્તક કયું તેની વિવેચનાત્મક પસંદગી કરાવવી. ઇંગ્લાંડમાં કેટલાક વિદ્વાન વિવેચકો પાસે પુસ્તકના ગુણ દોષ ઉપર The Best Book of the Month ની પસંદગી કરવામાં આવે છે. થોકબંધ પ્રકટ થતા પુસ્તકોમાંથી ઉત્તમ પુસ્તકની પસંદગી કરવાનું આજે આપણે માટે મુશ્કેલ બન્યું છે. આપણાં સામયિકો કે પત્રોએ હજી પ્રકટ થતાં પુસ્તકોની જેમ બને તેમ જલદી સમાલોચના કરવાની જરૂર સ્વીકારી નથી, એટલે પુસ્તકો ખરીદવા ઇચ્છનારી વ્યક્તિને બુકસેલરના અભિપ્રાય પર જ આધાર રાખવો પડે છે.

આપણા માસિકો પૈકી કોઇ પણ આ કામ સહેલાઇથી કરી શકે. સ્વ. શ્રી. મટુભાઇનું ' સાહિત્ય ' આ દિશામાં ઉપયોગી કાર્ય કરતું હતું. મહિનાની તા. ૧૫મી

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૩૯૩ ]

# ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ

## –રામનારાયણ પાઠક–

શંકરપ્રસાદ રાવલ

[ ગયા અંકના પૃષ્ઠ ૨૯૩ થી ચાલુ ]

૪

### વિવેચક તરીકે

રામનારાયણ પાઠકે ગુજરાતી સાહિત્યની કરેલી સેવામાં વિવેચનને પ્રધાનતા આપી જણાય છે. આપણા સાહિત્યના આ અંગને ખીલવવા તરફ એમનો પ્રેમ અને પક્ષપાત બન્ને છે અને એની પાછળ સંગીનતાભરી એમની વિદ્વત્તા જેવી યોગ્યતા છે. આપણી સંસ્કૃત વિવેચનપદ્ધતિને ઔચિત્યાનુસાર પ્રથમ દૃષ્ટિ આગળ રાખી એમણે યથાસ્થાને યુરોપીય વિવેચનપદ્ધતિને સ્થાન આપીને સાહિત્યકૃતિઓના ગુણદોષનું એ પૃથક્કરણ કરે છે. એમના વિવેચનધોરણમાં કદીક શિષ્ટ દૃષ્ટિબિન્દુ, કદીક ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ, કદીક શિષ્ટતાનું દૃષ્ટિબિન્દુ તો કદીક એમના ઉપર કૃતિના પડેલા સંસ્કારનું અંગત દૃષ્ટિબિન્દુ હોય છે. આમ વિવિધ ધોરણોનો આશ્રય લઇએ કૃતિની શિષ્ટતાને ગુણદોષના સમભાવી નિકષ ઉપર એ કસે છે. નવલરામથી માંડી આપણા વિવેચનસાહિત્યમાં સંગીન ઊમેરો જેણેજેણે કર્યો છે તેમાં પાઠકે કરેલો ઊમેરો વિશિષ્ટ છે. સંસ્કૃત સાહિત્યના વિવેચક ક્ષેમેન્દ્રની ઔચિત્ય ચર્ચા જેવી એમની વિવેચનચર્ચા તલને સ્પર્શે છે. શબ્દ, રસ, રૂપ, અલંકાર, વસ્તુ, વસ્તુસંકલના વગેરે પ્રશ્નોના પડપડમાં એ ઝીણવટથી વિચરે છે. દેશકાલના દૃષ્ટિબિન્દુને એ કદી ભૂલતા નથી. અને આમ આપણી સાહિત્યકૃતિઓની ચિરસ્થાયીતા કે અલ્પાયુતા પ્રગટ કરી પોતાનો અભિપ્રાય એ બેધડક રીતે દર્શાવે છે. કાવ્યશક્તિમાં અલંકારના સ્થાન વિષેનું એમનું સૂક્ષ્મ અને ગંભીર મંતવ્ય એ આ દૃષ્ટિએ રજૂ કરે છે:

'બીજી કોઇ કલા કરતાં કાવ્ય કદાચ અલંકારનો સૌથી વધારે આશ્રય લે છે. અલંકાર, વસ્તુથી ભિન્ન, વસ્તુને અલંકૃત કરવાને યોજેલી, આગન્તુક વસ્તુ છે એમ કહેવું ખોટું છે. કાવ્યને સમજાવવા વસ્તુ અને અલંકાર એવો ભેદ સ્વીકારાય તેનો વાંધો નથી, પણ તેને વસ્તુતઃ ભિન્ન માનવા તે ખોટું છે. અલંકાર, સામાન્ય અર્થની વિશેષ પ્રતીતિ કરાવાને જ કાવ્યમાં આવે છે. એક સામાન્ય દાખલો લઇએ: ' મારૂં મન આજે ડોળાઇ ગયું. ' મનની ક્રિયા તરીકે ડોળાવાનું કથન થતાં આપણે મન સાથે આ ક્રિયાનો અન્વય કરવા પ્રયત્ન કરીએ છીએ. તે માટે, પાણી ડોળાવાની ક્રિયા, ચિત્ર અને તેટલું પ્રત્યક્ષ કરે છે, અને એ ક્રિયાનો કયો અંશ મન સાથે અન્વય પામે છે તે વિચારી લઇને તેનો અન્વય કરે છે. તેમ કરતાં મનની સ્થિતિનું જે વિશેષ રૂપ પ્રતીત થાય છે તેમ વર્ણનમાં રસ આવે છે. કોઇ વસ્તુ સુંદર હોય તે મનુષ્યને

પહેરાવવાથી માણસ સુંદર લાગે. તેમ અહીં થતું નથી.[1] અહીં ઉછાળવાની ક્રિયા પોતે સુંદર છે માટે મનને લગાડવાથી મન સુંદર લાગે છે એમ બનતું નથી. પણ ઉછાળવાની ક્રિયા મનને લગાડવાથી મનની અભિપ્રેત દશા વિશેષ રૂપે પ્રતીત થાય છે તેમાં રસનિષ્પત્તિ રહેલી છે. ઉપર કહ્યો તે ભ્રમ અલંકાર શબ્દથી ઉત્પન્ન થાય છે, પણ તે આગન્તુક નથી. કાવ્યમાં કશું આગન્તુક હોય શકે જ નહીં. કલામીમાંસક ક્રોચે એ આપેલી દલીલથી આનો વિચાર કરીએ. તે પૂછે છે, ' જેને તમે અલંકાર કહો છો તે કાવ્યમાં એકતા પામ્યો છે કે નહીં ? જો પામ્યો હોય તો તે આગન્તુક નથી, પામ્યો ન હોય તો તે કાવ્ય નથી. '

—કાવ્યની શક્તિ: ૧૯૧૮

વિદ્વાન વિવેચકનાં આ અને આવાં મનનશીલ મંતવ્યો ઉપર્યુક્ત 'કાવ્યશક્તિ' ના વ્યાખ્યાનમાં, ' સને ૧૯૨૯ ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શન 'માં કે ' અર્વાચીન ગુજરાતી સાહિત્યમાં ( '૩૪ ) બધે જ દૃષ્ટિગોચર થાય છે. આપણા કલાકારોને ( નવલકથાકારો કે કાવ્યકલાવિધાયકોને ) આ મંતવ્યો, તેઓ આચારમાં મૂકી શકે તો, બહુ જ ઉપકારક નીવડે એટલાં બધાં એ મૂલ્યવાન અને પ્રેરક છે.

શ્રી. પાઠકનું કલા વિષેનું દૃષ્ટિબિન્દુ આપણને ઘણા વખતથી . અતિપરિચિત છે. એમણે આપણી કેટલીક કલાકૃતિયો વિષે વિવેચન કરી એ સુસ્પષ્ટ પણ કર્યું છે. એમની કલાનો દૃષ્ટિકોણ આદર્શ કે નિરપેક્ષકલા છે. આ દૃષ્ટિકોણથી જ એમને એમની કલા વિશુદ્ધ અને પરિપૂર્ણ લાગે છે. પુરાણી શિષ્ટ સાહિત્યકૃતિયોએ એમને આ દૃષ્ટિકોણનો વારસો આપ્યો લાગે છે. વાલ્મીકિઓ અને વ્યાસોનો એ વારસો આધુનિક ટૉલ્સટૉયો અને ગાંધીજીઓમાં ઊતરી આવ્યો છે. અને આ રૂપદૃષ્ટિના દૃષ્ટિકોણથી જ પાઠક પણ એમની કલામીમાંસા ચર્ચે છે.

એમના મતે કાલિદાસની શકુન્તલા કરતાં ભગવાન વ્યાસજીની શકુન્તલા એ સાચી આદર્શ કલાકૃતિ છે. પણ પાઠકના કલાદર્શનના સાક્ષાત્કારનો આ ઉપભેદ નવીન નથી. આપણા દેશના તેમ જ પશ્ચિમના નીતિવાદીઓએ અને ફિલસુફોએ કલાકૃતિની આ રંગદૃષ્ટિને એમના દૃષ્ટિકોણને વશ રહી, આજ સુધી બહુ જ વખોડી છે અને હજી એ દૃષ્ટિ સિવાય બીજી સાથે એમનો મેળ નથી મળતો. છતાં કલાકૃતિની રસદૃષ્ટિનો આ સૂક્ષ્મ ઉપભેદ હજી ઘણા કાલ સુધી ચર્ચાનો વિષય રહે એમ છે. પણ શ્રી. પાઠકનું કલાવિષયક સમગ્ર દૃષ્ટિબિન્દુ ગમે તે હો. એમણે આપણને આપેલું વિવેચનસાહિત્ય તો ઉચ્ચ પ્રતિના પાંડિત્યથી ઊભરાતું ઊંડી અને વ્યાપક અભ્યાસ દૃષ્ટિનું સુભગ પરિણામ છે. એમના પુરોગામી કે સમકાલીનો કરતાં ઊતરતી કોટિનું નહીં જ અને વળી નવીન દૃષ્ટિનું એ પ્રેરક છે. એ વિવેચન સાહિત્ય હજી એમની પગલેપગલે આગળપાછળ જોતા રેવાપણી દૃષ્ટિથી ચળાઇ સંગ્રહાઇને સંપાદિત થઇ એક જ વિવેચનગ્રંથમાં એકત્રિત થવાની જરૂર છે. એ થશે ત્યારે આપણું એ સાહિત્ય વિશેષ પ્રકાશવંતુ થશે.

---

૧ તત્ત્વદૃષ્ટિએ તો આ દૃષ્ટાંતમાં પણ એમ બનતું નથી. ગમે તે સુંદર વસ્તુ ગમે તે વસ્તુને અલંકૃત કરી શકશે નહીં. તેમાં પણ ઔચિત્ય જોઇએ જ છીએ. ( છે ? )

## ૫

## નવલિકાકાર.

શ્રી. પાઠક વિવેચન પછી ટૂંકી વાર્તાઓના આલેખન પ્રતિ આકર્ષાયા છે. દ્વિરેફની વાતોના બે ભાગમાં એમની નવલિકાઓ પ્રસિદ્ધ થઈ છે. આ બંને ભાગની વાર્તાઓએ એમને આપણા નવલિકાકારોમાં પણ આગવું ઊંચું સ્થાન અપાવ્યું છે. એમને નવલિકાઓ લખવાની જરૂર પડી અને નવલિકાઓ એમની પાસે લખાઈ જવા આવી. આથી જ એ વાર્તાઓ સાદી અને સ્વાભાવિક છે, છતાં એ શિષ્ટતા અને કલાથી પરિપૂર્ણ છે. અભ્યાસકારના એમના લેખનકાળે એમને જોઈતું વિવિધ વસ્તુ પૂરું પાડ્યું. વાસ્તવિક કલાકારે એમાંથી સરસ વસ્તુકલ્પના કરી. એ વસ્તુકલ્પનામાં પ્રસંગો, પાત્રો અને કથા સરળતાથી ગૂંથાયા. એ વાર્તાઓ ઊંડી અને સ્થાયી અસર કરી શકે છે એ એમની સફળતાનો અચૂક પુરાવો છે. શ્રી. પાઠક એમની વાર્તાઓદ્વારા મનુષ્યસ્વભાવના સૂક્ષ્મ અભ્યાસક અને એ સ્વભાવરચનાના પડેપડના રસિક જ્ઞાતા છે. આથી કેટલીક વાર નિબંધના સ્વરૂપ તરફ ઢળતી હોવા છતાં એ વાર્તાઓ ગમે છે.

શ્રી. પાઠક પોતાની વાર્તાઓમાં ઘણી કેટલીક વાર આપણા હિન્દુ સમાજના છેક દૂરના ખૂણામાં જઈને શોધી આવે છે. ટૂંકમાં જઈને પણ એ કોઈ ધનિયાને કે ભેમીને શોધી કાઢે છે. છતાં હિન્દુ સમાજની અવિભક્ત વ્યક્તિઓ જેવાં આ પાત્રો લાગે છે. બધારણમાં ભંગીની જ્ઞાતિ પણ આપણી ઉચ્ચમાં ઉચ્ચ મનાતી જ્ઞાતિ જેવી લાગે છે ભંગીઓની જ્ઞાતિને આપણી જ્ઞાતિઓની સાથે નૈયાયિકની સુશ્લિષ્ટ વિચારશ્રેણીથી લેખક ગોઠવી શકે છે !

'ભંગીનીયે નાતોની અનંત શ્રેણીવાળા આપણા સમાજમાં દરેક નાતને પોતાથી નીચું કોઈક જોઈએ છીએ. અમદાવાદના ભંગી કાઠિયાવાડથી આવેલા ભંગીને હલકા ગણતા. ધનિયાને પરણવાની વખતે બન્ને પક્ષોને જમાડવાં પડેલાં. પૈસા જતી રહી એટલે કાઠિયાવાડી પંચ બેઠું થયું. તે પછી અંદર અંદર મસલત ચલાવી. પછી અમદાવાદના પંચને વાત કરી. પછી અમદાવાદનું પંચ મળ્યું. છેવટમાં એવી વાત આવી હવે દંડ કરવાનો તો રહ્યો નહીં પણ આટલા દિવસ ખાધું તેના ખરચના પૈસા બન્ને પંચે ધનિયા પાસે માગ્યા. આપણા સમાજમાં નાતની રૂઢિઓ અને નાતના કાયદા કુદરતી બનાવો જેવા અનિવાર્ય અને અપ્રતિરુધ્ધ ગણાય છે.'

—દ્વિરેફની વાતો : એમા

પોતાની ટૂંકી વાર્તાઓમાં શ્રી. પાઠક ગુજરાતના ગ્રામજીવનમાં, બીજા લેખકોએ રાખેલા અણસ્પર્શ્યા પ્રદેશોમાં અને ગુજરાતી હિન્દુ સમાજને ક્ષુબ્ધ કરી રહેલા ઘણાએક મહાપ્રશ્નોની ભૂમિઓમાં ફરી વળે છે. એમની નવલિકાનો વિહાર પ્રદેશ આમ વિશાળ બની રહ્યો છે.

## ૬

## નાટ્યકાર

નવલિકાકાર પછી શ્રી. પાઠક આપણા સાહિત્યના એક બીજાના અંગ નાટ્યને પણ થોડું થોડું ખેડે છે. હિન્દુસમાજના સંગઠનનો મહાપ્રશ્ન—આપણા રાજપ્રકરણીય મહાપ્રશ્નોમાંનો એક મહાપ્રશ્ન—એ આ નાટ્યકારે પોતાનો પ્રિય વિષય બનાવ્યો છે.

લાગે છે. સમાજસુધારણાના આ પ્રચારકાર્યને વાસ્તવિક કલામાં ગૂંથી નાટ્યકાર આપણને એમનો સુપ્રસિદ્ધ ' કુલાંગાર કિસ્સો ' આપે છે. આપણી જ્ઞાતિઓને ડાલમડોળ કરી તેને નિર્વીર્ય કરી મૂકનાર તત્ત્વો ઉપર કિસ્સાકાર સખ્ત પ્રહારો ને કટાક્ષ ઉપર કટાક્ષ કર્યે જાય છે. રમણભાઈના ' ભદ્રંભદ્ર 'ને નિંદનાર ભદ્રંભદ્રોને શ્રી. પાઠકે આપેલી આ નવીન ભેટ કોણ કહી શકે એમ છે કે પાત્રને જ 'આપેલું' દાન નથી ! લેખક વાસ્તવિકતાની ભયંકર ક્રૂરતાથી આપણા આવા સામાજિક પ્રશ્નો એમની કટાક્ષશૈલીથી સફલ રીતે રજૂ કરે છે. અને આથી જ આ નાટ્યકૃતિયો સ્થાયી અસર કરી શકે છે.

લેખક પોતે આ કિસ્સાને વાર્તા કહે છે પણ વાર્તાની એમની દૃશ્ય શૈલીમાં નાટકના અંશો સારા પ્રમાણમાં ઓતપ્રોત થયેલા છે. ' દેવી કે રાક્ષસી ' એ વાર્તા પણ આ કિસ્સાની જ કોટિની છે.

શ્રી. પાઠકના લેખક તરીકેના સ્વભાવમાં એક વિશિષ્ટ લાક્ષણિકતા છે. એમની સાહિત્યસૃષ્ટિની રચનામાં જેમ સમર્થ નૈયાયિકને ઉચિત એક પછી બીજી દલીલની પરંપરા છે તેમ તેમની પ્રત્યેક નાનીમોટી સાહિત્યકૃતિ પાછળ એકનિષ્ઠ સાહિત્યધારની વસમી તપશ્ચર્યાની પરંપરા છે. એમણે સંસ્કૃત અને અંગ્રેજી આદર્શકૃતિયોનું અમિત પરિશીલન કર્યું છે. એનાં અખંડિત કે તૂટક સૌંદર્યસ્થળોને ગુજરાતીમાં ઊતારી પ્રત્યેક સાહિત્યના અંગમાં એ ઊંડા ઊંડા ઊતર્યા પછી જ એમની સાહિત્યસૃષ્ટિ રચવા તૈયાર થયા છે. આને લીધે જ એમની કૃતિયોમાં સુસંગતતા અને ચિરંજીવિતા પ્રવેશ્યાં છે. નાટ્યકાર ભાસ કે અંગ્રેજી નાટ્યકારસમ્રાટ્ શેક્સપિયરની કૃતિયોના એમણે કરેલા છૂટક અનુવાદોએ એમની આ દૃશ્ય શૈલીને આરંભનાં પોષક ઝરણાં પાયાં. શેક્સપિયરમાંથી એમણે ગુજરાતીમાં ઊતારેલું એક દૃશ્ય ઊતારી એમના નાટ્યકાર તરીકેના આરંભપ્રયાસો સાથે એમની ભાષાંતરકલાની સરસતા જોઈએ:—

જુલિયેટ : સવાર થવા આવી છે. હવે તું જાય તો ઠીક એમ મનમાં થય છે; તોય જેમ કોઈ મુગ્ધા પાશે બધિલા બિચારા કેદી જેવા પોપટને હાથથી જરાક છેટે ઉડવા દઈને પાછી તેના સ્નેહથી જ તેના સ્વાતંત્ર્યની ઇર્ષ્યા કરી રેશમી દોરાને આંચકો મારીને તેને ખેંચે તેમ તેટલી જ અધીરાઈથી રજા આપું છું.

રોમિયો : હું જો તારો પંખી હોત તો બહુ સુખ માનત.

જુલિયેટ : વ્હાલા ! હું એ માનત જ. પણ મારો અતિસ્નેહ ક્યાંક તારો જીવ લેશે હવે જાઓ જય જય. વિદાયગીરી તો એવી મધુરી વેદના છે કે સવાર સુધી હું જય શબ્દ કહેતાં ન ઓસરૂં. [ જાય છે ]

રોમિયો : નિદ્રા તારા નયને ને શાંતિ તારા હૈયે વસો.
નિવાસને માટે કેવાં શોભનીય રમ્ય સ્થાનો !
હવે મારા યોગીબાવાની મઢુલી આને વ્હેલી
માગવા સહાય એની કહી મારી વાત ઘેલી.

[ જાય છે ]

—રોમિયો ને જુલિયેટ : બાગમાં મિલન

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૪૯૬ ]

# પ્રકીર્ણ

કનૈયાલાલ મુનશી

૧

## ‘ ઠાકોરીયા કવિતા ’ અને ‘ બંગડીની બંગડી ’

એક સાહિત્યભક્ત મિત્ર પોતાના હૃદયના ઉદ્‌ગારો પત્રમાં નીચે પ્રમાણે કાઢે છે:

“ ઠાકોરે ગુજરાતી કવિતાનું નાક વાઢી નાખ્યું છે તે જાણો છો ? સાહિત્યમાં આજકાલ ભયંકર ઔરંગશાહી ચાલી રહી છે એ જાણો છો ? સંગીતદેવીને હિન્દી મહાસાગરમાં ડુબાડી દેવામાં આવ્યાં છે. હું એને સાજેસાં ધુમ કહું છું તે પ્રવર્તી રહ્યો છે. આ શબ્દોના સાવરણા-વાળા-સાબેલા વગાડનારા-અમરારખા ફુદિલ્લી સારંગીવાળાને સમજાય ક્યાંથી ?

× × ×

સૂરજ, ચન્દ્ર, તારા, વસન્ત આશા, સ્મૃતિ, સ્વપ્નો આ વિષયો હવે કવિતાના વિષય માટે બરતરફ થઈ ગયા છે. હવે તો બંગડીની બંગડીના ગીતો ગાવાનાં ને બાજરીની માંખીના બણબણાટ સંભળાવાનું. ”

× × ×

“ ઠાકોરની કુમકુમીએ આજ સહુ કોઇ નાચે છે. શી ભયંકર ઔરંગશાહી વ્યાપી રહી છે ? નરસિંહ, મીરા, પ્રેમાનન્દ, દયારામ, નર્મદ, ગોવર્ધનરામ, કાન્ત, ન્હાનાલાલ, ક્લાપી, લલિત અને કુસુમાકરની વર્ષોની તપશ્ચર્યા આજકાલ ધુળમા રગદોળાય છે. આજકાલ સંગીતને સ્થાન નથી; ભાવનાને સ્થાન નથી; ઊર્મિને સ્થાન નથી; કાવ્યનાય લિંગ શરીર ને કારણ શરીર ( આનન્દમય કોષ ) હોઇ શકે. કાવ્યનેય શબ્દ, રૂપ, રસ, ગન્ધ હોઇ શકે એ આજ આ ભયંકર ઔરંગશાહીમાં માનેજ કોણ ? આજે કાવ્યના આનંદનું, કાવ્યના રસનું, કાવ્યના કિલ્લોલનું ખૂન થઇ રહ્યું છે. આ તમે બધા શી વાત કરી રહ્યા છો ? ) ...ખરું આપને સંભળાવવું જ રહ્યું આ ઠાકોરીના કવિતા-કવિતા છે, એમ કે ? ૫૦ વરસ પછીના વિવેચક ને સાહિત્યકાર પેટ પકડીને હસશે ... ...ને એજ કવિતા હોય અને એવુ લિખાડું ચિતરે જ કવિ થવાનું હોય તો સાત જન્મારે કવિ નથી થવું-નથી થવું. અસ્તુ. ”

આ ભાઇએ સચોટ શબ્દોમાં પોતાના હૃદયનું દર્દ વ્યક્ત કર્યું છે. એમની પ્રામાણિકતા અને હિંમત માટે મારું માન હતુ તેનાથીય વધ્યું છે. પણ ‘ ઠાકોરીયા ’ કાવ્યપદ્ધતિને સમજવાને એ મિત્ર પ્રયત્ન કરે એમ હું ઇચ્છું છું.

જ્યારે માણસને રસ્તાકરે કવિતા ગવાતી, જ્યારે મોંએ રાખી કાનદ્વારા બીજાને તેનો પરિચય કરાવાતો ત્યારે ગેયતા કવિતાનું અનિવાર્ય અંગ હતું: આજે જ્યારે છાપેલા પાના પરથી આંખો દ્વારા તેનો પરિચય કરી શકાય છે ત્યારે એ અંગ ગૌણ બને છે. દલપતરામે સુધારાના નિબંધોને ને નર્મદે આખ્યાનોને ગેયતા અર્પી કવિતા બનાવવાના પ્રયત્નો કર્યા હતા. આજે શ્રી ઠાકોરને પ્રતાપે શુદ્ધ સ્વરૂપે કવિતાને સેવવાનો અને સમજવાનો સમય ગુજરાતને પ્રાપ્ત થયો છે. એ સુભાગ્ય માટે શ્રી ઠાકોરને મારા મિત્ર ખરું જોતાં ધન્યવાદ આપવા જોઇએ.

‘ શુક્રવાર મિથુન ’ છોડી ‘ બંગડીની બંગડી ’ ને ‘ બાજરીની માખી ’ નો

વિષય સેવતાં જરૂર આપણું હૈયું ધવાય-અને આજે કાલપુરુષનો મહિમા એટલો મોટો છે કે દલિતવર્ગોને અને ગંદી ચીજો તરફનો અણગમો ઓછો થતો જાય છે. તે સંસ્કારી ઓપુરુષો પાસે નરક ઉચકાવે તો નવીનના શોધતા કવિઓ આવા પ્રયત્નો કરે એમાં શું અસ્વાભાવિક છે ?

છતાં એક વસ્તુ તો સ્પષ્ટ છે. સરસતા વિષયમાં નથી, તેને ભાવનાત્મક અપૂર્વતાથી આરોપવામાં છે. આ સિદ્ધાંત સંપૂર્ણાંશે સ્વીકાર્યા છતાં પણ કેટલાક વિષયોને સરસ કરવાની શક્તિ કાલિદાસમાં પણ નથી. ઓપરી પર ઊર્મિગીત લખી શકાય પણ એને સરસ કરવાને પ્રતિભાનો કેટલો દુર્વ્યય કરવો પડે ? છતાં કાપાલિકો એ ઓપરીનો હાર પહેરતા, તેમાં મદિરા પીતા, ને તેને પ્રિયવસ્તુ ગણતા. તેમ આજે આ જમાનાનો ચેપી રોગ આ છે. એ રોગ કાળે જતો રહેશે. આ ટુંકજીવી મરજાથી અકળાતાં મારા મિત્ર સુંદર વસ્તુને જ સરસતાએ મઢવાનો પ્રયત્ન જારી રાખશે. સાહિત્યનું સર્જન સમયબળોથી પર રહી પોતાની સરસતા સાચવી શકે છે.

૨

## બૃહદ્ ગુજરાત

હું સીકંદરાબાદ જઇ આવ્યો. ત્યાં ગુજરાતીઓની સારી વસતિ છે, એક ગુજરાતી મંડળ સારું કામ કરે છે, અને તેને સાહિત્ય પરિષદ સાથે જોડવાનું સંચાલકોએ વચન આપ્યું છે. પાસે હૈદરાબાદમાં ગુજરાતીઓની સારી વસતિ છે. એક ગુજરાતી શાલા પણ ચાલે છે.

ત્યાં ગુજરાતીઓનાં ઉત્સાહ છે, સંપ છે, અને ત્યાગવૃત્તિ પણ જણાઇ. મને મળવા ગુજરાતી મંડળે એક સભા ગોઠવી હતી. વસતિના પ્રમાણમાં સારી સંખ્યામાં લોકો હાજર થયા હતા. સ્ત્રીઓ પણ હતી; હજી ત્યાં ઘુમટો ચાલુ છે એ જોઇ અજાયબી થઇ.

ગુજરાતણો ગુજરાત કરતાં હવે ગુજરાત બહાર વધારે લાજ કાઢે છે.

ગયે મહિને પણ મને બૃહદ્ ગુજરાતનો થોડો અનુભવ મળ્યો. અમે મદ્રાસ ગયાં ત્યાં તો ગુજરાતીઓનું મોટું થાણું છે. ત્યાં વેપારીઓ છે; કવિ ખબરદાર તો ત્યાં છે જ; એક ભાઇ હાલ ડાક્ટરની પરીક્ષા આપી રહ્યા છે ત્યાં પણ ઉત્સાહી શેઠ ગોવિંદભાઇના પ્રમુખ પણા નીચે ગુજરાતી મંડળ ચાલે છે. તે પણ સાહિત્ય પરિષદ જોડે જોડાઇ જશે. ગુજરાતી જોડે જીવન્ત સંસર્ગ રાખવાની ઘણી હોંસ છે.

ઉટકામંડથી પાછા વળતાં તીરૂપુર ઊતર્યા. તે રૂનું મથક ત્યાં છે. ગુજરાતી વ્યાપારીઓએ સારો વ્યાપાર જમાવ્યો છે. ત્યાંના મુખ્ય વ્યાપારી આસર એન્ડ કંપની નામથી વેપાર કરે છે. શ્રી. પદ્માવતી આસર ઉત્સાહી દેશ સેવક છે અને વર્ષ દિવસ જેલમાં પણ ગયાં હતાં.

આમ ફરતાં કવિ ખબરદારની પંક્તિ યાદ આવ્યા જ કરી:

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.

[ જુઓ અનુસંધાન પૃ૫ ૪૦૦ ]

# ચર્ચાપત્ર

## રાષ્ટ્રીય રંગભૂમિઃ

[ નોંધઃ ચર્ચાપત્રીઓનાં મન્તવ્યો અને અભિપ્રાયો સાથે તન્ત્રી મંડળને નિસ્બત નથી. ]

શ્રી. તંત્રીમંડળ : ' ગુજરાત '

મુંબઇના એક અંગ્રેજી દૈનિકમાં વાંચવામાં આવ્યું કે હાલ લંડનમાં તાલીમ લેતા એક બંગાલી યુવાનને ' રાષ્ટ્રીય રંગભૂમિ ' ( National Theatre ) ની સ્થાપના હિંદુસ્તાનમાં કરવાની તમન્ના છે અને એ માટે એણે મુંબઇ પસંદ કરેલું છે. અલ્પ સમયમાં એ હિંદુસ્તાન પાછો ફરનાર છે અને તે પછી તે આ યોજના ઉપાડવાનો છે !

આ સમાચાર સાંભળીને એક ગુજરાતી તરીકે, મુંબઇ ઇલાકાના વતની તરીકે મને ખરેખર ખેદ થાય છે. દરેક લલિતકલામાં આ જ પ્રમાણે પરપ્રાંતના મનુષ્યોએ મુંબઇ ઉપર આક્રમણ કરેલું છે. અને મુંબઇની મુડીની મદદથી એ મનુષ્યોએ પોત-પોતાના પ્રાંતની એ કલાની વિશિષ્ટતામાં વિકાસ સાધવાના યત્ન કરેલા છે. આ સ્થિતિ શું શોચનીય અને મુંબઇ ઇલાકાના વતનીઓને શરમાવનાર નથી ? ગુજરાતીઓની જ વાત કરીએ : મુડીવાદીઓનો મોટો ભાગ ગુજરાતી. સિદ્ધહસ્ત નાટ્યકારોની પણ આપણે ત્યાં ખોટ નથી, એમેચ્યોર નટનટીઓ પણ આપણે ત્યાં હાજર છે, સાહિત્ય સંસદ જેવી પ્રતિભાભરી, જીવંત સંસ્થા છે. તો પછી એક બંગાલી આવી ' રાષ્ટ્રીય રંગભૂમિ 'ની યોજના હાથ ધરે એ શું બતાવે છે ? સાહિત્ય સંસદ શા માટે આવી યોજના ઉપાડી નહિ લે ? લલિતકલાના ઉપાસક ગુજરાતીઓમાંથી કોઇ ઉત્તર આપશે ?

લિ. નરસિંહ પરમાર

૨

તન્ત્રીમંડળ : ' ગુજરાત '

આવતા સાહિત્યસંમેલનમાં ગાંધીજી પ્રમુખપદે ચૂંટાયા છે, એટલે આ ચર્ચાપત્રના વિચારો અપ્રસ્તુત નહિં જણાય એમ મને લાગે છે તો તે છાપી આભારી કરશો.

## સાક્ષરતાની સુગ

મ. ગાંધીજીનો સાહિત્ય બાબતનો આગ્રહ કે અતિઆગ્રહ જાણીતો છે. પણ એ સાહિત્ય શબ્દનો વિપરીતાર્થ થએલો ઘણીવાર દેખાય છે. એમ તો ગાંધીજીએ આશ્રમની એક પ્રાર્થના સમયે પણ કહ્યું હતું: ' આત્મોન્નતિ માટે અક્ષરજ્ઞાન આવશ્યક નથી, ' આ સત્ય કે અર્ધસત્ય વિધાનને જડતાથી વળગી રહેવામાં શ્રેય નથી, સાહિત્ય શબ્દને જડતાથી વળગી રહેવાથી આવો જ કાંઇક વિપરીતાર્થ થયો છે. અને લોકભોગ્ય સાહિત્યના અતિઆગ્રહીઓના મનમાં વિદ્વતા કે વિદ્વાનો માટે એક જાતનો પૂર્વગ્રહ કે ભ્રમ ઉત્પન્ન થયો છે, નહિતો ' આપણે સાહિત્યમાં વિદ્વતા નથી જોઇતી, ચેતન જોઇએ છે, પ્રાણ જોઇએ છે, ' એવા કે એવા અર્થનાં વિધાનો જાહેર વ્યાખ્યાનપીઠ ઉપરથી ઉચ્ચારાતાં ન સંભળાય, સાક્ષરતા—અરે સાક્ષર શબ્દ—માટે પણ કેટલાકને સુગ હોય છે. શા માટે એ કારણ મ્હારા સ્હમજવામાં નથી આવતું ! જગતનું કયું સાહિત્ય સાક્ષરતા કે વિદ્વત્તાની મ્હોર વગર અમર લેખાયું ? પછી લોકસાહિત્ય કે હળવું સાહિત્ય એ જ એ લોકોને મન શુદ્ધ અને સનાતન સાહિત્યનું ધોરણ હોય તો કોણ જાણે ! આ યુગમાં આપણી સાહિત્યવિષયક માન્યતાઓમાં ફેરફારો થયા છે અને થાય એ સ્વાભાવિક છે. પણ તે પલટામાં સાહિત્યના અમર અને મૂલગત સિદ્ધાન્તો વિસારે પડાય,

અને આપણે જ ડાહ્યા અને સાચા અને આપણા પૂર્વજો ખોટા અને મૂર્ખા એવી માન્યતા સ્વીકારાય એ તો શોકજનક વસ્તુસ્થિતિ જ લેખાય. પણ આ પલટો મ્હને પોતાને તો અલ્પસ્થાયી–દૂધના ઉભરા જેવો–લાગે છે. અને આપણા પ્રવર્તમાન લાગણીપ્રધાન જીવનનો છેડો આવતાં એ ઉભરો સમાઇ જશે અગર વહી જશે એમ મ્હને તો લાગે છે. આથી એમ ફલિત નથી થતું કે લોકભોગ્ય સાહિત્ય તે સાહિત્ય નથી. પણ બીજે પક્ષે જેમાં વિદ્વત્તા છે તે સાહિત્ય ઊંચા પ્રકારનું સાહિત્ય નથી: એ પણ વાસ્તવિક નથી. સાહિત્ય નામૂલગત સિદ્ધાન્તોની અવગણના કરી. તાત્કાલિક અને અલ્પસ્થાયી ઉપયોગિતાના ધોરણે શુદ્ધ સાહિત્યનું મૂલ્ય આંકવું એમાં એક પ્રકારની બીનજવાબદાર વૃત્તિ જ છે; એક જાતની આત્મસંપૂર્ણતાનો ભાવ છે, અને એનું ભાન છે. એવી જાતનું આત્મભાન આપણી પ્રગતિની આડે જરૂર આવે. પરન્તુ સ્વતન્ત્રતા, સ્વૈચ્છાચાર અને democracy નો આ યુગ છે. અને એ વાતાવરણમાં એવી બીનજવાબદાર વૃત્તિને પોષણ મળે એ કુદરતી છે. નહિ તો 'કાવ્યમંગલા'માંનાં 'ભંગડી' અને 'રૂડકી' જેવાં ચાતુર્યવાળાં છતાં કવિત્વવિહોણાં ગીતો (કાવ્યો નહિ) ઉત્તમ કવિતાના ઉત્કૃષ્ટ નમૂના તરીકે ન લેખાય. અને 'ચન્દ્ર', 'પિતૃતર્પણ' કે 'વસન્ત વિજય' જેવાં અમર નમૂનાઓમાં સ્થૂલ ઉપયોગિતાના અંશ શોધવા પ્રયત્ન ના થાય, જનસમૂહને એ અનુપમ કાવ્યોથી શો ફાયદો થયો ? આપણી સ્વદેશાભિમાનની ભાવના કેટલે અંશે પોષાઇ ? આપણું જીવન એથી કેટલે અંશે ઉત્કૃષ્ટ થયું ? એવા પ્રશ્નો ન પૂછાત. યુગ યુગનું પોતાનું સામર્થ્ય હોય છે, પણ એ સનાતન નથી. આપણને આપણા વડીલો મૂર્ખ લાગે એ સ્વાભાવિક છે પણ આપણા વંશજોને મન આપણે વધારે મૂર્ખ ઠરવાના એ પણ ખરું ને ? કઇ માન્યતાઓ, કયું ધોરણ, કઇ મૂલ્યઆંકણી સાચી છે એનો નિકાલ તો ભવિષ્ય જ કરશે. મ્હારે તો માત્ર એટલું જ કહેવાનું છે કે આવતી પેઢીમાં સાક્ષરોને લોકસાહિત્યની સુગ નહિ હોય, અને જનસમુદાયને, સાક્ષરો કે સાક્ષરતાની સુગ નહિ હોય. પણ એ સમય હજી દૂર છે. જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં વિવિધ પ્રવૃત્તિ હતી અને છે તેવી એક પ્રકારની aristocracy સાહિત્યમાં પણ રહેવાની, કારણ સાહિત્યકાર એ ઘણે અંશે વ્યક્તિવિશેષ છે. કારણ સાધારણ માણસ કરતાં એનામાં એક પ્રકારની હાર્દિક અને માનસિક Higher Sensibility છે. માનવ સંસ્કૃતિના ઉદયકાળથી સમાજના બે વિભાગ પડ્યા છે; ( એને ગમે તે નામ આપો સમૂહ અને વ્યક્તિવિશેષ અગર એવું કાંઇક. ) સંસ્કૃતિનો લોપ ના થાય ત્યાં સુધી એ બે વિભાગ વચ્ચેની સીમા–રેખા ભૂંસી શકવાની નથી. એક રેખા ભૂંસી બન્નેને એકત્ર કરશો તો ક્યાંક બે ક્યાંક બીજી રેખા આપમેળે દોરાઇ રહેશે. અસ્તુ.

આમાં કહેવાનો મુદ્દો એટલો જ કે શુદ્ધ સાહિત્ય કદી સર્વભોગ્ય હતું નહિ અને બનશે નહિ. જેને એનો રસાસ્વાદ ચાખવો હોય અને માણવો હોય તેને એક પ્રકારનો માનસિક કે હાર્દિક શ્રમ ઉઠાવવો જ રહ્યો. એ આનન્દ પ્રાપ્ત કરવા–પોતાનો કરવા–એનું મૂલ્ય આપવું રહ્યું. અને જે લોકો કહે છે કે ગાંધીજી અને તેમના પ્રત્યક્ષ સંસર્ગમાં આવનાર લેખકો સામાન્ય જનસમુદાય માટે લખે છે, એમાં વિદ્વત્તા કે સાક્ષરતાનો ભાર નથી તેમની સમક્ષ આચાર્ય કાલેલકર કે રા. મશરૂવાલા જેવા વિદ્વાનો અને પ્રખર ચિંતકો કે શ્રી. રામનારાયણ પાઠક ને ઉમાશંકર જોષી જેવાની કૃતિઓના દાખલા ધરવા રહ્યા.

હરદેવ ભેપી

# ન...વું...સા...હિ...ત્ય

## સાભાર સ્વીકાર

શ્રી. કચ્છ પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળીનો વાર્ષિક અહેવાલ (૧૯૩૪-૩૫).

Liberty's India Diary for 1936 Publishers: Liberty & co: Dhobitalao, Kalbadevi Road Bombay 2.

અંગ્રેજી અને ગુજરાતી મિતિઓ, વિગતવાર સામાન્ય જ્ઞાન વગેરેનો સમાવેશ કરીને ઊંચા પ્રકારના કાગળ ને સરસ બાંધણી છાપકામથી છાપી ઉપરની ડાયરીઓ શ્રી. લિબર્ટી કંપનીએ પોતાના નવીન સાહસ તરીકે પ્રસિદ્ધ કરી છે. ઉપયોગિતાની દૃષ્ટિએ આ ડાયરીઓની અમે ધંધાદારી, વકીલો અને અન્યને ખાસ ભલામણ કરીએ છીએ.

## અવલોકનો

### (૧) દીપોત્સવીનું સાહિત્યસર્જન

આપણાં માસિકો, સાપ્તાહિકો અને દૈનિકો દીપોત્સવીના મંગલ પ્રસંગે વિશેષાંકો પ્રસિદ્ધ કરી આપણાં સાહિત્ય અને કલાના સર્જનનાં દર્શન કરાવે છે. અમને અવલોકનાર્થે આ પ્રસંગે નીચેના અંકો મળ્યા છે તેમનો અમે સાભાર સ્વીકાર કરીએ છીએ:

**નવચેતન, સંદેશ, રવિવાર, પ્રતાપ, મહાગુજરાત, મુંબાઈ સમાચાર, બે ઘડી મોજ, સમાજ.**

આ અંકોમાં પ્રસિદ્ધ થયેલા સાહિત્યના વિવિધ કોટિના લેખકો અને તે તે લેખકોની લેખસામગ્રી ચાળીને તેનું ઉચિત સંપાદનકાર્ય કરનાર સંપાદકો બન્ને ધન્યવાદને પાત્ર છે. મેની અને વ્યાપારપ્રધાન ગુજરાત અને મહાગુજરાતના ગુજરાતીઓને મન દીપોત્સવી એ તેમના જૂના અને નવીન વર્ષોના સંધિકાલનો મહાન પ્રોત્સાહક પ્રસંગ છે. આ પ્રસંગે આપણા સાહિત્યકારો અને કલાકારો પણ તેમનાં સાહિત્યાલેખન અને કલાકૃતિઓદ્વારા નવીન પ્રોત્સાહન ને પ્રેરણાઓ આપવા પ્રેરાય છે. સાહિત્ય અને કલાના આ દીપોત્સવી પ્રસંગને પણ આપણે વર્ષોવર્ષ નવીનતા, પ્રાચીનપ્રિયતા અને ઉપયોગિતાની દૃષ્ટિએ સંગીન, વિવિધ અને સ્થિરસ્થાયી સાહિત્યકલાનાં દર્શન કરાવીને સફલતાથી ઊજવી શકીએ.

નવચેતનને કલાત્મક ત્રિરંગી ચિત્રો ઉપરાંત પોતાની લેખનસામગ્રી કહીં કહીં સચિત્ર રજૂ કરી છે. સંદેશે સુવાચ્ય લેખસામગ્રી સાથે ચિત્રો અને ફોટા પોતાની સાહસિક સાહસિકતાથી રજૂ કર્યા છે. 'કલા અને સૌન્દર્યવિહીન અર્ધનગ્ન એવું ચિત્ર એમાં નહોતું આપવું જોઈતું'. રવિવારે પણ ઠીક ઠીક સામગ્રી ભેગી કરી આખા નવીન સંવતનું વર્તારેખ આપી પોતાનો એ હેતુ સિદ્ધ કર્યો છે. પ્રતાપ તેર પ્રતિ વર્ષ માફક ઉચિત પુસ્તકાકારમાં સંગીન લેખાવલિઓ સાથે આપણા સાહિત્યનાં વિવિધ અંગોમાં કંઈક વૃદ્ધિ કરે છે. ચિત્રો ઓછાં આપવાની એની સુરુચિ અમને પસંદ પડી છે. મહાગુજરાતે સિંધને અને તેનાં વિવિધ સ્થળોને સરસ રીતે ગુજરાતીમાં પરિચિત

કર્યાં છે. તેની આ વિશિષ્ટતા માટે અમારું ખાસ અભિનંદન. 'મુંબાઈ સમાચાર'નો પોથો પણ વિવિધ પ્રકારના વિષયો ઉપર લેખો આપી વિવિધ કલાદર્શન કરાવે છે. શ્રી. શયદાએ બે ઘડી મોજમાં શિષ્ટ અને હળવું બન્ને પ્રકારનું સાહિત્ય રજૂ કરી કલાને પણ કલાપૂર્વક ગોઠવી છે. નવીન સમાજે પણ પણ દીપોત્સવી ઊજવી છે. પણ તેનું ધ્યેય તે હજી નથી સમજાવી શકતું.

આપણાં કલાચિત્રો અને ફોટો સંબંધમાં કહીં કહીં લાલ વાવટો ધરવા જેવો છે. કલાનું સૌમ્ય ને શાંત દર્શન આપવાને બદલે એમાં ઘણીયે વાર સામી બાજૂએ જ ઢળી જવાય છે. ગુજરાતના ગૃહસ્થાશ્રમમાંથી તેની લાગતી આશાઓસમા બાલક અને બાલિકાઓ, યુવક અને યુવતીઓનું અને તેમના આદર્શોનું કલાદ્વારા પ્રેરક દર્શન કરાવી શકાય. જન્મભૂમિનું દેશસેવાની અતિ લાગણીભર્યું છતાં જુગુપ્સા ઉત્પન્ન કરે એવું મુખપૃષ્ઠનું ચિત્ર પણ શા માટે ? આઝાદીને પણ ચંડ સ્વરૂપ કરતાં બીજું સૌમ્ય સ્વરૂપ આપી શકાય.

શંકરપ્રસાદ રાવલ

## (૨) પ્રારંભકાલની નવલિકાઓ

ગોવાલણી ( અને બીજી વાતો ) : લેખક : સ્વ. કંચનલાલ વાસુદેવ મહેતા : કિં. રૂા. ૨-૮-૦

આ બાવીસ વાતો–સ્કેચોનો સંગ્રહ વાંચતાં એક વિચાર સ્ફુરી આવે છે: આ સંગ્રહ આજથી પંદર વર્ષ પહેલાં પ્રસિદ્ધ થઈ શક્યો હોત તો ? ૧૯૧૩ થી ૧૯૧૯ના ગાળામાં લેખકે આ કૃતિઓ રચેલી તે પછી એમનું અવસાન થયું. આ સમયમાં નવલિકા લેખનનો આપણે ત્યાં પ્રારંભકાલ હતો. નવલકથાઓને ટુંકાવીને લખીએ તો નવલિકા એ માન્યતા ઘણે અંશે પ્રચારમાં હતી. હાસ્યના લેખનમાં 'ગોળમટોળ શર્મા'ના ઉપનામથી આ સંગ્રહમાં છપાયેલ સ્કેચો અને વાતો છે તેમાં બહુ સ્પષ્ટ, સ્થૂલ હાસ્યરસ છે. આ પ્રકારના હાસ્યરસને પાછળથી મસ્ત ફકીર, ઓલિયા જોશી અને જાગીરદારની જ્વલંત ત્રિપુટિ બહુ ઉચ્ચ ભૂમિકા ઉપર લઈ ગઈ હતી. એટલે આજે આ સ્કેચો વાંચતાં આપણને બહુ રસ પડતો નથી. હાસ્યરસ સીવાયની વાતો પણ જ્યારે તે માસિકોમાં પ્રસિદ્ધ થઈ ત્યારે આકર્ષક હતી. આજે એ દિશામાં પણ ગુજરાતી સહિત્યે ઘણી પ્રગતિ કરી છે એટલે એ કૃતિઓ પ્રમાણમાં મોળી લાગે એ સ્વાભાવિક છે.

આટલું કહ્યા કેડે આપણે કહી શકીએ કે આ સંગ્રહની બધી વાતોમાં લેખકની શક્તિના ચમકારા સાફ જણાય છે. લેખકની શૈલી ઓજસભરી છે, નાયિકાના અને આસપાસના વાતાવરણનાં વર્ણનો ઘણે ઠેકાણે સુંદર અને ચિત્તાકર્ષક છે. 'મલયાનિલ' 'ગોળમટોળ શર્મા'ના ઉપનામથી લખતા અને તે કાલમાં માસિકોના વાચકોના પ્રિય થઈ પડેલા લેખક લાંબો કાલ આ દિશામાં કાર્ય કરી શક્યા હોત તો ? એવો કોયડો અત્યારે પુછવો નકામો છે. સર્વરસની નવલિકાના આરંભકાલમાં આ લેખકનું એ દિશામાં કરવામાં આવેલું કાર્ય મહત્ત્વનું છે અને નવલિકાસાહિત્યના ઇતિહાસમાં એમનું નામ એ કારણને લઈને ઉજળું રહેશે.

કુમાર કાર્યાલયની આ કૃતિ હોઈ, તેનો ઉઠાવ, મુદ્રણ અને કવર પણ સુંદર છે.

" ધ "

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૪૦૧ ]

# દો...હ...ન

## ગુજરાતનો તરલોતરો દુકાળ

સુકાલ માંસ ખાતું ( સુકાનું ભક્ષણ ) હલાલ ગણાયું અને તેને અનુમતિ અપાઈ. ભીખારી અને મુસાફરોનાં માગી ખાવાનાં પાત્રો જેવાં તળાવો અને જળાશયો સૂકાં ને ખાલી થઈ ગયાં. દાણાનો દુકાળ તો હતો તે ઉપરાંત પાણીનો પણ દુકાળ પડ્યો. સાબરમતી એક (નાનો ઝરો) હીંડી જેટલી થઈ ગઈ કે જેથી ઉપરથી હાથ પેસી નાંખવા (ભરવા) માટે વજૂ (પાણીથી સાફ) કરવા માટે તયમ્મુમ (માટી)થી ચલાવી લેવું પડતું, અને 'હે પૃથ્વી, તારું પાણી તું ગળી જા; હે આકાશ, તારું પાણી તું પાછું ખેંચી લે; અને જમીન ઉપર પાણી ઓછું થઈ ગયું ' એ કોરાનના સૂત્રની હકીકત જાહેર થઈ. પરગણાં અને ગામડાંની આખી રૈયત અને વસતિ તેમાં ખાસ કરીને, પાણીના જીવડાંઓમાં, પાણી ન મળવાને સબબે પાણી બહાર પડેલાં માછલાંની માફક તરફડતી હતી, અને બાપદાદાનાં ઘરબાર જોડે સંબંધ છોડી વતન તજી દઈ નિરાશાના જંગલમાં ભટકતી થઈ ગઈ, અને તેમના કાફલા ને કાફલા માળવા તરફ તથા આજુબાજુ ચાલ્યા ગયા. આ ફાની દુનિયાનો ત્યાગ કરી કેટલા ચાલ્યા ગયા તેની સંખ્યા ગણાતી નથી કે શુમાર રહ્યો નથી. તે સમયમાં જે જે ગામ ઉજ્જડ ને દીવાદેવતા વગરનાં (ખાલી) થઈ ગયાં તેતે હજુ સુધી આબાદ થયાં નથી, અને ઘર છોડી ગએલાંમાંથી એક પણ માણસ પોતાને વતન પાછું ફર્યું નથી. આખરે (પછીને) વરસે ઈશ્વરની કૃપા પાછી વરસી ત્યાંસુધી એ સ્થિતિ લંબાઈ. છેવટે જે જીવતા રહ્યા હતા તેમને તે દયાસાગરે પોતાનો દયાભાવ દર્શાવી, " અને પ્રભુ આકાશમાંથી પાણી નીચે મોકલે છે અને પછી પૃથ્વીને પાછી સજીવન કરે છે, તેના મોત બાદ "–કોરાનના એ સત્યપૂર્ણ સૂત્રની યથાર્થતા સાબીત કરી. અને તરસ્યાં તથા જેનો જીવ તાળવે આવી અટક્યો હતો એવાં નિરાશાની ખીણમાં પડેલાં માણસોનાં ગળાંમાં અમૃત રેડી આફતમાંથી તેમને છોડાવ્યાં.

—દિ. બ. કૃષ્ણલાલ ઝવેરી : 'મિરાતે અહમદી'નું ભાષાંતર

## સામ્રાજ્યવાદી વિન્સેંટ સ્મિથના આગ્રહ મતાગ્રહો

હિંદનો ઇતિહાસ તૈયાર કરવાનું કાર્ય હિંદીઓને હાથે થાય એ જ યોગ્ય છે. આપણામાં પ્રાચીન ઇતિહાસનાં સાધન રૂપ લેખો સંસ્કૃત કે પાલી ભાષામાં તથા અર્વાચીન પ્રચલિત લિપિમાં લખેલાં હોય છે. એટલે તરજુમાદ્વારા કે શાસ્ત્રીઓની મદદથી તેનો અભ્યાસ કરનાર કરતાં એ લેખોનો સીધો અને સ્વતંત્ર અભ્યાસ કરનાર એનો વધારે યોગ્ય ઉપયોગ કરી શકે એમ છે. આપણા દેશની પ્રણાલી નહિ સમજનાર, તથા આપણી ભૂમિની આબોહવામાં તરબોળ નહિ થએલો પરદેશી ગમે તેવો સજ્જન હોય તો પણ તેના દેશની સંસ્કૃતિનાં ચશ્માંએ આપણી સંસ્કૃતિ જોશે એટલે તેમાં જાણે-અજાણ્યે આપણને અન્યાય થાય જ. તેમાં પણ તે પરદેશી અંગ્રેજ હોય અને

સામ્રાજ્યવાદી હોય તો તો તેમાં લખાણ એ સામ્રાજ્યવાદનાં વલણથી દોરાયલાં જ થવાનાં. ડૉ. વિન્સેંટ સ્મિથ સમર્થ ઇતિહાસકાર હતો પણ સાથે સાથે સામ્રાજ્યવાદી હતો. અંગ્રેજ પ્રજાના સર્વશ્રેષ્ઠ વર્ચસ્વમાં તથા દુનિયાની બીજી પ્રજાઓ પર સત્તા જમાવવાના તેના જન્મસિદ્ધ અધિકારમાં માનવાવાળો હતો. આથી તેના બધા નિર્ણયો એક સરખા માનને યોગ્ય નથી. એના આ પુસ્તકમાં કેટલાક એવા અયોગ્ય મતાગ્રહો છે જે વિવેકશીલ વાચકે જોઇ ક્ષીરજલન્યાયે સ્વીકારવા એવી સૂચના છે.

—હીરાલાલ પુરાણી : વિ. સ્મિથના હિન્દુસ્તાનના ઇતિહાસનુ ભાષાંતર: ઉત્તરાર્ધ છ: પ્રસ્તાવના

## સૉનેટનો વિષય

હવે છેલ્લો પ્રશ્ન સૉનેટના વિષય વિષેનો તપાસવાનો રહે છે. આ તપાસણી મુશ્કેલ છે. અમુક વિષયમાં જ સૉનેટ હોઇ શકે એમ કહી કવિસૃષ્ટિને અકુદરતી નિયંત્રણમાં મૂકવાની ધૃષ્ટ કૃતિ હું નહીં કરું. કવિની દૃષ્ટિ અનન્ત વિસ્તારવાળા બ્રહ્માંડમાંથી ને કેટલીક વાર બ્રહ્માંડપારના અગોચર કલ્પનાતીત પ્રદેશમાંથી પ્રેરણા મેળવવાને સ્વતંત્ર છે. આ સ્વાતંત્ર્ય છીનવી લેવામાં આવે તો કવિતા સ્વાભાવિક સર્જન મટીને કેવળ યાંત્રિક સર્જન બની જાય. વિષય કવિ ગમે તે પસંદ કરે પરંતુ ચૌદ પંક્તિની મર્યાદામાં જેની ખીલાવટ સરસ રીતે સાધી શકાય એવો વિચાર કે એવી ભાવોર્મિ કેન્દ્રસ્થાને રહે એ સૉનેટરચનામાં અનિવાર્ય ગણાવું જોઇએ. સાચા સૉનેટ સર્જકને આ મર્યાદા મર્યાદારૂપે નહીં પરંતુ સંયમયુક્ત કલ્પનાસૌન્દર્યના સર્જનમાં અનિવાર્ય સાધનરૂપે જણાશે.

—સુંદરજી બેટાઇ : ગુજરાતી સાહિત્યમાં સૉનેટ

## લોકવાર્તાનું સાહિત્ય

પૃથ્વી ઉપર વસતા ને વિસ્તરતા લોકજીવનના વિકાસની સાથે સાથે આમ વાર્તાનું વ્યાપક થતું જતું સાહિત્ય ખીલવા લાગ્યું છે. પ્રત્યેક નાનામોટા મનુષ્યને, પ્રત્યેક દેશમાં અને પ્રત્યેક કાલે, વાર્તા કહેવાનો, કહેવરાવવાનો, સાંભળવાનો ને સંભળાવવાનો શોખ હતો એમ જણાય છે. પ્રત્યેક પ્રજાએ, પ્રત્યેક દેશે, પ્રત્યેક ભાષાએ વાર્તા પ્રત્યેના આ સ્વાભાવિક શોખને કેળવીને ખીલવ્યો છે. વાર્તાએ માનવને આનંદ આપ્યો છે, ભૂતવર્તમાનને સજીવન અને રસિક કર્યાં છે, કલ્પનાને જન્માવી છે અને રસવૃત્તિને ઉત્પન્ન કરીને પોષી છે. વાર્તામાં અણગણ્ય કલાઓનું સુભગ સંમેલન હોય છે. એમાં રસરસના ભંડાર ભરેલા હોય છે. ધર્મઇતિહાસપુરાણના ઉપદેશ જ્યાં પોતાનાં આતાથી, જ્યાં પુરાણા બ્રહ્મણથી કે શિષ્યામણની લાંબીચોડી ધારાથી મનુષ્યજીવનને સંસ્કારી કરવામાં નિષ્ફલ નીવડે છે ત્યાં વાર્તા મનુષ્યસ્વભાવ અને માનવજીવનનો ઇતિહાસ કહીને એને રસમુગ્ધ કરે છે, ઉન્નત કરે છે ને સંસ્કારી બનાવે છે. એમાં માત્ર વિનોદ હોતો નથી. લોકશિક્ષણનું એ પુરાણપ્રસિદ્ધ સબળમાં સબળ સાધન છે. ધર્મને જીવંત રાખવાના પ્રયાસ કરતા ધર્માચાર્યોએ, જગતમાં પ્રવાસ ખેડતા પ્રવાસીઓએ, ગૃહસ્થસંસારનાં ઊગતાં આશાસ્થાન બાળકોને ઉછેરનાર માતાપિતાઓએ, બહેનોએ ભાઇઓને, ભાઇઓએ બ્હેનોને ને ગુરુઓએ શિષ્યોને સૌએ વાર્તાઓની રસિક કથા

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૪૦૩ ]

# વ...ર્ત...મા...ન...સા...ર

**કોપીરાઈટના હક્ક :**

હિન્દમાં કોપીરાઇટના હક્કોનું સંરક્ષણ કરવા ગ્રેટબ્રિટન અને અમેરિકાની પ્રકાશક સંસ્થાઓએ એક હિન્દી મંડળ નીમ્યું છે. તેમાં પ્રકાશકોની સંખ્યા ૪૦ની છે. તેમણે મુંબાઈમાં મુખ્ય કચેરી રાખી એ મંડળને મદદ કરવા એક સમિતિ નીમી છે. જરૂરીઆત જણાતાં આ મંડળ કોપીરાઇટના હક્કનું રક્ષણ કરવા હમેશાં તત્પર રહેશે. આ સંબંધે થનાર ખર્ચ માટે પણ ફંડની જોગવાઇ કરવામાં આવી છે.

**હિન્દી સાહિત્ય પરિષદની પ્રવૃત્તિઓ : નાગરી લિપિસુધારણા સમિતિ :**

આ સમિતિની એક બેઠક મુંબાઇ કોટમાં શ્રી કનૈયાલાલ મુનશીના ચેમ્બરમાં કાકાસાહેબ કાલેલકરના પ્રમુખપદે નવેમ્બરની તા. ૧૨-૧૩મી એ મળી હતી.

**ગુજરાત વિદ્યાપીઠનું પુસ્તકાલય :**

ગુજરાત વિદ્યાપીઠના સુરક્ષાર્થીય અને શ્રીમતી પુસ્તકાલયનાં પુસ્તકો સરદાર વલ્લભભાઇને સોંપવાનો અમદાવાદની મ્યુનિસિપાલિટિએ ઠરાવ કર્યો છે. વિદ્યાપીઠના ધ્યેય અનુસાર આ સંગ્રહ હવે સચવાશે અને વિદ્વાનો એનો ઉપયોગ કરી શકશે.

**મરાઠી સાહિત્ય સંમેલન :**

ગયા માસમાં આ સંમેલનની બેઠક શ્રી. વિ. સ. ખાંડેકરના પ્રમુખપદે મુંબાઇ ખાતે થઇ હતી.

**શ્રીમદ્ રાજચંદ્ર જયંતી :**

ગયા માસમાં અમદાવાદ ખાતે શ્રી જૈનસાહિત્ય પ્રકાશન સમિતિના ઉપક્રમથી ભદ્ર પાસેના ટેનીસ હોલમાં શ્રી રસિકલાલ પરીખના પ્રમુખપદે શ્રીમદ્ રાજચંદ્ર જયંતી ઊજવવામાં આવી હતી. પંડિત સુખલાલજીએ આ પ્રસંગે શ્રીમદ્ના વ્યક્તિ-વિશિષ્ટત્વ સંબંધે એક નિબંધ મોકલ્યો હતો.

**બૃહદ ગુજરાતની શિક્ષણસંસ્થાઓ :**

ગયા માસમાં આ વિષય ઉપર શ્રી. નાનાભાઇએ કરાંચીમાં એક વ્યાખ્યાન આપ્યું હતું.

**મુંબાઇ યુનિવર્સિટિ : ઇન્ટર સાયન્સ પરીક્ષા :**

મુંબાઇ યુનિવર્સિટિની ઇન્ટર સાયન્સની 'એ' ગ્રુપની પરીક્ષા ગયા વર્ષથી સુરતમાં લેવાતી થઇ છે. આ વર્ષથી યુનિવર્સિટિએ ઇન્ટર સાયન્સ 'એ' અને 'બી' બન્ને ગ્રુપને માટે સુરતને સેન્ટર તરીકે નક્કી કર્યું છે તેથી 'બી' ગ્રુપ (બાયોલોજી)ની પરીક્ષા પણ ૧૯૩૬ થી સુરતમાં લેવાશે.

**સુરત સાહિત્ય મંડળ :**

નિર્ણય થયેલું આ મંડળ જાગ્યું છે અને તે અમદાવાદ પછી ગુજરાતી સાહિત્ય સંમેલનની બેઠકને સુરત માટે આમંત્રણ આપવા વિચાર કરે છે.

**વીર સાહિત્ય :**

તા. ૧૫-૧૧-૧૯૩૫ ને રોજ અમદાવાદ શ્રી. ધુમકેતુના પ્રમુખપદે શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે યુવાન સાહિત્ય મંડળના આશ્રય નીચે આ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું.

**પત્રકાર મંડળ :**

પત્રકાર મંડળ સ્થાપવા માટે સુરતમાં પ્રવૃત્તિ થઇ ગઇ છે.

**પુસ્તકાલય પરિષદ :**

વડોદરા રાજ્યના ચાણસ્મા મહાલ પુસ્તકાલયની બીજી પરિષદ મોઢેરા મુકામે તા. ૨૩-૨૪ મી નવેમ્બરે શ્રી. ઉમેદભાઇ લલ્લુભાઇના પ્રમુખપદે મળી હતી.

**વ્યાયામ વીરસંમેલન :**

આ સંમેલનની ચૌદમી હરિફાઇ ચાલુ સાલે ડિસેમ્બર માસની તા. ૨૧-૨૨મીના રોજ શનિવાર અને રવિવારે આણંદમાં થશે.

**અંધકવિનાં લોકગીતો :**

શ્રી. ભુલાભાઇ દેસાઇના પ્રમુખપદે મુંબાઇમાં કવિ હંસરાજનાં લોકગીતોનો સમારંભ થયો હતો.

**જાપાની કવિ યોન નોગુચી :**

કલકત્તા યુનિવર્સિટિ તરફથી જાપાનની કલા પરત્વે વ્યાખ્યાનો આપવા કવિ યોન નોગુચી ગત માસની ૧૦ મી તારીખે કલકત્તા આવ્યા છે. તેમને એમનાં વ્યાખ્યાન ' જાપાની કવિતા ' વિશે શરુ કરી દીધાં છે.

**ઉર્દૂના મહાકવિ હાલીની શતાબ્દી :**

તા. ૨૭ મી ઑક્ટોબરે અમદાવાદમાં ઉર્દૂભાષાના મહાકવિ શમસુલઉલમા ખ્વાજાઅલ્તાફ હુસેનહાલીની શતાબ્દી ઊજવાઇ હતી.

**બારમું ગુજરાતી સાહિત્ય સંમેલન, અમદાવાદ :**

( પત્રિકા ૩ )

આ પહેલાં વર્તમાનપત્રોમાં જાહેર થયા મુજબ, આગામી બારમા ગુજરાતી સાહિત્ય સંમેલનના અમદાવાદમાં મળનારા અધિવેશનના પ્રમુખ તરીકે મહાત્મા ગાંધીજીની વરણી થઇ ગઇ છે અને તેનો તેઓશ્રીએ સ્વીકાર પણ કર્યો છે.

માત્ર તેઓશ્રીની અનુકૂળતા ખાતર સંમેલનના દિવસો ડિસેમ્બરમાં નાતાલના તહેવારોને બદલે ખસેડીને જાન્યુઆરી ૧૯૩૬ની તા. ૧૨-૧૩-૧૪મી ને રવિ, સોમ તથા મંગળવારના રોજ રાખવામાં આવ્યા છે. તા. ૧૪મી ને મંગળવારના રોજ મકરસંક્રાન્તિનો તહેવાર આવતો હોવાથી આ રીતે રવિવાર અને સંક્રાન્તિ એમ બે રજાઓનો યોગ બહારગામથી આવનારાઓને અનુકૂળ થઇ પડશે.

વળી સંમેલનની તારીખો એક પખવાડિયું આગળ ખસેડાઇ હોવાથી નિબંધો મોકલવા માટેની છેવટની મુદતમાં પણ તેટલો વધારો કરવાની સરળતા થઇ છે; એટલે ૩૦મી નવેમ્બરને બદલે નિબંધો ૧૫મી ડિસેમ્બર સુધી મોકલી શકાશે. આશા છે કે સૌ સાહિત્યરસિક ભાઇબહેનો આ તકનો લાભ લઇ પોતાની કંઇ ને કંઇ સંગીન કૃતિ મોકલશે.

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૪૦૫ ]

# તંત્રીસ્થાનેથી

ચતુરંગી અખાડો :

મુંબઈમાં આ અખાડો જનસમૂહમાં જેટલો ઉત્સાહ અને જેટલી ઉશ્કેરણી ફેલાવે છે એવો ઉત્સાહ અને એવી ઉશ્કેરણી બીજો કોઈ પ્રસંગ ફેલાવી શકતો નથી. આ વેળા પ્રથમ ચક્કરમાં હિંદુઓ પહેલા દાવને પરિણામે પારસીઓ ઉપર જીત મેળવી શક્યા અને મુસલમાનોએ બીજા ચક્કરમાં અમેરિકનો ઉપર એક દાવનો વિજય મેળવ્યો. ત્રીજા અને છેવટના ચક્કરમાં મુસલમાનોએ હિંદુઓની ટીમને એક દાવ ઉપરાંત રનની શિકસ્ત આપી. મુસલમાનોને આ વિજય માટે અમારાં હૃદયનાં અભિનંદનો.

આ અખાડામાં નાયડુએ બે, વઝીરઅલીએ બે, લાલસિંહે એક અને નાઝીર-અલીએ એક એમ છ સદીઓ નોંધવામાં આવી હતી. આ ચાર કોમની ટીમોમાં મુસલમાન ટીમ પહેલેથી જ પ્રિય હતી અને તેને જીતવાના સર્વ સંજોગો જણાતા હતા.

પરંતુ આ રમતમાં હારજીત એ મહત્ત્વની વસ્તુ નથી. જે ટીમમાં સહકાર, ખેલાડીપણું, ઉત્સાહ, એકતાનતા અને શારીરિક યોગ્યતા મોટા પ્રમાણમાં હોય તેનો વિજય થાય. મુસલમાન ટીમનો વિજય આ ગુણોને જ આભારી છે. હિંદુ અને પારસી ટીમોમાં હવે પહેલાના જેવા આ ગુણ અસ્તિત્વમાં નથી. ઊછરતા ખેલાડીઓને ચુંટી કાઢી તેમને યોગ્ય તાલીમ આપવાનું કોઈને સૂઝતું નથી અને તે ઓછું પુરતું નહિ હોય તેમ ચાર વર્ષ સુધી રાજ્યદ્વારી કારણોને વચમાં લાવી ચતુરંગી ટુર્નામેંટ જે વ્યક્તિઓએ બંધ કરાવ્યું હતું તે વ્યક્તિઓએ મુંબઈની આ લાક્ષણિક રમતને કારી ફટકો માર્યો છે એટલું જ નહિ પણ કંઈ કેટલા ઝળકતા સિતારાઓને એને ખીલને વખતે આથમી જવું પડ્યું છે.

પ્રજાના માનસના ઘડતરમાં આવી રમતો પણ અતિ મહત્ત્વનો ભાગ ભજવે છે અને એથી જ સુધારાવાદીઓએ આ રમતની પ્રગતિ સાધવાના યત્નોમાં પૂરે હાથે ધનની સહાય કરવી જ જોઈએ.

## ક્રિકેટનો બહિષ્કાર !

શું એક મનુષ્ય કે શું આખી એક પ્રજા જ્યારે પોતે મહેલ યુદ્ધમાં પરાજય પામે છે ત્યારે તે ' પરાજય-માનસ 'થી પીડાય છે તે વેળા એ મનુષ્ય કે એ પ્રજાના નાયકો પોતાનામાં અને પોતાની સેનામાં અનેક દુર્ગુણો જુએ છે અને વ્યાવહારિક બુદ્ધિમાંથી સહેજે ચલિત થાય છે. અત્યારે હિંદુસ્તાનમાં રાષ્ટ્રસભાના પરાજયથી કેટલાક નેતાઓમાં આવું માનસ થાય એ ખેદજનક છે છતાંય સ્વાભાવિક છે. કેટલાક નેતાઓ અને કાર્યકર્તાઓ, મહાત્માજીના આદેશનો પૂરો અર્થ ઝીલ્યા વિના સમજ્યા વિના ગામડાંમાં પ્રગતિ સાધવાના યત્ન કરવાને બદલે એમને પાંચસો વર્ષ પાછા લઈ જવાની ઉતાવળ

કરી રહ્યા છે તેમ જ એક વેળાના ગુજરાતના અગ્રણી સરદાર શ્રી. ઇંદુલાલ યાજ્ઞિક પણ ક્રિકેટનો બહિષ્કાર કરવાનું પ્રચારકાર્ય કરી રહ્યા છે।

અત્યારે જ્યારે સમગ્ર જગત આંતર રાષ્ટ્રીય આંદોલનો અનુભવી રહ્યું છે, ત્યારે આ દેશને પરદેશી રમતોનો ત્યાગ કરાવી જૂની દેશી રમતો તરફ વાળવા યત્ન કરવો એ સમય અને શક્તિનો ખાલી વ્યય કરવા જેવું છે. જૂની રમતો રમવા જેવી લાગે, તેમને સજીવન કરવાથી કાંઇ ફાયદો થવાનો સંભવ હોત તો બેલાશક પણ ક્રિકેટનો બહિષ્કાર કરવાથી જ એમ થઇ શકે એવું અમે માની શકતા નથી. વળી ક્રિકેટને અહીં સ્થાપી થયાને લાંબો સમય થઇ ગયો છે અને જ્યાંજ્યાં ક્રિકેટની રમતને ગંભીરતાથી ઉત્તેજન આપવામાં આવે છે ત્યાંત્યાં આ રમતે પ્રજાજનોનાં ચિત્ત એવાં હરી લીધાં છે કે હવે રમતનો બહિષ્કાર કરવા માટે એમાંનો કોઇ તૈયાર થઇ શકે નહિ.

આ ઉપરાંત, ક્રિકેટની રમતમાં મરદાનગી, ખેલાડીપણું, ચાપલ્ય, વગેરે ગુણો નથી એમ કહેવું એ તો નરી બાલિશતા જ છે, એટલું જ નહિ પણ ક્રિકેટની રમતને રમતના સ્થાનમાંથી ઉચ્ચતર પદે લઇ જઇ ક્રિકેટના પ્રતિભાશાળી ખેલાડીઓ તેને ઉચ્ચ કલાની કક્ષાએ લઇ ગયા છે એ સત્ય પણ આપણે ભૂલવું જોઇતું નથી. જાણીતા વિવેચક અને સાહિત્યકલાકાર ગાર્ડીનરે એક ઠેકાણે લખ્યું છે કે હિંદુસ્તાનનો પરિચય જેટલો સુરેંદ્રનાથે, ગોખલે કે રવીન્દ્રનાથે ઇગ્લાંડના લોકોને નથી કરાવ્યો તેટલો પરિચય ક્રિકેટના રાજા રણજીતસિંહે કરાવ્યો છે. આ ઉપરથી જણાશે કે આંતરરાષ્ટ્ર આંદોલનોમાં આ રમત અગત્યનો ભાગ ભજવી શકે છે એટલી એનામાં શક્તિ છે. સાહિત્યમાં જેમ રવીન્દ્રનાથ, વિજ્ઞાનમાં બસુ, ચિત્રકારીમાં અવનીન્દ્રનાથ અને અહિવાસી, અને નૃત્યકલામાં ઉદયશંકર અને મેનકા જેમ આ દેશનો કીર્તિધ્વજ પરદેશોમાં ઊડતો રાખે છે તેમ જ અને તેટલી જ ભવ્યતાથી, પ્રતિભાથી અને કલાકૌશલ્યથી કોઇ રણજીતસિંહ દુલિપસિંહ, બાલુ અને નાયડુ જેવા ક્રિકેટના કલાકાર તરીકે આ દેશની પ્રતિભામાં જ્વલંત વધારો કરે છે.

આવે સમયે ક્રિકેટના બહિષ્કારની વાતો કરવી એ દેશને ખુલ્લી રીતે ગેરફાયદાકારક છે.

## લલિત કલાઓ સામે વિરોધ।

લગભગ ઇંદુલાલ જેવા જ માનસવાળા દાક્તર ચંદુલાલે બીજી તરફથી નૃત્ય, ગરબા વગેરે લલિતકલાઓ સામે પણ વિરોધ દાખવ્યો છે. કદાચ આ વિરોધમાં એમને ઠીક ઠીક ઉત્તેજન મળે તો ચિત્રકલા, શિલ્પ, સંગીત વગેરે તમામ લલિત કલાઓ પ્રત્યે પણ દાક્તર ચંદુલાલ વિરોધ દાખવે એ માની શકાય તેવું છે. આ વિરોધના સમર્થનમાં ચંદુલાલ કહે છે કે રોમની જ્યારે પડતી થવા બેઠી ત્યારે તેમને ત્યાં લલિત કલાઓ પ્રત્યેનો મોહ અને અભિરુચિ વધ્યાં! હશે, પણ જો આ વાત સત્ય સ્વીકારી લઇએ તોપણ એક પ્રશ્ન આપણે દાક્તરને પૂછી શકીએ કે હિંદુસ્તાનમાં નૃત્ય, સંગીત વગેરે કલાઓ પ્રત્યેનો મોહ હજી હમણાં જ જાગ્રત થવા માંડ્યો છે તો શું હિંદુસ્તાન હમણાં

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૪૦૪ ]

[ કુરકુરીયાં : અનુસંધાન પૃષ્ઠ ૩૧૪થી ચાલુ ]

મનહરનો જીવનમાં આ પહેલો પણ ક્રૂર પરાજય. થોડો દિવસ એ દિગ્મૂઢ અવસ્થામાં રહ્યો. એ અવસ્થામાંથી સરતાં સરતાં આખરે તેનું પતન થશે એમ પણ કેટલાક મિત્રોએ ધાર્યું પણ મનહર સાહસિક છતાં દૃઢ નિશ્ચયી હતો. રમતની ચઢતી પડતીનો અનુભવ હતો અને તે એણે સહન પણ કરી લીધી હતી. થોડા દિવસમાં તેણે શાંતિ મેળવી લીધી. ટેનીસ અને ક્રીકેટની રમતમાં એણે જે જે સ્ટ્રોકથી પરાજય મળતો તે તે સ્ટ્રોક ખંતથી અને તાલીમથી સર કરી લેતો હતો. તે જ પ્રમાણે જ્યારે મનહરે જોયું કે દ્રવ્ય પણ જીંદગીની રમતમાં મહત્ત્વનું સાધન છે ત્યારે એણે એ ક્ષેત્ર સર કરવા તરફ ચિત્ત દોડાવ્યું.

પછીના વર્ષો સુધીના એના જીવનમાં દ્રવ્યપ્રાપ્તિ માટે ભગીરથ યત્નો સિવાય અન્ય મહત્ત્વના પ્રસંગો બન્યા જ ન હતા એમ કહીએ તો ચાલે. આફ્રિકા જવું એ નિશ્ચય કર્યા પછી અને ત્યાં કુંવારો જાય તો પાછા પરણવા આવવામાં થોડો સમય પણ બરબાદ થાય એ ખ્યાલ આવવાથી તે એક છોકરી જોડે પરણ્યો અને આફ્રિકા ગયો. વર્ષોની લડત પછી તેણે વિજય મેળવ્યો. લાખો કમાયો. જે લક્ષ્યપ્રાપ્તિ પાછળ તે મંડયો હતો તે પ્રાપ્ત થઈ. સ્ત્રી મૃત્યુ પામી. મનહર વતનમાં આવ્યો. મુંબાઈ વાલકેશ્વરમાં એ રહ્યો. મુંબઈ આવીને એણે જૂની ઓળખાણ તાજી કરવા માંડી. નવી ઓળખાણ પાડવા માંડી; પણ એ બધામાં કાંઈ ખાસ આશય ન હતો. જેમ હું રમતોમાં પ્રવીણ થયો તેમ પૈસા પ્રાપ્ત કરવાની રમતમાં પણ હું કુશળ થઈ શકું એ અભિમાનથી એણે એ રમત માંડેલી. એમાં એણે અજબ નૈપુણ્ય સાધ્યું અને વિજય પણ મેળવ્યો. એટલે હવે જીવનમાં ખાસ રસ રહ્યો નથી કે ખાસ બીજું કરવાનું કે સાધવાનું રહ્યું નથી એમ એને લાગતું, અને આવી માન્યતાને પરિણામે તે અમુક પ્રકારની શાંતિ પણ અનુભવી રહ્યો હતો.

પણ તે દિવસની પાર્ટીમાં એણે માલિનીને જોઈ અને એણે એ શાંતિ ખોઈ. કૉલેજ જીવનમાં એણે અનેક યુવતી પ્રત્યે પ્રેમ અનુભવેલો પણ તેમાં ઊંડાણ ન હતું. તેના લાંબા પરિણીત જીવનમાં પ્રેમ કરવાનો તેને સમય ન હતો. એટલે આ વખતે જ્યારે એણે માલિનીનાં નયનકટાક્ષ અનુભવ્યાં ત્યારે એ વિહ્વળ થઈ ગયો. ચાળીસ-પીસ્તાળીસનું વય પણ ઉત્કટ, ઉગ્ર પ્રેમને માટે બીજા વય કરતાં વધુ અનુકૂળ છે. મનહર શાંતિના ક્ષેત્રમાંથી અશાંતિના વિકટ પ્રદેશમાં જઈ ચડયો. આમ તેમ તેણે ખબર કઢાવી તે ઉપરથી તે જાણી શક્યો કે પોતે પૈસાદાર છે—ઘણો પૈસાદાર છે અને કૉલેજના દિવસોનો મિત્ર છે એટલે જો આ બાબતમાં એ સાહસ કરે તો માર્ગમાં ખાસ વિઘ્ન નહિ આવે. કારણ કે માલિનીને કોઈ સંતાન ન હતું. આ પગલું ભરૂં કે ન ભરૂં એવા મંથનમાં એ અલ્પ સમય રહ્યો એટલામાં માલિનીનો પત્ર આવ્યો. જેમાં મળવા આવવાની વાત પાછી યાદ દેવડાવી હતી. પરિણામે બે ચારવાર એ બંને મળ્યાં પણ હતાં.

આ મુલાકાતોને પરિણામે મનહરનું હૃદય વધુ ઉત્તેજિત બન્યું. તેણે લગભગ

નિશ્ચય કરી લીધો અને આ મુલાકાતને આ બાબતનો નિર્ણય લાવવો જ એવું નક્કી કરીને તે માલિનીને ફરી એકવાર મળવા ગયો.

ત્યાં એને સારો આવકાર મળ્યો. બહુ વ્યવસ્થિત ખંડમાં માલિની બેઠી હતી. તેણે પહેરેલાં વસ્ત્રાભૂષણોમાં કાળજી અને કલા ઉભયનો સમન્વય સધાયો હતો. અંધારું થઈ જવા આવ્યું હતું એટલે સરસ રીતે ગોઠવાયેલી વીજળીની બત્તીઓ મનુષ્ય સૌંદર્યને ઓપ આપતી ખંડને નવરાવી રહી હતી. ઉભયે સ્વસ્થતા જાળવી વાતનો આરંભ કર્યો. બંને દુનિયાનાં અનુભવી હતાં, વ્યવહારકુશળ હતાં છતાં બેમાંથી મનહર સહેજ અસ્વસ્થ જણાતો હતો. પૂર્વકાળમાં આ જ યુવતીને હાથે પોતાનો પરાજય થયો હતો તે એ ભૂલ્યો ન હતો. આ વેળા વળી પાછો પરાજય મળે એમ ન થવું જોઈએ એવી ઇચ્છા હતી છતાં એ બાબતમાં ભીતિ પણ હતી. વાર્તાલાપમાં જ જો એ પોતાનું ભવિષ્ય, પોતે સીધો સવાલ પુછે તે પહેલાં જ જાણી શકે તો ઉતમ એવી ધારણાથી મનહર આમ તેમ, ઉપરથી અસંબદ્ધ અને સામાન્ય લાગતી વાતો કરી રહ્યો હતો. વાત કરતાં કરતાં પણ, માલિની પ્રત્યે પોતાના હૃદયમાં કેવા પ્રકારની ઊર્મિઓ છે એનું નિષ્પક્ષપાતપણે પૃથક્કરણ કરવાનો એ યત્ન કરતો હતો.

વાત જામતી ગઈ. વાતાવરણ પણ અનુકૂળ થતું ગયું. માલિનીના માનસમાં તીરસ્કાર કે ધિક્કારની તેણે આશા રાખેલી જ નહિ એટલે એના અભાવથી મનહરને ખેદ થયો નહિ. માલિની એટલે કેવળ સુંદર આકૃતિ એ સત્ય એ જાણતો હતો છતાં એ પ્રાપ્ત કરવા પોતે મથી રહ્યો હતો. દમ્પત્યપ્તિના પ્રયાસમાં એણે આ દિશાને અગણી-જ રાખી હતી તે અત્યારે એને સાલતું હતું અને માલિનીને વશ કરવામાં જે સાધનની તેનામાં એકદા ઉણપ હતી તે સાધન અત્યારે પોતાની પાસે છે એનાથી એને વિજય મેળવવાની આશા ઘણી રહી હતી.

"એક વખત મને એવું હતું કે હવે ફરીને નથી જ પરણવું," મનહર માલિનીના મુખ ઉપરના ભાવનો અભ્યાસ કરતો બોલ્યો. "પણ હવે એમ થાય છે કે શા માટે નહિ !"

"તમારી છોકરી થવાને લાયક ગણાય એવી કોઈ પોઢી મળે ન્યાતમાં તો." માલિનીએ ઉત્તર દીધો.

"એવડી નાની છોકરીને પરણવા ઇચ્છા કરું એટલો બેવકુફ તમે મને માનો છો ?" પ્રશ્ન પુછવામાં આવ્યો.

"નથી માનતી, પણ-પણ ત્યારે તો કાં તો પરન્યાત કે પછી ન્યાતની વિધવા એ બે જ રહી," જરા ધીમા અવાજે માલિની બોલી.

મનહરને લાગ્યું કે ઉચિત સમય આવ્યો છે. હવે સ્પષ્ટ કહી દઉં-પુછી લઉં એવો વિચાર મનહરને આવ્યો. એના હૃદયમાં કોઈ અજબ વ્યથા થવા લાગી. પુછું કે ન પુછું એ પ્રશ્ન એના હૃદયને ભડકાવી રહ્યો-શાથી તેની એને ખબર ન હતી. આથી એણે પ્રશ્ન પુછવામાં વિલંબ કર્યો. માલિની પણ મનહરનું મૌન જોઈ સમજદાર બોલતી બંધ થઈ અને સામાના હૈયામાં ચાલતા યુદ્ધની અસર તેને પણ થવા લાગી.

થોડીક વાર ઉભયે મૌન સેવ્યું. પછી માલિનીએ સ્વસ્થ ચિત્તે પુછ્યું. " હં, તમારે છોકરૂં બોકરૂં છે કે ? "

" હા છેને, પ્રભુકૃપાથી, છ—ત્રણ છોકરા અને ત્રણ છોકરી. " મનહરે સંતાનો પ્રતિ ઉભરાતા વ્હાલભર્યા અવાજે કહ્યું.

" શું છ કુરકુરીયાં ? ઠીક ભેગાં કર્યાં છે ! " સહસા માલિનીના મુખમાંથી વાક્ય નીકળી પડ્યું. અવાજમાં રહેલ કર્કશતા માલિનીને પોતાને ખુંચી.

પણ મુખમાંથી નીકળેલા શબ્દો પાછા ખેંચાતા નથી. આટલું બોલીને માલિની અટકી ગઇ અને મનહરના મુખ ભણી તાકી રહી.

મનહરના હૃદય ઉપર તો જાણે વિજળી પડી હોય તેમ એ આ શબ્દોથી ચંભી ગયો. તેનું મોં લાલચોળ થઇ ગયું. તેના હાથની આંગળીઓ ધ્રુજવા માંડી. તેના હૈયામાં વિદ્યુતવેગે વિચાર પરંપરા જાગી અને શમી ગઇ. ' મારાં બાળકો કુરકુરીયાં ? ' વિચારપરંપરાને અંતે આ શબ્દો તેના હૃદયમાં સ્થિર થઇ ગયા. તેણે થોડી વાર મૌન સેવીને મુખ ઉપર શાંતિ મેળવી. પછી તે ઉઠયો. શેકહેંડને માટે તેણે હાથ લંબાવ્યો. " આ આ થાલો, મળશું વળી, સાહેબજી ! " આટલું બોલીને જવાબની ખંડમાંથી બહાર જઇને પોતાની મોટરમાં બેસી ગયો.

કેથરાઈન : ( ઓલીવ ફાટી આંખે ઉભી હોય છે. તે તરફ નીશાની કરી ) આયા.

હ્યુબર્ટ : આયા, હું તેની દેખરેખ રાખીશ.

આયા : અને એના સંગાથમાં રહેજો : અને તમને પરણ્યે તો હજુ વરસ પણ નથી થયું. મી. હ્યુબર્ટ, તમે પણ સાવચેત રહેજો : તમે બન્ને ઉતાવળીયા છો.

હ્યુબર્ટ : હું નથી, આયા.

[ આયા લાંબા વખત સુધી એના મોઢા સામું જોયા કરે છે, પછી આંગળી ઉંચી કરે છે અને ઓલીવને બોલાવે છે. ]

ઓલીવ : ( નવી જ ધમાલ જોઈને શાંતિથી જાય છે ) સાહેબજી, મામા, નેની, તમને ખબર છે હું શા માટે નીચે આવી હતી ? ( ધીમેથી ) એ ગુપ્ત છે. ( આયા સાથે ઓરડામાંથી જતાં એનો અવાજ બોલતો સંભળાય છે ) " લડાઈ વિષે મને બધું કહેને "

હ્યુબર્ટ : ( લાગણીને દાબીને કડક રીતે ) અમે શુક્રવારે ઉપડીએ છીએ, કીટ. ત્યો બેન, હેલનની દેખરેખ રાખજે.

કેથરાઇન : અરે...મને...થાય છે...! આઓ કેમ ન લડી શકે ?

હ્યુબર્ટ : હા, સ્ટીફન આ પ્રમાણે કરે તેથી તને લાગે તો ખરૂં. પણ લડાઈ શરૂ થઈ ગઈ છે એટલે એ ઠેકાણે આવી જશે.

[ કેથરાઇન માથું ધુણાવે છે, પછી એકદમ એની પાસે જાય છે, અને ગળા આસપાસ હાથ નાખે છે, જાણે એનામાં રહેલી બધી જ લાગણી આ આશ્લેષમાં વ્યક્ત થાય છે ]

[ ઓરડાનું બારણું ઉઘાડેલાં, અને બહાર સર જોનનો અવાજ બોલતો સંભળાય છે: " સારૂં હું એને ખોળી કાઢું છું " ]

કેથરાઈન : ' બાપાજી ! '

[ સર જોન અંદર આવે છે ]

સર જોન : સ્ટીફનને મારી ચીઠ્ઠી મળી ? યુદ્ધ કચેરીએ પહોંચ્યો કે તરત જ મેં મોકલી હતી.

કેથરાઈન : હું ધારૂં છું કે મળી હશે. ( મેજ પર ફાટેલી ચીઠ્ઠી જોતાં ) હા.

સર જોન : અત્યારે સમાચાર પોકારાઈ રહ્યા છે. ઈશ્વરનો આભાર છે કે વખતસર મેં એનું ધેલછાભર્યું ભાષણ બંધ રખાવ્યું.

કેથરાઈન : તમે એ બંધ રખાવ્યું ?

સર જોન : શું ? જો એવો મોટો ગધેડો તો નહિ બને ?

કેથરાઈન : મને લાગે છે કે એવા જ બનશે. ( બારીએ જાય છે ) આપણને જલ્દી ખબર પડશે. [ સર જોન એના તરફ જોઈ રહી, હ્યુબર્ટ પાસે જાય છે. ]

સર જોન : દીકરા, હિંમત રાખજે. દેશ પહેલો.

[ એ હાથ મીલાવે છે. ]

[ કેથરાઇન બારી પાસેથી આઘી જાય છે. દોડવાથી શ્વાસસભર્યો અગાશીમાંથી સ્ટીલ દેખાય છે. ]

સ્ટીલ : મી. મોર પાછા આવ્યા ?

કેથરાઈન : ના. એમણે ભાષણ કર્યું ?

સ્ટીલ : હા.

ડેથરાઇન : વિરહમાં !
સ્ટીલ : હા.
સર જોન : શું ? લડાઇ પછી !

[ સર જોન કડક ઊભા રહે છે, પછી ફરી ઓરડામાં સીધા ચાલવા જાય છે. ડેથરાઇનની નિશાનીથી સ્ટુઅર્ટ એમની પાછળ જાય છે ]

ડેથરાઇન : ઠીક, મી. સ્ટીલ.
સ્ટીલ : ( શ્વાસભર્યો અને ઉશ્કેરાયલો ) અમે અહિં હતા–પણ ગમે તે રીતે એ અહીંથી સરકી ગયા. સીધા એ આમસભામાં ગયા હોવા જોઇએ. હું દોડ્યો, પણ ' ગેલરી ' નીચે પહોંચ્યો ત્યાં તો એમણે ભાષણ શરૂ કરી દીધું હતું. એમણે કંઇક આશા રાખેલી–એટલી શાંતિ મેં ત્યાં કોઇ વખત જોઇ નહોતી. પહેલા જ શબ્દથી અસર કરી–અક્ષરે અક્ષર પ્રાણઘાતક હતો–કેટલાક એમના તરફ થયા. પણ બધોય સમય શાંતિમાં આપણને એક જળનો પ્રવાહ વહેતો હોય એમ લાગે અને પછી શેરેદ–હું ધારું છું કે–એણે શરૂ કર્યું" અને એમનામાં ક્રોધ પેદા થયો–પણ એણે એમને ઠંડા કરી દીધા. એની શાંતિ ! લાગણી ! એવું ત્યાં મેં હજુ સુધી જોયું નથી. પછી આમસભામાં ધીમી વાત ચાલી કે લડાઇ શરૂ થઇ ગઇ છે, અને બધા ઉશ્કેરાઇ ગયા–ઘુરકાટ જ શરૂ થયું. એને ત્યાં કદાચ મારી નાખ્યો હોત. કોટના પૂંછડાથી કેટલાકે એને નીચે

ખેંચી પાડવાનો પ્રયત્ન કર્યો, પણ એમને એણે ધકેલી દીધા, અને આગળ ચલાવ્યું. પછી એ એકદમ શાંત પડ્યો અને બહાર ચાલ્યો, અને સોદાટ બંધ થઇ ગયો. પાંચ ક્ષણથી પણ વધારે એ ચાલ્યું નહિ. એ સરસ હતું મીસીસ મોરઃ લાવા જેવું ગરમ વાતાવરણ અને તેમાં એ એકલો જ શાંત હતો. એ પ્રસંગ હું જવા દેત નહિ–એ ભવ્ય હતું.

[ સ્ટીલ પાછળ અગાશીમાં મોર દેખાય છે ]

કેથરાઈન : સાહેબજી, મી. સ્ટીલ !

સ્ટીલ : ( ચમકીને )–હા, સાહેબજી !

[ એ ઓરડામાં જાય છે. કેથરાઇન ઓલીવના લોડા ઉપાડે છે, અને તેને છાતીએ દબાવી ઊભી રહે છે. મોર દાખલ થાય છે. ]

કેથરાઈન : તમે ત્યારે તમારો આત્મા ચોખ્ખો કર્યો ! મને આમ આઘાત કરશો એમ મેં નહોતું ધાર્યું.

[ મોર જવાબ આપતો નથી; અનુભવી આવ્યો છે એ જ દરમાં હોય એમ લાગે છે, અને કેથરાઇન એની જરા વધારે પાસે જાય છે. ]

કેથરાઈન : સ્ટીફન, હું ખરા હ્રદયથી દેશ તરફ છું. હું તમને ચેતવું છું.

[ એક બીજા સામું શાંત એ ઉભાં છે ત્યાં નોકર હેનરી ઓરડામાંથી પ્રવેશે છે. ]

નોકર : સાહેબ, આમસભામાંથી આ ચીઠ્ઠીઓ.

કેથરાઈન : તું સીધો ઓરડીમાં જા.

[ નોકર જાય છે. ]

મોર : એને ઉઘાડ.

[ કેથરાઇન એક પછી બીજી ચીઠ્ઠી ઉઘાડે છે અને મેજ પર મૂકવા દે છે. ]

મોર : કેમ ?

કેથરાઈન : તમે શી આશા રાખો ? તમારા એક મિત્રોમાંના ત્રણ. એ તો શરૂ થયું.

મોર : કુહલડખોરથી ચેતવાનું ( એ હસે છે ) મારે ઉપરીને લખવું પડશે.

[ કેથરાઇન એના તરફ અનિમેષ્યું ચલન કરે છે, પછી લખવાના મેજ પાસે શાંતિથી જાય છે, બેસે છે, અને કલમ હાથમાં લે છે. ]

કેથરાઈન : મને કાગ્રો ચરડો કરવા દો. ( તે થોભે છે. ) હા !

[ અબ્બૂખાંની બકરી : અનુસંધાન પૃષ્ઠ ૩૪૬થી ચાલુ ]

ચાંદનીનો આજનો દિવસ અપૂર્વ હતો. આખી જીંદગીમાં જેટલું નાચી કૂદી નહિ હોય તેટલી નાચકૂદ તેણે આજે બપોર સુધીમાં કરી મૂકી. બપોર પછી તેને પહાડી બકરીઓનું એક ટોળું દેખાયું. ટોળાંમાંની બકરીઓએ એને હરખભેર પોતાની પાસે બોલાવી તેની ખબરઅંતર પૂછી. ટોળામાં કેટલાક જુવાન બકરા પણ હતા. તેમણે ચાંદનીની સારી આગતાસ્વાગતા કરી. તેમાં એક જરા કાળા રંગનો હતો—તેનાં શરીરપર સફેદ ટપકાં હતાં તે ચાંદનીને ખૂબ ગમી ગયો એટલે તે બન્ને ઘણો વખત સુધી ભેગાં અહીં તહીં ફરતાં રહ્યાં. એ બન્નેએ શી શી વાતો કરી તે તો કોણ જાણે ! ત્યાં કોઈ હતું પણ નહિ. માત્ર એક પાણીનું ઝરણું પડી રહ્યું હતું. તેણે કદાચ તેમની વાતો સાંભળી હોય ! કોઈ ત્યાં જઈને તે ઝરણાંને પૂછે તો કદાચ ખબર પડે. અને કોને ખબર એ ઝરણું પણ કાંઈ પણ કહેવાની ના પાડે !

ખેર, બકરીઓનું ટોળું કોણ જાણે ક્યાં ચાલ્યું ગયું. પેલો જુવાન બકરો પણ થોડીવાર આમતેમ ફરીને પોતાના ટોળા ભેગો થઈ ગયો.

પણ ચાંદનીને તો સ્વતંત્રતાની ઇચ્છા એટલી તો પ્રબળ હતી કે તેણે ટોળાની ભેગાં જઈને અત્યારથી નિયમનમાં રહેવાનું સહન ન કરતાં જુદી જ બાજુએ ચાલવા માંડ્યું. સાંજનો વખત થયો. ઠંડો પવન વાવા લાગ્યો. આખો પહાડ લાલ લાલ થઈ ગયો અને ચાંદનીએ વિચાર્યું, " અરેરે ! અત્યારથી સાંજ ! "

નીચે અબ્બૂખાંનું ઘર તથા પેલો ફરતે કાંટાની વાડવાળો વાડો અંધારામાં અદૃશ્ય થઈ ગયાં. કોઈ ભરવાડ પોતાની બકરીઓને વાડામાં પૂરવા માટે લઈ જતો હતો. તેની બકરીઓની ડોકમાંની ઘંટડીનો અવાજ આવી રહ્યો હતો. ચાંદની એ અવાજને ઓળખતી હતી. એ સાંભળીને તે જરા ઉદાસ થઈ ગઈ. જોતજોતામાં અંધારું થવા આવ્યું અને પહાડ પર એક બાજુથી અવાજ આવ્યો " હૂ "—" હૂ " !

આ અવાજ સાંભળીને ચાંદનીને વરુનો ખ્યાલ આવ્યો. દહાડે બધામાં એકવાર પણ એનું ધ્યાન એ તરફ ન્હોતું ગયું. પહાડની નીચેથી એક સીસોટી તથા પાવાનો અવાજ આવ્યો. આ અવાજ સાંભળીને પણ ચાંદની પાછી ફરે એવો છેવટનો વ્યર્થ પ્રયત્ન બીચારા અબ્બૂખાં કરી રહ્યા હતા. એ બાજુથી તે બોલી રહ્યા હતા. " લોટ આ, લોટ આ ! " તો પેલી બાજુથી પ્રાણઘાતક વરુનો અવાજ આવી રહ્યો હતો.

ચાંદનીને પાછા ફરવાનું જરા મન થઈ ગયું. પણ પટો અને ખૂંટો યાદ આવ્યાં. દોરડું યાદ આવ્યું, અને કાંટાની વાડ વાળું ખેતર પણ યાદ આવ્યું. આખરે એણે નક્કી કર્યું, " ત્યાંની એ જીંદગી કરતાં અહીંનું આ મોત સારું ! " છેવટે સીસોટી તથા પાવાનો અવાજ બંધ પડયો. પાછળથી પાંદડાનો ખડખડાટ સંભળાયો. ચાંદનીએ પાછા ફરીને જોયું તો બે કાન દેખાયા—ઊભા અને સીધા; અને બે આંખો દેખાઈ—અંધકારમાં ચમકી રહેલી—વરુ આવી પહોંચ્યું હતું.

વરુ જમીન પર બેઠું હતું. તેની નજર બીચારી બકરી ઉપર ઠરી રહી હતી. એને ઉતાવળ કરવાની જરૂર ન્હોતી. એને પૂરેપૂરી ખાતરી હતી—એ બરાબર જાણતું

હતું કે હવે બકરી ક્યાં જવાની છે ? બકરીએ તેની સામે નજર ફેરી ત્યારે તે હસ્યું અને બોલ્યું, " અરે, વાહ, આ તો અબ્બૂખાંની બકરી છે ! ખૂબ ખવડાવી પીવડાવીને હૃષ્ટપુષ્ટ કરી છે ! " આટલું કહીને પોતાની લક લક લાલ જીભ પોતાના ભુરા હોઠ પર ફેરવી. અબ્બૂખાંએ કલ્લૂની વાત ચાંદનીને કહી હતી તે તેને યાદ આવી. ચાંદનીને વિચાર આવ્યો, " કલ્લૂની પેઠે રાત લડી લડીને પછી આખરે સવારે જાન આપવો તેના કરતાં અત્યારથી જ કેમ મારી જાતને સોંપી ન દઉં ? " પણ તરત પાછો તેણે વિચાર બદલ્યો, " ના, એમ નહિ. " તેણે પોતાનું માથું નીચું કરીને સીંગડાં આગળ કર્યાં તથા પેંતરો ભરીને પોતાની બહાદુરી બતાવતી તે વરૂની સામે આવી ઉભી. ચાંદની પોતાની તાકાત ન્હોતી જાણતી એમ કોઇ માનશો નહિ. તેમ જ વરૂની તાકાતનો ખ્યાલ પણ તેને ન્હોતો એમ ન્હોતું. તે બરાબર જાણતી હતી કે બકરીઓ વરૂને મારી શકતી નથી. પણ એને તો પોતાની તાકાત પ્રમાણે પણ વરૂની જોડે લડી લેવું હતું. હારજીત પર તેનો કાબુ ન્હોતો. એ તો ઇશ્વરના હાથમાં, પણ સામે તો થવું જ ! મનમાં એમ પણ વિચારતી હતી કે જોઉં તો ખરી કે કલ્લૂની પેઠે હું પણ રાત બધી લડી શકું કે નહિ ?

થોડો વખત વીત્યો એટલે વરૂ આગળ વધ્યું. ચાંદનીએ પણ સીંગડાં સંભાળ્યાં અને એવો હુમલો કર્યો કે વરૂનો જીવ જ જાણતો હશે. દરેક વખત તેણે વરૂને પાછળ હઠાવ્યું. આખી રાત આમ પસાર થઇ. વચ્ચે વચ્ચે ચાંદની ઉંચે આકાશ તરફ જોઇ લેતી અને તારાઓને આંખના ઇસારાથી કહી દેતી—" આમ ને આમ સવાર પડી જાય તો કેવું ! "

તારાઓ એક પછી એક અદૃશ્ય થઇ ગયા. ચાંદનીએ છેવટે છેવટે પોતાનું જોર બમણું કરી દીધું. વરૂ પણ થાકી ગયું હતું. એટલામાં દૂરથી કાંઇ ઉજાસ જેવું દેખાયું. એક મરઘાએ ' કુકરેકૂક ' કરી. નીચે ગામની મસ્જીદમાંથી ' બાંગ 'ની પોકારનો અવાજ સંભળાયો. ચાંદનીએ મનમાં કહ્યું, " અલ્લા; તારી મહેરબાની; હું તો મારી તાકાત પ્રમાણે વરૂ જોડે લડી. હવે તારો મરજી—મસ્જીદમાં બાંગ પોકાર- નાર છેવટે ' અલ્લાહ અકબર ' બોલી રહ્યો હતો ત્યારે ચાંદની મરેલી હાલતમાં જમીન ઉપર પડી ગઇ. એના સૂફેદ વાળનો પોષાક લોહીને લીધે તદ્દન રાતો બની ગયો હતો. એને ગરદનમાંથી પકડી જમીન પર પટકી વરૂ એને ખાઇ ગયું. ઝાડ ઉપર બેઠી બેઠી ચકલીઓ આ બધું જોઇ રહી હતી. ' જીત કોની થઇ ? ' તે વિષે તેઓમાં હોંસાતોંસી ચાલી રહી, ઘણીએ કહ્યું, " વરૂ જીત્યું. " પણ એક ઘરડી ચકલીએ કહ્યું, " ચાંદની જીતી. "

અનુવાદકઃ—હીરુભાઇ રતનજી દેસાઇ

[ મુંબઈ મરાઠી સાહિત્ય સંમેલન : અનુસંધાન પૃષ્ઠ ૩૫૦થી ચાલુ ] 
સૂચીમાં પ્રકટ થએલાં પુસ્તકોની સમાલોચના, તે પછીના જ અંકમાં આપવાનો સ્વ. શ્રી. મટુભાઇનો નિયમ હતો અને એ ત્રિ'ફાયને અંગે પ્રકટ થએલાં નવાં પુસ્તકો પૈકી પસંદગી કરવાનું સુગમ થઇ પડતું હતું. આજે તો આપણાં માસિકોમાં સમાલોચના ક્યારે પ્રકટ કરવી એને લગતો કોઇ નિયમ જ રહ્યો નથી. કેટલીક વાર તો વર્ષે બે વર્ષે પણ કોઇ પુસ્તકની સમાલોચના કરવામાં આવે છે. પુસ્તકોની સમાલોચના એટલી બધી અનિયમિત અને અનિયંત્રિત રીતે થાય છે કે, પુસ્તક ખરીદનાર ઇચ્છતા વર્ગને એ કોઇ પણ રીતે માર્ગદર્શક થઇ પડતી નથી.

ગુજરાતી સાહિત્ય પરિષદ જેવી સંસ્થા આ બાબતમાં ધારે તો ઘણું કરી શકે. આજે પરિષદ પાસે તો પોતાનું મુખપત્ર પણ નથી. એટલે પરિષદને સૌથી પ્રથમ પોતાના એક મુખપત્રની જરૂર છે. એમાં પરિષદની પ્રવૃત્તિના સમાચાર ઉપરાંત મહિના-ભરમાં પ્રકટ થએલાં પુસ્તકોની સમાલોચના જેમ બને તેમ તાકીદે અપાય એવી કોઇ યોજના કરવાની જરૂર છે.*

પરિષદમાં પસાર થએલા ઠરાવો વિષે કાંઇક લખતાં પહેલાં ઠરાવો અને તેની શુષ્ક ચર્ચા પરત્વે લોકોમાં જે કંટાળો ઉપજવા લાગ્યો છે તેનો ઉલ્લેખ કરવો ઘટે. આજે કાગળ પર રહેનારા ઠરાવો કોઇને રૂચતા નથી, અને એવા ઠરાવો ઉપરનો વાગ્વિલાસ ઠેકડીને પાત્ર બને છે. વિષયની શુષ્કતાને અંગે અને ચર્ચાની નિરર્થકતાને લીધે ઘણીવાર ઠરાવો પાછળ ગાળવામાં આવેલો સમય નકામો વ્યતીત થયો હોય એમ લાગે છે.

આવી જાતની લાગણીથી મરાઠી સાહિત્ય સંમેલન મુક્ત ન હતું એવું દૃષ્ટાંત પણ મળી આવે છે. અલબત, એ લાગણી વ્યક્ત કરવામાં વધારે પડતી ઉચ્છૃંખલતા બતાવવામાં આવી હતી એ કહેવું જોઇએ.

ઠરાવોની શુષ્ક ચર્ચાથી કંટાળેલા કેટલાક પ્રતિનિધિઓએ સંમેલનને પણ ઠેકડી ઉડાવવાનું સ્થળ માની લીધું અને વીસ સભ્યોની સહી સાથે પ્રમુખશ્રીને એક વિજ્ઞપ્તિ પત્રક મોકલ્યું; એમાં એવી સૂચના કરવામાં આવી હતી કે, "સવારના ભોજન પછી ભારી રહેલી જલેબી વગેરે મિષ્ટાન્ન સાથે આપવામાં આવે એવી આ સંમેલન સૂચના કરે છે." નિયમ મુજબ વીસ પ્રતિનિધિઓની સહી સાથે મળેલી આ વિજ્ઞપ્તિ પ્રમુખશ્રીએ જ્યારે સંમેલન સમક્ષ વાંચી સંભળાવી હશે ત્યારે લેખન વ્યવસાયને અંગે આત્મગૌરવ ધરાવતા સાહિત્યકારોના મોઢાંમાં પાણી છૂટયાં હતાં કે કેમ તેની સત્તાવાર ખબર નથી.

---

* 'કુમાર' 'પ્રસ્થાન' કે 'કૌમુદી' પણ આ બાબતમાં ઘણું કરી શકે. પુસ્તકો કાર્યાલયમાં આવે કે તેની યોગ્ય વ્યક્તિઓને સમાલોચના માટે વહેંચણી કરી, એની જેમ બને તેમ ઉતાવળે સમાલોચના મેળવવાની તાકીદ કરવામાં આવે તો ઘણું મોટું કામ થઇ શકે. પણ બન્યું છે એવું કે જે પુસ્તકોની સમાલોચના માંડ માંડ એમાં થાય છે. અને વળી ઘણીવાર ન મળે હોય તો એ મહિના સમાલોચનાનો વિભાગ આગળ ઉપર મુલતવી પણ રાખવામાં આવે છે. એ માસિકો ખાસ કરીને સાહિત્યના કાર્ય માટે જ યત્ન કરનારા છે તેમાં આ બાબતમાં ચેતવણી રખાય એ જ ઇચ્છવા યોગ્ય છે. —લેખક

આવા પ્રસંગો ઉપસ્થિત થતા અટકે એ માટે, પરિષદો કે સંમેલનમાં નિરર્થક સમય વ્યતીત કરવા જેવા ઠરાવો વગેરેનો કાર્યક્રમ શક્ય તેટલો ટુંકાવવો જોઇએ.

પરિષદે ૧૪–૧૫ જેટલા ઠરાવો પસાર કર્યા તે પૈકી મરાઠી ભાષાના ઉત્કર્ષ માટે મહારાષ્ટ્ર વિદ્યાપીઠની આવશ્યકતા સૂચવનારો એક હતો. દરેક પ્રાંતભાષા પોતાના વિકાસ માટે આવી સ્વતંત્ર વિદ્યાપીઠની માગણી કરે છે એ દૃષ્ટિએ જ આ ઠરાવને પણ લેખી શકાય.

બીજો એક ઠરાવ સીનેમા ને સાહિત્યનું મહત્વનું અંગ લેખતો અને તે કારણે, ચાલુ સેન્સર બોર્ડ રદ કરી નવીન લોકમતાનુવર્તી સેન્સર બોર્ડ અસ્તિત્વમાં લાવવા બારેના શ્રી. બખલેના બીલને ટેકો આપતો હતો.

ઓરીએન્ટલ ટ્રાન્સલેટરને મોકલવામાં આવતી દરેક મરાઠી પુસ્તકની ત્રણ પ્રતોનું સંગ્રહાલય બનાવવાની અને તેનો લોકો ઉપયોગ કરે એવી યોજના કરવાની માગણી કરતો એક ઠરાવ પણ થયો હતો. જો એવી યોજના સરકાર નહિ કરી શકે તો પુસ્તકની પ્રત મુંબાઇ મરાઠી ગ્રંથ સંગ્રહાલયને સ્વાધીન કરવી એવી પણ તેમાં માંગણી કરવામાં આવી હતી. આ બાબત ગુજરાતી સાહિત્ય પરિષદે પણ કાંઇક કરવું જોઇએ. ગુજરાતી ભાષામાં પ્રકટ થતાં સર્વ પુસ્તકોનો સંગ્રહ કરવા માટે આ માર્ગ સારામાં સારો છે એમ કહી શકાય.

પણ સર્વ ઠરાવોમાં સૌથી વધુ અગત્યનો ઠરાવ તો આ રહ્યો.

" સમાજમાં સ્વાતંત્ર્યપ્રીતિ અને તેજ ઉત્પન્ન કરવા માટે અને સમાજની આકાંક્ષા સ્પષ્ટ અને નિર્ભય શબ્દોમાં જાહેર કરવા માટે ઓજસ્વી અને બળસંવર્ધક એવું વાઙ્મય નિર્માણ થવાની આવશ્યકતા છે. એમ જ ભાષણ, લેખન અને મુદ્રણ એવાં વાઙ્મયનાં અને સમાજ સંસ્કૃતિના વિકાસનાં પ્રમુખ સાધનો હોવાથી તેના ઉપર મૂકવામાં આવતો કોઇપણ પ્રકારનો ગેરવાજબી પ્રતિબંધ, સમાજ હિતની અને વાઙ્મય ઉન્નતિની દૃષ્ટિએ અપાયકારક થાય છે. એથી એવા પ્રતિબંધો રદ કરવામાં આવે એવી આ સંમેલનની માગણી છે. "

શ્રી. ખાડિલકરના ઉપસંહારનાં વચનો સાથે આ લેખ પૂરો કરૂં:

" સાહિત્યના ક્ષેત્રમાં ઉતરેલા સૈનિકોને પોતાના ઉદર નિર્વાહની ચિંતા લાગેલી હોય છે. સાહિત્ય પર જીવવાનું આજે અશક્ય બન્યું છે. અને પેટ માટે બીજો ધંધો કરતાં છતાં ખરૂં સાહિત્ય ઉત્પન્ન કરવા માટે જોઇતું મનનું સ્વાસ્થ્ય મળતું નથી એ હું સ્વાનુભવ પરથી કહું છું. સારાંશ કે, ખરૂં માર્ગદર્શક, ઓજસ્વી, સાહિત્ય નિપજાવવું હોય તો સાહિત્યકારોના પેટની ચિંતા દૂર થવી જોઇએ. એ ચિંતા દૂર કરવી એ આપણું કર્તવ્ય છે. આ વૈભવશાળી શહેરમાં ઉત્તમ ગ્રંથોનો સંગ્રહ કરનારા શહેરીઓ કેટલા મળશે ? ઘણાનાં કમાટો ઉંચાં વસ્ત્રો અને દાગીનાથી ભરેલાં જણાશે પણ, ઉત્તમ પ્રકાશનોને ઉત્તેજન મળતું નથી. આવી સ્થિતિમાં ઉત્તમ સાહિત્ય નિર્માણ થવું કઠિન બને છેઃ મનની સ્વસ્થતા મળ્યા વિના શૉ, વેલ્સ જેવા લેખકો નિર્માણ થવા શક્ય નથી. "*

---

* આ લેખના લેખક બંધુએ ૩૯૧ મે પાને મૂકેલી નોંધની વિગત અમને રૂબરૂ પણ જણાવેલી. છતાંયે એ બાબત એમણે અહીં નોંધવાનું ઉચિત ધાર્યું છે તેથી અમે એમના વિશેષ ઉપકાર વશ થયા છીએ.

—તંત્રીઓ

[ ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ : અનુસંધાન પૃષ્ઠ ૩૫૪થી ચાલુ ]

૭

## નિબંધકાર

પોતાને કહેવાના વક્તવ્યને વિશેષ અસરથી કહેવા માટે શ્રી. પાઠક ' સ્વૈરવિહારી ' બન્યા છે અને તેમ કરતાં એમણે હાસ્યરસનાં પ્રકારાન્તરોમાંથી વિનોદ, ટૂચકા, નર્મ, કટાક્ષ વગેરેનો આશ્રય કરી એમની હળવી વિચારશૈલીને બહુ સફળતાથી ખેડી છે. એમના ' સ્વૈરવિહારે ' ગુજરાતી સાહિત્યરસિકોમાં અનેક રસિક ચર્ચાઓ જગાડી છે. એમાંનાં કેટલાક હળવા નિબંધો કે નિબંધિકાઓ તો બહુજ રસિકપ્રિય થયાં છે.

પાઠકનો હાસ્યરસ હાસ્યરસ કહેવાય. કોઈ વ્યવહારકુશળ ઠાવકો, શાંત ને બેઠો પંડિતોને છાજે એવો એમનો હાસ્યરસ ધીર, ગંભીર અને મીઠી માર્મિકતાભર્યો હોય છે. એ કટાક્ષ કરશે પણ સમભાવીનો સંયમ સાચવી સાચવીને. એમના હાસ્યરસનું માનસ સમજવાને એક જ દૃષ્ટાંત અહીં પૂરતું થશે :

' પણ ઠપાલનો બંદોબસ્ત કરું છું ત્યાં બાજુથી ઘડપણના હુમલા થાય છે. બસમાં ખેડો હોઉં, ગાડીમાં બેસવા જાઉં, અને કોઇ મુસાફર કહે, " કાકા ! આઘા બેસો, કાકાને બેસવા દો ! " અરે ભલા માણસ ! નકામો માણસ મરીને બળીજો શા માટે થાય છે ? સર રમણભાઇએ વગર ગુનાની સજાઓ ગણાવી છે તેમાં આ નથી ગણાવી પણ તેમાં સૌથી વધારે મોટી સજા તો આ છે, હવે ગાડીની અંદર એવા માણસો તરફ તો જરા ચીડીયાં કરીએ, ધમપછાડા કરીએ; મોઢું એવું કટાણું કરીએ કે ફરી કોઇ બોલે નહીં, અને થોડા કલાક તેમની સાથે ગાળવાનું ભવિષ્ય વાર્ધક્યસ્મારકશૂન્ય કરીએ, પણ વહન નિરૂપાયની દશા તો રસ્તે ચાલતા હોઇએ, અને ગાડીવાળો ચેતાવવા ' ચાલજો કાકા, ' ' ચાલજો ડોસા ' કરતો ચાહેયાં લેયે છે ત્યારે થાય છે. મનમાં એમ થઇ જાય છે કે આ ગાડીવાળો કાકા કે ડોસા કહીને ચાલી ગયો તેના કરતાં તો તેણે ગાડી નીચે કચરી નાંખ્યા હોત તો વધારે સારું. પણ અરે દેવ એમાં પણ સુખ કેવું ? મરી જઇએ અને પંચકયાસ કરતાં કે કેસ થાયે ને જુવાનીમાં કોઇ કહે કે નહીં સંભળાવાથી ડોસો ગાડીમાં આવીને કચરાઇ મૂઓ તો ? એટલે એમાં પણ ફાયદા નથી. બાકી કોઇ જુવાન, પછી ભલેને કોઇ બેકારીને કારણે કે ગમે તેના કારણે, ગાડી નીચે કચરાઇને આપઘાત કરીને મરી ગયો, એમ પંચકયાસ કરે તોય ગમે તેટલી વાર ગાડી નીચે કચરાઇ મરવું બહેતર છે.

અને મારા મિત્રે તે દિવસે ઘડપણના સાચા પરીક્ષક તરીકે કોને કહ્યો હતો કહું ? ગાડી હાંકનારને ! !

—સ્વૈરવિહાર : પ્રસ્થાન : કાર્તિક : ૧૯૯૦

૮

## ગદ્યકાર

વિવેચન, વાર્તાઓ, નાટકો અને નિબંધોના ચાલુ આલેખનથી શ્રી. પાઠકે આપણા ગદ્યસાહિત્યમાં એમની એક ખાસ સૃષ્ટિ ઊભી કરી છે. વિવિધ શૈલીઓ દ્વારા અભિવૃદ્ધ થયેલા આપણા આ સાહિત્યના અંગને 'એડીને' એ એક સમર્થ શૈલીકાર થયા છે. સંસ્કૃત અને અંગ્રેજી ગદ્યશૈલીઓના પ્રબળ સંસ્કારો ને જેમ પચાવીને ખીલેલી એમની ગદ્યશૈલી જોતાં સ્વર્ગસ્થ મણિલાલની દ્વિવેદીની સમર્થ શૈલીનું આપણને સ્મરણ થાય છે. પ્રતિપાદ્ય વિષયને એ પૂરો ન્યાય આપી સરલતાથી મૂર્તિમંત કરી શકે છે. સ્થાયી સદંશોવાળી પુરાણી શૈલીને એ ઔચિત્યાનુસાર ત્યજી દેતા નથી, નવીનમાં નવીન શૈલી

પ્રકારને એ પૂર્ણ આદરથી પોતાનો કરે છે. એમનો શબ્દે શબ્દ વીણીને ચોકખો અણીશુદ્ધ મોતીના દાણા જેવો હોય છે. એક પણ વધુ શબ્દ એ નિરર્થક નહીં ઉમેરે. એનું સ્થાન અને ઔચિત્ય એ જરા પણ નહીં ભૂલે. પ્રૌઢમાં પ્રૌઢ સંસ્કૃત કે ભૂલે પડેલા તળપદા શબ્દો પ્રતિ એ સરખોજ પક્ષપાત રાખે છે. એમનાં વાક્યો, વાક્યખંડો શુદ્ધ અને સુસંબંધ બનેલાં પ્રવાહિતા અને પ્રસાદથી ભરેલાં લાગે છે. નવીન શૈલીકારોમાં વ્યાકરણના અને વ્યાકપરચના શૈથિલ્યના દોષો જે મોટા પ્રમાણમાં દેખા દે છે એ એમનામાં કદી દેખાતા નથી. એમની ગદ્યશૈલી આમ જૂના અને નવીન સાહિત્ય સંસ્કારોમાં ઊછરેલી કોઈ વિચારસિક તેજસ્વી પ્રૌઢા જેવી છે.

## ૯
## કવિ

શ્રી. પાઠક આપણા નવીન કાલના સફલ કવિઓની સાથ સાચવતા ઉચ્ચ કોટિના કવિ છે. આપણા જૂના અને નવીન બંને કાવ્યસાહિત્યના સૌંદર્યના એ નિરાડંબર ભક્ત છે. કાવ્યની શક્તિને સંજીવની પાતા જૂના અને નવીન અંશો એમની કાવ્ય-શૈલીમાં ઊતરેલા માલમ પડે છે. એમના કાવ્યોના એ પોતે જ કડક વિવેચક બનીને કવિ થયા છે. આથી એમનાં કાવ્યો—જો કે સંખ્યામાં ઓછાં છતાં—ગુણવત્તાની દૃષ્ટિએ સુંદર અને હૃદયંગમ બન્યાં છે. એથી જ એ સ્થિર અને સ્થાયી અસર કરી રહે છે.

આપણા કાવ્યસાહિત્યના વિકાસને એમણે બહુ જ સૂક્ષ્મતાથી તપાસ્યો છે. ઓછા રસિક ભોક્તાઓથી કાવ્યનું આસ્વાદન કરાતા છતાં આપણા સાહિત્યના આ અગ્રપદે આવતા અંગમાં શું સિદ્ધ થયું છે ને શી શી પારાવાર ન્યૂનતાઓ છે તે એ સારી પેઠે જાણે છે. નર્મદથી પ્રવર્તમાન યુગ સુધીનું આપણી કવિતાસમૃદ્ધિનું તલસ્પર્શી અવલોકન કરી એક કવિ વિવેચક તરીકે એ નવું માર્ગદર્શન કરે છે :—

માનવહૃદયના સૌથી સૂક્ષ્મ, રહસ્યમય અને જીવન્ત અનુભવ જ કાવ્યસ્વરૂપે પ્રકટ થાય છે. આ રીતે કાવ્ય કે કલા જ પ્રજાનું જીવન ઘડે છે એમ ;કહેવાય અને એના વિચારો પ્રજાની ભાવિ દિશા બતાવે છે એમ પણ કહેવાય. દલપતરામે કુસ્વદેશીનો, સેવાવ્રતનો, ગામપંચાયતો કરવાનો ઉપદેશ કર્યો હતો તે અત્યારે ગુજરાતમાં ઓછાવધતો વ્યવહારુ સ્વરૂપમાં દેખાયો છે. નર્મદાશંકરે જે સાહસ અને પ્રેમશૌર્ય અને હરિલાલ ધ્રુવે જે તેજસ્વી ઉત્સાહનાં ગીતો ગાયાં છે તે ગુજરાત ઉપર કેવળ વ્યર્થ ગયાં લાગતાં નથી. અનવરનો સ્પર્શાસ્પર્શનો બોધ આટલે વરસે પણ જનસમાજમાં ધીમે ધીમે મૂળ ઘાલતો દેખાય છે. હજુ બંગાળામાં છે તેમ, સમસ્ત ગુજરાતને એક કરી કોઈ મહા ઉત્સાહને પૂરે ચડાવે એવું કાવ્ય આપણા સાહિત્યમાં નથી. નર્મદાશંકરે પ્રેમશૌર્ય ગાયેલું તે બન્ને જુદે જુદે પ્રવાહે સાહિત્યમાં તેની પછી પણ વહ્યું છે. આપણું પ્રેમ ઉપરનું સાહિત્ય આપણા સાહિત્યનો સમસ્ત ઇતિહાસ જોતાં, મગરૂરી ધરવા જેવું અને જેટલું છે. પણ દાંપત્યપ્રેમ સિવાયનાં પ્રેમનાં બીજાં રૂપો, મૈત્રીભાવ, બન્ધુભાવ, માબાપ તરફનો પ્રેમ, ભાઈ-બહેનનો પ્રેમ, એનાં કાવ્યો આપણા સાહિત્યમાં કેટલાં વિરલ છે ? આપણા જીવનમાં પરિચયમાં આવેલા આપણા ગુરુઓ, આપણા નેતાઓ, આપણા મહાપુરુષો, આપણા કવિઓ સંબંધી કાવ્યો કેટલાં ઓછાં છે ? વળી જેમાં સમસ્ત ગુજરાત, ભણેલા અભણ એકસરખો રસ લઈ શકે, જેમાં અનંતરૂપે તરવરતા મનુષ્ય સ્વભાવનું નિરૂપણ હોય એવું સાહિત્ય ક્યાં છે ? બાલસાહિત્યની ખોટ આપણામાં હજી તેવી ને તેવી જ છે. હાસ્યનાં અનેક રૂપોમાં દલપતરામે અને કંઈક નવલરામે જે મમાળાં કાવ્યો લખ્યાં તેવાં, લોકો તરફના વિશાળ સ્નેહથી ઉદ્ભવેલાં,

અને અભિમાન કે દ્વેષ કે અંગત કડવાશથી કેવળ મુક્ત, એવાં હાસ્યનાં કે કટાક્ષનાં કાવ્યો ક્યાં છે ? દાંપત્યપ્રેમ અને સૃષ્ટિસૌન્દર્ય એ બે વિષયો બાદ કરતાં, માનવહૃદયને રસોદ્બોધક બીજા વિષયો કેટલા ખેડાયા ? મૃત્યુ, શોક, વિષાદનાં કાવ્યો ઇ. પણ ધર્મવૃત્તિ કર્તવ્યનો ઉત્સાહ, આત્મભોગ, સરળતાની કદર, દાનવીરતા, યુદ્ધ, મુસાફરી, ઉમરાના જીવનનો આનંદ, વગેરે ઉપર, કૃત્રિમતા કે આડંબર વિનાનાં કાવ્યો કેટલાં જૂજ છે !

—કાવ્યસમુચ્ચય : ભાગ ૨ : ભૂમિકા

આપણા આશાપ્રદ નવીન કવિયો જ્યાં સૉનેટ જેવા પદ્યબંધ ઉપર પ્રધાનતાએ વારી જઇ ' પૃથ્વી ' ઉપર જ એકનિષ્ઠ રહેલા હાલ જણાય છે તેમને શ્રી. પાઠક દશે દિશાએ ઊઘડી રહેલા કેટલા વિશાળ કાવ્યપ્રદેશો બતાવે છે ? આપને હજી ગૌરવાન્વિત ને ભવ્ય વિષયોની વિવિધતાની જરૂર છે તે એ સ્પષ્ટ કરે છે.

શ્રી. પાઠકની કાવ્યનદી આછી પાતળી ને નાની છે છતાં નીતર્યા કાવ્યજળથી ભરપૂર એમાં વિવિધ સૌંદર્યસ્થાનો છે. એ સૌન્દર્યપાનમાં એકરસ બની આપણે રસભેર તલ્લીન થઇ શકીએ છીએ. શેષનાં કાવ્યો બહુધા વિચારપ્રધાન છે. એ વિવિધ રસમાં ડૂબી શકે છે અને એમાંથી પાણીદાર મુક્તકો કાઢી લાવે છે. કરુણરસમાં ડૂબતાં એ કેટલીક વાર તીવ્ર સંવેદનભર્યાં કાવ્યદર્શન કરાવે છે. એમનું કરુણરસભર્યું 'લગ્ન' કાવ્ય લો. માનવજીવનના ભવ્ય ને સુખીમાં સુખી પ્રસંગને આ કવિ કેટલા બધા ઉગ્ર વિષાદની છાયાથી આવરી શકે છે ! આપણાં લગ્ન-નામી લગ્નો અને તેની પાછળ રહેલા ઊંડાઊંડા કરુણમાં આ નાનકડું સૉનેટ કેટલી ભાવભરતી લાવે છે !

' અગ્નિ આ જે આહી કીધિ પ્રદીપ્ત,
તે ના લાજ હોમવાને કરેલો—
હોમાયે ત્યાં દેયું ને સત્ત્વ મારાં !
ને સાંભળો જે સ્વર આ ગુલે,
તે ના વાજાં બૅન્ડનાં, કિન્તુ મારી
મૂંડા દર્દે આભળા હઇ ગયેલી
આતડીઓ વાસની ચીસ નાખે !
ને લેવા જે ફેરની આ મળો છો,
તે ના ફેરા, કિન્તુ આ દેહ આખે
રોમે રોમે ચાંપી દીધા પલીતા
દેયું બાળી સોંસરા છ ફુલેકા !
મૂએલાંની જ્યાફતો તો જમ્યો છો,
કિન્તુ આ તો કોડીલી કન્યકાના
આયુલાંબા મૃત્યુદીક્ષાની મ્હેફિલ ! '

—લગ્ન : કૌમુદી : જુલાઇ ૧૯૩૫

આમ વિવિધપ્રકાર સાહિત્યકાર તરીકે શ્રી. પાઠક આપણા સાહિત્યતીર્થના હજી ઉત્સાહી પ્રવાસી છે. હજી સાહિત્યની દેવીની પૂર્ણ ઝાંખી કરી લેવાની એમની તીવ્ર અભિલાષા સંતોષાઇ નથી લાગતી. એ અભિલાષા અનેક રંગે રંગાઇ પરિતૃપ્ત થાઓ આપણા સાહિત્યયાત્રાળુઓમાં એક ચિરંતન સ્થાન એમને માટે ઇચ્છતો કલ્પતો હું એમને મારા હૃદયના અર્ઘ્ય પૂજ્યભાવે આપું છું.

[ પ્રકીર્ણ : અનુસંધાન પૃષ્ઠ ૩૫૬થી ચાલુ ]

૩

## બે ખરાબ જણ

તા. ૨-૧૧-૩૫ આ સંસદ તરફથી ' બે ખરાબ જણ ' ભજવાયો ત્યારે મને ઘણો આનંદ થયો. ' કાકાની શશી ' વાળાં અનુભવી સ્ત્રીપુરુષોની ગેરહાજરી હતી છતાં આ નવાં પાત્રોએ—પ્રથમ પ્રયત્ન છે તે જોતાં—ઘણું સારું કામ કર્યું. ચાર કલાકમાં રસક્ષતિ ભાગ્યે જ જણાય. કેટલાક પાત્રોએ તો ઊંચું ધોરણ સાચવ્યું હતું ગુજરાતી નાટ્યકલાનો ઉદ્ધાર એમેચ્યોરના હાથમાં છે એ તો મારું જુનું મંતવ્ય છે. પણ આ પ્રયોગ પુરવાર કરી આપે છે કે નવી નાટ્યકલાએ ગુજરાતી હૃદયોને વશ કરી દીધાં છે.

મારું ચાલે તો વર્ષે બે કે ત્રણ નવા પ્રયોગો સંસદ કરે. પણ એને માટે સહકારીઓના એક જ સમૂહની મદદ જોઇએ. હાલ દરેક વખત ફરીથી ગણવું પડે છે.

વળી જુની રીતો કેળવાયલાઓમાં પણ એવી પેસી ગઇ છે કે તેમાંથી છોડવવા એ ઘણું જ અઘરું કામ છે. પ્રેક્ષકો તરફ જોઇને બોલવું, અસ્વાભાવિક ઘાંટા ઘાંટ કરવી, ભાષણીયા પદ્ધતિએ વાત કરવી, વગર કારણના વધુ પડતાને એક જ રીતના અભિનયો કર્યા જવા–આ ખોડો આપણા રંગભૂમિરસિકો ક્યારે છોડશે ? એને માટે નવી રીતે કામ લેતા ડીરેક્ટરો–સંચાલકો તૈયાર થવા જોઇએ.

સંસદને અત્યારસુધીના પ્રયોગોમાં મળેલા યશનું કારણ આવા સંચાલકો છે–અને તેમાં શ્રી. પરશોતમદાસ ત્રિકમદાસ અને શ્રી. ચંદ્રવદન ચીમનલાલ અગ્રસ્થાને છે. બંને જણ પોતપોતાની દિશામાં એકધારો વ્યવસાય સાધે તો સંસદના આ પ્રયત્નને વહેલી લક્ષ્યસિદ્ધિ સાંપડે.

---

[ નવું સાહિત્ય : અનુસંધાન પૃષ્ઠ ૩૬૦થી ચાલુ ]

## (૩) ઉપસાહિત્યની પ્રેરક નવલિકાઓ

**વેરાનમાં :** લેખક: શ્રી. ઝવેરચંદ મેઘાણી: પ્રકાશક: ક્ષેમશંકર મોહનલાલ દવે, ડેન્સો હૉલ, કરાંચી: કિં: રૂ. ૦–૧૨–૦.

વર્તમાનપત્રોમાં ઉચ્ચ સાહિત્યના સૂર પૂરવાના પ્રથમ સબળ પ્રયત્નો કોઈએ કર્યા હોય તો તે સૌરાષ્ટ્ર, ફૂલછાબ અને જન્મભૂમિએ. આ જાતનું સાહિત્ય આપવાની પ્રથા યુરોપ અને અમેરિકામાં બહુ પ્રચલિત છે અને સારામાં સારા લેખકો વર્તમાનપત્રોમાં નિયમિત ઉચ્ચ સાહિત્ય આપે છે. આનાતૉલ ફ્રાંસથી માંડીને મો. લેવરા જેવા મહાનવલિકાકારોની કૃતિઓ આવાં સાપ્તાહિકોમાં પ્રસિદ્ધ થઈ હતી. ફ્રાંસમાં નાની–અતિ નાની નવલકથાઓને 'કોંતે' કહે છે. આવા પ્રકારની નાનીનાની વાતો, પ્રસંગચિત્રો, જીવનરહસ્યો, મર્મચિત્રો 'વેરાન'ના સંગ્રહમાં છે.

નવલિકાવિધાનની મર્યાદા બહુ વિશાલ છે. માત્ર એક જ પ્રશ્ન અને તેની ટુંકાણમાં પણ તલસ્પર્શી છીણવટ આ નવલિકાની સરલ વ્યાખ્યા પ્રતિભાશાળી લેખકોને નવલિકાના ક્ષેત્રમાં જુદાંજુદાં વિધાન આદરવાને સહજ પ્રેરે છે. 'સૌરાષ્ટ્રની રસધાર'ના આપણા સાહિત્યના અમર પુસ્તકોમાંથી ઊભી થયેલ શ્રી. મેઘાણીની સચોટ, દર્દભરી ભાષામાં આ નાની વાતો આલેખાયેલી છે એટલે એમાં રસ, દર્દ, અને સચોટતા સહજજ હોય.

આમાંની કેટલીક કૃતિઓ પાશ્ચાત્ય સમર્થ લેખકોની કૃતિઓ પરથી ઉદ્‌ભવેલી છે. કેટલીક ત્યાંના વર્તમાનપત્રો પરથી સ્ફુરી છે. કેટલીક પુસ્તકોના નીચોડરૂપે પરિણમી છે અને કેટલીક સ્વાનુભવમાંથી ઉત્પન્ન થઈ છે. પણ દરેકમાં લક્ષ્ય એક જ છે: એમાં દંભ નથી, નથી કૃત્રિમતા. છે માત્ર માનવજીવનનું સૂક્ષ્મ પૃથક્કરણ. એના નાનામોટાં દુઃખની તારવણી. એમાં ગુણની સાદ સૈરે કરેલ સ્તુતિ. એમાં મનુષ્યોની માનવતાને જગાડવાનો દર્દભર્યો યત્ન છે.

આવી કૃતિઓ, આવા પ્રકારનું સાહિત્ય આપણે ત્યાંના વર્તમાનપત્રો અને સામયિકોનું આવશ્યક અંગ બને તો સાહિત્યને મજબૂત આંદોલન મળે એ નિર્વિવાદ છે. અને આવાં સાહિત્યના રસિયા વધે, પુસ્તકો મોટા પ્રમાણમાં પ્રસિદ્ધ કરવાનું શક્ય થાય તો આવાં પુસ્તકોની કિંમત હજી પણ ઘટાડી શકાય. ધ.

**ખંડિત મૂર્તિઓ** લે. ચન્દુલાલ ગાંધી, કરાંચી.

'તેજરેખા'ના કવિનો આ ત્રીજો કાવ્યગ્રન્થ છે. 'તેજરેખા'ના ગુણદોષ આ ગ્રન્થમાં પણ પ્રગટ થયા છે એ નોંધવું આવશ્યક છે.

'ખંડિત મૂર્તિઓ' નામનું વેગશીલ, કાવ્ય આ સંગ્રહમાં છે તે ઉપરથી આખા સંગ્રહનું નામ 'ખંડિત મૂર્તિઓ' રાખ્યું હશે. ન્હાના ન્હાના કાવ્યોના સંગ્રહનું નામ આમ એકાદ કૃતિ ઉપરથી પાડી દેવામાં કશો ચમત્કાર આવતો નથી. પરંતુ અહીં કંઈક વિશેષ અર્થ નામકરણમાં સૂચવાતો લાગે છે. જીવનમાં જ્યારે ભાંગફોડ ચાલી રહી હોય ત્યારે સંવેદનશીલ કવિહૃદયને ખંડિત મૂર્તિઓનું દર્શન થાય એ અસ્વાભાવિક નથી. એટલે 'ખંડિત મૂર્તિઓ' એ અર્થગર્ભ નામકરણ ખરેખર આકર્ષક બને છે.

જગતની વર્તમાન વ્યવસ્થા—ના, અવ્યવસ્થા—અસત્ય જણાતાં પ્રચંડ પ્રલયની અપેક્ષા કવિ રાખે છે અને પરિણામે નવસર્જન પણ ઇચ્છે છે. એ ફલસિદ્ધિ માટે અનેક માનવ આત્માને અદમ્ય પ્રેરણા મળે એવું વાગ્બળ કવિ પ્રાર્થે છેઃ એટલે ખંડિત મૂર્તિઓના લેખક ઉપર કરેલ અંધારદર્શનમાં રાચવાનો આક્ષેપ થઇ શકે તેમ નથી. આમ છતાં જીવનનાં નવોત્સાહ પ્રેરક બળો તરફ કવિને આકર્ષણ બળવાન થયું નથી એમ લાગે છે.

કાવ્યસર્જનના વ્યાપારમાં અપેક્ષિત હૃદય–ધબકાર, ભાવોદ્બોધ વગેરેની પ્રતીતિ લેખકનાં ઘણાં કાવ્યોમાં વાચકને થાય છે. પરંતુ જાગ્રત થયેલા ભાવને સુઘડ રીતે કલા દેહ આપવાનું લેખકને સુસાધ્ય થયું જણાતું નથી. વસ્તુતઃ આ શૈલી દોષને દર્શનદોષ તરીકે એ કોઇ ગણે એવો સંભવ છે. વિચારો અને ભાવોની આસપાસ એક પ્રકારનું ધૂમ્રાચ્છાદન વાચકને ક્લેશકર થાય છે. ભાષામાં અસામર્થ્ય અને અસંયમ, છન્દોમાં સ્વચ્છન્દ વગેરે દૂષણો ઘણીખરી કૃતિઓને ખંડિત કરે છે. આમ 'ખંડિત મૂર્તિઓ'માં ખંડિત કાવ્ય મૂર્તિઓનો સંગ્રહ થયો છે એમ કોઇ કહે તો તેને દોષદર્શન કહી તેની ઉપેક્ષા થઇ શકે તેમ નથી.

કાવ્યસર્જનનો વ્યાપાર કવિનો વ્યક્તિગત વ્યાપાર છે તેની ના નહીં; પરંતુ કાવ્યો સર્જાયાં, પ્રકાશમાં મૂકાયાં એટલે તે જાહેર પ્રજાની માલેકીનાં લગભગ બની જાય છે. એટલે વાચકને રસાસ્વાદમાં નિષ્કારણ, વિઘ્ન કરનારા અંશો પોતાની કૃતિઓમાંથી દૂર રાખવાનો કલાધર્મ કોઇ લેખક ન ચૂકે એ જ ઇષ્ટ સ્થિતિ છે. છન્દ વિશેની નિરંકુશતાની બાબતમાં કવિ કોઇ પ્રતિષ્ઠિત કવિને પગલે ચાલતા હોય તો અનુકરણદોષ આવે છે; જો એ નિરંકુશતા એમની મૌલિક હોય તો તે એમના સર્જન વ્યાપારમાં ક્ષતિકર અંશ જ છે. આમ ઉભય રીતે દૂષણરૂપ અંશને કદિ ગુણરૂપ ગણી બેસે એવો ભય જણાય છે. બીજા દોષોની વાત ના કરીએ તોયે લઘુગુરુની ઉલટસુલટના ખેલ ગ્રન્થમાં સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે તેથી તે તરફ કોઇનું પણ લક્ષ ખેંચાયા વગર રહેતું નથી.

કવિતા માનવજાતની સેવા અનેક પ્રકારે કરે છે, જેમાં શુદ્ધ આહ્લાદ આપવાનો પ્રકાર પ્રધાન છે. આ હકીકત ભૂલી કવિતાને જાણ્યે અજાણ્યે બેહુદર બનાવવામાં કવિધર્મનું ઉલ્લંઘન જ છે.

કવિએ 'હું કહું છું,' એ પ્રગલ્ભ લાગતા મથાળા નીચે ગ્રન્થનું પુરોવચન લખ્યું છે. એમાં આપણે ગ્રન્થ વિશે કે કાવ્યસામાન્ય વિશે કંઇક અપૂર્વ વિધાનની અપેક્ષા રાખીએ, પરંતુ એ અપેક્ષા અસિદ્ધ જ રહે છે. આવું વિચિત્ર, અસંયમયુક્ત મથાળું કવિએ શા માટે કર્યું હશે? કવિઓ પ્રગલ્ભ કેટલીકવાર હોય છે; પણ પ્રગલ્ભતા એ કવિત્વનો અપરિત્યાજ્ય અંશ નથી. કાવ્યદેવીના એ યાત્રાળુને ઉચ્ચ પ્રકારનું સૌન્દર્યદર્શન ઉત્કૃષ્ટ કલાવિધાનમાં પ્રગટ કરવાની સિદ્ધિ પ્રાપ્ત થાય એમ આપણે ઇચ્છીએ.

મિ. ચ.

[ દોહન : અનુસંધાન પૃષ્ઠ ૩૬૨થી ચાલુ ]

કહીને જ ગૃહશિક્ષણ, શાલાશિક્ષણ, સંસ્કારશિક્ષણ, ધર્મનીતિશિક્ષણ, પ્રેમશિક્ષણ અને જીવનશિક્ષણ આપ્યાં કર્યું છે અને તેને સતત ચાલુ રાખ્યાં છે. વેદના ઋષિયોએ, ભગવાન ગૌતમ બુદ્ધે કે મહાવીરસ્વામીએ, ઈશુએ કે તેના શિષ્યગણે, શાસ્ત્રીઓએ અને પુરાણીઓએ, વ્યાસોએ અને માણભટ્ટોએ રસિક વાર્તાસાહિત્યદ્વારા જ પોતપોતાના જીવનસંદેશ સંભળાવ્યા છે, અને વાર્તાના પોતાના સ્વાભાવિક રસને લીધે લોકસમૂહોએ તે સાંભળવા યોગ્ય માન્યા છે. વાર્તાનું સાહિત્ય આમ યુગેયુગે ઉત્તરોત્તર વિકાસક્રમે ખીલતું આવ્યું છે અને હજી એમ ખીલતું જ જાય છે.

—શંકરપ્રસાદ રાવળ : હંસાવતીવિક્રમચરિત્રવિવાહ : પ્રસ્તાવના

## અર્વાચીન યુગનો આરંભ

કહેવાનું તાત્પર્ય કે અર્વાચીન યુગનો આરંભ ઓગણીસમા સૈકાથી થાય છે. એટલા આપણે અહિં જ નહિ પણ યુરોપમાં સુદ્ધાંત એ સમયે ફ્રાન્સમાં મ્હોટી ઉથલપાથલ થઈ હતી, જેના પરિણામે યુરોપનો આખો ઇતિહાસ બદલાઈ ગયો અને રાષ્ટ્રીયત્વની ભાવના તીવ્ર, ઉદાર અને મજબુત બની હતી.

વધુમાં શિક્ષણનો પ્રચાર થતાં વધતાં પ્રજાની જિજ્ઞાસાવૃત્તિ વિકસવા માંડી; અને તેને વિજ્ઞાનમાં થતી નવીનવી શોધોથી પોષણ મળ્યું; એટલું જ નહિ પણ પ્રવાસના વધતા જતા શોખે, એક પ્રકારની વિવેક અને પરીક્ષક શક્તિ પ્રજાને પ્રાપ્ત થઈ; જેથી તે સારાસારનો, સત્યાસત્યનો નિર્ણય કરવા લાગી; અને તેનું દૃષ્ટિબિન્દુ બદલાતું આવ્યું. પૂર્વે શાસ્ત્રના શબ્દને આસ્થાપૂર્વક સ્વીકારવામાં આવતો, તે પ્રતિ હવે સંશયથી જોવાવા લાગ્યું; તેની તપાસ અને તુલના થવા માંડી, અને જે બુદ્ધિની કસોટીએ પાસ થાય તે જ સાચું અને ગ્રાહ્ય ગણાય, એ પ્રકારની બુદ્ધિ ઉદ્ભવી.

આ ફેરફારને લઈને યુરોપમાં પણ અર્વાચીન યુગનો આરંભ ઓગણીસમા સૈકાથી થાય છે

—હીરાલાલ પારેખ : અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન

## આમવર્ગનું સ્વાતંત્ર્ય

રશિયામાં સામ્યવાદી સમાજરચના સ્થાપવાના જે જબરા પ્રયાસો રાજસત્તા મારફત થતી રહ્યા છે તે ઉપરથી પણ આપણને લાગે છે કે સાચું પ્રજાસ્વાતંત્ર્ય, સમસ્ત આમવર્ગનું સ્વાતંત્ર્ય અને કલ્યાણ તો અહિંસક સાધનોથી જ સાધી શકાય. સામ્યવાદી આગેવાનોનો હેતુ ભલે આમ વર્ગને સુખી કરવાનો હોય, પણ પોતાના કાર્યક્રમનો અમલ કરવા તેને આમ વર્ગ ઉપર પુષ્કળ બળજબરી વાપરવી પડે છે. અને અત્યારે કદાચ રશિયામાં બળજબરી ઓછી થઈ હોય તો પણ આખા કાર્યક્રમને એ બળજબરીનું પીઠબળ તો છે જ. લોકોમાં એ બળજબરીનો ભય તો છે જ. પોતાનું હિત શામાં રહેલું છે તે નક્કી કરવાની અને કોઈ પણ જાતની બેરાજની દખલગીરી વિના તેનો અમલ કરવાની સત્તા આમ વર્ગ જ્યાં સુધી ન ભોગવતો હોય, ત્યાં સુધી તે સાચું સ્વાતંત્ર્ય ન ભોગવી શકે.

—નરહરિ પરીખ : રશિયાનું પાતાળઃ પ્રસ્તાવના

## પુરાણોનું મહત્ત્વ

પુરાણોનું મહત્ત્વ ઐતિહાસિક દૃષ્ટિએ છે, તેના કરતાં વિશેષ સામાજિક દૃષ્ટિએ છે. તત્કાલીન સમાજનાં સ્વરૂપનો સુન્દર ખ્યાલ આપવામાં પુરાણો આપણને બહુ ઉપકારી થાય છે પુરાણોમાં વર્ણવાતી સૃષ્ટિ એ કોઇ આપણાથી અલગ કે અન્ય પ્રકારની નથી, આ દુનિયામાં આજ પૃથ્વીના તલ ઉપર થયેલા તે માનવ-સમાજનો જ ચીતાર તેમાં છે. અતિશયતા કે અસમ્ભવિતતાના અંશને બાદ કરી નાખવામાં આવે તો તેથી ખરું સ્વરૂપ સમજી શકાય; તે સાથે આર્યાવર્તની પ્રાચીન સંસ્કૃતિનો તેમાંથી આપણને ખ્યાલ આવે, કૂવાઓ, ગોઠડાંઓ, ગામડાંઓ, પુરો અને નગરીઓની પ્રથાનો પુરાણો આપણને ખ્યાલ આપે છે.

—કેશવરામ શાસ્ત્રી: રત્નેશ્વરકૃત શ્રીમદ્ભાગવત: ઉપોદ્ઘાત

## વનસ્પતિઓમાંથી સૌંદર્યપાન

જ્ઞાનના ઝબકારાથી અંજાઇ ગયેલા આજના જમાનામાં અને વધારે સ્પષ્ટ કહું તો અનેક અનુપયોગી બાબતોથી કલુષિત થયેલા આજના વાતાવરણમાં વિચાર કરવાની શક્તિ જરાકેય વધી નથી, છતાંપિ નાની મોટી અનેક વસ્તુઓનો વિચાર કર્યા કરવાથી ઉત્પન્ન થતા શારીરિક શ્રમને લીધે પણ આરામની જરૂર તો જણાય છે જ. આવે વખતે વનસ્પતિના સૌંદર્યનું પાન કરવાની જેને ટેવ પડી ગઇ હોય તેવાઓને માટે તો આ ટેવ લત ખરેખર વિશ્રામસ્થાનરૂપ થઇ પડે છે. ખળખળ વહેતા ઝરાઓનો કલકલ વિનોદ, અગણિત પક્ષીઓનું સુમધુર સંગીત, પવનની લહરીથી હાલી ઉઠતાં લાખો પાંદડાંમાંથી નીકળતું દિવ્યગાન, પુષ્પોના વિવિધ આકર્ષક રંગો અને તેની કુમાશ અને સૌરભ—આ બધું શ્રમિત હૃદયને સાંત્વન આપવા માટે પૂરતું છે. પ્રકૃતિમાતા પોતાના પુસ્તકનું સ્વયં ઉદ્ઘાટન કરી તેનાં ચિત્રવિચિત્ર તેજસ્વી પૃષ્ઠોને એક પછી એક ફેરવીને વિશ્વનિયંતા પરમાત્માની અનંત અને અમેય શક્તિઓનો આપણને ઠીકઠીક પરિચય કરાવે છે.

—બાપાલાલ વૈદ્ય: ગુજરાતની વનસ્પતિઓ

---

[ તંત્રીસ્થાનેથી : અનુસંધાન પૃષ્ઠ ૩૯૬થી ચાલુ ]

સંસ્કૃતિ અને વીરતાની ટોચે પહોંચેલ છે ? અને હવે જ એની પડતીનો પ્રારંભ થતો બેઠો છે ?

બાર પંદર વર્ષો પહેલાં જ્યારે દીવાળી વગેરે તહેવારોનો બહિષ્કાર કરવાની વાત જોસભર ચાલતી હતી ત્યારે એક સમર્થ અંગ્રેજ પત્રકારે કહેલું કે જ્યાં સુધી તમે આનંદને વર્જ્ય કરવાના પ્રયાસમાં છો ત્યાં સુધી તમે તમારાં યુદ્ધો જીતી શકવાના નથી. ફ્રેંચ પ્રજા લલિત કલાની મહાઉપાસક ગણાય છે, ફાંકડી અને રસીલી ગણાય છે પણ છેલ્લા મહાયુદ્ધમાં એ પ્રજાએ બીજી કોઇ પણ પ્રજા કરતાં ઓછી બહાદુરી બતાવી નથી. જે આનંદ માણી શકે છે તે મોતને પણ સહેલાઇથી અપનાવી શકે છે. લલિત કલાઓનો ત્યાગ કરવાથી પ્રજા વીરત્વને પામતી નથી. હતાશ થઇ ગયેલ નેતાઓ આવો આવી બીનજવાબદારી મનુષ્યોના માનસથી કેવળ વિરૂદ્ધ વાતો કરી એથી દેશને કોઇપણ રીતે ફાયદો થવાનો નથી એ વાત સ્પષ્ટ કરવાની ખાસ જરૂર છે.

[ વર્તમાનસાર : અનુસંધાન પૃષ્ઠ ૩૬૪થી ચાલુ ]

પોતપોતાના નિબંધોની સાથે, તેના ટૂંક સારરૂપ, નિબંધના મુખ્ય મુખ્ય મુદ્દાઓની નોંધ પણ મોકલવા વિનતિ છે, જેથી બધા નિબંધોની આવી નોંધોનો સમગ્ર સંગ્રહ પરિષદમાં ભાગ લેનારાઓને ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડે.

સંમેલનને જે સાત વિભાગોમાં વહેંચવામાં આવ્યું છે તે તે વિભાગોના પ્રમુખોની વરણી નીચે મુજબ કરવામાં આવી છે, જે હકીકત પણ આ અગાઉ પ્રસિદ્ધ થઇ ચૂકી છે: (૧) ભાષા અને સાહિત્ય વિભાગ–શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી; (૨) સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર–શ્રી ખુશાલ તલકશી શાહ; (૩) ઇતિહાસ અને પુરાતત્ત્વ–મુનિશ્રી જિનવિજયજી (૪) વિજ્ઞાન–શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ; (૫) ધર્મ અને તત્ત્વજ્ઞાન–પ્રો. અતિસુખશંકર કમલાશંકર ત્રિવેદી; (૬) પત્રકારત્વ–શ્રી મહાદેવ હરિભાઇ દેસાઇ; (૭) લલિતકલા–શ્રી નાનાલાલ ચમનલાલ મહેતા. *

સંમેલનની વિષયવિચારિણી સમિતિમાં ભાગ લેવા ઇચ્છનાર વ્યક્તિ કે સંસ્થાએ નિયમોની રૂએ, પરિષદમંડળના સભ્ય થવું આવશ્યક છે. બંધારણના વિભાગ ૨ ( રચના )માંની કલમ ૪ (ક) પ્રમાણે ' જેઓ દ્વિવાર્ષિક રૂપિયા ૪ ભરે તેઓ ' ગુજરાતી સાહિત્યપરિષદના સામાન્ય સભાસદ ગણાશે, અને વિષયવિચારિણી સમિતિના અરધોઅરધ સભ્યો પરિષદના સભાસદો હોવાનો નિયમ ( વિ. ૭ ૩ કલમ/૫૫ ) હોવાથી પ્રસ્તુત સભાસદ થનારને તેમાં ચૂંટાવાનો અવકાશ છે. તેમ જ સંસ્થાઓ, કલમ ૪ (ચ) પ્રમાણે, ' પરિષદના હેતુઓથી કે તેને મળતા હેતુઓથી કામ કરતી ( અને જેમાં ઓછામાં ઓછા પંદર સભ્યો હશે તેવી ) જે સંસ્થાઓ દ્વિવાર્ષિક રૂપિયા આઠ આપે તે ' ગુજરાતી સાહિત્યપરિષદની સભાસદસંસ્થા ગણાશે. આવી સંસ્થા સભાસદોએ ચૂંટેલા દસ પ્રતિનિધિઓ વિષયવિચારિણી સમિતિમાં રહી શકશે.

ગુજરાત અને બૃહદ ગુજરાતનાં સૌ વાસીઓને વિજ્ઞપ્તિ છે કે ગુજરાતના પાટનગરમાં ઉજવાતા માતૃભાષાની વાઙ્મયસેવાના આ સત્રમાં ઉત્સાહ અને ભક્તિપૂર્વક ભાગ લેવા સૌ પધારે.

તા. ૧૨–૧૧–૩૫

પત્રવ્યવહાર મંત્રીઓને નામે નીચેને સરનામે કરવો:

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
પોસ્ટ બૉક્સ નં. ૨૩
ભદ્ર, અમદાવાદ.

લિ. મંત્રીઓ

* આ વિભાગના પ્રમુખ તરીકે કાકા કાલેલકરની વરણી પાછળથી થઇ ગઇ છે.

# ગુજરાતી સાહિત્ય પરિષદ

## વાર્ષિક સામાન્ય સભાનો અહેવાલ

સાહિત્ય પરિષદની વાર્ષિક સામાન્ય સભા તા. ૧ લી ડીસેમ્બર ૧૯૩૫ને રવિવારે સાંજે ૪ ચાર વાગે શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિરમાં પરિષદના પ્રમુખ દિ. બ. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે મળી હતી, તેમાં પ્રમુખ ઉપરાંત નીચેના સભ્યો હાજર હતા :—

| | |
|---|---|
| શ્રી. કનૈયાલાલ મુનશી | શ્રી. લીલાવતી મુનશી |
| ,, મનહરરામ મહેતા | ,, સરલાબ્હેન મુનશી |
| ,, અંબાલાલ જાની | ,, જયકૃષ્ણ વર્મા |
| ,, દુર્ગાશંકર શાસ્ત્રી | ,, ભાનુશંકર વ્યાસ |
| ,, ભગવાનલાલ ભટ્ટ | ,, યજ્ઞેશ શુક્લ |
| ,, પોપટલાલ શાહ | ,, યશવંત પંડ્યા |
| ,, ગોકુળભાઈ ભટ્ટ | ,, મનુભાઈ ઠાકર |
| ,, શંકરપ્રસાદ રાવળ | |

શરૂઆતમાં, સન ૧૯૩૪માં સાહિત્ય પરિષદ હસ્તીમાં આવતાં પરિષદ કાર્ય એને ઉપાડી લેવાનું આવ્યું તે પ્રસંગે પરિષદના સભ્યોએ પરિપત્ર દ્વારા તા. ૧ લી માર્ચ ૧૯૩૩ના રોજ કરેલા ઠરાવો શ્રી. મનહરરામ મહેતાએ વાંચી સંભળાવ્યા તે પછી સભામાં નીચે પ્રમાણે ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા :—

૧. પરિષદના સભ્યોએ તા. ૧૪મી માર્ચ ૧૯૩૩ના રોજ પરિપત્ર દ્વારા પસાર કરેલા ઠરાવો આ સભા મંજુર રાખે છે.

૨. પરિષદનો વાર્ષિક અહેવાલ તથા તા. ૩૧-૩-૩૫ સુધીનો તપાસાવી રજુ કરવામાં આવેલો હીસાબ મંજુર કરવામાં આવે છે.

૩. મેસર્સ. આર. સી. મહેતાની કું. ને આવતા વર્ષ માટે ઓનરરી ઓડીટર તરીકે નીમવામાં આવે છે.

# ગુજરાત



નવું પુસ્તક : ૧ અંક : ૫

જાન્યુઆરી : ૧૯૩૬

## ભાવનાશક્તિ

( ૨ )

ભાવનાવૃત્તિ એકલી વિકાસ સાધવા અસમર્થ છે. એને જે તપાવી, ટીપી વજ્ર બનાવે તે ઉચ્ચાસને ચઢે. ભાવનાવૃત્તિની શક્તિ બને ત્યારે મનુજનો મહાત્મા થવા માંડે.

જેની ભાવનાશક્તિ દુર્જેય તે બને, તે ખરો વિકાસ સાધી શકે. તેની બુદ્ધિ વ્યવસાયાત્મિકા થાય. व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनन्दन । એમ ભગવાન વાસુદેવે અર્જુનને કહ્યું હતું.

મનુષ્ય તડફડે છે કારણ કે તેની આ શક્તિ ડગમગે છે. તે હારી જાય છે કારણ એ તેની બુદ્ધિના, શતખણ્ડ થાય છે. बहुशाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ।

મારામાં ભાવનાશક્તિ છે એવો આડમ્બર બહુ સહેલો છે. કોઇ ચંચલ તરંગ પર તથ્થૈયું નાચતું, હોય તો તેનામાં ભાવનાશક્તિ આપણે માનીએ; કીડી પણ આમ કરે, તેમ કરે ને રસ્તો શોધે, ને આપણે તેને આત્મનિર્ણીત પન્થે જતી માનીએ.

મારી શક્તિના અહમ્માનથી સહેજ થાય ને હું ભાવનાશક્તિનો દાવો કરું. નિર્બલ પર બલ મચાવું ત્યારે પણ ભાવનાશક્તિનું પ્રદર્શન મને દેખાય. કોઇ ધન્ય પળે કોઇક ભાવનામૂર્તને પૂર્ણ વિકાસ સાધતો જોઉં છું. પણ ભાવનાશક્તિ–Will to Become–નથી; તેના સ્વરૂપનો આભાસ છે.

જેનામાં ભાવનાશક્તિ છે તે અદમ્ય છે, અણનમ છે. એ ખુશીથી મરી જઇ શકે છે. બહુ શાખામય ભાવનાવૃત્તિ એ સેવી શકતો નથી. વીજળી ભાળી ન શકે તો મોંમાં સમાય—પોતાપણું કરી ઊકલી નથી.

જગતને જીતનારાઓ નથી શોર્યથી થતા, ને નથી થતા સમૃદ્ધિથી; જેની પાસે ભાવનાશક્તિ છે તે જ રાજવી ને તે જ–જગન્નાથ.

કનૈયાલાલ મુનશી

# મૃત્યુને

[ મન્દાક્રાન્તા ]

( ૧ )

થંભી જાને ઘડિક અહિં ઓ મૃત્યુ ! હે દોર ત્હારી
ના ના હૈયે રુચતી મુજને નિંદ-ત્હારી સદાની.
આશાની સૌ વિકસતી લતા ના હજી પાંગરેલી
રાચી ના હું નિરખી ઉરથી વિશ્વનો હર્ષરાશિ.

ના ના મ્હારે ઉર ધબકતાં ગીત ગાયાં હજી ત્હેં,
હૈયું ગાવા અતિ તલસતું એ ય જોયું ન શું ત્હેં ?
ને મ્હારાં સૌ અણટપકિયાં આંસુનાં બિન્દુઓ જે
વ્હેવા તેને અનવરત દે છો પછી તું ય આવે.*

સુશી

[ પૃથ્વી ]

( ૨ )

ગયા દિવસ, વર્ષ કૈંક, તુજ રાહ જોયા કરૂં;
પરંતુ નવ તું કદી ય, તુજ પાશ લૈ આવતું,
અને ઘસડતું મ્હને અગમ દૂર કો સ્થાનમાં.
મ્હને ક્ષણિક નીંદ આ જગતની રુચે ના, પડે
પ્રભાત થઇ જાગવું, જગપ્રવૃત્તિમાં રાચવું.
અખંડ તુજ નીંદ માહિં મુજ ચિત્ત રાચે સદા.
વિકાસ મુજ આશનો જરી ચહું ન, આનંદના
બધે સકલગીત આહિં જગમાં ઝણુણ્યા રહે.

અને મુજ ઉરે ભરેલ સહુ ગીત ડૂબે ભલે,
મ્હને નવ તમા જરી ય ઉર-ગાનને ગુંજવા.
અને ઉર ભરેલ આંસુ સહુ નેત્રમાં ના કદી
ઠરે, વિલય પામતાં ઉર મહિં જ છો સર્વ એ.
ત્હને નવ વિચાર કૈં, જગત માહિં જે કામના,
જનો, જનની, બાળકો, સકલને હરે પૂર્ણ ! તું.
અને મુજ સમા અકિંચન નિરર્થ જે જીવને
નિહાળી તુજને રડ્યા, નવ કદી ય તેને હરે.×

ભાનુ

* ' Tarry a while O Death ! ' એ શ્રી. સરોજિની નાયડુના એક કાવ્યની પંક્તિઓનો અનુવાદ.

× આ પંક્તિઓ ઉપરના અનુવાદની પ્રેરણાનું ફળ છે.

# જય સોમનાથ

'પાટણની પ્રભુતા' ને 'ગુજરાતના નાથ'ની
પુરઃસંધાનરૂપ ઐતિહાસિક નવલકથા

કનૈયાલાલ મુનશી

## પ્રકરણ પહેલું

### જગતના નાથ

૧

સંવત ૧૦૮૨ની કાર્તિક સુદ એકાદશી હતી. લોહચુંબકથી ખેંચાતા હોય એમ યાત્રાળુઓ સોમનાથના પરમ પૂજ્ય શિવાલય તરફ આકર્ષાઈ આવ્યા જતા હતા.

કોઈ દેલવાડાને રસ્તે, કોઈ વેરાવળ બંદરથી, કોઈ જુનાગઢને રસ્તે; કોઈ સુખી, કોઈ દુઃખી; કોઈ સશક્ત, કોઈ રોગિષ્ટ, કોઈ બુઢ્ઢાં, કોઈ પાંગળાં; કોઈ પગે, કોઈ ગાડામાં, કોઈ ઘોડા પર કે રથમાં, કોઈ ઊંટ પર કે હાથી પર; કોઈ ભજન ગાતા, કોઈ કીર્તન કરતા, કોઈ એકતારાની ધુનમાં, કોઈ ઝાંઝપખાજના તાલ સાથે; કોઈ રક્ષકોથી સંપૂર્ણ ધનસંપત્ત લઈને, કોઈ જીવનભર સંઘરેલી પૈસો ભેગી કરી, કોઈ નિર્ધનતામાં મસ્ત ભિક્ષાથી જ મજલ કાપતા; કોઈ બાધા છોડવા, કોઈ ભક્તિ-ભીના, કોઈ ધન ત્યાગવા ને કોઈ ધન સંઘરવા, કોઈ વેચવા ને કોઈ વેચાવા, કોઈ પુણ્ય કમાવવા ને કોઈ પાપ વિમોચવા.

—તે આવ્યા જતા હતા, હજારો ને હજારોની સંખ્યામાં, ને આવતા એક જ પરમ કર્તવ્યદૃષ્ટિ આગળ રાખીને—દેવનું દર્શન; અને તેમના કાનમાં એક જ પુણ્યનાદ ગુંજતો સાંભળતા—'જય સોમનાથ.'

—તે આવ્યા જતા, અને પ્રભાસના કોટની બહાર ને અંદર, રસ્તામાં, ઝાડ નીચે, ઘરની છાંયમાં કે ધર્મશાળાઓમાં બેસતા, સૂતા કે ખાવાની તૈયારી કરતા.

—તે આવ્યા જતા ને સૂર્યતેજમાં ઝગમગતા ભગવાન શંકરના પાટનગર પર અનિમેષ નયનો ઠારતા, તેના હજાર મંદિરશિખરોની ધજાઓના નર્તન વડે હૈયાં ઉત્સાહ-ઘેલાં કરતા, સોમનાથના મંદિરના સોનાના કળશના મોહક તેજથી મુગ્ધ થતા, અને તેની ભગવી મોટી ધજાના ત્રિભુવનમસ્ત ફરકાટમાં મોક્ષ માર્ગ નીહાળતા.

અને તે આવ્યા જતા નગરના મુખ્ય દ્વારમાં અથડાતા, હોંકારો કરતા, 'જય સોમનાથ'નો જયઘોષ કરતા.

૨

સોમનાથનું શિવાલય નહોતું આલય, નહોતું શહેર, ને નહોતો સ્વસ્થ પ્રદેશ. સદી-ઓની શ્રદ્ધાએ તેને દેવભૂમિરૂપ સમૃદ્ધ ને મોક્ષદાયી બનાવી મૂક્યું હતું.

તેના કોટની બહાર સ્મશાનમાં કાળા, મોટા, લકુ મહાવ્રતધારી કાપાલોનો ઝુંડ પડયો હતો, ખોપરીઓના અલંકારોમાં બીહામણો, રાખ કે નરમાંસ ખાતો, ખોપરીઓમાંથી હુડકાર સાથે મદિરા પીતો.

તેના કોટની અંદર પેસતાં ધર્મશાળાઓમાં ધનવાન યાત્રાળુઓ પડયા હતા. તેની આસપાસ ડાબી બાજુએ ઘાંચી, મોચી ને ગરીબ વસવાયાં રહેતાં. તેની જમણી બાજુએ દુર્ગપાલ, ચોકીદારો ને પગીઓનો વાસ હતો.

દરવાજામાંથી મોટે રસ્તે આગળ ચાલતાં, કુવાઓ ને વાવ વટાવતાં, ચૌટું આવતું. ત્યાં ગુજરાતી વ્યાપારીઓ જગતનાં કલાકૌશલ્યની સામગ્રીઓ એકઠી કરી યાત્રાળુ જગતને વહેંચતા. તાંબાંપીત્તળનાં વાસણો, રેશમી ને જરીના કપડાંઓ, જાતજાતના અલંકારો ત્યાં નજરે ચઢતાં. ત્યાં ગુજરાતી નાણાવટીઓનો પૂર્વજ પગ પર પગ ચઢાવી મોટી ફુંદ પર હાથ ફેરવતો વ્યાજે નાણાં ફેરવી ધનાઢ્ય થવામાં રાતદિવસ મચ્યો રહેતો.

ચૌટાની બે બાજુએ ઉંચવર્ણની વસતિ હતી. ત્યાંથી જતાં અંદર કોટ આવતો અને તેની પાસે બહારથી બ્રાહ્મણવાડો હતો. ત્યાં બે હજાર શ્રોત્રિયો વેદાભ્યાસ પાઠપૂજા ને શાસ્ત્રવિધિ વડે આ લોકમાં સોમનાથની કીર્તિ, અને પરલોકમાં પોતાનો મોક્ષ, સાધતા.

અંતરકોટ વીશેક હાથ ઉંચો અને છ હાથ પહોળો હતો. તેમાં દાખલ થતાં બંને તરફ બ્રાહ્મણોની સાથરીઓ અને પૂજાપાની દુકાનો આવતી. ત્યાં વચ્ચે ગણપતિનું મંદિર આવતું. કહેવાતું કે એ મંદિર યયાતિરાજાએ બંધાવ્યું હતું. જમણી ને ડાબી તરફ ફુલનાં ઉદ્યાનો હતાં. હિરણ્યા નદીમાંથી બે મોટી નહેરોમાં પાણી આવતું અને એનાથી આ ઉદ્યાનો હંમેશાં લીલાંછમ રહેતાં.

જમણે હાથેના ઉદ્યાનની પેલી તરફ ભૈરવનું મંદિર હતું. એ મંદિરમાં કાપાલો ને કાલમુખાઓ સુરા અને માંસથી યથાવિધિ પૂજા કરી ઉગ્ર ને ભયાનક ભૈરવ આરાધતા. એમ કહેવાતું કે કાળી ચૌદશે ત્યાં નરમેધ થતો. ભાગ્યે જ કોઇ યાત્રાળુ ત્યાં જઇ શકતો. ઘણાખરા તો કમકમા જેમ તેમ દબાવી, દૂરથી જ પગે લાગી, ચાલી જતા.

ડાબી બાજુના ઉદ્યાનમાં પડતા દરવાજામાં થઇ અનેક દંતકથાના કેન્દ્ર એવા ત્રિપુરસુંદરીના મંદિરમાં જવાતું. એ મંદિરની આસપાસ કુમારી, કાલી, કાપાલી, ચામુંડા આદિ ઉમાના જુદા જુદા સ્વરૂપનાં નાનાં મોટાં મંદિરો હતાં.

ત્રિપુરસુંદરીના મંદિરમાં યાત્રાળુઓ રસથી જતા. ત્યાં થાંભલે ને ગોખલે શિવશક્તિનાં જોડલાં નજરે ચઢતાં. મંદિરને દ્વારે એક મોટું ભૈરવી ચક્ર કોતરવામાં આવ્યું હતું. સ્ત્રી થઇને જ મોક્ષ મળે એવી શ્રદ્ધાવાળા પચ્ચાસ ભક્તો ત્યાં સ્ત્રીના હાવભાવથી મહાશક્તિની દિવસ ને રાત પૂજા કરતા.

આશ્વિન માસના પહેલા દશ દહાડા મહાશક્તિના જીવંત પ્રતીકનું સ્તવન, કીર્તન ને પૂજા ઉત્તર કૌલિક સંપ્રદાયના શાક્તો કરતા. ત્યાં મધુ, માંસ, મત્સ્ય ને મદિરાનાં નૈવેદ્યો વહેંચાતાં. આ મંદિરમાં ભોગ ને વિલાસ મોક્ષનું પરમ સાધન બની જતાં.

આ સંપ્રદાયમાં દીક્ષા પામેલાં સ્ત્રીપુરુષો મંદિરમાં વર્ણ ને જાત ને આચાર છોડી જગજ્જનની મહાશક્તિની આરાધનામાં તલ્લીન બનતાં.

### ૩

ગણપતિના મંદિરની બરોબર સામે મંદિરના પરકોટનો દરવાજો હતો. તેની ઉપર નગારખાનું હતું જ્યાં પ્હોરે પ્હોરે ચોગડીયાં વગડતાં. એ દરવાજાની બે પાસે બે મોટી દીપમાળો હતી, અને તેની ઉપર પથ્થરમાં કોરેલા બે વૃષભો હતા. બંને દીપમાળો પર અદ્ભુત કોતરકામ હતું. જમણી દીપમાળની પાસે ચંદ્રકુંડ હતો, જેમાં સ્નાન કરનાર સર્વ રોગ અને પાતકથી મુક્ત થતો.

દીપમાળો વચ્ચે થઈને જતાં સામે સભામંડપનાં પગથિયાં આવતાં. તેના પર થઈ મંડપમાંથી ગર્ભદ્વારમાં જવાતું. ગર્ભગૃહ ઉપર મોટું શિખર હતું જેના દરેક થરો પર દેશદેશના કારીગરોએ જુદાં જુદાં ચિત્રો કોતર્યાં હતાં. તેના પર શંભુની અમરી વિજય પતાકા ફરફરતી.

સભામંડપ ચડતાં બે બાજુ પર કાળા પથ્થરના બે મોટા ઐરાવતો પર ઇંદ્રરાજ પૂજન કરવા આવતા કોતરવામાં આવ્યા હતા. મંડપ જેવો વિશાળ હતો તેવો રમ્ય લાગતો. એના ઉડતાળીસ સ્તંભો વૃક્ષાવલિઓથી વિસ્તારના વનનો ખ્યાલ આપતા. તેમાં પાંચ હજાર માણસ એક સામટા ઉભાં રહી દર્શન કરી શકતાં

મંડપની સામે પૂર્વાભિમુખ ગર્ભદ્વાર તરફ મોં રાખી પડેલો પીતળનો મોટો નંદી હતો. એના પુચ્છનો સ્પર્શ પણ સંસારસાગર તરવાના પરમ સાધનરૂપ હતો એમ મનાતું.

ગર્ભગૃહમાં ત્રણ ભુવનના નાથ ભગવાન સોમનાથ વિરાજતા.

સૃષ્ટિના પ્રારંભની પૂર્વે પુરુષ અને પ્રકૃતિ ઉદ્ભવ્યાં. એકબીજાના ધ્યાનમાં મસ્ત, નારાયણ અને નારાયણી રૂપે, બંને અનંત જલમાં પોઢયાં તે વખતે નારાયણની નાભિમાંથી કમળ નીકળ્યું, અને તેના શતદલોની કાન્તિ કોટિ સૂર્યસમી ઝગઝગવા લાગી. તેમાંથી હિરણ્યગર્ભ પ્રગટયા.

"હું કોનો પુત્ર છું ?" બ્રહ્માએ પ્રશ્ન કર્યો, અને એ પ્રશ્નનું નિરાકરણ કરવા સદીઓ સુધી કમળના નાળમાં તેમણે ભમવા માંડયું. આખરે તે થાકયા અને તપ આરંભ્યું. તીવ્ર તપશ્ચર્યાને અંતે પિતાંબર અને ચતુર્ભુજ એવા વિષ્ણુનું દર્શન તે પામ્યા.

એમના હૃદયમાં ગુંજતો પ્રશ્ન હિરણ્યગર્ભે પૂછયો, "હું કોનો પુત્ર ?" વિષ્ણુએ જવાબ વાળ્યો, "જગતનો સ્રષ્ટા હું છું અને મારા વડે તમે પ્રગટયા છો." આ અપમાન સહેવાને અશક્ત એવા બ્રહ્મા ક્રોધાવિષ્ટ થયા અને વિષ્ણુ સાથે દારુણ યુદ્ધ કરવામાં રોકાયા. શતદલ કમલના પ્રકાશમાં તુમુલ દ્વંદ્વયુદ્ધ ચાલ્યું. તે વખતે યુદ્ધમાં મસ્ત એવા આ ભડવીરો વચ્ચે સેંકડો જ્વાલાઓથી સુશોભિત, પ્રલય સમુદ્રના અગ્નિસમુદાયસમ તેજસ્વી, ક્ષય અને વૃદ્ધિથી રહિત, અનિર્વચનીય ને અવ્યક્ત એવું, જગતના મૂળરૂપ, આ અદ્ભુત જ્યોતિર્લિંગ પ્રગટ થયું; અને તરત વિષ્ણુએ વરાહનું અને બ્રહ્માએ હંસનું રૂપ લઈ પાતાળ ને આકાશમાં તેનો પાર પામવાનો પ્રયત્ન આરંભ્યો.

એ લિંગ પર સોમે પહેલાં સુવર્ણનું મંદિર બંધાવેલું. ત્યારે સતયુગ પણ બેઠો હતો ત્યારે અમૃતનો નાથ અખંડ સ્વરૂપે બારે માસની શક્તિઓ શોભાવતો હતો. પણ

બૃહસ્પતિની સાધ્વી તારાને લલચાવનાર ચંદ્ર કર્તવ્યભ્રષ્ટ હતો. પોતાની સત્તાવીશ પત્નીઓમાં માત્ર રોહિણી પાછળ જ ઘેલો થઇ ભમતો હતો. ઐપરવા પતિથી કાયર બનેલી એની બીજી છવીશ પત્નીઓ પોતાના પિતા દક્ષની પાસે રડતી ગઇ. દક્ષ પુત્રીઓનું દુઃખ ન દેખી શકયો. તેણે ગુસ્સે થઇ શાપ દીધો, " તું ક્ષયરોગી થા." આ શાપ સાંભળી, કૌમુદીકીણી રાત્રિઓ અનુભવવાની બીકે ત્રણે લોક થરથર ધ્રુજી રહ્યા.

પળેપળે ક્ષય પામતો સોમ, સસરાના શાપથી જળતો, આખરે આ જ્યોતિર્લિંગને શરણે આવ્યો. અનેક યુગો સુધી એણે અડગ તપ કર્યું. આખરે દ્યુમ્રમાન થએલા આ લિંગે પ્રસન્ન થઇ ચંદ્રનો ક્ષય અટકાવ્યો, અને ' પંદર દિવસ ક્ષય થશે અને પંદર દિવસ વૃદ્ધિ થશે ' એવું વરદાન આપ્યું. તેજ વખતે આ લિંગને સોમનાથને નામે સત્કારી ઋષિઓ અને દેવતાઓએ ચંદ્રકુંડની સ્થાપના કરી, અને સોમે સુવર્ણનું મંદિર બંધાવ્યું.

યુગો વહી ગયા. લંકાધિપતિ રાવણે જગતનું આધિપત્ય હાથ કરવા અહીંઆં ઉગ્ર તપશ્ચર્યા માંડી. શંભુને રીઝવવા એણે વારા ફરતી માથાં કાપી સોમનાથને ચરણે ધર્યાં. આખરે છેલ્લું માથું કાપવાને એ તૈયાર થયો ત્યારે કૃપાના સાગર એવા શંભુ પ્રસન્ન થયા, અને દશે માથાં પાછાં ફરી બેસાડી જગત જીતવાનો રાવણને પરવાનો આપ્યો. ત્યારે દશાનને આ ઠેકાણે રૂપાનું મંદિર કરાવ્યું.

દ્વાપર ને કલિની સંધ્યામાં યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણચંદ્રે સોળ હજાર એકસોને સાઠ પત્ની સહિત આ લિંગની આરાધના કરી નરોત્તમ પદ પ્રાપ્ત કરેલું તે સમયે એમણે ચંદન કાષ્ટનું મંદિર કરાવ્યું.

કાલક્રમે જ્યારે કલિ તપવા લાગ્યો ત્યારે વલ્લભિપુરના પરમ માહેશ્વર રાજાઓએ તેને પથ્થરનું કરાવ્યું. એમ કહેવાતું કે આ મંદિર થયું ત્યારે વિશ્વકર્માએ મદદ કરેલી, અને ગંધર્વ કિન્નરોના ગાન ને નૃત્ય વડે એમાં સ્થાપના થએલી.

૪

આ જ્યોતિર્લિંગ પર દિવસરાત રુદ્રિ થતી; તેમની સામે સભામંડપમાં સૂર્યોદયથી મધ્યરાત્રિ સુધી સતત નૃત્ય થતું.

દીપમાળા આગળ થઇ મંદિરની પ્રદક્ષિણા થઇ શકતી. પ્રદક્ષિણાને માર્ગે જતાં પરકોટમાં બીજા ત્રણ નાના દરવાજા આવતા. એકમાં થઇ પાશુપત મઠમાં જવાતું ત્યાં પૂજ્યપાદ ગંગ સર્વજ્ઞ રહેતા.

શંકરના અવતાર લકુલિશે સ્થાપેલા પાશુપત સંપ્રદાયના એ અધિષ્ઠાતાએ સકલ જ્ઞાનના અંભોધિ હોવાથી એમણે ' સર્વજ્ઞ ' ની ભૂમિકા પ્રાપ્ત કરી હતી. લોકે લોકમાં એમની ખ્યાતિ પ્રસરી રહી હતી.–કાશ્મીરથી કાંચી સુધી શિષ્યો એમનાં ગુણગાન કરતા. દેશ દેશના નરેશો પોતાના મુકુટમણિનાં તેજથી એમના પગ ધોતા. એમની નાનામાં નાની ઇચ્છામાં લોકોને સોમનાથ ભગવાનની આજ્ઞા સંભળાતી. એ દેવ નરોના ગણાતા, પણ એમણે દેવને પણ દુર્લભ એવું તપોનિધિત્વ પ્રાપ્ત કર્યું હતું.

બીજો પાળનો દરવાજો એક નાના ચોકમાં થઇ જનારને દરીઆ પરના દરવાજા પર લઇ જતો.

[ અનુસંધાન પૃષ્ઠ ૪૮૧ પર ]

વાળા કૃત ' કુલીન અને મુદ્રા ' નવલકથા, હાતમતાઇનાં પરાક્રમો વગેરે ખીલતા મનને વિવિધ વાચનસામગ્રી ને દૃષ્ટિકોણો આપે છે.

મહમદ સીપાઇ રાજકુમારોની વાર્તાઓથી લેખકનું મનોરંજન કરે છે : એક રાજકુમારને મલેકા નામની રાજકુમારી પરણે છે. બીજાને લાલ બહાદુર વેંતીયો બીજી રાજકુમારી પરણાવે છે. ત્રીજાને ઇન્દ્રરાજાના ઘોડાની મદદથી કીર્તિ, રાજ્ય ને રાજકુમારી મળે છે. આ કલ્પનાઓ લેખકના સ્વપ્નાંતરોમાં ખીલીને વૃદ્ધિ પામતી જાય છે.

સચીનના તે વખતના નવાબસાહેબ સરકારી ઍડ્મિનિસ્ટ્રેશનના પ્રતિનિધિના પુત્રને બેગમ સાહેબના જનાનામાં લઇ જાય છે. બેગમ સાહેબા એને સુંદર રૂમાલે બાંધી ગીનીઓની ભેટ આપે છે પણ તેના પિતા તેને નારાજ કરી પાછી આપવા હુકમ કરે છે.

નવાબસાહેબને ઍડમિનિસ્ટ્રેશન અકારું લાગતાં પ્રતિનિધિનું ખૂન કરવા એ ઇચ્છા રાખતો સંભળાય છે. ઇદની સવારીમાં લેખક ખૂનની કલ્પનાના શિખરે ચડી જાય છે. નવાબ-સાહેબ દીવાનનો કજીઓ સ્વીકારે છે ને લેખક કુટુંબ સાથે જાણે વૈતરણી ઊતરી પાછા મળે છે.

એક દાક્ષિણાત્ય બાળમિત્ર લેખકને ગાયત્રીમંત્રના જપ તરફ ખેંચે છે. હરીફાઇ કરતા બંને મિત્રો અસંખ્ય ગાયત્રીમંત્ર પર ચઢે છે. આખરે થોડી ગાયત્રી જપી શકનાર મિત્ર ગપ્પીદાસ માલમ પડતાં એમની મૈત્રી તૂટે છે.

લેખક ' બાળકોનું કર્તવ્ય ' એ પુસ્તક રચવા બાથ ભીડે છે. એ પછી એક 'ડાયરી' લખવાનો આરંભ કરે છે.

આઠેક વર્ષની એક સખી લેખકના જીવનકથામાં ઊભરાય છે. એ બાળાના સંસ્મરણો લેખકે એમની એક નવલકથામાં ચિરંજીવી કર્યાં હોવાથી એમને એ વાસ્તવિકતાની ભૂમિ ઉપર અહીં વધુ ઊતરવાનું છોડી દે છે.

નારાયણની યાત્રાએ જતાં પરોઢ આગળના મુંબાઇનાં લેખકને પ્રથમ દર્શન થાય છે. નારાયણ-ત્ર્યંબકેશ્વરના કજીયાખોર ગોરો, તીર્થોની પવિત્રતા તીર્થોમાં નહીં, યાત્રાળુઓના હૃદયમાં જ વસેલી હોય છે.

પિતાની ધંધુકામાં બદલી. લેખકને એક કુરકુરિયા સાથે પ્રેમસંબંધ થાય છે. જૂની રોયલ રીડર્સના પાઠનો કૂતરો ' Brave Boby ' એ કુરકુરિયું બને છે. સંધ્યા કરવા જતાં પણ પ્રેમથી અડકતું એ કુરકુરિયું ઉલટ લેખક બાર વિયોગથી બીજે વિદાય કરે છે પણ તેનો પ્રેમ યાદ આવતાં એ રાતે પથારીમાં આંસુ પાડે છે.

પછેવાં સુરતની The English School—હોગ્ગી સ્કૂલમાં અને પછી ભરૂચની આર. એસ. દલાલ હાઇસ્કૂલમાં. બાળમાનસના ચતુર અભ્યાસી ડૉ. રામકૃષ્ણ ભાંડારકરની માર્ગોપદેશિકા સાથે માથાફોડ કરી લેખક પોતાના સંસ્કૃત અભ્યાસનો આરંભ કરે છે.

શાળાના અને કૉલેજના દિવસો દરમ્યાન લેખકનો ક્રિકેટ તરફનો પ્રેમ અને વિરક્તિ. ધંધુકામાં પિતાની પ્રામાણિકતા દર્શાવતો અનેરો પ્રસંગ. વાર્તાઓ દ્વારા અંગ્રેજી શીખવવાની ઢંઢમાસ્તરે કરેલી શરુઆત. પરીક્ષામાં પસાર થતાં નોકટર સ્કૉટની ચાર નવલકથાઓ લેખકને ભેટ મળે છે. તેમાં રૉબરોયનાં ચિરંજીવ સંસ્મરણો.

નિશાળમાં મર્ચંટ ઑફ વેનિસનો કોર્ટનો પ્રવેશ ભજવવાનો પ્રયાસ. લેખક કયુંનું પાત્ર ભજવે છે. અને ઇનામ મેળવે છે. ગાંધી માસ્તર-એક જૂના શિક્ષકનું આબહૂબ ચિત્ર લેખક નોંધે છે. આ પણ આનંદ વાંચીએ ]

૫

ગુજરાતમાં ને ભરૂચમાં પ્લેગ ફાટી નીકળ્યો અને મોટા કાકાએ મુત્સદ્દીગીરીથી વેર ભૂલવાનો રસ્તો કાઢ્યો. એમના નાના પુત્ર અચુભાઈને ધંધુકે મોકલી આપ્યા. બાપાજી ખુશ થયાઃ ચાલો, વર્ષોનાં વેર ટળ્યાં.

અચુભાઈ મારાથી દશપંદર વર્ષ મોટા હશે તોય અમારા બે વચ્ચે ગાઢ સ્નેહ થયો. આજે પાંત્રીસ વર્ષ પછી અપંગ બની એ પથારીયે પડ્યા છે, ને હું એમને વર્ષો સુધી મળી પણ નથી શકતો. પણ વગર ભાઈનો હું એમને લઈને હું મોટાભાઈવાળો બન્યો છું. અને આ અવસ્થામાં પણ નાનાભાઈને તે આર્દ્ર હૃદયે હંમેશા સંભારે છે.

ધંધુકાનું છેલ્લું સ્મરણ તે ઉંટ પર કરેલી સ્વારી. ઉંટ કેવું હતું તે યાદ નથી. બાપાજી જોડે કોઈ ગામ ગયેલો યાદ છે. પણ એ અશ્વાહનની પીઠ પર ચઢવાનો લ્હાવો તો હજી પણ અનુભવી શકું છું.

સવારે ચારેક વાગે અમે નીકળ્યા. એક વૃદ્ધ ઉંટ, બેપરવાઈમાં ચાલ્યા કરતું. ત્યારે તરત કાનસેનો ઉલ્લાસ હતો. પહેલાં બાપાજી બેઠા, સાથે હું બેઠો—ને એ ઉઠ્યું. મને પૃથ્વી શેષનાગના માથા પરથી ખસી જતી લાગી. પછી એ ચાલ્યું—ને હું ઉંચો ને નીચો ઉછળવા લાગ્યો. બાપુએ હિંમત રાખવાનું કહ્યું પણ બાપાજીને વળગ્યા વિના ન રહેવાયું. એની ગતિથી ચારે દિશામાં—ઉંચે, નીચે, આ બાજુ ને પેલી બાજુ હું ઉછળતો. કઈ પળે હું નીચે પડીશ તેનો વિચાર કરવા જેટલી પણ હામ રહી નહીં.

મારું માથું ફરવા માંડ્યું. કમ્મર પણ ફાટવા લાગી.

" બાપાજી, આ ક્યારે ઉભું રહેશે ? "

" અરે, હજી તો ઘણીયે વાર છે. "

મને લાગ્યું કે હું એના પરથી જીવતો ઉતરવાનો નથી.

આ લખું છું ને એ ભયંકર અનુભવ તાજો થાય છે. ચારે તરફ કોઈ ભાગતું હોય એવો ભાસ થઈ આવે છે. અને તે સ્વારી પછી દિવસો સુધી અંગે અંગમાં જે ફાટ ને કળતર થયાં હતાં તે ફરી થાય છે. શરીર એ વેદનાથી થડકંત કોયલો બની રહે છે, ને તેમાં ભાગ્યાં હાડકાંનો ખડખડાટ પણ થાય છે ..ફરીથી આ પ્રાણીની પીઠે ચઢવાનું હજી સુધી વિધિએ નથી સર્જ્યું તેથી તેનો આભાર મનાઈ જાય છે.

૬

૧૯૦૦ ના અરસામાં બાપાજીની બદલી ભરૂચ જીલ્લામાં ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેક્ટર તરીકે થઈ એટલે બધી માસ્તરને સાષ્ટાંગ પ્રણામ કરી હું ભરૂચ હાઈસ્કૂલમાં પાંચમા ધોરણમાં આવ્યો.

ધંધુકામાં તો હું પ્રતિષ્ઠાને શિખરે હતો. મારા વર્ગમાં પાંચ કે ૭ શીખનારા: અને તેમાં હું હેડમાસ્તરનો છોકરો ને શાસ્ત્રીજીનો દીકરો. હવેથી હાઈસ્કૂલમાં પાંચમા

ધોરણના ' બી ' વર્ગમાં હું ચોત્રીશમો છોકરો; મારા સહાધ્યાયીઓ બધા મારાથી સામાન્ય રીતે હાથ ઉંચા ને ચાર વર્ષે મોટા; મારી ન્યાતના ચાર પાંચ છોકરાઓ તે વર્ગમાં હતા તે વળી તેથીએ ઉંચા, મોટા ને તોફાની. ૭ મહીના થયાં એમને લેસનો ચાલી ગયેલાં અને હું નવો. એટલે-શિખરથી ભ્રષ્ટ થતાં હું તો નિર્જિવતાની ખીણમાં ગબડી પડયો.

અમારી ન્યાતના રાયજી માસ્તર–વૃદ્ધ, ભભકદાર, ઉગ્ર–ભૂમિતિ લેવા આવ્યા. ભણાવવામાં માત્ર એ એટલું જ કરતા કે સ્ટીવન્સની ચુકલીડના અક્ષરે અક્ષર બોલાવતા, અને બોલતાં એક જરા ભૂલ થાય તો છોકરાને ધમકાવી નાંખતા. મને ધંધુકામાં ટોડ-હંટરની યુકલીડ ચાલતી એટલે તેની ભાષા જરા જુદી હતી.

પહેલે જ દિવસે મને બોલવા ઉભો કર્યો. હું મારા પુસ્તક પ્રમાણે બરોબર બોલ્યો જતો હતો.

" સબુર, " રાયજી માસ્તરે કહ્યું, " ખોટું. "

" ના, માસ્તર બરોબર છે " ધંધુકાની ટેવથી મારાથી બોલાઇ ગયું.

રાયજી માસ્તર ગુસ્સાથી જોઇ રહ્યા. " છોકરા, " મોટે અવાજે તેણે કહ્યું, " આ મારા હાથમાં ચોપડી છે ને તારા હાથમાં નથી, ને તું કહે છે કે તું બરાબર છે ! એટલે મારા હાથમાં ચોપડી ન હોત તો તું કયારનો મને મારી નાખત. ચાલ, બેસી જા. પાંચ માર્ક માઇનસ. "

કલાસ ખડખડ હસી પડયો ને ગૌરવભગ્ન હું બેસી ગયો. મેં શું ગુનોહ કર્યો તેનું મને જરાય ભાન નહોતું.

બીજો ' અવર ' આવ્યો. બાદશાહ માસ્તર આવ્યા; ઠીંગણા, ઘરડા ને દમીઆલ તપખીરથી અવારનવાર બુદ્ધિ સતેજ કરે, ને ખાનામાં કાજુ રાખે તે ઘણી વાર ખાય.

" નવો છોકરો ! " એમણે કહ્યું.

" યસ સર. " હું ઉભો થયો.

" કવિતાની કઇ ચોપડી ચાલતી હતી ?. "

" Words from the Poets "

" અહીંયા નહી ચાલે. શું સમજ્યો ! તારા બાપને કહે જે કે Pope's Homer's Iliad મગાવી આપે. "

" વારુ સાહેબ " પણ ચોપડીનું નામ બરોબર ન સંભળાયું એટલે મેં સાભિનય ફરી કહ્યું: " પોપસ્ હોમર્સ આયલડ ? "

" શું કહ્યું ? આટલું નામ ખબર નથી. તદ્દન ઠોઠ છે. બારટી પર ઉભો થઇ જા. શું સમજ્યો ! "

હું ઉભો થઇ ગયો. મેં તે વખતે રડી કેમ ન દીધું તેનું મને આશ્ચર્ય થાય છે. પણ ધીમે ધીમે સૂઝ પડવા માંડી. થોડે દહાડે હું બાદશાહ માસ્તરનો વહાલો થયો; અને ઘણીવાર તે બીજા વર્ગના માસ્તરોને મારી મારફત કાજુ મોકલતા.

બાદશાહ માસ્તર પોતાને મોટા સંગીતશાસ્ત્રી માનતા. એક વાર તે મારી પાસે કલાસમાં निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवंतु । ગવાડતા હતા ને વરસાદ આવ્યો.

[ અનુસંધાન પૃ. ૪૮૮ પર ]

# સ્નેહનાં શહીદ

લલિતમોહન ગાંધી

૧

મકરન્દ ટ્રેઇનમાં બેઠો બેઠો બારીની બહાર જોયાં કરતો હતો. કુદરત કોપાયમાન થયેલી દીસતી હતી. આષાઢ મહિનાની, ઘનઘોર વાદળ છાયા, રાત્રી ભયંકર લાગતી હતી: વીજળી પાંખડીઓ ફરકાવી મૂકતી હતી. વાદળ મહીંથી ઝરતી આછી, મ્લાન, નિસ્તેજ, ચાંદની વાતાવરણને ગમગીન બનાવી રહી હતી. વરસાદ બેઠો પડયે જતો હતો. વરસાદના પડવાનો અવાજ કંઈક બીષ્ણતા રેલાવતો હતો. ઝડપથી દોડી જતી ટ્રેઇનનું કરૂણ સંગીત પણ દીલમાં કંઈક ભય સંચાર કરતું હતું. આજુબાજુ સુતેલા, ઘોરતા ઉતારૂઓનાં નાક વાતાવરણ મહીં કંઈક બીષ્ણતા આણતાં હતાં. એ વાતાવરણનું ગૂંગળામણ ત્રાસદાયક થતું જતું હતું. થોડી થોડી વારે મકરન્દનો સુકુમાર દેહ કમ્પી ઉઠતો. મકરન્દ તે રાત્રે બીજી પરણેતરની પસંદગી માટે નીકળ્યો હતો.

૨

મકરન્દ વિશ્વવિદ્યાલયનો બી. એ. હતો. કોલેજમાં પગ મૂકતા પહેલાં મધુને એ પરણ્યો હતો. એની ભાવનાસૃષ્ટિ ઉઘડવા માંડી, એની કલ્પનાને પાંખ ફુટવા માંડી, તે પહેલાં એ મધુનો પતિ થયો હતો.

મધુનાં રૂપરંગ જોવાં ગમે એવાં હતાં મધુનું કુટુંબ સારૂં ગણાતું હતું. એના બાપ પાસે સારી જમીનો હતી. એની વાડી સારી હતી. બાર મહિને પાંચ છ હજાર પ્રદેશમાંથી ખર્ચ જતાં બચત રહેતા. જ્ઞાતિરિવાજ, કુટુંબપ્રથા અનુસાર મધુ મકરન્દને નાની ઉમરે પરણી હતી. અર્વાચીનતા એના દેહને કે આત્માને અડી ન હતી. જુની સંસ્કૃતિ મહી તરબોળ રહેલા કુટુંબમાં તે જન્મી હતી. ને તે જ સંસ્કૃતિ મહીં ઓતપ્રોત ઉછરી હતી.

પતિ, પતિનું ઘર ને છોકરાં, કપડાંલત્તાં ને કંઈક દાગીના, સહીયરો ને દેવ મંદિરો સિવાય આજીવન મહીં બીજું કંઈક હોવાનાં એણે સ્વપ્નાં પણ નો'તાં સરજ્યાં. એનાથી પર જીવનમાં કંઈક હશે એવો ખ્યાલ એના અંતરે જાગ્યો ન હતો. તેરમા વર્ષમાં પ્રવેશતી મધુ અઢાર વર્ષ પૂરા કરતા, યુવાવસ્થામાં પ્રવેશ કરતા મકરન્દને પરણી હતી. એ લગ્નમાં એણે જીવનનું સાર્થક માન્યું હતું. જીવનમાં જોઈતું બધું મળ્યું હતું એમ એ સમજતી હતી. પરણનાર વ્યક્તિને લગ્નની બાબત કે ઉત્સાહ કંઈક ઓછો નડતો નથી. એ વ્યક્તિ નિરાળી રહી શકે છે. મધુએ લગ્નની ધમાલમાં ને ધામધૂમમાં હરખેલાં થતાં, અહીંનાં હોતાં માતપિતાને તટસ્થવૃત્તિથી નિહાળી, એના લગ્નમાં કંઈક પાપ હશે, એવું માનવા માંડયું હતું.

વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થી યુનિવ થતા મકરન્દને એ દેશમાં મોકલી. એની

મહત્તાની મધુની કલ્પના અવનવી જ હતી. એના મકરન્દથી કાંઇ વિશેષ હોય એવો એને ખ્યાલ નો'તો આવતો. લગ્ન પછી ૭ વર્ષો એણે પિયરમાં રહ્યાં રહ્યાં પોતાના પ્રિયતમ મકરન્દનાં કંઇક કંઇક અવનવાં સ્વપ્નો ઘડ્યાં હતાં. કલ્પનાનો ઢોળ જેને ચઢે તે વસ્તુ અવનવીન થાય છે, એમ મધુની લાડીલી ઊર્મિઓ મહીંથી જન્મેલી કલ્પનાથી ઘડાયલો મકરન્દ અપૂર્વ બની ગયો.

મકરન્દે બી. એ. થઇને નોકરી લીધી. ને બીજે મહિને અઢાર વર્ષની હસતી મધુએ મકરન્દના નવા ઘરમાં ગૃહરાણી તરીકે પગ મૂક્યો. પરણ્યા પછી અલ્પ પ્રલ્પ મકરન્દને જોઇ આનંદમાં તણાઇ જતી મધુએ મકરન્દનો પ્રથમ પરિચય, નોકરીએ રહ્યા પછી મંડિલા નવા ઘરમાં સાધ્યો.

સૃષ્ટિની પારાવાર વિચિત્રતાઓ મહીંની એક વિચિત્રતા માનવહૃદય છે. એના નિર્ણયોમાં સિદ્ધાંતો આડે આવતા નથી; બુદ્ધિવાદ નડતો નથી; મનુષ્યો આડે આવતાં નથી; સંજોગો એને નડતા નથી; એને લાગણીઓના ઉષ્મા ભર્યા ઉછાળા મારતાં ય વાર લાગતી નથી; બુદ્ધિવાદથી જડ થતાં ય વાર નથી લાગતી; અને ઠકડતી ટાઢાશથી આંતર જીવન સંકેલી લેતાં ય વાર નથી લાગતી.

પરણીને પતિનું ઘર માંડવા આવેલી મધુ પતિના ઘરમાં રહી અને એક દાયકો વહી ગયો.

પતિગૃહમાં પ્રથમ પગ માંડતાં, અસ્પષ્ટ ને અકથ્ય, મૃદુને અવનવીન, મુગ્ધ હૃદયને મૂઝવતી ને ન સમજાય એવી લાગણીઓની છોળ વડે પળે પળે ઓીલતી મધુ,—પતિ સ્નેહોની વ્હાલભરી ઉષ્મા મહીં જગતભરને ભૂલી જતી મધુ—જોત જોતામાં બદલાઇ ગઇ. બાર પંદર મહિનામાં એનું જીવન સંસારને ચીલે પડી ગયું. લાગણીઓનો આવેગ જીવનમાં રહ્યો નહીં. ઊર્મિઓના તનમનાટ વિનાનું જીવન ગોઠું થયું. ને અંતરની ઉષ્મા વહી ગઇ.

પતિસહવાસની નવીનતા સરી પડી. મધુને દીલરંગી સ્વપ્નો વડે અનુપમ કરી મૂકતી કલ્પનાઓ મહીં મસ્ત રહેતા મકરન્દની મસ્તી સન્ધ્યાના અનુપમ રંગોની માફક ચમકીને ઉપડી ગઇ ને પછીથી મકરન્દને ધીમે ધીમે એની અણઘડ વૃત્તિઓની સુગ ચઢવા લાગી. એના હલનચલનની અનાકર્ષકતા, એની બોલવા ચાલવાની ઢબો અને એની રીતભાતની પ્રાચીનતા, મકરન્દને ખૂંચવા લાગી. મધુ એને યોગ્ય નથી એમ મકરન્દ માનવા લાગ્યો. વિશ્વવિદ્યાલયના પદવીધારીને મધુ જેવી અશિષ્ટ પરણેતર નહીં પાલવે એવી માન્યતા ધીમે ધીમે બંધાતી ગઇ. અશિક્ષિત, અણઘડ અીને નિભાવી લેવામાં પોતે મહાન્ આત્મત્યાગ કરી રહ્યો છે, એવી દાંભિક મનોવૃત્તિ સેવતો મકરન્દ ધીમે ધીમે મધુથી અળગો ને અળગો થતો ગયો. એના આંતર વહેણે દિશા બદલી લીધી.

મધુને મકરન્દના દીલની ઠકડતી ટાઢાશ ન સમજાઇ, પણ મધુને મકરન્દથી દૂરને દૂર ધસડતી ગઇ. અજાણ્યુ અને વણસમજ્યું, એનું હૃદય પણ મકરન્દથી દૂરને દૂર ધસડાતું ગયું.

જગતની આંખે દેખાતાં વરવહુ તરીકે મધુ ને મકરન્દ એવાં દસ વર્ષો રહ્યાં. એક બીજાને સન્માનતાં છતાં ય, એમનાં હૃદયોનાં અંતર અમેય અને વજ્રનૂરથાં ને

વધુમાપ્યાં જ રહ્યાં. ને પ્રભુને મ એ હૃદયો જોડવાની જરૂર ન લાગી. સંતતિની પ્રેમદોરીથી એમનાં હૃદયો નહીં બંધાયાં. વાત્સલ્યને તાંતણે એ હૃદયો નહીં ગૂંથાયાં.

અને એ દસ વર્ષો મહીં, એના જીવનના રંગો બદલાઇ ગયા. મધુનો મકરન્દ દેવસમો જ રહ્યો. પતિ સન્માનમાંથી પ્રેમ જન્મ્યો નહીં પણ ભક્તિ જન્મી. પોતાના હૃદયના માનવનાથી પોતાનો પતિ અમેય છે એમ માનતી મધુ મકરન્દને પ્રભુની માફક પૂજી રહી અને એ જીવનનો દાયકો વીતી ગયો.

મકરન્દ નોકરી કરતો. સવારના દસ વાગ્યાથી નોકરીએ જતો. રાત્રે મોડો નવ દસ વાગે પાછો ફરતો. નોકરી અર્થે ગામ પરગામ રખડતો. અને મધુ એનું ઘર સાચવતી. એ બહાર ગયો હોય ત્યારે એ આવશે ત્યારે એને જોઇતી સગવડો પુરી પાડવાની તૈયારીઓ કરી રાખતી. અને એ ઘર આવતો ત્યારે અપૂર્વ સેવાભાવથી એની સેવા મહીં આઠે પગે તત્પર રહેતી ; એનો પડતો બોલ ઝીલતી.

અને એ જેમ જેમ સેવાપરાયણ થતી ગઇ, તેમ તેમ સેવા આકરી થતી ગઇ. સંસારની વેદિ ઉપર પોતાના જીવનનાં બલિદાન દેવાયાં છે એમ માનતો મકરન્દ એ બલિદાનનાં મૂલ્ય મધુ કને મોઘાં ને મોઘાં માંગતો ગયો. પોતાને સ્નેહનો શહીદ માનતો મકરન્દ પોતાની પૂજા આકરી કરતો ગયો.

વખત, કવખત ન જોતાં, ટાઢ કે તડકો ન જોતાં, દિવસ કે રાત ન જોતાં, પોતાનાં સુખ કે આરામ ન જોતાં અવિરત ને અપાર સેવા કરતી મધુની એ સેવા મહીં પણ એને ઉણપો લાગી. અને ઉણપો એને અપરિમિત લાગતી. અને પોતાની મહત્તાનો ખ્યાલ એકદમ ઉંચો ને ઉંચો થતો ગયો.

મધુના દરેક વર્તનનો મકરન્દને અણગમો ઉત્પન્ન થયો. એના સાદા ઓઢેલા વાળ સામે એ વધિા ઉઠાવતો. એનાં સાદી ઢબે પહેરેલાં, સાદાં વસ્ત્રોની એને સુગ ચડતી. એના બોલવાથી એના કાનને ત્રાસ થતો. એના હલનચલનથી એની કલાવૃત્તિ પર ફટકો ને દૂર ઘા પડતો. એને જોતાં એની જીવનકવિતા ઉડી જતી. એનાં જીવનસખા સગાઓ જ્યાં, જીંદગી આકારી લાગતી. મધુ ગમતી નહીં અને મધુ સાથે સંકળાયલું કશું ય એને ગમતું નહીં. પોતાની દયા ખાવા સિવાય બીજો કોઇ વ્યવસાય એને ગમતો નહીં.

સ્હેજ પણ ભૂલ થતાં, એનો પડતો બોલ ઝીલતાં જરા ય ઢીલ થતાં, એની મરજી પ્રમાણે, યોગ્ય કે અયોગ્ય, ગમે તેવી ધૂન પૂરી પાડતાં વિલંબ થતાં, મધુ મકરન્દને મારતો થયો. મધુપર ગુસ્સે થતો, મધુને તુચ્છકારતો, મકરન્દ મનુષ્ય મટી ધીમે ધીમે પશુ બનતો ગયો.

મૂંગે મોઢે બધું સહન કરતી, જે આવ્યું તે નિભાવી લેતી, અંતરની વરાળ અંતરમાં જ સમાવી રાખતી મધુ જીવન નિભાવ્યે જતી હતી. અને જેમ જેમ એ પોતાની સહનશક્તિ વધારતી ગઇ તેમ તેમ એ મકરન્દની વધુને વધુ આભારી બનતી ગઇ.

અને એવાં કેટલાંક વર્ષો ગયાં. એના જીવનમાં કદીય દેરાર જણાયો નહીં. એ જીવન પલટામાંથી ક્યાંય દેરાસી અપેક્ષા ય જન્મી નહીં. પતિસેવા ને સતી ધર્મ મહીં એનું નિઃશબ્દ જીવન વહ્યું ગયું.

વર્ષો ગયાં ને આખરે સંતતિને કાજે, પૂર્વને... મકરન્દ તે રાત્રે બીજી જીવનસહચરી શોધવા નીકળ્યો.

૩

" સ્હાવું અને સ્હેવું " એ પોતાના મુદ્રાલેખનો મકરન્દ વિચાર કરતો બેઠો હતો. દીલ ચાહી ન શકે તો પછી સહે શા માટે, એ જીવન કોયડો એના મનમાં ઘોળાયા કરતો હતો.

મધુની શી કસુરે એ એનો ત્યાગ કરે એ પ્રશ્ન એને મૂંઝવી રહ્યો હતો. મધુનો ત્યાગ એને અન્યાયી લાગતો હતો. જે જીવન મકરન્દના ઘરમાં મધુને સાંપડતું હતું તેની સામે આછી સરખી ય અસંતોષની લાગણી કદી મકરન્દની નજરે ચઢવા દીધી ન હતી એના ઘવાયલા હૃદયની ઉન્હી વરાળની આંચ માત્ર પણ મકરન્દને કદી અડી ન હતી. એક અક્ષર પણ એની સામે કદી ઉચ્ચાર્યો ન હતો. સ્વમાનભંગની રડીખડી લાગણીના ઓળા પણ એની આંખમાં મકરન્દને દેખાવા નો'તા દીધા. એના ઘવાયલા હૃદયના મણ મકરન્દના નિરખતાં કદી વહતા મૂક્યા ન હતા. મકરન્દના સાન્નિધ્યમાં પોતે સુખી હોય, જીવન મહીં જે ઇષ્ટ હોય તે બધું ય એને મળતું હોય એવા સુખી જીવનની વૃત્તિઓ આગળ કરી હતી.

પતિના વર્તનની સમીક્ષા આર્ય સ્ત્રી ન જ કરી શકે ! એવું પાપ એ ન જ કરે ! એવી એવી કંઇક વૃત્તિઓથી મધુ જીવન નિભાવી રહી હતી, તે મકરન્દ પારખી શક્યો હતો.

મધુને શા કારણે એ ત્યાગી શકે એ વિચાર એને મૂંઝવી રહ્યો હતો. એના માનસને ઘેલું બનાવી રહ્યો હતો.

તે રાત્રે એ નીકળ્યો. તે શા કામે નીકળ્યો છે તે મધુ નો'તી જાણતી. પોતાની મા બિમાર પડી ગઇ છે ને તે માટે જાય છે એવું અસત્ય બહાનું આગળ કરી મકરન્દે મધુને છેતરી હતી. સાસુની સેવા અર્થે સાથે જવા તત્પર થયલી મધુને અનેક અસત્યો વડે વારી હતી. પતિમાં અપૂર્વ વિશ્વાસ ને શ્રદ્ધા મૂકનારી મધુએ એ નિમિષે ખરાં માન્યાં હતાં. ઘરના આંગણા સુધી એને મૂકવા આવેલી મધુની આંખમાં આંસુ ઉભરાયાં હતાં તે એણે જોયાં હતાં. પોતાની શોકને શોધવા પતિ જાય છે તેનું એને ભાન ન હતું. છતાં ય એની સુંદર આંખો મહીંની દર્દ વિકળતા મકરન્દે ભાળી હતી. ને એ વિકળતા નીરખતાં એનું દીલ કમ્પી ઉઠ્યું હતું. એ વિકળતાની સ્મૃતિ વારે વારે તાજી થતી હતી. મધુનો શો વાંક, એ પ્રશ્ન વારે વારે એના દીલમાં ઉઠતો અને આપોઆપ વણઉકલ્યો સમાઇ જતો.

વિચારશૂન્ય બે ચાર પળો વીતી જતી. આંખો ઉઘાડી હોવા છતાં કશું ય ન જોતી. ટ્રેઇનની બહાર રેલી રહેલી વિષાદ-મગ્ન ચાંદની જોતી હોય એમ દેખાતી, અને વળી એ બેઠો બેઠો વિચારતો કે લગ્નનો શો અર્થ ! સંતતિ કાજે સંસારનાં લગ્ન છે તો સંતતિને અભાવે બીજાં લગ્ન ખોટાં કેમ કહી શકાય !

પ્રભુએ સંતતિસુખ ન દેખાડ્યું, એમાં મધુનો શો વાંક, એ પ્રશ્ન બીજી પળે પ્રતિ ઉત્તર સમો એના દીલમાં ઉઠતો.

ને પાછો એ વિચારતો. શા માટે સ્ત્રીપુરુષ એકબીજાને ચાહ્યા વિના સારી ય જીંદગી સાથે રહે, જગતની આંખે એકબીજાને પતિપત્ની તરીકે ઓળખાવી, પોતાના દીલને અને જગતને છેતરે ? એ સંબંધ રાખી મૂકવાનો શો અર્થ ? શા માટે પતિ પત્ની એક બીજાને ચાહી ન શકે તો એકબીજાથી છૂટાં ન થઇ શકે ?

અનાયાસે કેવળ અકસ્માતથી, આવી મળેલાં સ્ત્રીપુરુષો એકબીજાને ચાહ્યા વિના, આ જીવન એકબીજાને શા માટે નિભાવે ? લગ્ન એટલે શું ? લગ્ન-ગ્રંથી એક ફેરી ગૂંથાયા પછી શા માટે છૂટી ન શકે ? લગ્ન જીવનભરનાં શા માટે ? જગતના દરેક વહેવારમાં માણસને પોતાની ભૂલ માલમ પડે કે તે તે સુધારી શકે છે. ભૂલ સમજતાં ન સુધારે તેને સમાજ મૂર્ખ લેખે છે. તો પછી લગ્ન સંબંધમાં થયેલી ભૂલ સમજાતાં કેમ ન સુધારી શકાય ?

લગ્નની પાછળ આર્થિક, શારીરિક ને સામાજિક ઉદ્દેશો હોય તો જે લગ્નમાં તે ઉદ્દેશો નિષ્ફળ નિવડતા હોય તેવાં લગ્ન જીવનભર શા માટે નિભાવવાં ?

મધુ એને સુખી નથી કરી શકી. મધુ બીજા કોઇને પરણે તો તેને સુખી કરી શકે અને મધુ પોતે પણ સુખી થઇ શકે. પોતે બીજીને પરણે તો પોતે સુખી થઇ શકે. છતાં ય એક બીજાના સુખને જતાં કરી લગ્ન જીવનભર ટકાવી રાખવામાં શો અર્થ ?

અને મધુને લગ્નબન્ધનમાં રાખી પોતે બીજી સ્ત્રી સુખેથી કરી શકે છે, એટલું જ નહીં પણ સમાજ તેની સામે વાંધો નહીં લે. અને વધુમાં એ લગ્નનો સમાજ બચાવ પણ કરવા મથશે.

મકરન્દ વિચારવમળમાં અસહાય તણાયે જતો હતો.

સ્ત્રીપુરુષના વર્તનના માપનાં જુદાંજુદાં કાટલાં રાખતા પુરુષે ઘડેલા સમાજ માટે એને ઘૃણા ઉપજતી.

ને બીજી પળે આવતા સ્ટેશને ઉતરી જઇ ઘર પાછા જવાનો વિચાર મકરન્દ કરતો. મધુને અન્યાય કરવા એનું દીલ સ્પષ્ટપણે ના પાડતું.

ને પાછો વિચારતો કે એકાએક પાછા ફરતાં મધુ પૂછશે કે કેમ પાછા ફર્યાં તો શો જવાબ દેશે ! એ વિચાર એને પગાચાર મૂંઝવી દેતો.

સ્ટેશન આવતું અને ગાડીમાં એ બેસી રહેતો. ગાડીમાંથી ઉતરી જવા એના પગ નહીં ઉપડતા. અને ટ્રેન ઉપડતી ને પાછો વિચાર ચડતો.

પળવાર એને જગત સાગ્ર નિર્દય લાગતું. માનવકલ્પ જોકે સમાજ નિર્દય રીતે રમી રહ્યો છે એમ એને લાગતું.

અને નિર્દય આગગાડી મધુ ને મકરન્દના અંતર વધાર્યે જ જતી.

૪

મહાલક્ષ્મીના દિવાનખાનામાં મકરન્દ એકલો બેસી રહ્યો હતો.

ઘડીમાં એ દિવાનખાનામાં અર્થહીન ચિત્રો જોઇ રહેતો. બીજી પળે શૂન્ય હૃદયે છત તરફ જોઇ રહેતો. ને ઘડીમાં પાછળા ખંડમાં થતી વાતો પર કાન માંડતો. ને પાછો બીજી પળે દિશાશૂન્ય ને વિચારશૂન્ય. બેજવાબદારી વૃત્તિઓના પૂર મહીં ઘસડાતો

[ અનુસંધાન પૃ. ૪૬૪ પર ]

# પુરાણુ પાટણુના અવશેષોમાં

: પૃથ્વી :

સ્વતંત્ર ગુજરાતના ગુરુ પ્રતાપથી ગાજતી
હતી વિભવશાળી પાટનગરી વિશાળી અહીં ;
જહીં જબર વીરહાક સુભટોતણી વાગતી ;
સ્વદેશ બિરદાવલી વિહરતી વિદેશો મહીં ;

હિમાલયસમાં સમુન્નત શિરો નભો માપતાં,
ભુજા દશ દિગંતશલ નિજ બાથમાં ભીડતી
જહાજ જલના તુરંગ પર સિંધુનાં કાપતાં
નર્યાં પથવિહીન અંતર, વિહારીને સીડતી

કુરૂદ્ધિ લઇ આવતાં રતનરિદ્ધિઓ સાહસે.
હતીઃ પણુ હવે નથી સ્મૃતિ વિના કશું યે રહ્યું !
ન મુક્તિ મલકે, ન શૌર્ય ઝળકે, ન લક્ષ્મી લસે !
બધું ય અહ ! કાળની કપિલ કોપઝાળે દહ્યું !

ભગીરથ ન કોઇ ભસ્મ પર ગંગ ઉતારશે ?
અધોગતિ થકી દઇ અમર પ્રાણુ ઉદ્ધારશે ?

# હુલ્લડખોર

રામચંદ્ર શુક્લ

[ આ અંકના પૃષ્ઠ ૩૯૦ થી ચાલુ ]

## અંક બીજો

[ થોડા દિવસ પછી બપોર પહેલાં. જમણુ ઓરડાની બારીઓમાંથી સૂર્ય પ્રકાશ આવે છે. મેજ ઉપર છાપાંનો ઢગલો અસ્તવ્યસ્ત પડ્યો છે. પોતા સામું જોતી હેલન ત્યાં બેઠેલી છે. બહાર છાપાનો ફેરીઓ છાપું વેચવાની બૂમ પાડતો દોડતો જાય છે. અવાજ સાંભળી એ ઊઠે છે અને અગાશી પર જાય છે. ઓરડામાંથી હ્યુબર્ટ પ્રવેશ કરે છે. એ એકદમ અગાશીમાં જાય છે, અને હેલનને ઓરડામાં લઇ આવે છે. ]

હેલન : એ ખરું છે. એ બૂમો પાડે છે તે !

હ્યુબર્ટ : હા. ધાર્યા કરતાં ય બુરું. સાંકડા રસ્તામાં આપણા માણસોનો કુચો કાઢી નાખ્યો: બંદુકો પણ નકામી નીવડી. શરૂઆત ભયંકર થઇ.

હેલન : અરે, હ્યુબર્ટ !

હ્યુબર્ટ : મારી પ્રિયતમે !

[ હેલન એના ખોળા પર મોં મૂકે છે. એ ચુંબન કરે છે. પછી તે જલદીથી ફરવાની બારી તરફ જાય છે. ઓરડાનું બારણું ઉઘડ્યું છે, અને નોકર હેનરી મેરેર્ડ અને એની પ્રિયા પહેલાં પ્રવેશે છે. ]

હેનરી : હું મીસીસ મોરને ખબર આપું ત્યાં સુધી જરા અહિં ઉભા રહોને. ( હ્યુબર્ટ પર નજર પડતાં ) ભૂલ થઇ, સાહેબ.

હ્યુબર્ટ : ( ઠીક ) વધિ નહિ, હેનરી. ( જેમ તેમ ) અરે મેરેર્ડ ! ( નોકર જાય છે ) તેં એને સમજાવી ખરી; ઠીક થયું. મારી બેન એની દેખરેખ રાખશે; હું ચિંતા કરીશ નહિ. બધો સામાન તૈયાર થઇ ગયો ! બરાબર ત્રણ વાગે.

મેરેર્ડ : [ ખાખી પોષાક પહેરેલા, ખડતલ બાંધાનો, અત્યારે નિસ્તેજ પણ શુષ્ક હાસ્ય સૂચવતા ચહેરાવાળો એ સૈનિક છે. પશ્ચિમ પ્રદેશની રીતે શબ્દ ઉચ્ચારે છે. ] બરાબર છે, સા'બ, બધું તૈયાર છે

[ હેલન બારીમાંથી બહાર આવી છે, અને વિચિત્ર રીતે ત્યાં ઊભાં રહેલા મેરેર્ડ અને તેની પ્રીતને શાંતિથી જુએ છે. ]

હેલન : ( શાંતિથી ) મેરેર્ડ એમની દેખરેખ રાખજો.

હ્યુબર્ટ : અમે એકબીજાની દેખરેખ રાખીશું, કેમ નહિ, મેરેર્ડ !

હેલન : તમને અહરાવાને કેટલો વખત થયો !

છોકરી : ( સુંદર સંદિગ્ધ જુવાન ઓ ) ૭ મહિના.

[ એકદમ ડુસકાં ખાય છે ]

હેલન : એ સેમકુશળ જલદી પાછા આવશે.

મેરેર્ડ : આ મારે એમનો હું જાણી રહીશ. ( ધીએથી તેને ) રડીશ નહિ, હવે રડ નહિ.

હેલન : ના, બેન, રડ નહિ.

[ તે ધ્રુજતા હોઠ સ્થિર કરવા પ્રયત્ન કરે છે: અને પછી અંગાશીમાં જાય છે. હ્યુબર્ટ એની પાછળ જાય છે. મેફોર્ડ અને તેની પ્રિયા હતાં ત્યાં જ વિચ્છિન્ન દેખાતાં ઉભાં રહે છે: અને તે ડુસકાં દબાવવા યત્ન કરે છે. ]

મેફોર્ડ : નેન્સ, તું આ પ્રમાણે કરીશ નહિ: મારે તને ઘેર લઇ જવી પડશે. અહિં આવ્યા પછી આ મુશ્કેલ છે. તું ધમાલ કરે છે તેથી હું મરીને દટાઇ જાઉં એમ થાય છે. જો, તેં એ બન્નેને અહિંથી બહાર કાઢયાં.

[ એ સ્વસ્થ થાય છે અને બારણું ઉઘડે છે: કેથરાઇન ઓલીવ અને આયા સાથે પ્રવેશ કરે છે: મેફોર્ડને તે કુતુહલથી અને અંબાઇને નિહાળે છે: આયાની આંખો રાતી છે, પણ તેનું વર્તન સ્વસ્થ છે ].

કેથરાઇન : ભાઇએ મને કહેલું: એને આણી તેથી ખુશ થઇ.

મેફોર્ડ : ખાઇસાહેબ, હું જવાનો છું તેથી જરા એને લાગે છે.

કેથરાઇન : હા, હા, પણ એ તો દેશ માટે છે, નહિ ?

છોકરી : એ જ મને મેફોર્ડ કહ્યા કરે છે ને. એમણે જવું જ જોઇએ: એટલે એમને દુભવવા એ ઠીક નથી. અને હું એમને કહ્યા કરું છું કે હું સુખરૂપ રહીશ.

આયા : ( એની આંખો પુત્રના મોં પરથી જરા પણ ખસતી નથી ) હા, તને કાંઇ હરકત નહિ પડે.

છોકરી : તમને મારામાં રસ છે એમ જાણી મેફોર્ડને શાતા વળશે. એ એટલો બધો ઉતાવળીઓ છે કે કંઇકનું કંઇક એ કરી બેસશે.

કેથરાઇન : આપણુ દરેકને કોઇકનું કોઇક જવાનું છે. બંદર પર વળાવવા આવવું છે ? એમને આપણે આનંદમાં હસતા મોકલવા જોઇએ.

ઓલીવ : કદાચ, એને ચાંદ મળશે.

કેથરાઇન : ઓલીવ !

આયા : દેશદ્રોહી અને લડાઇ રોકો કહેનારમાંનો એ એક પાછો ભાગનારો બને એવું તો તમને ગમે નહિ.

કેથરાઇન : ( જલદીથી ) હા,-તમારું ઠેકાણું તો મને ખબર છે ( મેફોર્ડ સામે હાથ ધરી ) અમે એની કાળજી રાખીશું.

ઓલીવ : ( મોટા અવાજથી કાનમાં કહેતાં ) મારી રોઝી એને આપું ?

કેથરાઇન : તને ગમે તે આપ. ( મેફોર્ડને ) જુઓ, ભાઇ અને તમારી કાળજી રાખજો અને અમે એની ખબર રાખીશું.

મેફોર્ડ : જી, બાઇ સાહેબ.

[ મુલાકાતથી ધાર્યા જેવું પરિણામ નહિ આવ્યું તેથી જરા ઉતરેલ મોઢે એ એની પ્રિયા તરફ જુએ છે, એ જરા વિનય દર્શાવે છે: મેફોર્ડ સલામ કરે છે ]

ઓલીવ : ( ફ્રાળખાના ખીસામાંથી એક પડીકું લીધું છે તે એના હાથમાં મેલે છે ( એ બહુ મજાનું છે,

મેરેડીં : આભાર, મીસ.

[ પછી એક બીજાને આલિંગે છે; લાગણી અને પ્રણાલિકાના વમળમાં મુઝાતાં એમને આથી બહાર લઇ જાય છે ]

કેથરાઈન : બિચારાં !

ઓલીવ : બા, દેશદ્રોહી અને લડાઇ રોકનાર એટલે શું !

કેથરાઈન : ( છાપું જોતાં ) એ તો નકામું નામ—જો, એમ બકબક ન કરીએ.

ઓલીવ : પણ મને એક નવી વાત કહોને !

કેથરાઈન : હા ?

ઓલીવ : બાપુ એવા ખરા ?

કેથરાઇન : ઓલીવ ! આ લડાઇ વિષે તું કેટલું જાણે છે ?

ઓલીવ : એ લોકો આપણે તાબે બરાબર રહેતા નથી. એથી આપણે એમને મારવા પડે છે, અને એમનો દેશ લઇ લેવો જ જોઇએ. નહિ વારુ ?

કેથરાઇન : હા. પણ બાપુને એ પસંદ નથીઃ એમને એ યોગ્ય લાગતું નથી, અને એ જ એ કહે છે. લોકો એમના પર રોષે ભરાયા છે.

ઓલીવ : કેમ યોગ્ય નથી ? મને લાગે છે કે એ લોકો કરતાં આપણે નાના છીએ.

કેથરાઈન : ના.

ઓલીવ : એમ ! ઇતિહાસમાં તો આપણે હમેશ નાના છીએઃ અને આપણે હમેશ વિજય મેળવીએ છીએ. એથી મને ઇતિહાસ ગમે છે, બા. તું તું કોની તરફ છે, આપણી કે એમની ?

કેથરાઈન : આપણી.

ઓલીવ : ત્યારે તો હું પણ આપણી તરફ રહીશ. બાપુના પક્ષ તરફ આપણે નથી એ અફસોસની વાત છે. ( કેથરાઇન ધ્રુજે છે ) આપણા પક્ષમાં ન રહેવા માટે લોક એમને હેરાન કરશે.

કેથરાઈન : ઓલીવ, મને લાગે છે કે તેમ કરશે.

ઓલીવ : ત્યારે તો આપણે એમની વિશેષ કાળજી રાખવી જોઇએ.

કેથરાઈન : આપણાથી બને તો.

ઓલીવ : મારાથી બનશે—મને એ જ લાગે છે.

[ હેલન અને ફ્રુગર્ટ અગાશીને રસ્તે પાછા ફર્યાં છે કેથરાઇન અને બચ્ચાંને જોઇને હેલન આગળ ચાલી જાય છે, પણ ફ્રુગર્ટ બે બારણાં વચ્ચે બારીએ આવે છે ]

ઓલીવ : ( એને જોતાં—ધીમેથી ) આજે મામા ફ્રુગર્ટ લડાઇના મેદાને જવાનાં છે કે શું ! ( કેથરાઇન માથું હલાવે છે ) કેમ ઘણા નથી જવાના ?

કેથરાઈન : ના, મારી લાડકી.

ઓલીવ : એ લોકના સદ્ભાગ્ય, નહિ !

[ ફ્રુગર્ટ પ્રવેશે છે. બચ્ચાંની હાજરીથી એ સ્વસ્થ થે છે ]

ફ્રુગર્ટ : બેન, ત્યારે રામ રામ. ( ઓલીવને ) ચેમ્પ, તારા માટે આવું ત્યારે શું લેતો આવું ?

**ઓલીવ** : ત્યાં રણમેદાન પર દુકાનો છે ? મેં તો એ જોખમ ભરેલું ધારેલું.
**હ્યુબર્ટ** : જરાય નહિ.
**ઓલીવ** : (સમજતાં) એમ !
**કેથરાઈન** : જો, લાડિલી, મામાને બરાબર ભેટ.
[ ઓલીવના આલિંગનના ઓઠા નીચે કેથરાઇન હિંમત એકત્ર કરે છે ]
**કેથરાઈન** : હું અને બાપાજી સૂક્ષ્મ દેહે તારી જોડે જ હોઈશું. રામરામ, ભાઈ.
[ એમનામાં ચુંબન કરવાની હિંમત રહી નથી. અને હ્યુબર્ટ કંઇક અને સીધો ચાલ્યો જાય છે. વચમાં સ્ટીલ મળે છે, તે તરફ પણ એનું ધ્યાન ખેંચાતું નથી. સ્ટીલ અચકાય છે અને જતા રહેવાનો વિચાર કરે છે. ]
**કેથરાઈન** : આવો, મિ. સ્ટીલ.
**સ્ટીલ** : મીસીસ મોર, ટોલમીનના પ્રતિનિધિમંડળને અહિં આવવાનો વખત થયો છે, બાર થયા છે.
**ઓલીવ** : (છાપાનો નાનો દડો બનાવી–ખંધાઇથી) મિ. સ્ટીલ, ઝીલજો.
[ એ ફેંકે છે અને સ્ટીલ સાંચિયો ઝીલે છે ]
**કેથરાઈન** : લાડકી, જા બા, ઉપર જા.
**ઓલીવ** : બા, મને બારીમાં વાંચવા દેને. ત્યાંથી પ્રતિનિધિ પસાર થતા જોવાશે.
**કેથરાઈન** : ના, અગાશી પર થોડીવાર જવું હોય તો જા, અને પછી ઉપર જવાનું.
[ કમને ઓલીવ અગાશીમાં જાય છે ]
**સ્ટીલ** : પેલા સાંકડા રસ્તાના આજે ભયંકર સમાચાર આવ્યા. અને તમે આ જોયાં ! (છાપામાંથી વાંચતાં) "આવે વખતે દેશને બદનામે કરતા અધમ મનુષ્યોના ગડબડાટને ફાવવા દેવાનું નથી. સઘળા સાચા સ્વદેશપ્રેમીઓ ટોલમીનના સભ્ય પર ધિક્કાર વરસાવે છે. (તે ખીજું છાપું લે છે). "પોતાને જોખમે પણ કેટલીક જાતના લોકસેવક જાહેરાત પામવાની ચેળ રોકી શકતા નથી. રાષ્ટ્રીય કટોકટીના વખતે આપણે હડકાયાં કુતરાંની માફક એવા માણસોનાં મોં બંધ કરવાં જોઈએ..." એમની પાછળ પુરેપુરા ઉખડી પડ્યા છે...!
**કેથરાઈન** : દેશને હમેશ બદનામ કરતા માણસો એકદમ એમને નાયક બનાવી દેશે, એમ મને વધારે લાગે છે. એમના મનમાં શું છે તે જાણો છો !
**સ્ટીલ** : મીસસ મોર, લડાઇ વિરૂદ્ધ બધે ભાષણો કરવાનો એમનો વિચાર આપણે પડતો મુકાવવો જોઇએ. એ સિવાય છુટકો નથી.
**કેથરાઈન** : (સાંભળતી) પ્રતિનિધિમંડળ આવ્યું છે. મિ. સ્ટીલ, જાઓ, એમને બોલાવી લાવો. એ આમસભામાં એમના ઓરડામાં હશે.
[ સ્ટીલ જાય છે અને કેથરાઇન દૂર ઉભી રહે છે. પ્રતિનિધિમંડળને દાખલ કરવા એક ઘડી પછી તે બારણું ઉઘાડે છે, પછી ચાલ્યો જાય છે. મહત્વની વાત કરવા આવ્યાં હોય એમ દર્શાવતા ચાર ગૃહસ્થો પ્રવેશે છે. સૌથી પહેલો અને વિચિત્ર જેમ્સ હોમ છે. એ પાતળો ને ઉંચો છે. એને

# આપણો શ્રમજીવી વર્ગ

બળવંત સંઘવી

શ્રમજીવીઓની કરુણ દશા વર્ણવતી નવલિકા આધુનિક સાહિત્યનું ઉત્તમ લક્ષણ મનાય છે. રશિયન લેખકોને પગલે ચાલી પ્રેમચંદજી, ધૂમકેતુ અને બીજા કેટલાક ઉગતા લેખક, મજદૂરોના દુઃખનાં કલ્પનાચિત્રો રજુ કરી મૂડી મંડિતો માટે ઘૃણા અને શ્રમજીવી માટે અનુકંપા ઉત્પન્ન કરવામાં સફળ બને છે. આપણા એ શ્રમજીવી વર્ગના સત્ય જીવનમાં ડોકિયું કરી; તેમની વાસ્તવિક દશાનો ખ્યાલ આપવા આ લઘુ લેખ અત્રે રજુ કરવામાં આવે છે.

શ્રમજીવી વર્ગના મુખ્ય બે ભાગ થઈ શકે: (૧) માનસિક અને (૨) શારીરિક. ઉપરાંત બે પેટાભાગ—મધ્યમ અને ગરીબ.

આમાં સામાન્યતઃ પહેલા અને બીજા વર્ગનું પ્રમાણ વિશેષ હોય છે. પ્રથમ વર્ગના શ્રમજીવીને ખોરાક, પોશાક અને મોજશોખ ઉપરાંત સામાજિક લાગાના ઢસરડા તાણવાના હોય છે. એથી એ વર્ગને કેટલીકવાર આના–પાઈની પણ ત્રુટિ પડે છે, અને 'ઉજ્જડ કે વસતિમાં લુંટાય' એમ લાગો આપવા દેવામાં ઉતરવું પડે છે. આ વર્ગની દબ્બભરતી પગારને દિવસે હોય છે; અને મહિનાના છેલ્લા ભાગમાં શરૂ કરેલાં ખરચો નભાવવા હવોમાં ખાચકા ભરવા પડે છે; આવા વર્ગને બચતની મારામારી હોય છે, તેમ જ સામ્પ્રત મોંઘવારી અને બેકારીના જમાનામાં તો દેવાના ડુંગર નીચે કચડાવાની જાણી બુઝીને ફરજ પડે છે. આમ મધ્યમ માનસિક શ્રમજીવી વર્ગ બોજાના ઘોડાપૂરમાં તણાતો રહે છે. એનાથી એક રૂપિયો પણ બચાવી શકાતો તો નથી જ; એનાં બેંક–પોસ્ટનાં ખાતાં ચાર પાંચ રૂપિયા કે ચાર આનાથી જ પૂરાયલાં રહે છે.

આ વર્ગ ઘણે ભાગે વિમો શરૂ કરી શકે છે. પરન્તુ ભરણાં નિયમિત ભરવાના અભાવે કે લીધેલા 'લોન'ના કારણે અંતે ધાર્યાં નાણાં મેળવી શકતો નથી. અથવા એના મરણ બાદ એના વારસ 'સો ના સાઠ' પામે તો કૃતાર્થી મનાય છે. આ વર્ગને સત્તા, સમાજ અને બીજા ઉપજીવીઓ ચૂસે છે; મોજશોખ તેને લૂંટે છે; અને સગાંવ્હાલાં તેને રગડી અધપાંખુ બનાવે છે.

આ વર્ગની વ્યક્તિ જીવે ત્યાં સુધી કામ ઢસડ્યા કરે છે, અને એથી જ ધર્મ અર્થ અને કામ સાધવાના અભાવે સ્વમોક્ષ મેળવી શકતો નથી.

સામાન્ય પંક્તિના વ્યાપારીઓ, ખાનગી નોકરી કરનાર, ઓછા પ્રકારનાં ઓદ્યોગિક સાહસ ખેડનાર, વૈદ્ય–વકીલ અને પત્રકાર, શિક્ષક અને દુકાનદાર આ વર્ગમાં બતાવી શકાય.

જેનું મગજ ન ચાલે તેના પગ ચાલવા જોઈએ એ ન્યાયે બીજા વર્ગમાં મહેનત મજુરી અને વૈતરું કરનાર આગળ આવી શકે.

ખેડુત ગામ છોડી શહેરમાં મજુરીએ આવે, ત્યારે તેને શહેરની આબોહવા અને કાર્યપદ્ધતિ માફક આવતી નથી. આથી તે, હોટેલ વગેરે, ભૂખ્યા પેટે, વ્યસન રાક્ષસના કે મજુરી મારવાડીના વ્યાજ દંડના પંજામાં ફસાય છે. આ વર્ગને જે પ્રમાણમાં

સામાજિક બંધન ઓછાં હોય તે પ્રમાણમાં મજૂરોની ઉજપ મોટી હોય છે. આ કારણથી એ વર્ગ વધારે કમાવા છતાં અકિંચન રહે છે અને 'હાજર સો હથિયાર' ગણી પોતે ઊભા કરેલા 'મૂરખાના સ્વર્ગમાં' મંડુ વિહાર કરે છે. આ વર્ગ મિલ મજૂર, રેલ્વે મજૂર, ગાડી રેંકડી ફેરવનાર, બંદરમાં વેગનો ઉંચકનાર, કડિયા સુતાર જેવા મજૂરીએ જનાર, હેલ પાટી કરનાર, તાર ટપાલમાં બેસી પાળીએ કામ કરનાર અને એવા જ બીજા ઉપજીવકોનો બનેલો હોય છે. એ વર્ગ અજ્ઞાનતાને લીધે જ સુખ માને છે. વળી એ વર્ગ વર્તમાનમાં જ માનતો હોવાથી ભૂતકાળના અનુભવો ભૂંસી નાખે છે, અને ભાવિ ચિન્તા માટે નિરાશાવાદી કે પ્રારબ્ધ વાદી બને છે. ખોટું ગુમાન, મમત, જડ, કાચી સમજ, ભોળપણ, વ્યસન, સંયમ વગરની વાચા અને સ્વાસ્થ્ય તેમ જ કાયદાની અણસમજ આ વર્ગને અકાળે લય તરફ ધસડી જાય છે. શારીરિક શ્રમજીવી ગરીબ વર્ગ મોટા પ્રમાણમાં છે, તેમ તેનો નાશ પણ ઘણા જ મોટા પ્રમાણમાં થતો જાય છે.

આ વર્ગને ગેરલાભમાં લાભ માત્ર એ જ છે, કે તેની પાસે મૂડીવાદી જેટલી સખત ચિંતા સમાજ માગતી નથી. આથી એ વર્ગને જેમ વાળવો હોય તેમ સરળ રીતે કોઈપણ સત્તા વાળી શકે છે.

વળી આ વર્ગમાં અનીતિનાં અણુઓ અજાણપણે દાખલ થઈ ક્રમિક વિકાસે વિષવૃક્ષ જેવાં નીવડે છે. ગરીબાઈના ગજબ તેને ગમ ભૂલાવવા વ્યસનવિહારી બનાવે છે, એટલું જ નહિ, એ જ અજગરચૂડ તેને પૈસા કે ઓળખાણ માટે વ્યભિચારના વિનાશી દોરે છે, આ વર્ગથી સુંવાળા સહચાર, બાળહત્યા, સ્તેય, અપઘાત, કૃતઘ્નતા અને અકાળ મરણ બહુધા માલુમ પડે છે. આ બધા અનર્થોનું મૂળ ગરીબાઈ, બીક અને અજ્ઞાન હોય છે.

ત્રીજો અને ચોથો વર્ગ આપણા દેશમાં મૂઠીભર પ્રમાણમાં છે. તે વર્ગ ઘુંડ મિજાજી, ડોળી, હરામખાઉ અને અનુકરણ કરનાર જણાય છે. આ વર્ગના લોકો કૃત્રિમ સૌજન્ય માટે જાહેરાત કરનાર હોય છે; પણ કુદરતી સૌજન્ય તેમનાથી અનેકગણું દૂર હોય છે. આવા મિશ્રવર્ગના ગુણદોષ પણ મિશ્ર જ હોય છે અને તેને જુદા પાડવા પ્રબળ માનસશાસ્ત્રીઓની અવિરત મહેનતની આવશ્યકતા છે.

સિનેમા સ્ટાર, યાંત્રિક કારીગરો, મુકાદમો, શરાફો, મૂડી રોકી પૈસાદાર પંથે પળતા સહજ શ્રમજીવિયો, કલાકારો, નટો, ઋણ ઉધારથી અસ્તિત્વ રાખનાર નેતાઓ, વેતન લેનાર ભાષણકારો, પ્રોફેસરો અને મોટરના ડ્રાઇવરો આ વર્ગમાં ભળી જાય છે. એ વર્ગ ભાગ્યે જ પૈસે દુઃખી હોય છે, અને પોતાની હોશિયારીના કેફને લીધે, સ્વમાન-ગરમ સ્વભાવ અને બેતમાના ત્રિગુણથી આવરેલો હોય છે.

આ સર્વ વર્ગોની દશા સુધારવા-સારી હોય તો ટકાવી રાખવાના ઉપાય શા ? કેળવણીકાર કહેશે કે બુદ્ધિપૂર્વક વ્યવહાર શિક્ષણ; રાજનીતિજ્ઞો કહેશે કે સંપૂર્ણ સ્વરાજ્ય; ધર્માચાર્યો કહેશે કે નીતિપ્રચાર; અર્થશાસ્ત્રીઓ કહેશે કે દ્રવ્ય-વિનિમય અને સમાજશાસ્ત્રીઓ કહેશે કે સંપૂર્ણ માનવી તરીકે જીવવાની તાલિમ.

આ સર્વ મુદ્દા ધ્યાનમાં લેતાં એક જ સૂત્રલેખમાં-વાક્યમાં કહી શકાય કે 'જો, જાણ અને જીવ.'

# 'મને હૃદય હોત તો'

: પૃથ્વી :

મને હૃદય હોત તો, નવ વૃથા વહાવી હતે
કઠોર મુજ અશ્મશા હૃદય પ્રાંતપે, તાહરાં,
અનંત, પ્રિય, જાહ્નવી, નયનનીર પીયૂષની ;
અને હૃદય હોત તો, ઉર અમોઘ ભાવો તણા
સુરમ્ય પ્રતિબિંબશાં તવ મધુર કાવ્યો પ્રિયે !
ન વંધ્ય કદી રે'ત દર્શન હીણું જ મારાં સખી !

મને હૃદય હોત તો ?
નહિ–હૃદય તો હતું, અમિત ઊર્મિઓઓ હતી
તને સુભગ સ્વપ્ન શી, ઉરજ ભાવનામંજરી
સમી, મૃદુલ ધન્ય કલ્પન સખી, પ્રિયાને, ઉરે
સદા હસતી ચાંપવા, નિરખવા જ કલ્લોલતી
ગરીબ મુજ પ્રાંગણે, સભર સ્નેહ હૈયે હતો;
અને નયનનીર મેં ય, પ્રિય ! કયાં ન સીંચ્યાં હતાં ?
અનન્ય છલકયાં રસે પ્રણયકાવ્ય પારેવડાં
હતાં ન પ્રિય પાઠવ્યાં હૃદય તાહરૂં પામવા ?
હતું, હૃદય તો હતું, પણ તમા તને કયાં હતી ?
હવે નયનઅશ્રુ શાં, ઉર બન્યું યદા એતમા ?

# ચણા અને ભાભી

ધનપ્રસાદ મુનશી.

રાતના બે.

તિલકની સૌમ્ય પ્રતિમા નિદ્રાવશ મુંબાપુરીને ઉદાસીન દૃષ્ટિએ નીહાળી રહી હતી."

એ પ્રતિમાની આસપાસ ચોપાટીનો વિસ્તાર શૂન્ય, નિર્જન, અચેત દીસતો હતો. માછીઓના કાળા, અંધારા, વિચિત્ર ગંધવાળા ઝુંપડા અને રેતી પર આળોટતા બે ત્રણ મછવા મૃત શાંતિ સૂચવતા હતા. કિનારે ઝળહળતી મોટી દીપસેનાનો પ્રકાશ થોડા કલાક અગાઉ વિસર્જન થયેલી માનવ મેદનીએ એ મહાનુભાવના ચરણ આગળ રેતી પટ પર તજેલા, વેરણછેરણ પડેલા કાગળ, નાળીએરનાં કાચલાં અને ગંડેરીના કુચાં વ્યક્ત કરતો હતો.

દૂર કોઈ અધુરી સારંગીનો ઝેરી સુર ભરતીના ઘેરા ગંભીર ઘોષ સાથે ભળી જતો હતો.

- રાતના બે.

તિલક પ્રતિમાના પાય આગળ રેતીમાં લંબાયલો સુરેશ મહેતા, બી. એ. પોતાની લાંબી, પાતળી કાયા સંકેલી, પીપિલાની પેઠે ઉભો થયો. એનો દેહ ધ્રુજ્યો—લથડયો અને એ પાછો નીચે બેસી ગયો. એક અકળભાવે એ સાગરના ઉંડા, કાળા, શીતળ તરંગ ભણી જોઈ રહ્યો. આપઘાત ! ના, ના, સુરેશ એવી પોચી માટીનો ઘડયો નહોતો. એણે ઉંચે જોયું. પછી બાળ ગંગાધરના મુખ સામું જોઈ રહ્યો. "તમે શું કર્યું ! " એ બબડયો, " ગીતા રહસ્ય, ઓરાયન, દેશ કાજે આત્મબલિદાન. પણ તમારી ચળવળે મારે માટે—તરૂણ પેઢી માટે—શું કર્યું !" એક નિઃશ્વાસ નાંખી એણે નીચું જોયું. ગીતા રહસ્ય અને ઓરાયનના કર્તાની પાઘડી પર નિદ્રાવશ થયેલું કોક પક્ષી સહેજ પાંખ ફફડાવી, શાંત થયું.

સુરેશ મહેતા બી. એ. પાછો ડગમગતો ઉભો થયો અને એણે એક વિચિત્ર ઉદ્યમ આરંભ્યો. રેતી પર આમતેમ ફરી, શોધી, લોકોએ પીધેલાં લીલાં નાળીએરનાં પંદર વીસ કાચલાં એકઠાં કરી લાવ્યો અને પછી નીચે બેસી, એ કાચલાંમાંથી, આંગળી-એ આંગળીએ ખોતરી, જરાતરા ચોંટી રહેલું કોપરું નીકળે તે ખાવા લાગ્યો. " આજ તો નસીબ જોર કરે છે, " એ હરખ્યો, " કો કોપરું નીકળ્યું. " પછી ક્ષુધા શાંત થઈ હોય તેમ આનંદથી એ ઉઠયો અને બોલ્યો, " જોઈએ, બ્હેન, હવે તારું નસીબ. " એક ઉડતો કાગળ ઉંચકી લઈ, એ જ્યાં ચણા વેચનારા મોટા ઢગ મારી બેસે છે ત્યાં ગયો, અને રેતીમાં વેરાયલા ચણા એક પછી એક વીણી, વીણી કાગળ-માં એકઠા કરતો ગયો. આખરે એક પણ ચણો રહી નથી ગયો ; એમ એની ખાત્રી થતાં, એણે કાગળમાં એકઠા કરેલા બે ત્રણ મુઠી ચણાનું સંભાળથી પડીકું બાંધ્યું અને પાછો એ તિલક પ્રતિમા ભણી ચાલ્યો. રસ્તામાં કોઈ બેગમ ગાનેક પડી ગયેલો

અથવા ફેંકી દીધેલો કાંદો એણે સહર્ષ ઉંચક્યો, ચણાના પડીકામાં બાંધી લીધો અને જાણે આટલા શ્રમથી થાકી ગયો હોય તેમ પ્રતિમાના પાય આગળ લંબાયો. આજે પાંચ દિવસ થયા સુરેશ મહેતા રોજ રાતે આ પ્રમાણે ખોરાકસંચય કરી, પોતાનું અને પોતાની બ્હેનનું ગુજરાન કરતો. કારણ–કહેવાની જરૂર છે ? સુરેશ મહેતા બી. એ. બેકાર હતો. ગયે વર્ષે જ્યારે બી. એ. માં પાસ થયેલા ઉમેદવારની ટીપમાં પોતાનું નામ વાંચ્યું ત્યારે, એ નાચી ઉઠ્યો. એને થયું કે હવે હું તરી ગયો. પણ જ્યારે એ નોકરીની શોધમાં નીકળ્યો ત્યારે એને આશ્ચર્ય થયું કે નોકરી રાખનાર બી. એ. શું તે સમજતા જ નહોતા કે એમને એ ઉપાધિની કિંમત જ નહોતી. એ ભલા માણસો ઇડકરીવ લોજીક કે ચોસરના કાલનું આંગ્લ સાહિત્ય કે કુમાર સંભવ વિના જ ચલાવી લેતા હોય એમ લાગ્યું. આખરે ગીરગામની એક શાળામાં એને બે માસ માટે કામચલાઉ નોકરી મળી. પણ પછી ત્યાર પછીની હાડમારીનો વિચાર કરતાં સુરેશ કમકમી ઉઠતો. એક પ્રેસમાં એ કમ્પોઝીટર તરીકે રહ્યો. પણ છાપેલું વાંચવું સહેલું છે તેટલું છાપણીનાં બીબાં ગોઠવવું સહેલું નથી એ એ સમજ્યો–અને પ્રેસનો માલીક પણ સમજ્યો. ત્યાંથી રૂખસદ મળ્યા પછી, એક વ્હેપારી ઑફીસમાં એને ડીસ્પેચ ક્લાર્કની નોકરી મળી. પણ કોલેજમાં એને કોઇએ વી. પી. કરતાં કે ક્નોક બંદર પર માલ ચઢાવી 'બીલટી' બનાવતાં શીખવ્યું નહતું એટલે એક મહીનામાં ત્યાંથી ફારગતી મળી. અને ત્યાર પછી સળંગ બેકારી, હડહડતી નિર્ધનતા: કાંદાવાડીની જે ચાલમાં ભાઇબ્હેન અને માએ પંદર વર્ષ કહાડ્યાં હતાં, તે ચાલ મહેતાજી જ મા મરી ગઇ તેને ચોથે દિવસે ટાંચ લાવ્યો અને કમાડ ખુરશી ઉપાડી ગયો. પછી વાસણકુસણ રાચરચીલું જે રહ્યું તે વેચાય તેટલું વેચ્યું. હવે તો માત્ર બે તળાઇ અને ચાર વાસણના ઠોબરાં બાકી રહ્યાં.

દૂર કોઇ મોટરનું ભૂંગળું રજની પર પોતે કરેલા અત્યાચારથી લજવાઇ શાંત થઇ ગયું.

અસંખ્ય તારાગણના આંખમીંચામણ વિનિમયથી આંખ મીંચતો સુરેશ ઝબકી ઉઠ્યો.

"બીડી રાખો છો કે, માસ્તર." થોડે દૂર લંબાયલો પુરૂષ બોલ્યો.

સુરેશ ચમક્યો. એ પુરૂષ ક્યારે પોતાની પાસે આવી સુતો તેનું પણ એને ભાન નહોતું. પોતે ઉંઘી ગયો હશે.

"ના, મને બીડી પીવાની આદત નથી."

"કશાની આદત છે કે ? કે હજી ધાવણની ?" પેલા પુરૂષે કહ્યું.

"પેટ ભરવાની આદત હતી; પણ આજે પાંચ દિવસથી એ વ્યસન પણ મૂક્યું છે."

"ખરું કહો છો ? મેં તમારા ગજવાની જડતી લીધી. પણ મને એમ કે ક્યાંક બીડી સંતાડી હોય."

"તમે – તમે –"

"હાજી, હું ખીસ્સા ઇન્સ્પેક્ટર છું. સેવકનું નામ બાબુ ગજવાણી. સાંભર્યું હશે. પોલીસ કોર્ટમાં સજા કરતી વખત સરકારી વકીલ એક બીજું કામળીઉં મેજીસ્ટ્રેટને

આપે છે. તે આરોપીના દાખલાની ફીપ હોય છે. મારે માટે બે કાગળ કઢાવવા પડે છે. પણ ગભરાશો નહિ. તમારા ખીસ્સામાં તો માત્ર ચણાનું પડીકું ને રૂમાલ હતા. તે અનામત છે." માકુ હસ્યો. રેતીનો ઢગલો કરી, તે પર માથું ગોઠવી બોલ્યો, "ખીસા ખાલી છે ત્યારે તો ભરેલા હશો. હું યે સાત ચોપડી ભણ્યો 'તો."

"હા."

"દુનીઆ સેતાન છે. ભણવા કરતા હણવામાં કમાણી છે. જુઓ," માકુએ આંગળી ચીંધી. એક મોટી ચળકતી મોટર થોડે દૂર ચોપાટીની પગથી આગળ થોભી. તેમાંથી એક પુરૂષ ઉતર્યો. એણે કાશ્મીરનો સુટ પહેર્યો હતો. માથે રજવાડી ફેંટો બાંધ્યો હતો.

"જુઓ," માકુ બેઠો થઇ બોલ્યો, પેલો માણસ. તમે એમ ધારો છો કે એ પ્રામાણિક કમાણી પર મોટરમાં ફરે છે? બાઇ અત્યારે તાજમહાલમાં શરાબ ઉડાવી, મગજ ઠંડું કરવા આવ્યા હશે. એના ખીસામાં કાંઇ નહિ તો પાંચસો રૂપીઆ હશે."

કોઇની રાહ જોતો હોય તેમ પેલો રજવાડી પુરૂષ, વારંવાર બેંડસ્ટેન્ડ તરફ નજર કરતો, પગથી પર આંટા મારવા લાગ્યો. પળેક એણે તિલક પ્રતિમા તરફ, માકુ અને સુરેશ પર નજર કરી અને પાછો બેન્ડસ્ટેન્ડની દિશામાં તાકી રહ્યો. પાંચ મીનીટ પછી એ દિશામાંથી બીજી એક મોટર આવી, તિલક પ્રતિમા સામે પગથી આગળ ઉભી. તેમાંથી એક યુવતી ઉતરી. પેલો રજવાડી પુરૂષ એ યુવતીની સામે ગયો, અને એની સાથે વાત કરવા લાગ્યો. પુરૂષે પોતાના ખીસામાંથી એક જાડું પાકિટ કહાડી યુવતી સામે ધર્યું. પછી બે જણ વચ્ચે કંઇક રકઝક ચાલી.

માકુ મલકાણી ઉઠ્યો. "રામ, રામ, આ વખત પકડાયો તો જન્મ ટીપ," પીપૅસાની ચાલે એ પેલા રકઝક કરતા યુગલ પાસે ગયો. તેમની પાસેથી થઇ, પસાર થવાનો ડોળ કરી એણે અચાનક ભજ જડપે એમ એ. રજવાડી પુરૂષના હાથમાંથી પાકિટ ખૂંચાવી, દોટ મૂકી.

"ચોર, ચોર."

બેંડસ્ટેન્ડની દિશામાં દોડતા માકુ મકવાણીનો પેલા રજવાડી પુરૂષે પીછો લીધો. એની મોટરનો શોફર પણ શોફની ડુમકે ધાયો. પેલી યુવતી પોતાની મોટરમાં જઇ બેઠી

"ચોર, ચોર."

રેતી અને બાંક પર લોટેલા બેકારો, છરાનીની હોટસને ઓટલે સુતેલા નોકરો અને કોલેજની ગલીમાંથી ઉંમદા ગાડીવાળા શિકારમાં સામેલ થયા. પોતાનો રસ્તો પૈરાવશો જોઇ, માકુ વર્તુલાકારે દોડતો પાછો ધ્યેઇ-દોડતો એ તિલક પ્રતિમા ભણી આવ્યો. એની પુઠે વીસેક હાથને અંતરે ટોળું દોડતું હતું. માકુ સુરેશની પાસે થઇ પસાર ગયો. જતાં જતાં એણે સીફતથી હાથમાંનું પાકિટ નીચે નાખી દીધું. તે અમગના કમરામાં પડ્યું. પચાસ માનવ પગ, ઉઘાડા, બુટ પહેરેલા, ચંપલવાળા એ કમરો ખુંદી, રેતી ઉડાવી, આગળ ધસી ગયા.

પાંચ મીનીટ પછી સુરેશ ઉભો થયો. હવે તો ઘેર જવું જ જોઇએ. શક્તિ હોય કે નહિ. બ્હેન ગંગા મારે માટ રાહ જોતી રહી હશે પોતે કેવો સ્વાર્થી! આશા

મિષ્ટ કોપરાથી પોતાનું પેટ ભર્યું અને બ્હેન ચોવીસ કલાકથી લાંઘણ કરતી પડી હશે. એણે ચાલવા માંડ્યું.

"ઉભો રહે," એણે એક સત્તાવાહક અવાજ સાંભળ્યો. પાછા ફરી જોયું તો પેલો રજવાડી પુરુષ ઉભો હતો.

"ઉભો રહે. તું પણ એ ચોરનો મળતીઓ છે."

"આપની ભૂલ થાય છે," સુરેશ બોલ્યો, "મારે ને એને કશો સંબંધ નથી."

"એમ ? એ વાતો પોલીસને કહેજે. બોલ, એ તારો ગોઠીઓ ક્યાં રહે છે ?"

"હું આપને કહું છું કે મને એ માણસનો લેશમાત્ર પરિચય નથી."

"ઠીક. તમે બોલવા પરથી ભણેલા લાગો છો. ક્યાં સુધી ?"

"જી, હું બી. એ. થયો છું."

"મારે એક સારો સેક્રેટરી જોઈએ છે. પગાર બસો સુધી. તમે કામ કરી શકતા હો તો—"

"જી, હા."

"ચાલો ત્યારે. મારે એક અગત્યનો કાગળ પોલિટિકલ સેક્રેટરીને લખવાનો છે."

"આપને વાંધો ન હોય તો કાલે સવારથી આવું. આપનું સરનામું—"

"મારૂં નામ વીરસિંહ. ગામદેવી પર મોહન સ્ટેટનો બંગલો જોયો ? પણ તમે અત્યારે આવો તો સારૂં. કાગળ લખતા પહેલાં તમારે આગલો લંબાણ પત્રવ્યવહાર અને કેટલાક દસ્તાવેજ જોવા પડશે. કાગળ સવારે હાથોહાથ સેક્રેટરીએટમાં પહોંચાડવાનો છે. તમે અત્યારે આવો તો ખરડો બનાવી નાંખીએ અને સવારે ટાઇપ કરાવી લઇશું."

લક્ષ્મીનું આગમન અને મ્હોડું ધોવાની કહેવત સંભારી સુરેશે વીરસિંહ સાથે ચાલવા માંડ્યું. બેઉ વીરસિંહની મોટર પાસે પહોંચ્યા. વીરસિંહ પેલી યુવતીની મોટર પાસે ગયો અને એણે યુવતીને કંઇક કહ્યું. યુવતીએ સુરેશ ભણી ઉડતી નજર કરી, પોતાના ઘાટીલા ખભા સહેજ ઉંચા કર્યાં. પછી પોતાના શોફરને હુકમ આપ્યો. મોટર પાછી વાળી.

વીરસિંહ પાછો આવી પોતાની મોટરમાં બેઠો અને સુરેશને પોતાની પાસે બેસવા સૂચવ્યું. ચોપાટીથી ગામદેવીનો વાંક લેતાં સુરેશે યુવતીની મોટર વાલકેશ્વરનો ઢોળાવ ચઢતી જોઇ. કેવું અપ્રતિમ લાવણ્ય ! સુરેશે નિઃશ્વાસ નાંખ્યો. પોતે એક નિર્ધન નાગર અને એ યુવતી તો કોઇ રાજકુમારી હશે—એના મુખ પર પ્રતિભા, ઓજસ, રાજતેજ હતાં.

વીરસિંહની મોટર ગામદેવી પર એક બંગલા સામે થોભી. વીરસિંહની પુંઠે સુરેશે બંગલામાં પ્રવેશ કર્યો.

"આમ."

બંગલાને પહેલે માળે એક સુશોભિત ખંડમાં વીરસિંહની પાછળ સુરેશ ગયો. વીરસિંહે ખંડના દ્વાર અંદરથી બંધ કર્યાં.

"અને હવે," વીરસિંહ ભયંકર અવાજે બોલ્યો, "અને હવે-બોલ તારો ગોઠીઓ ક્યાં રહે છે ?"

[ અનુસંધાન પૃ. ૪૯૭ પર ].

# ચીની પ્રવાસી હ્યુન સંગ

## ભરૂકચ્છ—ભરૂચમાં ઈ. સ. ૬૪૦

ઘનપ્રસાદ મુનશી

[ ગતાંકના પૃષ્ઠ ૩૩૪ થી ચાલુ ]

( ૨ )

ભરૂચ રાજ્યનો વિસ્તાર ૨૪૦૦ થી ૨૫૦૦ લી એટલે ૪૧૩ થી ૪૧૭ માઇલ અને પાટનગર-ભરૂચ નગરનો—ઘેરાવો ૨૦ લી નો લગભગ સવા ત્રણથી સાડા ત્રણ માઇલનો ગ્રંથમાં જણાવ્યો છે. નર્મદા—નૈ—મો—ટો—તટે ભરૂકચ્છવા-( પો—લુ—કી ચે—પો ) વસેલું છે એમ સી—યુ—કી ગ્રંથમાં ઉલ્લેખ છે. પ્રાચીન કાળથી વ્યાપારનું કેન્દ્ર, ટોલેમી અને 'પેરીપ્લસ'નું બારૂગાઝા વર્તમાન ભરૂચ લાટ દેશનું ( ટોલેમી—લારીક દેશ ) પાટનગર હતું.

કનિંગામ સાહેબ પોતાના ' હિંદની પ્રાચીન ભૂગોળ '[1] નામના ગ્રંથમાં સાધુ પ્રવાસીના ઉલ્લેખ ઉપરથી ભરૂચ રાજ્યનો સીમાવિસ્તાર આ પ્રમાણે આંકે છે. " ઉત્તરે મહી નદી, દક્ષિણે દમણ, પશ્ચિમે ખંભાતનો અખાત અને પૂર્વે સહ્યાદ્રિ. હ્યુન સંગ ભરૂચ અને વલભીને દક્ષિણ હિંદના સીમાંત પ્રદેશમાં અને સૌરાષ્ટ્રને પશ્ચિમ ભારતમાં આવ્યાનું જણાવે છે. જનરલ કનિંગામ નનામા શાહી સોદાગરના ' પેરીપ્લસ ઓફ ધી યુરેથ્રીયન સી ' ( ઈ. સ. ૮૦ )ના ગ્રંથના આધાર પ્રમાણે ભરૂચ છોડી દક્ષિણાબાદ વર્તમાન દેશમાં જવાતું એમ જે નોંધ મળે છે એ ઉપરથી નર્મદા ઉપરના -ભરૂચ વલભી અને સૌરાષ્ટ્ર પશ્ચિમ ભારત વર્ણના પ્રદેશ હતા, એમ ખબર આપે છે. તેઓ સાહેબ વધુ નોંધ આપે છે કે: ' ઇસુના સાતમા સૈકામાં હ્યુન સંગ વલભી રાજ્યનો ઘેરાવો ૬૦૦૦ લી અથવા ૧૦૦૦ માઇલનો આપે છે. પ્રવાસીની આ હકીકત માન્ય રાખીએ તો વલભીના સીમમાં સુરત ભરૂચ અને સૌરાષ્ટ્ર ( કાઠિયાવાડ ) પ્રદેશોનો સમાવેશ કરતાં વલભી સામ્રાજ્યનો ઘેરાવો બરાબર આવવાનો સંભવ રહે છે. પ્રવાસીના ગ્રંથમાં કેટલેક ઠેકાણે સીમા વિસ્તાર વિશે ગેરસમજ જોવામાં આવે છે. ચીના સાધુના ભરૂચના વર્ણનમાં એ રાજ્ય સ્વતંત્ર હતું કે કોઇ સામ્રાજ્યની હકૂમત તળે હતું તે જણાવ્યું નથી, એ સમયે શક્તિશાળી વલભી માળવા અને સૌરાષ્ટ્ર રાજ્યો આવેલાં હતાં. સાતમા સૈકામાં આ પ્રદેશ ઢોપકલ્પ ( કાઠિયાવાડના ઢોપકલ્પ ) જોડે વહેવારે સંધાએલો હોવાથી તે ઉપરથી એ રાજ્ય પ્રતાપી વલભી સામ્રાજ્યનું અંગ ( વિભાગ ) હોવાનું માનવાને કારણ મળે છે. ટોલેમી પ્રમાણે બારૂગાઝા (ભરૂચ) લારીક દેશનો ( લાટ દેશનો )[2] વિભાગ ગણાતો, હ્યુન સંગના સમયમાં વલભીદેશ

( ૧ ) Ancient Geography of India by Cunningham Edited with Introductions and Notes by S. M. Sastri page 374–375.

( ૨ ) લાટ દેશની સીમા કાળક્રમ પ્રમાણે ઓછીવત્તી થતી રહી છે. સામાન્ય માન્યતા પ્રમાણે મહી નદીથી તાપી નદી સુધીનો મધ્ય પ્રદેશ લાટ નામે ઓળખાતો, કેટલીક વખત

લાટ દેશનો વિભાગ ગણાતો. ઇસુની દશમી શતાબ્દીમાં ઇબ્ની-હોકલ વલભીને બલહારા સામ્રાજ્યનો એક વિભાગ ગણાવે છે.[૩] બલહારાનું મુખ્ય નગર અનલવારા–અણહિલ પાટણ હતું. અણહિલવાડ ચીનીયાત્રાળુ આવી ગયા પછી લગભગ દોઢસો વર્ષ પછી સ્થાપન થયું એમ ખબર પડે છે. આ બધી હકીકત સંકલિત કરતાં ભરુચ વલભી રાજ્યનું એક અંગ ગણાતું; અને હ્યુન સંગે ૧૦૦૦ માઇલનો ઘેરાવો જણાવ્યો છે તે વાસ્તવિક લાગે છે.[૪]

કનિંગામ સાહેબના આ કથનમાં ભરુચ રાજ્ય વલભીના મૈત્રક રાજાના રાજછત્ર તળે અને એ દેશનું અંગ ગણાતું હતું કે કેમ એ વિષયમાં સમકાલીન ઇતિહાસ શું કહે છે તે જોઇએ.

હ્યુન સંગ ગુજરાતમાં પ્રવાસ કરતો હતો એ સમયે ભારત વર્ષમાં ઉત્તર અને દક્ષિણમાં બે મહાપ્રતાપી સમ્રાટો ગૌરવથી શાસન કરતા હતા. ઉત્તર ભારતમાં સમ્રાટ હર્ષવર્ધન થાણેશ્વર અથવા કનોજમાં, અને મહારાષ્ટ્રમાં–વાતાપીમાં ( બદામીમાં ) વીર ચૌલુક્ય ( સોલંકી ) બીજો પુલકેશી રાજ્ય કરતા હતા. બન્ને મહાપ્રતાપી સમ્રાટોની હકીકત હ્યુન સંગે પોતાના ગ્રંથમાં આપી છે.

સી-યુ-કી ગ્રંથમાં વલભી વિશે આ પ્રમાણે ઉલ્લેખ છે: " ફ–લા–પી ( Fa-la-pi-વલભી )નો ઘેરાવો ૬૦૦૦ લી અને રાજનગરનો ઘેરાવો ૩૦ લી, બીજી રીતે નાગરિકોના રીતિ રિવાજ, ઉપજ, હવામાન માળવા પ્રમાણે રાજકર્તા ક્ષત્રિય કુળનો અને માળવા આગલા રાજા શીલાદિત્યનો ભત્રીજો, વર્તમાન કાન્યકુબ્જના રાજ્યાધીશ શીલાદિત્યનો જમાઇ ટુ–લો–પો–પો–ટ ( Ta-lo-p'o-po-ta ) ધ્રુવભટ. તે સ્વભાવે ઉગ્ર, સાંકડા વિચારનો અને બૌદ્ધ ધર્મમાં માનનારો છે. "[૫]

ગ્રંથ ઉપર એ સમય પછી ચીની પ્રતની નોંધમાં વલભી દેશનું સ્થાન ' ઉત્તર લો–લો '–ઉત્તર લાટમાં અને ભરુચ પ્રદેશનું સ્થાન ' દક્ષિણ લો–લો ' દક્ષિણ લાટમાં ગણાવ્યું છે. માળવા દેશની દક્ષિણ પૂર્વ હદ અને સૌરાષ્ટ્રની પશ્ચિમ સરહદ મહી નદી સુધી આવી અડકતી. આનંદપુરમાં ( વર્તમાન વડનગર-પ્રાચીન આનર્ત ) સ્વતંત્ર સત્તા નહોતી, પણ આનંદપુર અને સૌરાષ્ટ્ર માળવાના રાજ્યની હકુમત તળેના દેશ કહેવાતા. માળવામાં હ્યુન સંગનું આગમન થયું તેના ૬૦ વર્ષ અગાઉ શીલાદિત્ય નામનો રાજા વ્યવસ્થિત રાજતંત્ર ચલાવનાર અને પ્રીતિથી પ્રજાનું પાલન કરનારો શાસન કરતો હતો. યાત્રાળુ આવ્યો ત્યારે કયો નરેન્દ્ર રાજ્ય કરતો હતો તે ગ્રંથમાં આપ્યું નથી.

વલભી નગરથી મળેલાં તામ્રપત્રો પ્રમાણે એ દેશમાં મૈત્રક સેનાપતિ ભટાર્કના વંશનો બીજો ધ્રુવભટ ( ગ્રંથનો ધ્રુવપટ ) કિંવા બાલાદિત્ય સત્તાધીશ હતો. તે ક્ષત્રિય કુળનો અને બૌદ્ધ ધર્મમાં માનનારો એમ ગ્રંથમાં ઉલ્લેખ છે. દાનપત્રમાં ' પરમ

---

સાબરમતીથી મહી સુધીનો લાટ દેશ કહેવાતો એમ શીલાલેખો, તામ્રપત્રો અને સોદાગરોની નોંધપોથીથી ખબર પડે છે.

( ૩ ) Elliot's History of India Vol I p. 63.

( ૪ ) ' હિંદની પ્રાચીન ભૂગોળ ' કનિંગામ પૃ. ૩૬૧–૭૨.

( ૫ ) Buddhist Records of the Western World by S. Beal Vol. II p. 266.

મહાશ્વરે 'શ્રી ધ્રુવભટ' એમ લખાણ આપ્યું છે. હરીસનના ૬૪૦ મા વર્ષના સપ્ટેમ્બર મહિનામાં હ્યુનસંગ માળવામાં, અને એ જ વર્ષના નવેમ્બરમાં તે વલભી પહોંચ્યો હતો. ધ્રુવસેન-બીજા બાલાદિત્યના તેમના તામ્રપત્રમાંથી[1] વલભી સંવત ૩૨૦ અને ૩૨૧ માં વર્ષના (ઇ. સ. ૬૩૯-૪૦) ના બે દાનપત્રો મળ્યાં છે. તેમાં માલવક-માળવા ગામની ભૂમિ દાન કર્યાનો ઉલ્લેખ છે. ધ્રુવભટનો રાજ્યકાળ ઇ. સ. ૬૨૯ થી ૬૪૦[7] સુધીનો હતો. એથી કહી શકાય કે બીજા ધ્રુવભટના રાજ્યની સરહદ માળવા સુધીની હતી.

સાતમી શતાબ્દીમાં ભરૂચમાં ગુર્જર નૃપતિ સામન્ત પ્રથમ દદનો પૌત્ર દદ બીજો શાસન કરતો હતો. એને પ્રશાન્તરાગ પણ કહ્યો છે. એના પિતાનું નામ જયભટ -વીતરાગ હતું. બીજા દદ-પ્રશાન્તરાગનો રાજ્યકાળ ઇ. સ. ૬૩૩ થી ૬૫૫ સુધીનો મનાય છે. ચીની સાધુએ ભરૂચના રાજાનું નામ આપ્યું નથી. કાળથી ચેદી સંવત ૩૮૦[8] (ઇ. સ. ૬૨૯) અને ૩૮૫ (ઇ. સ. ૬૩૪) આ ગુર્જર રાજાના દાન પત્રો મળ્યા છે. તેમાં 'પંચમહા શબ્દ પ્રાપ્ત કરનાર-અને-દિનકરની ચરણની પૂજામાં આનંદ લેનાર વીતરાગનો પુત્ર પ્રશાન્તરાગ' એવો ઉલ્લેખ છે. એટલે હ્યુન સંગ ભરૂચમાં આવ્યો ત્યારે દદ બીજો-સૂર્યપૂજક-રાજ્ય કરતો હતો.

દાનપત્રો અને સમકાલીન ઇતિહાસ જોતાં વલભી અને ભરૂચના રાજાઓ સ્વતંત્ર સત્તાધીશ હોય એમ જણાતું નથી. તેઓના બિરૂદ પણ એ વાતની સાક્ષી પુરે છે.

ઉત્તર પથમાં હ્યુન સંગના યાત્રાકાળે મહારાજાધિરાજ હર્ષવર્ધન રાજ્ય કરતો હતો એમ સી. યુ. કી અને હર્ષચરિત્રથી ખબર પડે છે. એ રાજેન્દ્ર મહાપરાક્રમી અને રણશૂરસિંહ હતો. પોતાના ભાઇ રાજ્યવર્ધનનું ખૂન થયાકે કર્યું, શ્રી હર્ષદેવ ઇ. સ. ૬૦૮ અથવા ૬૧૨ માં રાજ્યારૂઢ થયો. રાજ્ય સ્થિર અને પગભર કરી એણે કર્યું ધ્રુવર્ણના કાંઠા ઉપર સૈન્ય લઇ જઇ વિજય મેળવ્યો. અંગ દેશ કબજે કરી પોતાની સરહદના રાજાઓને હરાવી નમાવ્યા. એ પછી ભિન્નમાલના ગુર્જરેશ્વર અને સિન્ધુ દેશના સિન્ધુરાજને હરાવ્યા. પોતાના રાજ્યની સરહદમાં મજબુત સત્તા જમાવી એ પછી હર્ષદેવ વલભી ઉપર સવારી લઇ ગયો. બીજા ધ્રુવભટના પિતા ખરગ્રહે હર્ષનું ઉપરીપણું સ્વીકાર્યું એવી ખબર માળવા સર કર્યું અને લાટના રાજાને નમાવ્યો. આ બધા ઉપરનો દિગ્વિજય કાળ ઇ. સ. ૬૦૮ થી ૬૧૫ સુધીનો મનાય છે. મહારાજાધિરાજ શ્રી હર્ષની સવારી સમયે વલભીમાં મૈત્રક ખરગ્રહ (બીજા ધ્રુવભટનો પિતા) અને ભરૂચમાં ગુર્જર નૃપતિ જયભટ-વીતરાગ શાસન કરતા હતા. હર્ષદેવે નર્મદા સુધી એકચક્રી સામ્રાજ્ય જમાવ્યું. ભરૂચ અને વલભીના રાજા હર્ષવર્ધનના માંડલિક તરીકે રાજ્ય કરતા હતા. શ્રી હર્ષદેવને બૌદ્ધ ધર્મ ઉપર ઘણું જ માન હતું હ્યુન સંગને આ રાજાના પ્રયાગરાજમાંના મેળાનું અને પરિષદનું પણું સરસ વર્ણન આપ્યું છે. ઉત્તરના ભારત સમ્રાટને દક્ષિણ દેશ જીતવાની ઉત્કંઠા વિશેષ હતી. [અપૂર્ણ]

(૬) એપીગ્રાફીયા ઇન્ડીકા પુ. ૮ પૃ. ૧૯૮ અને ૧૦૪

(૭) મુંબઇ ગેઝીટિયર પુ. ૧ ભાગ ૧ પૃ. ૯૨.

(૮) ઇન્ડીયન એન્ટીક્વેરી પુસ્તક ૭ પૃ. ૧૨.

# ચર્ચાપત્ર

તંત્રીમંડળ, 'ગુજરાત.'

આપના ગયા અંકમાં ભાઇ પરમારનું આવેલું ચર્ચાપત્ર વાંચી હું આ લખવા પ્રેરાયો છું.

ગુજરાતીઓ માટે એક મ્હોટી નાટય સંસ્થાની જરૂર છે એ બાબતમાં તો મતભેદ પણ ન હોઇ શકે. અત્યારે મુંબાઇમાં શ્રી. કનૈયાલાલ મુનશી જેવા સફળ નાટયકાર છે, અને શ્રી. ચન્દ્રવદન મહેતા તથા શ્રી. પુરુષોત્તમ ત્રિકમદાસ જેવા સંચાલકો છે, એ ખરૂં. પણ આ ત્રણની સાથે બીજાં અનેક નામો ગણાવી શકાય તેમ છે. માત્ર એ બધાં નામ આજે એકત્ર નથી ગણાવી શકાતાં એ દિલગીરીની વાત છે. પણ આ બાબતમાં ગુજરાતના આદ્યતંત્રી કાંઇક પ્રયાસ કરે તો સફળતા મળે એવી મ્હારી ધારણા છે એટલે આપના માસિકદ્વારા મ્હારી એ ધારણા હું રજુ કરૂં છું. શ્રી. મુનશી પાસે શક્તિ છે, સાધનો છે, માણસો છે; સાંભળવા પ્રમાણે બીજાઓનાં દૃષ્ટિબિન્દુને સ્વીકારવાની અને તેદ્વારા સમાધાન કરવાની ઉદારતા છે—તો આ બધાંનો ઉપયોગ કરીને તેઓ ગુજરાતનાં અસ્ત થઇ જતાં બળોને એકત્ર ન કરે ?

અરુણ વૈદ્ય

૨

## ' નવી લિપિ ' વિષે આઠકલમી ચર્ચાપત્ર

' મુંબાઇ સમાચાર ', ' ગુજરાત ' માસિક, અને બીજે પ્રસિદ્ધ કરવામાં આવેલી ' નવી લિપિ ' જોઇતપાસીને તે વિષે એક બે મુખ્ય વાત લખું છું, તે યોગ્ય લાગે તો આપના પત્રમાં પ્રકટ કરી આભારી કરશો. આ પ્રશ્નમાં રસ લેતા તમામ લોકોના જાણવામાં આવે એવા હેતુથી આ મારો કાગળ બીજાં છાપાંઓ પણ પોતાની સગવડ પ્રમાણે ઉતારી લેશે એવી આશા રાખું છું.

૧. જે ભલામણો કરવામાં આવે છે તે ઘડવામાં(મુદ્રણ) અને મુદ્રાલેખનની સુગમતા સાધવી તથા ખેચમાં અત્યારે પડતો ખર્ચ કમી કરવો, એ બે લક્ષ્યને મહત્ત્વ અપાયું છે. વળી આ સુગમતા અને ખર્ચમાં આ કરકસર શાને મુકાબલે વાટુ, એ સવાલનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, તો તેનો જવાબ એ પ્રકાશનોમાં ના જ હોય તેમાં નવાઇ જેવું નથી.

દેવનાગરીને મુકાબલે આ નવી લિપિ સુગમ અને સસ્તી પડે એ દાવો સ્વીકારી લઇએ. પરંતુ ગુજરાત અને ગુજરાતીઓને માટે એ વાત અપ્રસ્તુત છે. હાલની ગુજરાતી લિપિ કરતાં આ નવી લિપિ સુગમ અને સસ્તી પડે ખરી વારુ ?—એ જ સવાલ મુદ્દાનો છે. અને એના જવાબમાં તો કોઇ પણ પ્રામાણિક માણસને નકાર જ ભણવો પડશે.

૨. આ આખા વિષયમાં સર્વોપરિ મહત્ત્વનો મુદ્દો ત્રીજો જ છે. લિપિનો ઉપયોગ મુદ્રણ અને મુદ્રાલેખનમાં વધતો જાય છે પણ મુદ્રણ કે મુદ્રાલેખન હતાં જ નહિ તે સૈકાઓમાં, અને તે વધી ગયાં છે એવા વર્તમાન કાલમાં પણ, લિપિનો સૌથી વધારે

ઉપયોગ નિત્યનૈમિત્તિક ઘડીઘડીનાં લેખન માટે છે. લિપિઓના ગુણદોષોની તુલના પ્રધાન-પણે આ સામાન્ય કાજનાં ચાલતાં અસંખ્ય હાથો વડે ચાલી રહેલાં લેખનની દૃષ્ટિએ જ થવી ઘટે. અને લખવામાં ઝડપ અને સુગમતાની સાથે દરેક અક્ષરનાં બીબાંનું વ્યક્તિત્વ જે લિપિ સ્પષ્ટ જાળવતી હોય, તે જ લિપિ ઉત્તમ. ટૂંકામાં, સુવાચ્ય સુરેખતા લખવાની ક્રિયાનો વેગ અને લખવાની સુગમતા એ ત્રણેનો યોગ જે લિપિ જેટલી વધારે સાધી આપે, તેટલી તે લિપિ બીજી લિપિઓ કરતાં ચડે.

ગુજરાતી લિપિ દેવનાગરી કરતા ચડિયાતી છે આ ત્રણે ગુણમાં: એટલી બધી ચડિયાતી છે કે બે વચ્ચે મુકાબલો પણ ન થઇ શકે.

નવી લિપિ આ ગુણોમાં દેવનાગરી કરતા તો ઘણી ઊતરતી છે જ. લખનાર નવી લિપિથી ટેવાઇ જાય તે પછી જ પોતે તે કેટલી ઝડપ અને સુગમતા અને સુરેખતાથી લખી શકે તે તેના લક્ષમાં આવે, એ જો કે દેખીતું છે, તો પણ એટલા વિલંબ વિના આજથી પણ કહી શકાય, કે આ નવી લિપિ ગુજરાતીના જેટલી ઝડપ સુરેખતા અને સુગમતા આપી જ શકવાની નથી.

૩. લિપિઓ ઘડાય છે લહિયાઓને હાથે લખાતાં લખાતાં. માત્ર બીબાંઓ જોઇને લિપિઓ વચ્ચે મુકાબલા કરવા વ્યર્થ અને અશાસ્ત્રીય છે. આ નવી લિપિ લખાતાં લખાતાં કેવાં રૂપાન્તરો અવશ્ય પામવાની, તેનો ખ્યાલ બાંધવો જોઇએ. દેવનાગરી ख બીબાંનું ગુજરાતી બીબું કેમ થતા પામ્યું ? દેવનાગરી ख માંથી ગુજરાતી ખ કેમ અવતર્યો ?—એ સવાલો વિચારી જુવો. માથાં છોડી દઇને લખતાં, કલમ ઉપાડયા વિના અક્ષર સાંધીને લખતા જતાં, લેખક સુરેખતા જાળવીને ઝડપ સાધવાની પ્રેરણાને પોતાનાં આંગળાં સોંપી દે તે ક્રિયા દરમિયાન કુદરતી રીતે ઉદ્‌ભવતા વળાંકોના સમુચ્ચયે, દેવનાગરી क ના બીબાનું, દેવનાગરી भ ના બીબાનું કે जના બીબાનું રૂપાન્તર થઇ જઇને ગુજરાતી લિપિમાં એ અક્ષર માટે જે બીબાં ચાલે છે, તે જ પ્રકટ થવાનાં. બીબાંની સ્પષ્ટતા જાળવીને ઝડપ અને સુગમતા સાધવા મથતી લેખનક્રિયામાં, કુદરતી સમુત્ક્રાન્તિ ( ઇવોલ્યૂશન ) ના નિયમે જ દેવનાગરી क भ ज આ દરી જઇને ગુજરાતી અવતાર પામેલા છે.

૪ દેવનાગરી લિપિ હાલ ચાલી રહી છે તે પ્રદેશમાં ( એટલે હિન્દી ભાષાના ક્ષેત્રમાં ) માથાં છોડી દઇને લખવાનો નવો રિવાજ નીકળ્યો છે અને વધતો જાય છે. તો આ વિષયમાં રસ લેતા સૌની આગળ મારી નમ્ર વિનંતી આટલી જ છે, કે હમણાં આપણે એ નવા રીવાજને તે પ્રદેશોમાં બને તેટલો ટેકો આપવો; બાળક નિશાળે બેસે ત્યારથી માથાં વિના જ લખવાને ટેવાય એવી વ્યવસ્થા આ આખા પ્રદેશની નિશાળો-માંયે જેટલીમાં બને તેટલીમાં શરૂ કરવી; અને લેખનસમુત્ક્રાન્તિનું કુદરતી બળ, આ માથું છોડી દેવાના એક જ પણ મૌલિક અને બહુલક્ષી સુધારામાંથી દેવનાગરીમાં આપોઆપ કેટકેટલાં ફળ ઉપજાવી આપે છે, તે જ આપણે ધીરજથી જોવું. એ क भ ज નાં દેવનાગરી રૂપોમાંથી એ વિકાસ મુશ્કેલ પણ આપણાં ગુજરાતી क भ ज ના પાટ જ આપોઆપ પૂરી નીકળશે એવી મારી તો ખાતરી છે. તે પછી આપણે ગુજરાતીઓએ આપણાં સમુત્ક્રાન્તિ સિદ્ધરૂપો તજી તેમને કોઇએ એ

જૂનાં અસમુત્ક્રાન્ત અસુગમ અને લખવાની ક્રિયા ડગલે ડગલે ખાળે એવાં રૂપ ફરી અપનાવવાના દ્રાવિડી પ્રાણાયામનું જેટલું વ્યર્થ તેટલું નિષિદ્ધ તપ શાને કરવું વારુ ?

૫ નવી લિપિમાં એ ઐ અને ઓ ઔનો સમાસ રાખ્યો છે; બે અનુસ્વાર પણ રાખ્યાં લાગે છેઃ એ સર્વ સુધારાને આવકાર દઉં છું એટલું જ નહિ પણ ગુજરાતીમાં એ સુધારા આપણે કરી લેવા જ પડશે, એમ હું તો વર્ષોથી પ્રસંગે પ્રસંગે લખતો જ આવ્યો છું. આ સુધારા દેવનાગરીમાંથી ફૂટેલી તમામ લિપિઓએ અપનાવવા પડશે.

પણ કિપ્મિને બદલે લઘુ ઇ નું ચિહ્ન વ્યંજન પછી કરવું, ગુરુ ઈ નું થાય છે તેમ, એ ફેરફાર મુદ્રણ અને (ખાસ) મુદ્રાલેખમાં ભલે 'સુધારા જેવો' લાગે, લેખનની ઝડપ અને સુગમતા હાલની રીતમાં જેટલી છે તેટલી એ નવી રીતમાં કદાપિ સિદ્ધ થઈ શકવાની નથી. તથાપિ ભલે હાલ એક મોટી લિપિમાં એ નવી રીત અજમાવી જોવાય. અને માથાં છોડી દેવાનો મૌલિક સુધારો હિન્દીના ક્ષેત્રમાં ફેલાવવાનો છે જ, તો ભલે સાથે સાથે આ નવો અખતરો પણ ત્યાં કરવામાં આવે. બીજી કોઈ પણ લિપિએ અત્યારે એ અખતરો અજમાવવો ઉચિત નથી.

આંકડાઓનાં બીબાં વિષે એટલું જ કે ગુજરાતી પાંચડો અને છગડો છોડીને પાછા દેવનાગરી અપનાવવા, એ પણ દ્રાવિડી પ્રાણાયામનો એટલે સમુત્ક્રાન્તિથી ઊલટો માર્ગ છે.

૬ વળી લિપિના પ્રકટ કરેલા નમૂનામાં અકારનાં (ન જાને શા સબબે) એક નહીં ને બે બીબાં આપ્યાં છે. એ બે માંથી જમણા હાથ ઉપરનો અકાર માથા વગરનો દેવનાગરી અ છે, તેનાથી ડાબે આપેલો બીજો ઘાટ જૂની ગુજરાતી લિપિનો ત્રણ પાંખડીઓ કે ત્રણ પૂંછડીઓ અકાર છે. દેવનાગરી અ માથું છોડી દઈને લખાતો થાય તો તેમાંની વચલી આડી રેખાનો ડાબો છેડો લેખક સુગમતા કારણે નીચે ઊતારવાનો જમણો છેડો સુગમતાને જ કારણે ઊંચે ચડાવવાનો. આ સૂક્ષ્મ ફેરફારના સમુચ્ચયે માથાહીન દેવનાગરી અમાંથી જ આ નવી લિપિમાં અને સારુ પ્રથમ દર્શાવ્યો છે તે ઘાટ—જૂની ગુજરાતી લિપિનો ત્રણ પૂંછડીઓ જ—ઊપજવાનો. મારા પિતામહની પેઢીમાં એટલે આજથી આશરે સાઠ વર્ષ ઉપર ગુજરાતમાં આવો અ પણ ચાલતો, જો કે જૂનો ગણાતો, અને હાલનો એટલો જ સ્પષ્ટ તથા વધુ ઝડપી અને સુગમ અકાર તે વખત પહેલાંથી પ્રકટ થઈ ચુક્યો હતો. અને એનો (અતિ સુગમ વળાંક વડે સંધાયેલ દ્વિવર્તુલી) ઘાટ ગુજરાતીમાં શિલાછાપ શરુ થઈ ત્યારે પણ વધારે લોકપ્રિય થઈ ચુકેલો હતો. વારુ, શિલાછાપ પછી યાંત્રિક મુદ્રણ દાખલ થતાં જ તેમાં અનાં બીબાં લેખે આ સુગમસુરેખ દ્વિવર્તુલી ઘાટ જ સ્વીકારાયો, અને ઘરડાઓ મરી પરવારતાં એમનો જરીપુરાણો ત્રણ પૂંછડિયો અ મુક્તિ પામ્યો, અથવા કહો કે ગુજરાતી લેખન એ ત્રણ પાંખડાંથી મુક્ત થઈ એટલું વધારે સુગમ બન્યું. હવે હિંદી લેખકોની દષ્ટિ આગળ સુરેખસરલ ગુજરાતી આકાર છે જ, તેમને એનું સર્જન નવેસર ઊપજાવવાનું છે નહીં; લિપિક્રમિટિની આ ભલામણો પ્રમાણે જો હિંદી લેખકો ઘણી મોટી સંખ્યામાં લખતા થઈ જશે—નિશાળે દાખલ થતાં બાળકો પ્રથમથી જ માથા વિનાનો હિંદી અ લખતાં થઈ જશે, તો લેખનસમુત્ક્રાન્તિનાં કુદરતી બળે જ જરૂર તેમાંથી ગુજરાતી અકારનો જ ઘાટ પરિણમશે.

ત્યારે આજના ગુજરાતી લેખકોને પણ હાલનો સુરેખ સમુત્કાન્ત અને સુગમ મરોડ છોડી દઈ તેને ઠેકાણે પાછા મારા દાદાના વારાનો તેથી પણ જૂનોપુરાણો મરોડ લખવાની ભલામણ કરવી તથા તેઓ તેમ કરશે એવી આશા રાખવી, એ તો નેવે આવેલું પાણી પાછું મોભે ચડાવવા જેવી વાત લાગે છે. લેખનસમુત્કાન્તિનાં કુદરતી બળનો આથી પણ વધારે ચોકખો અને પ્રતીતિજનક બીજો તે કેવો પુરાવો આપી શકાય વારુ !

૭ દેવનાગરી ફકારનો વિચાર કરી જુઓ. એ ફ ને માથું છોડી દઈને લખાતાં-લખાતાં મરોડ, નવી નવી લેખક પેઢીઓ પાસે બચપણમાંથી જ માથાં છોડાવી દો. અને જેમ અનું જેમ બનું જેમ જનું જેમ કનું ફનું બીજું પણ ગુજરાતી ફ કે ફમાં જ પરિણમવાનું. ચાલતી લીટીએ ઝડપથી અને સ્પષ્ટ લખતાં ઇચ્છશે તેવા હજારોલાખોકરોડો હાથની લેખન પ્રવૃત્તિનું બીજું પરિણામ સંભવતું જ નથી. ફકાર માટે વૈદિક બીજું રાખવામાં કમિટિ ગંભીર ભૂલ કરે છે. ઝડપથી લખનાર એ બીજાનો ગુજરાતી ફ જ કરી નાખવાનો. અને ળ ઉચ્ચારણ માટે જ્યારે આકૃતિ જ ઉત્તમ તો ળકાર માટે પણ માથા વગરની દેવનાગરી આકૃતિ નવી શું નહીં : દેવનાગરીમાં પણ એ જૂનીને બદલે ળ આકૃતિ વધારે વપરાતી થઈ ચૂકેલી છે. પ્રજાની અંતર્યામી સમૂહ-બુદ્ધિના કરતાં દેશનેતાઓની શુભહેતુપૂર્વક છતાં અશાસ્ત્રીય પ્રવૃત્તિઓમાં જેને વધારે વિશ્વાસ હોય, તેવા બંધુઓને મારે કશું જ કહેવું નથી. પરંતુ અત્યારે આપણા દેશમાં લેખન અને મુદ્રણ બંને માટે એક જ લિપિ એવી જે સરલતા ચાલે છે, તે ઠેકાણે ચિહ્નોથી મુદ્રણચિહ્નો ભિન્ન પડી જાય એવું પરિણામ ઉપજવાનો મોટો ગેરલાભ એમના પ્રયાસોમાં ગર્ભિત, તે પણ શું આ બંધુઓ પોતાની મેળે જોઈ શકતા નહીં હોય વારુ !

વળી વેદકાળથી માંડીને આજ લગીનું આપણું સંસ્કૃતપ્રાકૃત વાઙ્મય, આજ લગીનું આપણું હિંદી વાઙ્મય પણ બધું યે જે મહાલિપિમાં છપાયું છે તે દેવનાગરી લિપિનો દરેક સુશિક્ષિત હિંદવાને સારો મહાવરો રાખવો જ પડશે. જેમ ગુજરાતી નિશાળો-માં, તેમ હિંદી નિશાળોમાં માથા વગરની વધુ સરલ અને સમુત્કાંત લિપિ સર્વોપરિ થઈ જાય તે પછી પણ, આ દેવનાગરી લિપિનું શિક્ષણ તો આપણે આપવા જ રહેવું પડશે. ત્યારે અદ્યતન અને ભાવિ હિંદીના પણ મુદ્રણમાંયે એ દેવનાગરી લિપિને જેમ બને તેમ જલદી દાબી રાખવા માટે આટલી બધી ઉતાવળ કે અધીરાઈ શાને ભલા ! માથા વગરની લિપિ એ પ્રદેશોમાં પણ સુપરિચિત થઈ જાય અને વધુ વધુ ફેલાવા પામે તેમ તેમ મુદ્રણમાં પણ એ નવી જામતી પરિસ્થિતિનું કુદરતી પરિણામ કાળપરિપાકે એની મેળે જે આવવાનું હોય તે ભલે આવે, આટલી ધીરજ શાને ન રાખવી !

આપણી ગુજરાતી લિપિ પ્રજાના અન્તર્યામી સમૂહ માનસે સિદ્ધ કરેલી છે, દેવનાગરી લિપિમાંથી પરિણમેલી લિપિઓમાં સર્વશ્રેષ્ઠ છે, પાછળ રહી ગયેલ અથવા ખોટે રસ્તે ચડી ગયેલ લિપિઓને માર્ગદર્શક છે, અને લેખન સમુત્કાન્તિના કુદરતી બળનો જેટલો સુશ્લિષ્ટ તેટલો સુંદર પરિપાક છે. એ લિપિ અવબોધ જતરાઈ હશે તો જ તેને જોઈ જોઈને ઉત્તર હિંદની પ્રજાઓ પોતપોતાની લિપિઓ સુધારતી હશે તો સુધારતી હશે તેટલી સુધારી શકશે, વણિક્બુદ્ધિની જે સહજ સમતોલ વ્યવહાર-સાધનિક,

[ અનુસંધાન પૃ. ૫૦૪ પર ]

# દો...હ...ન

## જાપાની કવિતા

આપણને પૂર્વના વાસીઓને તો વિજનતામાં જ કવિતાની અવધિ નિહાળવાનો આનંદ મળે છે. એકલતાના નરમ ઝાંખા અજવાળે પંથ જોતાં આપણે તો ધીરે પગલે એ સુખસમાધિના મંદિરમાં, સૌન્દર્યની એ કન્દરામાં, આદર્શવાદના એ પુનિત ગર્ભાગારમાં પ્રવેશ કરીશું.

× × ×

કવિતા અને કલામાં જો આપણે આપણું એકાન્ત ત્યજી દઈશું, તો આપણી કલા ખંડેરની અવસ્થાને પામશે. ઓહ ! પછી તો આપણે સંસ્કૃતિનાં ચીંથરાં વીણતા દીન ગૃહહીન લોકો જેવા પશ્ચિમના દેશોમાં ભટકતા રહીશું ! ને ખાતરી રાખજો કે એકવાર આપણે કલાના કંગાલ રખડુઓ બન્યા, એટલે આપણે આપણું કલામય નૈરાજ્ય સદાને માટે હારી બેસવાના. કેમકે આપણને બરાબર ખબર છે કે મેળાગરની બેઢંગી બહુલતા આજે દુનિયામાં 'મારો, કાપો' ના યુદ્ધનાદ કાઢતી એકાત્મતાના વેજન કીલ્લાનો ચૂરો કરવા ચઢી આવેલી છે.

—કવિવર યોન નોગુચી : કલકત્તા વિદ્યાપીઠમાં પ્રથમ આપેલું વ્યાખ્યાન

## ઇશ્વરનું કવિત્વ

સૃષ્ટિમાંના દેખાવોથી ઇશ્વરના કાવ્યની ભાષા સમાપ્ત થતી નથી. મનુષ્યની વાણી, પક્ષીઓનાં કૂજન, મનુષ્યનો ઇતિહાસ, મનુષ્યનું સાહિત્ય, મનુષ્યનાં કાવ્યચિત્ર, શિલ્પકામ, સંગીત, કુદરતનો ઉત્તમોત્તમ વિકાસ ( evolution ), મનુષ્યને પ્રાપ્ત થયેલું જ્ઞાન, મનુષ્ય-લક્ષણ, સદ્‌ગુણ એ સર્વ ઇશ્વરના કાવ્યની ભાષા છે.

આ સર્વ સૃષ્ટિ જે દેખાવ અને વિચાર આપણી સમક્ષ મૂકે છે તે એ કાવ્યના શબ્દ અને અર્થ છે. અને તે પાછળ જે વ્યંગ્ય અર્થ રહેલો છે તે એ કાવ્યનો રસ છે. એ વ્યંગ્ય એકદમ પ્રકટ થતો નથી. રસિકતા વગરના જનોને એ સર્વ પોતાના સ્થૂલ રૂપમાં જ દેખાય છે. વર્ડ્ઝવર્થ કહે છે તેમ જ્યારે એવી સ્થિતિ આવે છે કે,

'They flash upon the inward eye.'

—'અંતરચક્ષુ ઉપર તેનો પ્રકાશ પડે છે'—ત્યારે હૃદયમાં સ્થપાયેલા ભાવ તે વ્યંગ્ય પારખી લે છે અને તેની સાથે એકાત્મ થઇ રસાસ્વાદ કરે છે. પ્રથમ દર્શને દેખાતા બાહ્ય અર્થ કરતાં એ વ્યંગ્ય અર્થ ઘણો ઉત્તમ છે એમ પ્રતીતિ થાય છે. સ્થૂલ સૃષ્ટિની વિશાલતા અને ઉપયોગિતા મહાન છતાં તેની પાછળ રહેલો ઇશ્વરનો વ્યંગ્ય અર્થ કંઇ અદ્‌ભુત ચમત્કારવાળો છે એમ સમજાય છે, એ રીતે ઇશ્વરનું કાવ્ય એ ઉત્તમોત્તમ ધ્વનિકાવ્ય છે.

—સ્વર્ગ. સર રમણભાઇ નીલકંઠ : ધર્મ અને સમાજ : પુ. ૨ ઇશ્વરનું કવિત્વ

## મહાપ્રસ્થાન

હિમાદ્રિ પથ એ પળે, પરમ તત્ત્વ કો પાળવા
સનાતન, ન જે મળ્યું જયમહીં અને જીવને;
વિશાળ વસુધાતણા મજાર એક સામ્રાજ્યના
સમૃદ્ધ સુખભોગ કે ત્રિભવના સમુલ્લાસમાં
અહોરાત્ર રહે ડૂબી માનવી જેહ પામવા,
તે બધાને પરિત્યાગી ઉત્તરે પદ આ પળે.
જ્યાં મ્હોરતી માનવની મુમૂર્ષા,
સંતાપ આભ્યન્તર જ્યાં શમી જતા;
વસે સદા જ્યાં શિવશક્તિ, એવા
કલ્યાણને પન્થ પળે પદો, આ.

—મનસુખલાલ ઝવેરી : ઊર્મિ' કાવ્યાંક ૧૯૯૨

## પ્રાચીન ઇતિહાસનાં ઊંડાં ભોંયરાં

ખંભાતના નામ અને સ્થળની પ્રાચીનતાના ચર્ચામાં આપણા પ્રાંતના ઘણા પ્રાચીન ઇતિહાસ—સામાજિક ધાર્મિક ભૌગોલિક ઇતિહાસની ચર્ચાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. જે પ્રાચીન સંસ્કૃતિઓમાંથી હાલની વિશિષ્ટ મિશ્રણવાળી ( composite ) હિન્દુ સંસ્કૃતિ જન્મી એ સંસ્કૃતિઓના ઇતિહાસના ભોંયરામાં આજે મળી આવતા છૂટાછવાયા ઉલ્લેખો અને અવશેષોના સામાન્ય દીવડા લઈ પેસવું પડે છે. વળી આ દીવડાને કોઈપણ બાજુથી પવન લાગતાં હોલવાઈ જવાનો સંભવ પણ ખરો. કોઈ દિશાએ પવનનો સંભવ જણાતાં હાથની આડ કરી સંભાળીને ચાલતાં પણ વખતે હોલવવાનો ડર તો રહે જ. પવનથી ન હોલવાય એવા વિજળીના દીવા આપણા પ્રાચીન ઇતિહાસના ભોંયરામાં જવા માટે હજી મળતા નથી. પ્રકાશની આવી અપૂર્ણતામાં મોહેન-જો-ડેરોની શોધોને આપણે વિજળીનો પ્રવાહ અસ્ખલિત છે કે નાની 'બેટરી'ની પેઠે ખુટી પડે એવો છે એ હજુ કુશળ ઇજનેરો નક્કી કરી શક્યા નથી; તેમ જ ઘણા મોટા અંધકારમાં એક એવો દીવો આપણા દેશી દીવડા કરતાં સહેજ જ વધુ પ્રકાશ આપી શકે. ગમે તેમ પણ એ દીવાએ એમ બતાવી આપ્યું છે કે આપણા પ્રાચીન ઇતિહાસના ભોંયરામાં પહેલાંનાં દીવડાએ ઝાંખી જોયેલી કેટલીક વસ્તુઓ ખરી ને કેટલીક ખોટી છે, અને જૂની માન્યતાઓ એક વાર દૂર કરી નવેસરથી આખું ભોંયરું તપાસવાની જરુર છે.

—રત્નમણિરાવ ભીમરાવ : ખંભાતનો ઇતિહાસ : ભૂમિકા

## આદર્શ વર્તમાનપત્ર

પોતાનો કે બીજા કોઈ તરફથી મળેલો પણ સાચો હિતકર અને ઉપયોગી કાંઈક સંદેશો પોતાને પહોંચાડવાનો છે એવું જેને લાગી આવ્યું હોય તેને જ પત્રના કે લેખનના વ્યવસાયમાં પડવું જોઈએ. એણે સત્યને ચીવટાઈથી વળગી રહેવું જોઈએ અને પોતાની વિરુદ્ધ જતી પણ સત્ય બાબતોને તથા દલીલોને પ્રસિદ્ધ કરવી જોઈએ.

તથા પોતાની ભૂલોને નિખાલસપણે કબૂલ કરવી જોઈએ. જાહેર ખબરોથી પોતાનો ખર્ચ કાઢવાના લોભમાં એણે ન પડવું જોઈએ પણ પોતાની ઉપયોગિતા સિદ્ધ કરી લોકપ્રિયતાને લીધે જ તેનું ખર્ચ નીકળી રહે એવી સ્થિતિ આણવી જોઈએ. આમ એ મૂંગીસર લોકોની જરૂરીયાતો અને બાબતોને ચર્ચનારૂં હોવું જોઈએ.

—મહાત્મા ગાંધીજી : કિશોરલાલ મશરૂવાલાસંપાદિત ગાંધીવિચારદોહન

## જૂનું ગુજરાતી સાહિત્ય

આખ્યાનનો આદ્યસર્જક ભાલણ ' કાદંબરી ' નો કર્તા અને કૃષ્ણલીલા તથા ' આહીરડીનો કૃષ્ણ 'વાળા કાવ્યનો કવિ-તે પણ રામાનંદી પંથનો અનુયાયી હતો. તેની ' કાદંબરી ' સુવિખ્યાત છે અને ગુજરાતીમાં-સર્વોત્તમ રાસ ગણાય છે. પણ એ બધા કરતાં જનહૃદયને વધારે પ્રિય થયેલી બે વ્યક્તિયો-તે મીરાંબાઈ અને નરસિંહ મહેતો. પુરાણકથા અને આખ્યાયિકાના આડંબરથી લોકહૃદય સંતોષાયું નહીં અને તેથી ભક્તિની અપૂર્વ ભાવના પ્રગટી. તેનાં સુંદરતમ કુસુમો તે મીરાં અને નરસૈંયો-મુનશીએ મીરાંના જીવનચરિત્રની કેટલીક રૂપરેખા આપી છે તે દંતકથાથી કાંઈક જૂદી છે. પણ મીરાં ઈ. સ. ૧૪૦૩ માં જન્મી કે ઈ. સ. ૧૫૦૦ માં એ ચર્ચા એટલી બધી આકર્ષક લાગતી નથી. અણફૂટયા પ્રભાતના ઊઘડતા અજવાળામાં ' અબ તો મેરે ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઈ '-એ અને એવાં સુંદર અનેક પદોનો એનો મધુર ગુંજારવ નિદ્રસ્થ થએલા ગુજરાતને દર પરોઢે જગાડે છે. આ જ સમયમાં વલ્લભાચાર્યના પુત્ર વિઠ્ઠલનાથજી ગુજરાતમાં આવ્યા અને પુષ્ટિમાર્ગનો રસિક ને લોકહૃદયને રુચિકર થાય એવો ધર્મ સંપ્રદાય સ્થપાયો. એ જ અરસામાં પેલા ભક્ત નરસૈંયાએ કરતાલ લઈ જૂનાગઢના ઢેડવાડામાં હરિભજનની ધૂન મચાવી અને ' અમે તો ભાઈ ! એવા રે, તમે કહો છો વળી તેવા રે, ' એમ બેધડક લલકાર્યું.

—બટુભાઈ ઉમરવાડિયા: મુનશીકૃત ' ગુજરાત અને તેનું સાહિત્ય ' ની પ્રશસ્તિ :
માનસી: ૧૯૯૨: દેવદીવાળી અંક.

## પ્રિયા કવિતાને

ભયંકર ભવાબ્ધિમાં તું તરણી બની માહરી,
તરંગતુરંગે ધસંત ઘુઘકારતી મૃત્યુને,
સરંત સુખ સ્હેલથી ગહન સિંધુની સૂરતા—
તણું મરમ ભેદતી, અમૃત મંત્ર કેરા મંત્રની,
ગભીર પડઘાવતી શ્રવણ કેરી તંદ્રામહીં.
વિમુક્ત યમપાશથી કરત સત્ય સાવિત્રી તું.

—પૂજાલાલ : " ઊર્મિ કાવ્યાંક : " ૧૯૯૨

## સંસ્કૃતિનું પારણું

સંપૂર્ણ રીતે પાશ્ચાત્ય કેળવણીના કેફથી ઘેનમાં પડેલા છતાં હિંદીઓ એકાએક ઝબકીને જાગ્યા અને પછી ખરેખર ફિલસૂફોની માફક તેમણે પશ્ચિમની આંગ્લિગિન સંસ્કૃતિને અનુરૂપ થઈ જવાનો હૃદયપૂર્વક પ્રયત્ન આદર્યો. આ મંથન દીર્ઘકાળ માટે

ચાહ્યું. એમાં કેટલાક સમન્વયના ગુમાની બેઠા, કેટલાક પશ્ચિમની પ્રતિકૃતિ જેવા બની રહ્યા અને કેટલાક જૂની પ્રગતિ છોડી વૈરાગ્યને પંથે પડ્યા. આ કાળના હિંદના સાહિત્યમાં ઉપર્યુક્ત પરિસ્થિતિનો પડઘો પડે છે. ઘણા લાંબા કાળ સુધી ગોરી ચામડીની કહેવાતી શ્રેષ્ઠતા અને મહત્તા માનવામાં હિંદીઓ જાણે જાદુની માયા થઈ હોય તેમ ઘેરાઈ રહ્યા, અને પોતે નીચા છે એમ પણ તેમણે ઘણો વખત માન્યા કર્યું. જે પ્રજાને બીજા નીચા લેખે, તાબેદાર ગણે ને તે પ્રમાણે વર્તે તે પ્રજાના સાહિત્યનું પતન ન થાય તો બીજું શું થાય! અને આજે પણ હિંદમાં ઘણા કોલેજોમાં જતા વિદ્યાર્થીઓ માટે ઇંગ્લાંડમાં વિદ્યાર્થીઓનો જે અભ્યાસક્રમ હોય છે તે જ રાખવામાં આવે છે એ શું બતાવે છે! અને હજી હમણાં સુધી અમેરિકા અને યુરોપની પરદેશી વિદ્યાપીઠોમાં સંસ્કૃત અને પૌરસ્ત્ય સાહિત્ય માટે હિંદની વિદ્યાપીઠો કરતાં વધારે સગવડ મળતી હતી એ પણ શું સૂચવે છે!

—બહેન સોફિયા વાડિયા : ઇંગ્લાંડમાં ભરાયેલી લેખકોની આંતરરાષ્ટ્રીય મહાસભામાં આપેલું વ્યાખ્યાન

## શિક્ષકનું સ્વપ્ન

બે પાથરી વેલ ગુંથી પ્રસારી
છે ઓઢણી રેશમની પરે એ.
પવિત્ર છે એ ચરણો, પવિત્ર કે
છે અન્ય વસ્તુ વળી સન્નિધે પડી.
સોટી પડી કોમળ બાળકોની
ધાત્રી વિધાત્રી જગમાં ગણાય જે;
સંરક્ષતી ચેતન પ્રેરણા દઈ.
ને દાન કેરા ચમકાર દાખવે.
પાસે પડ્યું પુસ્તક એક ખુલ્લું
પ્રકાશતું જ્ઞાન સદૈવ સ્વયં જે;
નામાવલી બાળક સર્વ સંઘરી.
પોથી ખુલ્લી એક પડેલ છે વળી.

—નારાયણ : ઊર્મિકાવ્યો: ૧૯૫૧

## સંસ્કૃતિના શહીદો!

જેમને નિર્વાહની ફિકર નથી તેવા સાધનસંપન્નોને જ્ઞાન અને સંસ્કૃતિના નશામાં મારવા બેઠેલા છે. હું જ્ઞાનવિકાસ અને સંસ્કૃતિનો વિરોધી નથી. પણ વિદ્યાપીઠોની ચાર દિવાલોમાં જ સાચી સંસ્કૃતિ પુરાયેલી નથી. સંસ્કૃતિ તો એ કે જે તમારા જીવનની સહચરી હોય. સંસ્કૃતિ તો એ કે જે તમારી ચડતીમાં યે સાથે હોય ને પડતીમાં યે સાથે રહી માર્ગ બતાવતી હોય. એ સાચી સંસ્કૃતિ તમારો સાથ છોડતી જ નથી. ચચ્ચાર વર્ષનાં શાસ્ત્રી—ભણતરો પછી બારાખડીના થોડાક શબ્દો નામને છેડે લગાડી દેવાથી તમે સંસ્કૃત થયા છો એમ માનવાની હું સાફ ના પાડું છું. સંસ્કૃતિ

[ અનુસંધાન પૃ. ૫૦૭ પર ]

# ન...વું...સા...હિ...ત્ય

## વાઙ્‌મયનાં વિવિધ અંગો

### નવલિકા

**અંતરની વાતો:** લેખક—'સોપાન' પ્રવેશક (અને જોયું રહસ્ય) ઝવેરચંદ મેઘાણી—પ્રકાશક—ક્ષેમશંકર મોહનલાલ દવે, કરાંચી: કિં. રૂા. ૧—૪—૦.

૧૯૨૧ થી માંડીને ૧૯૩૨—૩૩ સુધીમાં, દેશમાં જે અહિંસક યુદ્ધનું વાતાવરણ જામી ગયું હતું તે વાતાવરણને યોગ્ય સુર પુરતી કૃતિઓ, કાવ્યો, નવલિકાઓ, નિબંધો વગેરે અનેક લેખકોએ લખેલી છે પરંતુ એ વાતાવરણ શમી ગયા પછી, એ અસાધારણ સમય અને સંજોગો દૂર થયા પછી જુદી જ જાતનું સાહિત્ય રચાવું જોઈએ એ કુદરતી ક્રમ છે. યુરોપના મહા વિગ્રહ દરમિયાન અમુક જાતની લડાયક વૃત્તિથી ભરપૂર સાહિત્ય રચાયું હતું. તેની સમાપ્તિ પછી વિજયી પ્રજાઓમાં યુદ્ધોનાં યશોગાન ગાતું સાહિત્ય રચાયું. પરાજય પામેલ પ્રજાઓ પોતપોતાના નેતાઓમાં છિદ્રો શોધવામાં પડી. આશરે દસ—બાર વર્ષના ગાળા પછી 'All quiet on the Western Front' જેવી અપૂર્વ સાહિત્યકૃતિઓ શક્ય બની. અનેક લેખકોએ જેમનાં જીવન વીતર્યાં તેમાં ઉત્સાહ, દેશને માટેની કુરબાની વગેરે ઊર્મિઓના પડઘા હતા. હવે સપાટી પરના આવેશને બદલે સાહિત્યકારોને જરા ઊંડા પેસી, એ આઝાદીના જંગમાં ભાગ લેનાર સૈનિકોની અંતરગુહાના પડદા ચીરી જોવાનું આવશ્યક લાગ્યું છે. એ પ્રકારની કૃતિઓ રચવાનો સમય હવે આવી લાગ્યો છે એમ જણાય છે.

'ગુજરાત'માં હમણાં જ પ્રસિદ્ધ થયેલ 'સળિયા પાછળ' નાટકમાં પુરુષોત્તમ ત્રિકમદાસે જંગમાં ભાગ લેનાર બધા જ વીરો નથી એ સાવ સાદા સત્યને નિરૂપણ કરતું ચિત્ર આલેખ્યું છે. 'અંતરની વાતો'માં 'સોપાને' ત્રણ સૈનિક કથાઓ લખી છે. જેમાં ત્રણ નાયક જુદી જુદી કથામાં પોતે આ જંગમાં શા માટે જોડાયો તેની આત્મકથા વર્ણવે છે. વાતોની ભાષા સરલ છતાં વેગભરી—ઊર્મિભરી છે. ત્રણે નાયકોએ જીવનના ઘેરા રંગ જ વર્ણવ્યા છે. સૈનિકના માનસનો, એમની આસપાસના તલસાટ અને ચનગનાટભર્યાં વાતાવરણનો એમાં સુંદર ચિતાર આપ્યો છે. આ કૃતિ પુરવાર કરી આપે છે કે એ કૃતિના લેખક માત્ર શુષ્ક જીવનકથાકાર નથી, જડ ઇતિહાસકાર નથી પણ ઉચ્ચ આશા આપતા સાહિત્યકાર છે એટલે એમની એમની પાસેની બીજી કથાઓને પણ પ્રસિદ્ધિ આપવી એમ કહેતાં સંકોચને સ્થાન નથી; જો કે આ બાબતમાં મેઘાણીએ કરેલ સૂચના સ્વીકારવા યોગ્ય છે કે "કથાઓ ભલે ટૂંકી ટૂંકી લખાય ને પાત્રાલેખન ભલે હજુ ય વધારે કલાત્મક, વેધક, વિકસિત કરાય, પરંતુ દરેક કથાએ પોતાના પાત્રનું જ સ્વતંત્ર ચિત્ર દોરવું જોઈએ.".

અંતે શ્રી મેઘાણીના તલસ્પર્શી પ્રવેશકનાં અંતમાં એમણે ઉઠાવેલ એક પ્રશ્ન સંબંધી તર્ક ઉઠે છે: મેઘાણી લખે છે:

" એક જ વસ્તુ નેતાઓ ન કરી શકયા: કદાચ તેમને સુઝી જ નહિ: કે આ પ્રત્યેક યુવકના મનમાં છુપી ચીરાએ પડેલી છે: ઉપલક દેખાય છે તેવા એ પ્રત્યેક જણ શ્વેત, સોધિ, નિશ્ચિન્ત, સેવાપ્રેમી કે રમતીયાળ અવધૂત નથી: ભાવનાઓના નર્યો પુતળાંઓ નથી. "

... નેતાઓ પ્રત્યેક સૈનિકના હૃદયનું પૃથક્કરણ કરી શકે ખરા ? મહાયુદ્ધના સમયે પ્રત્યેક પ્રજા તરફથી ત્રીસ ત્રીસ લાખ સૈનિકો રણે ચઢયા હતા. આજે એ મહા દાવાનળની ખુવારીઓની હકિકતો વાંચીએ છીએ ત્યારે જણાય છે કે આ લાખોમાંથી હજારો સૈનિકો અર્ધ વયસ્ના વેડફાઇ ગયા, નેતાઓની ભૂલોને પરિણામે વેડફાઇ ગયા. આ કથા કરૂણ છે છતાં યુદ્ધમાં-પછી હિંસક હો કે અહિંસક હો-અનિવાર્ય છે. અને સૈનિકોનો ધર્મ પણ શો !

" આ માટે એ પ્રશ્ન તેઓએ ન પૂછવો જોઇએ. તેઓએ તો માત્ર કાર્યપાલન અને પરિણામે મૃત્યુ અપનાવવું જોઇએ. "

ધ.

તરતાં ફુલ :-લેખક ધનશંકર હીરાશંકર ત્રિપાઠી : પ્રકાશક: વિષ્ણુપ્રસાદ કેશવલાલ ત્રિવેદી: કિ. રૂ. ૧-૦-૦.

આ પુસ્તકમાં ૨૧ વાતો અને ૨૨૪ પૃષ્ઠ છે. પુસ્તકનું કદ અને ઉઠાવ જોતાં એક રૂપીઓ કિંમત વધારે લાગે છે. અર્વાચીન નવલિકાના સ્વરૂપ અને વિધાન આ વાતોમાં નથી. જૂના જમાનામાં આપણે ત્યાં જે પ્રકારની ઉપદેશાત્મક વાર્તાઓ પ્રચલિત હતી તે પ્રકારની વાતો આ પુસ્તકમાં છે. આવી પ્રકારની વાતોમાં રસ લેનાર હજી ગુજરાતમાં ઘણા છે એટલે એમને આનંદ આપનાર પુસ્તકોમાં આની ગણતરી સહેજે થઇ શકે તેમ છે.

મ

કથાવલિ બીજી: બાર નીતિકથાઓનો સંગ્રહ—અનુવાદ: વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

લીઓ ટૉલ્સટૉયની આ બાર નાનીનાની વાતોનો ગુજરાતીમાં લાક્ષણિક અનુવાદ કરી આપી શ્રી. વિશ્વનાથ ભટ્ટે એમની વિદ્વત્તાનો આપણને એક વધુ પરિચય કરાવ્યો છે. ગુજરાતમાં નવલિકાસાહિત્ય સ્વતંત્ર રીતે અને આવા સરળ અનુવાદોથી હમણાં હમણાંનું ભલું જ ખીલતું જાય છે એ બહુ આનંદની વાત છે. શ્રી. વિશ્વનાથ ભટ્ટે આ અને આના જેવા એમના બીજા અનુવાદોથી ગુજરાતી વાચકવર્ગને પોષિક માનસિક ખોરાક આપી તેને ટૉલ્સટૉય જેવા રશિયન મહાત્માના આદર્શ અને સમાજના નીચલા થરના જીવનવિધાન સાથે ઓતપ્રોત કરવા કામ કીધી છે. એમનું આ કર્તવ્ય એમણે સરલતાથી બજાવ્યું છે ને તે માટે અમે એમને ધન્યવાદ આપીએ છીએ. વધુમાં અમે પૂચ્છીશું કે શ્રી. વિશ્વનાથની ઊંડી વિદ્વત્તા હવે અનુવાદસમૃદ્ધિથી સંતૃપ્ત થઇ હોય તો આવી સરસ ગુજરાતી સ્વતંત્ર કૃતિઓ આપી એમની સાહિત્યસેવાથી ગુજરાતના માનસને વધારે અસરકારક રીતે ને સીધી રીતે ઘડવા ભાગ્યશાળી થાવ.

ઉ

## સંશોધન

### બે અજોડ સંશોધનગ્રંથો

**ખંભાતનો ઇતિહાસ: ગુજરાતનું પાટનગર. અમદાવાદ—લેખક: રત્નમણિરાવ ભીમરાવ.**

'શાહેઆલમ' અને 'ગુજરાતનું વહાણવટું' એ ઐતિહાસિક પુસ્તિકાઓ અને બીજા પ્રકીર્ણ ઐતિહાસિક લેખોના લેખક શ્રી. રત્નમણિરાવ જોટે એ આપણા આંગળીને વેઢે ગણાય એવા રસિક પુરાતત્ત્વવિદોમાંના એક છે. ૧૯૨૯ માં 'ગુજરાતનું પાટનગર : અમદાવાદ' અને ચાલુ વર્ષમાં 'ખંભાતનો ઇતિહાસ' એ અતીવ ઉપયોગી અને દ્યોતક દળદાર ગ્રંથોને ગુજરાતની વિદ્વત્તા આગળ રજૂ કરી શ્રી. રત્નમણિરાવે એમની આ અપાર સ્નેહશ્રમભરી પુરાતત્ત્વરસિકતાને સફળતાથી સિદ્ધ કરી છે. ગુજરાતના ઇતિહાસમંદિરની આ કીમતી ઐતિહાસિક છટાને તેમના અસ્તવ્યસ્ત અને સ્થળે સ્થળે વેરાયલાં રજકણોમાંથી ખોળી, સંશોધી, ચાળી અને ઘડીને એમણે આપણા રચાતા ઇતિહાસની ખરેખર મગરૂરી ઉપજાવે એવી સેવા કરી છે. શ્રી. જોટને આવા ભગીરથ પ્રયત્નો માટે અમે હૃદયથી અભિનંદન આપીએ છીએ.

માત્ર સર્જનાત્મક સાહિત્ય જ રચવા તરફ ગુજરાતના કેટલાક આશાજનક સાહિત્યકારો રચ્યાપચ્યા જણાય છે. કાલબળે એમની કૃતિયોમાંથી કેટલીએક અમરતાને વરી આવા ઇતિહાસગ્રંથોના પૃષ્ઠો પર ભવિષ્ય કાળમાં નોંધાશે જ એ કહેવાની પ્રગલ્ભતા અમે અત્યારે કરીશું નહીં. એવી કૃતિઓ ભલે રચાઓ અને ગુજરાતનો મોટે ભાગે અશિક્ષિત અને ગરૂ જ નાને ભાગે સુશિક્ષિત વાચકવર્ગ એને વધાવો. આપણા એ એક જ પ્રકારની માનસિક પ્રવૃત્તિઓના રસિયાઓની જરાપણ અવગણના કર્યા વગર અમે નિઃસંકોચ કહીશું કે ગુજરાત અને ગુજરાતના ઇતિહાસના દેહાતમાની છિન્નભિન્ન થયેલી મૂર્તિને વિદ્વત્તા ને સ્નેહશ્રમથી સજીવન કરવામાં પોતાની પ્રવૃત્તિઓનું બલિદાન આપનારાઓને જરાયે ઓછી અમરતા આપણું સાહિત્યજગત નહિ જ આપે. ઊલટું ગુજરાતીઓ તરીકે નવે વર્ષે ખીલતી આપણી અસ્મિતા આપણા ઇતિહાસની—ગુજરાતને, ગુજરાતીઓના ઇતિહાસની, તેના સાહિત્યના ઇતિહાસની—હવે તો આપણા મોડરે આવી જોરશોર દ્વાર ઠોકતી આપણને સાદ કરે છે. સ્મિથ જેવા સામ્રાજ્યવાદી પરદેશી ઇતિહાસકારો ભલે હિન્દના ઇતિહાસ એમના દૃષ્ટિબિન્દુઓથી આપણને રચી આપે. ભલે ગુજરાતપ્રિય ફોર્બસ રાસમાળા રચીને એક કાલે આપણને આપી જાય. આપણા ગુજરાતના ઇતિહાસ માટે ગુજરાતની જ માટી અને લોહી સાથે સીધો સંબંધ રાખનારા નર્મદો, ભગવાનલાલો વગેરે ઉપરાંત તાજેતરના શ્રી. રત્નમણિરાવ જેવા ગુજરાતીઓનાં જીવનાર્પણ્યુ આપણને આપણા સત્ય અને વાસ્તવિક ઇતિહાસ તરફ લઇ જનારા જ આપણા હૃદયની પૂજાને પાત્ર થઇ શકે.

'અમદાવાદ' વિષેના ૮૨૪ પૃષ્ઠોના સીડીએ સીડીએ ઐતિહાસિક ગ્રંથને લખાયે ૭ વર્ષ વીતી ગયાં છતાં એ ગ્રંથ હજીએ નવીન ગ્રંથ જેવો આપણા પ્રસિદ્ધ અન્ય ગુજરાતી નગરોના ઇતિહાસ માટે માર્ગદર્શક અને સૂચક ગ્રંથ છે. આ પછી હમણાં

શ્રી. રત્નમણિરાવ આપણને ' ખંભાતનો ઈતિહાસ ' આપે છે. આવો કીમતી ઇતિહાસ-ગ્રંથ આપનાર ગ્રંથકાર, અને તેનું પ્રકાશન કરી આપનાર ખંભાત સંસ્થાન-તરફથી તેના દીવાન રાવસાહેબ પુરુષોત્તમ ભટ્ટના આપણે બહુ જ ઉપકારવશ થયા છીએ.

શ્રી. રત્નમણિરાવે આ મોટા ગ્રંથને સંપૂર્ણ કરવામાં એમના અથાગ શ્રમનો, એમની ઐતિહાસિક તત્ત્વદૃષ્ટિનો અને એમની જન્મભૂમિ માટે અભિમાનિકી વૃત્તિનો આપણને પાનેપાને પરિચય કરાવ્યો છે. ખંભાતનાં પૌરાણિક અભિધાનો, પૌરાણિક ભૂગોળમાં એનું સ્થાન, પૌરાણિક કાળમાં એનો ઇતિહાસ, મધ્યકાલીન હિન્દુ સમયની એની જાહોજલાલી, એની પડતી એમ એક પછી બીજા પ્રકરણ દ્વારા છેક આજ સુધીનો સળંગ ઇતિહાસ એમણે ઇતિહાસલેખનની સરળ ને ઉચિત શૈલીમાં આપ્યો છે. ગુજરાતનું હિન્દુ સ્થાપત્ય અને કલા, ગુજરાતનું મુસલમાન સ્થાપત્ય, ખંભાતનો વેપાર અને વહાણવટું, એનો ઉદ્યોગ ધંધો અને રોજગાર, એનો વહીવટ અને સામાજિક વિકાસ, એનાં રસિક સ્થળો અને હાલની અભિલાષાઓ : આ સૌ ઇતિહાસકારે સૂક્ષ્મ દૃષ્ટિએ સુંદર રીતે આલેખ્યાં છે. આ પછી અ થી ઔ સુધીનાં વિદ્વત્તાભર્યાં પરિશિષ્ટો પણ એમણે આ ગ્રંથરચનામાં કરેલા શ્રમની પ્રત્યક્ષ સાબીતી આપે છે.

ગુજરાતના ઇતિહાસરસિકોને આવો અપૂર્વ ગ્રંથ પહેલેથી છેવટ સુધી વાંચી વિચારી જવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. અમે ઇચ્છીશું કે શ્રી. રત્નમણિરાવ આ બે ગ્રંથો પછી એમના ઇતિહાસપ્રેમનો પક્ષપાત ' પાટણ ' કે ' ભરૂચ ' પ્રતિ દાખવે.

શંકરપ્રસાદ રાવલ

## નાટક

**સંજીવન :** કર્તા: સનાતન જન્મશંકર બુચ, કી. ૧૦ આના. લેખકના વિધાન પ્રમાણે દસ વર્ષ પહેલાંની કલ્પનાનું આ ફળ છે. ટાગોર અને કાન્ત બંનેનું દેવયાનીના પાત્રાલેખનમાં રજુ થયેલું દૃષ્ટિબિન્દુ કર્તાને ન સંતોષી શક્યું એટલે દેવયાનીના જીવનનું પોતાના દૃષ્ટિબિન્દુ પ્રમાણેનું આલેખન રજુ કરવા કર્તા આ નાટકમાં પ્રવૃત્ત થયા છે.

દેવયાનીના જીવનમાં શુદ્ધ પ્રણય અને બંને ભાવનો નાટકમાં મુખ્ય છે. અને આ મુખ્ય ભાવનાઓ બંને પાત્રોનાં ચરિત્રવિકાસની ચાવી છે. તે બંનેના નિરૂપણમાં પણ કર્તાનું દૃષ્ટિબિન્દુ સતત જાગ્રત રહેલું જણાય છે. જો કે રવીન્દ્રનાથ ટાગોરનું વિદાય અભિશાપ નાટક અને કાન્તનું દેવયાની કાવ્ય-બંને કલાત્મક દૃષ્ટિએ ઉચ્ચ કોટિનાં છે એવી પ્રતીતિ આ નાટક વાંચ્યા પછી પણ દૂર થઈ શકતી નથી.

રંગભૂમિની દૃષ્ટિ લક્ષમાં રાખીને કર્તાએ નાટકમાં કેટલાંક ગીતો પણ મૂક્યાં છે. ગીતોની વિચારપૂર્વક યોજના મૂકવામાં કવિત્વનો અંશ પાતળો પડી જાય એ અવધાન લક્ષમાં રાખવાનું છે. એકંદરે અભ્યાસી કરીને આ નાટક ભજવાય તો કેટલેક સ્થળે લાંબા લાગતા સંવાદોમાં ફેરફાર કરવાનો કર્તાને અવકાશ લાગે. પણ કર્તા તરફથી વધારે પ્રમાણમાં નાટક મળતાં રહે એવી અમે આશા રાખીએ છીએ.

બિ. વ.

## નિબંધિકા

**અમી**—પ્રણેતાઃ જયેન્દ્રરાય ભગવાનલાલ દૂરકાળ, આકાશેઠના કૂવાની પોળ, અમદાવાદ, મૂલ્ય રૂ. ૧–૮–૦

અધ્યાપક જયેન્દ્રરાય દૂરકાળની લાક્ષણિક કલાથી આલેખાયલી ચોત્રીસ હળવી નિબંધિકાઓનો આ સરસ સંગ્રહ છે. એમની આગળની નિબંધિકાઓ જેમ રસથી વંચાય છે તેમ આ પણ આપણા સાહિત્યરસિકો અથથી ઇતિ સુધી રસપૂર્વક વાંચી જશે તો તેમને વિવિધ સ્થળોએ વિવિધ પ્રકારનો આનંદ અવશ્ય મળશે જ. શ્રી. દૂરકાળે આવી હળવી નિબંધિકાઓને પોતાનો પ્રિય વિષય બનાવ્યો છે અને એ પ્રકારના આપણા સાહિત્યના અંગને ખીલવવામાં એમણે ઘણો મોટો ફાળો આપ્યો છે. સાદામાં સાદાથી માંડી ભવ્યમાં ભવ્ય વિષયને એ સરળતાથી પોતાનો કરી શકે છે; અહીં તહીં રસની જમાવટ, કોઇ કોઇ સ્થળે નાનાવિધ કટાક્ષો તો કોઇ કોઇ સ્થળે છલકતો હાસ્યરસ, એ આ નિબંધિકારની નિબંધિકાઓનાં ખાસ લક્ષણો છે. અમે ઇચ્છીએ છીએ કે શ્રી. દૂરકાળ આવી બીજી નિબંધિકાઓ આલેખીને આપણા સાહિત્યમાંના આ ખીલતા અંગની વિશેષ અભિવૃદ્ધિ કરે.

**હૃદયઝરણાં**—લેખકઃ રમણલાલ વાડીલાલ શાહ; અનુવાદકઃ રમણલાલ વકીલ, મૂલ્ય રૂ. ૧–૦–૦.

શ્રી. શાહે આ ઝરણાંને એમની સ્વર્ગસ્થ પત્નીની સ્મરણસંહિતા તરીકે પ્રથમ અંગ્રેજીમાં વહેતાં મૂક્યાં. શ્રી. એન. કે. ભાગવતે એનો આમુખ લખી એનું મૂલ્યાંકન કર્યું. શ્રી રમણલાલ વકીલે એમને ગુજરાતીમાં ઊતાર્યાં. લેખક અને અનુવાદકના હૃદયોએ એકંદરે, ઐક્ય સાધ્યું છે. એક બે દૃષ્ટાંત લઇશું:—

'મારી મનોહર માશુકનાં આંસુમાં તત્ત્વજ્ઞાન અને શોક ભરેલાં છે. તેના સ્નિગ્ધ કપોલ પર અશ્રુબિન્દુ અણમૂલાં મોતી જેવાં ચળકે છે. મારી રહમદાર સનમનાં આંસુએ મને અમસ્ય ખજાનો આપી મને નરેન્દ્રોમાં અપ્રતિમ એવો નરેન્દ્ર બનાવ્યો છે. મારી સનમનાં આંસુ પ્રેમ અને મૃત્યુનો અનંત ભેદ ઉકેલી શકે છે.' (૫૬)

× × ×

'ઓ મારી પ્રિયતમ પ્રિયા ઊભી આનન્ત્ય કાંઠે.'

મૂળ લેખક અંગ્રેજીમુગ્ધ છે. અમે ઇચ્છીશું કે એમની એ મુગ્ધાવસ્થાને હવે એ ભાઇ વીતાવી સ્વદેશીય માતૃભાષાના સ્વાભાવિક પ્રેમપ્રવાહમાં એને વાળે.

**પ્રાયશ્ચિત્ત**—લેખકઃ સ્વ. વાડીલાલ શાહ; મૂલ્ય બે આના (૧૯૩૨)

નાનાલાલ કવિની ડોલનશૈલીમાં લખાયેલું સ્વર્ગસ્થ વાડીલાલ શાહનું આ નાનકડું કાવ્ય છે. સ્વર્ગસ્થ કવિ આ સ્મુજી કાવ્યશૈલીમાં વ્યવહારવાદની વિચારપ્રધાન કાવ્યશૈલીમાં ઠીક ઠીક સરળતાથી ઉતારી શક્યા છેઃ—

'પ્લેટોને, સોક્રેટીસને, ક્રાઇસ્ટને, ક્યા ગુન્હા માટે માર્યા!
નિત્શેને ક્યા ગુન્હા માટે દીવાનાશાળામાં ધકેલ્યો!
સીતાને રામ જેવાએ ક્યા ગુન્હા ખાતર આગમાં ઊતારી!
કેશાપીને શા માટે આપાયું રડવામાં જ વીતાડવું પડ્યું!'

× × ×

બાર બાર વર્ષના અભિમન્યુ પ્રગટાવ !
ઘ્યાજનક ઉપદેશકોને સ્થાને દ્રોણાચાર્યો જન્માવ !
બુદ્ધની ભૂમિને વીરભૂમિ કે સ્વર્ગ બનાવ !
બ્રહ્મા વિષ્ણુથી થયેલી ભૂલ હવે શંકર ! તું સુધાર !

## જીવનચરિત

**શ્રી વિજયાનંદસૂરિ**—લેખકઃ સુશીલઃ પ્રકાશકઃ શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર.

સ્વર્ગ. ન્યાયાંભોનિધિ શ્રી વિજયાનંદસૂરિનો આ નાનકડો ચરિત્રગ્રંથ છે. સૂરિજી નવયુગના પ્રભાત ઝીલનાર ક્રાંતિકારી આત્મા હતા. જૈન સંપ્રદાયના અનુયાયીઓ આ જીવનચરિતનું યથેચ્છ પાન કરે.

**સમાળોચક શેઠ અને કેલૈયો કુમારઃ** લેખકઃ સ્વ. વા. મો. શાહ; પ્રકાશકઃ મકરાભાઈ મોતીલાલ શાહ, ઘાટકોપર; મૂલ્ય બે આના.

સ્વર્ગસ્થ વાડીલાલ શાહે રચેલું આ નાનું જીવનચરિત બાળકોને, હજીયે જીવન-ચરિતકારની ભાવનાશીલ શૈલીથી આકર્ષે એવું છે. ' કૈલૈયા 'નો ' કૈલૈયો ' કેમ થયો એ ચર્ચા બાળકો માટેની તેમની આ પુસ્તિકા માટે અમે અહીં ઉપયોગી ગણીશું નહીં.

## સમાજ અને રાજપ્રકરણ

**ગાંધી વિચારદોહન**—સંપાદકઃ કિશોરલાલ મશરૂવાળા; પ્રકાશકઃ નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ; મૂલ્ય આઠ આના.

મહાત્માજીએ આત્મમંથન કરી તારવી કાઢેલા વિચારોનું આ દોહન છે અને એ દોહન શ્રી. કિશોરલાલ મશરૂવાળા જેવા આપણા એક ચિન્તકને હાથે આપણને મળે છે એ આપણું સદ્ભાગ્ય છે. શ્રી. મશરૂવાળાના આ સંપાદનકાર્યને સંમતિ આપતાં મહાત્માજી સાચું જ કહે છેઃ

' આ વિચારદોહન હું વાંચી ગયો છું. મારા વિચારોનો ભાઈ કિશોરલાલનો પરિચય અસાધારણ છે. જેવો પરિચય તેવી તેની ગ્રહણશક્તિ છે. એટલે મારે બહુ થોડે જ ઠેકાણે ફેરફાર કરવા પડ્યા છે. અમારી બન્ને વચ્ચે ઘણા વિષયોમાં વિચારનું ઐક્ય હોવાથી જો કે ભાષા ભાઈ કિશોરલાલની છે છતાં પ્રત્યેક પ્રકરણમાં સંમતિ દેવામાં મને હરકત નથી. આથી આવા વિષયોને ટૂંકામાં ભાઈ કિશોરલાલ સમાવી શક્યા છે એ આ દોહનની વિશેષતા છે.

વિચારક અને સંપાદકના આ વિચારનવનીતને અમે ગુજરાતમાં બહોળો પ્રસાર અને પ્રચાર પામેલો જોઈએ.

**રશિયાનું ઘડતર**—લેખકઃ મગનભાઈ મહેતા; પ્રકાશકઃ પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય રૂા. ૨–૦–૦.

એ.-જે. સૅકના ' The Birth of the Russian Democracy ' એ પુસ્તકને આધારે પ્રવાહી અને સરળ ભાષામાં લખાયેલું આ પુસ્તક છે. હિન્દના લોક જીવનના નિર્માતાઓ રશિયાના લોકજીવનને અને, તેની આજ સુધીની પ્રવૃત્તિઓને

આપણે ત્યાં સુપરિચિત કરવા મથે છે; આ પણ આવો એક સ્તુત્ય પ્રયત્ન છે. લેખકે રશિયાની પ્રગતિ ને ઉપકારક બનાવોને પ્રથમ વિભાગમાં આલેખ્યાં છે; પૂરવણી પ્રકરણ: બૉલ્શેવિક રશિયા અને પ્રસ્તાવના શ્રી. નરહરિ પરીખે લખ્યાં છે. આખું પુસ્તક વાંચતાં રશિયા આપણી દૃષ્ટિ આગળ મૂર્ત બની રહે છે. સાથે સાથે શ્રી. પરીખ તારવે છે તેમ રશિયા એ રશિયા ને હિન્દ એ હિન્દ છે. વિવેકી વાચક આગળ આ તાત્ત્વિક ભેદ સ્પષ્ટ થાય છે. રશિયા હિન્દને એટલું તો ચોક્કસ શીખવે છે કે કેટકેટલાં આત્મ-ભોગીઓ-સ્થૂલ અને આધ્યાત્મિક બંને-સ્વાતંત્ર્યની કુમારિકાનું હૃદય જીતાય છે. આપણી પ્રજાના દૃષ્ટિબિન્દુએ બહુ વિવેકપુરઃસર આવાં પુસ્તકોનો અભ્યાસ થાય એ ઇચ્છવા જેવું છે.

**સામ્યવાદ અને સર્વોદય તથા બીજા લેખો**—લેખક: નરહરિ દ્વારકાદાસ પરીખ; પ્રકાશક: પ્રસ્થાન કાર્યાલય અમદાવાદ; મૂલ્ય છ આના.

પ્રસ્થાન કાર્યાલયની લોકપ્રિય ગ્રંથમાળાનો આ એક મણકો છે. શ્રી. નરહરિ પરીખ જેવા પ્રૌઢ લેખક અને ચિન્તકનાં મંતવ્યો ગંભીર વિચારણાને પાત્ર હોય છે. આપણા સ્વદેશબંધુઓ હમણાં રશિયા અને તેના વિપ્લવકારક સાહિત્ય તરફ ખૂબ ખેંચાય છે એ ખરું. પણ રશિયાના પ્રયોગ વિષે પણ હકીકતની મુશ્કેલી જેવી તેવી નથી. એ પ્રયોગ વિષે તરફેણ અને વિરોધ કરતી હકીકતો વાંચતાં અનિશ્ચયની સહજ સ્થિતિ ઉત્પન્ન થાય છે. શ્રી. નરહરિ પરીખે બહુ જ તટસ્થતાથી અને એમની લાક્ષણિક કુશળતાથી આ ગ્રંથિકા આલેખી છે. રશિયાના આધુનિક માનસની પિછાણથી આપવામાં આ સુંદર કૃતિ વાચકોને બહુ જ ઉપકારક થશે એમાં તો સંદેહ નથી. જ.

**સભાસંચાલન**—લેખક: જીવણભાઈ રતનજી દેસાઈ; પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, મૂલ્ય: ૭ આના. ( વિ. સં. ૧૯૯૦ )

ગુજરાત વિદ્યાપીઠે એની ટૂંકી કારકીર્દિમાં કેટલાંક ગ્રંથકારરત્નો અને ગ્રંથરત્નો ઘડયાં હતાં. અધ્યાપક જીવણભાઈ દેસાઈ એમાંના એક છે અને તેમના જે થોડા ગ્રંથો છે તે ઊંડી અભ્યાસવૃત્તિના અને સરળ આલેખનશક્તિનાં પરિપક્વ પરિણામો છે. લોકશાસનનું આ યુગનું એક બહુ જ ઉપયોગી અંગ એ સભા છે. જાહેર પ્રજાની અને સરકારની, રજીસ્ટર્ડ કંપનીની કે વ્યાપારીઓની, ગ્રામપંચાયતથી માંડી વડી ધારાસભાની સભાઓના સંચાલનની આ સુરેખ અને સરલ મીમાંસા છે; આવું પુસ્તક ગુજરાત વિસરે નહીં એટલું જ નહીં પણ આપણી ઊગતી પ્રજા એનો ચીવટભર્યો અભ્યાસ કરે એ બહુ જ ઇચ્છવા જેવું છે.

**સહાયવૃત્તિ ( વિકાસનું એક તત્ત્વ )**—અનુવાદક: નરહરિ દ્વારકાદાસ પરીખ; પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન કાર્યાલય, અમદાવાદ; મૂલ્ય: સવા રૂપિયો.

યુરોપના આજકાલના મહાપુરુષોમાં પ્રિન્સ ક્રોપોટ્કિનનું સ્થાન વિરલ છે. એનાં મંતવ્યો ભાગિયાના બે બાજુના ભયંકર સિદ્ધાન્તની ને તેની સંહારવૃત્તિની અયોગ્યતાથી જાણીતાં છે અને તેને સ્થાને જનહિતકારક સહાયવૃત્તિની એ અંગાળી મીમાંસા કરે છે. સામ્યવાદે કે બીજા અમર્યાદ લોભિયાઓએ જ્યાં પોતાના જ જગતમાં

વસતી બીજી નિર્ભગ મજાની માનવના પ્રતિના પ્રેમને કે સહકારને નિર્દયતાથી છૂંદી પશુબળથી સર્વોપરિ મત્તાવાદ જમાવતાં માનવસંહાર આરંભ્યો છે ત્યાં આ વિચારક લાલ બત્તી ધરે છે. શ્રી. નરહરિ પરીખે વિચારકના અમૂલ્ય પુસ્તકનો સરળ અને તત્ત્વસ્પર્શી અનુવાદ કર્યો છે ને પોતાના ગુજરાતી બંધુઓને એનો લાભ આપ્યો છે. શ્રી. પરીખના પ્રત્યેક મૂલ્યવાન ગ્રંથની પેઠે આ અતિ મૂલ્યવાન ગ્રંથની અમે આપણા વિચારશીલ વાચકોને બેધડક ભલામણ કરીએ છીએ.

## બાલસાહિત્ય

**લાલિપો, હેમલતા અને રણધીર**—( બાલવિનોદમાળા પુસ્તક ૧૫, ૧૬ અને ૧૭ )—સંપાદક અને પ્રકાશકઃ નાગરદાસ ઇ. પટેલ; મલાડ ( મુંબઇ ); ચિત્રકારઃ જગમોહન મીસ્રી, મૂલ્યઃ દરેકના આના ત્રણ.

ઉપરની ત્રણે પુસ્તિકાઓના સંપાદક શ્રી. નાગરદાસ પટેલને ખાસ અભિનંદન. બાળકો આકર્ષાય તેવાં નાનાં સુશોભિત અને રંગબેરંગી પૂંઠાવાળાં પુસ્તકો છે. એમાંના ટાઇપ સારાં ને બાળકની નાની આંખોને માર્ગદર્શક ને મઝાનાં છે. અંદરનાં ચિત્રો સૂચક છે. બાળકોના માનસ પર એની સજ્જડ છાપ પડે માટે તે પૂર્ણ ગુજરાતી જ જોઇએ. બાળકો આ બાલપુસ્તકો વાંચી એમને ગમતા પરીઓના અને વાસ્તવિકતાના પ્રદેશમાં વિહાર કરી શકે એવાં એ સુગમ છે. આ બાલવિનોદમાળાના એક પછી એક મણકાને અમે સત્કારતા પ્રચ્છીએ છીએ.

## બાલગીતો

**તનમનિયાં** ( બાલગીતોનો સંગ્રહ )—લેખકઃ સોમાભાઇ ભાવસાર, ચિત્રકારઃ પ્રતાપરાય યાજ્ઞિક, પ્રકાશકઃ કાંતિલાલ કેશવજી કારિયા.

બાળકોને આનંદ સાથે જ્ઞાન-પ્રદેશમાં ધીમે ધીમે ખેંચી જાય એવાં આ ચોત્રીસ " બાળગીતો છે. શ્રી. સોમાલાલ બાલભાષાથી સારી પેઠે પરિચિત છે ને બાળકોનાં આ ગીતોમાં એ બાળકોની જ્ઞાનભૂમિ ઉપર આવી શકયા છે. કોઇ કોઇ સ્થળે ઉણપ પણ લાગે છે.

> ' મારે જોવા છે પ્રાણથી પિયારડા
> સંધ્યાઉષાના આરા;
> ત્યાં કોઇ મને તેડી જાઓ. '

આને બદલે

> ' મારે જોવા છે પ્રાણથકી પ્યારા '

એમ હોત તો ' પિયારા '=( પ્યારાં )ના જૂના અને અપરિચિત શબ્દ પાસે બાળકોને જવું ન પડત. ' સંધ્યા ને ઉષાના આરા ' ઉપર બાલકલ્પનાને જતાં પણ કેટલોક સમય જોઇએ. કવિઓ બોલે તેટલું સુસ્પષ્ટતાથી બાલક સમજી શકે એટલી ભૂમિકા ઉપર આપણા કવિઓ–ખાસ કરીને બાલકોના કવિઓએ તો આવવું જ પડશે. છતાં એકંદરે આવાં મનોરમ ગીતોની અમે બાળકોના શિક્ષણરસિકોને વિના સંકોચે ભલામણ કરીએ છીએ.

રા. ‌.

**ચાંદરણાં** ( બાલગીતો )—કર્તાઃ ચન્દ્રવદન મહેતા, કીં. ૭ આના.
સં. જમુભાઇ દાણી અને સોમાભાઇ પટેલ.

ઘણા કાવ્યો અને આગગાડીના કર્તાના માનસના એકબીજા પાસાનો પરિચય આપણને આ પુસ્તકમાં થાય છે. ગુજરાતી માતપિતાઓએ ઘણા કાળ સુધી બાળકોની અવગણના કરી. બાળકોને ખાવાપીવા અને ઉંઘવા ઉપરાંત બીજી જરૂરીઆતો પણ હોય છે અને તે પોતાતાં બાલ્યમાંથી માનવતાનો સાચો વિકાસ થાય છે. બાળકોને રસ પડે તેવું વિષયવૈવિધ્ય, સાદાં વર્ણનો, બોજથી ગવાય તેવી રચનાઓ બધું આ ગીતોમાં છે. માબાપો બાળકો માટેનાં આ સુંદર રમકડાં ન ભૂલે એમ અમે ઇચ્છીએ છીએ. મિ. વ.

## નવલકથા

**કરણઘેલો**—લેખકઃ સ્વર્ગ. નંદશંકર તુલજાશંકર મહેતા.

આ લોકપ્રિય ઐતિહાસિક વાર્તાની શાળોપયોગી દસમી આવૃત્તિ છે. દસમી આવૃત્તિ સિદ્ધ કરે છે કે આ વાર્તાની માગણીનો પ્રવાહ અખંડિત વહેતો રહ્યો છે. કર્તાએ એની પ્રથમ આવૃત્તિ ઇ. સ. ૧૮૬૮માં પ્રસિદ્ધ કરી હતી. સડસટ વર્ષના ગાળામાં આમ અમર રહેવા પામેલી આ વાર્તા ગુજરાતના નાનાં બાળકો પણ વાંચે એવી રીતે સરલ કરી ટૂંકાવવામાં આવે તો એનો વધુ પ્રચાર થાય. સર મનુભાઇની પિતૃભક્તિ આટલું વિશેષ કરી કૃતાર્થ થશે એમ અમે ઇચ્છીશું અને શ્રી. હંસાબેન જેવાં બાલસાહિત્યનાં પ્રેમલ જનની એમનો ગુજરાતી બાળકો પ્રત્યેનો અપૂર્વ પ્રેમ જોતાં કરી શકે તેમ છે.

## વિમાનું સાહિત્ય

**વિમાનો સંદેશ**—લેખકઃ મણિભાઇ દેસાઇ, કિંમત ૭ આના.

એકવાર સંચયશીલતાની લાક્ષણિક ટેવવાળી હિન્દની પ્રજાને વિમો કે એવી કોઇ ભાવિની નિશ્ચિન્તતાના પાઠ શિખવવાની જરૂર નહોતી. આ યુગ દગા અને ગરીબાઇમાં ડૂબેલા સરેરાશ હિન્દીની કસોટીનો છે. આગળની માફક આજે એને કુદરત અને સંજોગો અનુકૂળ નથી. એની ધરતી એને માટે ફળતી નથી. આવકના ત્રણ હિસ્સા રોકડ, જમીન અને ઘરેણાંમાં રોકાય એવી સરેરાશ સ્થિતિ રહી નથી. આ સ્થિતિમાં વિમા તરફ જો કલ્પનાઓ ભરી શકાય તો એને ખેંચાયા વગર છૂટકો નથી. શ્રી દેસાઇએ વિમાનો સંદેશ ઠીક ઠીક અભ્યાસ કરી પાઠવ્યો છે. આપણા વાચકવર્ગ માટે અમે એના વાચનની સુખેથી ભલામણ કરીશું.

## ધાર્મિક

**ભગવદ્‌ગીતાની સમાલોચના**—ભાષાંતરકર્તાઃ લવજી ભીખા માસ્તર, ગઢડાઃ સ્વામીનારાયણ ( કાઠિયાવાડ ), મૂલ્ય રૂપીઆ બે.

જીવનપથ અને આધ્યાત્મિક ઉદ્ધારાર્થ તરફડતી કોઇ પણ પ્રજાનો સર્વાંગ ઉદ્ધાર કરી શકે એવા સર્વસામાન્ય સિદ્ધાન્તો ( એ સિદ્ધાન્તો તારવનારા વિશ્વધર્મ પ્રેમી હોય તો ) ગીતા જેવા યુગોના ભાર સામે ઝૂઝી અમર રહેતા. આ સંસ્કૃત

આદર્શ ગ્રંથરત્નના છે. ગીતામાંથી યુગે યુગે નવીન અને ધર્મપ્રેમના અર્થ એના વિવિધ મીમાંસકો અને સમાલોચકોએ રજુ કર્યા છે. આ પુસ્તક પણ એવી એક સમાલોચના છે ને તેનું મૂળ બંગાળીમાં છે. વળી આ પુસ્તકની ખાસ વિશેષતા એ છે કે એના ગુજરાતી અનુવાદક શ્રી. લલ્લુજી માસ્તર એક વયોવૃદ્ધ ખોજા ગૃહસ્થ છે. શ્રી. માસ્તર ધર્મનામી ધર્મને માટે અન્ય ધર્માનુયાયી સાથે લડીઝઘડી માનવ માનવ વચ્ચે ક્લેશ ઉત્પન્ન કરનારા ધાર્મિક ઝનૂની નથી. માનવ માનવ વચ્ચે રહેલાં પ્રેમ ઐક્ય, સહકારિતા અને સહવીર્ય એજ જે યુગનો વિશ્વધર્મ હોય શકે તે યુગના સિદ્ધાન્તો પ્રત્યે એમનો પક્ષપાત જણાય છે. આથી જ હિન્દુધર્મના આ ગ્રંથરત્નના ભાષાંતર પ્રત્યે એ એમની જૈફીના ઉત્સાહી સમયે પ્રેરાયા છે જગતને પોતાનાં માનવશ્રેણ સંસ્કૃતિ અને સંસ્કારોથી આહ્વાન કરી શકે એવા હિન્દદેશમાં વસતી વિવિધ ધર્માનુયાયી પ્રજા હિન્દુ કે શું ઇસ્લામ ધર્મની આ સામાન્ય ભૂમિ ઉપર એક છે, સરખી જ છે એવી આવા આવા પ્રયત્નોથી કંઇક આશા અને પ્રેરણા પ્રાપ્ત થાય છે.

**ચારણદેવી શ્રી બહુચરાજી**—લેખક: ગઢવી સમર્થદાન શિવદાનજી લહિયા; પ્રકાશક: શ્રી ચારણ જ્ઞાતિહિતવર્ધક સભા.

ઉપર્યુક્ત સભા તરફથી ગુજરાતના ચુંવાળની આ દેવીના સબંધમાં આપણા વિદ્વાનો અને સામાન્ય પ્રજાવર્ગમાં મનાતાં કેટલાક વિરૂદ્ધ વિધાનોનો આ નાની પુસ્તિકામાં ખુલાસો કરવામાં આવ્યો છે.

**શ્રી દેવીસ્તોત્રો**—( મૂળ સંસ્કૃત સહિત ગુજરાતી ભાષાંતર )

ભાષાંતરકાર અને પ્રકાશક: શાસ્ત્રી દુર્લભશંકર ધીરજરામ પંડ્યા, કાંદાવાડી, કલ્યાણ બિલ્ડીંગ નં. ૧, ગીરગામ મુંબાઇ. ૪, મૂલ્ય રૂા. ૦—૨—૦

શાસ્ત્રીજી દુર્લભશંકરે ચોકસાઇથી અને બુદ્ધિપૂર્વક આ સ્તોત્રોના મૂળ અને પ્રવાહી ભાષાંતર જનતા આગળ રજૂ કર્યાં છે. આપણા અજ્ઞાની જનસમાજમાં આવાં સ્તોત્રો બહુ જ વંચાય છે અને પાઠ કરાય છે. પણ દુર્ભાગ્યે આપણા પૈસાપટુ પ્રકાશકોએ જે જે આ અને આવાં બીજાં પુસ્તકો પ્રજા સમક્ષ મુક્યાં છે તેમાં ભાષા અને શુદ્ધિનો ભાગ્યે વાળેલો જોવામાં આવે છે. આ શુદ્ધ પુસ્તિકા આ સ્થિતિમાં તેના અધિકારી વાચકોને ખાસ ઉપયોગી થઇ પડશે.

**શ્રી તત્ત્વાર્થ દીપનિબન્ધાનુવાદમાલા:** ગ્રંથાંક ૩–૪ તથા શ્રી સર્વનિર્ણય પ્રકરણ ૩–૪ ફલ તથા સાધન પ્રકરણનું ગુર્જર ભાષાંતર: ભાષાંતરકાર: સુંદરલાલ મણિલાલ વકીલના, મુંબાઇ; મૂલ્ય રૂા. ૨–૦–૦

શ્રી પુષ્ટિમાર્ગીય સંપ્રદાયના આ કીમતી ગ્રંથનું વિદ્વાન ભાષાંતરકારે બહુ શ્રમ લઇ સહજતાથી ભાષાંતર કર્યું છે. અમે ઇચ્છીશું કે એના અધિકારીઓ એનો લાભ લે.

**આર્યધર્મ**—લેખક: સ્વર્ગ. વાડીલાલ મોતીલાલ શાહ; પ્રકાશક: શકરાભાઇ મોતીલાલ શાહ, ઘાટકોપર ( મુંબાઇ ); આવૃત્તિ ત્રીજી ૧૯૩૫; મૂલ્ય: પાંચ આના.

હિન્દુઓ–આર્યો—ના ટોળામાંથી હાલ છૂટા થયેલા એના ઉપદેશ સાંભળવા પામેલા હાલના જૈન હિન્દુઓને–સંબોધતી ને તેમનો દેશમાસ પ્રધાનધર્મ સમજાવતી આ

[ અનુસંધાન પૃ. ૫૦૪ પર ]

# તંત્રીસ્થાનેથી

## શાન્તિનિકેતન આશ્રમ

કવિવર ટાગોરે આશ્રમની ૩૫ મી વર્ષગાંઠ નિમિત્તે ન્હાનું સરખું વ્યાખ્યાન કરતાં માનવી, પ્રકૃતિ અને જીવનના ધ્યેયનો સંબંધ દર્શાવ્યો. માનવલોભ પરધનને ગળી જવા સદા ઉદ્યત રહે છે અને તેમાંથી જ સમસ્ત દુઃખોની ઉત્પત્તિ છે. ખરું સુખ આભ્યન્તર છે એ ન સમજતાં મનુષ્ય બાહ્ય સુખોના લોભમાં સદાયે પ્રવૃત્ત રહે છે અને પરિણામે શાશ્વત આનન્દને તજીને ક્ષણિક હર્ષની લોલુપતામાં કૃતકૃત્યતા માની બેસે છે. માનવીની જીવન યાત્રામાં ક્ષણે ક્ષણે સત્યાસત્યના નિર્ણયનો પ્રસંગ એની સમક્ષ આવે છે. પણ એ નિર્ણય કરવામાં સત્યના માર્ગને વળગી રહેવાનું એ હંમેશાં પસંદ નથી કરતો. એ એની નિર્બળતા ઉપર વિજય નથી મેળવી શકતો. જ્ઞાનસાધના અને તે દ્વારા પરમ આનન્દની સાધનાનો સંદેશ કવિવરે જગતને આ પ્રસંગે સુણાવ્યો અને જે સુરતું ગાન આપણે સતત કવિહૃદયમાંથી સાંભળતા આવ્યા છીએ તેનો જ આ એક ધ્વનિ છે.

## પ્રો. યોનેજીરો નોગુચી

જાપાનના આ કવિ અને અધ્યાપકનું આગમન હિન્દમાં થયું ત્યારથી તેમણે બની શકે તેટલો હિન્દનો અભ્યાસ કરવાનો અને જાપાનની કવિતા અને કલાનો હિન્દને પરિચય આપવાનો પ્રયાસ કર્યો છે. મુંબાઇમાં પણ યુનિવર્સિટી તરફથી એમનાં બે ભાષણોની યોજના થઇ હતી.

પ્રો. નોગુચીએ જાપાનની કળા અને કવિતા બંનેમાં માનવ અને પ્રકૃતિના સંબન્ધનું ખાસ 'દર્શન કરાવ્યું હતું અને આ તત્ત્વ પૂર્વ અને પશ્ચિમની કળા અને કવિતાના ભેદદર્શનમાં પણ અસ્તિત્વ ધરાવે છે એમ પણ એમણે જણાવ્યું. કવિવર ટાગોરે ' ટેમ્પેસ્ટ ' અને ' શાકુન્તલ ' ના વાતાવરણનું વિવેચન કરતાં શેક્સપિયરના પાશ્ચાત્ય માનસનો અને કાલિદાસના આર્યમાનસનો ભેદ દર્શાવ્યો છે. તેમાં પણ મુખ્ય બિન્દુ આવી જ જાતનું છે. છતાં કવિ બુદ્ધિને વશ ન થઇ જાય તેટલે અંશે પાશ્ચાત્ય દૃષ્ટિબિન્દુને પણ આદરપાત્ર ગણવામાં વાંધો નથી એવું મન્તવ્ય પ્રો. નોગુચીએ રજુ કર્યું હતું. આ સાથે જ વાસ્તવિકતાનો ચિતાર કવિતામાં કેટલે અંશે સ્વીકાર્ય છે તેનો નિર્ણય પણ આવી જાય.

જાપાનની કળામાં શરૂઆતમાં ધર્મ જ પ્રેરણારૂપ હતો એ બાબત આપણે નોંધવા જેવી છે. ધર્મ તરફથી જ કલાકારોએ ધીમે ધીમે પ્રકૃતિ અને માનવજીવન તરફ પ્રયાણ કર્યું હોય એવો ઇતિહાસ જગતની ઘણીખરી કળાઓ પરત્વે મળી આવે તેવો સંભવ છે. છતાં અત્યારે પણ આપણે કળા કે કવિતાનો ધર્મ જોડેનો અવિભાજ્ય સંબન્ધ સ્વીકારીએ તો અવશ્ય વિચિત્ર અને હાસ્યાસ્પદ લાગે અને પ્રો. નોગુચીનું આ વિષયનું વિવેચન તદ્દન નિરપેક્ષ અને સ્વતંત્ર જણાયું નહિ, છતાં નવા

પ્રકાશના સ્વીકાર માટેની તેમની તૈયારી અને જગતનાં નવાં મૂલ્યાંકનોનો આદર તેમણે સ્પષ્ટ દર્શાવ્યો. આપણને મ્હોટો લાભ તો એ જ કે આપણને જાપાનનાં અને પ્રો. નોગુચીનાં મન્તવ્યો જાણવા મળ્યાં. આવા વિદ્વાનોના પ્રવાસનું એક પરિણામ એ તો અવશ્ય છે કે જગતની સંસ્કૃતિમૂલક એકતા સધાતી જાય છે તેમાં તે મહત્વનો ભાગ ભજવે છે.

## વિજ્ઞાન અને માનવતા

મુંબાઇમાં આવીને ' ધી ઇન્ડિયન એકેડેમી ઓફ સાયન્સીઝ ' ના પ્રમુખ પદેથી ભાષણ કરતાં સર સી. વી. રમણે મુંબાઇની વિજ્ઞાનસેવાનો ગૌરવપૂર્વક ઉલ્લેખ કર્યો અને ભવિષ્યમાં પણ મુંબાઇ વિજ્ઞાનના ક્ષેત્રમાં બહુ ઉપયોગી કાર્ય કરી શકશે એવી આગાહી એમણે મુંબાઇમાં વિજ્ઞાનનાં જુદાં જુદાં ક્ષેત્રના તદ્વિદો હોવાથીઅને સાધન સગવડનો વિચાર કરતાં તેમની આ આગાહી ભવિષ્યમાં ખરી પડે તો આશ્ચર્ય ન જ ગણાય.

આ સાથે એમણે એક બીજો પ્રશ્ન ઉપસ્થિત કર્યો તે વિજ્ઞાન અને માનવ જીવનના સંબન્ધનો. આજે જગતમાં વિજ્ઞાનનો કેવો ઉપયોગ કરવામાં આવે છે તે સર્વવિદિત છે. એક બાજુ સંહારના કાર્યમાં અને બીજી બાજુ દવાદારૂ અને શાસ્ત્રોપચારદ્વારા માનવના ઉદ્ધારકાર્યમાં—આમ બંને રીતે આજે વિજ્ઞાનનો ઉપયોગ થઇ રહ્યો છે તે એનો એક વસ્તુ આપણને જણાય છે કે જ્યાં સુધી માનવી વિજ્ઞાનના તત્ત્વો ઉપર પોતાનું આધિપત્ય ભોગવી એ તત્ત્વોનો સદુપયોગ કરે છે ત્યાંસુધી એ વિજ્ઞાન કરતાં મહાન દેખાય છે. પરંતુ એ તત્ત્વોનો દુરૂપયોગ કરતાં કરતાં માનવી પોતાનું આધિપત્ય ગુમાવી બેસે છે. એટલે એ તત્ત્વો જ એનું જ ભક્ષણ કરી જાય છે.

બીજું કોઇ પણ વિષયનું જ્ઞાન માનવ સંસ્કૃતિને અને જગતના સુખનેજરાપણ મદદરૂપ ન થઇ શકે તો તેવા જ્ઞાનનું મૂલ્ય આજે જગતને કશું નથી. જગતમાં ચાલતા અનેક વિગ્રહોમાંથી જગતને અંશતઃ પણ બચાવી લે તો જ વિજ્ઞાનનું જ્ઞાન સાર્થક ગણાય. જ્ઞાનની જ્ઞાન તરીકે જ કીંમત કરવી એ યુગ હવે ચાલ્યો જાય છે–ચાલ્યો ગયો છે.

## ઉદયશંકર

ઉદયશંકર આવ્યો અને ગયો. એણે અને એની મંડળીએ મુંબાઇમાં જે સંગીત, જે નૃત્ય અને જે અભિનય તથા એ બધાનો જે સંવાદ રજુ કર્યો તેમાંથી કાંઇક અંશે ગુજરાત પણ એના ભાવિ પ્રયોગોમાં કદાચ પ્રેરણા લેશે. અમને લાગે છે કે એ કલા પાછળ સાધના કરનારું ગુજરાતનું એકાદ મંડળ મુંબાઇમાં હોય તો ગુજરાતના સાહિત્યમાં એની ઘણી વસ્તુઓ છે–પુરાણોમાંથી પણ ઘણી વસ્તુઓ મળી આવે તેમ છે જેમાં કલાનો આવિર્ભાવ ગુજરાત બીજા કોઇ પ્રાન્ત કરતાં સારી રીતે કરી શકે. આ સાધનામાં ઉપયોગી થઇ શકે તેવાં બળો પણ આપણે ત્યાં છે. એ બધાંને એકત્રિત કરવાનો પ્રયાસ થાય એટલી જ જરૂર છે.

## ગુજરાત સંગીત મહામંડળ

• ગુજરાતના પ્રસિદ્ધ સંગીતાચાર્ય પંડિત ઓંકારનાથજીના પ્રયાસથી મુંબાઇમાં સંગીત મહામંડળની સ્થાપના થઇ છે પંડિત ઓંકારનાથજીનું સંગીત ઉપરનું પ્રભુત્વ

અને કંઠની એમને મળેલી કુદરતી બક્ષીસ તથા પોતે સાધેલી સંસ્કારિતા—એ બધું ગુજરાતને અજાણ્યું નથી. વળી સંગીતની કલાને રજુ કરવા ઉપરાંત એ કલાની તાત્વિક ચર્ચા કરવાની પણ પંડિતજીમાં સારી યોગ્યતા છે. મુંબાઇ જેવું ક્ષેત્ર તેમણે શોધી કાઢ્યું છે એ પણ ઠીક જ કર્યું છે એટલે તેમના આ પ્રયાસમાં અમે તેમને સફળતા ઇચ્છીએ છીએ.

વળી ગુજરાતનું આગવું એવું પણ થોડું સંગીત છે અને તે સંગીતને સાચા સ્વરૂપમાં-એના મૂળ સ્વરૂપમાં રજુ કરવાના જે પ્રયાસો આજ સુધીમાં થયા છે તે બધા સર્વાંશે સંપૂર્ણ નથી થયા. એટલે આ દિશામાં પણ આ મંડળ માટે કાર્ય કરવાનો અવકાશ છે. સંગીતનો પ્રેમ પ્રતિદિન ગુજરાતમાં વધતો જાય છે તે પ્રસંગે આ મંડળની સંસ્થાપના ખાસ આદરપાત્ર બને છે.

## રાષ્ટ્રીય મહાસભાનો સુવર્ણ મહોત્સવ

ઇ. સ. ૧૮૮૫ થી આજ સુધીમાં રાષ્ટ્રીય મહાસભાએ જે જીવનવિકાસ સાધ્યો છે અને તે સાધતાં હિન્દના પ્રજાજનોને જે સ્વાતંત્ર્યપ્રેરણા અર્પી છે તેનો ઇતિહાસ આપણી સમક્ષ જ છે. આઘાત અને પ્રત્યાઘાતની પરમ્પરા માનવીજીવનમાં તેમ સંસ્થાઓના જીવનમાં પણ હોય છે. એવા આઘાત પ્રત્યાઘાતોથી પરિવર્તનો પણ અનેક આવે છે. મહાસભાની અત્યારની નીતિ પણ એવાં અનેક પરિવર્તનોનું પરિણામ છે એ સુવિદિત છે. આવી સંસ્થા પોતાના અસ્તિત્વ માટે અને સમગ્ર પ્રજા એ સંસ્થાના અસ્તિત્વ માટે ગૌરવ લે એ સ્વાભાવિક છે.

હિન્દમાં બીજા રાજદ્વારી પક્ષો નથી એમ આપણે નહિં કહી શકીએ. પરંતુ પ્રજાની માનીતી સંસ્થા તો એક જ છે અને તે હિન્દી રાષ્ટ્રીય મહાસભા એ નિર્વિવાદ છે. ભાષા, સાહિત્ય અને રહેણીકરણીના વૈવિધ્યવાળા અનેક પ્રાન્તોના બનેલા આ વિશાળ દેશમાં મહાસભાએ જેટલી એકતંત્રતા સાધી છે એટલી એકતંત્રતા સાધવી એ અતિવિકટ કાર્ય છે એમ કોઇ પણ પરદેશી કે સ્વદેશી રાજનીતિજ્ઞ અવશ્ય કબુલ કરશે. ક્રિયાસિદ્ધિ એટલે સફળતાના ધોરણે કોઇ પણ વ્યક્તિ કે સંસ્થાના જીવનનાં સાચાં મૂલ્ય ન અંકાય અને છતાં પણ જેટલી જેટલી અપૂર્ણતાઓ છે તે બધી હોવા છતાં મહાસભાએ જે કર્યું છે તે ઓછું નથી, નિષ્ફળ પણ નથી. આ પચાસ વર્ષોમાં જે માનસ મહાસભાએ જાગ્રત કર્યું છે, કેળવ્યું છે, પોષ્યું છે તે માનસ જ આપણું અમૂલ્ય ધન છે. એ માનસ જ આપણી ભાવિ પ્રગતિના પાયા રૂપ છે. ભાવિના ગર્ભમાં શું છે તેનો નિર્ણય કરવો એ બહુ કપરું કાર્ય છે. છતાં આજ સુધીની મહાસભાની પ્રગતિ લક્ષમાં લેતાં એ સંસ્થા ભાવિ પ્રજાના જીવનમાં પણ અમૂલ્ય સેવા અર્પવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત કરશે એમ કહેતાં અમને સંકોચ રાખવાની જરૂર જણાતી નથી. એટલે આવી આપણી–સમગ્ર પ્રજાની એક જ સંસ્થાને એની પચાસ વર્ષના જીવનની પૂર્ણાહુતિને પ્રસંગે અમે અમારાં અભિનન્દન અર્પીએ છીએ.

## વડોદરામાં હિરક મહોત્સવ

ગુજરાતના એકના એક મહાન દેશી સંસ્થાનનો આ પ્રસંગ છે. આજનું વડોદરા રાજ્ય એટલે શ્રી. સયાજીરાવ ગાયકવાડના પ્રતિભાન જીવનનો ઇતિહાસ. ગુજરાતી સાહિત્ય માટે અને એકંદરે સંસ્કૃત વગેરે સાહિત્ય માટે વડોદરાની રાજ્ય સત્તાએ જેટલું કાર્ય કર્યું છે તે ગુજરાત સમક્ષ મોજુદ છે. પ્રાચીન સાહિત્યના ઉદ્ધારમાં, બાલસાહિત્યના સર્જનમાં અને અનેક વિષયોનું જ્ઞાન આપવામાં ઉપયોગી થાય તેવા પુસ્તકોના પ્રકાશનમાં વડોદરાનું કાર્ય બેનમૂન છે. સામાજિક પ્રગતિ માટે તો બ્રિટિશ રાજ્ય કરતાં વડોદરા હંમેશાં આગળ જ રહ્યું છે. ફરજિયાત પ્રાથમિક શિક્ષણ, સામાજિક રૂઢિઓના બંધને તોડવાના પ્રયાસ, આ બધામાં વડોદરા રાજ્યે હંમેશાં જાગૃતિ દેખાડી છે.

આ પ્રસંગે એક બાબત અમે શ્રી. સયાજીરાવ ગાયકવાડના લક્ષ ઉપર અવશ્ય લાવવા માગીએ છીએ. ગુજરાત યુનિવર્સિટી સ્થાપવા માટે જે પ્રયાસો કરેલા તેનું કાંઈ પરિણામ આવ્યું નથી. આજે મુંબાઈ યુનિવર્સિટીની પ્રવૃત્તિ એટલી વિશાળ બનતી જાય છે કે એક બે દશકા પછી ભાષાના વિભાગો પ્રમાણે મુંબાઈ ઇલાકામાં યુનિવર્સિટીઓની જરૂર ઉભી થશે ખરી. ગુજરાતમાં તો આજે પણ શિક્ષણની એટલી પ્રગતિ થઈ ગઈ છે કે એક સારી યુનિવર્સિટી ગુજરાત નભાવી શકે. વળી આવી ગુજરાત યુનિવર્સિટીનું સ્વપ્ન ગુજરાતમાં ઘણાયે વિચારોનું છે. આ સ્વપ્નની સિદ્ધિમાં શ્રી. ગાયકવાડ અમૂલ્ય સહાયતા કરી શકે તેમ છે. આ પ્રસંગે એ વાત એમના લક્ષ ઉપર લાવવી અને તે બાબતમાં એમના વિચાર ફરી જાગ્રત કરવા એ અમે અમારું કર્તવ્ય સમજીએ છીએ.

બાકી આપણા દેશીરાજ્યોમાં તો અનેક સ્થળે સુધારણાને અવકાશ હોય છે અને જ્યાં જ્યાં તેવો અવકાશ હોય ત્યાં કર્તવ્યનિષ્ઠ રાજવીએ સદા જાગ્રત રહેવાનું છે એ તો નિરપવાદ સત્ય છે. અમે આ પ્રસંગે શ્રી. સયાજીરાવ ગાયકવાડને સહર્ષ અભિનંદન આપીએ છીએ અને વિદ્યાપ્રેમ, સાહિત્યપ્રેમ, પ્રજાપ્રેમ, વગેરે દ્વારા એમનું જીવન વિશેષ તેજોમય બને તે માટે પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ.

## શ્રીમતી વિદ્યાબ્હેન નીલકંઠને અભિનંદન

અમે શ્રીમતી વિદ્યાબ્હેન નીલકંઠને એમના જીવનના આ હિરક મહોત્સવના મંગળ પ્રસંગે અમારાં હાર્દિક અભિનંદન આપીએ છીએ. વિદ્યાબ્હેને સ્વર્ગ. સર રમણભાઈ સાથે સહકાર્યની સિદ્ધિ સાધી એમના જીવનનાં કેટલાંયે અમોલ વર્ષો ગુજરાત અને ગુજરાતીઓની સામાજિક અને કેળવણીવિષયક સેવામાં અર્પણ કર્યાં છે. સાહિત્યમાં પણ એમનો ફાળો સારો કહેવાય. હજીયે અમદાવાદનાં સ્થાનિક સેવાક્ષેત્રોમાં અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી જેવી સાહિત્યસંસ્થાને એ એમની સેવા અર્પતાં જ રહે છે. આવું સુભગ જીવન ગાળનાર ગુજરાતનાં એક અગ્રેસર સન્નારી ને સેવિકાની સેવાઓની અમે આજે હૃદયપૂર્વક નોંધ લઈએ છીએ.

# વર્તમાનસાર

**ગુજરાતી સાહિત્ય પરિષદ**

મહાત્મા ગાંધીજીની શારીરિક અસ્વસ્થતાને લીધે ચાલુ માસની તા. ૧૨-૧૩-૧૪ મીએ અમદાવાદમાં મળનાર બારમું સાહિત્ય સંમેલન મુલ્તવી રહ્યું છે તે હવે પછીની નક્કી થનાર કોઈ મિતિઓએ મળશે. એવો ઠરાવ અમદાવાદના બારમા સાહિત્ય સંમેલને કર્યો છે.

**સાહિત્યસંસદ**

સંસદના આશ્રય નીચે શ્રી. મંજુલાલ રણછોડલાલ મજમુદારે રાસના ઢાળનો વિકાસ વિષય એ ઉપર ભાષણ આપ્યું હતું.

**હિંદી મહાસભા**

મહાસભાની સ્થાપનાને પચાસ વર્ષ પૂરા થવાથી હિન્દમાં સ્થળે સ્થળે વિવિધ પ્રકારે તેનો કનકમહોત્સવ ઉજવાયો હતો.

**વડોદરા નરેશ હિરક મહોત્સવ**

ચાલુ માસની તા. ૧ લીથી ૭ મી સુધીમાં વડોદરા રાજ્યમાં; ગામો ગામ આ ઉત્સવ ઉજવાઇ ગયો છે.

**ગુજરાત પ્રાંતીય હીન્દુ સંમેલન**

આ સંમેલન ચાલુ માસની તા. ૩-૪-૫ એ વડોદરામાં મળ્યું હતું.

**વિલેપાર્લે સાહિત્ય સભા**

આ સભાના આશ્રયે ગત માસની તા. ૧૫ મીએ 'રૂ૯૯૧ ના ખાસ અંકો' એ વિષય ઉપર શ્રી. ભાનુશંકર વ્યાસે એક વ્યાખ્યાન આપ્યું હતું.

**દેશભક્ત નાટ્યકાર લુઇગી પીરાનડેલો**

તાજેતરમાં નોબલ ઇનામ મેળવનાર સુવિખ્યાત ઇટલિયન નાટ્યકાર લુઇગી પીરાનડેલોએ ચાર સુવર્ણચંદ્રકો ગાળી નાંખવા માટે સ્વદેશાર્પણ કર્યા છે.

**પ્રેમભક્તિ ઉત્સવ**

સુરત સાહિત્ય સભાએ 'જયાજયંત'ના નાટ્યપ્રયોગ સાથે 'પ્રેમભક્તિ ઉત્સવ' ઉજવવાનો વિચાર રાખ્યો હતો. પણ કવિશ્રીએ પોતાનો સુવર્ણ ઉત્સવ ઉજવાયો છે તેથી તેમ કરવાની ના પાડી છે.

**ગુજરાત કોલેજ વાર્ષિકોત્સવ**

ગયા માસની તા. ૨૧-૨૨-૨૩ મી એ કૉલેજનાં વિદ્યાર્થી અને વિદ્યાર્થીનીઓએ રમત ગમત, નાટ્યપ્રયોગ અને જમણ સાથે મળી પ્રિન્સિપાલ મિ. સી. કબ્બણું વેડિંગનના પ્રમુખપદે આ ઉત્સવ ઉજવ્યો હતો.

**વસંતોત્સવ**

આણંદમાં ગુજરાતના સાહિત્યકલારસિકો તરફથી વસંતોત્સવ [illegible] ઉજવાનાર છે.

### વિદ્યાર્થી પરિષદ

શ્રીયુત કે. ટી. શાહના પ્રમુખપદે આ પરિષદ અમદાવાદમાં ગત માસમાં મળી હતી. તેણે રાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુથી હાલની કેળવણીની સ્થિતિ વિષે ઊહાપોહ કર્યો હતો.

### આપણી શિક્ષણ પ્રથા સામે વિદ્યાર્થીઓની જેહાદ

રાજકોટમાં વિદ્યાર્થીમંડળના આશ્રય નીચે રાજકોટના સમસ્ત વિદ્યાર્થીઓ ચૂંટી કાઢેલા કેળવણીકારો અને જાહેર સેવકોની મળેલી સભાએ આજની શિક્ષણપ્રથા સામે જેહાદ જગાડવાનું આહ્વાન કર્યું છે.

### નાતાલના હિન્દી વિદ્યાર્થીઓ

નાતાલની વિદ્યાપીઠમાં હિન્દી વિદ્યાર્થીઓ પ્રત્યે રંગભેદની સૂગ દર્શાવતાં ત્યાં વિરોધનાં વાયુ વાયા છે.

### હિન્દી અને જાપાની કવિવરો

શાંતિનિકેતનમાં કવિવર ટાગોરની મુલાકાતે જાપાનના મહાકવિ નોગુચી પધાર્યા હતા. બન્ને કવિવરોનું મિલન અપૂર્વ હતું.

### આંતર રાષ્ટ્રીય મહીલા પરિષદ

આ ઐતિહાસિક પરિષદ કલકત્તામાં ૧૯૩૬ના જાન્યુઆરીની તા. ૨૦ થીથી ૪થી ફેબ્રુઆરી સુધી ભરાશે. તેમાં સમુદ્ર પારની મહીલાઓ પણ આવનાર છે.

### પ્રો. યોન નોગુચી

જાપાનના આ કવિવરે 'જાપાની કવિતા' એ વિષય ઉપર તા. ૨૩-૧૨-૩૫ ને રોજ મુંબાઇમાં ભાષણ આપ્યું હતું.

### ધારાસભાઓમાં હિન્દી ભાષાને સ્થાન

હિન્દુસ્તાની સાહિત્ય સંઘના આશ્રયે મળેલી સભામાંથી ઇન્દુલાલ યાજ્ઞિકે ભવિષ્યમાં થનાર પ્રાંતીય તેમ જ હિન્દુસ્તાની સર્વ ધારાસભાઓ માટેની ચૂંટણીઓ થાય તેમાં હિન્દીના ચાહકો જ ઊમેદવારી કરી શકે, તેઓ ત્યાં હિન્દીમાં જ બોલવાનું વચન આપે તથા જેઓ હિન્દી ન જાણતા હોય તેઓ હિન્દી શીખવાનો હવેથી પ્રબંધ કરે એવી મતલબનો ઠરાવ રજુ કર્યો હતો.

### અંગ્રેજ દાનવીર લૉર્ડ નફીલ્ડ

એક દસકામાં લગભગ દસ લાખ પાઉંડનું લોકકલ્યાણાર્થે દાન કરનાર લૉર્ડ નફીલ્ડે હમણાં પચીસ હજાર પાઉંડનું દાન અપંગ બાળકોની સારવાર માટે-વાઢકાપ સંબંધી શોધખોળ માટે આપ્યું છે.

### કાંચનજંઘા પર્વત ઉપર

પોસ્ટ અને ટેલિગ્રાફના ડિવિઝનલ એન્જિનિયર મિ. સી. આર. કુક ૨૪૦૨૭ ફૂટની ઊંચાઇવાળા કાંચનજંઘા પર્વત ઉપર ચઢવામાં સફળતા મેળવી છે.

### નિઝામરાજ્યમાં ગામડે ગામડે રેડિયો

આ રાજ્યમાં ગામડે ગામડે રેડિયોની વ્યવસ્થા કરવા શ્રી. મહેબુબ અલી ઇજનેર જાહેર બાંધકામ ખાતાની વ્યવસ્થા કરી જણાવેલ છે.

**કામરેજ આગળ જૂના સીકકાઓ :**

સુરત જીલ્લાના તાપી નદી કાંઠેના કામરેજ ગામની કોટ નામની જગા પાસેથી કેટલાક જૂના સીકકાઓ જડયા કરે છે.

**ડૉ. અર્નેસ્ટ મૅકૅાલેનો નવીન શોધપ્રદેશ**

મોહનો-જો-ડેરોના શોધખોળ ખાતાવાળા ડૉ. અ. મૅકૅાલેએ પચીસ માણસો સાથે રાવટીઓમાં રહી સિંધના નવાબશાહ જીલ્લાના ચુન્હુ-જો-ડેરાના પ્રાચીન નગરનું ખોદકામ આરંભ્યું છે.

**અમદાવાદમાં કૉમર્સ કૉલેજ**

મુંબાઇની વિદ્યાપીઠે આ કૉલેજ સ્થાપવાની અમુક શરતે પરવાનગી આપી છે.

**લેડી વિદ્યાબહેન નીલકંઠ**

લેડી વિદ્યાબહેન નીલકંઠના સાઠ વર્ષનો હિરકમહોત્સવ અમદાવાદ ખાતે એમનાં બહોળાં પ્રશંસકો અને મિત્રો તરફથી સફળ રીતે ઉજવવામાં આવ્યો છે.

**હિન્દુસ્તાની મ્યુઝિક કૉન્ફરન્સ**

આ કૉન્ફરન્સ મુંબઇ ખાતે ચાલુ માસની તા. ૨૪-૨૫-૨૬ મી એ મળનાર છે.

**પુના ગુજરાતી બંધુ સમાજ**

આ સમાજનું સ્નેહસંમેલન ગયા માસની તા. ૮ મી એ શ્રી. રમણલાલ દેસાઇને પ્રમુખપદે ભરાયું હતું.

**રોજનો એક જ પ્રશ્નપત્ર**

પરીક્ષાના દિવસોમાં બે નહીં પણ એક જ પ્રશ્નપત્ર લખવા આપવાની વ્યવસ્થા કરવા માટે લાહોરના વિદ્યાર્થીઓએ ચળવળ કરવા માંડી છે.

**પોલ બોર્જે**

સુવિખ્યાત ફ્રેંચ કવિ, નવલકથાકાર અને વિવેચક પોલ બોર્જે ત્યાશી વર્ષને વયે મરણ પામ્યા છે. તેઓ ફ્રેન્ચ એકેડેમીના સન ૧૮૯૪ થી સભ્ય હતા.

**જૂનું હસ્તલિખિત પુસ્તક**

ત્રણસો પચાસ વર્ષ ઉપર સુગતાઇ ભાષામાં લખાયેલા 'શાહનામા'ની એક હાથપ્રત સોવિયેટ રશિયાના સંગ્રહકોને મળી આવી છે.

**વડોદરા રાજ્ય પુસ્તકાલયખાતું**

આ ખાતાની સેવામાં જીવન ગાળી આપણા લોકશિક્ષણની સેવા કરનાર શ્રી. મોતીભાઇ અમીન નિવૃત્ત થયા છે.

**રાષ્ટ્રીય કવિયોનું સંમેલન**

આ સંમેલન શ્રી. મેઘાણીના પ્રમુખપદે ગત માસની તા. ૨૧ મીએ વિલે પાર્લેમાં મળ્યું હતું.

**P. E. N. મંડળ**

આ મંડળનો ઉદ્દેશ હિન્દની જૂદીજૂદી ભાષાઓનો પરિચય હિન્દના વિદ્યાર્થીઓ અને જૂદાજૂદા ભાષા ભાષીઓને થાય એ છે. આ હેતુ પાર લાવવા શાંતિનિકેતનમાં

[ સ્નેહનાં શહીદઃ પૂરો સંધાન પૃ. ૪૨૧થી ]

અને ગૂંગળામણ વધતાં, ઉભો થઇ ખંડમાં ઉતાવળે આંટા મારતો. તે દહાડે, વ્રજરાયજીની નલિનીને મકરન્દે જોઇ. શિષ્ટાચાર મુજબનો પરિચય પાડયો. સુધરેલા સમાજના શિષ્ટાચાર મુજબ વાતો કરીને છૂટાં પડયાં.

નલિનીના મુગ્ધ હૃદયની ઊર્મિઓના ઉછાળા મકરન્દને આકર્ષક લાગ્યા. વિચાર વમળોની વચમાં વચમાં નલિની ઠીક છે, ખપે એમ છે, એવી વિચારગાંઠ તે વારે વારે બાંધતો ગયો. નલિનીનું નર્યું નિતરતું યૌવન એને ખેંચી રહ્યું હતું.

બજારમાં સોદો ખરીદ કરવા નીકળેલા માણસની વેપારી-વૃત્તિ લગ્ન જેવા સંબંધમાં ય એણે આણી એવું બીજી પળે ભાન થતાં એનું દીલ ઘવાયું.

એ દિવાનખાનામાં બેઠાં બેઠાં કે આંટા મારતાં મધુના વિચાર આવતા બંધ કરવાનો પ્રયાસ કરતો હતો, છતાં એના જ વિચાર આગળ થતા હતા. જીંદગીમાં કદી ય ન અનુભવેલી વિમાસણમાં એ પડયો હતો. આકર્ષક અનિશ્ચિતતા મહીં એનું હૃદય અસહાય તણાતું જતું હતું.

અને પાસેના ખંડમાંથી આવતા શબ્દો એના કાને અથડાયા.

" મ્હને આવો મોટો વર નહીં ગમે. બાપાજીયે મ્હને એક પર બીજી આપવા શા માટે તૈયાર થયા છે ? "

મકરન્દે એ અવાજ પારખ્યો. એ નલિનીનો અવાજ હતો. મકરન્દને કંપારી આવી. એણે કાન માંડયા.

" એમનાં ધણીઆણીને જીંદગીભર દુઃખ દેવાનું પાપ વહોરવા હું તૈયાર નથી. નિર્દય પુરૂષો એક પર બીજી શા સારૂ કરતા હશે ? " પાછો નલિનીનો અવાજ સંભળાયો.

મકરન્દનું દીલ સાંભળતાં કુમાયું.

" તું તો સાવ ગાંડી છે. ત્હારે એ બધાની પંચાત શા સારૂ જોઇએ ? ત્હારા બાપાજી ત્હારા ભવિષ્યનો વિચાર કરીને જ કરતા હશેને ! ને ત્હને એ પરણશે પછી કાંઇ પહેલી વારનીને કોઇ રાખવાનું છે ? તેને પિયર મોકલાવી દેશે પછી ત્હને તે શું નડવાની છે !

મકરન્દે વ્રજરાયની ધર્મપત્ની યશલક્ષ્મીનો અવાજ પરખ્યો. મકરન્દની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં.

મકરન્દનું હૃદય ચીમળાતું ગયું.

" પણ, બા, એમને છોડીને મ્હને પરણે તે મ્હને છોડીને બીજીને કેમ ન પરણે ! " મુગ્ધ નલિનીનો સામો પ્રશ્ન સંભળાયો.

મકરન્દે વ્રજરાયનું ઘર છોડી ચાલ્યા જવા ઇચ્છયું.

" તું તો બેવકુફ છે ! ન્યાતમાં એમના જેવું ઘર કયાં છે ? ને ફેશનમાં નણુઇ-ને ત્હને આવડી મોટી કરી. હવે વર કયાં રહ્યા છે ! ને એમની વીસ હજારની વિમાની પોલીસી ત્હારા નામ ઉપર ફેરવી દેવાની ચોકખી વાત છે. પછી ત્હારે શાની ફિકર રાખવી જોઇએ ! " યશલક્ષ્મીએ વહેવારની વાત કહી સંભળાવી.

" તો પછી તમે બધા જાગો. આ મ્હારા પરણ્યાનું પાપ તમારે સૌને માથે. " નલિની ગણગણી.

મકરન્દ એ શબ્દોથી વધુ મુંઝવણમાં પડયો. સહજ જેવી બાબતમાં પણ માણસ કેટલી બેનમુન બેદરકારીથી ઘવાએ જાય છે તેનું ભાન થતાં એણે કંપારી ખાધી.

મકરન્દને તુચ્છ ને પામર ગણતી નલિની એના જીવનની ઉણપો શી રીતે પુરી પાડશે ! એનું હૃદય શી રીતે સમજી શકશે ! એના તુચ્છકારથી એનું આખું જીવન સળગી જશે ! એવા એવા વિચાર પળવાર તરવરીને બીજી ક્ષણે નષ્ટ થયા. સ્વાર્થથી પૈરાયલી બુદ્ધિએ વિચારવાની ના પાડી. નલિનીનું ઉન્માદક યૌવન એની વ્યવહારકુશળતાને ઘેરી વળ્યું હતું.

૫

અને—છ મહિના વહી ગયા. મકરન્દ ને મધુ જગતની આંખેહંમેશ પતિ–પત્ની રહ્યાં હતાં. મધુનો મોટોભાઈ કૃષ્ણલાલ તે દહાડે મધુને પિયર તેડી જવા આવ્યો હતો.

કૃષ્ણલાલ મધુના ઘરના દિવાનખાનામાં બેઠો હતો. મકરન્દ નોકરી પર ગયો હતો. - મધુ પોતાનાં કપડાંલત્તાં વગેરે વસ્તુઓ ભેગી કરી રહી હતી.

મધુ કૃષ્ણલાલ કેમ આવ્યો હતો તે જાણતી ન હતી. કૃષ્ણલાલે પણ મકરન્દની હાજરીમાં પોતાના આવવાનું પ્રયોજન કહેવું ઉચિત નોતું ધાર્યું. મધુએ કૃષ્ણલાલ તેને પિયર તેડી જવા આવ્યો હતો એટલું જ મકરન્દથી જાણ્યું હતું.

કૃષ્ણલાલ વિષાદમગ્ન એક આરામ ખુરશીમાં પડયો હતો. પોતાના અનિષ્ટ ભાવિના ક્યાસ મ ભાન વિનાની, કોઈ પ્રિય સંગીતની કડીઓ ગૂંજતી જતી, ક્યાંય હંસતી જેવી મધુ પિયર જવાના હર્ષમાં ઘેલી થતી એક પછી એક પોતાની પ્રિય વસ્તુઓ ભેગી કરી રહી હતી, તેને એ જોઈ રહ્યો હતો. એનું હૈયું ગૂંચવાયાં કરતું હતું. કહેવું યા ન કહેવું, એ એમાં અનિશ્ચિત થઈને એ રહી રહ્યો હતો. કહેવાની ઈચ્છા પ્રબળ થતી હતી. પરંતુ સુકોમળ લાગણીઓ એને અટકાવી રાખતી હતી. પોતાની એકની એક બ્હેનનું હૃદયભંગ કરવાની એનામાં હિંમત ન હતી. એના હૃદયમાં એટલી નિષ્ઠુરતા ન હતી એ પડયો પડયો પોતાનો હોઠ કરડયા કરતો હતો.

વસ્તુઓ ભેગી કરતી મધુ કેટલીક લાવીને એટલાથી ચાલી રહેશે ને વધુની જરૂર પડે એમ માની ઉભી રહેતી. કૃષ્ણલાલ તેને એક પણ ચીજ બાકી ન રહી જવી જોઈએ એવો અર્થહીન આગ્રહ કરતો હતો.

" એ બધાનું શું કામ છે ! " ઉંચકે કંટાળતી મધુએ પૂછ્યું.

" તું નહીં સમજે, " એમ કહીને કૃષ્ણલાલે મધુને ધમકાવી.

મધુની આંખમાં પાણી આવી ગયાં.

" ભાઈ, આજ આમ કેમ કરો છો ! " મધુએ સજળ નેત્રે પૂછ્યું.

" મધુ, તું ગાંડી છે. હવે આ ઘરમાં તારે પગ પાછો નથી મૂકવાનો ! " કૃષ્ણલાલે કમ્પતે હૃદયે કહ્યું.

" કેમ નહીં ! " નિર્દોષ મધુ ધસી. " મ્હારૂં ઘર છે. મ્હને અહીં આવતાં કોણ અટકાવી શકે છે ? "

" મકરન્દ ત્હને નહીં રાખે, " કૃષ્ણલાલે સ્પષ્ટીકરણ કર્યું.

એ સ્પષ્ટીકરણ કરતાં કરતાં એને કમકમાં આવ્યાં.

મધુ પરથી નજર ખેંચી લીધી ને જમીન તરફ જોઇ રહ્યો. મધુ પર મીટ માંડવાની એના પુરુષહૃદયમાં પણ હામ ન રહી.

"કેમ નહીં રાખે ! એવું કેમ બોલો છો ! " –આકળી મધુએ તેનો બચાવ કર્યો.

" હજુ તું એવી ને એવી રહી. અહીં રહેવામાં ય ત્હને શું સુખ છે ? તું ભલે ન બોલે, પણ અમે જોઇ શક્યા છીએ કે તું સુખી નથી, " કૃષ્ણલાલે વાત ઉડાવવાનો અફળ પ્રયાસ કર્યો.

" સાવ ખોટું. મ્હારા જેવું સુખી કોણ છે ? " મધુએ ફરીથી મકરન્દનો બચાવ કર્યો.

" મૂર્ખ છોકરી, એ મકરન્દ હવે ત્હારો નથી રહ્યો. એ બીજાં લગ્ન કરનાર છે. હવે એને ત્હારી પત્ની તરીકે કે ઘર રાખનાર વગર પગારની નોકરડી તરીકે ય જરૂર નથી રહી. સંતતિ વગર એને જીવનસુખ નથી સાંપડ્યું, " કૃષ્ણલાલે અંતરની ફડવાળ કાલવી.

" શું કહ્યું ? " બોલતાં મધુ ખુરશી પર બેસી ગઇ. એનું ચિત્ત ચગડોળે ચઢ્યું. એને સારું ય જગત પોતાના હાથથી સરી જતું લાગ્યું. એની આંખમાં વિકળતા આવી.

" જે કહ્યું તે સાચું કહ્યું. હું ત્હને તેથી જ આપણે ઘર તેડી જવા આવ્યો છું, " કૃષ્ણલાલે ઉમેર્યું.

મધુનું હૃદય અસહ્ય આઘાત પામ્યું. કૃષ્ણલાલ ખુરશી પરથી ઉઠ્યો; ને ખંડની બહાર ચાલ્યો ગયો.

થોડી વારે પાછો ફર્યો ત્યારે મધુ આંસુ સાથે જતી હતી.

કૃષ્ણલાલે મધુએ ભેગાં કરેલાં કપડાંલત્તાં ને બીજી વસ્તુઓ એક પછી એક ગોઠવીને પેટી ભરી. નિશ્ચેતન જેવી, અવાક મધુ આંસુ સારી રહી ને ફક્ત કાંઇ વઢી ગયા. આંસુ સારતાં સારતાં પેટી ભરાતી એ જોઇ રહી.

સ્ટેશન જવાને ગાડી આવી. બારણે ઉભા તોયે એનાં આંસુ વણખૂટ્યાં વહી જ રહ્યાં હતાં.

કૃષ્ણલાલે પછીથી એને બોલાવી જ નહીં. એને રડવા દીધી. બારણે ગાડી આવીને ઉભી પણ મકરન્દ ઘર પાછો નો'તો ફર્યો.

કૃષ્ણલાલે મધુને કપડાં પહેરી તૈયાર થવા કહ્યું. મધુએ કશું ધ્યાન આપ્યું નહીં. એ તો માત્ર રડ્યે જ જતી હતી.

" ચાલ, ઉઠ હવે, મોડું થાય છે, ગાડી ચૂકી જઇશું, " કૃષ્ણલાલે છેવટનો હુકમ કર્યો.

" હજુ આવ્યા નથી ને ! " મધુએ દયાપૂર્ણ આંખે કૃષ્ણલાલ પર એક મીટ માંડી. એના આંખોના આજર્વતા મહીં મધુનું હૃદય પારખી શકાતું હતું.

" એ નહીં આવે. હવે એને ત્હારું મ્હોંડું નથી જોવું, " કૃષ્ણલાલે ગુસ્સો કર્યો.

" હું નહીં આવું, " મધુએ બોલેલા શબ્દો મહીં પ્રાણ પાથરીને આજીજી કરી.

[ અનુસંધાન પૃ. ૪૬૮ પર ]

[ સ્નેહનાં શહીદ પૂરો સંધાન પૃ. ૪૬૬ થી ]

મકરન્દ તે ક્ષણે ઘરમાં દાખલ થયો. મકરન્દને જોતાં કૃષ્ણલાલ ચમક્યો ને વધારે ગુસ્સે થયો.

મકરન્દને જોતાં ઉન્મત્તની માફક મધુ એકદમ ઉભી થઇ ગઇ. વડીલભાઇની આમન્યા રાખ્યા વિના મકરન્દની કોટે ઉડીને વળગી.

" આવું શું કર્યું ? મ્હેં તમને બીજું ઘર કરવા ક્યારે ના પાડી હતી ! ઉલટું તમે ના પાડતા હતા ને હું આગ્રહ કરતી હતી કે આપણને પ્રભુએ છોકરાં નથી આપ્યાં એટલે બીજું ઘર કરો, " રડતાં રડતાં મધુ લવી ગઇ. એ હૈયાફાટ રૂદન મહીં શબ્દો પણ બોલાતાં બોલાતાં અસ્પષ્ટ થતા ગયા ને ધ્રૂસકાં વધતાં ને વધતાં ગયાં. બોલતાં બોલતાં એ બેભાન થઇને ઉભેથી પછડાઇ પડી.

મકરન્દ નિરૂત્તર જ રહ્યો. બેભાન થઇને મધુએ એની લાજ રાખી.

કૃષ્ણલાલ મકરન્દને કડક આંખે પળવાર જોઇ રહ્યો. ને બીજી પળે મધુને ગાડીમાં ઉંચકીને સુવાડી, ગાડી હાંકવાનો હુકમ કર્યો.

મકરન્દ ન હાલ્યો, ન બોલ્યો. બુદ્ધિ બહેર મારી ગઇ હોય તેમ જડ જેવો ઉભો રહ્યો. જતી ગાડીને મૂર્ખ જેવો જોઇ રહ્યો. તે બીજી પળે ખુરશીમાં પછડાઇ પડ્યો.

બેભાન થતાં પડી ગયલી મધુના હાથની નંદવાયલી બંગડીના કકડા મકરન્દે વીણી ભેગા કર્યા. જતાં જતાં ય નિજ સૌભાગ્યનાં દાન કરતી ગયલી, મધુની બંગડીના કકડા એણે ચૂમ્યા, છાતી સરસા ચાંપ્યા ને આંસુથી ભીંજવ્યા.

પુરુષ હોવાનો દંભ પડતો મૂકી મોડી રાત સુધી પથારીમાં પડ્યા પડ્યા મકરન્દે રડ્યા કર્યું. વારે વારે રૂદનની હેલો આવતી. હૈયાફાટ રડતો, માથું કૂટતો, હમણાં ઝીંકતો મધુના ત્યાગને માટે તૈયાર થવાની પોતાની માનસિક અધોમતિ ને નિર્બળતાનું ભાન થતાં એ ત્રાસી ઉઠ્યો.

૬

તે ભયંકર રાત્રી ય વહી ગઇ ને અંતરની વિકળતા ય વહી ગઇ.

વ્યવહારબુદ્ધિએ, આદર્શો ને ઊર્મીઓને દાબી દીધાં, ને દુનીયાદારી આગળ થઇ.

શહેરની બહાર કોઇ ન જાણે તેમ અંગત બે ચાર મિત્રોની હાજરીમાં ચૂપચાપ મકરન્દ ને નલિની પરણ્યાં.

કોઇએ એ લગ્નની કંકોતરી ન જોઇ.

કોઇએ એ લગ્નનાં ગીત પણ ન સાંભળ્યાં. એ લગ્નથી કોઇનાં મોઢાં ગળ્યાં પણ થયાં નહીં. એક ગુનેગારની માફક મકરન્દે એ લગ્ન આરોપ્યાં.

મકરન્દ ને નલિનીનાં લગ્ન થયાં તેની કોઇએ નોંધ પણ ન લીધી. એ લગ્નથી સમાજ જરા ય હાલ્યો નહીં. એ લગ્ન સમાજનો પ્રશ્ન ય નીવડ્યો નહીં. અસંખ્ય મધુઓને ચગદીને ચાલતાં રથચક્ર નીચે મકરન્દની મધુ ચગદાઇ જતાં સમાજ જાગ્યો ય નહીં.

પોળશીએ મધુની પરિચિત વ્યક્તિને બદલે મકરન્દના ઘરમાં કોઇ નિરાળી વ્યક્તિ જોઇ. સારી જુના જમાનાની મધુને બદલે કોઇ આવની કાલની યુવતી એમ કોઇ મુગ્ધાને જોઇ.

એટલા ફેરફાર સિવાય ઉપરટપકે જોનાર પડોશીએ મકરન્દના જીવનમાં બીજો કાંઈ ફેરફાર જોયો નહીં. બહુ ઝીણવટથી જોનારને મકરન્દ ઘરમાં વધુ વખત રોકાતો દેખાયો. નોકરીમાં અનિયમિત બનતો જણાયો. મોડી રાતે પાછા ફરતા મકરન્દને સંધ્યાકાળે ઘરમાં આવીને બેઠેલો જોયો.

પીવાની ટેવથી પરવશ બનેલો પુરુષ પીઠે ઘસડાઈને આવે તેમ નલિનીના યૌવનમધુથી પરવશ થયેલો મકરન્દ એના સાન્નિધ્યમાં ઘસડાઈને આવતો, એના ચરણે જીવનનાં નૈવેદ્ય ધરતો.

પરંતુ નલિનીને મકરન્દ પ્રત્યે પ્રેમ નહીં જાગ્યો. એ એનો તિરસ્કાર કરતી; ઉપેક્ષા કરતી; એને ફાવે તેમ નચવતી. એની લાગણીઓ ઉવેખતી, નિર્દય થવામાં એને આનંદ સાંપડતો. મકરન્દના હૃદયને ચીરી નાખવામાં એને મઝાહ આવતી.

નલિનીને પતિ પ્રત્યે માન ન ઉપજ્યું. પરણનાર વ્યક્તિ તરફ માનથી જોવાની એને જરૂર ન લાગી હશે એટલે એક શારીરિક, સામાજિક અને આર્થિક જરૂરિયાત સિવાય બીજું કાંઈ વિશેષ એને મન નોંધું લાગ્યું. એને પુરુષની જરૂર જીવનમાં છે એમ એ માનતી અને તે જરૂરિયાતને તે અધીન થઈ હતી.

મકરન્દને એ પતિ લેખતી જ નહીં. યૌવનથી ખરીદાતી એક બજારુ વસ્તુ જ લેખતી. મકરન્દમાં એ અસંખ્ય ઉણપો જોતી. તે બધા એને ધમકાવી કાઢતી. એનું અપમાન કરતી ને પોતાનામાં કશી ય ઉણપ હોય એવો વિચારમાત્ર પણ કરવાની ના પાડતી. પોતાના યૌવનના મૂલ્ય તરીકે એ જે માગે તે આપવા મકરન્દ બંધાયલો હતો એવી કાંઈક મનોવૃત્તિ એ કેળવતી હતી. એનો પડતો બોલ મકરન્દ ઉપાડી લે એવી એ હરહંમેશ અપેક્ષા રાખતી.

દીલ ફાવે તો પાળેલા પશુઓ જોડે માનવીઓ રમે છે તેમ નલિની મકરન્દ જોડે રમત કરતી. અને બીજી ધૂન આવતાં એને હડસેલી મૂકતી.

મધુ મકરન્દની સેવા કરતી અને નલિનીની સેવા મકરન્દને કરવી પડતી. મકરન્દ ગુલામ થયો. પ્રભુ મટીને પત્થર થયો, દેવ મટીને દાસ થયો.

નલિનીના દીલમાં મકરન્દ માટે કદી સ્નેહ જન્મ્યો જ નહીં. તિરસ્કારમાંથી ઘૃણા ઉપજી. ને ધીમે ધીમે દિવસો ગયા અને બન્ને એક બીજાથી દૂર ને દૂર જતાં ગયાં.

નલિનીને હૃદય હોય એવું મકરન્દે કદી અનુભવ્યું જ નહીં. આખુ પ્રકાશપૂર્વક એની લાગણીઓને ઉવેખતી નલિની એને સળગાવી મૂકતી. એના એક એક હાવભાવથી, એક એક શબ્દથી, નલિની મકરન્દને તેની પામરતા ને તુચ્છતાનું ભાન કરાવ્યા વગર ચૂકતી નહીં. મધુના ત્યાગ બાબત હરહંમેશ મહેણું મારી મકરન્દને તેની અધમતાનું ભાન કરાવ્યા વગર રહેતી નહીં. મકરન્દની સ્વાર્થવૃત્તિનો ઉપહાસ કરવાની એક પણ તક તે જતી કરતી નહીં.

નલિની વિચિત્ર હતી. સ્ત્રી–સુલભ સુકોમળ લાગણીઓ એના અંતરને કદી ય ભીંજવતી ન હતી. માણસને ભૂખ લાગે અને ખાય–જે વખતે જે આવી મળે તે ખાય–એમાં કશો વાંધો હોય ન શકે એવી કાંઈ વૃત્તિ એણે સેવી હતી. પુરુષની ભૂખ

[ સ્નેહનાં શહીદઃ પુરોસંધાન પૃ. ૪૭૦થી ]

લાગતી હતી. બાપની મિલ્કતની આમદાની પર જીવતો હતો. એને સંગીતનો ઘણો શોખ હતો. એ શોખને નવરાસે પોષ્યો હતો અને સાધનોએ કેળવ્યો હતો.

જગદીશ ઘણું સુંદર ગાતો. વાયોલીન બહુ જ સુંદર વગાડતો. અને એ સંગીતે એને એની કુટેવોને ભુલાવી લોકપ્રિય બનાવ્યો હતો.

નલિનીના સામે બારણે જગદીશ આવીને રહ્યો અને થોડા દિવસમાં નલિની એના સંગીતથી આકર્ષાઇ. પ્રસંગ મળતાં નલિનીએ જગદીશને મોઢે એના સંગીતનાં વખાણ કર્યાં ને પરિચય સાધ્યો.

નવરો જગદીશ પછીથી આખો દિવસ મકરન્દને ત્યાં જ ગાળતો, મકરન્દ ઘરમાં હોય ન હોય, તો ય ત્યાં જ આવીને બેસતો, ને દહાડો પૂરો કરતો.

મકરન્દ જગદીશના વર્તનથી વાકેફ હતો. એણે જગદીશ સાથે કેળવાતા જતા પરિચય સામે વાંધો લીધો, નલિનીને ઠપકો આપ્યો.

નલિની મોઢું મચકોડી ત્યાંથી ચાલી ગઇ. મકરન્દ કશું ય કહી શક્યો નહીં. અને જગદીશ એને ઘેર આવતો અટક્યો નહીં.

ને પછીથી થોડે મહિને તો જગદીશ એની ગેરહાજરીમાં જ આવતો થયો. એ આવતો અને નલિની ને જગદીશ આરામથી બેસતાં, વાતો કરતાં. જગદીશ વાયોલીન વગાડતો ને ગાતો. નલિની એના સંગીતથી ઘેલી થતી.

ધીમે ધીમે જગદીશની સંગીત-મદિરાનો નશો નલિનીને ચઢતો જતો હતો. શૃંગારી ગીતો ગાતાં અને ગવાતાં. નલિની ને જગદીશની એક બીજાની શરમ તૂટી જતી હતી. ને આખરે માન મહીંથી પ્રેમ જન્મ્યો. અને એક દિવસે બંને એક બીજાના પ્રેમમાં પડ્યાં.

નલિની અને જગદીશ પડોશીઓ મટી સ્નેહી થયાં. અને સ્નેહી મટી આખરે વરવહુ થયાં. છતાં ય જગતની આંખે તો નલિની મકરન્દની પત્ની રહી. અને જગદીશને એક બીજાની ઉષ્માભરી સોડમાં લપાતાં ને ચૂમતાં મકરન્દે જોયાં.

મકરન્દને જોતાં આભો બનેલો જગદીશ નલિનીના ભુજપાશમાંથી છૂટવા મથ્યો. નલિનીએ મકરન્દ પર એક તિરસ્કારભરી નજર નાંખી જગદીશને વધારે ગાઢ બાથમાં લેતાં ફરીથી ચૂમ્યો. બેશરમ નલિનીની બેપરવાઇએ મકરન્દનું સૌભાગ્ય દેવું વીંધી નાખ્યું.

મકરન્દે આંખો મીંચી દીધી. ખંડ છોડી ચાલ્યો ગયો. મકરન્દના દીલમાં જગદીશ ને નલિનીનું ખૂન કરવાની સ્વાભાવિક લાગણી જાગી. પણ બીજી પળે એ લાગણી ઓસરી ગઇ, અને એ ખંડ છોડીને ચાલ્યો.

ને દિવસો વહી ગયા.

૮

નલિની ને જગદીશના સંબંધથી ત્રાસી ઉઠેલા મકરન્દનું જીવન કડવું ને કડવું થતું ગયું.

મકરન્દે નલિનીને જગદીશને સ્હાવા દીધાં.

એના જીવનની કડવાશ મહીંથી ફરી ફરી ઉઠી આવતી મધુની સ્મૃતિ એની આંખ સજળ કરતી.

નિર્દોષ હંસલી જેવી મધુના હૃદયને દગો દેવાના પાપનાં પ્રાયશ્ચિત પોતે ભોગવી રહ્યો છે એમ એ માનતો થયો.

ને દિવસો વહી રહ્યા.

૯

મધુને તેનો ભાઈ મકરન્દના ઘરમાંથી બેભાન હાલતમાં ઉપાડીને લઈ ગયો પછી મહિનો બે મહિના શૂન્ય હૃદયની થઈ એ પડી રહી. અને પછીથી થોડે દહાડે એ દિવાની થઈ ગઈ.

મધુને ગાંડાની હૉસ્પીટલમાં મોકલી દેવાની ફરજ પડી. એની સારવાર કૃષ્ણલાલના ઘરમાં અશક્ય થઈ પડી. મકરન્દ કનેથી ઝૂંટવી લેનાર વ્યક્તિ તરીકે કૃષ્ણલાલને ને તેના કુટુંબને મધુ દુશ્મન લેખવા લાગી. ઘરમાં હરતી ફરતી જ્યારે જ્યારે કૃષ્ણલાલને જોતી કે તરત જ ઘરમાં પડેલી વસ્તુઓમાંથી જે કાંઈ એના હાથમાં આવતી તે છૂટી મારતી.

મકરન્દે બીજાં લગ્ન કર્યાં અને તે તેની નવી સ્ત્રી સાથે રહે છે એમ મધુને કહેવામાં આવ્યું ત્યારે બધાને જુઠાં ગણી માનવા ના પાડી. જ્યારે ત્યારે "મકરન્દ"ના નામનો પોકાર કરતી. મકરન્દ આવ્યો એમ લવતી. એને તેડી લાવવા બારણે દોડી જતી.

પોતાને મકરન્દ બોલાવે છે એમ કહેતી એ ઘણી ફેરી ઘરમાંથી ચાલી નીકળતી. ગામમાં આખો દિવસ રખડયાં કરતી. એને જતી રોકી શકાતી નહીં. ચાલતાં ચાલતાં એના પગે ચીરા પડતા ને લોહી વહી જતું. પણ એ ચાલ્યાં જ કરતી અને પાછી આવતી ત્યારે ફિક્કીફચ રહેતી.

મકરન્દના આવ્યા સિવાય પોતે જમવાની નથી એમ લવતી મધુ દિવસોના દિવસો સુધી ભૂખી પડી રહેતી.

મધુના ભાઈને મધુને ગાંડાની હૉસ્પીટલમાં મોકલી દેવાની ફરજ પડી.

મધુ ગાંડાની હૉસ્પીટલમાં શાંત રહેતી. મકરન્દના આવવાની વાટ જોયા કરતી. મકરન્દના નામની બાંગ પોકારતી. ગાંડાની હૉસ્પીટલમાં રહેતા ગાંડાઓ એને હસતા.

અને દિવસો વહી જતા.

૧૦

એ વર્ષો મહીં મકરન્દે મધુની ભાળ રાખી નહીં. એ ભાળ રાખવાની એનામાં હિંમત જ ન હતી. પોતાના હૃદયનો એને ભરોસો નો'તો પડતો. નલિનીને મધુના નામથી સૂગ ચડશે એ બીકથી એનું નામ લઈ વાદ કરવાની ય હિંમત કરતો નહીં.

જે સંજોગોમાં મધુને કૃષ્ણલાલ તેડી ગયો તે સંજોગોની સ્મૃતિ તાજી છતાં મધુના કુટુંબ સાથે કશો ય સંબંધ રાખવાની એનામાં હિંમત ન રહી. મધુની કુશળતા ય પૂછવાની સભ્યતા પણ સરી પડી.

છતાં ય મધુની સ્મૃતિ એ છોડી શક્યો નહીં. એ સ્મૃતિ એને છોડી ન ગઈ. કદી ન ભૂલાય એવા ભયંકર સ્વપ્નની સ્મૃતિ સમી મધુની સ્મૃતિ એના ચિત્તમાં વળગી રહી.

જગત એને પાગળ હસતું લાગતું. હરકોઇની આંખો મહીં એના વર્તન માટે એને ઠપકો દેખાતો. મધુ સાથે જે ઘરમાં દસ વર્ષો કાઢયાં તે ઘરની દિવાલો પણ એને ખાવા ધાતી હોય, એ ઘરમાં પગ મૂકતાં એ ત્રાસી ઉઠતો. એને ઘરમાં જરાય શાંતિ નો'તી મળતી. ઘરમાં જ્યાં જ્યાં એની નજર પડતી ત્યાં ત્યાં એને મધુ દેખાવાનો ભાસ થતો. એ ભ્રમ એને પજવતો. નલિની એનું દીલ પારખી જશે તો એને હડધૂત કરશે એવો એને ભય થતો.

નલિનીને જગદીશના સંબંધની જાણ થયા પછી એ ઘરમાં રહી શકતો નહીં. નોકરી અર્થે દૂર ને દૂર સ્થળો પર જતો અને લાંબો વખત ઘર બહાર રહેતો.

નોકરીમાં ય એનું ચિત્ત લાગતું નહીં. કામ બરાબર થતું નહીં. ઘણો વખત જતો ને કામ ઠેકાણા વગરનું થતું.

નલિની ને જગદીશને પ્રેમ કરતાં જોવાથી કંટાળેલો મકરન્દ તે દિવસે પણ ઘરથી નાસી છૂટયો હતો. આઠ દસ દિવસથી ઘરથી ને નલિનીથી દૂર રહેવાના પ્રબંધે એ નીકળ્યો હતો.

મકરન્દ ડાક બંગલામાં આવીને પડયો હતો. એ બંગલાની પડોશમાં મધુની હોસ્પીટલ આવી રહી હતી.

એ ડાક બંગલો ભૂતના વાસ તરીકે જાણીતો હતો. એમાં કોઇ ઉતરતું નહીં. મકરન્દે તે જ પસંદ કર્યો. ગાંડાની હૉસ્પીટલમાં આવતા અવાજોથી એ ડાક બંગલામાં રહેવું ત્રાસજનક હતું. છતાં ય પોતાના માનસથી કંટાળેલા મકરન્દે સાહસની વૃત્તિથી તે ડાક બંગલો પસંદ કર્યો.

રાત્રીના વખતે તે પથારીમાં પડયો પડયો ટળવળ્યા કરતો હતો. તે ઉનાળાની ત્રાસજનક રાત્રી હતી. જરા ય ઠરાતું ન હતું. પડયો પડયો એ પોતાના, જીવનના, મધુના, નલિનીના, જગદીશના, વિચાર કર્યે જતો હતો. વચમાં વચમાં તે ભૂતીયાવાસના ભૂતોના વિચાર કરતો. વળી પોતાને જગતમાં નિષ્પ્રયોજન રખડતા ભૂત જેવો ગણી હસતો. એ હાસ્યમાં સમાયલા રૂદનની કરૂણતા એના અંતરને પળવાર તરબોળ કરી દેતી ને વિચારની ઘટમાળ ચાલ્યા કરતી.

રાત્રિ નીરવ હતી. હૉસ્પીટલમાંથી કોઇના રડવાનો અવાજ આવતો હતો. એ રૂદનની કરૂણતા પથ્થરના હૃદયને ય પીગળાવે તેવી હતી. પથારીમાં પડયા પડયા મકરન્દે એ રૂદન સાંભળ્યું.

એ રૂદનની કરૂણતા એના દીલમાં સોંસરી ઉતરી ગઇ. એ પથારીમાંથી સફાળો ઉઠયો ને ઝરૂખામાં આવ્યો. એ રૂદન મહીં રહેલું કલ્પાંત સાંભળવા કાન માંડયા.

એ રૂદનનો સાદ એને પરિચિત લાગ્યો. પળવાર એ સાદ કોનો છે તે ન પારખી શક્યો, ને બીજી ક્ષણે એ સાદ પારખી શકયો. મધુનો પરિચિત અવાજ ઓળખ્યો: મધુ તે ગાંડાની હોસ્પીટલમાં કયાંથી હોય એવી શંકા જાગી. કાન છેતરી રહ્યા છે એમ એણે બીજી પળે માન્યું. ને પાછો થોડીવારે એ સાદ મધુનો જ છે એવી પ્રતીતિ એને થવા લાગી

[ અનુસંધાન પૃ. ૪૭૬ પર ]

[ સ્નેહનાં શહીદઃ પૂરેસંધાન પૃ. ૪૭૪ થી ]

થોડી વારે મકરન્દે એક સ્ત્રીને એ ગાંડાની હૅાસ્પીટલની બારીએ આવીને ઉભી રહેલી જોઇ. એ સ્ત્રી રડ્યે જતી હતી. તે રૂદન સાંભળ્યું. મકરન્દે મધુને ઓળખી.

" મધુ ! " મકરન્દે બૂમ પાડી. અને મધુએ મકરન્દને ઓળખ્યો.

બીજી પળે બારીમાંથી મધુએ મકરન્દના ડાક બંગલાના ઝરૂખામાંથી પડતું મેલ્યું.

પડતાંની સાથે મધુ બેભાન થઇ ગઇ. એને સખત વાગ્યું, માથું ફૂટી ગયું. મધુના સાહસથી પળવાર મૂંઝવણમાં પડેલો મકરન્દ કુદ્યો. ને લોહીથી નીગળતી મધુને ઉંચકી લીધી ને ઘરમાં લઇ ગયો.

બીજી પળે લોહી બંધ કર્યું. ઘા સાફ કરી પાટો બાંધ્યો ને પોતાને ખોળે સૂવાડી. મધુ ભાનમાં ધીમે ધીમે આવતી જતી હતી. મકરન્દ મધુને જોઇ રહ્યો હતો. થોડી વારે એણે મધુના સૌભાગ્યતિલક વિનાના અડવા કપાળને જોયા કર્યું. બીજી પળે મધુના મસ્તક મહીંથી વહી ભેગા થયલા લોહીથી આંગળી ભીંજવી મધુને સૌભાગ્યતિલક કર્યું.

કલાકો સુધી મકરન્દની આંખમાંથી આંસુઓ વહી રહ્યાં. મધુ ભાનમાં આવી તેથી અજાણ્યુ મકરન્દની આંખમાંથી આંસુઓ વહી જતાં હતાં. મધુએ એ આંસુભીની આંખોને ચૂમી મકરન્દને જગાડ્યો.

" વ્હાલા ! " મધુ ગણગણી.

" મધુ, મ્હેં ત્હને અત્યંત દુઃખી..."

મકરન્દ ગણગણતો હતો. મધુએ મકરન્દનું વાક્ય પૂરૂં થવા દીધું નહીં, એના ઓઠને ચૂમીઓથી ઉચ્ચારતા અટકાવી દીધા.

બારી મહીંથી ડોકીયાં કરતી, મીઠી, મલપતી, વૈશાખ મહિનાની નિર્મળ ચાંદની હસી રહી હતી.

૧૧

મકરન્દ ગાંડાની હોસ્પીટલમાંથી કાઢી મધુને બીજે દિવસે લઇ ગયો. પોતાને ગામ પાછો ફર્યો. ગામમાં એણે જુદું ઘર રાખ્યું. મધુ ને મકરન્દ તેમાં રહેવા લાગ્યાં.

મકરન્દ જગતની બત્રીસીએ ચઢ્યો. જગદીશ ને નલિની સાથે રહેતાં તેમાં મકરન્દે જરા ય વાંધો કાઢ્યો નહીં. જે મોહલ્લામાં મકરન્દે મધુને માટે મકાન રાખ્યું તે મહોલ્લાથી બીજા મહોલ્લાને નાકે, નલિની ને જગદીશ મકરન્દના જુના મકાનમાં રહેતાં. જગદીશે પોતાનું ઘર છોડી દીધું. મકરન્દે વસાવેલા ઘરમાં જ એણે રહેવા માંડ્યું. જતાં આવતાં મકરન્દ નલિની ને જગદીશને બારીએ કલ્લોલતાં ઉભેલાં જોતો.

એ જોતાં એની આંખમાં જરા ય ઝેર આવી વસતું નહીં. એ જરા ય ગુસ્સે થતો નહીં. મધુ એને વારે વારે સમાજની નિંદાનો કડવો ઘૂંટડો ગળવા કરતાં બીજે અજાણે સ્થળે જ્યાં કોઇ એને નહીં ઓળખે, જ્યાં કોઇની ઠપકાભરી કે મશ્કરીભરી નજર એમના પર પડે નહીં ત્યાં જતા રહેવાનું કહેતી. પણ મકરન્દ ના પાડતો. એ કડવા ઘૂંટડા ગળવા જેટલી દીલની ઉદારતા કેળવવાનું મધુને કહેતો. કદી કદી મધુને ખોળે માથું મૂકી એ ગણગણતો, " મધુ, પરાણે પ્રીત થઇ શકતી નથી. નલિની મ્હને જરા ય ચાહી શકતી નથી. એને મ્હારી પત્નિ થવાની ફરજ પાડવી એમાં ચાર્થ

નથી. લગ્ન પ્રેમનાં જ હોઈ શકે. પ્રેમ કરવાની ફરજ પાડી શકાતી નથી. પ્રેમવિહોણા લગ્નબન્ધનને પવિત્ર ગણી વળગી રહેવામાં અર્થ નથી. "

કોઈ દુનીયાડાહ્યાઓ મકરન્દને જગદીશને પરણેલી ઓરતને રાખવા બદલ ફોજદારી કોર્ટમાં ઘસડી જેલ મોકલવાની સલાહ આપતા ને કોઈ પોતાની પરણેતરને છડે ચોક પર પુરુષ સાથ રહેતી જોઈ રહેનાર નામરદ તરીકે મકરન્દનો ઉપહાસ કરતા. કોઈક વળી જગદીશને છૂપી રીતે અંધારે ઘેરી માર મારી હલકો કરવાની સૂચના આપતા. મકરન્દ સહુકોઈની સલાહ વિના ઉત્તરે ગળી જતો. ને એની મુખમુદ્રાએ તેવી ઘડીએ અવનવું તેજ ચમકી રહેતું.

કોઈએ નલિની ને જગદીશને ભમાવી નલિની કને ખોરાકી પોષાકીની ફરિયાદ મંડાવી. ઉદાર દીલે એક કડવો સુકન પણ ઉચાર્યા વિના મકરન્દે ખોરાકી આપવાની કબુલત આપી.

દુનિયાએ એને બેવકુફ ગણ્યો અને હસી કાઢ્યો.

મધુને હર હંમેશ મકરન્દ કહેતો, "મધુ, નલિની કે જગદીશપ્રત્યે મ્હને જરા ય ગુસ્સો નથી. નલિનીએ કશું ખોટું કર્યું નથી. લગ્ન પરાણે થઈ શકતાં નથી. પરણીને નલિનીને હૈયે કદી હું વસ્યો નથી. નલિનીના હૃદયમાં મ્હારે માટે સ્નેહ કદી જન્મ્યો નથી તો પછી મ્હારી સાથેના લગ્નબન્ધનમાં જકડાઈ રહેવાની નલિનીને શી જરૂર ? નલિની પ્રામાણિક છે. મ્હને મ્હાવાનો મિથ્યા ઢોંગ કરી પરાણે જોડે પ્રીત કરી રહી નથી. એ મ્હને ચાહી શકતી નથી, એમ કહી છડે ચોક જેની સાથે એનું મન મળ્યું છે તેની સાથે પ્રેમ કરે છે. નલિનીને મ્હારી સાથે રહેવાની ફરજ પાડવી એ મૂર્ખાઈ છે. જીવન-માં સ્ત્રીને પુરૂષની ને પુરૂષને સ્ત્રીની જરૂર છે, જ્યાં સુધી એકબીજા વચ્ચે સ્નેહ વસી રહે છે ત્યાં સુધી જ લગ્નબન્ધન સંભવે છે. પરસ્પરનો સ્નેહ સળગી જાય, પછી જુદા થવું એ બન્નેના શારીરિક, માનસિક તેમ જ આર્થિક હિતને માટે આવશ્યક ને ઇષ્ટ છે. એમાં એમની સાચી માનવતા સમાયેલી છે.

ભલેને નલિની જગદીશને ચાહે ને તેની સાથે રહે ! લગ્ન જ્યાં સુધી સ્નેહ હોય ત્યાં સુધી જ સંભવે છે. જ્યાં સ્નેહની ગાંઠ વછુટી ગઈ કે લગ્નનો આપોઆપ અંત જ આવે છે. સ્નેહ વિનાનાં દમ્પતી જીવનના દંભ કરતાં નલિનીનું વર્તન વિશેષ પ્રામાણિક છે. સંતતિથી જો લગ્નબંધી ગૂંચવાઈ નથી, ત્યાં સંતતિના ભવિષ્યનો વિચાર કરવાનો રહેતો નથી ત્યાં નિષ્ફળ નિવડેલાં લગ્ન આમરણાંત ટકાવી રાખવામાં જરા ય અર્થ નથી. સંતતિના ભવિષ્યનો વિચાર જો રાજ્યસંસ્થા પુરતી હોય તો પછી સ્નેહવિહોણાં લગ્ન ટકાવી રાખવામાં કશો ય અર્થ નથી. "

ઘણી ય ફેરી નલિની ને જગદીશને કલ્લોલતાં જતાંવીને મધુને મકરન્દ કહેતો " મધુ, હું ધણી તરીકેના મ્હારા હક્ક આગળ કરું તેથી શું ! નલિની દુ:ખી થશે. અત્યારે એ સુખી છે. પરાણે એને મ્હને ચ્હાતી નહીં કરી શકાય ! એને દુ:ખી કરવામાં મ્હને શો ફાયદો ! એને દુ:ખી કરવાથી હું સુખી ન થાઉં.

૧૨

ને વર્ષો વીતી ગયાં. નલિની મકરન્દની પત્ની છે એ હકીકત જગત ભૂલી ગયું. કાયદાની દૃષ્ટિએ નલિની મકરન્દની વિવાહિત પત્ની રહી. પણ સમાજે તો એને જગદીશની પત્ની તરિકે સ્વીકારી લીધી.

માનવસમાજની સ્મૃતિ એટલી અછકલી ન હોત, તો જીવનની કડવાશથી જગત રહેવા જેવું ય ન રહેત.

નલિની ને મકરન્દને માટે એ અલ્પજીવી સ્મૃતિએ જગત રહેવા જેવું કરી દીધું ને વર્ષો વીતી ગયાં.

૧૩

તે દિવસે મધુના દીકરાની જન્મગાંઠ હતી. મકરન્દ ઝવેરીની દુકાનેથી એ નિમિત્તે કાંઈક ભેટ ખરીદી રહ્યો હતો.

નલિની એ દુકાન પર અનાયાસે ચઢી આવી અને મકરન્દ ને નલિની મળ્યાં.

નલિનીએ એક રત્નજડિત મુદ્રિકા ખરીદી.

બંને જણ ઝવેરીની દુકાનેથી ઉતરી પોતપોતાને ઘેર જવા સાથે નીકળ્યાં.

આખે રસ્તે નલિની બોલતી હતી. મકરન્દ સાંભળતો સાંભળતો ચાલ્યા કરતો હતો. મકરન્દની નલિનીએ દીલના દર્દભરી એક માફી માંગી. એ લગ્ન કરવા પ્રથમથી જ નાખુશ હતી તે જણાવ્યું. માબાપની ઇચ્છા વિરૂદ્ધ તે વિચાર અમલમાં મૂકવો જોઇતો હતો, તેમ ન કરતાં ક્ષણિક પામરતાને વશ થઇ પોતાનું જીવન બેડક્યું અને મકરન્દને વિના કારણે દુઃખી કર્યો એવો દીલનો સ્પષ્ટ એકરાર કર્યો. એણે વારે વારે એની માફી માંગી.

રસ્તામાં છૂટા પડવાનો વખત આવ્યો અને નલિની ઉભી રહી. મકરન્દ પણ સહજ ઉભો રહ્યો.

નલિની ગણગણી : " મકરન્દ ત્હમે મહાન્ છો. મારી પામરતા માટે મને માફ નહીં કરો ! "

" નલિની, ત્હને મ્હેં ક્યારનું બધું ય માફ કરી દીધું છે, " મકરન્દ ગણગણ્યો.

" સાચું ? " નલિનીએ પ્રશ્ન કર્યો.

" હા, અક્ષરે અક્ષર સાચું ! " મકરન્દ ગણગણ્યો.

નલિનીની આંખમાં આંસુ ચમકી ઉઠ્યાં.

" હવે આપણે કદી પાછાં નહીં મળીયે. અમે અહીંથી કાલે જતાં રહેવાનાં છીયે. "

નલિનીએ વિદાય માંગી.

" કેમ ? " મકરન્દે પ્રશ્ન કર્યો.

" ભૂતકાળના પાપી જીવન પર પડદો નાંખવા ! " નલિનીએ ઉત્તર દીધો.

મકરન્દ એને નિરુત્તર જોઇ રહ્યો. બીજી પળે નલિનીએ નવી ખરીદેલી મુદ્રિકા આંગળીએથી કાઢી મકરન્દના હાથમાં મૂકી.

મહાગુજરાતના યુગપ્રવર્તક
સાહિત્યકાર
કનૈયાલાલ મુનશીની
રોમાંચક મૌલીક કથા



# ડૉ. મધુરિકા

કિંવા
મૉડર્ન વાઈફ

સેંકડો દર્દીઓની સતત સેવા
સુશ્રુષા કરનાર નિરસ ગણાતા
ડાક્તરી જીવનની રસભરી
કથા, ભાવના, પ્રેમ, મરણ
અને આધુનિક જીવનનાં
હૃદયંગમ ચિતાર
રજૂ કરે છે.

## જૂની અને નવી

સંસ્કૃતિ વચ્ચે ઝોલા ખાતો આજનો પુરૂષ અને આજની નારી કયે રસ્તે ચાલશે, કયો આદર્શ અનુસરશે, કોઈ કહેતું નથી, હિન્દુ સમાજની એક બાજુ ઘોર અત્યાચાર, અજ્ઞાનતા અને સડતું રહેલું ગૃહજીવન; બીજી બાજુ સંપૂર્ણ પાશ્ચાત્ય વિચારોનું ચેતન, સમાનવાદ, સ્વાતંત્ર્ય અને ગૃહજીવન ગૃહિણીજીવનનો ક્રમશ, વધતો અભાવ, સંતતિતિરસ્કાર અને સ્વાતંત્ર્ય એ બે વચ્ચે આગળ વધતી

## નવયુગની નારી

અને આજનો
પ્રગતિમાન પુરૂષ

## સાગર

નું
આધુનિક જીવનનો જ્વલંત ચિતાર
રજુ કરતું
ઉત્કૃષ્ટ સામાજીક બોલપટ

અભિનય સુંદરી
## સબિતાદેવી
અને
## મોતીલાલ
પ્રધાન ભૂમિકામાં

ડીરેક્ટર:
સર્વોત્તમ
બદામી

દરેક સંસ્કારી
સ્ત્રી પુરૂષે
ન જ ભૂલવા
જેવી
સુંદર ચિત્રકૃતિ

## ઇમ્પિરીયલ સીનેમા

લેમિંગ્ટન રોડ.

ઉત્કૃષ્ટ સામાજીક
ચીત્રોનું ઉત્પાદક
સાગર મૂવીટોન
મુંબાઈ, ૬.

[ સ્નેહનો શહીદ: પૂરેસંધાન પૃ. ૪૭૮ થી ]

મકરન્દ તે મુદ્રિકા પોતાના હાથમાં જોતાં ચમક્યો.

" રાખશો ? " નલિનીએ પૂછ્યું.

" શા માટે ? " મકરન્દે સામો પ્રશ્ન કર્યો.

" મ્હારા જીવનની છેલ્લી સ્મૃતિ તરિકે, " નલિની ગણુગણી.

મકરન્દ પળવાર મૂંઝાયો. એને કાંઇક ઉત્તર દેવો સૂઝે તે પહેલાં નલિની એને છોડીને ચાલી નીકળી.

મકરન્દને શું કરવું તે સૂઝ્યું નહીં. નલિનીની પાછળ દોડી જવું એને ઠીક લાગ્યું નહીં. એને બુમ પાડવાની એનામાં હિંમત આવી નહીં. એ એને જતી અસહાય જોઇ રહ્યો. એની પાછળ જવા એના પગ ઉપડ્યા જ નહીં.

દષ્ટિમર્યાદા મહીંથી એ અદષ્ટ થઇ એટલે મકરન્દ ચમક્યો. વિચારવમળમાંથી એ નીકળ્યો અને નલિની અદશ્ય થઇ ગઇ.

પળવાર શું કરવું તે એને ન સૂઝ્યું. એ મુદ્રિકાને ફેંકી દેવા વિચાર થયો. બીજી પળે વિચાર બદલાયો. એ મુદ્રિકાને ઓઠે અડાડી, પોતાની પામરતાના છેલ્લા સ્મૃતિ અવશેષ રૂપ એ મુદ્રિકાને ચૂમી ને બીજી ક્ષણે પોતાની આંગળી પર ભરાવી દીધી ને ગણુગણ્યો:

" સંસારસાગરના વીચિતરંગે તણાતો માનવી કેવો અસહાય ને અનાથ છે ! "

[ જય સોમનાથ : પુરોસંધાન પૃષ્ઠ ૪૨૨થી ]

૫

પરકોટમાં દક્ષિણ તરફ ચોથું બારણું હતું. તેમાં થઈને નર્તકીઓની વ
જવાતું. એની આસપાસ પણ નાનો કોટ હતો.

આ વસતિમાં ત્રણસેંથી ચારસે નર્તકીઓ રહેતી.

કેટલીક હતી ગુજરાતણો, ઘઉંવર્ણી ને નાને ઘાટે ઘડેલી, મંદ, ભાવવાહી સ્વ
આરાધતી. કેટલીક ઉત્તરની હતી. તે થોડું સમજાય એવી ભાષા બોલતી પણ
સરોદે અટપટા રાગોથી દેવને રીઝવવા પ્રયત્ન કરતી. કેટલીક હતી એથીય ઉત્તરે ન
કાશ્મીર પર્વતના પ્રદેશની, ઉંચી, છરી ગોરાંગી ને તેજસ્વી; પણ એમનો કંઠ હતો કક
એમનાં રાગમાં માધુર્યની ઉણપ જણાતી. અને કેટલીક દક્ષિણની હતી, શ્યામ
ફૂંકો નાખતી, અવનવા અભિનયથી નૃત્ય કરતી, મધુર સ્વરે ગાતી ને કોઈ ન
એવી બોલી બોલતી.

એ બધી દેવાર્પણ હતી: દેવને નૃત્યગીતથી આરાધવા એ એમનું
કર્તવ્ય હતું. આ ચારસેં સ્ત્રીઓ દિવસ ને રાત વજ્રાભૂષણ સજવામાં, સંગી
શીખવા કે શીખવવામાં કે કોઈ પુરુષને વિલાસના પાઠ પઢાવવામાં પોતાનો વખત ગા

૬

આ વસવાટમાં બધા ઘરોથી અલગ એક નાનું ને રૂપાળું ઘર હતું.

આ સુઘડ ઘરના વાડામાં એક ઝાડ નીચે ખાટલા પર ઉંધી પડી પડી એક
સુંવાળા નાના હાથ પર ગાલો ટેકવી, પહોળા પસારેલા પગોને ખાટલા પર ઠોકતી
જ્યારે ઉંઘી ઉઠ્યા પછી તે આમ ને આમ પડી હતી. એના ચમકતા કાળા
સિંહની વાળ સમા સુંવાળા, એનો ઉઘાડો વાંસો અડધો ઢાંકી, ગુંજાતાં વાળ,
સુધી જતા હતા. અધીરાઈમાં જેમ એના પગ ઠોકાતા તેમ કાળા પા
ધોધની માફક તે એના પગ ઉપરથી વહેતા.

એની અધીરાઈ વધતી તેમ એના પગો જોરથી ઠોકાતા, અને કેશની ધાર
ઉછળી ઉછળીને ગાત્ર પરથી ઓમઓર વહેતી.

તે અઢાર વર્ષની હતી પણ એના શરીરનો ઘાટ પંદર વર્ષની બાલિકાનો
અને એના મુખ પર આઠ વર્ષના બાળકનું માધુર્ય ને સરલતા હતાં. પણ
તેજસ્વી આંખોમાં ઉંમર કરતાં ય ઉંડું ગાંભીર્ય હતું.

એના કપાળ પર કરચલીઓ આવતી ને જતી. હજી એની મા કેમ ન આ
સર્વજ્ઞ એની માને શા સારુ મોડે સુધી બેસાડી રાખતા હતા ? એ ડોસો હં
એવું જ કે કરતો હતો.

તેણે ડોકું ઉચું કરી સૂર્યનારાયણ તરફ જોયું. તેની ડોકની સુરેખ ક
દેવાં કંપાવે એમ વળી. સૂર્ય નમવા માંડ્યો હતો, અને ભગવાન્ સોમનાથના મંિ
સોનાનાં કળશ પર પડતાં તેનાં કિરણો સૌમ્ય થવા લાગ્યાં હતાં.

તેણે ક્યાં સુધી પોતાની મદન આંખો મંદિરના શિખર પર ઠારી. ઉંચે ગ
રપર્શતા એ શિખરની કારીગરીમાં ધેડીધર શિલ્પીઓએ ભવ્યતાનું સત્ત સર્જ્યું" 

ચૌલા એને કૈલાસ માનતી. બાળપણથી તે તેના પર હંમેશા જતી હતી, અને તેના છજામાં ઊભી ઊભી સાગરના તરંગોના તાલ સાથે નૃત્ય કરતી હતી.

થોડા વખતમાં સૂર્યાસ્ત થશે–ચૌલાની વિચારમાલા ચાલી–અને આરતી શરૂ થશે. પછી તેનો વારો–તેના જીવનની અપૂર્વ પલ આવશે. એ બાલક હતી ત્યારથી તેને માટે એની મા અને દાદી ઝંખતાં; એ સમજમાં આવી ત્યારથી તેને માટે દિવસ ને રાત એકાગ્ર ચિત્તે મહેનત કરી રહી હતી. જે પલ માટે તે જીવતી હતી તે હવે હાથ વ્હેંતમાં આવી લાગી હતી.

જગતના નાથ સોમનાથનું રંજન કરવા એની મા જેવી ત્રણસેં નર્તકીઓ દિવસ અને રાત નૃત્ય કરતી. પણ તે પોતે બધાથી જુદી જ હતી. કોઈના પણ પગ આવા સુરેખ ને સબળ નહોતા. કોઈની કમર એની છટાથી વળતી નહોતી; ગંગ સર્વજ્ઞ પણ તેને બોલાવી હંમેશા તેની ખબર પુછતા. અને તેને ખાત્રી હતી કે મહાદેવજી પોતે પણ તેનામાં રસ લેતા હતા. ઘણીવાર નાચતાં તેના પગ થાકી જતા ત્યારે સોમનાથ તેને શક્તિ દેતા હતા. ઘણીવાર સ્વપ્નામાં ત્રિશુળધારીએ દર્શન દઇ એને કહ્યું હતું કે "બેટા, તું મારી ખરી નર્તકી છે." અને તે પણ તેના દેવની જ હતી–તન ને મનથી, શ્વાસ ને પ્રાણથી. જીવનભર ભગવાનનાં ચરણોમાં નૃત્ય કરવા શિવાય એને બીજો જરાય રસ નહોતો. જીવનભર નૃત્ય કરવું–'જય સોમનાથ'ની ઘોષણા સાથે નૃત્ય કરતાં દેવના ગર્ભદ્વાર આગળ પ્રાણ છોડવો–એનાથી વધારે સુંદર પરાકાષ્ઠા એની કલ્પનામાં આવતી નહીં.

દેવાલયની નૃત્યશાળાના નિયમ પ્રમાણે અઢાર નૃત્ય શાસ્ત્ર, બાર અભિનય શાસ્ત્ર, ને સાત સંગીત શાસ્ત્રમાં નિષ્ણાત એવી અરાઢ વર્ષની બાલનર્તકી–ને કાર્તિકી એકાદશીની આરતી સમયે પહેલી વાર દેવ આગળ નૃત્ય કરવાનો અધિકાર મળતો, અને સર્વજ્ઞ જો પ્રસન્ન થાય તો તેને આવતી મહાશિવરાત્રીએ નૃત્ય કરવાનો અવસર મળતો. એ ધન્ય પળમાં એક બાલપુષ્પ વિકસતું–દેવને ધરાવાતું–અને પછી બાકીનો અવતાર રોજ નૃત્ય કરતી નર્તકી તરીકે સુકાઈ રહેતું.

ચૌલાને ક્ષણભરના પ્રકાશ પાછળ રહેલા અંધકારનો વિચાર નહોતો. આજે એ નૃત્ય કરશે, સોમનાથ પોતે એના પર પ્રસન્ન થશે. એમને પ્રસન્ન કરવાં કયાં એણે ઓછી તપશ્ચર્યા કરી હતી! નૃત્યકલાની ટોચે પહોંચવા એણે દાદાયે દમી નાખી હતી. નહોતો તેણે આહાર વધાર્યો, નહોતી નિંદ્રા વધારી, નહોતો પરપુરુષનો સ્પર્શ કર્યો. સોમનાથ જરૂર પ્રસન્ન થશે, અને...અને હંમેશા એકાદશી ને શિવરાત્રીએ એના વિના કોઇ બીજાનું નૃત્ય દેવ જોશે જ નહીં. એને ખાત્રી જ હતી. ઘણીવાર પ્હો ફાટ્યા પહેલાં તેણે નિર્જન સભામંડપમાં જઇ સોમનાથ આરાધ્યા હતા, અને વર માગ્યો હતો કે કોઇ કલ્પે નહીં એવી અપૂર્વ કલા મને આપો. અને દેવે એ વરદાન આપવા કબુલ્યું હતું, એટલે આજે આપશે. અને પછી એ નાચશે, ને એના ભોળા શંભુ રીઝશે.

તેણે ફરીથી મંદિરના શિખર તરફ જોયું. એ શિખરપર ઝળતી ધજ ક્યામાં ફરફરતી તેની સામે તે ક્યાં સુધી જોઇ રહી.

ફરફરતી ધજની ઘનગનાટભરી ગતિ તેને હંમેશા મુગ્ધ કરતી. ત્યાં નૃત્ય

હોય ત્યાં તેનું હૈયું જતું. ફરફરતી ધજાઓ, નાચના તરંગો, લહેરાતી શાખાઓ જોઈ એના હૈયામાં સ્નેહ ઉભરાતો. પોતે એ બધાની કુટુંબી હતી· તાલબદ્ધ ગતિસૌંદર્ય એમનું બધાનું સામાન્ય લક્ષણ હતું. અને એ બધાના અધિષ્ઠાતા એના ભોળા શંભુમાં જ ચૌલાનું જીવન પરોવાઈ ગયું હતું. એને મન બેજ હતા—એક ભગવાન નટરાજ અને બીજી પોતે, તેની બાળ નર્તકી, બાકીનું જગત તો માત્ર ઓળાઓનું બન્યું હતું.

૭

"ચૌલા ! ચૌલા ! ઉઠ, પડી શું રહી છે ! " ગંગાનો અવાજ આવ્યો. ચૌલાના મુખ પર ઉત્સાહ આવ્યો. તેણે જરા ઉંચા થઈ પાછું જોયું, અને તેની ડોક ને ખભાની રેખાઓમાં રહેલું માધુર્ય સ્પષ્ટ થયું.

"ઉઠ, ઉઠ." ગંગા બોલી "આજે કોણ આવ્યું છે તે ખબર છે ! "

— "પણ મારા લુગડાં લાવી કે નહિ ! "

"આ રહ્યાં ! " હસતાં ગંગાએ કહ્યું.

ગંગાની ઉત્તરાવસ્થા બેસી ચુકી હતી. તેના વાળમાં સફેદ લટો રૂપાની ધાર -ગમી ચમકતી હતી પણ તેના મુખ પર, તેની ચાલમાં, તેના અવાજમાં હજી આકર્ષણ હતું. તેના શરીરની ઘાટભર રેખાઓમાંથી હજીય સૌંદર્ય ઝરતું. પચ્ચીસ વર્ષ સુધી તેણે સોમનાથના દેવાલયમાં નૃત્યકલાની અધિષ્ઠાત્રીનું પદ કેમ શોભાવ્યું હતું તે તરત જણાઈ આવતું હતું.

એની આંખો એની દીકરીની આંખો જેવી ચમકતી નહોતી, પણ તેવી જ સુંદર ને ગંભીર હતી. પણ અત્યારે તે પુત્રીને જોઈ હસી રહી હતી. આ [illegible] આંખોમાં પણ બાર વર્ષોત્સવની ખુશી હજી ક્ષીણ થઈ નહોતી.

ચૌલાએ માના હાથ પર પડેલાં વસ્ત્ર ને આભૂષણો જોયાં એટલે એકદમ દોડીને તેની પાસે ગઈ. વસ્ત્રો ને આભૂષણ એનો પ્રાણ હોય એમ તે જોઈ રહી—એકી નજરે ને એકે શ્વાસે.

"બા ! બા ! આ બધાં મારે માટે ! "

"હા ! એમણે તારે માટે દેશ દેશથી મંગાવ્યાં છે."

એની માતા સર્વનામ વગર ગંગ સર્વજ્ઞનો ઉલ્લેખ આમ જ કરતી. આ રીતમાં શું રહસ્ય હતું તે જાણી ચૌલા હંમેશાં હરખાતી. "હં." તેણે કહ્યું.

"હા, અને આજ કોણ આવ્યું છે તેની તને ખબર છે ? "

"ના, કોણ છે ? "

"પાટણનો રાજા ભીમદેવ."

"ઉહ," કહી ચૌલા એક હાર લઈ ગળે પહેરવા લાગી.

"કેમ ? " માએ લાડથી કહ્યું "તને ગુર્જરભૂમિનો રાજા ઓછો પડે છે."

"મને ! મને તો મારા સોમનાથ વિના કોઈની પરવા નથી."

"મારી પણ નહીં ? " માએ હસતાં ગાલ પર એક તમાચો માર્યો.

"તું ! બા ! બા ! તારા વિના કેમ ચાલે," કહી ચૌલા એની માને ગળે વળગી પડી.

૮

આ આખા વસવાટ પર ચૌલાની મા રાજ્ય કરતી, જેમ તેની પૂર્વે તેની દાદીએ કર્યું હતું તેમ. ગંગાથી બધી નર્તકીઓ થરથર કાંપતી. નૃત્ય, ગીત ને અભિનયમાં એને શું નહોતું આવડતું તે કોઈ કળી શકતું નહીં: કોઈ પણ નર્તકીનો સુરભંગ, તાલભંગ કે મુદ્રાભંગ તે તરત પારખતી, અને એ ગુનાહ માટે ગુનેહગાર ની સખ્ત જડતી લેતી. કોને કયું ઘર આપવું, કેટલાં વસ્ત્રભૂષણ આપવાં, ક્યારે રજા આપવી એ બધું તેના હાથમાં હતું.

ગંગાના પગમાં હજી પચ્ચીશ વર્ષની છોકરીનું જોર ને છટા હતાં. જ્યારે તે નાચતી ત્યારે યાત્રાળુવૃંદ દિંગ બની જોયા કરતો. એમ કહેવાતું કે ભગવાન સોમનાથનો તેણે સાક્ષાત્કાર કર્યો હતો; પણ તેની સત્તા નીચે રહેતી નર્તકીઓ આ વાતમાં શ્રદ્ધા રાખતી નહીં.

એની સત્તા ને સર્વોપરિતાનું મૂલ જુદું હતું એમ અદેખા લોકો કહેતા. બધી નર્તકીઓમાં એકલી એજ ભયંકર ગંગ સર્વજ્ઞ પાસે જઈ શકતી અને ધાર્યું કરાવી શકતી. ગીખાવલા એમ કહેતા કે ગંગા માગે-તે પહેલાં ગંગ સામે ધરે. વૃદ્ધો એ બેના નાનપણની કૈં કૈં દંતકથા કહેતા, પણ તે ખરી કે ખોટી તે કોઇ કહી શકતું નહીં. પણ દર સોમવારે રાતે જ્યારે ગંગા મંદિરમાં નૃત્ય કરતી ત્યારે સર્વજ્ઞ આવવાનું ચુકતા નહીં. અને કેટલાક દેવીઓ ચૌલાની મુખરેખામાં બ્રહ્મચારી સર્વજ્ઞના મુખની રેખાઓ શોધવાનો સફલ પ્રયત્ન કરતા હતા, અને એ રેખાઓ ગંગાના પ્રતાપનું કારણ છે એમ કહેતા. અને સર્વજ્ઞ પણ ચૌલામાં એટલો રસ લેતા કે રેખાઓ સરખી ન હોય તો પણ સરખી છે એમ માનવાને કારણ મળતું.

જેમ એની માએ એને તૈયાર કરી હતી તેમ ગંગાએ ચૌલાને પોતાના પદ માટે તૈયાર કરી હતી. જેટલી કલા તેને આવડતી તેટલી તેણે છોકરીને શીખવી હતી. જુવાનીમાં જેટલી તે સુંદર હતી તેથીય વધારે સુંદર તેની છોકરી હતી. અને સર્વજ્ઞના પટ્ટશિષ્ય શિવરાશિનું ધ્યાન ચૌલા પર રહે એવી વેતરણ તેણે કરી હતી. કાલક્રમે જ્યારે તેની શક્તિ ઓસરવા માંડે ત્યારે નર્તકીઓનો રાજદંડ ચૌલા સાચવી લે એવી એના હૈયાની મોટી હોંસ હતી. માત્ર કોઇ વાર ચૌલામાં તેને અવિશ્વાસ આવતો. છોકરી વ્યવહારુ નહોતી. એ નાચતી, ગાતી અને સોમનાથનો વિચાર કર્યા કરતી. દેવને સમર્પિત દાસીઓ દેવનું જ રટણ કરે એ વાત ગંગાએ પણ બીજી નર્તકીઓને ઘણી વાર શીખવી હતી, પણ તેને પળે પળે આચારમાં મુકતાં ઘણી મુશ્કેલીઓ નડતી હતી તેનું ભાન વ્યવહારુ ગંગાને ખુબ હતું. એ ભાન ચૌલાને પણ પાકી વય થયે આવશે એમ માતા માનતી. પણ કોઇક પળે તે પાકી વયની થતાં પાકી થશે કે કેમ એવો સંશય તેના મનમાં થતો.

ગંગાની પણ કસોટી હતી. ચૌલા આજે પહેલી વાર મહાશિવપૂજા વખતે નૃત્ય કરવાની હતી એ પ્રસંગ માટે એણે કેટલાય વર્ષોથી તૈયારી કરી હતી. ભગે વર્ષે સર્વજ્ઞે કહ્યું તો પણ થાય છે, હજી ચૌલા બાળક છે, હજી એની કેળવણી અધુરી છે, એમ બાનાં કાઢી એણે વાત ઉપાવી હતી.

( અપૂર્ણ )

[ અડધે રસ્તે પૂરીસંધાન પૃ. ૪૧૬ થી ]

" જોયું, છોકરા, તેં મલ્હારના સૂર ગાઇ નાખ્યા. નહીં તો વરસાદ આવે જ કેમ ? શું સમજ્યો ? "

પછી ગણેશ બચ્ચાજી સપ્રે નામના દક્ષણી માસ્તર મને ઘેર શીખવવા આવતા. એમની મહેનતથી હું પાંચમા ધોરણમાંથી છઠ્ઠામાં ગયો, અને પહેલા પાંચ છ છોકરાઓમાં મારી ગણત્રી થવા લાગી. મારી ન્યાતના છોકરાઓના તોફાનમાં હું ભળી નહી શકતો, અને તે મારા તરફ તિરસ્કારથી જોતા. હું ' છોકરી ' છું-ડરકોપ છું વગેરે વગેરે એમના અભિપ્રાયો મારે કાને પડતા. એમાંના એકે મને સલાહ આપેલી યાદ છે. 'ભાર્ગવનો છોકરો કોઇ મેટ્રીક થતો નથી, અને મારા પિતા ડેપ્યુટી કલેક્ટર છે એટલામાં મારે મ્યુનીસીપાલીટીમાં નાકેદારની નોકરી લઇ લેવી, નહીં તો પાછળથી પસ્તાવું પડશે.'

જુના મિત્રોમાં તો મને ક્રીકેટ શીખવનાર મગન સાથે હતો, પણ અમારી મૈત્રી બહુ ટકી નહીં. માસ્તર શીખવે ત્યારે તેનું ધ્યાન ચુકવી તે મિત્રોને કાગળની કચ્ચરોની ગોળીઓ કરી ફેંકતો. એને શિક્ષા કરવાની માસ્તરોને હિંમત નહોતી એટલે કોઇ માસ્તરની નજરે એ પરાક્રમ ચઢતું જ નહી, પણ મગન ન્યાયી હતો. મિત્રો પણ તેને પાછી ગોળીઓ ફેંકે એવો હુકમ તે કાઢતો. મને એ હંમેશ ગોળીઓ ફેંકતો ને સાંજના હું ગોળીઓ પાછી કેમ નથી વાળતો તે માટે ઠપકો દેતો. એક દહાડો મેં ઘણી હિંમત ધરી એક ગોળી બનાવીને મગનને ફેંકી. ગોળી એને ન પહોંચી પણ એના પગ આગળ પડી.

માસ્તરે મને તરત પકડયો.

" કેમ રે, કનુ ! વંઠયો કે ? ગોળીઓ ફેંકે છે ? ઉભો થઇ જા— "

હું તો નીચું મોઢું કરી ઉભો થઇ ગયો. મગન ઉભો થયો.

" માસ્તર ! એણે ગોળી નથી ફેંકી, મેં ફેંકી હતી. ગોળી મેં પાછી માંગી તે મને મોકલાવી.

" એમ ! તું પણ ખરાબ છોકરો છે. "

" હા, સાહેબ, " મગને કહ્યું.

" ત્યારે તું પણ ઉભો થઇ જા. "

" સાહેબ, હું ઉભો નહી થાઉં.

" કેમ ! "

" હું બહુ ઉંચો છું તે બારુડી પર સારો નથી લાગતો "

" નથી ઉભો થતો–નથી ઉભો થતો. તારા માર્ક્જ કાપી નાંખું છું. "

" સાહેબ, મારે આ બારાવાડીએ માર્ક્જ નથી. "

" ઠીક, ઠીક. કનુ ! તું બારુડી પર ઉભો થઇ જા. ચાલ ! ઉભો થઇ જા ! "

મગન પોતાની જગ્યાએ બેઠો રહ્યો; મૂગે મોઢે હું બારુડી પર ઉભો થઇ પો અને મગનની જોડે સ્પર્ધા ન કરવાના સમ ખાધા.

૭

એ દિવસોમાં દલપતરામ સાથે મૈત્રી થઇ, જે હજી ય મારી પુંજી છે.

દલપતરામ મારી ન્યાતના હતા. એમના પિતા અમારા ઘરના મહાદેવજીની પૂજા કરતા અને અમારા ઘરની સામે રહેતા.

હું પાંચમા ધોરણમાં ભરૂચ આવ્યો ત્યારે એ ચોથા ધોરણમાં પહેલો નંબર રાખતા. અમે રોજ સવારે સાથે નીશાળે આવીએ, અને સાંજના સાથે ઘેર જઇએ. શીયાળામાં બ્રાહ્મ મુહૂર્તે અમે ભરૂચ બહાર આમડાઓમાં ફરવા જઇએ, અને સાંજના ફર ને ફર નદી પર જઇ હવાઇ કીલ્લાઓ બાંધીએ. ખરું જોતાં તો હું બાંધું અને એ રસથી જુએ.

દલપતરામ ગુજરાતી પહેલી ચોપડીથી કદી પહેલે નંબરેથી ખસવા કોઇએ જાણ્યા નહોતા. એ પરીક્ષા પાસ કરે એટલે એક પૈસાની પેન્સીલ—સારી પેન્સીલો બે પૈસાની આવતી—લાવે, ને તેને આખું વર્ષ ચલાવે. એમની કોપી બુકોમાં તો મોતીના દાણાના ચોકઠ પૂર્યાં હોય. એમની ચોપડીઓ પર અણીશુદ્ધ પૂઠાં ચડેલાં રહે. એમના દસ્કત કોઇ દહાડો અશુદ્ધ હોય જ નહીં.

હું પાંચમા ધોરણમાં પાસ થયો અને એ પાંચમામાં આવ્યા ત્યારથી દરેક વર્ષે મારી ચોપડીઓનો હવાલો એ જ લેતા. પણ મારી ગમે તેવી રાખેલી, ફાટેલી, વાપરેલી ચોપડીઓ આઠ દહાડામાં નવી સીવાતી ને બંધાતી, તેમાં પડેલા ડાઘાઓ ભુસાઇ જતા, ને નવાં પૂઠાં તેમના પર શોભતાં.

અમે ઘણીવાર સાથે વાંચીએ. વાંચતાં વાંચતાં ય એ સખણા ન રહે. મારી અણુ-ઝાલેલી પેન્સીલ એ છોલી નાખે, મારા પાડેલા ડાઘા રબરથી ભુસી નાંખી, મારી ફાટેલી ચોપડીઓનો જીર્ણોદ્ધાર કરે. મારી વસ્તુઓ બરાબર ન રાખવાની મને ટેવ પડી ગઇ હોય તો તેની જોખમદારી દલપતરામના સ્નેહ પર છે.

હું એમની પાસે પુરૂષસૂક્તનો વિગ્રહ શીખ્યો ને એમણે મારી પાસે વાતો સાંભળી. ક્રમશઃ હું કોલેજમાં ગયો. કોલેજમાં જવાની તૈયારી હું કરવા માંડું, એટલે માંડું હું ને કરે દલપતરામ. મારા પછી એક વર્ષે એ કોલેજમાં આવ્યા ત્યાં પણ એમણે મારો કબજો લીધો. વર્ષો વીત્યે હું મુંબાઇમાં આવ્યો ત્યારથી માંડીને તે એ અને હું ધંધામાં પડ્યા ત્યાં સુધી પણ એમણે મને બનતી સગવડો કરી દીધી. એમના પર અવલંબન કરવાની મારી ટેવ એવી દઢ થઇ ગઇ કે ઓરડી:ન મળે, ચાવી ન જડે, રસોઇઓ ભાગી જાય, કે સુઘડ વ્યવસ્થાની જરૂર પડે, કે મુશ્કેલી આવી પડે કે હું એમની પાસે દોડી જાઉં, ને તરત એ ઉઠે ને કામ સાધી નાંખે.

આજે પચીસ વર્ષમાં અમે બન્નેએ ઘણાં દુઃખ સુખ જોયાં છે, પણ એ બધામાં અમારો સ્નેહ હતો તેવો રહ્યો છે, અને તેનો પ્રકાશ એક નાનકડા ઝઘડાથી પણ કદી ઝંખવાયો નથી. આ બધાનો યશ ભાઇ દલપતરામના સરલ ને સ્નેહાળ સ્વભાવનો છે.

દલપતરામનું જીવન આદર્શમય છે. એમને પોતાના સેવાભાવનો ખ્યાલ નથી તો જેવું તો ક્યાંથી જ હોય ! અત્યંત ગરીબીમાં એ ઉછર્યા, વૈદિક કર્મકાંડ શીખી, અવાર નવાર ને કરાવવા પણ જતા, પહેરવાનું ખાવાનું ને રહેવાનું પણ તંગીની અંતિમ મર્યાદાને તીરે જ, છતાં અભ્યાસમાં કદી પાછળ પડ્યા નહીં

કૉલેજમાં ગયા તે પણ પિતાના મિત્રોના જુજ આધાર પર. સ્કૉલરશીપો અને પારકા પુસ્તકો પર શરુઆતમાં ઝઝુમ્યા, ને બન્નેને જશ અપાવ્યો. કૉલેજમાં હતા ને મુંબાઇ આવ્યા, છોકરાં ભણાવી નિર્વાહ કર્યો, કાલબાદેવીની એક વીશીમાં પાંચ રૂપીઆમાં મહીને જમતા, ને એક રૂપીયાનું ઘી ઉપરથી ખાતા. એ બી. એ. થયા ને અનંતઋષિની વાડીમાં આઠ જણ વચ્ચે એક રૂમ રાખી રહેતા. એલએલ. બી. થયા, સોલીસીટર થયા. આ જીવનક્રમનું એકે એક ડગલું એમણે માત્ર સ્વાશ્રયથી લીધું છે.

આ અત્યંત ભગીરથ પ્રયત્નો કરતાં પણ એમના સ્વભાવની અનન્ય સરલતા કદી હાથમાંથી ખોઇ નથી. અન્તરાયો આવતાં તે કદી ગભરાયા નથી, તેમ અકળાયા પણ નથી. હું પોતે અસાધારણ કરી રહ્યા છે તેનું પણ એમને ભાન આવ્યું નથી. એમણે ઇર્ષ્યા અનુભવી નથી, ને નથી એમને અસંતોષ થયો.

નાનપણમાં જેવી રીતે એ હસતા તેમ આજે પણ હસે છે.

જ્યાં ગયા છે ત્યાં એમણે મદદ કરી છે. મને એકલાને જ નહીં પણ અનેક મિત્રોને એમણે ઉપકારવશ કરી મુક્યા છે. દુકે પગારે માસ્તરગીરી કરતાં કેટલાય નિરાધાર છોકરાઓને ઉછેર્યાં છે, ભણાવ્યાં છે, ઠેકાણે પાડ્યા છે. કોઇના પર ઉપકાર ચઢાવ્યો તેનો ભાર વહ્યો નથી, ને કોઇની કૃતઘ્નતાથી પોતાની સેવાવૃત્તિ ઝંખાવા દીધી નથી.

એમણે પરાક્રમ કર્યાં છે, નિરાડંબરી ધીરજથી. એમણે સેવા કરી છે, શ્વાસ લેતા હોય એવી નૈસર્ગિક સરલતાથી. એમણે કઠણ જીવનનો ભાર વહ્યો છે, જાણે ફુલ હોય તેમ.

[ અપૂર્ણ ]

[ હુલ્ડિફ્મોર : પૂરીસંધાન પૃષ્ઠ ૪૨૭ થી ]

ઘણાં કારણ જોઈએ. પણ તમે એમને કેમ ભાષણ કરવા દીધું ! બોલો. મને ખાત્રી છે કે તમે એવાં વિચારનાં નથી.

[ એ તેના સામું જુએ છે, પણ જવાબ આપવાને બદલે તે માત્ર હોઠ સંકોચે છે. ]

એનીંગ : મને શું લાગ્યું તે કહું—આખા મતવિભાગને લાગ્યું—રણમેદાન પર પહોંચી આપણે લડાઈ શરૂ કરી દીધી, એમ જાણવા છતાં એમણે ભાષણ કર્યું તે.

કેથરાઈન : ધારો કે એ જાણતા હતા છતાં તેથી શો ફેર પડશે !

હોમ : હું તો એને નીચ હુમલો જ કહું—માફ કરજો.

એનીંગ : મીસીસ મોર, બેશક, લડાઈ શરૂ થતા સુધી તમારે જે કહેવું હોય તે કહેવાનો તમને હક છે—પણ પછી ! એ દેશનો દ્રોહ કરવા બરાબર છે. અને તેમને ખબર છે, એમનું ભાષણ ઘણું જલદ હતું—ઘણું જલદ.

કેથરાઈન : એમણે ભાષણ કરવાનો નિશ્ચય કરેલો હતો. એ વખતે સમાચાર આવ્યા એ તો માત્ર અકસ્માત જ હતો.

[ શાંતિ પથરાય છે ]

એનીંગ : મને લાગે છે, એ ખરું છે. પણ અમારો ખરો ઉદ્દેશ એ છે કે ફરી એ બોલી ન ઉઠે.

હોમ : અલબત્ત, એમના વિચાર ઘણા ઉંચા છેઃ પણ સામાન્ય જનસમૂહનો પણ કંઈક વિચાર કરવો જોઈએ ને ! માફ કરજો !

શેફર : મીસીસ મોર, અમે સમભાવભરી લાગણીથી આવ્યા છીએ. પણ, તમને ખબર છે ને કે આ પ્રમાણે ન ચાલે ?

વેસ : આપણે એને શાંત પાડી શકીશું; ચોક્કસ.

એનીંગ : લડાઈ શરૂ થઈ હતી એમ જાણ્યાની વાતનો નિર્દેશ ન કરવામાં જ ઠીક થશે.

[ એ બોલતો હોય છે ત્યારે બે બારણાંવાળી બારીમાંથી મોર પ્રવેશ કરે છે. બધા ઉભા થાય છે. ]

મોર : જય જય, સજ્જનો,

[ એ મેજ પાસે આવે છે, પણ હસ્તધૂનન કરવા હાથ ધરતો નથી. ]

એનીંગ : કેમ, મિ. મોર ? સાહેબ, તમે તો ઘણી ખેદજનક ભૂલ કરી છેઃ હું તમારે મોંઢે કહું છું.

મોર : બીજા બધા કરે છે તેમ, એનીંગ, બેસી જાઓ ભાઈ.

[ ધીમે ધીમે એ લોક પર બેસવાઈ જાય છે, અને કેથરાઈનની ખુરશીમાં મોર બેસે છે. એમના ચહેરા નિહાળતી, બારણાની બારીના ખૂણાને અઢેલીને એ એકલી જ ઉભી રહે છે.]

એનીંગ : તમે સવારના તારસમાચાર જોયા ને ! મિ. મોર. તમને કહું છું કે એથી જ બીજી વાર અને લોકસમૂહ તમને ફેંકી દેશેઃ અને એમાં શેષ નહિ રેવાય; એ કુદરતી છે..

મોર : ત્યારે મારી સ્વાભાવિક વૃત્તિનો પણ વિચાર કરશોને ભાઇ. એ રીતે હું બોલેલો તે અહિ કાંઇ લાભ વગર નહિ.

[ એ હૃદયને સ્પર્શે છે ]

બેનીંગ : પણ તમારું વલણ એકાએક બદલાયું–જેમાં તમે અમારે ત્યાં આવેલા ત્યારે આટલા બધા ઉદ્દામ નહોતા.

મોર : તે વખતે પણ આપણી નીતિ વિરુદ્ધ હું હતો એ ન્યાય ખાતર યાદ કરો. એ ભાષણ કરવાનો નિશ્ચય કરવા માટે ત્રણ અઠવાડીયાં સુધી મારે સખત મંથન કરવું પડેલું. બેનીંગ, માણસો ધીમે ધીમે આ વસ્તુઓ સમજે છે.

શેક્ડર : અંતરના અવાજનું પરિણામ કે ?

મોર : રાજકારણમાં પણ શેક્ડર, એવા દાખલા બન્યા છે.

શેક્ડર : જુઓને, સામાન્ય રીતે અમારા આદર્શો હલકા છે–તમારાથી કેટલા ભિન્ન !

[ મોર સ્મિત કરે છે ]

[ પતિ પાસે આવેલી કેથરાઇન આ આનંદક્રિયાથી જાણે સ્વસ્થ થઇને ફરી પાછી જાય છે. ચેસ હાથ ધરે છે. ]

બેનીંગ : એક વાત તમે ભૂલી જાઓ છો, સાહેબ, અમારા પ્રતિનિધિ તરીકે અમે તમને પાર્લામેન્ટમાં મોકલીએ છીએ· પણ તમને એ ભાષણ કરવાનું કહે એવા મતવિભાગમાંથી છ માણસ પણ નહિ જડે.

મોર : દિલગીર છું. પણ મારા સિદ્ધાંતનું શું કરું, બેનીંગ ?

શેક્ડર : મહાપુરૂષ પાસે દેશમાં ન હોય એવી કઇ વસ્તુ છે !

બેનીંગ : પણ અમે મશ્કરી નથી કરતાં, મિ. મોરઃ આટલી બધી ઉશ્કેરણી તો કોઇ વખત નહિ થએલી. બન્ને સભાઓનું વલણ તમારી વિરુદ્ધ હતું. કચેરીએ અમારાપર કાગળનો વરસાદ વરસ્યો, કેટલાક સારા માણસોના, –તમારા પાકા મિત્રોના.

શેક્ડર : જુઓ ! હજુ કાંઇ બગડી ગયું નથી. અમે જઇને કહીશું કે તમે ફરીથી આવું નહિ કરો.

મોર : મારું મોં બંધ કરવું છે !

બેનીંગ : ( તોછડાઇથી ) એવું જ છે.

મોર : મારું આમસભાનું જીવન બચાવવા મારા સિદ્ધાંતોનો ત્યાગ કરું ? તો પછી ખરેખર, મને અધમ જ કહો ને !

[ મેજ પરનાં કાગળ આઘા કરે છે ]

[ કેથરાઇન દર્દભર્યું મોં ચપળ હલન કરે છે, અને પછી રહેવાની ઓરડાની બારીના પાટીઆના ખૂણા પર અઢેલીને શાંત ઊભી રહે છે. ]

બેનીંગ : જુઓ ! હું સમજું છું. પણ અમે તમને તમારા શબ્દો પાછા ખેંચવાનું નહિ કહીએ. પણ માત્ર ભવિષ્યમાં તમે વિવેક વાપરશો, એમ માગીએ છીએ.

મોર : મૌન કાવતરું ! અને કહેવડાવવું કે છાપાંના સમૂહે મારી પાછળ પડી, મને ઠેકાણે આણ્યો.

એર્નીંગ : તમારે વિષે તો એમ નહિ કહે.

શેલ્ડર : ભાઇ મોર, તમે અમારી કોટિમાં નથી ઉતરી જતા ? તમારા સિદ્ધાંત પ્રમાણે લોકો શું કરે છે એની તમને જરા ય પરવા ન હોવી જોઇએ.

મોર : પણ મને પરવા છે. લોકસેવકનાં ગૌરવ અને હિંમતને હું દમો દઇ શકું નહિ. રાજદ્વારી નેતાઓના અભિપ્રાયો લોકોને પ્રિય એવા વિચાર પર આધાર રાખતા હોય તો પછી આ દેશને રામ રામ.

એર્નીંગ : જુઓ, લડાઇ શરૂ થતા પહેલાં તમારા વિચારો બરાબર નહોતા એમ નહિ કહું. ત્યાંની આપની નીતિ મને કદિ પણ ગમી નથી. પણ આ તો આપણું લોહી રેડાય છે; અને એથી જ વાત બદલાઇ જાય છે. મને લાગતું નથી કે મારો એમને ખપ પડે. પણ જાતે પણ જવા તૈયાર થઇશ. આ લોકોને ધૂળ ચાટતા કર્યા નથી ત્યાં સુધી અમારા પ્રતિનિધિને અમે મુદ્દામ વાતો કરવા દઇ શકીએ નહિ. ટુંકાણમાં આ વાત છે.

મોર : તમારી લાગણી હું સમજી શકું છું, એર્નીંગ, હું તમને મારું રાજીનામું આપું છું. મારી જરૂર નથી ત્યાં હું રહી શકું નહિ. અને રહેવા માગતો નથી.

એર્નીંગ : ના, ના. એમ ન કરો. ( એના ઉચ્ચાર પહોળા થતા જાય છે. ) તમે તમારે કહેવાનું કહી દીધું, એટલે હવે પત્યું. જુઓ—તમે તો સારા અને માઠા પ્રસંગોમાં નવ વર્ષ સુધી અમારા સભ્ય રહ્યા છો.

શેલ્ડર : મોર, અમારે તમને રાખવા છે. જુઓ ! અમને વચન આપો— બસ પત્યું.

મોર : હું સરતી વચન આપતો નથી. તમે વધારે પડતું માગો છો.

[ ત્યાં શાંતિ છે અને બધા મોર સામું જુએ છે. ]

શેલ્ડર : સરકારની નીતિ માટે સરસ કારણો છે.

મોર : નબળા લોકો જોડે ફાવે તેમ વર્તવા માટે હમેશ સરસ કારણ હોય છે જ.

શેલ્ડર : ભાઇ મોર, એ ઢોર—ચોર જંગલીઓ માટે તમે ઉત્સાહ અને સમભાવ કેમ પેદા કરી શકશો ?

મોર : સ્વતંત્રતા ચોરવા કરતાં ઢોર ચોરવાં વધારે સારાં.

શેલ્ડર : જુઓ, અમે એટલું જ માગીએ છીએ કે દેશમાં તમે એ પ્રમાણે કહેતા ન ફરશો.

મોર : પણ મારે તો એજ કરવાનું છે.

[ ફરી ભયથી બધા મોર તરફ જુએ છે ]

હોમ : અમારા માર્ગને હલકો પાડવાનું નહિ, માફ કરજો.

વેસ : બરાબર છે, બરાબર સાહેબ.

રીડર : મોર, ધર્મયુદ્ધનો સમય તો હવે ગયો.

મોર : એમ !

બેનીંગ : અરે ! ના, પણ મિ. મોર અમારે તમને જતા કરવા નથી. તમે સુંદરણી પછી આ તો ઠપરી વાત છે. એની જરા માનવમાત્ર તો જુઓ ! સાંકડા રસ્તામાં સખત ઝટકા જેવી હેરાનીયત પડયા પછી દેશનું શું થશે એ ઠીક ગણાય ? અને તમારી પત્નીનો વિચાર કરો. આજ બપોરે જ એમના આંખમાંથી દુઃખી ઉપડવાની છે. વિચાર કરો, એમને કેવું લાગે !

[ મોર ઝરૂખાની બારીએ જતો રહે છે: પ્રતિનિધિમંડળ એક બીજા સામું જુએ છે. ]

મોર : (ફરીને) આ પ્રમાણે મારું મોં બંધ કરવાનો પ્રયત્ન કરવો, એ તો વધારે પડતું ગણાય.

બેનીંગ : અમે માત્ર તમને પ્રલોભનથી દૂર કરવા માગીએ છીએ, એટલું જ.

મોર : નવ વરસથી ગમે તે સંજોગોમાં મેં તમારા તરફથી મારી જગા સાચવી છે: તમે બધા મને સંગીન મદદરૂપ હતા, મારું ચિત્ત તો મારા કામમાં છે, બેનીંગ, ચાળીસમે વર્ષે રાજકીય પ્રવૃત્તિમાંથી અદૃશ્ય થવાની મને જરા ય ઇંતેજારી નથી.

રીડર : બરાબર છે—તમને એવા સાંચામાં મુકવાનો અમારો ઇરાદો નથી.

બેનીંગ : લોકશાસનીના માપ વિશે તમને ખોટો ખ્યાલ આપવો એ મિત્રતાનું કાર્ય નથી. વિરોધ શબ્દો નથી ત્યાં સુધી—મૌન. તમારા હાલ જેવા વિચાર છે ત્યાં સુધી એ સિવાય બીજા કશાની જરૂર નથી, મિ. મોર. માત્ર તમારી ઇચ્છા—બસ. તમારે અમારા માટે કંઇક તો કરવું જોઇએ. તમે મોટા માણસ છો: તેથી તમારે વિશાલ દૃષ્ટિબિંદુથી જોવું જોઇએ.

મોર : એ હું પ્રયત્ન કરું છું.

હોમ : તમારો બરાબર શો મત છે ? પ્રશ્ન માટે માફ કરશો.

મોર : (એના તરફ ફરી) મિ. હોમ—આપણા જેવા મહાન દેશ એ માનવજાતની ઉન્નત ભાવનાઓનો રક્ષક છે, આ નાની પ્રજાની સ્વતંત્રતા પડાવી લેવા આ તરફના અત્યાચારો એ શું આપણા માટે વાજબી કારણ છે ?

બેનીંગ : સ્વતંત્રતા પડાવી લેવી ! એ તો શિકારી કુતરા આગળ દોડવા બરાબર છે.

મોર : અરે, બેનીંગ, આપણે હવે મુદ્દાની વાત પર આવ્યા. તમારામાંનું કોઇ અંતરમાંથી એ મતનું નથી—ક્યા કે જુલમ માટે નથી. અને છતાં તમે બધા જાણો છો કે આપણે ત્યાં ઘર કરવા જ ગયા છીએ તેમ: અને આપણે બધા બળવાન દેશો બીજી પ્રજાઓ તે નજીવી અને નાની હોય છે ત્યારે ત્યાં જઇએ છીએ તેમ. તે રાતે વડા પ્રધાનના શબ્દો આ પ્રમાણે હતા: " આ વખતે આપણને શોધી કેડવાની અને નાણુનો આપ

શેફર્ડ : એમ હોય તો અમે જઈએ છીએ.

એનીંગ : ખરું કહો છો ! ત્યારે તમે અમને ગુમાવો છો.

[ મોર નમન કરે છે ]

હોમ : કાશ ગયા: ( મોર અને ક્રેયરાઇન તરફ એની આંખો ઝડપથી ફરે છે-એરી રીતે ) જાઓ, અને દેશમાં ફરી વળો ! તમારા વિષે એ શું ધારે છે તે જોઈ આવો. મને માફ કરજો.

[ એક પછી એક, શબ્દ બોલ્યા વિના એ ઓરડામાં ચાલ્યા જાય છે: મસ્ત એનીંગ પાછળ જુએ છે. છાપાના ઢગલા આગળ મેજ પાસે મોર બેસે છે. બારી આગળ ક્રેયરાઇન જરા ય ખસતી નથી. અગાશીમાંથી મા પાસે ઓલીવ આવે છે.

ઓલીવ : એ તો સરસ હતા ! અને બા, પાછળ ઘણાં ગંદાં અને કેટલાંક સારાં માણસો પણ હતાં. ( કંઈક બગડ્યું છે એમ માનો ચહેરા પરથી સમજીને એ પિતા તરફ જુએ છે, અને તેની પાસે સરકે છે ) બાપુ, શુબર્ટ મામાં ગયા: અને હેલનમામી રડે છે; અને—બા સામું તો જુઓ !

[ મોર માથું ઉંચું કરે છે અને જુએ છે ]

ઓલીવ : બાપુ, અમારા પક્ષમાં રહોને.

[ પોતાનો ગાલ એના ગાલ જોડે ગેલમાં ધસે છે. પણ એનો ગાલ તે એની જોડે સ્પર્શતો નથી, એમ જોઇ ઓલીવ આઘી ઉભી રહે છે, અને આશ્ચર્યમાં એના તરફથી નજર ફેરવી મા તરફ જુએ છે. ]

[ પડદો પડે છે ]

---

[ ચણા અને ભાભી પુરોસંધાન પૃ. ૪૩૪ થી ]

સુરેશ આભો બન્યો. પણ રહી એ વીરસિંહનું તરકટ સમજ્યો.

" મેં આપને પ્રથમથી જણાવ્યું કે હું એ માણસને ઓળખતો નથી. "

" જુઠો. મેં તને એની સાથે વાત કરતાં જોયો હતો, બોલ "

" આપને શક લાગતો હોય તો મને પોલીસને હવાલે કરો. "

" પોલીસ ! હા, હા હા, તારો ગોઠીઓ મને ને પોલીસ સીપાઇને-બધાને થાપ આપી છટકી ગયો અને તને પોલીસને સોંપું એટલે પુરાવો નથી કહી તેને પણ છોડી મુકે. ને સોના એ પાકિટમાં પુરી બદામ પણ નથી. માત્ર મારા ખાનગી કાગળ છે, મને તારા ગોઠીયા પાસે લઇ જા. પાકિટમાંના કાગળ અનામત મળશે તો —તો હું તમને બેઉને સો સો રૂપીઆ આપીશ. "

" મેં આપને કહ્યું કે હું એને ઓળખતો નથી. "

" તું એમ નહિ માને " વીરસિંહ બોલ્યો. એક ટેબલ પાસે જઇ એણે ખાનામાંથી રિવોલ્વર કહાડી, અને સુરેશ સામે તાકી પુનઃ બોલ્યો, " તું સમજે છે કે તને મારી નાંખીશ તો મને કંઇ થશે નહિ. મારા મકાનમાં તું રાતે ચોરી કરવા ઘુસી આવ્યો. હું જાગી ઉઠયો. તેં મારા પર ખુની હુમલો કર્યો. જાન બચાવમાં મેં ગોળી છોડી. બોલ હવે. "

સુરેશની આંખે અંધારાં આવ્યાં. એને લાગ્યું કે વીરસિંહ ગોળી નહિ છોડે પણ આખરે એને હેરાન કરવા, ચોરી કે ઘરપ્રવેશનો આરોપ મુકી પોલીસને હવાલે

કરશે. એણે કોઈનું બગાડયું નહોતું, છતાં જગતનો આ કેવો હડહડતો અન્યાય ! એ અન્યાયથી, વરસ દહાડાની બેકારીથી, ભૂખમરાથી, અપમાનથી એના મગજમાં ભભૂકો ઉઠયો, એક કુદકો મારી, એણે વીરસિંહના હાથમાંથી પીસ્તોલ ઝુંટવી લીધી. વીરસિંહ પોતાના પ્રચંડ કાયા સંકેલી, ચિત્તાની પેઠે સુરેશ પર તુટી પડયો, અને પોતાના પંજામાં સુરેશનું ગળું પકડયું-દબાવા માંડયું. ગુંગળાતા સુરેશે લાત મારી. વીરસિંહે ગળું છોડી, સુરેશના નાક પર મુકો માર્યો. સુરેશની નસકોરી ફુટી. એણે પોતાના હાથમાંની પીસ્તોલ વીંઝી, તેની ભારે મુઠ વીરસિંહના લમણામાં મારી. વીરસિંહ તમ્મર ખાઇ નીચે બેસી ગયો. દોટ મુકી, સુરેશે ખંડના બારણાં ઉઘાડી નાંખ્યાં. ધબડ ધબડ દાદર ઉતરી, એ બંગલાની બ્હાર દોડયો. પણ તરત એ ધીમો પડયો. એને પોતાના વેશનું ભાન થયું. હાથમાં પીસ્તોલ હતી. વાળ વીખરાઇ ગયા હતા. નાકમાંથી નીકળેલા લોહીથી ખમીસ રંગાયું હતું. આવે વેશે કોઇની પણ નજરે પડે, તો પોલીસ ચોકીએ જ રાત કહાડવાની. એણે પીસ્તોલ ગટરમાં ફેંકી દીધી. વાળ વ્યવસ્થિત કર્યા. કોટનો કોલર ઉંચો કરી, ખમીસ ઢાંકયું. હવે તો ઘેર જવું જ જોઇએ. પણ એને એક વિચાર આવ્યો. પેલું પાકિટ ! નાસતાં નાસતાં માધુ મકવાણીએ એ પાકિટ રેતી પર નાંખ્યું હતું. એ પાકિટમાં કંઇ અગત્યનો ભેદ હોવો જોઇએ. સુરેશ ચોપાટી પર ગયો. તિલક પ્રતિમાના પાય આગળ પડેલો કચરો ફેંદી, ફંફોસી એણે સહર્ષ પાકિટ ઉંચકી લીધું. આસપાસ ચોપાટીના નિર્જન વિસ્તાર પર નજર નાંખી, એણે પાકિટ ખોલ્યું. એમાં ત્રણ ચાર જુના, શાહી ઉડી જવાથી કાટરંગના અક્ષરવાળા કાગળ હતા. પણ એક કાપેલું પરબીડીઉં હતું તે પર તાજી શાહીના સુંદર હસ્તાક્ષર હતાઃ

ઠાકોર વીરસિંહ હરભમજી,
મોહન હાઉસ
આગ્રેવી મુંબઇ.

સુરેશે એ પરબીડીઆમાંથી કાગળ કહાડી વાંચ્યો :

સુમીર સદન,
વાલકેશ્વર,
મુંબઇ, તા. ૧૧-૧૦-૩૫

વીરભા,

તમારો પત્ર મળ્યો.

તમારી માંગણી ગેરવાજબી છે. ભાઇએ કાગળ લખ્યા ત્યારે એ નાદાન હતા. એ કાગળનો કહો છો તેવો ઉપયોગ કરશો તેમાં તમને કંઇ ફાયદો નથી. તમે એ કાગળોની આર્થિક કિંમત માગી છે-પણ એ માંગણી ભાઇ પાસે કરો તો ? મને લાગે છે કે એ આપી શકશે. હું એમને સમજાવું પણ ખરી. બાકી તમારી બીજી માંગણી તો હું સ્વીકારી શકું એમ નથી. ભાઇને ખાતર પણ એવો આત્મભોગ હું આપી શકું નહિ. તમારે માટે મને કશી જ લાગણી નથી. હું પરણીશ તો મારી સ્વેચ્છાથી જ પણ તમને કદી નહિ.

તમે હઠીલા છો. હવે તમને મળવાથી પણ શો ફાયદો ? પણ તમે કહો છો કે આ છેલ્લીવાર છે. તો ઠીક. પણ સાંજે નહિ મળાય. રાતે લેડી સુમતિને ત્યાં પાર્ટી

છે. ત્યાંથી હું આશરે બે વાગે ચોપાટી પર આવીશ. તિલક પ્રતિમા સામે મને મળજો. એ જ.

લિ. સોનલ

પાકિટ ખિસ્સામાં મુકી, સુરેશે વાલકેશ્વર તરફ પ્રયાણ કર્યું. દૂર કોઇ રામોશીના ઘંટ પર એણે ત્રણ ટકોરા સાંભળ્યા.

અડધા કલાક પછી સુરેશ " સમીરસદન " બંગલા સામે ઉભો. એ મહાનકડા બંગલાના ઉદ્યાનનો ઝાંપો ઉઘાડી અંદર પેઠો. બંગલાના નીચલા ખંડમાં દીવો બળતો હતો. " કૌન હૈ ? " નો હોંકારો કરી એક પ્રચંડ રજપુત સુરેશને સામે આવી ઉભો.

" સોનલ કુમારીને મળવું છે. જરૂરી કામ છે. "

" હવે ના, ના, બહ—"

" શું છે, રાઠોડ ! " નીચલા ખંડની બારીએથી સુરીલો અવાજ આવ્યો.

" બા સાહેબ, કોઇ લફંગો લાગે છે. કહે છે આપને મળવું છે. જરૂરનું કામ છે. "

" અંદર લઇ આવ. "

રાઠોડની પુંઠે સુરેશે એ નીચલા ખંડમાં પ્રવેશ કર્યો.

એક સુશોભિત કાશ્મીરી મેજ પર પડેલા રેશમી છત્રીવાળા દીવા પાસે, મરોડી આરામખુરશી પર સોનલ બેઠી હતી. સુરેશે એને કલાક અગાઉ ચોપાટી પર મોટરમાં બેઠેલી સુંદરી તરીકે ઓળખી.

" રાઠોડ, બહાર ઉભા રહો. કામ હશે તો બોલાવીશ. "

સુરેશે આગળ જઇ, સોનલ સામે પેલું પાકિટ ધર્યું. સોનલ આશ્ચર્યથી એ પાકિટ જોઇ રહી. પછી ત્વરાથી ઉભી થઇ. એણે પાકિટ લીધું. પાકિટ ખોલી એણે પેલા જુના કાગળ તપાસ્યા—જોયા. પછી પાકિટ મેજ પર મુકી, એણે મેજ પર પડેલી પોતાની " પર્સ " લઇ, તેમાંથી નોટની થોક કહાડી, સુરેશ સામે ધરી કહ્યું, " તું અને તારો સોબતી વહેંચી લેજો. "

એક પણ શબ્દ બોલ્યા વિના સુરેશે પીઠ ફેરવી ચાલવા માંડ્યું.

" કેમ, કેમ ? " સોનલ ચકિત થઈ બોલી.

" તમે પણ મને ચોર જ ધાર્યો ને ! " સુરેશે સોનલ ભણી ફરીને કહ્યું. એના અવાજમાં અવર્ણ્ય કડવાશ હતી.

" ત્યારે તમે કોણ છો ? " સોનલે મેજ પરથી દીવો લઈ, ઉંચો ધરી, સુરેશ પર પ્રકાશ નાંખ્યો. સોનલે જોયો એક સુકુમાર યુવાન, ધારી ધારી જોયું એનું મુખ–ભવ્ય, ઉન્નત લલાટ, મુંઝવાતી બુદ્ધિશાળી આંખો, અપમાનથી ધ્રુજતા પણ દૃઢ, ભાવભીના ઓષ્ઠ—અને એ બોલી " અરર, કેવી ભયંકર ભૂલ, ક્ષમા કરો પણ આ શું, તમારૂં ખમીસ લોહીથી રંગાયું છે. " ત્વરાથી દીવો મેજ પર મૂકી, એ આગળ આવી, સુરેશનો હાથ પકડી—તાણી—એને પોતાની ખુરશી પર બેસાડયો.

" ક્યાં વાગ્યું છે ? "

" ના, ના, એ તો સહેજ નસકોરી ફુટી હતી. હવે કંઇ નથી. "

સોનલે ડ્રેસીંગ ટેબલ પરથી કોલનવૉટરની શીશી લઇ, મેજ પર પડેલો પોતાનો ન્હાનકડો રૂમાલ ભીંજવી, સુરેશના નાક અને કપાળ પર કોલનવૉટર ઘસ્યું. પછી સામી ખુરશી પર પડી એણે પુછ્યું, " તમને હવે ઠીક હોય તો કહેશો—તમે કોણ છો—આ કાગળ તમને શી રીતે મળ્યા ? "

સુરેશે પોતાનો પરિચય આપ્યો—માકુ મકવાણીનો પ્રસંગ અને વીરસિંહને બંગલે બનેલી ઘટના કહી સંભળાવ્યાં.

સોનલ ઉભી થઇ. મૃદુ, ધ્રુજતે અવાજે એ બોલી, " અને તમારી–તમારી બીચારી બ્હેન હજી ભૂખી પડી હશે. અરેરે...રાઠોડ ! "

એક ફલંગ મારી રાઠોડ ખંડમાં આવ્યો, " ભાઈ ને ઉઠાડ. કહે કે અગત્યનું કામ છે: અને મોટર તૈયાર કરાવ. "

બે મીનીટ પછી, રેશમી પાયજામામાં સજ્જ થયેલો, પીસ્તાળીસેક વર્ષનો, ચહેરા પરથી રાજવંશી દેખાતો પુરુષ લહેરી પગલે, બગાસું ખાતો ખંડમાં આવ્યો.

" કેમ, સોનલ, અત્યારે–"

" અજીત, અજીત, પેલા કાગળ મળ્યા, આ રહ્યા. "

ત્વરાથી અજીત દીવા પાસે આવ્યો. એણે પેલા કાળા પાકિટમાંથી કાગળ કહાડી તપાસ્યા—બે ત્રણ વાર ગણી જોયા, અને બોલ્યો, " સોનલ, ઇશ્વરની કેવી કૃપા ! કેવી રીતે મળ્યા ?

" આ ગૃહસ્થ લઇ આવ્યા, " સોનલે કહ્યું અને પછી વીરસિંહના કબજા-માંથી કેવી રીતે પાકિટ મળ્યું તે એણે કહી સંભળાવ્યું.

" તમે મારા પર અમૂલ્ય ઉપકાર કર્યો છે, " અજીતે સુરેશને કહ્યું, " તમને કહું ? આ કાગળ મેં ૧૯૦૭–૮ માં લખ્યા હતા. એ સાલમાં હું અહીં મુંબઈની કૉલેજમાં ભણતો હતો. તે સમયે હું સાધારણ ભાયાત હતો અને મને ગાદી મળવાની જરાએ વકી નહોતી. વીરસિંહ મારો મિત્ર હતો. તે રાજકુમાર કૉલેજમાં ભણતો હતો. તે સમયે તિલક મહારાજની સ્વદેશી ચળવળ પુર જોશમાં ચાલી રહી હતી. યુવકોમાં દેશાભિમાન ઉછળતું હતું. તેના આવેશમાં મેં આ કાગળો વીરસિંહને

લખ્યા હતા. એ પત્રોમાં અંગ્રેજી સત્તાનો સ્પષ્ટ વિરોધ કર્યો હતો. એક પછી એક મારા પિતાશ્રી મરી પરવાર્યા. બે મહિના પર મને ગાદી મળી. વીરસિંહ મારી પાસે આવ્યો. ને બે લાખ રૂપીઆની માગણી કરી ને ન આપું તો આ કાગળો પોલીટીકલ એજંટને સોંપી દેવાની ધમકી આપી. મેં ધીમે ધીમે રૂપીઆ આપવાની હા પાડી, પણ પછી એણે તો સોનલના હાથની માંગણી કરી. મેં કહ્યું સોનલની મરજી હોય તો મને કશો વાંધો નથી પણ હું સોનલ પર જરા પણ દબાણ કરીશ નહિ. સોનલને પરણવું હોય તેને પરણે. હું એમાં કદી આડો આવીશ નહિ. વીરસિંહે કહ્યું હું જોઈ લઈશ. મેં ધાર્યું કે એ એજંટને કાગળ સ્વાધીન કરે તે પહેલાં હું જ મુંબઈ આવી પોલીટીકલ સેક્રેટરીને મળી ખુલાસો કરું તો એ કાગળની અસર ઓછી પડે. તેથી હું અને સોનલ મુંબઈ આવ્યાં. તમે, મારા સાહેબ, તમે મારા પર અત્યંત ઉપકાર કર્યો છે, તેનો બદલો પૈસાથી વાળી શકું એમ નથી. પણ–સોનલ, મારી ચેક બુક લાવ."

સુરેશ ઉભો થયો. "રાજા સાહેબ, ઠાકોર સાહેબ" "કેમ, કેમ!" "સોરી '–'નો ઓફેન્સ'– મારી ભૂલ થઈ. મારામાં 'ટેક્ટ' નથી. તમે પૈસા નથી લેતા તો – તો બીજી રીતે હું જોઈશ. તમે ક્યાં રહો છો!"

"અરે, હા," સોનલ ઉભી થઈ, "તમારી બીચારી બ્હેન. ચાલો હું તમને ઘેર મુકી જાઉં. શોફર, મોટર."

બે મીનીટમાં બ્હાર મોટરના ઍન્જીનનો ઘોંઘાટ થયો.

"ગુડ નાઈટ, મિ. મહેતા." અજીતસિંહે સુરેશ સાથે હસ્તધૂનન કર્યું.

"ગુડ નાઇટ, ઠાકોર સાહેબ, ભલે ગુડ ડે!"

બ્હાર નીકળી, સોનલની સાથે સુરેશ મોટર પાસે ગયો.

"તુમારા કામ નહિ," સોનલે શોફરને કહ્યું. શોફર નીચે ઉતરી પડયો. તેની જગા સોનલે લીધી. મોટરનું 'વ્હીલ' હાથમાં લીધું. સુરેશ એની બાજુમાં ગોઠવાયો.

"અરે, હા" કહી સોનલ મોટરમાંથી નીચે ઉતરી પડી. "હું આવી" કહી બંગલામાં ગઈ.

દસ મીનીટ પછી એ પાછી આવી. એના એક હાથમાં જાપાનીઝ ટોપલી હતી. તેમાં તરેહવાર ફળ હતાં. બીજા હાથમાં થરમોસ હતી.

એણે મોટર હાંકી. વાલકેશ્વરનો ઢોળાવ ઉતરતાં સુરેશે ચોપાટીના નૃત્ય કરતા દીવા તરફ દૃષ્ટિ કરી. અને પછી પડખે સોનલના મુખ તરફ નજર ચોરી. પવનની લહેરોથી એના વાળનાં મોહક ઝુલફાં ગાલ સાથે ગેલ કરતાં હતાં. અચાનક એની અને સોનલની આંખ મળી. સોનલે નીચું જોયું.

"કેવી રમણીય રાત્રી!" મોટર ચોપાટી પર આવતાં, સુરેશ બોલ્યો. સોનલે મોટર ઉભી કરી.

"તમને વાંધો ન હોય તો આપણે બે મીનીટ અહીં બેસીએ." બેઉ રેતી પર ગયાં–જાણે તિલક પ્રતિમાના આકર્ષણને વશ થઇ; તેના પાય આગળ બેઠાં.

એક કોટિ યોજન ઉંચે ઇંદ્રસભામાં–જેની આંખ મદ આલસથી ઘેરાઇ છે એવા રૂપરૂપના અંબાર એક દેવે હળવે રહી પોતાની ડોક પરથી તિલોત્તમાનો સુકુમાર હાથ ખસેડયો. "કેમ; કંદર્પરાજ, કંટાળો આવ્યો શું? જાઓ પેલી ઉર્વશી પાસે ત્યારે–ક્યારની મને વિષ નયને ડંખી રહી છે." "ના, ના, કામલાંગી, પણ મારી આંખ ઘેરાય છે. જરા લંબાવા દે." કંદર્પરાજે બગાસું ખાઇ, પોતાના ખભા પરથી ભાથો ઉતારી, પાસે પડેલા પુષ્પધનુ પાસે મૂકયો. એ પોતાના આસન પર જરા શિથિલ થયા, એમની આંખ મીંચાઇ. અપમાનિત તિલોત્તમા એને વિષાદથી જોઇ રહી. પછી એણે કામદેવનું પુષ્પધનુ લીધું. ભાથામાંથી કુસુમશર કહાડયું અને નીચે નજર કરી. કોટિ યોજન નીચે એણે તિલકની પ્રતિમાને ચરણે એક સુંદર યુગલ બેઠેલું જોયું. તિલોત્તમાએ કાન સુધી પણછ ખેંચી શર સંધાન કર્યું. શર છુટયું. માનવ આંખે અદૃશ્ય એ બાણ, વીજસમું અવતરી, તિલક પ્રતિમાના પાય આગળ ધડકતાં બે યુવાન હૃદયને વીંધી, સીવી, ઉર્ધ્વ ગતિએ પાછું કામદેવનાં ભાથામાં પડયું. પુષ્પધનુના મૃદુ ટંકારવથી જાગી ઉઠેલા કામદેવ બોલ્યા, "અરર, આ શો અનર્થ કર્યો! તિલોત્તમે! એક રજપુતાણી ને બીજો નાગર!" "તમે ક્યાં વર્ણભેદ પાળો છો? કામદેવ, તમે તો મનુમહારાજના સર્જનજુના શત્રુ છો."

× × ×

સોનલનો હાથ સુરેશને ગળે વીંટળાયો. સુરેશનો હાથ સોનલની કટિએ વીંટળાયો.

× × ×

પા કલાક પછી કાંદાવાડીની એક ચાલની પહેલા માળની એક ઓરડીના બારણાં ખખડયાં.

"કોણ?" અંદરથી ક્ષીણ અવાજ આવ્યો.

"એ તો હું, બ્હેન," સુરેશે કહ્યું. સુરેશની પાછળ સોનલ ઉભી હતી. સોનલના એક હાથમાં ફળની ટોપલીની અને બીજા હાથમાં કોફીની થરમોસ હતી.

બારણું ઉઘડયું.

અંધારામાં પાછો ક્ષીણ અવાજ આવ્યો, "ચણા લાવ્યો, ભાઇ?"

ભાઇએ ઉત્તર વાળ્યોઃ "હા, બહેન, ચણા અને ભાભી!"

[ દોહન : પૂરોસંધાન પૃ. ૪૪૫ થી ]

એટલે બી. એ. ને એમ. એ. ની પેઠે કરેલા કંડીલા જેવી પરીક્ષાઓ જ નથી. સંસ્કૃતિ એ તો માનવીનું સ્વાભાવિક લક્ષણ છે અને તે મરતા સુધી મનુષ્યનો પીછો છોડતું જ નથી. પરીક્ષાઓ પસાર કરનારા ૭૦ થી ૮૦ ટકા જેટલા યુવકો કૉલેજો છોડયા પછી કૉલેજોમાં સંસ્કૃતિનો સ્પર્શ સરખો રાખે છે કે કેમ, એ પણ એક પ્રશ્ન છે. હું એવી સંસ્કૃતિના ગગનગામી આદર્શો સેવતો નથી. હું તો ધરતી પર પગ મૂકું છું. મારો એ અનુભવ છે કે મુખ્યત્વે હિંદનાં તમામ માતપિતાઓ પોતાનાં સંતાનોને કૉલેજોમાં એટલા જ માટે ભણાવે છે કે તેથી તેઓ સુખી, સ્વતંત્ર અને ઊજળું જીવન ગાળવા જેટલી લાયકાત મેળવી શકે. પણ એ જ્ઞાનવિકાસનું કેવું ભયંકર પરિણામ! તેમની એ આશાઓ ને અભિલાષાઓ છેક જ વ્યર્થ જાય છે અને તેમના પદવીધારી વિદ્વાન દીકરાઓને ભલામણોની ચીઠ્ઠીઓ માટે ઘરેઘેરથી ઉંબરે ઘેર ભટકી મોટાઓના કાલાવાલા કરવા પડે છે!

—સર તેજબહાદુર સપ્રુ : અમદાવાદ વિદ્યાપીઠના કૉનવોકેશન વ્યાખ્યાનમાંથી.

[ વર્તમાનસાર : પૂરોસંધાન પૃ. ૪૧૨ થી ]

એક પ્રતિનિધિત્વવાળું મંત્રીમંડળ નીમવામાં આવ્યું છે એમાં ભારતની મુખ્ય ભાષાઓ પ્રમાણે નવ મંત્રીઓ નીમવામાં આવ્યા છે. ડૉ. કાલિદાસ નાગ કલકત્તા વિદ્યાપીઠના અધ્યાપક બંગાળીનું પ્રતિનિધિત્વ કરનારા મંત્રી છે. ડૉ. મણિલાલ પટેલ ગુજરાતી ભાષાના મંત્રી બન્યા છે. આ મંત્રીઓ પોતપોતાની ભાષાનાં વિકાસ અને ઇતિહાસની માહીતી મેળવવા પ્રયત્ન કરશે.

**પુસ્તકાલયોદ્વારા લોકશિક્ષણ**

ત્રાવણકોર સંસ્થાનમાં આ વર્ષે સાત પુસ્તકાલયો ઊઘાડવાની વ્યવસ્થા કરવામાં આવી છે.

——•——

[ ચર્ચાપત્ર : પુરોમંધાન પૃ. ૪૪૧ થી ]

ઉપયુક્તતા અને સુન્દરતાનો શક્ય તેટલો સમન્વય સાધનારી દષ્ટિએ ગુજરાતીઓને ગોતી અને ઝવેરાતના ઝવેરી પારેખ પચ્ચીગર અને જડિયા બનાવ્યા, તે જ શક્તિઓએ આ બેનમૂન લિપિને પણ ઘડીને આપણને વારસે આપેલી છે. સમગ્ર હિન્દનાં હિત સધાતાં હોય તો ભોગ પણ આપવા, ખોબે ખોબે શું ગાડેગાડાં આપી દેવા, એ ઘણા ગુજરાતીઓને મંજૂર છે. પરંતુ તે હિતસાધનાના સાચા માર્ગ તો બીજા હોય, તથાપિ આપણે આપણું ફગવી દેવું છે, અને " આ લ્યો અમારો દેશહિતાર્થે ભોગ !" એમ વળી ફુલાવું પણ છે ?

૮ ક્રમ વિષે અને આ નવી લિપિની બીજી નવીનતાઓ વિષે હું નથી લખતો; આખા વિષયના નિરૂપણમાં ' અમે બહુ થોડા છેક ન જેવા ફેરફારની જ ભલામણ કરીએ છીએ અને ફાયદા મહામોટા અરે અમૂલ્ય અને અગણિત થઇ જશે '–' લિપિ-ઐક્યથી બધી ભાષાઓ બધા પ્રદેશની વસતિની સમઝણમાં " હાથવેંતમાં " આવી જશે '–વગેરે જે કંઇ પેચ લડાવ્યા છે, તે વિષે પણ નથી લખતો. આ કાગળ બને તેટલો ટૂંકો રાખવો એટલા સાદા પેચથી જ મને સંતોષ છે. થોડાક પણ મુદ્દાના દાખલા પકડીને જ જે દષ્ટિબિન્દુ હું રજૂ કરું છું તે જેની જેની સમઝમાં ઊતરશે તે તે આ લિપિની દરેક નવીનતા વિષે પણ આ કાગળમાંના દષ્ટિબિન્દુએ પોતાની મેળે સ્વતંત્ર વિચારણા કરી શકશે.

રાવપુરા, **વડોદરા :** તા. ૨૪–૧૨–૩૫ **બળવન્તરાય કલ્યાણરાય ઠાકોર**

[ નવું સાહિત્ય : પુરોમંધાન પૃ. ૪૫૫ થી ]

નાનકડી ગ્રંથિકા હમણાં પણ અમને અવલોકનાર્થે મળી છે. સ્વર્ગ. શાહ શાંત ને રુઢિચૂસ્ત જૈન હિન્દુઓમાં એક લાવા ઊછાળતા અશાંત અને ઝંઝાવાત જેવા જ્વાલામુખી ઉપદેશક હતા. એમની વિચારસમૃદ્ધિમાં હૈયાના ઊકાળા છે અને એમણે એ સ્વતંત્રતા ને સચોટતાથી ગુજરાની જનતાની સેવામાં નઝર કર્યા છે. આજે પણ આ લેખકના વિચારો આપણી હાલની કટોકટીની પરિસ્થિતિમાં બહુ પ્રેરક વસ્તુ પૂરું પાડે છે.

**કુમાર સત્યાર્થ પ્રકાશ**—પ્રયોજક અને પ્રકાશકઃ વલ્લભદાસ રતનસિંહ મહેતા, ૧૧૮, ન્યુ ચીંચ બંદર રોડ, મુંબાઇ ૯: મૂલ્ય રૂ. ૦–૧૨–૦

શ્રી. વલ્લભદાસ મહેતાએ આપણાં કુમારકુમારિકાઓની ગ્રહણભૂમિકા ધ્યાનમાં રાખી તેમને માટે મહાન ગુજરાતી મહર્ષિ દયાનંદ સરસ્વતિના ઐતિહાસિક સત્યાર્થ પ્રકાશનું દોહન કરી આ પ્રગટન કર્યું છે. હિંદુઓની અને હિંદુ ધર્મની હાલ કસોટી થાય છે. મહાત્માજી જેવા એના પરમોદ્ધારક એનો પુનરુદ્ધાર કરવા જીવનાર્પણ કરતા રહ્યા છે. આવા પ્રસંગે મહર્ષિજીનાં આ મંતવ્યોની વિભૂતિ ગુજરાતનાં હિન્દુ બાળબાલિકા પોતાનાં જીવનમાં ઊતારશે તો તેમને ઓછો લાભ નહીં થાય. શ્રી. મહેતાની શૈલી સરલ ને પ્રવાહી હોઇ નાના વાચકોને સુગમ થાય તેવી છે.

શંકરપ્રસાદ રાવલ



નવું પુસ્તક : ૧ અંક : ૬

ફેબ્રુઆરી : ૧૯૩૬

# ભાવનાશક્તિ : ક્લેશ

( ૨ )

મારી ભાવનાશક્તિ ઉદાઇ જાય છે, એટલે અનેક કારણોથી મને ઘણું ગમે છે, મને રૂપાં માણસ ગમે છે, મને કુટુંબજંજાળ પ્રિય છે, મને કીર્તિ વ્હાલી છે, મને પૈસો આકર્ષે છે; અને મારી શક્તિ શતધા બને છે. ભોગ અને ઐશ્વર્યથી જેનું ચિત્ત ચોરાઇ ગયું છે તેને વ્યવસાયાત્મિકા બુદ્ધિ અપ્રાપ્ય છે.

भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥

પણ મને એ બધાં શા માટે આકર્ષે છે ? આજે એક વાત આકર્ષે છે ને કાલે અકારી બને છે. એવું શું છે કે જે ભાવનાશક્તિને ક્ષીણ કરે છે ?

મારો આ દુશ્મન તે ક્લેશ. ક્લેશ મારી ભાવનાશક્તિ એકાગ્ર નથી થવા દેતો, મને પરનિર્મીત વિકાસમાંથી છૂટવા નથી દેતો. ક્લેશ એ મારા જીવન–કારાવાસની દિવાલો છે.

પહેલાં અવિદ્યા નડે છે. સ્વયંનિર્મીત ને પરનિર્મીતનો ભેદ હું ભૂલી જાઉં છું. મને કોઇ દુઃખ દે છે ને હું અકળાઉં છું; હું માનું છું કે દુઃખ દેનારને દુઃખ દેવું કે તેનાથી નાસવું તેમાં મારું શ્રેય છે. દુઃખ મને પડે છે, દુઃખ દેનાર મને દુઃખ દે છે. એ ભ્રમણાએ આ ભ્રમ પેદા થાય છે.

મારામાં જો મારાપણું હોય, જો મારાં ચક્ષુ નિર્મળ હોય તો હું અવિદ્યાની પાર જોઇ શકું: મારી અકળામણનું કારણ દુઃખ દેનાર નથી–મારો સ્વભાવ છે. મારા પર દુઃખ પડતું નથી; હું મારી મેળે દુઃખ વહોરી લઉં છું.

બીજો ક્લેશ છે અસ્મિતા. હું 'હું' છું કરી હું મારી શક્તિ પરિમિત કરી દઉં છું. હું મારા કુટુંબી જનથી જુદો–એ ભ્રમણાએ દુઃખ પેદા કરું છું; ને

મારું કુટુંબ, મારી ન્યાત, મારી જાતિ, મારો દેશ—એમ મારાપણા પર ભાર દઇ હું જગતના ટૂકડા કરું છું ને માનું છું કે એથી મને શક્તિ અને સુખ મળે છે. પણ ખરું જોતાં હું મારાપણાનો વાડો રચી મારી ભાવનાશક્તિ ક્ષીણ કરું છું.

જ્યારે ચાતુર્વર્ણ્યની ભાવના હતી ત્યારે બ્રાહ્મણક્ષત્રિય પરસ્પરાવલંબી રહી સમાજની એકતા સાચવતા. આજે ન્યાત રહી છે—ભાવના ચાલી ગઇ છે. ને નાનીમોટી ન્યાત વેર વધારવાનાં, ગર્વ પોષવાનાં સાધન બની છે.

જ્યારે સનાતન ધર્મની ભાવના હતી ત્યારે સમસ્ત જગતનાં વિરોધી રાષ્ટ્રો નહોતાં પડયાં. આજે દેશેદેશનું મારાપણું સંસારના શતખંડ કરી રહ્યું છે. અને અંધો માને છે કે મારાપણામાં મોક્ષ છે.

તેમ જ હું છું, મારું છે—એ ખ્યાલ સ્વયંનિર્ણીત ભાવનાની સિદ્ધિ સદાય રોધે છે.

બીજા ત્રણ કલેશો તો ક્ષણે ક્ષણે નડે છે: રાગ, ભય ને ક્રોધનું બન્યું આ જીવન છે, આ મને પ્રિય છે, આ અપ્રિય છે, આનાથી હું ડરું છું—એ ત્રણ પાટા મારી આંખને આંધળી કરે છે.

કનૈયાલાલ મુનશી

---

## કૃતઘ્ન માનવ

( હરિણી )

ભ્રમર બહુ, જે કાળા કૂડા, થતી મધુદાન તે
પણ રતવત જો ગુંજાગાને ભલા. ઉપકારીના
ગુણો ન અટકે ત્યાંથી; સ્નેહે સુવંશ વધારતા
તરુપર હતા કેસા રૂડા; અને મનુ આપણે ?

પૂજાલાલ

# જય સોમનાથ

'પાટણની પ્રભુતા' ને 'ગુજરાતના નાથ'ની
પુરસંધાનરૂપ ઐતિહાસિક નવલકથા

કનૈયાલાલ મુનશી

[ પ્રબોધિની એકાદશી હોવાથી યાત્રાળુઓનાં જૂથ સોમનાથનાં મંદિર તરફ ધસતા આવે છે. સોમનાથના શિવાલયનો ઇતિહાસ, સુવર્ણ, પછી ચન્દનકાષ્ઠ અને તે પછી પાષાણ મંદિરની સ્થાપના. સોમનાથની સેવામાં ત્રણસોથી ચારસો નર્તકીઓ; તે બધીની અધિષ્ઠાત્રી ગંગા—તેની પુત્રી સુન્દરી ચૌલાનો સોમનાથ આગળ નૃત્ય કરવાનો પ્રથમ દિવસ છે. તેની ચૌલા અપૂર્વ ઉલ્લાસમાં છે. તેનું મન સોમનાથમાં જ નિરત છે. તેની માતા ગંગા પાશુપત સંપ્રદાયના અધિષ્ઠાતા સર્વજ્ઞ ગંગને મળી ચૌલાનો પોષાક લઇ આવે છે, અને ગુર્જર નરેશ ભીમદેવના આગમનની ખબર આપે છે. ચૌલા સોમનાથ સિવાય બધા માટે અપરવાદ છે ગંગા ચૌલાને અવ્યાવહારિક ગણે છે અને તે અનુભવથી સુધરશે એમ માને છે. આ પછી આગળ વાંચો ]

## પ્રકરણ બીજું

### નૃત્યાંજલિ

બહાર દીપમાળો પર હજારો દીવાઓ સળગ્યા. પરકોટ પર ચોમેર દીપાવલી ઝગઝગી રહી. ભગવાન સોમનાથની આરતીનો વખત થયો એટલે સભામંડપમાં લોકોની ઠઠ જામવા માંડી.

સભામંડપના સ્તંભસમૂહમાં સોને રસી દીવીઓ પર બત્તીઓ સળગી. છત પર ને થાંભલાઓ પર ત્રિપુરારિના પરાક્રમો ચીતર્યાં હતાં તે જાણે સજીવન થતા હોય એવાં દેખાવા લાગ્યાં. છતમાં ચાર ચાર થાંભલા વચ્ચે સોનાની સાંકળે લટકતા ઘંટોના નાદ વધારે ને વધારે ગુંજવા લાગ્યા. લોકોની જેમ ભીડ વધતી ચાલી તેમ 'જય સોમનાથ'ની ઘોષણાઓ વધવા લાગી.

ગર્ભગૃહની છતમાંથી લટકતા રત્નજડિત દીપકોમાં દીવાઓ બળતા અને વચ્ચે છાતી સમાણું ઊંચું સોમનાથનું લિંગ, પુષ્પ ને બિલિપત્રોના ઢગમાં છુપાએલું, કૈલાસનો ભાસ કરાવતું. તેની ઉપર મોટી સોનાની જલાધારીમાંથી પાણી પડતું. ચાર વેદ વિદ્યામાં નિષ્ણાત શ્રોત્રીયો પુરુષસૂક્તના પાઠ વડે મહાશિવપૂજા કરી રહ્યા હતા.

એકદમ નગારખાનામાં નગારાં ને શરણાઇઓ વાગી, અને લોકોમાં ધક્કા-મુક્કી શરૂ થઇ. પંદરેક અલમસ્ત બાવાઓ આવ્યા અને જગા કરવા લાગ્યા. લોકો સપાટાબંધ ખસી ગયા અને ગર્ભદ્વારની સામે જગ્યા થઇ ગઇ.

એક બાવાએ પ્રતાપી શંખ ફૂંકવા માંડયો અને તેનો પ્રચંડ ઘોષ ચારે તરફ થઇ રહ્યો. લોકો મુંગા થઇ ગયા, અને એકી નજરે સભામંડપનાં પગથીયાં તરફ જોઇ રહ્યા.

પહેલાં એક વૃદ્ધ આવ્યા—ઉંચા, મોટા વાંસા, ગૌરવર્ણા. એમણે વ્યાઘ્રચર્મ પહેર્યું

હતું, અને આખે શરીરે ભસ્મૂતિ ચોળી હતી. એની અડધી ધોળી થયેલી દાઢીની એમણે ગાંઠ મારી હતી. એમની ડાબી ખાંધે બીજની ચંદ્રકલા જેવું જનોઇ લટકતું હતું. એમને આવતા જોઇ ઘણા હાથ જોડી ઉભા રહ્યા, ઘણા પગે પડયા, કેટલાકે સાષ્ટાંગ દંડવત્ કર્યા. ' જય સર્વરૂપ ' ' જય સર્વજ્ઞ ' ચારે તરફ ઉચ્ચરાઇ રહ્યું.

આ વૃદ્ધના લલાટ પર ત્રિકાળજ્ઞાનનો પ્રકાશ પડતો હતો. એમની આંખો નિર્મળ, ગંભીર, સદ્‌ભાવશીલ હતી. એમની દૃષ્ટિ જાગતા જગતથી દૂર કોઇ તેજોબિંદુને શોધતી હોય તેમ ભમ્યા કરતી. શંભુની સેવા ને પાશુપતમતના વિજય અર્થે સેવેલા જીવનના સંસ્કારો ગંગ સર્વજ્ઞને ડગલે ડગલે નીતરતા. સત્તાવીશ વર્ષ પર એ મઠાધિપતિ થયા ત્યારે પાશુપત આમ્નાયની કીર્તિ અસ્ત થવા આવી હતી. આજે દેશદેશના પંડિતો અને રાજાઓ એમનો પડતો બોલ ઝીલવા તત્પર રહેતા. એમની એકનિષ્ઠ સેવાથી આખા ભરતખંડમાં સોમનાથની આણ ફરતી.

સર્વજ્ઞની પાછળ ત્રણ જણ આવ્યા. એક સર્વજ્ઞનો પટ્ટશિષ્ય શિવરાશિ હતો. ગુરુના જેવો જ પહેરવેશ તેણે પહેર્યો હતો ખરો, પણ તેના મુખ પર વિદ્યા કરતાં વ્યવહારિકતા વધારે સ્પષ્ટ દેખાતી.

એની સાથે આવતો પુરુષ કદાવર ને જબરો લાગતો. મશાલોનાં તેજ, શ્યામલ ચહેરાને તાંબાની જેમ ચમકાવી એની મોટી કાળી આંખોમાંથી પાછાં વળતાં. એના મુખ પર, એની આંખોમાં, એના આખા વ્યક્તિત્વમાં કંઇક સરલતા, કંઇક નિડરતા, કંઇક વિશ્વસનીયતા એવાં હતાં કે જગતની પાસે વ્હાલનું દાણ લેવા એ જન્મ્યો હોય એમ લાગતું. તે થાકેલો દેખાવા છતાં તેની ચાલવાની રીત પરથી તે કોઇ રાજવી લાગતો હતો; અને આ છાપ એને માથે બાંધેલો મોટો સાફો, કેડે લટકાવેલી લાંબી તરવાર અને ખભે ભેરવેલું મોટું ધનુષ્ય વધારે સ્પષ્ટ કરતાં હતાં. થાકેલો છતાં ત્રાપ મારવા તત્પર એવા કેસરીનો કંઇ ખ્યાલ એને જોઇને આવતો.

એની સાથે આવતો ત્રીજો પુરુષ વિધિએ બીજાથી તદ્દન જુદો ઘડયો હતો. એ શરીરે નાનો પણ છટાદાર હતો. એનું ગોરવર્ણું સુંવાળું મુખ, તેજસ્વી ને ચંચલ આંખો, નાની ને પાતળી આંગળીઓ તે કોઇ સુખભાગી શ્રીમંતનો લાડકવાયો હોય એમ દેખાડી આપતાં. એને જોઇ પહેલાં કોઇ એને બાલક ધારે, પણ એના બીડેલા ઓઠની અડગ રેખાઓ એના મુખને એવું પ્રતાપી કરી દેતા કે એને બાલક ધારનાર તરત જ પોતે ધૃષ્ટતા કરવા માટે થરથર કાંપતો. એણે પણ કેડે તરવાર બાંધી હતી; પણ નિરર્થક શસ્ત્રોનો ભાર વહેવાનો એને શોખ નહોતો લાગતો.

સર્વજ્ઞ ' નમઃ શિવાય 'ના સત્કારનો ' શિવાય નમઃ ' એવો ઉત્તર આપતા, હાથ લાંબા કરી આશીર્વાદ દેતા ગર્ભદ્વારની પાસે આવ્યા. એક જણે તૈયાર રાખેલાં બીલીપત્રો એમણે લીધાં, અને ગર્ભગૃહમાં દંડવત્ પ્રણિપાત કરી તે વડે દેવનું પૂજન કર્યું. પછી નરેશો જેને પૂજવામાં ગર્વ ધરતા એવા ગંગ સર્વજ્ઞે નમ્રતાથી, ધ્યાનમગ્ન બની, હાથ જોડી, શિર નમાવી દેવનું ધ્યાન કર્યું. પછી એક ભરડાએ આરતી તૈયાર કરી, અને સર્વજ્ઞે તે લઇ આરતી કરવા માંડી.

આજે ચૌદ વર્ષ થયાં દરરોજ સાંજે, એક દિવસ ચુકયા વિના, સર્વજ્ઞ સ્વહસ્તે

દેવને આરતી ઉતારતા ત્યારે યાત્રાળુઓ મુંગે મોઢે 'નમઃ શિવાય' બોલતા. હજારો ઘંટાના નાદસ્વર ફુરતા, અને દેવનાં દુંદુભિ હોય એમ નગારાં ગડગડતાં, ત્યારે સર્વજ્ઞ હૃદયની ભક્તિને આ પ્રાર્થના રૂપે વ્યક્ત કરતા.

ગંગ સર્વજ્ઞે આરતી પુરી કરી અને ' જય સોમનાથ 'નો ઉચ્ચાર કર્યો. અને તરત એની આસપાસ ઉભેલાઓએ ઘોષણા ઉપાડી લીધી, ઘોષણાનો ઘોષ સભામંડપ-માં થઇ પ્રસર્યો, પરકોટમાં ઉભેલા યાત્રાળુમાં વહ્યો, અને બહાર પડી પ્રલયસમુદ્રની ગર્જના હોય તેમ ચોમેર ફરી વળ્યો. એક પલ માટે આખું પ્રભાસ સોમનાથમય થઇ રહ્યું.

અને યાત્રાળુસંઘ આરતીની આરકા લઇ રહ્યો.

શિવપૂજાની પૂર્ણાહુતિ થઇ અને ગંગ સર્વજ્ઞ બહાર આવી એક સુવર્ણના પાટપર બેઠા. પાસે શિવરાશિ ને પેલા બે અતિથિઓ બેઠા.

" ભીમદેવ, બેટા, " સર્વજ્ઞે રાજવી લાગતા અતિથિને કહ્યું, " આખરે ધારાધીશે સામો આપ્યો ખરો. "

ભીમદેવ હેતથી આગળ આવ્યો. "પણ મહારાજ, મંદિરનો જીર્ણોદ્ધાર તો હું જ કરાવીશ હોં. "

" જેવી તારી ભક્તિ અને દેવની ઇચ્છા," સર્વજ્ઞે હસીને કહ્યું, અને થોડાક જણ પગે લાગી ગયા પછી ઉમેર્યું, " ક્યારે કરાવશો ! "

" આવતે વર્ષે, કેમ વિમલ ! " ભીમદેવે મંત્રી તરફ ફરીને કહ્યું.

" હા, જરૂર," હસતે મુખે એના રૂપાળા સાથીએ કહ્યું. ' ત્યાં સુધીમાં આદીશ્વર કરશે તો મહારાજના હાથમાં માળવા પણ આવી જશે. "

સર્વજ્ઞ જરા ગંભીર થઇ જોઇ રહ્યા. આદીશ્વરનું નામ અને માળવા જીતે વિમલ એ બન્ને વિષય તેમને રૂચ્યા નહીં.

" હવે નૃત્યનો સમય થઇ ગયો, " સર્વજ્ઞે કહ્યું.

એકદમ દરવાજા આગળ લોકોનો હોહાકાર થઇ ઉઠ્યો, અને વાત અધુરી રહી. તપાસ કરતાં માલમ પડ્યું કે અંદર આવવાની ધમાચકડીમાં કોઇ કચરાઇ ગયું હતું. ગુમસામું થયું, અને મશાલચીઓએ દોડાદોડ કરી મુકી.

થોડીવારે પાછી શાંતિ પ્રસરી, અને પરકોટના દક્ષિણ દરવાજાથી સભામંડપ સુધી દોરડાં બાંધી કરેલા એકાવડા રસ્તા તરફ લોકો જોઇ રહ્યા.

પહેલાં બે મશાલચીઓ આવ્યા. પાછળ મંગા આવી, કરસાદાર લુગડાં પહેરીને. તેની પાછળ એક નાનકડી શ્રી સફેદ વસ્ત્રમાં વીંટાએલી આવી. તેની પાછળ જ નર્તકીઓ આવી. સાથે મૃદંગ ને વાદના વગાડનારા પણ આવ્યા.

આ બધાં સભામંડપની વચ્ચે આવ્યાં અને મહાદેવને ભોંય પડી નમસ્કાર કરી રહ્યાં. સર્વજ્ઞની આંખો ભાવભીની બની શ્વેત વસ્ત્રમાં ઢંકાએલી સ્ત્રી પર ઠરી.

" આજે નવી નર્તકી નૃત્ય કરવાની હશે ! " ભીમદેવે શિવરાશિને ધીમેથી પૂછ્યું અને તેણે ડોકી વતી હા કહી.

" કોણ છે ! નામ શું ! " વિમલ મંત્રીને રસ પડ્યો. શિવરાશિએ મુંગા રહી જવાબ દેવાની ના પાડી.

અને ગંગાએ દેવનું કીર્તિગાન આરંભ્યું.

એના કંઠમાંથી માધુર્યની સરિતા વહેતી. એ સરિતામાં ભક્તિ તરતી, ભાવ તરતો, ને સ્તવન પણ તરતું. તે ગાતી શંકરની સ્તુતિ, પણ તેનો હેતુ હતો સર્વજ્ઞને રીઝવવાનો. તેની આંખો જેટલી વાર દેવ પર ઠરતી તેથી વધારે વાર સર્વજ્ઞની આંખો શોધતી. એ એકલી તેને જ માટે ગાતી—સર્વજ્ઞ અડધી આંખ મીંચી તેને જ સાંભળતા. તે બધાં શાસ્ત્રો સાથે સંગીત શાસ્ત્રની પણ પાર ગયા હતા—અને ગંગા સીવાય કોઈનું પણ સંગીત તેમની કસોટીએ ચઢ્યું નહોતું.

સંગીત થંભ્યું, ગંગાએ દૃષ્ટિ વડે સત્કાર માગ્યો, ને સર્વજ્ઞે અડધી આંખ ઉઘાડીને તે કર્યો. ને બંનેની નજર શ્વેતવસ્ત્રમાં વીંટાએલી સ્ત્રી તરફ એક સામટી ગઈ.

" હવે નૃત્ય શરુ કરો, " ધીમેથી સર્વજ્ઞે કહ્યું...

અને તેની નજર આગળ એક અવિસ્મરણીય પરોઢીયું આવ્યું. ઓગણીસ વર્ષ પલમાં સંકેલાઈ ગયાં... અર્બુદાચલ નજર આગળ ખડો થયો—જ્યાં ૭ મહિના સુધી શુદ્ધિની શોધમાં એમણે પંચાગ્નિ સેવ્યો હતો. ત્યાંથી પાછા વળતાં, દેવની સેવામાં અને ભક્તો ને શિષ્યોના સહવાસમાં તેમને જે અદ્ભુત ઉત્સાહનો અનુભવ થયો હતો તેનું સ્મરણ થયું.

મધરાત ગઈ પણ ઉલ્લાસનો જુવાળ ઉતર્યો નહીં. એ ઉંઘી ન શક્યા—જાણે કોઈ દૂરથી બોલાવતું લાગ્યું. હાથમાં દંડ લઈ તે બહાર પડયા, અને સાગર તીરે ને તીરે આથમતા તારાઓના તેજમાં ફરવા લાગ્યા.

ત્યાં સાગરમાંથી કોઈ લક્ષ્મી આવી હોય તેમ એક સુંદરી મળી. અરુણના તેજમાં તે અપાર્થિવ લાગી. એ ચિત્ર કદી વીસર્યા નહોતા. એમણે પૂછ્યું હતું: " કોણ છે ? " સુંદરીએ જવાબ વાળ્યો હતો: " એ તો હું. " એ શબ્દ—એ અવાજ એમને યાદ હતા.

એમણે તરત ઓળખી. એ હતી નર્તકીઓની મુખ્યાની પુત્રી, કોકિલકંઠે શિવસ્તવનોને પણ કૌમુદીસમ અમૃત ઝરતાં કરતી તે. એ જાણતા હતા કે એ હતી નર્તકી, પણ શિવભક્તિમાં અચલ. પોતાની સેવા પણ એનો શ્વાસ ને પ્રાણ હતા.

સર્વજ્ઞ થંભ્યા. અંતરનો ઉલ્લાસ બહાર ઉભરાયો, " તું ક્યાંથી ? "

" અત્યારે નાહી. મારે ભગવાન પાસે નૃત્ય કરવું છે. "

" અત્યારે ? એકલી ? શા પર માગે છે, દેવ પાસે ? "

અને તે નીચું જોઈ રહી. ઓગણીશ વર્ષે પણ એ દર્શન તે ભુલ્યા નહોતા.

" દેવની ને તમારી સેવા, " ધીમેથી તેણે ઉચ્ચાર્યું હતું. અને એકદમ તેમના હૈયામાં ન સમજાય એવો ભણકો ઉઠયો હતો. સર્વજ્ઞથી કૈં અજાણ્યું નહોતું. બીજદીના નૃત્યે શિવના હૃદયમાં પ્રગટાવેલી જ્વાળાની આંચ એમને અત્યારે લાગી હતી. એમને દેવની આજ્ઞા સંભળાઈ.

—અસ્ત થતા તારાઓનાં તેજ, સાગરસંગીતનો નીશા, સવારના માદક પવનની લહેરો અત્યારે પણ તેમના સ્મરણપટમાં તેવાંને તેવાં આલેખાયાં હતાં.

આ સ્મરણસ્વપ્ન પલવારમાં પુરૂં થયું ને તેમણે સ્થિર અવાજે કહ્યું, " નૃત્યનો સમય થયો. "

[ અનુસંધાન પૃ. ૫૭૭ પર ]

# અડધે રસ્તે

કનૈયાલાલ મુનશી

[ અનુસંધાન ગયા અંકના પૃષ્ઠ ૪૮૮થી ]

[ આગલાં પ્રકરણોનો ટૂંક સાર ]

[ " ટેકરાના ઘુનગાઓ " એ આત્મકથાની લેખમાળાના અનુસંધાનમાં શ્રી. કનૈયાલાલ મુનશી આ " અડધે રસ્તે " લેખમાળા શરૂ કરે છે. જીવનને અડધે રસ્તે આવી લેખક આત્મકથાના પૂર્વભાગનું નવીન મોદકામ આરંભે છે. છેલ્લા બીજાપુર જેલના સત્યાગ્રહી કેદી નં. ૬૦૮૭ તરીકે, તે પહેલાં દેશભક્ત તરીકે, તે પહેલાં મુંબાઇની હાઇકોર્ટના ' My Learned Friend ' તરીકે, તે પહેલાં મુંબાઇની ધારાસભાના ' The Honourable Member for the University ' તરીકે, તે પહેલાં યુરોપના પ્રવાસી તરીકે આત્મકથામાં વિવિધ ભૂમિકા સ્વીકારનું પોતાનું સંશોધન કરે છે. લેખકની ગૂઢકલ્પના ને બાલકલ્પના શરૂ થાય છે. એ અરેબિયન નાઇટ્સના અને પરદુઃખભંજક હાતમતાઇના પરાક્રમોના કલ્પનાતરંગોમાં વિહરે છે. તળાવના વાવથી આંક ગોખે છે. અલ્લાઉદ્દીનના અદ્ભુત ફાનસથી પૈસાદાર થવાના પ્રયોગો કરે છે.

વાંકાનેર આર્યહિતવર્ધક નાટક મંડળીવાળા નાના મોટા ભૂંગળા, અસલના સાદા રૂપમાં ભજવાતું ' લલિતા દુઃખદર્શક નાટક ', અંબાપુત્ર શંકરલાલ નટની સોબતમાં શીખેલું નાટકી નૃત્ય, 'સીતા સ્વયંવર' નાટ્યપ્રયોગમાંથી પરશુરામની ભૂમિકા, ' પ્રેમચંદ્રિકા ' નાટકની બાલિશ દંપતીઓની નકલ.

લેખક લોકપ્રિય કમિશનર લેલી સાહેબની ઝાંખી કરે છે.

જન્મભૂમિ ભરૂચમાં, ઘરમાં બાલ વહુરાણીનાં પ્રદર્શન. ગુજરાતી પાંચમી ચોપડીમાં લેખકને ઉપવીત સંસ્કાર મળે છે. અશ્વિની ને દમિયલ મહેતાજી કુંવારા બાલવિદ્યાર્થીઓને છેલ્લે નંબરે કાઢી પરણેલા ને વાગ્દાન પામેલાઓને ઉપર ચઢાવે છે.

આદિત્યરામ ભાગવતની કથાની ભારતકથાનું દશ્ય તોફાની પુત્રનો ભારત કથારસ ચીતરી શ્રોતાઓની મેદનીમાં ગભરાટ ફેલાવવાનો પરાક્રમ કરે છે. લેખક મહાભારતના વીરોના સંસ્કારોનો સંચય કરે છે.

સંસ્કારવિધિઓદ્વારા લેખક હિન્દુ સંસ્કૃતિનાં અસ્પષ્ટ દર્શન પામે છે. ભડવાના વરઘોડામાં લેખક વહુરાણી સાથે સજોડે ઘોડે બેસે છે. રામજીના નામથી ઉપવીતસંસ્કારની સમાપ્તિ થતાં લેખકના દોષને આવાન થાય છે.

લેખકના પિતા રાધનપુરના દીવાન બનવાથી લેખક ત્યાં જાય છે. ત્યાંના બાલમિત્રો ઘર સૂતા સ્વામીજી, આત્મમાનસને ભરતી ઓધાક્ષીજીની કલ્પનાઓ, નારાયણ હેમચંદ્રનાં પુસ્તકો, જહાંગીર તારાપોરવાળાકૃત ' કુલીન અને મુદ્રા ' નવલકથા, હાતમતાઇનાં પરાક્રમો વગેરે ખીલવા મનને વિવિધ વાચનસામગ્રી ને દષ્ટિકોણ આપે છે.

મહમદ સીપાઇ રાજકુમારોની વાતોમાંથી લેખકનું મનોરંજન કરે છે. કલ્પનાઓ લેખકના સ્વપ્નાંતરોમાં ખીલીને વૃદ્ધિ પામતી જાય છે.

રાધનપુરના તે વખતના નવાબસાહેબ સરકારી એડમિનિસ્ટ્રેશનના પ્રતિનિધિના પુત્રને બેગમ સાહેબાના જનાનામાં લઇ જાય છે. બેગમ સાહેબા એને સુંદર રૂમાલે બાંધી સોનીઓની ભેટ આપે છે પણ તેના પિતા તેને નારાજ કરી તે પાછી આપવા હુકમ કરે છે.

એક દાક્ષિણ્યાત્ય બાળમિત્ર લેખકને ગાયત્રીમંત્રના જપ તરફ ખેંચે છે. હરીફાઇ કરતા બંને મિત્રો અસંખ્ય ગાયત્રીમંત્ર પર ચઢે છે. આખરે થોડી ગાયત્રી જપી શકનાર મિત્ર ગપ્પીદાસ માલમ પડતાં એમની મૈત્રી તૂટે છે.લેખક 'બ્રાહ્મણોનું કર્તવ્ય' એ પુસ્તક રચવા બાથ ભીડે છે. એ પછી એક 'ડાયરી' લખવાનો આરંભ કરે છે.

આઠેક વર્ષની એક સખી લેખકના જીવનનકશામાં ઉમેરાય છે.

નાસકની યાત્રાએ જતાં પરેલ આગળના મુંબાઇનાં લેખકને પ્રથમ દર્શન થાય છે. નાશકત્ર્યંબકેશ્વરના કજીયાખોર ગોરો, તીર્થોની પવિત્રતા તીર્થોમાં નહીં, યાત્રાળુઓના હૃદયમાં જ.

પિતાની ધંધુકામાં બદલી. લેખકને એક કુરકુરિયા સાથે પ્રેમસંબંધ થાય છે. જુની રાયલ રીડર્સના પાઠનો કૂતરો 'Brave Baby' એ કુરકુરિયું બને છે. સંધ્યા કરવા જતાં પણ પ્રેમથી અડકતું એ કુરકુરિયાને છેવટ લેખક ભારે વિયોગથી બીજે વિદાય કરે છે.

પહેલાં સુરતની The English School–ઈંગ્લીશ સ્કૂલમાં અને પછી ભરૂચની આર. ઍસ. દલાલ હાઇસ્કૂલમાં. બાળમાનસના અધુરા અભ્યાસી ડૉ. રામકૃષ્ણ ભાંડારકરની માર્ગોપદેશિકા સાથે બાથબીડ કરી લેખક પોતાના સંસ્કૃત અભ્યાસનો આરંભ કરે છે.

શાળાના અને કૉલેજના દિવસો દરમ્યાન લેખકનો ક્રિકેટ તરફનો પ્રેમ અને વિરક્તિ. ધંધુકામાં પિતાની પ્રામાણિકતા દર્શાવતો બનેલો પ્રસંગ. વાર્તાઓદ્વારા અંગ્રેજી શીખવવાની હેડમાસ્તરે કરેલી શરુઆત. પરીક્ષામાં પસાર થતાં વોલ્ટર સ્કોટની ચાર નવલકથાઓ લેખકને ભેટ મળે છે તેમાંથી શબ્દરીયનાં ચિરંજીવ સંસ્મરણો.

નિશાળમાં મર્ચંટ ઓફ વેનિસનો કોર્ટનો પ્રવેશ ભજવવાનો પ્રયાસ. લેખક ડયુકનું પાત્ર ભજવે છે અને ઇનામ મેળવે છે. ગાંધી માસ્તર–એક જૂના શિક્ષકનું ભાવપૂર્ણ સ્મરણ લેખક નોંધે છે. લેખક ધંધુકા અને ભરુચનાં સંસ્મરણો રજુ કરે છે. શ્રીયુત દલપતરામ શુકલ (અત્યારના સૉલિસિટર) જોડેનો સંબન્ધ અને તે અંગેનાં સંસ્મરણો. આ પછી આગળ વાંચો. ]

૭



ઠ અંશે સમૃદ્ધ થયેલી વાકાનેર કંપની આ અરસામાં દર વર્ષે રૂની મોસમમાં ભરૂચ આવવા લાગી. જાપાની વેપારીઓએ ભરૂચના રૂના વેપારમાં હાથ નાંખ્યો ત્યાં સુધી અડધું ભરૂચ રૂની મોસમ પર જીવતું. ત્રણ મહીના કેટલાક તોલાટનું કામ કરતા, કેટલાક દલાલું કરતા, કેટલાક મુકાદમી કરતા– અને આ ત્રણ મહીનાની કમાણીમાંથી બાકીના નવ મહીના સુખચેન કરતા. એ ત્રણ મહીનામાં પૈસાની રેલમછેલ હોય અને થાકયાં મન આનંદ શોધતાં હોય. બહાર-થી પણ લોકો ભરૂચ આવે એટલે નાટકવાળાઓને સારી કમાણી જરૂર હોય.

પણ ભરૂચમાં નાટક કંપની ચલાવવી એ અઘરું કામ હતું. અમલદાર માત્રને જોઇએ તેટલી પાસો મોકલાવવી પડતી. પોલીસ ખાતું તો પાસથી પર જ હોય. અને ગામમાં કેટલાક એવા હોય કે જેને રીઝવે નહીં તો નાટક એક દહાડો ન ચાલે. એક વખત એક સમર્થ તોફાનીનાં બાવીસ માણસ ન બેસવા દીધા તેથી એક કંપનીના માલીકને ભરબજારે માર પડેલો એવી કીર્તિકથા ભરૂચને ચોપડે લખાય છે.

તે વખતના નાટકો રાતના સાડાનવે શરૂ થાય અને સવારે પાંચ વાગે પુરાં થાય. નવદશ વખત સારાં ગાયનો વન્સમોર થાય; ન થાય તો નાટકમાં માલ નહીં; અને એ ગાયનો શેરીએશેરીએ ગવાય.

ત્રણ વર્ષ સુધી દર વર્ષે ત્રણ મહિના સુધી વાંકાનેરના બાળનટોના પરિચયમાં હું રહ્યો. બાળનટો કેદી જેવા હતા. એમને મહીને ત્રણ ચાર રૂપીઆ પગાર મળતો અને કોઈ વાર ચાબુકને ફટકારે એમને રાતાપાણી થવું પડતું. કોઈ બહારનાની સાથે એમને બોલવાની રજા નહોતી. પણ હું તો કંપનીના શિરછત્રનો પુત્ર હતો, ને તેમાં ય વળી તે ડેપ્યુટી કલેક્ટરનો, એટલે મને મળવામાં એમને પ્રતિબંધ નહોતો. હું રોજ થીએટરમાં જતો, રીહર્સલો જોતો, એમાંના કેટલાક જોડે બેસી ગપ્પાં મારતો. રંગભૂમિનું વાતાવરણ મને અદ્ભુત લાગતું, અને આ મિત્રો જોડે હંમેશ રહેવાનું થાય તો કેવું સારું એમ મને રાત ને દિવસ લાગ્યા કરતું. કોઈ દહાડો એમની સાથે રહેવાય તો મારાથી નાટકમાં ઉતરાશે કે કેમ તે નક્કી કરવા હું ઘેર આવી એકલો જુદા જુદા ભાગો ભજવતો.

પહેલે વર્ષે વાંકાનેરનો સારામાં સારો નાટક 'જગતસિંહ' હતો. બંગીય નવલકથાકાર બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની સુવિખ્યાત કૃતિ 'દુર્ગેશનંદિની'નો તે અનુવાદ હતો. એમાં તરવારની પટાબાજીનો પાર નહોતો, દરબારોનો ઠાઠ ઠેકઠેકાણે આવતો, કંચનીઓનો નાચ પણ હતો. ગરબો પણ હતો ને સાથે વિદૂષક ને તેની સ્ત્રીનાં ટાયલાં પણ હતાં. થોડાં વર્ષો એણે ગુજરાતી પ્રજાને મુગ્ધ કરી. મુંબઈમાં પણ 'જગતસિંહે' ઘણી કીર્તિ મેળવેલી.

એ નાટક મેં ત્રીસેક વાર જોયો હશે. એકેએક ભાષણ ને ગાયન મારે મોઢે હતાં. હું આખો દહાડો એ ગાયનો ગાયા કરતો, ને રાત્રે ઊંઘમાં તેનાં સ્વપ્નાં જોતો. થોડાંક વર્ષ પર મારા મિત્ર ડૉ. કુંવરજી નાયક જોડે બેસી પંચગીનીમાં ભૂતકાળનો સ્મરણભંડાર ખોલ્યો ત્યારે અમને બંનેને ખાતરી થઈ કે એ ગાયનો હજી અમારી જીભપરથી ઉતર્યાં નહોતાં.

'જગતસિંહ' ની નાયિકા વલ્લભ નામનો આઠ વર્ષનો એક છોકરો થતો: એનો કંઠ સુમધુર હતો.

' મુજ પરમ પિતા ! ચિત ધરજો રે વિનતી મારી,
જગત વિના નહીં ઇચ્છું જગતમાં,
જગત છે જીવનહાર રે;
જગત મહીં જન્મી હું વરવા
જગતસિંહ ભરથાર રે, '—એ ગાતો—કે ગાતી,—

ત્યારે મારું હૈયું ગળામાં આવી બેસતું. અને જ્યારે તે લલકારતો ..

' દુનિયામાં નથી કોઈએ દીઠો પ્રેમકીનારો ! '

ત્યારે મારા નાનકડા હૈયામાંથી નિઃશ્વાસ નીકળતો. હું વિદ્યાભવનમાં ભણતો હોત, ને વલ્લભ વિદ્યાર્થી નહીં હોત તો રોજ હાથમાં ડાગી લઈ થીએટરને પાછલે બારણે હાજર થઈ જાત.

"જગતસિંહ" મારી ભાવનામૂર્તિ હતો. ઘોડા પર બેસી પર્વત ઉતરતાં મનોહર સુંદરીનાં દર્શન કરવાં, જાનામાના સેના પિતાના મરમાં જઈ તેને પ્રણયના

પાંઠ પઢાવવા; દુશ્મનો પકડવા આવે ત્યારે એકલે હાથે અનહદ પરાક્રમો કરવાં; અને આખરે અથડાઇ કુટાઇ, મનમાનીતી પ્રિયતમા પામવી–મારી નાનકડી સૃષ્ટિમાં તે વખતે આથી વધારે અપૂર્વ જીવનની મને હોંસ નહોતી.

યાદ છે ત્યાં સુધી બીજે વર્ષે એ કંપનીએ ગીસીસ હેન્રી વુડની નવલકથા ' Mrs. Halliburton's Troubles ' નો અનુવાદ ' સંસારી સાવિત્રી ' રજુ કર્યો. સામાજિક નાટકો આપણી રંગભૂમિ પર લાવવાનો એ સફલ પ્રયાસ હતો. વલ્લભ સાવિત્રી થતો; જગતસિંહ એનો વર થયો. ઐતિહાસિક જીવન હવે સમકાલીન થયું. હું એ નાટક જોડે પણ તન્મય થઇ ગયો.

સાવિત્રીને તેનો પ્રિયતમ સંબોધતો:—

' વહાલી, વિદ્યા મેળવી પ્રવીણ થાઉં પાસ,
મુરારિ મેળાવશે નીરખીને તમ આશ. '

આ ક્ષુલ્લક પંક્તિઓનું ત્યારનું આકર્ષણ વર્ણ્યું વર્ણાય તેમ નથી. હું આવી પંક્તિઓ આખો દહાડો ગાયા કરતો તે સંગીતના શોખ માટે નહીં. મને સંગીત કદી આવડ્યું નથી. પણ એ પંક્તિઓ દ્વારા મારા અણુખીલ્યા હૃદયની ઊર્મિઓ વ્યક્ત થતી. તેમની વડે હું હસતો, રડતો, ને કોઇ કાલ્પનિક સહચરીને સંબોધતો.

વળી ત્રીજે વર્ષે વાંકાનેરે ' નરસિંહ મહેતા ' નો ખેલ કરી, ગુજરાતી રંગભૂમિ પર ભક્તિયુગ પ્રવર્તાવ્યો. નાનો ત્ર્યંબક શિવાજી તરીકે, ' જગતસિંહ ' માં વીરેન્દ્ર તરીકે, ' શૈલબાલા ' માં ચંદ બારોટ તરીકે સુંદર પાઠો ભજવતો હતો. પણ નરસિંહ મહેતા તરીકે તો તેણે અભિનયકલાની ટોચ સ્પર્શી. " હંમેશાં રાજા થવાની ટેવ એટલે પહેલાં તો મારા પગ ધ્રુજ્યા, " પાછળથી તેણે મને કહ્યું હતું, " પણ જેવો મેં નરસિંહનો પાઠ ભજવવો શરુ કર્યો એટલે શામળાએ મારા હૈયામાં વાસ કર્યો. " તેની ગર્વિષ્ટ મુખમુદ્રા ભક્તિઘેલી બની; તેના સત્તાવાહી અભિનયોમાં દીનતા આવી. તેનું ક્રૂર હાસ્ય અદ્ભુત બન્યું: તેમાંથી સરલહૃદયી સમભાવના તરંગો ચારે તરફ પ્રસરવા લાગ્યા. તેની આંખમાં ભક્તિનો નીશો આવ્યો. હાથમાં કરતાલ લઇ, દીનતાથી વદન ઉંચું કરી, આંસુભરી આંખે તે આક્રંદભર પ્રાર્થના કરતો—

વ્હાલા ! મારા કાંડું ઝાલીને દે માં મને છેહરે,
સરવાળો સધિ નાથ--

ત્યારે શામળાને સર્વસ્વ સમર્પી ચુકેલા ભક્તશ્રેષ્ઠોના વ્યક્તિત્વમાંથી નીગળતો જાદુ ચારે તરફ પ્રસરી રહેતો, અને પ્રેક્ષકોનાં હૃદયમાં ભક્તિભાવ ઉછળતો. આજે પણ કલ્પના નરસૈંયાનું ચિત્ર ખડું કરે છે તે નાના ત્ર્યંબકના રંગથી પુરાઇને.

થોડે વર્ષે વડોદરામાં તે સખ્ત માંદો હતો ત્યારે એને મેં નવે સ્વરૂપે જોયો. પૈસા માટે રોજ શામળાને રમતાં પણ તે એની વારે ધાયા હતા. નાના ત્ર્યંબકે શામળા સાથે સ્નેહસંબંધ બાંધ્યો હતો, અને એના 'બાપલા' ને રટતાં એણે દેહ છોડ્યો.

ભક્તિનાં મૂલ જાતીય આકર્ષણમાં શોધનારો હું, આજે પણ આ દૃષ્ટાંતમાં ભક્તિપ્રાબલ્યનું માપ કાઢી શકું છું.

[ અનુસંધાન પૃ. ૫૫૮ પર ]

# નર્મદ વીશે કંઈક

લીલાવતી મુનશી

નર્મદ વીશે મારે આપની સમક્ષ કંઈ કહેવું એ તો જાગતા માણસોને જગાડવા જેવું થાય. આપનામાં કોઈ કોઈ તો એવાએ હશે કે જેમણે નર્મદને જાતે જોયો હશે, એના કાવ્યોનો રસાસ્વાદ, એના જીવનનો, એણે સર્જાવેલાં વાયુ મંડળોમાં માણ્યો હશે. એણે સર્જાવેલાં આંદોલનો, એના દાંડીયામાં આવતા ચાબુક પ્રહાર, એના શૌર્યથી ઉકળતા પોકાર અને પ્રેમનાં એનાં ગીતે એમનાં સૌના હૃદયને રમાડ્યાં હશે; રીઝવ્યા હશે કે દઝાડ્યા હશે. એવા જાણકારોને માટે આ પ્રસંગ એમના અનેક સ્મરણોને જગાડનારો જરૂર નીવડશે. ખરે, નર્મદ એક અનેકરંગી પુરુષ હતો.

નર્મદ જેવા પુરુષને આપણે ઓળખીએ અને એનું ખરું મૂલ્ય આપણે આંકીએ તે માટે આપણે એના જમાનાને ઓળખવાની પહેલી જરૂર છે. નર્મદનો જમાનો એટલે મધ્યકાળના અંધકારના ઓળા ઉતરી નવા યુગની ઉષા ઉગવાની તૈયારી થતી હતી એ જમાનો. સૂર્યોદય થવાને તો હજુ ઘણી વાર હતી પણ આવતા અજવાળાને જણાવનાર પક્ષીઓ પોકાર કરે તેમ જેણે જેણે એ નવાં અજવાળાં પારખ્યાં તેમણે એ અજવાળાં આવવાનાં જણાવવાના પોકાર શરૂ કર્યા. જે જડતા, અજ્ઞાન, કુરૂઢિઓ, કાયરતા આપણામાં પેઠાં હતાં એ આ આવતા અજવાળામાં ટકવાનાં નથી એવી એમને પ્રતીતિ થઈ હતી; એટલે એમણે જગાડવાની પીપુડી આરંભી. આપણે એવાઓને નવા યુગના છડીદાર કહીએ તોએ શું ખોટું છે ?

આપણે નર્મદના જમાના કરતાં, ખુબ આગળ વધ્યા છીએ એટલે આજે એની પુરેપુરી કદર કરવા જેવી સ્થિતિમાં આપણે નથી. એની કવિતાની ઝમક આજે કદાચ બહુ મહત્ત્વની ન લાગે, એની જીવવાની રીતમાં અને સરસ્વતીને ખોળે માથું મુકી જીવવાની પ્રતિજ્ઞામાં ભલે કોઈ બાલિશતા જુએ, કારણ કે દૃઢતા અને નિખાલસપણાની કીંમત કોઈ પુરેપુરી કરી શકતુ નથી. વળી આપણું અનુભવ જ્ઞાન કહે છે કે એક જણનો સદાગ્રહ હોય તે બીજામાં દુરાગ્રહ પણ મનાય અને તેથી પ્રતિજ્ઞાને ખાતર મરનાર કે દુઃખ ખમનાર અવ્યવહારની કોટિમાં ઘણીવાર મુકાઈ જાય છે. પણ જેમ સાચામાં અને ખોટામાં ફેર છે તેમ પ્રતિજ્ઞા અને દુરાગ્રહ શરૂઆતમાં સરખાં લાગે તો પણ પાછળથી જુદાં પડી જાય છે. એકની પાછળ મરવાની તૈયારી છે બીજામાં માત્ર પોતીકા અહંનો સંતોષ છે. અને તેથી કસોટીમાં પાર પડેલા દૃઢપ્રતિજ્ઞ માણસની મહત્તા ઉપર આપણને સ્વીકાર્યા વિના ચાલતો નથી. જગતમાં જો સ્વપ્નદ્રષ્ટાઓ અને સ્વપ્નાંને સિદ્ધ કરવા મથતા મહાનુભાવો ન હોત તો જગત આજે જરૂર જંગલી દશામાં હોત !

નર્મદના જીવનની હકીકતમાં હું આજે ઉંડાણથી નથી ઉતરવા માગતી. એને માટે નર્મદના જીવનચરિત્રમાંથી કે નર્મદ સ્મારક ગ્રંથમાંથી ઘણી હકીકતો મળી શકે એમ છે. એના જીવનમાં જે હેતુ સ્ફુર્યો હતો તેની જ કંઈક નોંધ માત્ર લેવાનો આજે મારો ઇરાદો છે.

નર્મદના જીવનને આવતા યુગના અહિલનોની કિરણાવલી ઝીલનાર અને તેને ગુજરાતની પ્રજા તરફ વહીભવન કરનાર કાચ જેવું આપણે કહી શકીએ. એ કાચમાં તેજના સાત રંગો જેવા અનેક રંગોનું મિશ્રણ થએલું હતું. એમાં એક રંગ સુધારાનો, જે કરવાનો એણે લોકોને રસ્તો બતાવ્યો એટલું જ નહીં પણ જાતે કર્યો. બીજો રંગ કવિતાનો, જેની સેવામાં એણે જીવન વીતાવ્યું. ત્રીજો રંગ પ્રેમનો, જેનાથી એનું જીવન રંગાઇ જ ગયું હતું. ચોથો રંગ સાહસનો, જેના પ્રતાપે કાયરતાનું નામ-નીશાન એના જીવનમાં જડતું નથી. પાંચમો રંગ દેશભક્તિનો, જેણે સ્વદેશીઓની દુર્દશા જોઇ દીનતા અનુભવી અને શૌર્યનાં પદોથી એમને ઉત્તેજવા પ્રયત્નો આરંભ્યા. છઠ્ઠો રંગ ભાષાનો, જેની સેવામાં અને જેને સુધારવા એણે કોષ અને પિંગળ જેવા અનેક રંગો ગુર્જરીને ચરણે અનેક મહેનતને પરિણામે ધર્યા. સાતમો રંગ લેખક અને પત્રકારિત્વનો, જેની અનેકદેશીયતા અને તીખાશ એણે કુરૂઢિઓ સામે મજબુત મારો ચલાવવામાં વાપરી.

નર્મદના જીવનના આમ અનેક રંગો જોઇ આપણને નવાઇ લાગતી નથી. કોઇને લાગતી હોય તો લાગવી ન જોઇએ. સામાન્ય પુરૂષો કરતાં જેમના જીવનમાં વિવિધ અને વધારે રંગો હોય એવા જ પુરૂષો જન સમાજમાં મોખરે આવે છે અને તેમાંએ જેમના રંગો વધારે ઘાડા તેટલી તેમની મહત્તા વધારે. આવી અનેકદેશીયતા એ મહાપુરૂષોના જીવનનું એક લક્ષણ ગણાય છે. આ જ વાતને આપણે બીજી રીતે વધારે સ્પષ્ટ કરીએ. સામાન્ય ગાનાર કરતાં ગવૈયાના ગળામાં સારિગમનાં વધારે સપ્તક હોય છે અને જેટલા પ્રમાણમાં એનું ગળું સુરીલું અને એના સપ્તકનું માપ વધારે તેટલે અંશે એ મોટો ગવૈયો ગણાય છે. નર્મદમાં પણ લાગણી અને ભાવનાના સપ્તક ઘણા વધારે અને સૂક્ષ્મતાવાળા હતા અને તેથી જ એ આજે સો વર્ષે પણ ગુજરાતીઓના હૃદયમાં વિશિષ્ટ સ્થાન ભોગવે છે.

નર્મદમાં એક બીજી પણ મહત્વની શક્તિ હતી. એ જ્ઞાનને જ્યાં હોય ત્યાંથી મેળવવા માટે અવિરત ઉદ્યોગ કરી શકતો. જે વાતમાં એણે રસ લીધો એ વાતનું જ્ઞાન મેળવવા પુરૂષપ્રયત્નથી થાય તે બધું કરવા એ ચુકતો નહીં. એના જમાનામાં, સાધનોના અભાવ છતાં એકલે હાથે એણે જેજે કામો કર્યાં એમાંનું પ્રત્યેક કાર્ય એક એક આખી જીંદગીની મહેનત માગી લે તેવું છે. એ જેવો કવિ તેવો જ અસરકારક ગદ્યકાર. અનેક માણસોની મહેનત માગી લે એવો કોષ એણે એકલે હાથે બનાવ્યો. નાટકો, પિંગળ, પદો...એણે સરસ્વતીદેવીના મહેલનો કયો ખંડ અણઉઘાડ્યો રહેવા દીધો છે ?

આ ઉપરાંત સ્ત્રીઓની દૃષ્ટિએ તો નર્મદની મહત્તા ઘણી વધારે છે. નર્મદના જમાનામાં કોઇએ સ્ત્રીની સ્વતંત્રતા કે સમાનતાની વાત કરવી એ તો ઘણી ઉછાંછળી, હસી કઢાવવા જેવી વાત ગણાતી. સ્ત્રી એટલે ધાન ખાય અને ઘર સંભાળે. એને પિતા કૌમારમાં રક્ષે, ભર્તા યૌવનમાં રક્ષે અને છોકરાં ઘડપણમાં પાળે. એ સ્વતંત્રતાને લાયક તો હોય જ નહીં. એ આઠ વર્ષે પરણે અને બાર વર્ષે રંડાય તોએ ફરજીયાત વિધવા રહે, એને આત્મા છે કે નહીં એ સંશયની વાત હોય તો આત્મવિકાસની તો એને

જરૂર જ શી ! એ ઘર શીવાય બહારના માણસને ભાગ્યે જ મળી શકે અને નરક-ધામે કહ્યું એવું એનું ચિત્ત ગુલામી હોય એમાંએ નવાઈ શી ! આવી એક ઓરૂપી પ્રાણીની દશા હતી. મારા ધારવા પ્રમાણે ગુજરાતમાં તો નર્મદાશંકરે જ સ્ત્રીની સ્વતંત્રતા અને સમાનતા સ્વીકારતો પહેલો ઉચ્ચાર કર્યો. એ ભાવના ઝીલી તે પછી ઘણાએ અને આજે તો એને વર્તનમાં ઉતારનારા સેંકડો જણા મળી શકે છે. પણ એનું સાચું ભાન સૌથી પહેલું કરાવનાર નર્મદાશંકર જ.

કવિ નર્મદાશંકરે ઘણા ઘણા સુધારા વીશે કહ્યું છે. બાળલગ્નનિષેધ, વિધવા વિવાહ, ન્યાતજાતનાં ખોટાં બંધનો, કુરૂઢિઓ સામે જેહાદ એ બધાં નર્મદાશંકરે હીંમતભેર, અને ડર્યા વિના ઉચ્ચાર્યાં. એમનાં વચનોમાં ધારી અસર કરવા જેવી સચોટતા હતી.

પણ સાથે સાથે એમનામાં સત્યભક્તિ પણ તેટલી જ હતી. સંકટામણમાં આવ્યા છતાં એમણે પોતાની શક્તિઓનો દુરૂપયોગ કદી કર્યો નથી. શક્તિનો દુરૂપયોગ કરવો સહેલો છે, અને લેખનશક્તિનો દુરૂપયોગ કરવો એના જેવી સહેલી વાત તો બીજી એકે નથી. લેખક લડવૈયો બને અને પોતાના અભિમાનના સંતોષ અર્થે, પોતાના અપ્રામાણિક મતોના પ્રસાર અર્થે, પોતાના માનેલા દુશ્મનોની બદનક્ષીને અર્થે અને જુઠાણાના સમર્થન અર્થે પોતાની કલાનો ઉપયોગ કરે તો એ એની કલાનો દુરૂપયોગ છે. વારાંગનાના સંગીત અને નિર્દોષના પ્રાણ હરનાર લડવૈયાની કલાની જેમ એવા વિકૃત માનસવાળા માણસો સરસ્વતીમંદિરને કાદવથી લીપી અભડાવે છે.

અને આદર્શ વગરની, સત્ય વગરની તીવ્રતા અને સચોટતા એ કંઈક ઉંચા સાહિત્યની નીશાની નથી. આનાતોલ ફ્રાંસ અને શીસ બેયે એ બેમાં તીવ્રતા અને સચોટતા છે એમ સ્વીકારીએ તેથી એ બંનેનું સ્થાન એક થતું નથી. એક સાહિત્યસ્વામી તરીકે અમર થશે ત્યારે બીજાનું સ્થાન ગટરમુકાદમથી આગળનું નહીં હોય. કવિ નર્મદની મહત્તા તો એની શક્તિના સદુપયોગમાં હતી. એ જો ધારતે તો ભલભલા શેઠીઆઓને ડરાવીને પોતાનું ધાર્યું કરાવી શકતે, પણ એણે પોતાની કલાને અભડાવી નથી. સત્ય અને ટેકનો આશ્રય કદી એણે છોડયો નથી. ગુજરાતનો એ સાહિત્યસ્વામી ગુર્જરીનો ઉદ્ધાર કરવાની સંકલ્પસિદ્ધિને અર્થે પોતાનું જીવન જીવી ગયો છે. ગુર્જરીની સેવામાં લીધેલો ભેખ એણે સદાએ નિર્મળ અને પવિત્ર રાખ્યો છે.

કવિ નર્મદના જીવનમાં પ્રેમશૌર્ય જેટલાં હતાં એટલી નરી કરુણતાએ હતી. પણ એણે પોતે જ મરતાં મરતાંએ કોઈને શોક કરવાની ના કહી છે. "નવ કરશો કોઈ શોક, રસીકડાં, નવ કરશો કોઈ શોક." અને એ અમર આત્માની કરુણ દશા તો આજે આપણે શી સંભારવી ! એની તો ભાવનાત્મક સ્મૃતિ જ આપણે સાચવી રાખવી રહી. અને આજે ખુલ્લી મુકેલી છબીદ્વારા એ સ્મૃતિ વધારે તાજી રહેશે એમ હું માનું છું.

છેવટે આવા એક અમર સાહિત્યકને અંજલી આપતાં આટલું હું જરૂર કહું. એ મહાન સાહિત્યસ્વામી, જેણે ગુર્જરીને અને ગુજરાતીતાને અનેક રીતે સમૃદ્ધ અને સશક્ત કર્યાં; જેણે કહ્યું તેવું જ જીવી બતાવ્યું, જેણે નિર્મળતાના સાથે જીવનભર ભાથ ભીડી, અને જેણે પોતાની પ્રામાણિકતા ;અને ટેક કદી છોડયાં નહીં એવા કવિ નર્મદનો જય હો રંગ હો ! *

---

*ભાવનગરની શામળદાસ કૉલેજમાં નર્મદની છબી ખુલ્લી મૂકતાં કરેલું વ્યાખ્યાન: ૨૫-૧૨-૩૫

# ઉચ્ચી કેળવણીનું ધ્યેય

## સામળદાસ કૉલેજની સિલ્વર જ્યુબીલી વખતે આપેલું ભાષણ

કનૈયાલાલ મુનશી

વિદ્યાપીઠોમાંથી આવતા પદવીધરોનાં ધારાં વધી કૂંપડયાં છે એવી ફરીયાદોનો હમણાં સખત વા વાયો છે. એ ફરીયાદ ટુંકી દૃષ્ટિમાંથી ઉદ્‌ભવી છે. ગ્રેજ્યુએટો વધારે સંસ્કારી ને કાર્યદક્ષ જોઈએ એ વાત સમજી શકાય એમ છે, પણ બેકારી પ્રવર્તે છે માટે પદવીધરો ઓછા કરો એ તો બાલિશ વાત છે. આજે આપણા દેશમાં સેવાનાં અનેક ક્ષેત્રો સંસ્કારી સેવકોની વાટ જોતાં ઉભાં છે. એવા સેવકો ન હશે તો ગામડે ગામડે સંસ્કારનો સંદેશો કોણ લઈ જશે?

યુનિવર્સિટિના પદવીધરોમાં મને અપૂર્વ શ્રદ્ધા છે. એમણે શું શું નથી કર્યું? છેલ્લાં પંચોતેર વર્ષમાં એ જ્ઞાનદીપ હાથમાં લઈ હિંદભરમાં ઘૂમ્યા છે. એમણે કેળવણી, સંસારસુધારો, સંસ્કૃતિ, ધર્મ, રાજકારણ ને રાષ્ટ્રધર્મને ખૂણે ખૂણે પ્રસાર્યાં છે. એ ગરીબડા ગ્રેજ્યુએટોએ વર્તમાન જીવન ઘડયું છે. ભગીરથ તપ તપી સ્ત્રીઓની સ્વતંત્રતા સાધી છે. રાજકીય મુક્તિ માટે અનેક દુઃખો સહ્યાં છે. ભાષા અને સાહિત્યનું પુનઃસર્જન કર્યું છે.

યુનિવર્સીટીનાં બાર ઢાંકવાના પ્રયત્નો તો વર્તમાન અને ભાવિનો દ્રોહ કરવા બરોબર છે. આજની કેળવણી બેલાશક સુધારો, બેકારીને નામે સંસ્કારની અભિવૃદ્ધિ ન અટકાવો.

વધારે સંસ્કારી ને ઉપયોગી પદવીધરો બહાર પડે તે માટે જેટલી કેળવણી આપનારની જોખમદારી છે તેટલી જ—તેથી ય વધારે કેળવણી લેનારની છે. પ્રોફેસરોનાં અરસિક ભાષણોમાં ઝોકાં ખાતાં, ગોખી ગોખી પરીક્ષા પાસ કરતાં ત્રણ રૂપીએ ભાડે મળતા ઝભ્ભા પહેરતાં મેળવેલી પદવી અર્થ વિનાની છે. તમે પરીક્ષા પાસ કરો કે પદવી મેળવો એ તો ગૌણ વાત છે. મુખ્ય પ્રશ્નોમાં પહેલો તો આ છેઃ અર્વાચીન જગતની સાધન સંપત્તિમાં તમારો ફાળો આપવા તમે તૈયાર થાઓ છો કે નહીં?

જગત વિદ્યુત્ ગતિએ સાધનસંપત્તિમાં આગળ વધે છે. વિદ્યા એવી ઝડપથી વિકસે છે કે ગઈ કાલનો શાસ્ત્રી આજનો અભ્યાસી ન બને તો આવતી કાલે ઠોઠ થઈ બેસે અને પરિણામે ઉંચી કેળવણીની મર્યાદાઓ વધતી જાય છે. પદવી લીધા પછી સંશોધન કરવાનો અભ્યાસ–Post graduate Research–અત્યારે વિદ્યાપીઠોનું મુખ્ય કર્તવ્ય થઈ પડયું છે. તમારામાંથી ઘણા દૈવવશાત્ એ ભૂમિકા સુધી ન પહોંચે, પણ દરેક વિદ્યાર્થી એ ધ્યેય સેવતો થાય તો જ કેળવણીના ખરા સંસ્કાર તેનામાં પ્રગટે.

પૈસાની પ્રાપ્તિ જીવનની એક જરૂરીઆત છે, પણ તેથી તે ઉચ્ચ શિક્ષણનો હેતુ નથી બની શકતી. અંગ્રેજી યુનિવર્સિટિના એક પ્રોફેસરની વાત છે. તેણે

સ્થા પદ્ધતિધર પોતાના એક શિષ્યને બોલાવી કહ્યું, "ભાઇ, તેં હવે કેળવણી પુરી કરી. જો તને એક સવાલ પુછું ? મારા બે શિષ્યો પદવી લઇ જગત જીતવા નીકળ્યા. એકે સત્ય અને નીતિનો માર્ગ લીધો અને પૈસા બનાવ્યા. બીજાએ અસત્ય અને અનીતિનો માર્ગ લીધો અને તેણે પણ પૈસા બનાવ્યા. તું કયો માર્ગ લેશે ?' શિષ્યે માથું ખંજવાળ્યું ને પુછ્યું, "સાહેબ, એમાંથી કોણે વધારે પૈસા બનાવ્યા ?" આ જાતની વૃત્તિ ઘણા વિદ્યાર્થીઓને થાય એ હું સમજી શકું છું, પણ તેમને એક અનુભવસિદ્ધ વાત યાદ રાખવા સૂચવું છું. પ્રતિષ્ઠા, મોટાઇ કે વિજય તે મહત્તા નથી, Success-'મોટાઇ' એ Greatness-'મહત્તા' નું સુવર્ણ નથી, માત્ર અણધાર્યા પ્રસંગો પર ચઢાવેલો સોનેરી ઢોળ છે. મોટાઇ હોય ત્યાં મહત્તા ક્વચિત જડે. મહત્તા હોય ત્યાં મોટાઇ ઘણીવાર નથી જોવામાં આવતી. મહત્તા પ્રાપ્ત કરવાના તમે પ્રયત્ન આજે કરી શકો. મોટાઇ મળે કે નહીં એ કોણ કહી શકે ?

એ મોટાઇમાં, વિજયમાં સુખ પણ નથી ને જીવનસાફલ્યે નથી. મોટાઇ પ્રાપ્ત કરવાના પ્રયત્નો તમે ભલે કરો. મહત્વાકાંક્ષા એ માનવતાનું લક્ષણ છે, પણ તેની સિદ્ધિ કોઇના હાથમાં નથી. મહત્તા વિનાની સુખ વિનાની મોટાઇ દીપકનો પ્રકાશ છે. તે આત્માને આકર્ષે છે ખરી પણ તેને બાળીને ભસ્મ પણ કરી મુકે છે. તે જ પ્રમાણે પૈસાની પ્રાપ્તિનો આધાર ગુણ પર નથી, સંસ્કાર પર નથી, મહત્તા પર નથી—માત્ર અણધાર્યા પ્રસંગો પર છે. ઘણા મહાનો નિર્ધન છે; ઘણા ય ધનિકોને ધન કેમ મળ્યું તે સમજાતું નથી. ધન મનુષ્યને મહાન નથી બનાવી શકતું. તેનામાં પ્રખર શક્તિ હોય, કાર્યદક્ષતા હોય, જ્ઞાન હોય, આદર્શ હોય તે જ મહાન છે—પછી તેને લક્ષ્મી વરી હોય કે નહીં.

મોટાઇને ધન એ બેના લોભમાં જે પણ કંઇ પ્રયત્ન કરો તે નિરર્થક થવા સર્જાયા છે. આજે તમારા હાથમાં તો જ્ઞાનની પાંખે ચઢી ઊંચા ને ઊંચાં ઉડવાનો અવસર છે.

હિન્દમાં વિજ્ઞાન વિના લોકો ભુખે રઝળે છે પણ તેને કોઇ ખવડાવનાર નથી. કાઠીઆવાડમાં ગામે ગામ પ્રતાપી ઇતિહાસની અઢળક સામગ્રી પડી છે પણ તેને કોઇ શોધનાર નથી. ગુજરાતી સાહિત્યની હજાર વર્ષની સમૃદ્ધિ જ્યાં ને ત્યાં રઝળે છે પણ તેનો કોઇ ઉદ્ધારનાર નથી. આ તમારાં કાર્યક્ષેત્રો. એમાં ઘૂમતાં શીખો તો તમારું શિક્ષણ સંપૂર્ણ થશે.

અર્વાચીન જગતની જેમ આ સ્થૂળ સાધનસંપત્તિ છે તેમ બીજી સૂક્ષ્મ પણ છે. તેમાં તમારો ફાળો આપવો એ પણ તમારું કર્તવ્ય છે.

તમારામાં ઘણા જરૂર ધારાશાસ્ત્રીઓ થવાના. કાયદા વડે પ્રતિષ્ઠા મળે ને તમે નસીબદાર હો તો અસીલના પૈસા તમારા ગજવામાં પણ આવે. એ તો નજીવી વાત. ખરી વાત તો એ છે કે કાયદા વડે જ તમે જીવનને વ્યવસ્થિત કરવાનું સાધન પ્રાપ્ત કરશો.

ધારાશાસ્ત્રીઓની કેડી કરવી સહેલ છે, તેમના વિના ચલાવવું અશક્ય છે. પહેલાં ધર્મગુરુઓનું હતું તે સ્થાન આજે ધારાશાસ્ત્રીઓ ભોગવે છે. અસલી જમાનામાં સમર્થ કોઇને લૂંટી લે, કોઇની સ્ત્રી ઉપાડી જાય કે કોઇને મારવા જાય ત્યારે ધર્મ-

ગુરુ વચ્ચે પડે અને ધર્મશાસન વડે તેને સીધો રાખે. આ નાસ્તિકવાદના જમાનામાં સત્તાને અંકુશમાં રાખવાનું અને લોકોને વ્યવહારશુદ્ધ રાખવાનું પ્રથમ સાધન કાયદો છે. માનવજાતિનો વિકાસ સ્વચ્છંદમાંથી ધારાવલંબન તરફ થતો આવે છે. Laws—ધારાઓ—આજે જગતના જીવનને શેષનાગની માફક શીર પર ધારે છે.

ધારાશાસ્ત્રના સેવનથી જગતની સૂક્ષ્મ સાધનસંપત્તિ સમૃદ્ધ થાય છે. એ સમૃદ્ધિમાં તમે કૈં પણ ઉમેરો કરી શકો એવી શક્તિ તમારે સંપાદન કરવાની છે. વર્તમાન સંસ્કૃતિ છે ત્યાં સુધી ધારાશાસ્ત્રીઓ માટે સુંદર અને મહત્તાભર્યું કાર્ય સદા વિસ્તરશે.

અર્વાચીન જગતની સૂક્ષ્મ સાધનસંપત્તિ સામુદાયિક વ્યવસ્થા શક્તિ છે. આજે વિજ્ઞાનથી જગત સાંકડું થઇ ગયું છે. જ્યાં હજાર માણસો સાથે બેસી વિચાર-વિનિમય ન કરી શકતા ત્યાં કરોડ માણસો આજે કરી શકે છે. બે મિનિટમાં અહીંઆં બેસી દુનીયાના બધા સુધરેલા દેશો જોડે વાતચીત થઇ શકે છે. જ્યાં સેંકડોનાં મંડળો હતાં ત્યાં લાખોના મંડળો ઉભાં થયાં છે.

થોડા મહિના પર હું હજારો વર્ષોની ઇતિહાસની સ્મરણભૂમિ ચિતોડમાં ગયો હતો. એક તરફ ગૂર્જરાધીશ કુમારપાલે બન્ધાવેલું શિવમંદિર ગુજરાતની જાહોજલાલીની સાક્ષી પૂરતું. બીજી તરફ કુંભા રાણાએ રચેલો કીર્તિસ્તંભ હજીએ સીસોદીઆઓનો ગર્વ મૂર્તિમાન કરતો હતો. ત્યાંથી નીકળી દર વર્ષે હજારો યોદ્ધાઓએ કેસરીયાં કરી પ્રાણ અર્પ્યાં હતા. ત્યાં હજારો વીરાંગનાઓ શીયળ સાચવવા અગ્નિને વરી હતી. ત્યાં વીરતા હતી, અડગતા હતી, દેશદાઝ ને સ્વાતંત્ર્ય પ્રેમ હતા—અવનિ પર કોઇ સ્થળે પણે નહોતાં એવાં—કેન્દ્રસ્થ !

આ હુતાત્માનાં સ્મરણોમાં ખિન્ન હું મારી જાતને પૂછવા લાગ્યો કે એવું આ દેશમાં શું હતું—એવો કયો શાપ આપણે શિર હતો—કે જેથી આટલી વીરતા છતાં, આટલો ત્યાગ છતાં, આટલો સ્વાતંત્ર્યપ્રેમ છતાં, આપણે પરાધીન થઇ પડ્યા ! હીંદુ-પત પાદશાહીનો કેમ અસ્ત થયો ?

એનો જવાબ આવ્યો, સ્પષ્ટ ને સચોટઃ હિંદીઓ પાસે બધું હતું. પણ સામુદાયિક વ્યવસ્થા શક્તિ નહોતી. એક એક હિંદીવાન એક એક પરદેશીથી ચઢીઆતો છે. પણ પચાસ હીંદીવાનનો સંઘ બે પરદેશીઓના સંઘ આગળ નિસ્તેજ બને છે. આપણા સમુદાયમાં એક ' તન, મન, પ્રાણ.' પ્રગટતાં નથી. ચીતોડની કરુણ કથની વાંચો, મરાઠા સામ્રાજ્ય-ના આંતરકલહો જુઓ, પાંચ વર્ષના સત્યાગ્રહ પર નજર કરો, એસ્ટ્રીઅન સાથેની ભેંચ સંભારો, આપણી જાહેર સંસ્થાઓની કારકીર્દી તપાસો—સામુદાયિક વ્યવસ્થાનો અભાવ આપણી બધી વિપત્તિઓના મૂળમાં જડશે.

ઈંગ્લાંડમાં કેવું પ્રતાપી સંઘબળ છે તેની પ્રતીતિ આપણે સર સેમ્યુઅલ હોરના રાજીનામા વખતે કરી. ૧૯૨૩નું ઇટલી નિર્જીવ દેશ હતો; આજે લાખો સભ્યોની બનેલી ફેસીસ્ટ પાર્ટી એક તન, મન, પ્રાણે—એક અવાજે—જગતના મહાસામ્રાજ્યોને ગભરાવી રહી છે. આજે નાઝી પક્ષો-લાખોના બનેલા એક વિરાટ પુરુષે-બાર મહીના-માં વેરસાઇના કોલકરારને ફાડી તોડી જર્મનીને મહા પ્રતાપી રાષ્ટ્ર બનાવી મૂક્યું છે. રશીઆમાં એવો જ એક સંઘ મધ્યકાલીન દેશને આંખ ઉઘાડતામાં અર્વાચીન કરી રહ્યો છે.

[ અનુસંધાન પૃ. ૫૯૯ પર ]

# ભૂતીયો ઓરડો

સંયોજક: ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

દિલ્હીમાં અખિલ ભારત પ્રદર્શન ભરાયેલું તે પ્રસંગે ચિક્કાર મુસાફરો એ ત્યાં ધસ્યો કરેલો. નાનામાં નાની હોટેલો જેનો સામાન્ય સંજોગોમાં ભાવ પણ નહિ પૂછાય તે પણ ચિક્કાર ભરાઈ ગયેલી, 'શાહજહાન હોટેલ' નામની એક સાધારણ હોટેલમાં એક રાતે પાંચ છ મુંબઈગરાઓ એકી વખતે એકઠા થઈ ગયા. એકેકમાં સાધારણ પરિચય હતો તેમાં આવો પ્રસંગ એટલે બધાએ આવા મીલનથી આનંદ પ્રદર્શિત કર્યો અને હોટેલમાં કઈ કઈ રૂમ કોને કોને મળી છે તેની પણ પૂછપરછ પરસ્પર થઈ ગઈ. કલાકેકમાં હાથમોં ધોઈને આ પાંચ તરતના થયેલા મિત્રો સાથે જ ભોજન લેવા એકઠા થયા. તે દરમિયાન વાતચીત ઉપરથી એમ જણાવવામાં આવેલું કે મગનલાલ દિલ્હી ઘણીવાર કામ પ્રસંગે આવી ગયેલ. બીજા દિલ્હીથી લગભગ નવા જ હતા. મગનલાલે વાતમાં અને વાતમાં બીજાઓની રૂમના નંબર પણ જાણેલા જ.

ભોજન લેતી વખતે મિત્રો વાતોના ગપાટાએ ચઢ્યા. થોડી વાતો આમ તેમ ચાલી એટલામાં મગનલાલે કહ્યું, "તમારામાંથી કોઈ ભૂતપ્રેતમાં માને ખરા કે નહિ!"

"ભૂત પ્રેતમાં!" તિરસ્કારથી રમણલાલ બોલી ઉઠયો, "ભાઈ, આ વીસમી સદી ચાલે છે હો! પંદરમી નહિ. બિચારા ભૂત અને ભૂવા આ જમાનામાં તો ભૂખે મરે છે."

"આપણે એમાં માનતા તો નથી," પ્રતાપરાયે કહ્યું.

"આ જમાનામાં માનવું એ કઠણ તો છે, છતાં," મનસુખલાલે કહ્યું "એ બાબતનો કંઈ અનુભવ લેવાની મારી ઇચ્છા નથી."

"મને તમારે જુના જમાનાનો કહેવો હોય તો ભલે કહો પણ હું તો માનું છું." અમુલખરાયે કહ્યું. "જો કે મેં પોતે હજી સુધી કોઈ ભૂત જોયું નથી તેમ જોવાને આતુર પણ નથી. પણ અમારા ઘરને ત્યાં ખાલી હિંચકો એની મેળે ચાલતો ચાલતો મેં જોયેલો તેમ જ વાસણોના ખખડાટ પણ સાંભળેલા."

"એ બધા મનના ધખારા, અમુલખરાય!" રમણલાલે હસીને કહ્યું. "પણ મગનલાલ, તમે આ વાત છેડી અને તમે પોતે તો તમારો અભિપ્રાય જણાવતા નથી!"

"હું! મારો—" જરા અચકીને મગનલાલ બોલ્યા. "હું પોતે જરાપણ માનતો નહતો—પણ અમુક અનુભવ એવો થઈ ગયો કે નામરજી છતાં મારે માનવું પડે છે. હજીપણ એનો સંતોષકારક ખુલાસો કોઈ આપતું હોય તો તે માનવા હું તૈયાર છું."

" એવો તે કેવો કે અનુભવ થયો ! કહી નાખોને, " પ્રતાપરાયે કહ્યું.

" કહેવામાં મને જરાય વાંધો નથી, " મગનલાલે કહ્યું. " પણ પાછળથી મને કોઇ દોષ ન દેતા કે મેં તમારી ઉંઘ બગાડી. "

" ના ના, એમ કોઇ નહિ કહે, " રમણલાલ બોલ્યા. " હું, પ્રતાપરાય અને મનસુખલાલ તો ભૂતપ્રેતમાં માનતા જ નથી એટલે અમારી ઉંઘ બગડવાનો સવાલ જ નથી. અમુલખરાયને પૂછી જુઓ. "

" ના રે ભાઇ, હું માનું છું છતાં મને એવી વાતો સાંભળવામાં તો બહુ જ રસ આવે છે, એટલે હાંકયે રાખો, " અમુલખરાયે કહ્યું.

" જુઓને, વાતમાં કાંઇ ખાસ દમ નથી પણ, " મગનલાલે શરૂ કર્યું. " આ તો ભલા ઠીક છે, એ બહાને વખત જશે. તમે જાણો છો કે હું તો ' સેલ્સમેન ' રહ્યો એટલે મારે અવારનવાર ઠેકઠેકાણે જવું જ પડે. આખા હિંદુસ્થાનમાં કોઇ કોઇ જગ્યાએ અનેક વેળા હું જઇ આવ્યો છું. અ. દિલ્હીમાં પણ ત્રણ ડઝન વખત આવી ગયો છું. હવે એક વખત હું એક મોટા શહેરમાં એવી જ રીતે ગયો હતો ત્યાં હું અમુક હોટેલમાં ઉતર્યો હતો. ગામ અને હોટેલનાં નામ દેવાં મને યોગ્ય નથી લાગતાં. નાહક કોઇની હોટેલનું નામ બગાડવું એમાં ફાયદો શો ? વળી બીજી બધી રીતે એ શહેર તેમજ એ હોટેલ બહુ જ સરસ છે.

" હું ત્યાં સાંજના પહોંચ્યો. અમારી લાઇનમાં અમે ઘણાને ઓળખીએ એટલે એ હોટેલમાં પણ મારો એક ઓળખીતો મળી ગયો. વાતમાં ને વાતમાં એ ઓળખીતો જેનું નામ છોટાલાલ હતું તેણે મને પૂછયું, ' તમે પેલા મિ. દેસાઇને ઓળખો કે ? '

" ' કયા ? પેલા ડાહ્યાભાઇ દેસાઇ ? ' મેં સામું પૂછયું : ' હા, ઓળખતો હતો ખરો પણ એ બિચારાએ તો ત્રણેક વર્ષ ઉપર આપઘાત કરેલો કેની ! ' "

" હા, રાતના બે વાગ્યે અસ્તરાથી પોતાનું ગળું કાપી નાખેલું, " છોટાલાલે કહ્યું.

" જો બિચારો ! બાકી માણસ બહુ અચ્છો, અને અમારા કામમાં એ એક્સપર્ટ હતો, હું બોલ્યો.

" ' પણ એણે આ જ હોટેલમાં અને રૂમ નંબર ૧૭ માં આપઘાત કરેલો તે જાણો છો ? ' છોટાલાલે પૂછયું.

" ' હેં ! શું કહો છો ? ' હું બોલી ઉઠયો. ' આ જ હોટેલમાં અને ૧૭ નંબરની રૂમમાં ! પણ મને આજે એ જ રૂમ મળેલી છે ! ' "

" ' અરરર ! ' સૉરી, ' હું જો પહેલેથી જાણતો હોત તો તમને આ વાત કહેત જ નહિ. ' છોટાલાલે દિલગીર થઇને મને કહ્યું. ' પણ જ્યારે આટલું કહ્યું ત્યારે મને કહી જ નાખવા દો કે એ ડાહ્યાભાઇ દેસાઇ ત્રણ વર્ષ ઉપર આપઘાત કરીને મરી ગયા પછી એ જ રૂમમાં બીજા બે જણાએ એ જ પ્રમાણે અસ્તરાથી ગળું કાપીને આપઘાત કર્યો છે. તે પછી તો એ રૂમ હોટેલવાળા કોઇને આપતો જ નહતો. તમને કેવી રીતે આપી ! '

'અત્યારે સીઝન છે એટલે મને પધરાવી હશે,' હું બોલ્યો, 'પણ આપણે એવામાં કશું માનતા નથી, અને કદાચ હોટેલવાળાએ ફરનીચર વગેરે બદલાવી નાખ્યું હશે તો.'

'હું તો એ રૂમમાં પછી ગયો જ નથી, પણ ફરનીચરમાં ખાસ કરીને તો એક અરધી ભીંત જેવડું સુંદર કાચનું કબાટ અને સામટા ચાર માણસ સુઈ શકે તેવો, રાજા મહારાજાઓને લાયકનો ભપકાદાર પલંગ એ બે વસ્તુઓએ તે વેળા પણ મારૂં ધ્યાન ખેંચેલું. એ બે વસ્તુઓ જેવી સુંદર વસ્તુઓ આખી હોટેલમાં બીજે કોઇ ઠેકાણે નથી,' છોટાલાલે કહ્યું.

'જે હશે તે, મેં હજી ધ્યાનથી જોયું નથી,' હું બોલ્યો 'અને અત્યારે રાતે હવે ક્યાં હું રૂમ બદલવા બેસું. આપણે તો જઇને ઘસઘસાટ ઉંઘી જવાના.'

તે વખતે રાતના અગીઆરેક થયા હશે. આટલી હકીકત મેં છોટાલાલ પાસેથી સાંભળેલી. હવે જે કહું છું તે મેં પ્રત્યક્ષ અનુભવેલી. હું મારી રૂમમાં ગયો ત્યાંસુધી મને ખાસ બીક જેવું લાગ્યું નહતું. પણ જેવો હું રૂમમાં દાખલ થયો તેવાં જ મેં પેલું ભવ્ય કબાટ અને બાદશાહી પલંગ જોયાં એટલે મારા હાંજા ગગડી ગયા! મનને ઘણું દબાવવાનું કર્યું પણ કશો પત્તો ખાધો નહિ. આખરે હું એક ચોપડી લઇને પલંગ ઉપર પડ્યો. ચોપડીમાં ચિત્ત પરોવાનું કર્યું પણ તે યત્નમાં હું નિષ્ફળ ગયો. એમ કરતાં કરતાં બાર ગયા, એક ગયો અને મને ઝોકું આવી ગયું હશે. ઉંઘમાં પણ મને નરેહવાર સપનાં આવવા માંડ્યાં. આમ હું પડી રહેલો એટલામાં મેં ઘડીઆળનું એલાર્મ સાફ સાંભળ્યું. મેં છનું એલાર્મ મૂકેલું એ હું જાણતો હતો એટલે સવાર થઇ ગઇ એ ખ્યાલથી છુટકારાનો દમ ખેંચતો હું ત્વરાથી ઊભો થયો. ઓરડામાં તો અંધારૂં જ હતું એટલે મેં વિજળીની બત્તી કરી અને હજામત કરવા માંડી. હું અરધી હજામત કરી રહ્યો હોઇશ એટલામાં મને આરસીમાં એક બીજા માણસની આકૃતિ જણાઇ! ક્ષણભર તો હું સ્તબ્ધ થઇ ગયો. મારા આખા શરીરે પરસેવો છુટી ગયો. પણ પછી મેં મારી બધી હિંમત એકઠી કરી અને મેં પાછળ જોયું. પેલા બાદશાહી પલંગ ઉપર એક પુરૂષ ભયાનક વેદનાથી પીડાતો હોય એમ બેઠો હતો. હજી તો મેં પૂરેપૂરો એને જોયો નહિ એટલામાં તો એણે પોતાના ગળા ઉપર અસ્તરો ફેરવી દીધો અને લોહીની શેરો વછુટી. હું બહેબાકળો થઇને ચીસ પાડું તે પહેલાં એ આખું દશ્ય ઓસરી ગયું અને ઓરડામાં હું એકલો રહી ગયો. મારી નજર ઘડીઆળ ઉપર પડી તો એમાં બરાબર બે વાગ્યા હતા!"

બેંકમાં થોડીવાર શાંતિ પ્રસરી રહી. પછી અચકાતાં અચકાતાં રમણલાલે કહ્યું. "મગનલાલ! તમે દિલ્હીની જ વાત કરતા હતા અને આ જ હોટેલની, ખરૂં ને?"

"હા આ જ, પણ તમે કેવી રીતે જાણી લીધું?" મગનલાલે સહેજ ખેંચાઇને પૂછ્યું

"એટલું તો જાણી જ શકું ને," રમણલાલે જવાબ વાળ્યો.

"મારી રૂમનો નંબર ૧૭ છે અને ફરનીચરમાં પણ પેલો જ બાદશાહી પલંગ અને મેંજલવર કબાટ છે! બાકી, હું કંઇ ભૂતપ્રેતમાં માનતો જ નથી."

આટલું બોલીને રમણલાલ ઊઠીને ઊભો થયો અને " જરા હમણાં આવું છું, " કહીને બહાર ગયો.

એના ગયા પછી પ્રતાપરાયથી નહિ રહેવાયું. એણે કહ્યું, " મગનભાઇ, તમારી વાત ઉપરથી હું એટલું તારવી શક્યો કે રાતના બે વાગે પેલી સત્તર નંબર વાળી રૂમમાં પહેલા માણસે અમુક કારણોસર અસ્તરાથી ગળું કાપીને આપઘાત કર્યો હશે. પછી જે જે માણસ ત્યાં સુતું તે તે માણસે તે જ સમયે ખોટું એલાર્મ સાંભળ્યું. અને તે ઉપરથી હજામત કરવા મંડી પડ્યો. એટલામાં પેલાના ભૂતને એ જ પ્રમાણે ગળું કાપતાં જોયો તે ગભરાટમાં પોતાનાથી પણ ગળું કપાઇ ગયું એમ બન્યું હશે, ખરું ને ?"

" હા, એ બનવા જોગ છે, " મગનલાલે ઉત્તર આપ્યો.

" હંઅં, ત્યારે તમે પણ હજામત કરતા હતા તે જ વખતે તમે ભૂત જોયું ! તો પછી તમારાથી ગળું કેમ નહિ કપાઇ ગયું ? " મનસુખલાલે પૂછ્યું.

" મારાથી પણ કપાઇ જાત પણ–પણ હું તો ' સેફ્ટી રેઝર વાપરું છું ને ! " મગનલાલે જવાબ આપ્યો. જવાબ આપતાં આપતાં એનાથી આંખનું મટકું મરાઇ ગયું એટલામાં રમણલાલ પાછો આવ્યો.

" આપણે એવા વહેમથી બીતા નથી પણ નાહક ઉજાગરો થાય એવું શા માટે જોઇએ ! એટલે મેં તો કલાર્કને કહીને મારી રૂમ બદલાવી નાખી, " રમણલાલે કહ્યું.

" પણ રૂમ તો એકે ખાલી ન હતી તો તમને કેવી રીતે મળી ?, " મગનલાલે પૂછ્યું.

" કોઇ પંદરમા નંબરવાળી રૂમના માણસને કોણ જાણે શાથી સતરમા નંબરની એટલે મારાવાળી જ રૂમ જોઇતી હતી એટલે મેં પંદરમા નંબરવાળી રાખી લીધી. સામાન પણ ફેરવીને, પંદરમા નંબરની રૂમની ચાવી લઇને જ હું આવ્યો છું. " રમણલાલ બોલ્યો. " પણ ભલા, એવું તે શું સત્તરમા નંબરની રૂમમાં બન્યું છે ! "

" એનું કારણ સ્પષ્ટ છે. સત્તરમાં નંબરની રૂમ આ હોટેલમાં ઉત્તમોત્તમ છે–એનો જોટો મળે એમ નથી. અમે વારે ઘડીએ આવીએ તે જાણીએ તો ! " મગનલાલે કહ્યું.

" ત્યારે એ પંદરમા નંબરની રૂમમાં રહેનાર કોણ ફસાયો હશે ? " અમુલખરાય બોલ્યો.

" હવે તો બહુ મોડું થયું, ચાલો સુઇ જઇએ, " કહીને મગનલાલ ઉઠયા. રમણલાલ તો ઝડપથી ક્યા પણ ખરા.

" પણ તમે મારા સવાલનો જવાબ નહિ આપ્યો ! " અમુલખરાયે પાછું પૂછ્યું.

" હવે એમાં જવાબ શો આપવો હતો જે ? " મગનલાલે જતાં જતાં કહ્યું, ' એ રૂમ મારે નસીબે આવી હતી. એમાં હવા ઉજાસનો પાર નથી. હા હા હા હા ! "

---

# વાંસળી

એક વાંસળી અંધારાની
નવલખ તારા છિદ્ર
તેનાં નવલખ તારા છિદ્ર

વગાડતો આકાશે કોઇ
સુરગંગાને તીર
ઉભો સુર ગંગાને તીર

પંખી પાંખો બીડે સુણતાં
ધીમા થાય સમીર
સુણતા ધીમા થાય સમીર

પુષ્પોની પાંખડીઓ મળતી
નેને મળતી નીંદ
સૌને નેને મળતી નીંદ

અણુદીઠી આંખોથી ઝમતા
સજાનમ્ કેરાં નીર
સુણતા સજાનમ્ કેરાં નીર

અધીર વાંછા પંખી મારાં
ફરતાં નિજને નીડ.
આવી સૂતાં ઉરને નીડ

કોણ બજાવે બંસી તેવી
લાગે કરુણ ગભીર
હૈયે લાગે કરુણ ગભીર

મમ ભીતર કો આકુલ રાધા
મળવા થાય અધીર
તેને મળવા થાય અધીર

પ્રહલાદ પારેખ

# પ્રયાણ

[દ્રુત વિલંબિત ]

હૃદયમાં રમખાણ મચી રહ્યું,
મનન ભૂત બધાં ગૂંગળાવતાં,

લઇ કમંડળ બ્હાર હું નીકળ્યું,
ગગનમાં વિજ મેઘ શું ગર્જતા.

જગ ભયાનક રૂપ ધરી રહ્યું.
જીવન-શેખની માઝમ રાતમાં;

જીવન-અંત-પ્રયાણ મળ્યો ! કહું,
વિરુપ કાંચળી સર્પ ઉતારીને;

શરીર ભસ્મ, ત્રિપુંડ્ર લલાટમાં,
કફની અંગ ધરી જગ ઢૂંઢતાં.

મરણની ઉર બ્હીક રહી નહીં,
પરમ મોક્ષની આશ રમી રહી.

લખ અલક્ષ્યની ભૂલભૂલામણી,
નિરખવી ત્યહીં જ્યોત શું બ્રહ્મની !

ભાસ્કર વ્હોરા

# અગીઆરમાથી સોળમા શતકની
# વૈષ્ણવ ભક્તિનું પૃથક્કરણ

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

[ ચોથા અંકના પૃષ્ઠ ૩૨૬ થી ચાલુ ]

ભાગવત પછીથી બિલ્વમંગળ, જયદેવ, શ્રીધર, બોપદેવ, હેમાદ્રિ શાંડિલ્યસૂત્ર અને નારદસૂત્રના કર્તાઓ, વગેરે ભક્તકવિ-લેખકોદ્વારા ઘડાયેલું ભક્તિનું જે સ્વરૂપ સોળમા શતકના આચાર્યો અને લેખકોને મળ્યું તેના ક્રમવિકાસ ઉપર એક ઝડપી નજર આપણે નાખી લીધી. અહીં બિલ્વમંગળાદિ જે નામો લખ્યાં છે તેઓ વિષે આ વ્યાખ્યાનમાં કશું જ કહ્યું નથી કારણકે મારા સ્નેહી ભાઇશ્રી નટવરલાલ ઇચ્છારામ દેસાઇએ બિલ્વમંગળ વિષે ઉપલબ્ધ માહીતી પ્રગટ કરી દીધી છે. અને એ રીતે જે સ્વરૂપ માહીતી બીજાઓ વિષે ઉપલબ્ધ છે તેને પણ પ્રગટ કરનાર કોઇક જાગશે જ. પણ મારો વિશેષ ભાર તો તેઓના અંગત ઇતિહાસ કરતાં બીજી જ વસ્તુ ઉપર છે. બિલ્વમંગળ કે બોપદેવ હેમાદ્રિનાં અથવા ચંડીદાસ વિદ્યાપતિ જેવાનાં કાવ્યો અત્યારે ઉપલબ્ધ હોવાથી તેઓના વિચારો વિષે આપણે કાંઇક જાણી શકીએ છીએ પણ જેઓને વિષે તેઓએ કશું જ લખેલું ન હોવાથી અથવા લખેલું લુપ્ત થઇ ગયું હોવાથી આપણે કશું જ નામ સુદ્ધાં જાણતાં નથી તે અજ્ઞાત ભક્તોએ કે ભક્તમંડળીઓએ ભક્તિના ઘડતરમાં ઘણો ભાગ લીધો છે તથા તેઓના વિચારોની અસર આચાર્યો તથા ભક્તકવિઓ ઉપર થઇ છે. આ ભક્તમંડળીઓને ઉદ્દેશીને રૂપગોસ્વામી વગેરે વૈષ્ણવ લેખકો ' લોકપ્રસિદ્ધ ' શબ્દ વાપરે છે. ભાગવતાદિ ગ્રન્થોમાંથી જે તત્ત્વો મળે તેને એ ' શાસ્ત્રપ્રસિદ્ધ ' કહે છે અને ભક્તમંડળીઓ પાસેથી જે મળેલું હોય તેને 'લોકપ્રસિદ્ધ' કહે છે.

પણ આવી ભક્તમંડળીઓ કોઇ એક જ પ્રાન્તમાં નહોતી. હિન્દુસ્તાનના બધા ભાગમાં હતી. અને તીર્થયાત્રા તો ભક્ત સાધુઓનું મોટું કર્તવ્ય મનાતું હોવાથી પરસ્પર વિચારવિનિમય ઘણો થતો હશે, હશે શું ! થતો હોવાના પુરાવા પણ છે છતાં જુદીજુદી ભક્તમંડળીઓની ભક્તિવિષયક માન્યતાઓમાં કેટલોક તફાવત હોય એ સ્વાભાવિક છે, અને વસ્તુસ્થિતિ પણ એવી જ દેખાય છે. પ્રાચીન તફાવતો રામાનુજ પૂર્વેનાનો તેમ જ રામાનુજાદિ આચાર્યોના મતભેદોનો કે ભિન્ન ભિન્ન સંપ્રદાયના અવાંતર મતભેદોનો વિચાર કરવાની જરૂર નથી. પણ જે યુગનો આપણે વિચાર કરીએ તે યુગમાં જ અન્યત્ર શૃંગારભક્તિનો પુષ્કળ પ્રચાર થયા છતાં મહારાષ્ટ્રના વૈષ્ણવોએ એ પ્રકારને સ્પર્શ જ ન કર્યો એ દાખલો ઘણો બોધક છે, રૂપગોસ્વામી પણ બધા ભક્તોને એ પ્રકાર માન્ય નથી એ વાત સ્વીકારે જ છે. વળી જેઓએ શૃંગારભક્તિનો પ્રચાર કરેલો તેમાં પણ કેટલાક રાધા ને સ્વકીયા-કૃષ્ણની પરિણીત પત્ની માનવાના મતના હતા અને કેટલાક તેને પરકીયા માનવાના મતના હતા. આ સ્વકીયા-પરકીયાવાદ ચૈતન્ય સંપ્રદાય કરતાં જૂનો છે. નિમ્બાર્ક રાધાને સ્વકીયા માને છે અને એમના પછી

લગભગ ચારસો વર્ષે થયેલા હિતહરિવંશજીએ (જ. સં. ૧૫૫૯) એમના સમયમાં પરકીયાવાદ બહુ પ્રચલિત હોવા છતાં, પોતે નવા સ્થાપેલા રાધાવલ્લભીય સંપ્રદાયમાં સ્વકીયાવાદ જ સ્વીકાર્યો છે.* ચૈતન્યના સમકાલીન અને જાતે તથા એક બીજાના શિષ્યો દ્વારા સારી રીતે એક બીજાના પરિચયમાં આવેલા શ્રી વલ્લભ સંપ્રદાયના સાહિત્યમાં પરકીયાવાદ કે જારભાવ ઉપર બીલકુલ જોર આપ્યું નથી, એને ચૈતન્યસંપ્રદાયમાં પણ આ સ્વકીયા પરકીયાવાદની વાદાવાદી લાંબા વખત સુધી ચાલી હતી એમ ઇ. સ. ૧૭૧૭ની સાલના એક મુસ્લીમ રાજ્ય દફતરના લખાણ ઉપરથી જણાય છે. એમાં બંગાળ, ઉડીયા, અને કાશીના બેય વાદના પંડિતો વચ્ચે એક સભામાં થયેલા વાદનું વર્ણન છે. આ વાદમાં આધાર રૂપે ભાગવત તથા એની ટીકા વગેરે ગ્રન્થો વપરાયા હતા. છેવટ પરકીયાવાદીનો વિજય થયો. ( જુઓ Sen ના Typical Selections from Old Bengali pat ii p. 16 z 8.

આ પરકીયાવાદ પેઠે સખીભાવ કે ગોપીભાવ પણ ભક્તજનોમાં સર્વમાન્ય થયો નથી. વલ્લભસંપ્રદાયમાં એ ભાવ સંબંધી જે વિરલ જૂના ઉલ્લેખો મળે છે તે વિષે ચૈતન્યના શિષ્યો વૃંદાવનમાં રહેતા હતા અને શ્રી વિઠ્ઠલનાથજી ગોકુળમાં રહેતા અને એ રીતે પરસ્પર વિચારવિનિમયનો ઘણો સંભવ હતો એ સ્થિતિ જોતાં, રૂપગોસ્વામી વગેરે ગૌડીય વૈષ્ણવોની અસરનું પરિણામ માનવું કે બેય સંપ્રદાયોએ કોઇ ઉભય સામાન્ય મૂળમાંથી એ વિચારો લીધા છે એમ માનવું એ પ્રશ્ન છે. અને વલ્લભ ચૈતન્ય પહેલાંના પદ્મપુરાણના ઉપર ઉતારેલા ઉલ્લેખ ઉપરાંત જેનો સમય ચોક્કસ હોય એ વડે ઉલ્લેખ ન મળે ત્યાંસુધી એનો નિર્ણય મુશ્કેલ છે. બાકી શૃંગારભક્તિ કરતાં વાત્સલ્ય ભક્તિ ઉપર તથા કીર્તન કરતાં સેવા ઉપર શ્રી વલ્લભાચાર્યે વધારે જોર આપ્યું છે અને છેલ્લા બે ભાવો જારભાવ અને સખીભાવ ઉપર જોર નથી આપ્યું એ કદાચ સમાજ ઉપર એની ખરાબ અસર થવાનો સંભવ વિચારીને જ હશે, બાકી ગૌડીય વૈષ્ણવ ભક્તિના ગણાતાં ઉપર ઉતારેલાં બધાં તત્ત્વો એમને સારી રીતે પરિચિત હતાં એમાં સંદેહ નથી.[૧]

પ્રેમલક્ષણા ભક્તિનો ભાગવત અને શ્રી નિંબાર્કથી આરંભી સોળમા શતક સુધીમાં જે વિકાસ થયો છે તેના શૃંગારભક્તિ આદિ પ્રાણભૂત તત્ત્વોનું વિવેચન ઉપર ટુંકામાં કર્યું છે. આ તત્ત્વો મૂળ પ્રેમલક્ષણ ભૂમિમાંથી ભાગવતમાંથી જીવન ગ્રહણ કરીને આત્મબળે ઉત્પન્ન થયાં છે અને ભક્ત મંડળીઓ એના ઉદ્‌ભવમાં તથા પ્રચારમાં

* આ સ્વકીયા પરકીયા વાદનું 'મૂળ રાધાને વિષ્ણુપત્ની ગણવી કે બીજી ગોપી જેવી પરકીયા ગોપી ?' એ પ્રશ્ન સાથે સંકળાયેલ છે. રાધાનો વિચાર કરતાં જૂના વખતમાં લક્ષ્મી જેવું જ રાધા એ વિષ્ણુપત્નીનું નામ હતું એ આપણે જોયું છે. નિંબાર્ક એ પરંપરાને અનુસરે છે. પણ ભાગવત પછી એ પરકીયા ગોપી ગણાવાની પરંપરા ઉત્પન્ન થઇ. બ્રહ્મવૈવર્તમાં તથા ચંડીદાસે રાધાને પરકી ગણેલ છે. આ બે ભિન્ન પરંપરાનું સ્વરૂપ અવતારવાદથી દર્શાવતાં રૂપગોસ્વામી ઉજ્જવલ નીલમણિમાં કહે છે કે કૃષ્ણ સાથે ગોપીઓ સાચેનું નિત્ય દાંપત્ય છે. પરકીયાપણું તો માયિક છે અને અવતારસમયે જ શ્રીકૃષ્ણે માયાથી ઉત્પન્ન કરેલું છે.

૧ જુઓ રાસ પંચાધ્યાયીના આરંભની વલ્લભાચાર્યની કારિકાઓ.

[ અનુસંધાન પૃ. ૫૫૪ પર ]

# નાસ્તિકતા

કિશનસિંહ ચાવડા

૧

વડોદરા શહેરમાં બે પ્રકારના અખાડા ચાલે છે. વજ્રમુષ્ટિ પહેલવાન ઇસ્મુભાઈનો અખાડો, પહેલવાન રામનારાયણનો અખાડો, દાદા સાહેબનો અખાડો અને પ્રો. શંકરરાવનો અખાડો. એ બધા અખાડા માત્ર સ્થૂલ શરીર કેળવવાનાં અને વધારવાનાં સ્થળો છે. અકસ્માત સામનો થાય ત્યારે અથવા ગુંડાઓ સાથે બાથ ભીડવાની હોય તેવે વખતે અને અનેક જાતના હુમલાઓ સામે પોતાનું રક્ષણ કરવાની વેળા આવે ત્યારે તલવાર, ભાલા, જમૈયા, લાઠી કે લાકડી કેમ વાપરવી એ શિક્ષણ અને આવડત જેટલાં આ અખાડાઓમાં ખીલે છે, કુસ્તીના વિવિધ દાવો અને પકડો જે અહીં શીખવા મળે છે તે બીજી જાતના અખાડામાં એટલા પ્રમાણમાં નથી મળતાં. પરંતુ આટલું બધું હોવા છતાં આ અખાડાઓમાં મન અને અંતઃકરણના વિકાસ માટે કશું જ સાધન ન હોવાથી, ઊલટું દુર્બંદ દેખાડતું હોવાથી અને માત્ર સ્થૂલ શરીર વિકાસમાં ગિરીશને રસ ન હોવાથી એણે વિદ્યાર્થીઓના અખાડામાં જવા માંડ્યું હતું. પુરાણી બાંધવોના પ્રયત્નોથી શરીરવિકાસની જે પ્રાણવાન સંસ્થાઓ ગુજરાતમાં જામી છે તેમાંની આ એક પુરાતન સંસ્થા હતી. શારીરિક કેળવણીની સાથે બુદ્ધિ કસાય, વિવેકબુદ્ધિ ખીલે, ચિત્તનું સૌન્દર્ય સમજાય અને કુણી લાગણીઓ પકાય એવું આ સ્થળ હતું. ગિરીશને તો મન ગમતું મળ્યું એટલે એ ખૂબ રાજી થયો હતો. બી. એ. પહેલા વર્ગમાં પસાર કરીને એણે પોતાની તેજસ્વી બુદ્ધિનો પરિચય કરાવ્યો હતો. સંખ્યાએ થોડી પણ ગુણવત્તાએ વધારે એવી કવિતાઓ પણ એણે લખી હતી. નાજુક લાગણીઓ, અવનવા અનુભવો, નવી વિચારસરણી, કુણી ઊર્મિઓ અને મૌલિક કલ્પનાઓને પોતાની અભિનવદૃષ્ટિએ પ્રગટ કરવાની એની નીતિ તદ્દન અનોખી હોવાથી એની કવિતાએ જુદી ભાત પાડી હતી. અખાડામાં કૉલેજના વિદ્યાર્થીઓ, પ્રોફેસરો, શહેરના ડૉક્ટરો અને વકીલો પણ આવતા એટલે સ્થૂલ કુસ્તીઓ અને લકડીના દાવપેચ સાથે સાથે બુદ્ધિના પણ વિવિધ દાવો ખેલાતા—એટલે શરીરની સાથે સાથે બુદ્ધિની પણ કસરત મળી રહેતી.

કૉલેજના વિજ્ઞાનના પ્રો. દવે અખાડાની માનીતી વ્યક્તિ હતા. યુનીવર્સીટીમાં એમની થીસીસ માટે એમને પ્રથમ વર્ગ, પ્રથમ નંબર અને સોનાનો ચાંદ મળ્યાં હતાં. અને અખાડામાં પણ એમની લકડીની ઝડપ અને સ્ફુર્તિ વખણાતાં. અખાડાના એ જુના વિદ્યાર્થી હતા. જુના વિદ્યાર્થીઓ કહેતા કે પ્રોફેસર દવે પહેલાં સ્થિતિચુસ્ત વિચારના હતા. પણ હમણા હમણા એમણે ઉદ્દામ વિચારસરણી દેખાડવા માંડી હતી. વૈજ્ઞાનિક હોવાથી ઈશ્વરમાં એ માનતા નહોતા અને પોતાની એ માન્યતા એક વિજ્ઞાનવિદ્‌ને શોભે એવી રીતે મુકતા.

ત્રિલોકનાથ કરીને એક સાહિત્યકાર આવતા જયંતિલાલ માસ્તર, સુંદરલાલ વકીલ અને ચંદ્રનાથ નામના એક રંગીલા જવાન પણ ગિરીશ અને પ્રો. દવેની

મંડળીના માણસો હતા. કયારેક લાલભાઇ ડૉક્ટર પણ ચર્ચા કે વિવાદમાં કૂદી પડતા. ત્રિલોકનાથ સિદ્ધ આસ્તિક હતા. યોગમાં એમને રસ હતો, તત્ત્વજ્ઞાન એમનો મન ગમતો વિષય હતો અને સ્વભાવની મીઠાશ એ એમની વિશિષ્ટતા હતી. જ્યારે ઈશ્વરની ચર્ચા છેડાતી ત્યારે જયંતિલાલ માસ્તર ઈશ્વરના અસ્તિત્વનું સમર્થન કરતા, સુંદરલાલ વકીલ પ્રો. દવેની દલીલમાં પોતાનો સૂર મીલાવી દેતા અને ચંદ્રનાથ પહો જ્યાં જરૂર પડે અને જ્યાં એને ગમે ત્યાં ઝુકાવતો. લાલભાઇ ડૉક્ટર બંને તરફની ઢોલકી બજાવતા. ગિરીશનું કંઇ સમજાતું નહોતું. તદ્દન નાસ્તિક નહોતો અને શુદ્ધ આસ્તિક પણ નહોતો.

શિયાળો હતો. સંધ્યા હજી નમી નહોતી. સુંદર સ્ત્રીના સ્પર્શ જેવી ગુલાબી ઠંડી રોમાંચ કરતી હતી. પરંતુ એ મોહિનીને ન ગણકારતા બિરાદરો અખાડામાં ચઢી કસીને પોતે પોતાના કાર્યમાં મશગુલ હતા. લકડીના ફટકા, શિસ્તભરી લાઠીની ઘુમરીઓ અને કુસ્તી ખેલતા ભાઇઓના જાંઘ ઉપરના અવાજો વાતાવરણને મર્દાની અને સ્ફુર્તિવાળું બનાવી રહ્યા હતા. એટલામાં અખાડાના મંત્રી ભાઇ યોગેન્દ્ર એક સંન્યાસીને લઇને આવ્યા. શિસ્ત પ્રમાણે સૌ પોતપોતાની ફરજમાં જ રત રહ્યા. યોગેન્દ્રે આખા અખાડામાં ફરીને થતા કાર્યનો ખ્યાલ આપ્યો. કેટલાક ભાઇઓની ઓળખાણ પણ કરાવી. લકડી પુરી કરીને આવતા પ્રો. દવેનું પીછાન કરાવ્યું. લાઠીધારી ગિરીશને ઓળખાવ્યો. મલખંભ કરાવતા તેજસ્વી આંખોવાળા ચંદ્રનાથને દેખાડ્યા. કુસ્તીમાં મશગુલ ત્રિલોકનાથ ભણી આંગળી ચિંધી દીધી. સંન્યાસીને પણ આ સંસ્થા જરા વિચિત્ર અને નવીન લાગી. સ્થૂલ અને સૂક્ષ્મ વિકાસની આ નિશાળ એમને ગમી હોય એમ લાગ્યું.

તે દિવસે બુધવાર હતો. દર બુધવારે સાંજે નિયમિત ધુપ થતો. બજરંગની પ્રાર્થના થતી, ઉપયોગી સૂચનાઓ અપાતી, નવી વસ્તુઓ કહેવાતી અને બજરંગ બલિની જય સાથે ધૂપનો ગંભીર વિધિ પુરો થતો. પરંતુ આજે ધૂપ પછી સૌ ઉભા રહ્યા હતા. યોગેન્દ્રે સંન્યાસી આનંદની ઓળખાણ આપી. દીલ્હી બોમ્બ કેસમાં એ પકડાયલા અને સાત વરસની સખત સજા ભોગવી હમણાં જ બહાર આવ્યા છે એમ જણાવ્યું. સ્વામીએ ઓક્સફર્ડમાં અંગ્રેજ વિદ્યાર્થીઓ મોઢામાં આંગળી ઘાલે એવા પહેલા વર્ગના માર્ક્સ સાથે કેવી રીતે બી. એ. ની પરીક્ષા પાસ કરી હતી એનું કૌતુકમય વર્ણન કર્યું. અને " New India " એ મશહૂર પુસ્તકના કર્તા આ જ સ્વામી આનંદ એમ જ્યારે યોગેન્દ્રે કહ્યું ત્યારે તો અખાડાના સર્વ વિદ્યાર્થીઓ મુગ્ધ ભાવે એ જુવાન પ્રતિભાવંત સંન્યાસીને અંતરમાં ને અંતરમાં નમી રહ્યા. છેવટે યોગેન્દ્રે સ્વામીને બે શબ્દો બોલવાની વિનંતી કરી. હિંદીમાં સ્વામીએ ટુંકાણમાં જ પતાવ્યું:

" હમારે દેશમેં જો નૂતન પ્રાણકી પ્રતિષ્ઠા હો રહી હૈ, હમારી સંસ્કૃતિકા જો નયા સ્વરૂપ બન રહા હૈ, ગુલામ ઔર સ્વાધીન બલોં કા જો ઘનઘોર યુદ્ધ હો રહા હૈ ઔર આદમીયત અપને અસલી રૂપમેં આદમી પર અપના અધિકાર જમા રહી હૈ ઐસે વિકટ મંથનકાલમેં જીવન બલસે ભરી યહ સંસ્થા અગર અપને આપકો બલિ બનાં સકે તો ઇસકા જન્મ ધન્ય હોગા. સ્વરાજ તો હમ લોક જો જીવનમુક્તિ ચાહતે હૈં ઉસકા એક સ્વરૂપ માત્ર હૈ. આજ હમારે અચ્છે અચ્છે તેજસ્વી જવાન ભાઇબહન

રાજકીય, સામાજિક, આર્થિક ઔર ધાર્મિક ક્ષેત્રોમેં વહ મુક્તિ કે લિયે અપના જીવન નિચોડ રહે હૈં. લેકીન મેરા મનોરથ જરા ઓર હૈ ઉસ જવાન કો જીંદગીકા લોભ નહિ હૈ, ઉસકો મૃત્યુકી પરવા નહિ હૈ ઔર જો કીર્તિ ઔર અમરતા કે કીડે સે છુટ કર દીયા ઔર કઠોર તપશ્ચર્યા કર જીવનકી સાસકશકિતસે દુધપાની કી તરહ મીલ જાકર જીવનમુક્ત બન કર હમારે યહ આદમીયત બીના કે દેશમેં અપના જીવન પ્રકાશ દેવા દે તો કુછ કામ બન જાય. યહ કાર્ય અતિ મુશ્કેલ હૈ લેકીન અશક્ય નહિ હૈ. ઓર અશક્ય ભી હો તો ભી અશક્ય કો શક્ય બનાના ઇસીમે પૌરુષકી શોભા હૈ, આદમી જાતકી સુંદરતા હૈ. જીવનકી વહ શાસક શક્તિ ઉસકો હમ લોગ ભગવાન કહેતેં હૈ, તુમ્હેં બસ દે. આપકા યહ અખાડા જહાં મૈને સુના હૈ આપ સબ જીવન કે ખેલ ખેલતે હૈ દેખ કર મુઝે ખૂબ પ્રસન્નતા હુઇ હૈ."

સંન્યાસીના આ નાનાશા પણ ગંભીર અને વિચારશીલ પ્રવચને ઊંડી અસર કરી. સમય થયો એટલે અખાડો બંધ થયો. નિયમ પ્રમાણે પ્રો. દવેની મંડળી પણ નીકળી પરંતુ આજે હમેના મુજબ ગરજતા હાસ્ય અને મુક્ત અવાજે થતી ઈશ્વર છે કે નહિ એની ચર્ચા ન થઈ. સામાન્ય કોલેજની વાતો, નિરસ રીતે કરીને વર્ગ આવતાં સૌ છુટા પડ્યા.

૨

અખાડાના ચોગાનમાં આજે વાતાવરણ બદલાયલું હતું. જેમાં લાકડીના ટકા અને લાઠીની ઘુમરીઓના અવાજ આવતા ત્યાં આજે બિછાત પથરાયલી હતી. અખાડાના ઉપરના ભાગમાં જુદીજુદી રકાબીઓમાં અને થાળીઓમાં ખાવાની જુદીજુદી વસ્તુઓ પીરસાવી હતી. નાના છોકરાઓ આજે ખૂબ ઉત્સાહમાં હતા. મોટાઓ કંઈક ગંભીર જણાતા. બિછાતપર માણસો આવી આવીને જમા થવા માંડ્યા હતા. પ્રો. દવે પોતાની Doctorate ની ડીગ્રી માટે વિલાયત જતા હતા તેમના માનમાં અખાડાના ભાઈઓએ આ વિદાયસભા ગોઠવી હતી. સમય થયો, વાતોના અવાજ બંધ થયા અને શાંતિ પથરાઈ ગઈ. પ્રાર્થના થઈ, એક ગીત ગવાયું, યોગેન્દ્ર અને અખાડાના જુદા જુદા ભાઈઓએ પ્રો. દવેના અખાડા સાથેના સ્નેહસંબંધ ઉપર જુદીજુદી દૃષ્ટિએ વિવેચનો કર્યાં. પ્રો. દવેએ ગદ્‌ગદ્ કંઠે સર્વના આભારથી ઉત્તર વાળ્યો. વિદાયગીત ગવાયું અને સૌ અલ્પાહાર લેવા ઉપડ્યા. જેમને જ્યાં ગમ્યું તે પ્રમાણે તે તે ઝુંમખા-માં સૌ ગોઠવાયા. મજાક થવા માંડી, એ જ ગરજતા હાસ્યમાં અને મુક્ત અવાજે જુદીજુદી ચર્ચાઓ છેડાઈ. પ્રો. દવેને લઈને એમનું મંડળ પણ એક તરફ જામ્યું હતું.

પોતાના સ્વભાવ પ્રમાણે રંગીલા ચન્દ્રનાથે શરૂઆત કરી, "પ્રોફેસર' હવે તો તમે વિલાયત જઈને તમારી નાસ્તિકતાને વધારે દૃઢ બનાવી લાવવાના એમ ને!"

"એમાં દૃઢતા ઉમેરવાની જરૂર જ નથી. અત્યારે જ દૃઢ છે" પ્રોફેસરે શેવનો ઘા માર્યો.

"એમાં દૃઢતાની શી જરૂર છે! જે છે તે છે," સુંદરલાલ વકીલે નિયમ પ્રમાણે પ્રોફેસરની તરફેણમાં સૂર મીલાવ્યો.

"પણ પ્રોફેસર, તમે જીવનમાં માનો છો કે નહિ!" વિવેકનાથે જરા ગંભીર થઈને પ્રશ્ન કર્યો.

" માનું છું, " પ્રોફેસરે ચેવડામાં શેવ મેળવતાં કહ્યું.

" બધા જ માને છે, એમાં શું ? " સુંદરલાલ હલુકયા.

" તો એ જીવન ઉપર શાસન કોણ કરે છે ? " ત્રિલોકનાથે એટલી જ ગંભીરતાથી બીજો પ્રશ્ન મુકયો.

પ્રોફેસર પેંડો મોઢામાં મુકવા જતા હતા તે રોકાઇ ગયા અને બોલ્યા, "સંજોગો."

" સંજોગો ઉત્પન્ન કરનાર કોણ ? " ગિરીશે ધીરેથી પોતાનો પ્રશ્ન આગળ સરકાવ્યો.

" માણુસ પોતે. " પેંડાને હાથમાં જ રાખીને પ્રોફેસરે કહ્યું.

" સંજોગો ઘડનાર માણુસ એ તો પ્રોફેસરે ઘણી વખત કહ્યું છે, " સુંદરલાલે ટેકો આપવાનું જારી રાખ્યું.

" અને અત્યારે પણ કહે છે, " ટીખળી ચન્દ્રનાથે આ વાકય ઉચ્ચારીને એક ગુલાબજાંબુ મોઢામાં મુકી દીધું.

" ત્યારે જીવન ઉપર શાસન કરનાર સંજોગો કે સંજોગોને ઘડનાર માણુસ ?" ત્રિલોકનાથે આંખો જરા સ્થિર કરીને ચશ્મા ઉતારીને સાફ કરવા માંડયા.

પ્રોફેસરે પેંડો મોઢામાં મુકી દીધો હતો એટલે મોઢામાંથી નીચે ઉતરી જતાં જ એમણે કહ્યું, " ઘણી વખત સંજોગો જ માણુસને જીવનમાં દોરે છે. સંજોગોને દોરે એવો માણુસ તો વિરલ. એટલે generalization એમ જ થાય કે સંજોગો જીવન પર રાજ્ય કરે છે. "

" હા, હા. પણુ લાખે એક માણુસ તો એવો સમર્થ નીકળે ને કે જે સંજોગો ઉત્પન્ન કરે, પોતાને અનુકૂલ ગોઠવે અને મરજી પ્રમાણે એમનો ઉપયોગ કરે ! " ત્રિલોકનાથે શેવચેવડાવાળા હાથ ખંખેરતાં પૂછ્યું.

" પણુ એ તો very rare. અને તેમાં ય એવા માણુસને સંજોગોએ જ અનુકૂળતા કરી આપી હોય છે જેની એને પોતાને અને બીજાને ખબર હોતી નથી. એટલે સંજોગો જ માણુસના જીવનમાં સર્વોપરિ શાસક તત્ત્વ છે " પ્રોફેસરે ચાહનો પ્યાલો લેતાં કહ્યું.

" પ્રોફેસર, તમે કોઇ દુઃખને કે મુશ્કેલીને વખતે નિરાશ બનીને તમારાથી વધારે શકિતશાળી કોઈ તત્ત્વને કે સત્તાને એમાંથી મુકત કરવા જાહેર અથવા ખાનગીમાં, શબ્દોમાં અથવા અંતરમાં મુગી રીતે પ્રાર્થના જેવું કંઇક કર્યું છે ? " ગિરીશે ચહા પીતાં પીતાં પાછો પોતાનો સવાલ મુકયો.

" એ વખતે મને પ્રાર્થના કરવાનું સુઝતું જ નથી. જો કે હું પ્રાર્થનામાં નથી માનતો એ તો જુદી વાત. પણુ આવેલ દુઃખ અથવા મુશ્કેલીમાંથી માર્ગ કાઢવામાં જ મારો બધો વખત અને શકિત ખર્ચાઇ જાય છે એટલે પ્રાર્થના તો યાદ પણુ આવતી નથી, " પ્રોફેસરે સુંદરલાલ તરફ જોઇને જરા સ્મિત કર્યું.

" હવે બાયડીને હીસ્ટીરીઆ આવ્યો હોય ત્યારે ડુંગળી સુંઘાડવી કે પ્રાર્થના કરવી ? છોકરો મરણુ પથારીએ પડયો હોય ત્યારે માત્રાનો પ્રયોગ કરી જોવો કે મૃત-

[ અનુસંધાન પૃ. ૫૬૬ પર ]

# મહાગુજરાતનાં સંસ્થાનો

ડુંગરશી સંપટ

## ૧ બ્રહ્મદેશ

બ્રહ્મદેશ અથવા બરમા સાથે હિંદનો સંબંધ ઘણા જુના સમયથી ચાલ્યો આવે છે. તેલંગ વંશના ઘણા રાજાઓ સેંકડો વરસો સુધી બ્રહ્મદેશનાં વંશપરંપરાના સ્વામી હતા. મહાગુજરાતની પ્રજાએ બ્રહ્મદેશમાં ક્યારે પગપેસારો કર્યો તેની ઐતિહાસિક હકીકત મળતી નથી. પરંતુ અઢારમી સદીની શરૂઆતમાં સુરતના સુન્ની વહોરાઓએ બારૂચ બંદરથી વહાણોમાં બેસી બ્રહ્મદેશ તરફ જવાનું શરૂ કર્યું. શરૂઆતમાં નાવિક તરીકે તેઓ એ પ્રદેશમાં પહોંચ્યા, અતિ ફળદ્રુપ અને ધનસંચયને યોગ્ય એ દેશ એમને પસંદ પડી ગયો. નાના વેપારીઓને એ પ્રદેશમાં સારો આવકાર અને આદર મળ્યાં. તેમણે નાની દુકાનો ખોલી. ધીમે ધીમે એમનો પ્રસાર વધ્યો. નફો મળતાં અને હવાપાણી અનુકૂળ આવતાં એઓએ પોતાનું નાનકડું સંસ્થાન વસાવ્યું. જમીન લઇ તેઓએ ઘરો બાંધ્યાં, દુકાનો બાંધી, બ્રહ્મદેશીય રાજાઓએ આવા નિર્દોષ વેપારીઓને તરછોડ્યા નહિ.

એ સુરતી સુન્ની વહોરાઓ સખ્ત પડદો પાળતા હતા. એટલે એમણે એમનો સ્ત્રીવર્ગ બ્રહ્મદેશ સુધીની છેટી ભૂમિ ઉપર જવા તૈયાર થયો નહિ. વહાણોમાં બેસી પ્રત્યેક મહિને તેઓ બ્રહ્મદેશમાં પહોંચતા. પોતાના જાતભાઇયોની મદદથી એઓ નાના દુકાનદારો બનતા. ઇસ્લામમાં કોઇપણ વર્ણમાંથી વિવાહ થઇ શકે છે. બુદ્ધધર્મી બરમીઝ લોકો જાતિવર્ણનાં દોષોથી મુક્ત હોય છે. એટલે બ્રહ્મીકન્યા યુરોપીયન, હીંદી, ચીના કે કોઇપણ દેશના વાસી સાથે પરણે છે. તેથી સુરતી વહોરા યુવકોને ઘર માંડી કુંટુંબી તરીકે રહેવાની સગવડ હતી. તેનો લાભ એ કોમે પુરી રીતે લીધો. આથી એમની સંતતિનો મોટો ભાગ બ્રહ્મદેશીય માતાઓ ધરાવવાનો દાવો કરી શકે છે.

એમાંથી ઘણાં વિચક્ષણ અને તીવ્રબુદ્ધિના ગૃહસ્થો ઉચ્ચ પદવીઓ પામ્યા હતા. કેટલાક મોટા સાહસિક વેપારીઓ થયા હતા. મોટે ભાગે સારી સ્થાયમીલ્કતવાળા હતા. ઇરમાઇલ શેઠ રાજા મીન્ડુનમીનના સમયમાં ઉચ્ચ અધિકાર ઉપર હતા. તેના ઉત્તરાધિકારી રાજા થીબોનનાં વજીર થયા હતા. બરમાના ઘણાં શહેરોમાં એ કોમ મોટી માલમીલ્કત ધરાવે છે. સોડાના વેપારમાં એના મોટા વેપારીઓનો સમાવેશ થાય છે. બ્રહ્મદેશનાં કેટલાંક મોટાં શહેરોમાં એ કોમ પોતાની મોટી મારકીટો ધરાવે છે. માત્ર રંગુનમાં જ તેમની મોટી માર્કીટોમાં હજારો દુકાનો છે. મૌલ્મીન, બાસીન, પ્રોમ, પેગુ વગેરે મુખ્ય શહેરોમાં પણ તેમની માર્કીટોના બજારો છે. જેની કિંમત કરોડો રૂપિયાનો થવા જાય છે. તે સિવાય આજ ને હરામ અમુનાકરી એ પ્રજા મોટી મીલ્કતો ધરાવે છે. એમની જાણીતી મોટી મસ્જીદો વિશાળ અને કારીગરીના ઉંચા નમુના રૂપે છે.

વડીલોની સમૃદ્ધિનો ઉપભોગ કરતી એ કોમમાં એશઆરામ વધતાં કુદરતી પડતી થઈ છે. વિદ્યા, શિક્ષણ અને સંસ્કૃતિમાં એના યુવકો પછાત રહ્યા છે. ધન અને સંપત્તિ એ જ લાયકાત ગણતી એ કોમ પ્રગતિશીલ થઈ શકી નથી. ગ્રેજ્યુએટ પણ આંગળીના વેઢા ઉપર ગણાય એટલા જ નીકળે. વકીલ, બેરીસ્ટર અથવા ડૉક્ટર પણ શોધ્યો જ નામ હાથ આવે. વેપાર પણ તેમના હાથથી નીકળતો જાય છે. પોતાની સમૃદ્ધિના બળથી કોઈ કોઈ વ્યક્તિઓ રાજદરબાર કે સ્થાનિક સ્વરાજમાં અહીં તહીં ઝબકી ઊઠી છે. પરંતુ કોમનું ધ્યેય ઉન્નતિશીલ નથી.

લૉર્ડ ડેલહાઉઝીની રાજનીતિને અંગે બ્રહ્મદેશને બ્રિટિશ હિંદ સાથે જોડી દેવામાં આવ્યું ત્યારે શરૂઆતમાં રંગુનમાં જન્મ કેદીઓને રાખવામા આવતા હતા. આંડામાન પછીથી નક્કી થયું. કોઈ જન્મ કેદી ગુજરાતી પોતાની સારી ચાલથી વહેલો છુટો થયો. તેણે દેશ તરફ પ્રયાણ કર્યું નહિ. પરંતુ રંગુનમાં જ અડો જમાવ્યો. વેપારમાં સારી લક્ષ્મી પ્રાપ્ત કરી. એણે એક સારૂં મંદિર બંધાવ્યું છે. મદ્રાસી બ્રાહ્મણો એની પૂજા કરે છે. પરંતુ એ ગૃહસ્થ કોણ અને ક્યાંના હતા તે કાળનાં ગર્ભમાં લપાઈ ગયું છે. માત્ર દંતકથા રહી ગઈ છે.

બ્રહ્મદેશ ખૂબ ફળદ્રુપ દેશ છે. એમાં શરૂઆતથી જ વેપારી બુદ્ધિવાળા મહાગુજરાતના વેપારીઓને પોતાની વેપારી બુદ્ધિ અજમાવવાનો સારો મોકો મળ્યો છે. બ્રહ્મદેશમાંથી દરવરસે પાંત્રીસ લાખ ટન ચોખાની નિકાસ થાય છે. યુરોપીયનો આ ક્ષેત્રમાં પ્રથમ આવ્યા. બેંકોની નાણાં સંબંધી પુષ્કળ મદદ, સરકારી મીઠી નજર શ્રેષ્ઠ સાધનો અને સુંદર વ્યવસ્થાથી યુરોપીયનો એ ચોખાની મોટી મીલો બાંધી. તેમણે આ ઉદ્યોગમાં પ્રથમ પદ મેળવ્યું. મહાગુજરાતના વાસીઓએ પણ નાની નાની અનેક મીલો બાંધી એ ઉદ્યોગમાં પોતાનો પગરવ કર્યો. યુરોપ ખાતે તો તેમનાથી ચોખા ચડાવી શકાય તેમ નહોતું; કારણકે શીપંગ રીંગ તેમને નુર મુશ્કેલીથી આપે વિલાયતમાં આડતીઆઓ તેમનાં માલને યોગ્ય પ્રત્સાહ આપે નહિ. યુરોપ સિવાયનાં બીજા ચોખા મંગાવનાર દેશો જેવા કે જાવા, પીનાંગ, સીંગાપુર, જાપાન અને હિંદમાં મદ્રાસ, મુંબઈ, કલકત્તા ખાતે ગુજરાતી વેપારીઓ જ મુખ્ય માલ ચડાવનારા રહ્યા. એ મોટા વેપાર ઉપર તેમનો કાબુ સારો હતો. છેલ્લાં પચ્ચાસ વરસો થયાં એ વેપારમાં ગુજરાતીઓનો હિસ્સો મોટો છે. બ્રહ્મદેશના અંદરનાં ભાગોમાં ગુજરાતી વેપારીઓની નાની નાની મીલો આવેલી છે. ઘણા વેપારીઓ ચોખાની સાળોનો વેપાર કરે છે. એ વેપાર ઉપર ગુજરાતીઓની મોટી સંખ્યા નીભે છે.

બ્રહ્મદેશની સ્ત્રીઓ સ્વતંત્ર છે. વેપારમાં અને દુકાનોમાં માલ વેચનાર તરીકે મુખ્યત્વે સ્ત્રીઓ જ કામ કરે છે. ઘણીખરી સ્ત્રીઓ ભણેલી, હિસાબ જાણનાર અને વ્યવહારમાં દક્ષ હોય છે. પુરૂષ કરતાં વધારે પ્રમાણના અધિકારો ભોગવે છે. એ સ્ત્રીઓને હીરા અને ઝવેરાતનો ભારે શોખ હોય છે. ગુજરાતી ઝવેરીઓ જેવા હીરાપારખું બહુ થોડા છે, એટલે અનેક ગુજરાતીઓ એ વેપારમાં પડ્યા. તેઓ બેલ્જીયમ અને ડેન્માર્કથી હીરા મંગાવે છે. બ્રહ્મદેશની ખાણોનાં માણેક પરીક્ષે છે. એમની ઘણી સમૃદ્ધિશાળી પેઢીઓ બ્રહ્મદેશમાં મુખ્ય શહેરોમાં છે.

પચાસેક વરસો થયાં બ્રહ્મદેશમાં કપાસનો પાક થાય છે. ગુજરાતીઓ તો કપાસના ધીરા લેવાય. તરત જ એ વેપારમાં ગુજરાતીઓ રસ લેતા થયા. એમનાં જીનો અને પ્રેસો જુદાં જુદાં મથકોએ સ્થપાય. ગુજરાતી વેપારીઓનો કપાસ જાપાન તથા મુંબઇ ચડવા માંડ્યો. કેટલાંક કારણે સર મીલ સ્થપાઇ શકી નહિં. પરંતુ ગુજરાતી વેપારીઓ મોટી રકમ સુધી આયાત કરનારા થયા.

બ્રહ્મદેશના યુનાન્જ્યે ક્ષેત્રમાં તેલભૂમિ છે. યુરોપીયનો ત્યાં પહેલા પહોંચ્યા. મોટાં સાધનો અને શક્તિવાળી બરમા ઓઇલ કંપનીએ તેલના મોટા કુવા બાંધી તેલના વેપારમાંથી અતિ સમૃદ્ધિ એકઠી કરી. આ ઉદ્યોગમાં રહેલા મોટા નફાને વિચક્ષણ બુદ્ધિમાન અબ્દુલ કરીમ જમાલે પરખી કાઢ્યો. એણે પુષ્કળ જમીન પાણીને મુલે ખરીદી લીધી. પોતા પાસે પૈસો મળે નહિ એટલે મદ્રાસી શાહુકારો નાટકુરા ચેટીઓ પાસેથી વીસેક લાખ રૂપિયા કરજે કાઢ્યા. ત્રણ ત્રણ હજાર ફૂટ ઉંડા કુવા ખોદાવી, હજારો મજુરોને કામે લગાડી, મોટી પાઇપો નાંખી, કરોડો ગેલન સમાય તેવી લોઢાની ટાંકીઓ તૈયાર કરાવી. આ કામ ચાલુ કરવામાં વીસ લાખ રૂપિયા તો ક્યાંયે ખર્ચાઇ ગયા. નાણાંની જરૂરિયાત ઉભી થઇ. ઘણાં ફાંફાં માર્યાં છતાં મુડી ઉભી ન થઇ શકી. છેવટે ન છૂટકે સ્ટીલ બ્રધર્સ નામે અંગ્રેજ પેઢીને અર્ધો ભાગ આપવો પડ્યો. જોઇતાં નાણાં એ મોટી પેઢીએ ધીર્યાં. મોટી રીફાઇનરી બાંધી કરોડો રૂપિયા નફો મેળવ્યો. જમાલ કરોડાધિપતિ થયા. એમણે સાહસિક વૃત્તિથી અનેક ઉદ્યોગોમાં ઝુકાવ્યું. તેમાં મોટું નુકશાન ભોગવ્યું એટલે તેલ કંપની ઉપરનો તેમનો કાબુ ગયો. જમાલ તદ્દન ગરીબીમાંથી છેક નીચેની સીડીથી ઊંચેની સીડી ઉપર એટલે કરોડાધિપતિ થયા હતા. અત્યારે કઝન મોટી ચોખાની મીલો, કપાસના જીન પ્રેસો, ખાંડની મીલ, કાગળનું કારખાનું, ખાણો વગેરે મોટે પાયે વેપાર ઉદ્યોગો ધરાવતા હતા.

કાપડના વેપારમાં પણ ગુજરાતીઓ સારો રસ લઇ રહ્યા છે. મુંબઇની મીલોનું કાપડ તેઓ પુષ્કળ પ્રમાણમાં મંગાવે છે. વિલાયતના કાપડના વેપારીઓ પણ ઘણા છે. સાગના લાકડાનાં વનો તો બોમ્બે બરમા કંપનીના હાથમાં દાયકો વરસો થયાં છે. એ અંગ્રેજ કંપનીને બરમાના રાજાએ લાઇસન્સ આપ્યો છે એ કારણથી તો બ્રહ્મદેશનું આક્રમણ થયું અને છેવટે હિંદ સાથે જોડાયું હતું. એટલે ગુજરાતીઓનાં લાકડાનાં વનો તો નથી. પરંતુ તૈયાર લાકડાં ખરીદી ગુજરાતીઓ પરદેશ ખાતે ચડાવે છે. રેશમ તો બ્રહ્મદેશમાં વ્યાપક ઉપયોગ છે. કોઇ પણ બ્રહ્મદેશીય આ રેશમનાં વસ્ત્ર વગર બહાર નીકળતો નથી. એટલે રેશમની મોટી ખપત બરમામાં રહે છે. અગાઉ સુરતથી મોટી રકમ રેશમ આયાત થતું પરંતુ હવે ઘણુંખરું રેશમ જાપાનથી આવે છે. જાપાનીઝ રેશમ પાસે સસ્તાઇમાં ક્યા દેશ હરિફાઇ કરી શકે!

ગુજરાતી વેપારીએ દીવાસળી બનાવવાની મોટી મીલ બાંધી છે. એ ઉદ્યોગ સારે પાયે ચાલે છે. સાબુ બનાવવાનાં કારખાનાં પણ ગુજરાતી માલેકીનાં છે, રબરના એસ્ટેટ ઉપર પણ ગુજરાતી પ્રભુત્વ હતું. ખાંડ બનાવવાની ગુજરાતી માલેકીની મોટી મીલ બળી ગઇ. દોરડાં બનાવવાની એક જ મીલ પણ ગુજરાતી માલેકીની છે.

[ અનુસંધાન પૃ. ૫૮૬ પર ]

# કલ્પનાનાં જાદુ

સવાર સ્મિતયુક્ત માઘ વદ ષષ્ઠિનું રેલતું
ચુમે અવનિનાં મુખે અનિલ-લાજ એંચી મૃદુ
સુગંધમય સાળુમાં હૃદય જાગતું કંપતું,
હસે શરમ સ્વપ્ન જે ગત નિશીથ માણ્યું હતું.

અને નગરબ્હારના સુકલ સ્વચ્છ રસ્તા પરે
પ્રસન્ન નિજ મુગ્ધ યૌવનસ્મિતે જતો હું, બધે
રહું નજર ફેંકતો ઉપર નીચે પૃથ્વી પરે
ચઢું વધુ-જરીક-ઉચ્ચ થતી ટેકરીને શિરેઃ

બધે ય ફુલ કેસરી ધર્યાં ઉભાં હતાં કેરડાંઃ
ખિચોખિચ વધેલ કોઇ લટ-ઝુંડ પાસે જતાં,
પછાડી ફરતાં વિશાળ સ્મિતયુક્ત આકાશમાં
ઉભાં વસનચિત્રમાં સજનીં કોઇ જાપાનનાં,
પિછે ચરણથી સરી કમર, ને તજી દૂર ક્યાં-
*પ્રસન્ન વિયતે જતી ભુખર ટેકરી, અંકિતા.*

હતું ધવલ અંગ, નેન અધબંધ હાસ્યોર્મિમાં,
હતું અજબ વેણીગુંથન, ખભાપરે છત્રીમાં
હતા અકથ કોઇ રંગ ચિતરામણો-કલ્પના
અરે અજબ કલ્પના ગજબ જાદુ એનાં અમ્યાં !

# હુલ્લડખોર

રામચંદ્ર શુક્લ

[ ગયા અંકના પૃષ્ઠ ૪૯૬ થી ચાલુ ]

## અંક ત્રીજો : પ્રવેશ પહેલો

[ પ્રાંતના એક નાટ્યગૃહ પાછળ ફરસી વિનાની એક પથ્થરજડી ગલી મકાનની ઊંચી, બારી વિનાની, પીળાશ પડતી ગંદી દિવાલ પર ચોંટેલી જાહેર ખબરનાં દિવાલપત્રોનાં ફાટ્યાતૂટ્યા ભાગ ચોંટેલા છે. અને ' ભાડે આપવાનું છે ' એ શબ્દો પણ છે. એના પર કેટલાંક ફાટેલાં- અને એક સાજું ' દિવાલ પત્ર ' ' લડાઇ બંધ કરો. સભા ૧ લી ઑક્ટોબર. આગળપડતાં મિ. સ્ટીફન મોર અને બીજા ' એવી જાહેરાત કરે છે ધુળ અને કાગળોના કકડાથી આખી ગલી ભરાયલી છે. ત્રણ પથ્થરનાં પગથિયાં ચઢેલાં છે અને ત્યાં નાટ્યગૃહનું બારણું છે અંધારી રાત છે, અને દિવાલ પાસેનો રસ્તાનો દીવો ત્યાં જાણાતો પ્રકાશ પાડે છે. દૂર હડપૂત પોકારાતી હાય એવો આપો મિશ્ર ગણગણાટ સંભળાય છે. એકાએક, એક છોકરો દોડતો જાય છે: પછી બે તોફાની છોકરીઓ અવાજની દિશામાં ઝડપથી જાય છે: અને ગલી પાછી હતી એમ શૂન્ય બને છે. નાટ્યગૃહનો દરવાજો ઉઘડે છે અને દરવાન એનું માથું બહાર ડોકાવીને આમતેમ જુએ છે. એ જાય છે, પાછું એક ઘડીમાં પાછો દેખાય છે અને એની પાછળ ત્રણ કાળા કોટ પહેરેલા સદ્‌ગૃહસ્થો છે. ]

દરવાન : બધું સારૂ છે. અહિંથી તમે જતા રહો. સજ્જનો, ડાબી બાજુએ જજો, પછી પુરા આગળ એકદમ જમણી વાળજો.

ત્રણે જણ : ( ધૂળ ખંખેરતા અને ટાઇ બરાબર કરતા ) આભાર, ઘણો આભાર ચયો !

પહેલો કાળા કોટવાળોઃ સદ્‌ગૃહસ્થ : મોર ક્યાં છે ? એ નથી આવતો ?

[ એમનામાં ચોથો કાળા કોટવાળો સદ્‌ગૃહસ્થ સામેલ થાય છે. ]

ચોથો કાળા કોટવાળો સદ્‌ગૃહસ્થ : જરા પાછળ જ છે. ( દરવાનને ) આભાર.

[ ઉતાવળે એ ચાલવા જાય છે અને દરવાન અંદર જાય છે. એક બીજો છોકરો દોડતો પસાર થાય છે, પછી દરવાજો પાછો ઉઘડે છે, સ્ટીલ અને મોર બહાર આવે છે. ]

[ પગથીયાં પર મોર અચકાતો ઊભો રહે છે. પછી પાછા જવાના વિચારે જાણે ફરે છે. ]

સ્ટીલ . ચાલો, સાહેબ, ચાલો.

મોર : મને સખત લાગી આવે છે, સ્ટીલ.

સ્ટીલ : ( મોરના હાથમાં હાથ નાખી; અને પગથીયાં પરથી નીચે એને લગભગ ખેંચતાં ) નાટકવાળાનો આભાર માનો. ( મોર હજુ અચકાય છે ) એક કલાક પાછા આપણે રોંધાઇ રહેવું પડશે. મીસીસ મોરને તમે સારા દસ કહેલા અને એમને ચિંતા થશે. તમને છ અઠવાડિયાંથી તો એમણે જોયા નથી.

મોર : સારું, પણ મારો હાથ ઉતારી નાખીશ નહિ.

[ એ પગથિયાં ઉતરે છે અને ડાબી બાજુ જાય છે. એટલામાં છોકરો દોડતો ગલીમાં આવે છે. મોરને જોઇને એ એકદમ ઊભો રહે છે, પાછો ફરે છે અને ચીહાઇને બૂમ પાડે છે; ' એ આ રહ્યો ! એ જ ! આ રહ્યો ! ' અને આવ્યો હતો એ દિશામાં પાછો દોડે છે. ]

સ્ટીલઃ સાહેબ, જલ્દી કરો જલ્દી !

મોર : પરદેશી એલચીએ જણાવ્યું હતું તે પ્રમાણે મર્યાદાનો પણ આ અંત છે.

સ્ટીલ : ( બારણા તરફ એને પાછો ખેંચતા ) ઠીક, ત્યારે ગમે તેમ કરી પાછા અંદર આવો.

[ ડાબી બાજુએથી કેટલાક પુરુષો અને છોકરાઓ અને થોડી યુવાન છોકરીઓ એકદમ ભેગાં થાય છે. તોફાને ચઢેલું વિચિત્ર ટોળું: લોફર કારીગર અને ખલાસીઃ હલકી કે જંગલી છોકરીઓ: લોહીનો સ્વાદ ચાખ્યો હોય તેમાં અને શિકારીના રૂપમાં બધા છે, પગથિયાંની આજુબાજુ તેઓ એકત્ર થાય છે. શિકારની રમતમાં નવું જ રૂપ દેખાતાં એમાં જણાતાં કુતૂહલ અને અને ક્ષણિક અનિશ્ચતતા એમનામાં દેખાય છે. નીચલાં પગથિયાં પરથી મોર પાછો ફરી એમના પર નજર કરે છે. ]

એક છોકરીઃ એમાંનો કયો ? ઘરડો કે જુવાન ?

[ મોર ફરે છે અને બાકીના પગથિયાં ચઢી જાય છે. ]

ઊંચો યુવાનઃ ( બાઉલર હેટ નીચે પાતળા કાળા વાળવાળો ) બદમાશ દેશદ્રોહી !

[ મોર પછી શરૂ થતા મસ્તક ભર્યા અવાજોના હુમલા સામે જુએ છે: બુમરાણનો ઘોંઘાટ વધે છે, પછી ધીમે ધીમે એની બાજી બગડતી હોય એમ લાગવાથી તે શમી જાય છે. ]

એક તોફાની છોકરીઃ બિચારાને બીવડાવો મારશો નહિ.

[ એની પાસેની છોકરી તીક્ષ્ણ હાસ્ય હસે છે. ]

સ્ટીલ : ( મોરનો હાથ ખેંચતો ) સાહેબ ચાલોને.

મોર : ( હાથ છુટો કરતો ટોળાને ) બોલો, તમારે શું જોઇએ છે !

એક અવાજઃ ભાષણ.

મોર : ખરેખર ! એ તો નવી વાત.

તોફાની અવાજઃ ( ટોળાં પાછળથી ) એની કાયરતા તો જુઓ. એના મોઢાં પરથી તમને ખબર પડશે.

મોટો ખલાસીઃ ( આગળથી ) બંધ કર ! એને બોલવા દો.

ઉંચો જુવાનઃ હરામખોર, દેશદ્રોહી માટે શાંતિ રાખીએ ?

[ એક જુવાન બું બું વાદ્ય વગાડે છેઃ એથી હાસ્ય પ્રસરે છે અને પછી એકદમ શાંતિ. ]

મોર : તમને હું ટુંકાણમાં કહું છું.

એક દુકાનનોકરઃ ( વોલનટની કાચલી ફેંકે છે તે મોરને ખભા પર વાગે છે. ) આ,—લો,

મોર : ઘેર જઈને વિચાર કરજો ! પરદેશીઓ આપણા પર હુમલો કરે તો તમે પેલા લોકો લડે છે તેમ ખુનખાર નહિ લડો ?

ઊંચો જુવાનઃ દગાખોર કુત્તાઓ ! મેદાનમાં આવી કેમ લડતા નથી ?

મોર : એમને વધારે અનુકૂળ રસ્તે એ લડે છે.

[ પેલા ઉપરથી ખાખી પહેરેલો એક સૈનિક બુમરાણનો આરંભ કરે છે.]

મોર : પણે ખાખી પહેરેલા મારા મિત્રે બુમરાણ શરૂ કર્યું. આપણા સૈનિકો વિરુદ્ધ મેં કદી એક પણ શબ્દ કહ્યો નથી. એમને આગળ ધરવા માટે હું સરકારને ઠીટકારું છું: સરકારને એમાં ગમે તેમ સંડોવવા માટે અને તમારા સ્વતંત્ર વિચાર પ્રમાણે તમે કોઈ જે ન કરો તે ઉશ્કેરીને તમારી પાસે કરાવવા માટે હું વર્તમાનપત્રને અપરાધી ગણું છું.

[ ઊંચો જુવાન કંઈક કૃત્રિમ વિરોધ શરૂ કરે છે. ]

મોર : હું કહું છું કે તમારામાંનો એક પણ મારા પર હુમલો કરશો નહિ.

[ ટોળામાંથી અવાજો સંભળાય છે. ]

તોફાની અવાજઃ સીધું બોલ !

છોકરીનો અવાજઃ એ તારા પર ટીકા કરતો લાગે છે !

ઊંચા જુવાનનો અવાજઃ બગુચક !

એક નર્તકિઃ [ એકદમ આગળ ધસીને ] જુઓ, મીસ્ટર ! જેના સંબંધીઓ લડાઈમાં ગયેલા છે એમનાં હૃદય વીંધશો નહિ, નહિ તો તમારું આવી બનશે— સીધા ઘેર જાઓ.

શહેરીનો અવાજઃ અને તારો બેગેના કાનમાં ધુમડો મુકાવજે.

એક સમજાવતી અવાજઃ ( ઊંડ પરથી ) શરમ ! એ ! સાબાશ મોર ! ચલાવો.

[ ઝપાટામાં આ ધુમ ફૂટી જાય છે. ]

મોર : ( આવેશમાં ) બંધ કર, બંધ કર એ !

ઊંચો જુવાનઃ દેશદ્રોહી !

એક કારીગરઃ કોણે દગો દીધો ?

આધેડ માણસઃ પોતાના દેશના દુશ્મનોને ટેકો આપનાર-એને ગોળીથી ઠાર કરવો જોઈએ.

મોર : એ લોકો એના કુટુંબકબીલાનો બચાવ કરે છે.

બે અવાજ : સાંભળો ! સાંભળો !

[ શાંતિ પથરાય છે. ]

ઊંચો જુવાનઃ બાયલો !

મોર : ( એકદમ આવેશથી ) એમના કુટુંબનો બચાવ કરે છે હથિયાર વિનાના માણસોને હેરાન કરે છે.

[ સ્ટીલ ફરી એનો હાથ ખેંચે છે. ]

તોફાની : બંધ કર, નહિ તો મારી નાખીશું.

**મોર** : ( સ્વસ્થ થતાં ) હા મને મારી નાખોને ! તમારા સમયમાં નહિ ભૂલાય એવો સખત ફટકો એથી કાયર ઠુલ્લડખોરો પર તમે મારશો.

**સ્ટીલ** : ભગવાનને ખાતર, સાહેબ !

**મોર** : ( એનો સ્પર્શ દૂર કરતો ) ઠીક !

[ તોફાની ધસારો થાય છે, પણ નીચલા પગથિયાં જોડે એકાએક અથડાઇને આગલી આકૃતિઓના પડવાથી સૌ રોકાઇ જાય છે. ટોળું પાછું પડે છે. ક્ષણિક શાંતિ પ્રસરે છે અને મોર શાંતિથી એમનાં તરફ જોઇ રહે છે].

[ બેત્રણ સોપારીનાં ઓખાં અને નારંગીની છાલ મોરના મોઢાં પર વાગે છે. એ એના પર ધ્યાન આપતો નથી. ]

**તોફાની અવાજ**: બરાબર છે ! એમ જરા એને ઉત્તેજન આપો.

[ મોરના મોઢાં પર જણાતા તિરસ્કારભર્યા સ્મિતથી એમનું કરડાકીભર્યું હસવું ક્રોધમાં બદલાઇ જાય છે. ]

**ઊંચો જુવાન**: દેશદ્રોહી !

**એક અવાજ** : ચોંટેલા ભૂંડની માફક ત્યાં ઊભો ન રહે.

**તોફાની** : એને ત્યાંથી નીચે પાડો !

[ સાબાશીના પોકાર એને વધાવી લે છે, મોરને પગ ઉપર એ પટા ફટકાવે છે. સ્ટીલ આગળ ધપે છે. મોર, હાથ લંબાવી, પૂંઠ ફેરવે છે અને ટોળાં પર શાંતિની એકાગ્ર દ્રષ્ટિથી જોઇ રહે છે. આશાંતિથી હાર થઇ સમજીને એમનામાં ક્રોધ પેદા થાય છે.]

**ટોળું** : બોલ, નહિ તો નીચે ઉતર ! ચાલ્યો જા ! જતો રહે ! નહિ તો મારીને કાઢીશું, ચાલ ! [ મોર સ્થિર રહે છે. ]

**એક યુવાન** : ( ભોંઠપભરી શાંતિમાં ) હું એને બોલતો કરું છું; જુઓ !

[ એ આગળ ધપે છે અને થુંકે છે. એણે મોરનો હાથ બગાડે છે. ડંશ દીધો હોય એમ મોર હાથ તરછોડે છે અને પછી હતો એમ શાંત ઊભો રહે છે. એ કૃત્યથી હાસ્યનું મોજું ધિક્કારમાં બદલાઇ જાય છે, મોરનો તિરસ્કાર ભર્યો ચહેરો જોઇને શરમને બદલે ક્રોધ પેદા થાય છે. ]

**ઊંચો જુવાન** : ( ગણગણાટમાંથી ) જા, નહિ તો મારીશ !

**એક અવાજ** : તારો ગંદવાડ રહેવા દે હવે.

**તોફાની** : એને એક રોડાને.

[ એ ફેંકેલા પત્થરો મોરને વાગે છે, એ લથડે છે અને લગભગ પડે છે: પછી ટટાર થઇ જાય છે ]

**એક છોકરીનો અવાજ** : શરમ છે !

**સમભાવી અવાજ** : સાબાશ, મોર, મક્કમ રહેજે.

**તોફાની** : એને બીજો મારો.

**એક અવાજ** : ના.

**એક છોકરીનો અવાજ** : એને જવા દો, ચાલ બીલી, આ કાંઇ મશ્કરી નથી.

[ અનુસંધાન પૃ ૫૫૫ પર ]

# અમારૂં ગામ

અજબ આકર્ષણનું કૈં ધામ,
રહો એ અમર અમારૂં ગામ.
ગામને પાદર એક તળાવ,
જહીં નરનારી બાળક ન્હાય;
પીએ જળ જેમાં આવી અશ્વ,
બળદ, ગાયો, બકરાં ને ઊંટ.
માટીનાં બેડાં લઇ માથે પાણી ભરતી નાર
પીવાનું, તે પાસ અહા ! નિજ સ્નાન કરંતી ભેંસ !
મનુજ પશુ તણો ભેદ ભૂલાય,
દેખીને દેવ સ્વર્ગ મલકાય.

૨

સ્થળે સ્થળ ઊકરડાના ગંજ,
શિખર પર કુકુટશ્વાન સોહંત;
સાંકડી શેરી, નીચાં દ્વાર,
ફરી ફરી કરે રવિય સંચાર.
ધૂળ તણા ગોટે ગોટા દિન રાત ઊડે ચોમેર,
સામસામી જાણે ફાગણની રમે ધૂળેટી ઘેર;
નિત્ય રોગોનો નવલો રંગ,
મનુજનાં ગંગે અંગે અંગ.

૩

ગામમાં ન્હાની એક નિશાળ,
એક શિક્ષકને શિષ્ય અપાર;
ધૂળિ પર બેસી સર્વે બાળ,
ખાય ગુરુની સોટી ને ગાળ.
આંખ ચીપડા, મેલાં કપડાં, કાગળ ભૂંસ્યા ગાલ,
ખીલી રહ્યાં પંકજ શા અહિં અમ માતૃભૂમિનાં બાળ.
નહિ સ્ટેરોનાં ખુરશી બાંક,
ધૂન મચી અજબ ગોખવા આંક

૪

બજારે એક અમારે હાટ,
[illegible] ડોસનો છે ત્યાં ઠાઠ.

મીઠું મરચું સાબુ ને તેલ,
સોપ દોરા બંગડી ધૂપેલ;
બધું મળે મુજ દુકાનમાં એવો છે એનો ગર્વ,
હું પણ માગો કે સમજાશે ખૂટયું હો યે સર્વ.
લવજી અમ ગામ તણું છે નાક,
વેચતો ગ્યાસતેલ ને શાક.

૫

ડાયરો જાગે ચોરે રોજ,
ઉડે હુક્કા, બીડીની મોજ;
બપોરે સૌ તાણી સોડ,
બોલે કદી તહેવારોમાં હોડ.
નવકુંકી, ચોપાટ સોગઠાં, ગંજીફો ચીપાય,
રાત દિવસ જ્યાં ચોવટ, જાગતી અલકમલકની થાય.
મૂઠ, જાદુ મંતરના ચોટ,
ભૂવા ને ભૂત તણી નહિ ખોટ.

૬

રામજીમંદિર ગામની બહાર,
જેહના રહેતાં ખુલ્લાં દ્વાર;
રંકને ધનિક સર્વને માટ,
ભેદ ભૂંડા ભૂલી દિનરાત
માત્ર હરિજન જે કહેવાયે તેથી નહિ અવાય,
બ્રહ્માના ધરના ભેદો આપણથી શે ભૂસાય ?
હરિજન પણ સમજે છે મર્મ,
સાચવે દૂર રહી નિજ ધર્મ.
આવું રૂડું ગામ અમારું, શેરડી તેનું નામ,
નિત્ય રહો જેવું છે તેવું અચલ અને અભિરામ,
અજબ આકર્ષણનું હૈ ધામ !

નવલરામ જગન્નાથ ત્રિવેદી.

# સાહિત્ય સંસદ અને ' એમેચ્યોર ' રંગભૂમિ

## " બે ખરાબ જણ "નો નાટ્ય પ્રયોગ

રમણલાલ વકીલ

**આ**પણી રંગભૂમિને સુધારવાનું કાર્ય લગભગ અશક્ય છે એમ કહીએ તો ચાલે. એના સડાનાં મૂળ એટલાં બધાં ઊંડાં ગએલાં છે અને પ્રાકૃત પ્રજામાનસનું વલણ એ રંગભૂમિએ દોરી એવું ઘડ્યું છે કે એકને કારણે બીજાને સુધારવું એ અશક્ય નીવડ્યું છે. એ બંનેને સાથે સુધારવા સુધારો બ્હારથી અને ત્રીજા સ્થાનમાંથી જ આવવો જોઇએ. આ હેતુથી સંસદે પ્રચલિત ધોરણ અને માન્યતાઓને બદલવા, ત્હેને યોગ્ય, શિષ્ટ અને કલામય સ્વરૂપ આપવા 'National Theatre'ની ભાવના સેવી. એ ભાવના સિદ્ધ કરવી એ એક વ્યક્તિ કે એક બે વર્ષનું કામ નથી. એ માટે તો હજુ વર્ષો કે દાયકા જોઇશે. પણ એ દિશા તરફ સંસદ સ્થિર પગલાં માંડી રહી છે અને ધીમે ધીમે યથાશક્તિ પ્રયાસ કરી રહી છે એ વસ્તુ તો સહુને વિદિત છે.

આ ભાવનાથી પ્રેરાઇ સંસદના કેટલાક ઉત્સાહી સભ્યોએ ૧૯૨૯ માં ગુજરાતી એમેચ્યોર્સને નામે શ્રી. મુન્શી રચિત ' કાકાની શશી ' મુંબાઇમાં ભજવ્યું. એ પ્રથમ પ્રયોગ એટલો સફળ થયો હતો કે એ જ પ્રયોગ ફરીવાર ભજવવામાં આવ્યો હતો. એ નાટ્યપ્રયોગ જેણે જોયો હશે તેને લાગ્યા વગર નહિ રહ્યું હોય કે ગુજરાતી ધંધાદારી નાટક મંડળીની નાટ્યરીતિથી આ પ્રયોગની જાતિ અનેક રીતે ભિન્ન અને વિશિષ્ટ હતી અભિનયનાં પ્રચલિત ધોરણ તજી દેવામાં આવ્યાં હતાં, તખ્તા (Stage) ઉપરની સામગ્રી આવશ્યકતા પૂરતી અને સાદી હતી. અને ખરું જીવન જ જાણે રંગભૂમિ ઉપર જીવાતું હોય એ પ્રકારની અસર પ્રેક્ષકો પર થઇ હતી. જેટલે અંશે નાટક પ્રેક્ષક વર્ગ પર આવી અસર ઉત્પન્ન કરી શકે તેટલે અંશે તે સફળ લેખાય. આ નાટકની સફળતાનો મ્હોટો ભાગ રા. પુરુષોત્તમ ત્રિકમદાસ જેવા કુશળ નટ અને નેતા directorનો હતો.

ત્યાર પછી રા. પુરુષોત્તમ ત્રિકમદાસ કૃત 'ન્યાય' નામનું નાટક ભજવવાની ગોઠવણ થઇ હતી. એ પ્રયોગ વખતે પારસી કોમના એક વિભાગે અને પારસી પ્રેસે જે ચળવળ અને નકામો ઉહાપોહ કર્યો હતો તે સારી રીતે જાણીતાં છે.

ત્યાર પછી ૧૯૩૫ ના જાન્યુઆરીમાં સંસદના ' સારસ્વત સત્ર ' પ્રસંગે ' નરસૈંયો ભક્ત હરિનો ' ( શ્રી. મુન્શી રચિત ) નામક ' નાટ્યરાસક ' ભજવવામાં આવ્યું હતું. આ તાજા પ્રયોગની સફળતા વિષે વિશેષ લખવું આવશ્યક નથી. ( જિજ્ઞાસુએ કૌમુદીનો ફેબ્રુઆરી ૧૯૩૫ નો અંક જોવો ). પણ આ નાટ્ય પ્રકારની વિશિષ્ટતા માટે ટૂંક નોંધ લખવી આવશ્યક છે. ગુજરાતમાં નૃત્યકળા હવે વિશેષ પ્રિય થવા માંડી છે. અલબત્ત એ ઉત્સાહ અને શોખનાં મૂળ અપર પ્રાન્તમાં છે. એ શોખ પૂરો પાડે એવો એકે નાટ્યપ્રયોગ ગુજરાતમાં ન્હોતો. રા. મુન્શીના મનમાં એવો પ્રયોગ કરવાનો વિચાર આવ્યો અને રા. ચન્દ્રવદન જેવા કુશળ અભિનેતાએ આવો પ્રયોગ

કરવાની જવાબદારી માથે લીધી. એટલે નરસિંહ મ્હેતાના જીવન સંબંધી મળતા મુદ્દાઓમાંથી વિવિધ પ્રસંગો વીણી, એને અનુકૂળ નરસિંહનાં (?) કાવ્યો શોધી, રા. મુન્શીએ આ નાટ્યરાસક યોજ્યું. આ નાટ્યપ્રકાર ગુજરાતમાં પ્હેલો જ હતો. એનો સર્વ આધાર નૃત્ય અને મૂકઅભિનય ઉપર છે. શરીરનાં હલનચલન, મુખની મુદ્રાઓ અને હાથના હાવભાવ દ્વારા પાત્ર પોતાના હૃદયભાવ અને વિચારો વ્યક્ત કરે છે. આ કાર્ય કેટલું કઠિન છે એનો ખ્યાલ આ ઉપરથી આવી શકશે. સાથે સંગીત હોય છે એટલે નૃત્યના તાલ અને ગતિને એક જાતની નિયમિતતા અને લાલિત્ય મળે છે. પણ સાથે એટલું પણ કહી દેવું જોઇએ કે સામાન્ય મનુષ્ય એમાંથી આંખ દ્વારા મળતો આનન્દ જ પ્રાપ્ત કરી શકે છે. જેને:અભિનય અને નૃત્યકલાનું જ્ઞાન હોય, જે પ્રસંગથી વાકેફ હોય અને નૃત્ય તરફ જેનું માનસિક વલણ હોય તે જ આમાં રહેલું ખરું સૌન્દર્ય જોઇ માણી શકે છે. એટલે આવા પ્રયોગોની સફળતા અફળતાનું માપ સામાન્ય રુચિ કે અભિપ્રાયથી ન નીકળી શકે. આવી જાતના બીજા અનેક પ્રયોગો ન થાય ત્યાં સુધી એના પ્રત્યેનું વલણ ઘડી કે દોરી શકાય નહિ.

૨૯ નવેમ્બર સને ૧૮ ની ડિસે૦ ૧૯૩૫ ના દિવસોએ સંસદના આશ્રય નીચે શ્રી. મુન્શીકૃત બે ખરાબ જણનું નાટક મુંબાઇની ફેલોશિપ સ્કૂલ તરફથી થયું હતું. આ નાટ્ય પ્રયોગમાં મ્હોટે ભાગે ફેલોશિપ સ્કૂલના શિક્ષકોએ જ ભાગ લીધો હતો. એટલે અભિનેતાની વરણીનું ક્ષેત્ર સંકુચિત હતું; બીજું આમાં બધા જ એમેચ્યોર્સ હતા. ( અને હોવાં જોઇએ ) એટલે કાંઇક ન્હાના દોષ માલમ પડ્યા હોય તે ઉદાર-વૃત્તિથી નિભાવી જ લેવા જોઇએ. એમાંની બે ત્રણેક બાબત જે મ્હને પહેલી જ દષ્ટિએ માલમ પડી હતી અને જે પ્રશંસનીય હતી ત્હેનો સામાન્ય ઉલ્લેખ કરી લઉં. ' બે ખરાબ જણ.' એ નાટકનું વિવેચનદષ્ટિએ મૂલ્યકરણ કરવું અહીં અસ્થાને લેખાય એટલે માત્ર ભજવાએલા પ્રયોગની જ સમાલોચના કરવી હું ઉચિત ધારું છું.

( ૧ ) બે ખરાબ જણ એ સામાજિક કોમેડી છે. અને તખ્તા ઉપર જોવાથી પણ સમાજમાં જે પ્રકારનું જીવન જે રીતે જીવાય છે ત્હેનો વાસ્તવિક ખ્યાલ આવતો હતો. હું તો આને નાટકની સફળતાનું ખરું સૂચિપત્ર ( index ) લેખું છું.

( ૨ ) અભિનય વાસ્તવિક હતો. સામાન્ય રીતે. આપણી રંગભૂમિ ઉપર અભિનય રૂઢિબદ્ધ છે એટલે એમાં અવાસ્તવિકતા અને ઘણીવાર અશિષ્ટતા પણ આવી જાય છે. અભિનેતા પાત્રની વિભાવના ( conception ) બરાબર સ્હમજ્યો હોય અને અવયવોનું હલન ચલન અને મુદ્રાફેર સહ્ન જ હોય તો એથી વિશેષ અભિ-નયની નાટકમાં જરૂર નથી રહેતી. આ જાતનો સહજ ( natural ) આવશ્યક એટલો જ. અને વાસ્તવિક અભિનય લગભગ બધા જ મુખ્ય અભિનેતામાં જોવામાં આવ્યો હતો. આ પ્રકારનો અભિનય જ્યાં હોય ત્યાં પ્રેક્ષકો પાત્રને બરાબર અને સારી રીતે સ્હમજી શકે છે. અને લેખકની પાત્ર માટેની વિભાવના સાચા સ્વરૂપમાં આવિર્ભાવ પામે છે. આમ સહજ અભિનય દ્વારા જ પાત્રનું સ્વભાવદર્શન કરાવી શકાય છે.

( ૩ ) તખ્તા ઉપરની સામગ્રી જરૂર પૂરતી જ હતી એટલે ઔચિત્ય બહુ

[ અનુસંધાન પૃ. ૫૬૩ પર ]

# પ્રકીર્ણ

કનૈયાલાલ મુનશી

## ૧. મૌલિક હિંદી

આજે સંયુક્ત પ્રાંતમાં બોલાય છે તે એક હિંદી. રાષ્ટ્રભાષા જે પકડ લઈ રહી છે તે બીજી હિંદી. એ રાષ્ટ્રભાષા તો બધી પ્રાન્તીય ભાષાના સમન્વયમાંથી પ્રસરી. તેનું મૂળ શોધવું અઘરું નથી.

હિંદની ઘણીખરી ભાષામાં કોશ અને શબ્દરચનાનો કેટલોક ભાગ સામાન્ય છે. તે ઘણે અંશે સંસ્કૃતમાંથી આવ્યો છે, ને કંઈક અંશે ફારસીમાંથી આવ્યો છે. દાખલા તરીકે હિંદી, બંગાળી, ગુજરાતી, મરાઠી, કાનડી, તેલુગુ અને મલયાલમમાં "અગ્નિ" અને "પવન", 'સુખ' 'દુઃખ' જેવા શબ્દો સામાન્ય છે. અને તે ઉર્દૂ બોલનારાઓ પણ ઘણે ભાગે સમજી શકે છે. એ Basic—મૌલિક હિંદી પર જ રાષ્ટ્રભાષાની રચના શક્ય લાગે છે.

સામાન્ય રીતે માણસ વ્યવહારમાં ચારસોથી આઠસો શબ્દોનો ઉપયોગ કરે છે. એવા શબ્દો કયા છે, અને તે માટે કયો સર્વસામાન્ય શબ્દ આ ભાષાઓમાં છે તેની તપાસ થવી ઘણી જરૂરની છે. આથી મૌલિક હિંદીનો કોશ તૈયાર થઈ શકશે અને રાષ્ટ્રભાષાનો પાયો શો છે તેનો ખ્યાલ પણ સ્પષ્ટ રીતે આવી શકશે. આ કામ મુશ્કેલીનું છે, પણ એક કરતાં વધુ ભાષા જાણનાર અમારા વાચકોને અમે વીનતી કરીશું કે હિંદની જુદીજુદી ભાષામાં સામાન્ય કયા શબ્દો છે તેની યાદી અમને મોકલાવે. આથી અમારું કામ ઘણું સરલ થશે.

## ૨. આંતર પ્રાન્તીય સાહિત્ય પરિષદ

હિંદની જુદીજુદી ભાષાના સાહિત્યકારો વચ્ચે સહકાર સાધવા ગત હિંદી સંમેલને સમિતિ નીમી હતી. તેણે દરેક પ્રાંતના જાણીતા સાહિત્યકારોને પત્રો લખી એક સંમેલન ભરવાની યોજના રજુ કરી હતી. એ યોજના ઘણે ભાગે મંજુર કરવામાં આવી હતી, જો કે કેવી રીતે વિચારને કાયમ કરવો તે વીશે મતભેદ હતો. મહાત્મા ગાંધીજીના પ્રમુખપદે જાન્યુઆરીમાં આવું સંમેલન મુંબાઈમાં ભરવું એવો ઘણે ભાગે મત હતો. પણ મહાત્માજીની તબીયતને કારણે એ વિચાર જતો કર્યો છે.

અખિલ ભારત માટે એક આંતર પ્રાન્તીય સાહિત્યની સંસ્થા થાય એ વિચારને અનેક દિશાઓમાંથી આવકાર મળ્યો છે. મુંબાઈમાં ક્રિસ્ટમસના દિવસોમાં ભરાયેલી કર્ણાટક પરિષદના કેટલાક સંચાલકોએ એ વાતને સહકાર આપવાનું વચન આપ્યું છે. તેમ જ ઇંદોરમાં મળેલી મરાઠી સાહિત્ય પરિષદે આ પ્રમાણે ઠરાવ કર્યો હતો :—

"ભારતવર્ષના ભિન્નભિન્ન પ્રાંતોની ભાષા વચ્ચે સહકાર વધે તથા એકમેકના સાહિત્યનો પરસ્પરને લાભ મળે તેટલા માટે તેમની વચ્ચેનો સહકાર સાધવાનો સમય આવી પહોંચ્યો છે. અને એવો પ્રયત્ન હિંદી સાહિત્ય સમેલન (પ્રયાગ) વગેરે સંસ્થાઓએ શરૂ પણ કર્યો છે. આવા પ્રયત્નમાં સહકાર કરી ભારતીય સાહિત્ય સંબંધી

પ્રશ્નોનો વિચાર કરવા માટે તથા ભારતીય ભાષાઓની ઉન્નતિનો પ્રયત્ન કરવા માટે એક ભારતીય સાહિત્ય પરિષદ સ્થાપવામાં આવે એવો આ સંમેલનનો મત છે; મને આ કામમાં મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદ યોગ્ય મદદ તથા સહકાર આપે એવી આ સંમેલનની ભલામણ છે. આ કાર્ય કરવા માટે નીચેના ગૃહસ્થોની એક સમિતિ પરિષદે નીમવી. આવશ્યકતા જણાએ વધારાના સભ્યોને ઉમેરવાની તથા કાર્ય પાર પાડવા માટે આવશ્યક સર્વ અધિકાર રહેશે. આ કાર્ય માટે સંમેલન યોગ્ય તથા શક્ય આર્થિક મદદ કરે.

### સમિતિના સભ્યોનાં નામ:—

| | | |
|---|---|---|
| ૧ | સરદાર માધવરાવ કિબે | ( ઇંદોર ) |
| ૨ | રા. સા. નાનાસાહેબ ચાફેકર | ( ઔંધ ) |
| ૩ | શ્રી. પાં. વા. કાણે | ( મુંબઇ ) |
| ૪ | ,, કાકા કાલેલકર | ( વર્ધા ) |
| ૫ | પ્રો. માધવરાવ પટવર્ધન | ( કોલ્હાપુર ) |
| ૬ | શ્રી. પ. રા. દાતે | ( પુના ) |
| ૭ | પ્રો. દ. વા. પોતદાર | ( ,, ) |
| ૮ | શ્રી. ભાઇસાહેબ કોતવાલ | ( ઇંદોર ) |
| ૯ | પ્રો. પ્રે. શં. દા. પેંડસે | ( નાગપુર ) |
| સંયોજક ૧૦ | પ્રો. શ્રી. ના. બનહટ્ટી | ( ,, ) |

---

## નબળાં પર જોર

: શાર્દૂલવિક્રીડિત :

વંટોળવાત ! નમી નમી વિનવતાં આ બાપડાં ઝાડને<br>
ઊખેડયાં જડમૂળ સાથ અહ ! તેં ગર્વે છકેલા બળે !<br>
એમાં શું તવ વીર્ય ? જા, અડગ એ આભે અડ્યા પ્હાડને<br>
સૂવાડી કર સિદ્ધ શૌર્ય: વાહ ! રે ! ક્યાં લાજ ભાગી હળે ?

# સાહિત્ય સંસદ

## ૧. વાર્ષિક સામાન્ય સભા

શ્રી સાહિત્ય સંસદની વાર્ષિક સામાન્ય સભા શનિવાર તા. ૨૫-૧-૩૬ ને દિને સાંજે સ્ટા. ટા. ૫-૩૦ વાગે શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિરમાં પ્રો. ગૌરીપ્રસાદ ઝાલાના પ્રમુખપદે મળી હતી.

નિયત થયેલા કાર્યક્રમ પ્રમાણે શરૂઆતમાં શ્રી. ભાનુશંકર બા. વ્યાસે મંત્રીઓનું સંવત ૧૯૯૧-૯૨ નું નિવેદન સભા સમક્ષ વાંચી સંભળાવ્યું હતું. તે પ્રમુખ સાહેબે સભા સમક્ષ સ્વીકાર માટે રજુ કર્યું હતું. અને સભાએ તેનો સર્વાનુમતે સ્વીકાર કર્યો હતો.

તે પછી શ્રી. જયંતિલાલ ઠક્કરે અહેવાલના વર્ષનો હિસાબ વાંચીને રજુ કર્યો હતો; તે પણ સભાએ સર્વાનુમતે પસાર કર્યો હતો. મંત્રીઓનું નિવેદન તથા હિસાબની નકલ આ વૃત્તાંતને અન્તે સામેલ કરવામાં આવી છે.

તદુપરાંત નીચે મુજબના બે ઠરાવ સભાએ સર્વાનુમતે પસાર કર્યા હતા:

ઠરાવ ૧ લો: શ્રી સાહિત્ય સંસદના નિયમની કલમ ૭ મી ફેરવી નીચે પ્રમાણે રાખવી:—વાર્ષિકોત્સવ: સંસદ પ્રત્યેક વર્ષ દરમ્યાન ( અર્થાત્ એક વર્ષના ભાદરવા સુદ ૧ થી અન્ય વર્ષની શ્રાવણ વદ અમાસ સુધીમાં ) કાર્યવાહક સમિતિને અનુકૂળ જણાય તે તારીખે સંસદનો વાર્ષિકોત્સવ ઉજવશે. આ ઉત્સવ તેમ જ અન્ય ઉત્સવો કે પ્રસંગોની ઉજવણી માટે કાર્યવાહક સમિતિ એક ઉત્સવસમિતિ નીમી શકશે.

ઠરાવ ૨ જો: શ્રી સાહિત્ય સંસદને રજિસ્ટર્ડ સોસાયટીઝ એક્ટની રૂએ બનતી ત્વરાએ રજિસ્ટર કરાવી લેવાની અધિકારીઓએ ગોઠવણ કરવી.

તે પછી નવા વર્ષ માટે અધિકારીઓ અને કાર્યવાહક સમિતિની ચૂંટણી હાથ ધરવામાં આવી હતી. પ્રમુખ અને અન્ય અધિકારીઓની ચૂંટણી માટેનો ઠરાવ પ્રથમ પ્રમુખસાહેબે સભા પાસે રજુ કર્યો હતો જે સર્વાનુમતે સ્વીકારવામાં આવ્યો હતો. તે પછી કાર્યવાહક સમિતિના સભ્યોની ચૂંટણી માટે ૧૪ નામ પ્રમુખસ્થાનેથી રજુ કરવામાં આવ્યાં હતાં. આ પ્રસંગે શ્રી. મધુવન્ત પંડ્યા, શ્રી. કલ્યાણરાય પાઠક અને શ્રી. શિવપ્રસાદ ભટ્ટ તરફથી અનુક્રમે શ્રી સુંદરજી બેટાઈ, શ્રી. ધીરજરામ ભટ્ટ અને શ્રી. મધુવન્ત પંડ્યાનાં નામ કાર્યવાહક સમિતિમાં ચૂંટાવા માટે રજુ કરવામાં આવ્યાં હતાં. પણ પછી આ ત્રણે ભાઈઓએ પોતાની અનિચ્છા દર્શાવીને પોતાનાં નામ પાછાં ખેંચી લીધાં હતાં અને પ્રમુખસ્થાનેથી રજુ થયેલો મૂળ ઠરાવ સર્વાનુમતે પસાર થયેલો જાહેર થયો હતો.

## સંવત ૧૯૯૨–૯૩ ની કાર્યવાહક સમિતિ

પ્રમુખ :

કનૈયાલાલ મા. મુનશી

મંત્રીઓ :

શ્રી. મનહરરામ હ. મહેતા.
,, જયકૃષ્ણ ના. વર્મા
,, ભાનુશંકર બા. વ્યાસ

ઉપમંત્રી :

શ્રી. યશેશ હ. શુક્લ

ખજાનચી :

શ્રી. જયંતિલાલ દા. ઠક્કર.

સભ્યો :

શ્રીમતી લીલાવતી ક. મુનશી
,, રસિકમણી ભી. દેસાઈ
,, શીલાવતી કિ. દરુ
શ્રીયુત મણિલાલ ડા. નાણાવટી
,, ધનસુખલાલ કૃ. મહેતા
,, શંકરપ્રસાદ છ. રાવળ
,, પુરુષોત્તમ ત્રિકમદાસ
,, મંગલદાસ ભ. મહેતા
,, દેવીદાસ હ. કસબવાલા
,, રમણલાલ ન. વકીલ

શ્રીયુત ચંદ્રવદન ચી. મહેતા
,, હીરાલાલ મો. મહેતા
,, પ્રભુદાસ લા. મોદી
,, શયદા
,, ઝીણાભાઈ ર. દેસાઈ
,, શંકરપ્રસાદ ઉ. શુક્લ
,, ચીમનલાલ બી. દેસાઈ
,, કૃપાશંકર ડી. આચાર્ય
,, જમનાદાસ દાણી

તે પછી પ્રમુખસાહેબનો ઉપકાર માની સભાનું વિસર્જન થયું હતું.

## શ્રી સાહિત્યસંસદ

( સંવત ૧૯૯૧–૯૨ )

મંત્રીઓનું નિવેદન

# ન...વું...સા...હિ...ત્ય

## સાભાર સ્વીકાર અને અવલોકનો

**One Federation of India ( or how India will be governed ) : P. R. Lele; Bombay Book Depot; Bombay No. 4; Price Re. 1.**

આ અંગ્રેજી પુસ્તકમાં લેખકે નવીન 'Government of India Act' નો સંક્ષેપ સમર્થ રીતે આપ્યો છે. શ્રી કનૈયાલાલ મુનશીએ ટૂંકો 'આદિવચનો' લખી લેખકની સેવા અને તેમ જ પુસ્તકનું દૃષ્ટિબિન્દુ સ્પષ્ટ કર્યું છે. આપણા રાજપ્રકરણીય વિકાસના જિજ્ઞાસુને આ નવીન સ્મૃતિ અનેક નવીન ચિન્તનોની પ્રેરક નીવડે એમ છે.

**યોગનાં આસનો અને આરોગ્ય મેળવવાના સરળ ઉપાયો**-કર્તા. એમ. આર. જમ્બુનાથનના તામીલમાંથી ગુજરાતીમાં ઉતારનાર રમણલાલ નાનાલાલ શાહ: પ્રકાશક: ઍન. ઍમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨. મૂલ્ય: પાકું પૂંઠું રૂ. ૧-૦-૦; કાચું: રૂ. ૦-૧૨-૦

આ સચિત્ર પુસ્તક જીવનના આધ સાધન શારીરિક સ્વાસ્થ્ય અને માનસિક નિયમન માટે એક ઉપયોગી વાચન છે. મૂળ લેખકની પ્રસ્તાવના પુસ્તકની ઉપયોગિતા પર ઘોતક પ્રકાશ નાખે છે. ગુજરાતીમાં તામીલના આ વિષયના લેખક પ્રતિ અનુવાદક ને પ્રકાશકનું આકર્ષણ થયું એ આપણા પ્રાંત પ્રાંતના સાહિત્યના કાચના ઇષ્ટ સમન્વયનું એક શુભ ચિહ્ન છે.

**રાયચુરાની રસઝરતી**: લેખક: ગોકુલદાસ રાયચુરા: પ્રકાશક સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય; મુંબઈ, ૨; મૂલ્ય રૂ. ૨-૮-૦

**કીર્તિદા**: લેખક: મનુલાલ ગાંધી; પ્રકાશક: ઉપર મુજબ; મૂલ્ય ઉપર મુજબ

**યથાર્થ દાહોદદર્શન** : લેખક અને પ્રકાશક. યોગીન્દ્ર ના. ભટ્ટ: ન્યુ હાઈસ્કૂલ, દાહોદ; મૂલ્ય: રૂ. ૦-૪-૦.

પંચમહાલના દાહોદ-દોહદ-નું કાવ્યાત્મક વર્ણન છે. લેખકને સાહિત્યસેવાની સાચી ધગશ હોય તો આવા ભૌગોલિક સ્થળનું એક ઐતિહાસિક પુસ્તક ગદ્યમાં રચે. કલ્પનાશાહીય પુરાની કવિતાનો કાલ ચાલ્યો ગયો છે એ સત્ય અમારા લેખકમિત્રને કહી જણાવવાની જરૂર છે ?

**લગ્નગીત-સોરઠ-૧ : ( વર પક્ષનાં વરને ત્યાં ગવાતાં ગીત ): અટુક-ભાકરો ( જનોઇનાં ગીતો )** : સંપાદક અને પ્રકાશક : ઉમિયાશંકર ઠાકર: આણંદ: મૂલ્ય : પ્રત્યેકનો એક આનો.

આપણાં જૂનાં ગીતોનું આ સંસ્કરણ બને તેટલું અસલ સ્વરૂપમાં અને પ્રાન્તરો સાથે પ્રમાણમાં આવે એ બહુ જ જરૂરી વસ્તુ છે. આ ગીતોદ્વારા

આપણા જૂના ગુજરાતી સંસ્કારનાં ચિત્રો અને રીતિઓનો આપણને સુપરિચય થાય છે. સંપાદકને આ કાર્ય માટે અમે ધન્યવાદ આપીએ છીએ.

**કાળા પાણીને પેલે પાર** ( બ્રહ્મદેશના પ્રવાસ પત્રો ) : લેખક : રામનારાયણ ના. પાઠક; પ્રકાશક : ઈશ્વરલાલ મોહનલાલ દવે ( અંજલી ગ્રંથમાળા ) ડેન્સો હૉલ, કરાંચી; મૂલ્ય : પાકું પૂંઠું : રૂ. ૦-૬-૦; કાચું : રૂ. ૦-૪-૦.

આપણું પ્રવાસ સાહિત્ય એકંદરે બહુ ખેડાયું નથી. શ્રી. પાઠકનો આ પ્રિય વિષય છે અને એમણે આ નાનકડા સચિત્ર પુસ્તકમાં એને યોગ્ય ન્યાય આપી એમના પ્રવાસને એમણે સફલતાથી આંખ આગળ ખડો કર્યો છે. આપણા વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં બહારના વાચન તરીકે પ્રવાસનાં પુસ્તકોનો અભ્યાસ ઇષ્ટ છે. આ પુસ્તક, અમે ઇચ્છીશું કે, યોગ્ય સત્કાર પામે.

**મહારાજા સયાજીરાવ ગાયકવાડ** : લેખક અને પ્રકાશક : ધીરજલાલ ટોકરશી શાહ; જ્યોતિ કાર્યાલય, રતનપોળ, અમદાવાદ

આપણા પ્રગતિશીલ ગુજરાતી મહારાજાના જીવનની આ એક ટૂંકી જીવનરૂપરેખા છે.

**સોણી અને વીજાણંદ**–લેખક : ઉછરંગરાય કેશવરાય ઓઝા; પ્રકાશક : બૃહદ ગુજરાત કાર્યાલય ; પો. બો. ૫૨૨, નાઇરોબી (આફ્રિકા); મૂલ્ય નથી આપ્યું.

**Pushpa** ( the Children's own paper ): Jaunry 1936: Editors: Shree. Hansa Mehta; B20 Shewak Bhojraj; Annal subscription Rupee one, Post free; 31, Tribhuvan Road, Bombay.

શ્રી હંસાબેન મહેતાનો આપણાં બાળકો માટેનો પ્રેમ અગાધ છે. એ બાળકો માટે એમણે આરંભેલા આ અંગ્રેજી માસિકને અમે હાર્દિક સત્કાર આપીએ છીએ અંગ્રેજીનો પરિચય થતાં આ માસિક સાથે આપણાં બાળકો મૈત્રી બાંધે ને ખીલવે એમ અમે ઇચ્છીએ છીએ.

**કુમુદ** (માસિક) અંક ૧ : પુ : ૨–ચંદ્રકાંત મહેતા; પ્રકાશક : જસવંત ભટ્ટ: રામનિવાસ, પારેખ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૪

**શુક્લેન્દુ** (સઇ–સુતાર–જ્ઞાતિ માસિક)–તંત્રી : નરોત્તમદાસ દયાળભાઇ દેસાઇ પ્રથમ વર્ષનો પ્રથમ અંક:

**આગે કદમ** : તંત્રી એ. મન્સુર; પ્રકાશન સમિતિ : યંગ મેન્સ ખોજા એસોસીએશન, પોસ્ટ બોકસ ૨૧૩; કરાંચી; વાર્ષિક લવાજમ: રૂ. ૨–૦–૦

આ માસિકનો, ૩૫ નો નવેંબર અંક અમને મળ્યો છે. અમે એના ઉત્સાહી તંત્રીને એમના આ કાર્યમાં આગે કદમ ઇચ્છીએ છીએ.

**ફોરમ: લહરી: ૬, ૭, ૮, ૯**: લેખક શારદાપ્રસાદ વર્મા: પ્રકાશક: યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત.

આ પુસ્તકમાં સરળ છતાં સચોટ, વેગભરી અને તેજસ્વી શૈલીમાં લખાયેલ,

[ અનુસંધાન પૃ. પઢંક પર ]

# તંત્રીસ્થાનેથી

## અમદાવાદમાં વેપારી શિક્ષણ

મુંબઈ યુનિવર્સિટીની સીનેટે ઠીક ઠીક ચર્ચા કર્યા પછી અમદાવાદની વેપારી શિક્ષણ માટે કૉલેજ સ્થાપવાની માગણી મંજુર રાખી છે એ આપણે માટે, ગુજરાત માટે આનંદની વાત છે. આજ સુધી મુંબઈ ઇલાકામાં આવી જાતના ઉચ્ચ શિક્ષણ માટે એક જ કૉલેજ છે એ બહુ પ્રસિદ્ધ બાબત છે. અમદાવાદનું વેપારના સ્થાન તરીકેનું મહત્ત્વ ઇતિહાસપ્રસિદ્ધ છે. અમદાવાદ આજે પણ વેપારમાં પોતાનું સ્થાન જાળવી બેઠું છે એટલે અમદાવાદનો આવી સંસ્થા કાઢવાનો અધિકાર અવગણી ન શકાય તેવો છે.

આ કૉલેજ પછી એન્જીનિયરિંગ કૉલેજ અને એ રીતે ધીમે ધીમે ગુજરાત યુનિવર્સિટી તરફ પ્રયાણ થતું જતું હોય એમ પણ સંભળાય છે. અને ગુજરાતના પાટનગર તરીકે આ કાર્યમાં અમદાવાદને અગ્રસ્થાન લેવાનો હક છે એમ તે ગુજરાતને લાગે તો આશ્ચર્ય પામવાની જરૂર નથી. અમદાવાદે ઉપાડેલું આ નવું કાર્ય સાંગોપાંગ સફળ નીવડે એમ અમે ઇચ્છીએ છીએ.

## રામમોહન રૉય

બ્રહ્મોસમાજના સ્થાપનાદિનની ઉજવણી વખતે કવિવર ટાગોરે શાન્તિનિકેતનમાં એક ટૂંકું પણ અર્થગર્ભ વ્યાખ્યાન કર્યું હતું. બ્રહ્મોસમાજનો સબંધ ગુજરાત જોડે પણ ઇતિહાસપ્રસિદ્ધ છે. સ્વ. રામમોહન રૉય પાસેથી કવિવર ટાગોરના પિતાએ પ્રેરણા મેળવી પોતાના જીવનમાં પ્રકાશ પૂર્યો હતો.

માનવનું જીવનધ્યેય સત્યનું—અંતિમ સત્યનું સંશોધન કરી તેની પ્રાપ્તિ કરવાનું છે. ઐહિક સુખો વચ્ચે એ જીવતો હોય છતાં એ ક્ષણજીવી સુખો એને સંપૂર્ણ અને સાચી પરિતૃપ્તિ આપી શકતાં નથી એ પરિતૃપ્તિ મેળવવા માટે ઉજ્જ્વળ પ્રતિભાવાળો મનુષ્ય પરંપરાપ્રાપ્ત પ્રણાલિકાને અનુસરવાનું પસંદ નથી કરતો, અને પોતાના હૃદયને સાચો લાગે તે માર્ગ શોધવા મથે છે. સદ્‌ગત રામમોહન રૉયના જીવનનો પણ એ જ સંદેશ આપણી સમક્ષ છે. જગત ક્યા માર્ગને સ્વીકારે એ જોઈને જ આપણે કોઈ માર્ગનું મૂલ્ય આંકીએ તો જરૂર ભૂલ થાય. નિરપેક્ષ દૃષ્ટિથી જ સત્યની અને સત્યના સંશોધનની મહત્તા સમજવી ઘટે.

## 'ઊર્મિ'ની ગેરસમજ

'અસ્મદીયમ્'માં 'ઊર્મિ'ના સંચાલકોએ 'વલ્લે તાનરીઓ' વાંચીને તેમને જે કાંઈ ઉદ્દેગ થયો તે રજૂ કરવા પ્રયત્ન કર્યો છે. 'રૈકાની પાંચાળી'ના લેખક

તરીકે શ્રી. ચન્દ્રવદન મહેતા પ્રસિદ્ધ છે. એટલે 'વજ્રે તાંતરીઆ 'માં શ્રી. ચન્દ્રવદન મહેતાનું રમુજપ્રિય માનસ જ રજૂ થયું છે એટલું પણ 'ઊર્મિ' ન સમજી શકે એ આશ્ચર્યની વાત છે. એમાંની વાતો એમને ગમે તે કોટિની લાગી હોય પણ એમાં માત્ર રમુજનું જે ઝરણ વહે છે તેની અવગણના કોઇ પણ સમજુ વાચક કરે તો નવાઇ જેવું ખરું જ. 'પ્રજાબંધુ'માંની ચર્ચા લખનારે પણ આવો જ કંઇ ભ્રમમૂલક ઉલ્લેખ કરેલો; પરંતુ તે તો 'વજ્રે તાંતરીઆ ' વાંચ્યા પહેલાં જ !

વળી લેખકે નોંધમાં સ્પષ્ટ જણાવ્યું છે કે એ કથાના બીજા બે ભાગ અનુક્રમે 'કૌમુદી' અને 'માનસી'માં પ્રસિદ્ધ થવાના છે. આટલા ઉપરથી પણ એ કથાનો સત્કાર કેવી બેસદીલીથી એ ત્રણે પત્રોના સંચાલકોએ કર્યો છે તે સમજાય તેવું છે. 'ઊર્મિ'ને ઉપદેશ જ કરવાની ખ્વાહેશ જ હતી તો આ પ્રસંગને અંગે પ્રસિદ્ધ થયેલી બીજી બાબતો લઇને તેમ કરવું જોઇતું'તું. પણ 'વજ્રે તાંતરીઆ' ને ઉપલક્ષીને એમનું પ્રવચન નિષ્ફળ ગયું છે એમ અમારું માનવું છે. વળી કટાક્ષ તરીકે પણ આ કથાની ગણના કરવાનું ભૂલી જવાય એ પણ નિરાશા ઉપજાવે એવું છે. અત્યારે ગુજરાતમાં કટાક્ષલેખોની જરૂર છે અને રમુજવાળા કટાક્ષથી ન ઘવાય એવાં આપણાં માનસ રાખીએ તો સારું.

## પંચમ જ્યોર્જનું અવસાન

ગ્રેટ બ્રિટનના રાજવી અને હિન્દના સમ્રાટ પંચમ જ્યોર્જનું અવસાન થયું છે. આપણે એ રાજવીના વ્યક્તિત્વ જોડે કેવી રીતે સબંદ્ધ છીએ એ બહુ પ્રસિદ્ધ વાત છે. ત્યાં રાજાનું જે સ્થાન છે એ જોતાં રાજાના સૌજન્યનું જ દર્શન પ્રજાજનમાં વ્યાપક બને છે. આપણે અહિં પ્રવર્તમાન રાજ્યતંત્ર જોડે ગમે તેટલા અને ગમે તેવા મતભેદ ધરાવતા હોઇએ છતાં રાજાનું વ્યક્તિત્વ એ બધા મતભેદોથી અલિપ્ત છે, અને રહે એવું બંધારણ અંગ્રેજી રાજ્યનું છે.

રાજ્યના સંચાલનમાં રાજાનું વ્યક્તિત્વ કેટલે અંશે અસરકારક નીવડે છે એ રાજાના પોતાના વ્યક્તિત્વ ઉપર આધાર રાખે છે. પંચમ જ્યોર્જના વ્યક્તિત્વે અંગ્રેજી રાજ્યના પરદેશો જોડેના સંબન્ધમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને એવા એક રાજજનના અવસાન માટે આપણે શોકની લાગણી પ્રદર્શિત કરીએ એ સર્વથા સ્વાભાવિક છે. તે સાથે જ અંગ્રેજી રીત પ્રમાણે પ્રવાસદ્વારા અનેક દેશોના અનુભવથી સમૃદ્ધ બનેલા નવા રાજવી આઠમા એડવર્ડને અમે અભિનન્દન આપીએ છીએ અને એમનો અમલ હિન્દના પક્ષોના સંપૂર્ણ સ્વીકારથી ઉજ્જ્વલ બને એમ પરમાત્માને પ્રાર્થીએ છીએ.

[ વૈષ્ણવભક્તિનું પૃથક્કરણ પુરા સંધાન પૃ. ૫૨૮ થી ]

સાધનભૂત થયેલ છે, એમ મને લાગે છે, આ આંતર બળ ઉપરાંત બાહ્ય બળોએ ઘણો ભાગ ભજવ્યો છે એ હું સ્વીકારું છું. દા. ત. બંગાળમાં સહજીયા પન્થે અને શાક્ત સંપ્રદાયે ભક્તિના આ પ્રકારના વિકાસમાં જે ભાગ ભજવ્યો છે અને જેનું શ્રી દિનેશચંદ્ર સેને અને તેને અનુસરીને આપણા પ્રમુખશ્રી મુનશીએ સવિસ્તર વર્ણન કર્યું છે, તેનું પ્રસ્તુત યુગના ઇતિહાસમાં મોટું સ્થાન છે. એ જ પ્રમાણે મુસ્લીમ અસર પણ વિચારણીય છે. જે વ્રજભૂમિમાં આ ભક્તિનો મુખ્યત્વે વિકાસ થયો છે તે ભૂમિ મુસ્લીમ અસરના કેન્દ્રની ઘણી નજીક હતી અને ૧૪–૧૫મા શતકના કબીર વગેરે સંતો ઉપર જો મુસ્લીમ વિચારોની અસર થઈ છે તો વ્રજભૂમિના ભક્તકવિઓ ઉપર શા માટે ન થઈ હોય ? પણ આ દૃષ્ટિએ હજી અભ્યાસ થવાની જરૂર છે.

છેવટ આ વ્યાખ્યાન પૂરું કરતાં કહેવાનું એટલું જ છે કે અહીં જે ક્રમનિરૂપણ કર્યું છે તેમાં કેટલાક અંકોડા ખૂટે છે એ મારા ધ્યાનમાં છે. પણ પંદરમા શતકના વૈષ્ણવ કવિ લેખકોની સંસ્કૃત તથા પ્રાકૃત રચનાઓ હજી સુધી ભાગ્યે જ જોવામાં આવી છે. વ્રજ ભાષાના સુરદાસાદિ કવિઓના ઉગ્ર પ્રકાશમાં તે પહેલાંના વ્રજ કવિઓ લુપ્ત થઈ ગયા છે. અને મારા ધારવા પ્રમાણે તો પંદરમા શતકના લુપ્તાલુપ્ત સંસ્કૃત પ્રાકૃત સાહિત્યના મંથન વગર આ ખુટતા અંકોડા મળવાનો સંભવ નથી. ભાવિ અન્વેષકો આપણા કરતાં આ દિશામાં વધારે સફળ થાવ એ જ ઈશ્વરપ્રાર્થના છે.

ઓલીવ : બાપુને ગયે કેટલો વખત થયો ?
કેથરાઈન : ૭ અઠવાડિયાં.
ઓલીવ : એ તો સો વરસ જેટલું લાંબું લાગે છે. નહિ ? એ બધો વખત ભાષણોજ કરતા હતા ?
કેથરાઇન : હા.
ઓલીવ : આજ રાતે પણ ?
કેથરાઈન : હા.
ઓલીવ : તે રાતે પેલો માથે ટાલવાળો માણસ આવ્યો હતો-હેં આ તને ખબર છે-પેલો, એના દાંત સખત રીતે સાફ કરે છે તે-તે દહાડે બાપુને પવન જોડે બોલતાં મેં સાંભળ્યા'તા. એથી તો દારૂપ્યાલો તૂટી ગયો. એમનાં ભાષણો તો સરસ હોવાં જોઇએ, નહિ ?
કેથરાઈન : ઘણાં જ સરસ.
ઓલીવ : મને તો મઝા પડી: તને ખબર છે ત્યાં પવન તો દેખાતો જ નહોતો.
કેથરાઈન : પવન સાથે બોલવું એ તો શબ્દ પ્રયોગ છે, ઓલીવ.
ઓલીવ : બાપુ ઘણીવાર એમ કરે છે ?
કેથરાઈન : હા, હમણાંના.
ઓલીવ : એનો શો અર્થ થાય ?
કેથરાઈન : સાંભળે નહિ એવા લોક આગળ ભાષણ કરવું તે.
ઓલીવ : ત્યારે લોકો શું કરે ?
કેથરાઈન : માત્ર થોડા જ માણસો એમને સાંભળવા જાય, અને પછી મોઢું ટોળું આવે અને તોફાન આરંભે: અથવા એની રાહ જોતા બહાર ઉભા રહે અને એમના પર વસ્તુઓ ફેંકે અને ધુમરાણ મચાવે.
ઓલીવ : બિચારા બાપુ ! આ આપણા પક્ષના લોકો વસ્તુઓ ફેંકે છે ?
કેથરાઈન : હા, પણ માત્ર તોફાની લોકો.
ઓલીવ : ત્યારે એ એમ શા સારૂ કર્યાં જાય છે ? હું તો ન કરૂં.
કેથરાઈન : એ એમની ફરજ સમજે છે.
ઓલીવ : પાડોશીને કે માત્ર પરમેશ્વરને ?
કેથરાઇન : બન્નેને.
ઓલીવ : અરે ! પેલા એમના કાગળો છે ?
કેથરાઈન : હા.
ઓલીવ : ( કાગળમાંથી વાંચતાં ) " મારા વહાલા હૃદય. " હેં બા, એ તને હમેશાં મારૂં વહાલું હૃદય કહે છે ? એ તો મઝાનું, નહિ ?
[ " કાલે રાતે સાડા દસે હું ઘેર આવીશ. થોડા કલાક માટે નરકનો દાહ સળગતો રાખશે..." આ નરકનો દાહ શું ? ]
કેથરાઇન : ( કાગળો મૂકી દઇ) જો, ઓલીવ !
ઓલીવ : પણ એનો શો અર્થ ?

કેથરાઈન : બાપુ એમ કહે છે કે એ ઘણા દુઃખી છે.
ઓલીવ : તું પણ દુઃખી છે !
કેથરાઈન : હા.
ઓલીવ : ( આનંદથી ) હું બારી ઉઘાડું !
કેથરાઈન : નાઃ અંદર ધુમસ ભરાઈ જશે.
ઓલીવ : ગમ્મત પડે એવું ધુમસ છે નહિ–બધું નીચે પથરાઈ ગયું છે.
કેથરાઈન : હવે જંપ, છોકરી !
ઓલીવ : ( વખત કાઢવા ) બા, હુબર્ટ મામા ક્યારે પાછા આવવાના છે !
કેથરાઈન : ખબર નથી, લાડકી.
ઓલીવ : એ આવે ત્યાં સુધી હેલનમામી આપણી જોડે રહેશે !
કેથરાઈન : હા.
ઓલીવ : એ તો ઠીક થયું, નહિ !
કેથરાઈન : ( એને ઉંચકી લઈને ) લે પાણી !
ઓલીવ : ( લહેરથી ફુલતી ) જલ્દી વિજય ના મળે તો હું તારા પાડોશીને મદદ કરું ! ( બારણામાંથી પસાર થતાં ) મારા ઘુંટણ નીચે તું ગલગલી કરે છે. ( થોડી હાસ્યછોળ ઉડે છે. પછી શાંતિ–પછી ઉંઘભર્યો અવાજ આવે છે ) બાપુ માટે મારે જાગવું જોઈએ.

[ કેથરાઈન પાછી આવે છે, એ બારણાને જરા ઉઘાડું મુકવાની તૈયારીમાં હોય છે ત્યાં બીજા બારણા પર ટકોરા સંભળાય છે અને આયાનો અવાજ કહે છે· અંદર આવું કે, બાઈ સાહેબ ?]

[ આયા અંદર પ્રવેશ કરે છે ]

કેથરાઈન : ( ઓલીવનું બારણું બંધ કરી એની પાસે જતાં ) આયા ! શું છે !
આયા : ( ધીમા અવાજે બોલતાં ) હું એમ કહું છું કે–હું હવે કામ કરીશ નહિ. હું તમને નોટીસ આપું છું.
કેથરાઈન :: આયા ! તું પણ !

[ ઓલીવના ઓરડા તરફ એ ભયથી જુએ છે. ગાલ પરથી એક મોટું સરતું આંસુ આયા લુછી નાખે છે. ]

આયા : મારે તો એકદમ ચાલ્યા જવું છે.
કેથરાઈન : ઓલીવને છોડીને ! બાપનાં પાપનો એ તો પુરેપુરો બદલો.
આયા : મારા છોકરાનો બીજો કાગળ પણ મારા પર આવ્યો. ના, મીસ કેથરાઈન, ઠીક આમ ખુની અને જંગલી લોકોને ટેકો આપતા હોય ત્યારે એમના મકાનમાં મારાથી રહેવાય નહિ અને એ પાછા આવતા હોવાથી તો હવે નહિ જ.

કેથરાઈન : પણ, આયા......!
આયા : નીચેવાળાની વાતક મારે નથી ( અવર્ણનીય અભિનયથી ) કે હું હુલ્લડખોરોથી બી ગઈ છું: કે બારીના કાચ ફોડી નાંખ્યા તેથી· કે રસ્તાના

છોકરા શું કહેશે તેની મને પરવા છે તેથી; મને એવું લાગતું જ નથી—ના પણ મારું હૃદય ડંખે છે, મારા દિકરાનો વિચાર કરતાં રાત અને દિવસ હું અકળાઇ જાઉં છું. બીનાશ વિનાના કપડાના કકડાનો અભાવ, બળદ પણ ન પીએ એવું પાણી અને જીવડા પડેલું માંસ: એવી દશામાં રાત પસાર કરતા મારા દીકરાનો હું ખ્યાલ કરું છું. દરરોજ એનો કોઇનો કોઇક મિત્ર મારી જાય છે અને એક દિવસ કદાચ એ પણ. એને કાંઇ થાય, તો મને અહિં હંમેશાં પસ્તાવો થયા કરે. અરે ! મિસ કેથરાઇન તમે કેમ સહન કરો છો તે જોઇ મને આશ્ચર્ય થાય છે, દરરોજ માઠા સમાચાર—અને સર જોન તો કેટલા ઉદાસ છે—અને જાણે પોતે જોનાહ જ હોય તેમ શેઠ હંમેશ આપણી વિરૂદ્ધ બોલે છે.

**કેથરાઇન** : પણ આયા તું અમને કેમ છોડી શકે, તું ?

**આયા** : ( ગાલ લુછતાં ) હું અહિં રહું તો કંઇ ઉત્તેજન આપું છું એમ મને પ્રેરણા થાય છે: અને મી. મોર આજે પાછા આવવાના છે. બાઇબલ કહે છે કે, તમે ધર્મ અને પૈસાની સાથે સેવા કરી શકો નહિ.

**કેથરાઇન** : એ કેટલું જોખમ ખેડે છે એની તને ખબર છે ?

**આયા** : હા. એમની પ્રતિષ્ઠા અને બેઠકને જોખમે, અને દેશ વિરુધ્ધ જવામાં એના કરતાં પણ વિશેષ એમને જોખમ વહોરવું પડશે.

**કેથરાઇન** : એ એમના આત્માને અનુસરે છે.

**આયા** : અને બીજાઓએ પણ પોતાના અંતરાત્માને અનુસરવું જોઇએ. ના, મિસ કેથરાઇન, તમે—તમારા ત્રણ ભાઇઓ તો રણમેદાને છે, અને તમારા પિતા ચિંતાથી લેવાયા કરે છે છતાં—તમે એમને ટેકો આપો ! આ ગયા ત્રણ મહિનાથી તો તમે પણ દુઃખી થાઓ છો. એ ત્રણ ભાઇઓને ત્યાં કાંઇ થશે,—વહાલા હુબર્ટને જેને તમારી મા ઉછેરવા અશક્ત હતાં, તેથી મેં ઉછેર્યા તેને કાંઇ થશે, તો તમને કેવું લાગશે ? એના દુશ્મન-પક્ષમાં તમે છો તેથી એમણે તમને શું કહ્યું હોત, એનો ખ્યાલ કરો.

**કેથરાઇન** : આયા, આયા !

**આયા** : મારા છાપામાં તો લખે છે કે એ આ જંગલીઓને ઉત્તેજે છે. અને આપણા વિષે પરદેશીઓમાં વાતો કરાવે છે. અને જેટલા દિવસ લંબાયા છે, તેટલા દિવસ આ મકાન પર આપણું લોહી રેડાય છે.

**કેથરાઇન** : ( ખસી જતાં ) આયા, મારે નથી સાંભળવું.

**આયા** : ( એના સામું એકાગ્રતાથી જોતાં ) હા; એમને છોડી દેવાનું તમે સમજાવશો. હું તમારી લાગણી સમજું છું પણ જો તમે તેમ નહિં કરો તો મારે જવું પડશે. (ગંભીરતાથી એ માથું ધુણાવે છે. ઓશીવના ઓરડાના બારણા આગળ જાય છે, ધીમેથી તે ઉઘાડે છે. એક ક્ષણ જોતી ઊભી રહે છે. અને 'મારી લાડકી' એવા શબ્દો બોલી અવાજ કર્યા વિના અંદર જાય છે, અને બારણું બંધ કરે છે. )

[ કેપરાઇન પાણી આપવા પાસે જાય છે, વાળ સમારે છે. હોઠ અને આંખ સાફ કરે છે. ચાલ તરફથી ભારણું કપડે છે, અને હેલનનો અવાજ આવે છે. " પ્રીટ ! સુખ થઇ નથીને ? " ]

કેપરાઇન : ના.

હેલન : ( ઍરી નજરે જોતાં ) હું જરા ઊંઘી ગઇ, અને મેં મેદાન જોયું. એ પેલા દેડકાની માફક આકાશ સાથે અથડાતું લાગ્યું. અને ત્યાં કાળી વસ્તુઓ જણાઈ. એક તો માથા વિનાના ધડમાં ફેરવાઇ ગઇ અને પાસે બંદૂક હતી. ધવાયલા પગની સારવાર કરતો, ફોકડું વાળીને બેઠેલો એક માણસ દેખાયો. લુબર્ટને ને વેકેડને મળતો એનો ચહેરો હતો, અને પછી મેં જોયો લુબર્ટ. એનો ચહેરો બધો કાળો અને પાતળો હતોઃ અને એને-ઘા હતો, ભયંકર ઘા અહિં હતો. ( એ જાતીને સ્પર્શે છે ) એમાંથી લોહી વહેતું હતું. અને તે બંધ કરવા એ અરે ! પ્રીટ, સુંબન કરીને પ્રયત્ન કરતો હતો. ( લાગણીથી મુંઝાઇને એ થોભે છે ) પછી મેં વેકેડને હસતો સાંભળ્યો, અને એ કહેતો હતો કે જીવતા શરીરને ગીધ અડકતાં નથી. અને ક્યાંકથી અવાજ કહેતો સંભળાયોઃ " ઓ ! ભગવાન ! હું મરું છું ! " અને વેકેડે તેને ગાળો દેવા માંડી, અને મેં લુબર્ટને બોલતો સાંભળ્યો, " વેકેડ એમ કર નહિં. બિચારાને મરવા દે ! " પણ અવાજ તો રડતો અને કકળતો ચાલુ રહ્યો; " આખી રાત હું અહિં રીબાતો પડ્યો રહીશ-અને પછી મરીશ ! " અને વેકેડ જમીન પર ધમડાતો ગયોઃ ખૂન કરવા જતા માણસ જેવો શયતાનીયત ભર્યો એનો ચહેરો હતો.

કેપરાઇન : કેટલું ભયાનક !

હેલન : છતાં ય પેલો અવાજ તો ચાલુ જ રહ્યો અને વેકેડને મૃત માણસની બંદૂક લેતાં મેં જોયો. પછી લુબર્ટ ઊભો થયો, અને લથડતો, એટલો અશક્તિથી અને એટલો ભયાનક રીતે ગયો પણ એ પહોંચે અને રોકે ત્યાર પહેલાં તો વેકેડે રડતા માણસ પર ગોળી છોડી. અને લુબર્ટ પોકારી ઉઠ્યોઃ ' હેવાન ! ' અને એકદમ નીચે પડ્યો. વેકેડે જ્યારે એને પડેલો જોયો, ત્યારે એણે રડવા અને ડુસકાં ભરવા માંડ્યાં, પણ લુબર્ટ તો હાલ્યો જ નહિ. પાછું બધું શ્યામ બની ગયું-અને પછી પડછાયા, માથા વિનાના માણસ તરફ એક કાળી સ્ત્રી આકૃતિ સરી જતાં મેં જોઇ; પછી વેકેડ પાસે અને છેવટે લુબર્ટ પાસે તે ગઇ. અને અટકી અને કુદી ચાલી ગઇ. અને એ બોલી ઉઠીઃ ' એ આઇ-આય ! " ( ધુમસ તરફ દેખાડીને ) જો; પણે પેલી કાળી વસ્તુઓ છે !

કેપરાઇન : ( એની આજુબાજુ હાથ મુકતાં ) હા બેન હા. હું ધુમસ જોતી હોવી જોઇએ.

હેલન : ( વિચિત્ર શાંતિથી ) એ મરી ગયો !

**કેથરાઈન** : એ તો માત્ર સ્વપ્ન હતું.

**હેલન** : એ બુમ તેં સાંભળી નહિ. ( એ સાંભળે છે. ) એ તો સ્ટીફન છે. માફ કર કીટ; મારે તને ગભરાવવી નહોતી જોઈતી, પણ મારાથી આવ્યા વિના રહેવાયું નહિ.

[ એ બહાર જાય છે કેથરાઈન, એનામાં લાગણી પેદા થયેલી હોવાથી અસ્વસ્થ રીતે બારી તરફ જાય છે, એને ઉઘાડે છે અને બહાર ડોકું કરે છે. મોર પ્રવેશ કરે છે ]

**મોર** : કીટ ! બારીમાં એની આકૃતિ જોઈને, જલ્દીથી એની પાસે જાય છે.

**કેથરાઈન** : આહ ! ( આવેશ પર એણે કાબુ મેળવ્યો છે )

**મોર** : તને બરાબર જોવા દે !

[ બારી આગળથી દીવાના પ્રકાશ આગળ તેને લાવે છે અને લાંબા સમય સુધી તેના તરફ જોઈ રહે છે. ]

**મોર** : તારા વાળને તેં શું કર્યું છે ?

**કેથરાઈન** : કાંઈ નહિ.

**મોર** : એ આજ રાતે અદ્ભુત દેખાય છે.

[ લોભીની માફક એ વાળ લે છે અને એનું મોં એમાં દાબી દે છે ]

**કેથરાઈન** : ( વાળ લઈ લેતાં ) ઠીક !

**મોર** : છેવટે !

**કેથરાઈન** : ( ઓલીવના ઓરડા તરફ આંગળી કરતાં ) ધીમેથી !

**મોર** : એ કેમ છે ?

**કેથરાઈન** : મઝામાં.

**મોર** : અને તું ? ( કેથરાઈન ખભા હલાવે છે. )

**મોર** : છ અઠવાડીયાં !

**કેથરાઈન** : તમે કેમ આવ્યા ?

**મોર** : કેમ આવ્યો ?

**કેથરાઈન** : પરમ દિવસથી પાછું તમે શરૂ કરશો. એનો શો ફાયદો ?

**મોર** : કીટ !

**કેથરાઈન** : મારા માટે વિશેષ મુશ્કેલ બને છે. એટલું જ.

**મોર** : ( એના સામું જોતાં ) તને શું થયું છે ?

**કેથરાઈન** : તમારી સભાઓ વિષે છ અઠવાડીયાં સુધી વાંચીને થાકી.

**મોર** : આજ રાતે એ જવા દે. ( એ એને સ્પર્શે છે. ) રણમાંથી આવી પાણીને અડે ત્યારે મુસાફરોને આવું જ લાગે છે.

**કેથરાઈન** : ( એના કપાળમાં એકદમ ઘા જોઈને ) તમારું કપાળ ! એમાં વાગ્યું છે !

**મોર** : એ તો કાંઈ નથી.

**કેથરાઈન** : અરે ! મને સાફ કરવા દો !

**મોર** : ના, વહાલી ! એ તો બરાબર છે.

કેથરાઇન : ( ખસી જતાં ) સ્ટુઅર્ટના મૃત્યુનું સ્વપ્ન હેલન હમણાં જ મને કહેતી હતી.

મોર : બિચારી !

કેથરાઇન : સ્વપ્ન, નઠારાં સ્વપ્ન, રાહ જોવી અને સંતાવું—એ સિવાય બીજું કશું કરવાનું નથી. કાંઈજ નહિ—સ્ટીફન—કાંઈજ નહિ !

મોર : ખરાબ રહેવાનું ! મારે લીધે ! ( કેથરાઇન માથું હલાવે છે ).

મોર : ( દુઃખ થયું હોય તેમ ) સમજ્યો. તારા કાગળમાંથી મને લાગતું હતું કે તું સમજતી જાય છે...કીટ ! તું સુંદર દેખાય છે.

[ એકમદ એ જુએ છે કે તે રડે છે, અને જલદીથી તેની પાસે જાય છે. ]

મોર : વહાલી, રડ નહિ! ઇશ્વર જાણે છે કે તને વધારે દુઃખ થાય એવું કરવા માંગતો નથી. હું જતો રહીશ.

[ એની પાસેથી એ થોડું આઘો જાય છે, અને એની સામું વધારે વાર જોયા પછી એ સગવડ મેજ આગળ બેસી જાય છે અને શબ્દો શોધવા યત્ન કરતો સગવડની વસ્તુઓ અને ચડાને ફેરવવા માંડે છે. ]

મોર : ભવિષ્યનો વિચાર કરવો જ નહિ. મેં જે વખત પસાર કર્યો છે—મેં ધારેલું કે—આજ રાતે તો વસંત હશે—મેં ધારેલું કે તું અને બસ સર્વસ્વ.

[ એ બોલતો હોય છે, ત્યારે કેથરાઇન પાસે સરકી આવે છે. એની બાજુમાં તે એકાએક ઘૂંટણ પર પડે છે અને એનો હાથ બાજમાં રાખી દે છે, એ ફરે છે અને આગળ્યે છે. ]

મોર : કીટ !

કેથરાઇન : આહ ! હા, પણ કાલથી એ પાછું શરૂ થશે. ઓ ! સ્ટીફન ! ક્યાં સુધી—મારે બે બે બાજુ ખેંચાવું ? ( એના હાથમાંથી પાછી ખેંચાતાં ) મારાથી નથી—નથી સહન થતું.

મોર : મારી પ્રાણેશ્વરી !

કેથરાઇન : એ છોડી દો ! મારે ખાતર ! છોડી દો ! ( એની પાસે વધારે જતાં ) અને પછી હું અને સર્વસ્વ છીએ.

મોર : ઓ ભગવાન !

કેથરાઇન : એ બધું જે જોને—જો.

મોર : ( બાવરો બની ) શરતે તો નથી કરતી ને ? સોદો કરે છે ? પરમેશ્વર ખાતર, કીટ !

કેથરાઇન : પ્રભુને ખાતર, કીટ !

મોર : તું !...બધામાંથી—તું !

કેથરાઇન : સ્ટીફન !

[ મહામહ સંપૂર્ણ રીતે મોર નમતું આવે છે, પણ પાછા હઠે છે ] ·

મોર : સોદો ! એ તો મારે આત્મા વેચ્યા બરાબર છે !

[ એની બાથમાંથી એ છૂટો થાય છે, ઉભો થાય છે, બોલ્યા વિના ઉભો રહે છે અને એની સામું જુએ છે; કપાળ પરનો પરસેવો લુછે છે. કેથરાઇને કેટલીક ક્ષણ ધુંટણ પર રહે છે, ને સમજ્યા વિના એના મોં સામું જોયા કરે છે, પછી એનું માથું નીચું પડે છે. એ પણ ઉભી થાય છે અને આપી ઉભી રહે છે, અને શરીર પર ઓઢવાનું નાખી દે છે. જાણે બન્ને ઠંડી અને મૃત્યુકારક લજ્જામાં પડ્યાં હોય એમ લાગે છે. એકદમ મોર ફરે છે, અને પાછળ જોયા વિના લથડતો ઓરડા બહાર જાય છે. એના ગયા પછી કેથરાઇન ધુંટણ પર પડે છે, અને ખુરશીમાં કોકડું વળીને ત્યાં સ્થિર પડી રહે છે. ]

પડદો પડે છે.

---

[ : ૫૨ : સંધાન પૃ. ૫૪૪ થી ]

સારી રીતે સચવાતું હતું. આપણી રંગભૂમિ ઉપર ઔચિત્યનો ભંગ કરીને, લખલૂટ ખર્ચે 'સીન' ગોઠવાય છે. રંગભૂમિના સંચાલકો અને પ્રેક્ષકવર્ગનો પ્રાકૃત શોખ પણ એમાં જણાઈ આવે છે. તખ્તા પરની સામગ્રી વાતાવરણનો ખ્યાલ આપવા પૂરતી, વાસ્તવિક અને અનૌચિત્ય વિનાની હોવી જોઈએ. જો કે એ ખરાબ જણાયાં કમલી-વાલાના 'ડ્રોઈંગરૂમ'ને વિશેષ શણગાર્યો હોત તો વધારે સારું વાતાવરણ ઉત્પન્ન કરી શકાત. વસ્તીરાજા પ્રવેશની સામગ્રી સાદી અને થોડી હોવા છતાં પ્રસંગને ખૂબ જ અનુકૂળ હતી. બીજા દશ્યો પણ જોઈએ તેવાં હતાં.

(૪) સંવાદ એકંદરે સંતોષકારક હતો. અભિનેતાઓની બોલવાની છટા (delivery) પણ મ્હોટે ભાગે સુંદર હતી. માત્ર નાયિકા (રંભા)નું પાત્ર ભજવનાર અભિનેત્રીને વિશેષ તાલીમ આપવાની જરૂર જણાઈ આવતી હતી, અને મેડીકો અને કમળીવાળાનું કામ કરનાર અભિનેતાઓના ઉચ્ચારોમાં ક્વચિત્ અયુક્ત સ્થાને ભાર મૂકાતો અને મૂકાવો જોઈએ ત્યાં ન્હોતો મૂકાતો એટલું કહેવું આવશ્યક લાગે છે.

લેખાબાઈ અને ભીમજી કાકાના પાત્રો ભજવનાર બન્ને અભિનંદનપાત્ર હતાં. ભીમજીકાકાનું પાત્ર બહુ જ વાસ્તવિકતાથી રજુ થયું હતું અને લેખકની વિભાવના અભિનેતા સંપૂર્ણ પણે સમજી શક્યા હતા એ સ્પષ્ટ હતું. લેખાબાઈનું પાત્ર રજુ કરનાર અભિનેત્રીએ જ 'ગંગામા'નું પાત્ર અનન્ય સરળતા અને સ્વાભાવિકતા સાથે ભજવી બતાવ્યું હતું. મેડિકોનું પાત્ર અભિનેતા પૂર્ણપણે સમજ્યા હોય એમ ન લાગ્યું, અને સમજ્યા હોય તો પ્રેક્ષકને ખુશ કરવાની વૃત્તિમાં કદાચ પાત્રની વિભાવના વિસરાઈ ગઈ હશે એમ લાગ્યું. પણ એકંદરે પાત્ર સરળતાથી રજુ થયું હતું અને નાટકીના માણસ તરીકે મેડીકો જે ભાષનોની પંક્તિનો ઉપયોગ કરે છે તે તો ખરેખર ધન્યવાદને પાત્ર હતું. પણ મેડીકોના આખાએ પાત્રમાં જે મસ્તી, લ્હેરખા છે તે ક્વચિત્ ભૂલી અભિનેતા અવાસ્તવિક રીતે ગંભીર બનતા; વળી કેટલીક વાર વિનોદ ભર્યાં કટાક્ષો પછી અટકવું જોઈએ ત્યાં વાગ્ધારા ચાલુ રાખતો એથી પ્રેક્ષકના હાસ્ય અને તાળીઓમાં ત્યાર પછીનાં વાક્યોના વિનોદ ને કટાક્ષ માર્યાં જતાં. પેપરમેશમેકરવાળાનું પાત્ર સારી રીતે ભજવાયું હતું. અભિનય રૂઢિ પ્રમાણે વાસ્તવિક લાગતો. કેટલાક પ્રસંગો તેઓ એ પાત્રને ભીંસે જ દીધી નીકળ્યા હતા એમ કહીએ તો પણ ચાલે. પણ બીજા પ્રવેશ વખતે એમાં અભિનયનો અતિરેક થવાથી બીજા પાત્રોના શબ્દો અને અભિનય માર્યા જતા હતા તે પ્રસંગે આ નટે વિશેષ સંયમ રાખી, પોતા સિવાય બીજાં પાત્રો પણ તખ્તા ઉપર છે તેનો ખ્યાલ રાખવો જોઈતો હતો. આપણે સંઘકાર્ય કરતાં શીખવાની જરૂર જીવનના અનેક ક્ષેત્રોમાં શીખવાની જરૂર છે. નાટકમાં અભિનેતાએ પોતાની વ્યક્તિગત સફળતા કે કીર્તિ કરતાં સમગ્ર નાટકની સફળતા પર વિશેષ લક્ષ આપવું જોઈએ. મારવાડી મોરાર શેઠ અને કૈલાસના પાત્રો ઠીક રજુ થયાં હતાં. સર મગનભાઈ બોલાવે, ચલાવે કે બેસાડે, ખરેખર સર જેવા જ લાગતા હતા. રંભાનું પાત્ર ભજવનાર અભિનેત્રીનો અભિનય સહજ અને પાત્રને યુક્ત હતો. માત્ર વાક્છટામાં જરા

ખામી હતી. ડગલીવાલાએ એકંદરે ઠીક છાપ પાડી હતી પણ એ અભિનેતાનો અભિનય જોઇએ તેથી વિશેષ આડંબરી, નાટકટા જોઇએ તેથી વિશેષ ઘુંટાએલી અને એકંદરે અભિનયનો અતિરેક હતો એમ કહેવું અયુકત નહિ જ લાગે.

આ પ્રસંગે મ્હને પોતાને ખુંચતી એક વસ્તુ કહેવી આવશ્યક લાગે છે. "બે ખરાબ જણ"નું નાટક વાંચનારને પણ લાગશે કે આખાયે નાટકના સંવાદમાં નાટકીય ( Dramatic ) અંશની ઊણપ છે, અને ત્હેમાંય શામુ ડગલીવાલાની ભાષા તખ્તા કરતાં વાચનને માટે સવિશેષ અનુકૂળ છે. મૂળ કૃતિનો આ દોષ અભિનેતાઓ સહેલાઇથી દૂર કરી શક્યા હોત. માત્ર થોડા શબ્દોના સ્થાનફેરથી, અથવા વિરામચિન્હો કે અવ્યયો ઉમેરી કે કાઢી નાખી ભાષાને વિશેષ અનુકૂળ બનાવી શકાત. પરસોતમદાસ પોપડાના પાત્રમાં પણ આવીજ કંઇક ઊણપ લાગતી હતી. જો કે પ્હેલા કરતાં બીજા પ્રયોગમાં આ અભિનેતા સારું કામ કરી શક્યા હતા.

મેડીકાનું પાત્ર રજુ કરનાર અભિનેતા ( રા. રસિક વીણુ ) ગાયક તરીકે સારી રીતે જાણીતા છે. એટલે એમને માટે વિશેષ કહેવાનું રહેતું નથી. આપણી રંગભૂમિ ઉપર જે નકામા રાગડા તાણવામાં આવે છે, અને જે ઔચિત્યનો દેખીતો ભંગ કરવામાં આવે છે તે એમેચ્યોર્સને હાથે તો ના જ થવો જોઇએ. પ્રસ્તુત નાટકમાં ગૂંથી લીધેલાં ગાયનો સંખ્યામાં અલ્પ અને પ્રસંગને અનુકુળ જ હતાં અને સારી રીતે ગવાયાં હતાં. એમાં સૌથી ધ્યાન ખેંચે એવો ગરબો, 'લગ્નમંડપના' પ્રવેશમાં ગૂંથી લેવામાં આવ્યો હતો. અને આવા સફળ પ્રયોગ માટે સૌ. શીલાવતી દવેને અભિનન્દન આપવાં ઘટે.

એકંદરે પ્રેક્ષક વર્ગને આ બન્ને પ્રયોગથી સારો જેવો સંતોષ થયો હતો. આવા શિક્ષિત, સંસ્કારી, કલાપ્રિય એમેચ્યોર્સ, રંગભૂમિની રૂઢિને તજી દઇ, સંઘબળ અને સંઘભાવ કેળવી, સાહિત્ય વિષયક અનેક પ્રયોગો તખ્તા ઉપર રજુ કરી, પ્રજાના માનસિક વલણને ઘડે, વિકસાવે, ત્હેરે તો જ આપણું નાટ્યસાહિત્ય પ્રગતિ સાધી શકે. એ માટે આપણા લેખકોએ રંગભૂમિની અને રંગભૂમિના સંચાલકોએ સાહિત્યની દૃષ્ટિ કેળવવી પડશે. કારણ એ બન્નેનું ભાવિ સંલગ્ન એવું જ છે. રંગભૂમિ અને નાટ્યસાહિત્યના ઉદ્ધારનું આ ભગીરથ કાર્ય આપણા કલાપ્રિય ઉત્સાહી એમેચ્યોર્સ વગર કોઇ કરી શકવાનું નથી એમ કહું તો એમાં અત્યુકિત નથી.

[ નાસ્તિકતા : પૂર : સંધાન પૃ. ૩૩૨ થી ]

તના ઈશ્વરને સંભારવો ? આપણા લોકો આ ઈશ્વરને વચ્ચે લાવીને એવા બાયલા, પુરૂષાર્થ વિનાના અને નસીબવાદી થઇ ગયા છે કે હિંદુસ્થાનનું સત્યાનાશ વાળી નાંખ્યું." બધાં જ વાક્યો જોરથી, એકી શ્વાસે અને ઉત્સાહપૂર્વક બોલી નાંખીને સુંદરલાલે સ્વભાવ પ્રમાણે હસી દીધું.

જ્યંતિલાલ માસ્તર નિરતિ તીખી મીઠી સર્વ વસ્તુઓને ન્યાય આપે જતા હતા, અને મૌન વિના એ કાર્ય સવેળા સિદ્ધ થાય એમ નહોતું. હવે જ્યારે ચહા પીવાનો સમય થઇ ગયો ત્યારે ચાહનો પ્યાલો હાથમાં લઇને, એક ઠંડા પાણીનો ગ્લાસ પહેલાં ગટગટાવી જઇને ઠંડે અવાજે બોલ્યા, " કમાલ દોસ્ત સુંદરલાલ, તમે તો જબરા પુરૂષાર્થવાદી છો. પાંચ વરસથી મહેનત કે જેને તમે પુરૂષાર્થ કહો છો તે કર્યા છતાં માસિક પચ્ચીસ રૂપિયાની પણ પુરી વકીલાત ચાલતી નથી. એટલે તો ગયા નવરાત્રમાં ઘરમાં માતાની સ્થાપના કરીને ગરબા ગવડાવ્યા હતા. મીસીસ સુંદરલાલે વકીલાત સારી ચાલે તો એક હવન કરવાનું આપની આજ્ઞાથી જ માન્યું છે. બહારથી નાસ્તિકનો ડોળ કરીને અંદરથી ભગવાનની ગુલામ દિકરી બનીને શક્ય એટલું બધું જ કરી છુટવું એ મને લાગે છે કે નાસ્તિકવાદના પ્રચારની નવી રીત છે, નહિ ! " આબાદ ફટકો લગાવ્યાના સંતોષમાં માસ્તરે ચહાનો પ્યાલો પુરો કરી દીધો.

" દિકરી સુંદર, આપી દે જવાબ કે એ તો સંજોગવશાત્ માણસ અને માણસને અધીન સંજોગો. એ તો પરસ્પર નદીનાવ સંજોગ જેવું છે, " ચંદ્રનાથે સુંદરલાલના ખભામાં ધબ્બો મારતાં ટીખળ કરી.

" પણ પેલી જીવનની શાસક શક્તિનું શું ? એ શક્તિ તે માણસની બહાર રહેનારી કોઇ શક્તિ કે માણસમાં જ વસનારી એનો બરાબર નિવેડો ન આવ્યો ? " ગિરીશે પાછો પ્રશ્ન કરીને ચર્ચાને રાજમાર્ગ પર આણી.

" માણસની બહાર તો આ આકાશ અને પૃથ્વી છે. એમાંથી કોઇ દિવ્ય શક્તિ ટપકી પડતી હોય તો કોણ જાણે. પણ એ તો જે કંઇ કરે છે તે માણસની બુદ્ધિ કરે છે. સંજોગોની ઉત્પત્તિ સદુપયોગ કે દુરૂપયોગ જે કંઇ કરે છે તે એ જ બુદ્ધિ, " પ્રોફેસરે હાથમાં ખાલી પ્યાલો નીચે મુકતાં કહ્યું.

" ત્યારે તમે પેલા અંતઃકરણના અવાજનું કહેતા હતા તે શું ? " ત્રિલોકનાથે ચર્ચામાં અનિચ્છા છતાં પાછું પગરણ કર્યું. " તમે જ કહેતા હતા ને કે માણસમાં મન કરતાં બીજું વધારે બળવાન વસ્તુ છે અને તે અંતઃકરણ. તો મન ઉપર જો અંતઃકરણની અસર થતી હોય તો અંતઃકરણની એ સમર્થ શક્તિનું સંચાલન કરનાર કયું તત્ત્વ તમે ભુલતા ન હો તે દિવસે આપણે ગિરીશની પેલી ' આંસુ ' કવિતા વાંચતા હતા. ત્યારે જ એ વાત નીકળેલી: કે પોતાની વ્હાલી સુંદર નાનકડી બેબીના મૃત્યુ વખતે બુદ્ધિએ એ બેબી મરી તે મરી. એનું સુંદર શરીર આપણે જ હાથે બાળવાનું અને હવે પાછી નહિ જ મળે એવી સમજણ આપ્યા છતાં માણસની જે આંસુ પડયાં એ કયા ભાવને કે લાગણીને લઇને ! અને જીવનમાં એક વખત રડયો ન હોય એવો માણસ કોઇ હશે ! રૂદન એ જ શું મન ઉપર અંતઃકરણની સત્તા નથી સૂચવતું ! અને માણસ રડે છે ત્યારે એ પોતાની જાતને કેટલો પામર

લાગે છે ? એવા પામરને પણ પાછો જીવનમાં ઉન્નત મસ્તકે જીવનયુદ્ધ ખેલતો મરદ માનવ બનાવનાર કઈ શક્તિ છે ? "

" અરે યાર, આ મીઠાઈની અને ચેવડાની શક્તિ ન હોત અને ચાહની ગરમ ઘૂંટ ન હોત તો આ રીતે ખુદાને પડકારવાની તાકાત ક્યાંથી આવત ? " ચન્દ્રનાથે અર્થાનો રમુજી અંત આણવાનો અને વાતાવરણને હળવું બનાવવાનો પોતાનો કિમિયો કર્યો.

વખત વીત્યો. અરધારને ન્યાય આપીને પરવારેલા માણસોએ પ્રો. દવેને સહજ સફર ઇચ્છી. કોઈએ સ્ટેશને મળવાનું અને કોઈએ શરીર સાચવવાનું, કોઈએ ખંડાં તો જરૂર લેજો જ એવી વણમાગી સલાહ આપવાનું અને કોઈએ હાથ પકડીને પીઠમાં ધબ્બો મારીને પોતાની નિકટતા દેખાડીને સમારંભનું મહત્વનું કામ પુરૂં કર્યું. પ્રો દવે પોતાની મંડળી સાથે નિયમ પ્રમાણે ચાલ્યા. એ જ ગજવાં આજે પણ હતાં પણ ગિરીશે છુટા પડતાં પડતાં બોલી નાખ્યું, " આ ઈશ્વર જંપતોય નથી ને કોઈને જંપવા પણ દેતો નથી. એટલું જ શું એનું અસ્તિત્વ પુરવાર કરવા બસ નથી ? "

અને સૌએ દૂર સુધી સંભળાય એવું હાસ્ય હસીને એક બીજાની વિદાય લીધી.

૩

" હજી તો T. B. ટી. બી. ની પહેલી stage એટલે સંભાળપૂર્વક સારવાર અને દવા કરવામાં આવશે તો હું માનું છું કે he will be alright " ડૉક્ટર ધનપ્રસાદે ગંભીરતાપૂર્વક દર્દીને ઝીણવટથી લાંબો વખત તપાસીને પોતાનો અભિપ્રાય આપ્યો.

" I felt the symptoms in London. English Doctors also have said the same thing. " ડૉ. દવેએ પથારીમાં પડ્યા પડ્યા દબાયેલા નિરાશાભર્યા અવાજે કહ્યું.

ડૉક્ટરે હિંમત આપતાં કહ્યું, " ચિંતા કરવાની જરૂર નથી, ત્યાંના કરતાં અહીંની climate dry છે એટલે દવા જલદી અસર કરશે અને હું થોડી આયુર્વેદિક દવાઓ પણ સાથે ચાલુ કરવાનો છું એટલે cure થતાં વાર નહિ લાગે. " ડૉક્ટરે મીસીસ દવે અને સામે ઉભેલા ત્રિલોકનાથ તથા ચન્દ્રનાથ તરફ જોઈને આશ્વાસનભર્યા સ્વરે કહ્યું, " તમે લોકો હવે ચિંતા કરવાને બદલે ડૉક્ટર દવેની સારવાર કરો. દવામાં અને પરેજીમાં ખૂબ નિયમિત રહો અને દર્દીને તદ્દન:આરામ લેવા દો. તમે કહો તો તાંબાના પતરા ઉપર લખી આપું કે ડૉક્ટર સારા થઈ જશે. પછી કંઈ ? "

" એ તો તમે છો એટલે અમારે ચિંતા શાની ? " ચન્દ્રનાથે માણાગુતાનો જવાબ વાળ્યો.

ડૉક્ટરે નીચે ઉતરવા માંડ્યું. દાદર પાસે આવીને ડૉક્ટરના દસ રૂપિયાની નોટ મૂકતાં કરૂણાબહેને આર્દ્રસ્વરે કહ્યું, " ડૉક્ટર સાહેબ, એમને મટી જશે ને ? કહે છે ને કે ક્ષય તો નથી મટતો ? "

" ના, ના, એ ક્ષય જુદો. આ તો મટી જાય એવો ક્ષય છે. તાવ પણ કેટલાં પ્રકારના હોય છે ? તમે ચિંતા ન કરશો. સારા કરી દઉં તો શું ઇનામ આપશો ? " ડૉક્ટરે આખી વસ્તુને ખૂબ હળવી બનાવીને કહ્યું.

" તમે માગશો તે. " કરૂણા બીજો પ્રશ્ન પુછવા જાય ત્યાં તો ડૉક્ટર ધનપ્રસાદ ધબધબ દાદરો ઉતરીને ગાડીમાં બેસી ગયા.

કરૂણાએ આ પાંચમો ડોક્ટર બદલ્યો ડૉ. દવે વિલાયતથી આ બિમારી લઈને આવ્યા હતા અને આવ્યા હતા ત્યારથી જ પથારીવશ હતા. ક્ષય છે એમાં તો આવી ગએલા પાંચે ડોક્ટરો સહમત હતા. માત્ર stage કઈ એવાંજ મતભેદ હતો. કોઈને બીજી, કોઈને ત્રીજી અને કોઈને પહેલી લાગતી.

કરૂણાની સ્થિતિ સાચે જ કરૂણ હતી. સામાજિક સુધારક હોવાથી ઘર નાત બહાર હતું. છોકરી અને જમાઈ મનસ્વી અને અબ્રાહ્મણ્ય છે એવો કરૂણાના પિતાને મત બંધાયો હોવાથી એમણે પણ અસહકાર કર્યો હતો. ડૉ. દવેના બે ત્રણ મિત્રો સિવાય કરૂણાની પડખે આજે ઉપર આભ અને નીચે ધરતી હતાં. દસ હજારનું દેવું કરીને પ્રો. દવે વિલાયત ગયા હતા અને ત્યાંથી D. Sc. ની ડીગ્રી માનસહિત લાવ્યા હતા. પણ ડીગ્રી મળ્યા પછી જે અઠવાડિયે સ્ટીમર પકડવાના હતા તે જ અઠવાડિયે અકસ્માત ઠંડીમાં ઝડપાઈ ગયા અને સખત તાવ શરૂ થયો. ખાંસી ઉપડી આવી અને બીજે મહીને ડૉક્ટર એ T. B. જાહેર કર્યો. મુશ્કેલીએ સ્વદેશ અવાયું. સ્વદેશના મિત્રોને એક અજાયબી લાગતી કે આવા અખાડીયનને તે વળી ક્ષય કેવો ! પણ એ પ્રશ્ન હોવા છતાં ડૉ. દવેને ક્ષય થયો હતો એ હકીકત સાચી હતી. આ જુવાન-દંપતિના મનોરથ હજી વણપૂર્યા હતા. ડૉક્ટર થઈને આવ્યા પછી શું કરીશું એનાં દવેએ રંગદર્શી સ્વપ્નાં કરૂણા સાથે ઘડ્યાં હતાં. એ બધું આજે કડડભૂસ થતું કરૂણાને દેખાયું. એને લાગ્યું કે એમના ગયા પછી મારું અને આ બે ગભરૂ બાળકોનું શું ! પણ એ બાઈ ઈશ્વરમાં જબરી શ્રદ્ધા રાખનારી હતી. જીવનમાં જ્યારે જ્યારે મુશ્કેલી આવી હતી ત્યારે ડૉ. દવેની બુદ્ધિજન્ય નાસ્તિકતાએ નહિ પણ કરૂણાની લાગણીજન્ય શ્રદ્ધાએ જ એનો ઉકેલ અને નિવેડો આણ્યા હતા એ વસ્તુની તો ડૉ. દવેને પણ ખબર હતી. એવા ઘણા પ્રસંગો વીત્યા હતા કે જ્યાં ડૉક્ટરની બુદ્ધિએ નિષ્ફળતા જોઈ હતી ત્યાં કરૂણાની લાગણીભરી શ્રદ્ધાએ સફળતા આણી હતી. એ બાઈ આમ તો બહુ શિક્ષિત અને સંસ્કારી નહોતી પણ ખૂબ સુશીલ, શ્રદ્ધાળુ અને લાગણી પ્રધાન હતી.

એક મધરાતે ડૉક્ટર દવેની સ્થિતિ ખૂબ નાજુક બની ગઈ. છાતીમાં ગભરામણ શરૂ થઈ. શ્વાસ રૂંધાવા માંડ્યો. ન રહેવાયું ત્યારે એમણે પાસે સુતેલા ત્રિલોક અને ચન્દ્રનાથને ઉઠાડ્યા અને ડોક્ટરને બોલાવવાનું કહ્યું. આ દીલગ્યાલગી કરૂણા પણ જાગી ઉઠી. એની બિમારીની તો કુતરા જેવી ઉંઘ થઈ ગઈ હતી. રાતમાં પચ્ચીસ વાર ઉઠવું પડતું અને દિવસ ભાગ્યે જ આંખ મીચવાનો વખત મળતો. ચન્દ્રકાંત ડૉક્ટરને તેડવા સાઈકલ પર ગયો. કરૂણાએ છાતી પર માલીશ કરવા માંડી. ત્રિલોકે ડોક્ટરે આપેલી ગભરામણ થાય ત્યારે આપવાની દવાનો એક ડોઝ પીવડાવ્યો. પણ દર્દ શમ્યું નહિ. ગભરામણ વધવા માંડી. ગમે તેવા દુઃખમાં અને મુશ્કેલીમાં પણ સ્વસ્થતા નહિ ગુમાવનાર ડૉ. દવેની આંખમાંથી આંસુ આવ્યાં. બોલાતું તો મુશ્કેલીએ. ઝીણે અસ્પષ્ટ અવાજે એમણે કહ્યું:

"કરુણા, હવે આનાથી કશું થવાનું નથી. દવા તે શું કરવાની છે! તું તારા ભગવાનને યાદ કર. એનાથી કંઈ થાય તો થાય, નહિ તો બાળકોને સંભાળજે. મારો વીમો......" બોલતાં બોલતાં દવેની આંખોમાંથી આંસુ નીકળી પડ્યાં અને શબ્દો આવેલા પાછા જતાં ઈંધામણે ઉગ્ર સ્વરૂપ પકડ્યું. ત્રિલોકે નાડી જોવા માંડી, કરુણાએ છાતી પર કાન માંડીને વહેતાં આંસુએ હૃદયના ધબકારા સાંભળવા માંડ્યા. દવેની આંખો ફરવા માંડી. મિત્રોમાં ધીરજ અને સહનશીલતા માટે સ્નેહને પાત્ર બનેલા ત્રિલોકનું સ્વાસ્થ્ય પણ આજે ઓસરી ગયું. એની છાતી જોરથી ધબકવા માંડી, આંખોમાંથી આંસુ હમણાં પડશે એમ આંખો ભીનાશ ગઈ. એણે નાડીના ધબકારા ખૂબ સાવધાનીથી ગણવા માંડ્યા.

ધનપ્રસાદ ડૉક્ટરના ધબકારાએ ગંભીર વાતાવરણને ભેદ્યું. આવતાંની સાથે જ એમણે દર્દીને એનીમા આપ્યો અને એક ડોઝ જે પોતે સાથે લાવ્યા હતા તે પીવડાવ્યો. દર્દીની અવસ્થા પહેલાં કરતાં કંઈક સુધરી. એની ઉંડી ઉતરી ગએલી આંખોની કીકીઓ ઠેકાણે આવી, ઈંધામણ ઓછી થઈ અને શ્વાસની ગતિ નિયમીત થવા માંડી. ડૉક્ટર થોડીક સૂચનાઓ, થોડીક હિંમત અને થોડું આશ્વાસન આપીને ચાલ્યા ગયા.

ઘડીઆળમાં એક ટકોરો થયો, ચન્દનાથે જોયું તો સાડાત્રણ થયા હતા. આવામાં ઉંઘ પણ કોને આવે! સૌ પથારીની આસપાસ બેઠા હતા. ત્રિલોક નાક ખંખેરવાને બહાને બહાર ગયો અને આંસુ લુછતો હતો. ત્યાં પાછળ પાછળ કરુણા બહાર આવી. અગાસી આખી ચાંદનીથી ભરાઈ ગઈ હતી. પાછલા અંધારીઆનો આછો પડતો ચંદ્ર

જતાં જતાં જાણે પોતાની બધી ઉજ્જ્વળતા અને શાંતિ પૃથ્વી પર વરસાવતો હતો. પણ આજે આ ચાંદનીનું કોઇને ભાન પણ ન રહ્યું. માણસના અંતરની અવસ્થા બહારના વાતાવરણ પર કેટલી ઘેરી છાપ પાડે છે !

કરુણાએ નાક લુછતાં કહ્યું, " ત્રિલોકભાઇ, તમને શું લાગે છે ? તમે સવારે ડૉકટરને સ્પષ્ટ પૂછી જોજો. નહિ તો આપણે બીજો ડૉકટર બદલીએ, જરૂર હોય તો એમને બીજે સ્થળે બદલીએ. "

" ના, ના, કરુણા, ડૉકટર બદલવાની જરૂર નથી. એ તો એ વધારે પડતો ' નરવસ ' થઇ ગયો છે તેનું આ પરિણામ છે. છતાં હું સવારે ડૉકટરને પુછી જોઇશ. તમે ચિંતા ન કરશો. જાવ સુઇ જાવ. હું અને ચન્દ્ર બન્ને બેઠા છીએ, " ત્રિલોકે કરુણાને સ્વાભાવિક સાંત્વના આપી.

" હું એક વાત કહું છું પણ ત્રિલોકભાઇ, ઇશ્વર મને વિધવા કરવામાં સાર નહિ કાઢે. તમે નથી જાણતા એની લીલાની રીત. પણ મારી શ્રદ્ધા એમ ચળે એમ નથી. હું તમે કહો તો લખી આપું કે દિવસો લાગશે પણ એ સાજા જરૂર થશે. મારું અંતઃકરણ સાક્ષી પુરે છે ને ? પછી હું ડૉકટરનું ય શી રીતે માનું ? " કરુણાએ પોતાના અંતરનું મંથન પ્રગટ કર્યું.

દર્દીને જોરથી ખાંસી ચઢી એટલે બન્ને અંદર ગયાં. ખાંસી ઓછી થતાં ગભરામણ પાછી શરૂ થઇ. શ્વાસ રૂંધાવા માંડયો. આ વખતે હાથપગ પણ જરા ખેંચાવા માંડયા. આંખો પાછી ફરી ગઇ. ગળામાંથી અવાજ આપમેળે ઓગળી ગયો. આંગળીઓ વાંકી થઇ ગઇ. ત્રિલોકે ડૉકટરે આપેલી દવા પાછી જબરજસ્તીથી દાંત પહોળા કરીને ઉતરાવી, કરુણાએ છાતી પર અને ચન્દ્રનાથે પગને તળીએ માલીસ કરવા માંડી. વાતાવરણ પાછું મૃત્યુના ભયથી બેશકને ભયાનક બની ગયું.

થોડી વારે દર્દીને કંઇક સ્વસ્થતા આવી. અવાજ પ્રયત્ન કરીને બહાર આવ્યો, " કરુણા, તેં ઇશ્વર પાસે મારી જીંદગી પાછી માગી લીધી ? "

" મારો ઇશ્વર તમને મારી પાસેથી લઇ લે એટલો ક્રૂર અને નિર્દય નથી. એને ભાન છે કે પછી કરુણાનું જગતમાં કોઇ નથી. તમે જરા હિંમત રાખો. એ બધાં રૂડાં વાનાં જ કરશે. તમે જરા જરા વારમાં આંસુ પાડો અને ગભરાઇ જાવ, ખોટા ખોટા વિચારો કરો એટલે આવી ગભરામણ થાય છે, તમે જરા હિંમત રાખો ને ! કેમ ત્રિલોકભાઇ, ડૉ. નહોતા કહેતા કે હમણાં હમણાં બહું લાગણીવાળા થઇ ગયા છે ! " કરુણાએ પોતાની અસ્વસ્થતા દાબીને કેમ કરીને આટલું બધું કહ્યું એ તો એ અને એનો ઇશ્વર જ જાણે. સ્ત્રીમાં સુપ્ત રહેલું માતૃત્વ કેટલું બહાદુર નિડર અને વત્સલ હોય છે ? આપણેઆના સ્થાપનથી આધ્યાત્મિક તપ કરીને કોમળ સ્ત્રીત્વમાંથી સિદ્ધ કરેલું માતૃત્વ આપીને સ્ત્રીએ સંસારને સ્વર્ગ બનાવ્યું છે. માતૃત્વ વિનાનો સંસાર કલ્પે તો ખરા !

ધીરે ધીરે દર્દીની આંખ મળી.

૪

પાંચે વર્ષે આજે પાછો અખાડામાં ઉત્સાહનો રંગ જામ્યો છે : આજે તો મિજાયત ઉપરાંત વચમાં એક ગાદીની બેઠક કરવામાં આવી છે. મગદળ અને ડમ્બેલ્સની

વચ્ચે જુદીજુદી થાળીઓ અને રકાબીમાં વિવિધ વાનીઓ પીરસાય છે. પાછળના ચોકમાં નાના છોકરાઓ આઇસક્રીમનો સંચો ચલાવવાની હરીફાઇ કરી રહ્યા છે આજે તો શહેરના બીજા પણ થોડા માણસો આવ્યા છે.

સમય થયો એટલે ડૉ. દવેની નાની દીકરી શ્રીમતીએ કોકિલા જેવા કંઠે પ્રાર્થના કરી. યોગેન્દ્રે ડૉ. દવેને પ્રમુખસ્થાન લેવાની વિનંતિ કરી અને ડૉ. ધનપ્રસાદે અનુમોદન આપ્યું. પ્રમુખે ટુંકમાં જ પતાવ્યું:

"ભાઇઓ, તમે સૌ જાણો છો કે આપણા ગિરીશભાઇ આજે પાંચ વર્ષે આપણી વચ્ચે પાછા આવ્યા છે. લંડન યુનિવર્સીટીની એમ. એ with education ની પરીક્ષા એમણે પહેલા વર્ગમાં પહેલે નંબરે પસાર કરી તેને માટે યુનિવર્સીટીએ એમને સુવર્ણચન્દ્રક આપીને, ઓક્સફર્ડ યુનીવર્સીટીએ એમની થીસીસને પ્રથમ પંક્તિની ગણીને D. Littની ડીગ્રી આપીને એમનું બહુમાન કર્યું છે. વળી અહીં આવતાં જ આપણા પ્રાંતની નેશનલ કોલેજે એમને પ્રિન્સીપાલ તરીકે ઝડપી લીધા છે. આપણે માટે અને સમસ્ત ગુજરાત માટે ગિરીશભાઇની આ તેજસ્વી પ્રતિભા એ ગૌરવ છે. વળી એમણે તો છેલ્લા ૭ માસ સોવિયેટ રશિયામાં પણ ભ્રમણ કરીને ત્યાંના શિક્ષણનાં સ્થળો અને પદ્ધતિનો અભ્યાસ કર્યો છે. એમના નેતૃત્વ નીચે આપણી આ એકની એક કોલેજ એનું રાષ્ટ્રીયત્વ સિદ્ધ કરશે એમાં શંકા નથી. ઉપરાંત એક ખુશખબર તો એ છે કે એમણે ગુજરાતમાં અભણ અસ્પૃશ્ય અને નીચ

ગણાતા વિભાગોમાં વિદ્યાલયોદ્વારા શિક્ષણ પ્રચારની નવી યોજના ઘડીને આગેવાનોને આપી છે. એટલે હાલ તુરત કોલેજમાં તો એમણે ત્રણ જ વર્ષની બાહિધરી આપી છે. પછી તો એ એમની યોજનાની પાછળ જ પોતાનો બધો વખત અને શક્તિ ખર્ચવાના છે. એમની યોજનાનો જો બરાબર અમલ થશે, સાચો સાથ અને માણસો મળશે તો બાર વર્ષમાં આપણા પ્રાંતની નીરક્ષરતા ટળી જશે. મારા તરફથી અને અખાડાના ભાઇઓ તરફથી હું ગિરીશભાઇનું ભાવભીનું સ્વાગત કરીને એમને અંતરના અભિનંદન આપું છું."

બીજા ત્રણ ચાર આગેવાન શહેરીઓએ પણ ગિરીશની શક્તિ અને પ્રતિભાનાં વખાણ કર્યાં. છેવટે ગિરીશે કૃતજ્ઞ ભાવે સૌનો મીઠો ઉત્તર વાળ્યો અને વંદેમાતરમના ગીત સાથે સન્માન સભા પુરી થઇ. સૌ નાસ્તો લેવા ઉઠયા.

" ગિરીશ ! સાત વર્ષ પહેલાંની આ મુરબ્બીની વિદાય સભા તને સાંભરે છે ?" ચંદ્રનાથે વાતાવરણને નાસ્તાને અનુકૂળ બનાવવા માંડયું.

" અને પેલી ઇશ્વરની ચર્ચા પણ સાંભરે છે, " ગિરીશે એવા જ ભાવે ઉત્તર વાળ્યો.

" રશિયામાં તો નાસ્તિકવાદીઓના રીતસરનાં મંડળો છે નહિ, ગિરીશ ? " ડા. દવેએ જરા ગંભીરતાથી પ્રશ્ન કર્યો.

" હા, ત્યાં તો હવે ધીરે ધીરે churches ને તાળા દેવાતાં જાય છે. સરકાર વાતાવરણ જ એવું ઉભું કરે છે કે લોકો આપમેળે church બંધ કરો એવી માગણી લઇને સરકાર પાસે જાય છે, " ગિરીશે એક નવા સમાચાર આપ્યા.

" એટલે અત્યારે રશિયામાં બીલકુલ church જ નથી ? " ચંદ્રનાથે પેંડાને આખો ને આખો મોઢામાં મુકી દીધો અને સૌ હસી પડયા.

" ના, એમ તો હજી છે. જે વિભાગમાં church રાખવું હોય ત્યાં સરકાર નહિ રાખવાનો દુરાગ્રહ નથી કરતી પણ churchનો ખર્ચ, એની સંભાળની જવાબદારી અને એને અંગેની સ્વચ્છતા, વ્યવસ્થા વગેરે બધું કામ એક જવાબદાર સમિતિ કરવા કબુલ થાય તો સરકાર જરાય. વાંધો નથી ઉઠાવતી. પણ આનું પરિણામ એ આવે છે કે દેશમાં ઉગ્ર થતા જતા નાસ્તિકતાના વાતાવરણને લઇને અને ધર્મ એ દંભ સાચવવાનો એક ક્રિમિયો છે એવી દૃઢ અને વ્યાપક થતી જતી માન્યતાને લઇને Church બંધ જ થતાં જાય છે. અત્યારે તો આંગળીને વેઢે ગણાય એટલા મોસ્કો અને લેનીનગ્રાડમાં રહ્યા છે. " ગિરીશે વિસ્તારથી રશિયાની નાસ્તિકતાનું વર્ણન કર્યું.

" પણ તું કોઇ નાસ્તિકોના મંડળમાં જઇ આવ્યો કે નહિ, ? કોઇ નાસ્તિકની સાથે ચર્ચા કરી કે નહિ ? " ડોકટર દવેએ બીજો પ્રશ્ન કર્યો.

" તો દિકરી, કોઇ નાસ્તિકની વાત તો કરો કે એને કેમ નાસ્તિક થવું પડયું ? અહીં હિંદમાં તો બધા કંઇ પણ કારણ વિના નાસ્તિક થઇ ગયા છે. ત્યાં એવું ગુમાંટીયું ખાતું તો નથી ને ?," ચન્દ્રનાથે વાતાવરણને રમુજી રાખવાનો પોતાના સ્વભાવ પ્રમાણે પ્રયત્ન કર્યો.

" એ નાસ્તિકોના મંડળમાં તો એક સિત્તેર વર્ષની ડોસીની કથા ખૂબ મઝાની છે. મને તો એણે બહુ અપીલ કરી, " ગિરીશે ચન્દ્રનાથની સામે જોયું.

"તો આવો મેદાને, કહી નાંખો. હવે પહેલાં આ એક ગુલાબજાંબુ અને આ એક કેળું ખાઈ જાવ. પછી જરા અવાજ ખોંખારીને કહેવા માંડો." ચન્દનાથનો રમુજી સ્વભાવ સૌ જાણતા હતા. એટલે એણે આપેલી બન્ને વસ્તુઓને પુરી કરીને મિરાશે કહ્યું:

"મોસ્કોમાં નાસ્તિકોના એક મંડળમાં મને લઈ ગયા ત્યારે મેં મારા સાથીદાર રશિયન પ્રોફેસરને પુછ્યું કે તું મને એવા કોઈ નાસ્તિકનો ભેટો કરાવ કે જેને નાસ્તિક થવાનું કંઈ અનુભવજન્ય કારણ હોય. એટલે એ મને એક ડોસી પાસે લઈ ગયો. એ ડોસી છોકરાઓ માટે નીકળતા એક અઠવાડિકના તંત્રી તરીકે કામ કરતી હતી. કહેવામાં આવ્યું કે લગભગ અઢાર કલાક એ ડોસી કામ કરે છે. આઠ કલાક પત્રનું અને દસ કલાક જુદાંજુદાં બાલ મંદિરો તપાસવાનું. મારી ઓળખાણ કરાવી એટલે મેં તરત જ સીધું પુછ્યું, "તમે કેમ નાસ્તિક થયાં!"

"હું!" પેલી ડોસીએ ઉલટો સામો પ્રશ્ન કરીને મારી તરફ જાણે હું જનાવર હોઉં એવી કૌતુકભરી દષ્ટિએ જોયું અને પછી કહેવા માંડ્યું.

"બાવીસ વરસની ઉંમરે હું એક લેફ્ટેનન્ટને પરણી હતી. મારા માબાપ ઝારનાં જુનાં દરબારી હતાં. એટલે અમારા ઘરમાં અમીરી વાતાવરણ હતું. પરણ્યા પછી ચાર વરસમાં મને દસ છોકરાં થયાં. દરમિયાન મારા પતિએ શરાબને પોતાનો સાથી બનાવી લીધો હતો. ૨૪ કલાકમાં એક કલાક પણ એવો નહિ જતો હોય જ્યારે એ ઘૂંટડા ન પીતો હોય. પાણીની જેમ એણે દારૂ પીવા માંડ્યો. શરાબી હોવાને કારણે લશ્કરમાં અનિયમિતતા થવા માંડી એટલે ત્યાંથી એને રજા મળી. પછી નોકરીની વાત નહિ, પૈસા નહિ અને શરાબ તો જોઈએ. એટલે મારા પૈસા, થોડું ઝવેરાત બધું જ મારી પાસેથી મારીને ખુંચવી ગયો અને શરાબમાં હોમી દીધું. શરાબ પીને આવે અને પેટ ભરીને મને માર મારે. મારા બાપની પાસે પૈસા લઈ આવવાનું કહે. પછી તો એણે પૈસા ખાતર છોકરાં મારવા માંડ્યા અને મને ચીડવવા માંડી. હું બાપ પાસે જતી, રડતી અને પૈસા લાવતી એમ કરતાં કરતાં બીજાં બાર વરસ મુશ્કેલીએ ગયાં. ત્યાં વળી એક હોટેલમાં એને સંરક્ષકની જગ્યા મળી. પણ જેટલા પૈસા મળતા તે બધાનો દારૂ પી જતો અને ઘેર આવીને એનો માર પીટ તો ચાલુ જ હોય. ત્યાર બાદ સોળ વરસ સુધી આ સંસારમાં મારે માટે નરક ઉતારીને એ મરી ગયો. મારા પરિણીત જીવનનાં એ ચાલીસ વર્ષ મેં કેમ કાઢ્યાં છે એ હું જ જાણું છું. માબાપ ધાર્મિક હતાં, એટલે મારા ઉપર ધર્મની સબળ છાપ હતી. જીવનની પવિત્રતામાં હું માનતી. એટલે રડી રડીને, ખોળા પાથરીને, સાચા દિલે મેં ભગવાનની પ્રાર્થના કરી. મને ખબર હતી કે સાચા પવિત્ર માણસોને ભગવાન દુ:ખ નથી દેતો. પણ આ તો એનાથી ઉલટું જ બનતું હતું. જેમ જેમ હું વધારે રડતી, દિલ દુખવતી અને મરણિયો પ્રયત્ન કરીને પવિત્ર રહીને પ્રાર્થના કરતી તેમ તેમ મારું દુ:ખ વધતું જતું હતું. એક દિવસ મને એ નાલાયક ઈશ્વર ઉપર તિરસ્કાર છુટ્યો. ભગવાનનો ક્રોસ તોડીને નાખી દીધો. જે ઈશ્વર દુ:ખીઓનો નથી તે ઈશ્વર હોય તોય આ માણસજાતને માટે નકામો છે. 'એને માનીને કે પુજીને શું કરવું!' બસ. આ મારી નાસ્તિકતાના મૂળની કથા છે."

" Thank you sincerelly " કહીને અમે છુટા પડ્યા.

થોડી વાર તો ગંભીર વાતાવરણ છવાઇ રહ્યું. ડો. દવે કંઇક બોલતા જતા હતા પણ ચન્દ્રનાથને એ વાતાવરણ નાસ્તાને પ્રતિકૂળ લાગ્યું. એટલે એણે જ પહેલું મૌન તોડ્યું, " ખરી મારી બેટી એ ડોસી. ભારે કરી એણે. એની એક જો હિંદ ચાલી આવે તો આ આર્કિનક હિંદના બાર વાગી જાય, " કહીને એણે જુદી જુદી ચીજો દરેકને આપવા માંડી.

છેવટે ચહા આવી. વાતોનો વિષય પણ બદલાયો. લોકોએ ધીરે ધીરે વિદાય લેવા માંડી. પરસ્પર thanksના વિધિ થયા. આઇસ્ક્રીમની રકાબી અને ચમચાના અવાજે ને છોકરાંએ વાતાવરણને ગજાવી મુક્યું. છેવટ એ ડો. દવે અને ગિરીશ પણ નીકળ્યા.

ગિરીશને વળવાનો રસ્તો આવ્યો અને એ છુટો પડવા જતો હતો ત્યાં ડૉ. દવેએ કહ્યું, "ચાલને ગિરીશ, ઘેર, આજે આપણે સાથે જમીશું. કરૂણાને પણ તું મળ્યો નથી."

" ભલે, " ગિરીશે સંમતિ આપીને સાથે ચાલવા માંડ્યું.

" ગિરીશ, આપણા વેદના ઋષિઓ જબરા બુદ્ધિમાન, " ડોકટરે અંદરની સ્વસ્થતા સુચવતી વાત શરૂ કરી.

" કેમ ? " ગિરીશે આતુર ભાવે કહ્યું.

ઇશ્વરની કલ્પના દુનિયામાં મુકીને, અથવા માણસના સામે ઇશ્વરનો આદર્શ મુકીને એમણે સમુત્ક્રાંતિવાદની એવી theroy મુકી છે કે સનાતન કાળથી માણસ ઇશ્વર ઇશ્વર કરતો આવ્યો છે, ઇશ્વર થવાના પ્રયત્નો કરતો આવ્યો છે અને હજી કર્યે જાય છે. બિચારાની મંજલ હજી પુરી નથી થઇ. ડૉકટરે પોતાની અસ્વસ્થતાસૂચક બીજી વાત કહી.

ગિરીશે સહજ ભાવે જવાબ આપ્યો, " એમાં શું ખોટું છે ? માનવનો વિકાસ તો સધાય છે. માનવના સમુત્ક્રાંતિ તો સાધે છે. ઇશ્વરનો કોયડો હોત નહિ તો માણસની બુદ્ધિ ભુખે મરી જાત. ઇશ્વર છે કે નહિ એના વિવાદમાં તો આ બધા તત્ત્વજ્ઞાની જીવે છે. બધી ફીલસુફીમાંથી એ ઇશ્વરનું તત્ત્વ કાઢી લ્યો, પછી જુઓ શું રહે છે તે,

" પણ આવી અદ્‌ભુત કલ્પનાની શોધ કરનાર જો બુદ્ધિ હોય તો એવી સમર્થ બુદ્ધિ ઉપર પોતાનું પ્રભુત્વ સિદ્ધ કરનાર અંતઃકરણ કેટલું મોટું જીવનમાં કહેવાય ! "

" કહેવાય જ ને, કારણ કે બુદ્ધિ કામ નથી કરતી ત્યારે માણસ મુરખ કહેવાય છે, પણ અંતઃકરણ કામ નથી કરતું ત્યારે માણસ મૃત્યુ પામે છે, " ગિરીશે સાદી વાત કહી.

ડૉ. દવેએ ચમકીને ઉંચું જોયું. સામેના બંગલામાંથી દિલીપ દોડતો દોડતો આવીને પોતાના પિતાને બાઝી પડ્યો હતો.

" ઓહો ! આજે તો કંઇ ગિરીશભાઇ આવ્યા ? " કરૂણાનો મીઠો કંઠ ટહુકી ઉઠ્યો.

[ જય સોમનાથ : પુરઃ સંધાન પૃ. ૫૨૦થી ]

એમનું હૈયું આશાભર્યું" આવતી પળોની વાટ જોઈ રહ્યું.

નાનકડી ચૌલા શ્વેતાંપરિધાને વસ્ત્રાભૂષણ ઢાંકી, નીચું મોં કરી બેઠી હતી. એનું હૃદય કદી ધબક્યું ન હતું એવા જોરથી ધબકતું હતું, અને તેના કાનમાં ગુંજારવનો નાદ થતો હતો.

તેણે સર્વજ્ઞનો અવાજ સાંભળ્યો. માને 'ઊઠ' કહેતા સાંભળી ને થરથરતા પગે તે ઊઠી. કેમ પગ ઉપાડશે ! નૃત્ય ને અભિનયનો એક પ્રકાર તેને યાદ નહોતો-કેમ નૃત્ય થશે ! આખો અગાડી પડદો આવ્યો હતો.

પણ તેના દૈવને તળીએ શ્રદ્ધા હતી. તેના સોમનાથે તેને કદી છોડી નહોતી, અને એ તો અત્યારે સામે હતા. તેણે પિંડી સામે જોયું-આ હતા-હાજરાહજુર-તેના દેવ-તેના પ્રાણ-તેના નાથ. તે પ્રણિપાત કરી રહી.

જંગાનો શબ્દ સંભળાયોઃ " સર્વજ્ઞને પગે લાગજે. "

" જરૂર. " તેના પગમાં જોર આવ્યું. તે મા ને સર્વજ્ઞને પગે લાગી. મઠાધિપતિ હસ્યા ને આશીર્વાદ દીધો...ને અસ્ત થતા તારાઓ, ઘુઘવતો સાગર, ને પરોઢીયાની લહેરો પલવાર તેમના સ્મરણપટ પર ફરી તરી આવ્યાં.

ચૌલા ઊઠી. સર્વજ્ઞની પાસે બેઠેલા શિવરાશિને તેણે જોયા, પાસે બેઠેલા બે અપરિચિત યુવકોની રસભરી આંખો પોતાને ટગર ટગર જોતી લાગી, અને તે પાછી ખસી-કૂદી; અને સભામંડપની વચ્ચે, રત્નજડિત દીપાવલીઓના કૌમુદીમનોહર પ્રકાશમાં, ઉપરનું વસ્ત્ર સેરવી દઈ, તેના પડેલા ઢગ વચ્ચે શ્વેત કમળમાંથી ઉદ્‌ભવેલી નારાયણી સરખી તે ઊભી. પ્રેક્ષકસમૂહ, મુગ્ધ ને અબોલ જોઈ રહ્યો. કોમળ કદળીસમા, નપુરે શોભતા પગ પર-સોનેરી જરીના સાડી બાંધેલ ચણીયામાંથી ચમકતી મેખલામાંથી-કોઈ સુંદર મંદિરમાંથી અદ્‌ભુત શિખર નીકળે તેમ-નાજુક કમર, ગૌરવર્ણ પેટ, હીરામાં ઝગમગતું અણુદેખાતું સ્તનમંડળ, આછી ભૂરી નસોની રેખાઓમાંથી શોભતી ડોક, ઓપતું સુંવાળું મનોહર મુખ નીકળ્યાં. એના મુખમાં પાર્થિવ સુંદરીની અપૂર્ણ રેખાઓ નહોતી, દેવીઓની ભવ્યતા નહોતી, નાની બાલિકાની માત્ર સુકુમારતા નહોતી;

એ તો કોઇ સુભગ સ્વપ્નમાં પલકવાર જ નીહાળેલું, નવમંજરીઓનું મહકતું મધુર નિર્દોષતાના સત્ત્વ સરખું બાલ વસંતનું મુખ હતું.

પણ ચૌલાને એના રૂપનું જરા ય ભાન નહોતું. આસપાસની મેદની હતી કે નહીં તેની પણ તેને સ્પષ્ટ ખબર ન હતી.

તેની આંખ તો ઠરી હતી–દૂર–એના સોમનાથના લિંગ પર–જેને રીઝવવા આટલાંટલાં વર્ષો એણે એકાગ્ર ચિત્તે તપશ્ચર્યા કરી હતી તે એના જીવનહાર પર. હાં, ભોળા શંભુ એની વાટ જોતા હતા; એનું નૃત્ય જોવા અધીરા બન્યા હતા, એને શાબાશી આપવા તત્પર હતા. તરત એના પગમાં ચેતન આવ્યું. ઝાંઝરને અવિરત ઝમકારે, વેગે સરતી સરિતાની માફક, તે સીધી ગર્ભદ્વાર સુધી આવી ને મૃદંગનો ઠેકો શરુ થયો.

ચૌલાની નસોમાં રુધિરે વેગ પકડ્યો. એ ચૌલા નહોતી–પર્વતકન્યા હતી; આ સોમનાથનું મંદિર ન હતું–નગાધિરાજ હિમાલય હતો; આ લિંગ નહોતું–તપશ્ચર્યામાં નિશ્ચલ એવા એના પ્રાણ હતા. પાર્વતીરૂપે તે પૂજા કરી રહી. તેના પગ, તેના હાથ, તેની કેડ, તેની ડોક પૂજા કરતી પાર્વતીનો ભાવ બતાવી રહ્યાં. એના મુખ પર ઘેલી ભોળી પૂજારિણીનો ભાવ હતો. એની આંખો આતુર, વિહ્‌વલ, ભક્તિભીની હતી. તેણે ઉભા રહીને, બેસીને, નમી નમીને પૂજન કર્યું; હાથના અભિનય વડે એણે સુવાચંદન નાખ્યાં; બબ્બે હાથે પુષ્પો ચઢાવ્યાં; તેના આખા અંગમરોડામાંથી શંભુ રીઝવવાનો તલસાટ નીગળી રહ્યો.

પૂજારિણી થાકી, પગ શિથિલ થયા, હાથોમાં શિથિલતા દેખાઇ, મુખ પર ખિન્નતા આવી, સંગીત મંદ થયું–તાલનો ઠેકો ધીમો પડ્યો. તેના મુખ પર ધીમે ધીમે ઉત્સાહ અદૃષ્ટ થયો, દયામણાપણું આવતું ગયું. આંખો નિરાશાભર થવા લાગી.

ચૌલા અભિનય નહોતી કરતી, પાર્વતીએ તપ કર્યું હતું તેવું જ તેણે કર્યું હતું, અને હવે તે શંભુ રીઝવવા બેઠી હતી. ને ન રીઝે તો ? અંતરના ભાવે તેના નૃત્યને સ્વાનુભવાલંબી કરી મુક્યું.

તરત તેનો ભાવ બદલાયો. કામદેવને તેણે આવતો જોયો. તેના મુખ પર હાસ આવી, અભિનયોમાં ચેતન આવ્યું. પગના ઠેકા ધીમા પણ આશાભર્યા થયા. ધીમે ધીમે સરતા પગો આશાભર્યા તાલે નર્તી રહ્યા.

તે ચમકી; આશાભરી–તેનું અડધું અંગ વાંકું વળ્યું, તેના વિહ્‌વલ નયનો જોઇ રહ્યાં,–ને ધીમે ધીમે તે પાછી ફરી. કામદેવનું શર શંભુને વાગ્યું, ને કોડ ભરી, નયનોમાં પ્રાણ પુરી–હમકતી, જરા શરમાતી, જરા ગર્વ ગાં શંભુ પાસે આવી. ચૌલાએ લિંગ સામું જોયું–અને લાગ્યું કે શંભુ મનાયા.

પાછળ ઉભેલી છ નર્તકીઓએ મીઠે સરોદે મહાદેવજીની વાણી ઉચ્ચારીઃ

किं मुखं किं शशांकम् किं नेत्रे चोत्पले च किम् ।
भ्रुकुट्यौ धनुषी चैते कंदर्पस्य महात्मनः ॥

अधरः किं च बिंबं किं किं नासा शुकचंचुका ।
किं स्वरः कोकिलालापः किं मध्यं चापवेदिका ॥[१]

પાર્વતી વિશ્વવિમોહક પણ બેંચાની ને ચરમાળ પાળી હતી. નિતમ્બ ચારાફરતી ત્રિવળની મસ્તી દાખવવા લાગ્યાં. મંદહાસ્યે ને સસંભ્રમ મુખે, ઉપરણાથી સ્તન મંડળ સંતાડતી સંતાડતી, ધીમે, સંકોચાતે પગે, ગર્વમાં ઠમકતાં પાછાં પગલાં ભરતી તે પાછી હતી.

તે હરી ચમકી—ગભરાઈ—ને થંભી.

નર્તકીઓએ ગાયું:

किं जातं चरितं चित्रं किमहं मोहमागतः ।
कामेन विहृतश्चाद्य भूत्वापि प्रभुरीश्वरः ॥
ईश्वरोऽहं यदीच्छेयं परांगस्पर्शनं खलु ।
तर्हि कोऽन्योऽक्षमः क्षुद्रः किं किं नैव करिष्यति ॥[२]

સર્વથી ન રહેવાયું ને તેણે પાછળની ટુંક ઉચ્ચારી:

एवं वैराग्यमासाद्य पर्यंकासादनं च तत् ।
वारयामास सर्वात्मा परेशः किं पतेदिह[३] ॥

અને ચૌલાનું શરીર કંપમાન થયું. તેના મુખરામાં ગભરાટ આવ્યો. ભયભીત, તે અંગેઅંગથી કાંપવા લાગી.

...મદન હણાયો. ને મિત્રના મૃત્યુથી ઘેલી બનેલી પાર્વતીએ નૃત્ય ને મુખભાવ દ્વારા રુદન આરંભ્યું. પણ શિવજી જતા રહ્યા. અને મિત્રવિયોગનું રુદન વિરહનું બની ગયું. મૃદંગે પુરકા લેવા માંડયા. ચૌલાના પગમાં લથડાટ આવ્યો. તેના હાથમાં હતી હતાશ ને આંખોમાં આક્રંદ. તે રડી, તે કકળી, ને આખરે દેવ પર નયનદંડ ઠારી ધ્યાન કરવા લાગી. મુખભાવ સખત થયો. ઓંકારમાં સ્થિરતા આવી, અભિનયમાં તાપસીનું ગૌરવ આવ્યું. અંગોમાં કંપન આવી. તેણે અભિનયે આસન વાળ્યું. અંગુલિઓ વડે ધ્યાનમુદ્રા કરી. નેત્રોને નાસિકાગ્ર રાખી ધીમે ધીમે મંદ પડતા મૃદંગ ભેડે ધ્યાન આરંભ્યું. તે સ્થિર થઈ—ધ્યાનસ્થ થઈ...

...ને વૃદ્ધ બ્રાહ્મણ અતિથિનો સત્કાર કરવાનો ભાવ દર્શાવી રહી. તેણે અભિનયે હાથ ધોયા, પગ વાળી પ્રણિપાત કર્યાં, ઓંકારને નમસ્કારે સત્કાર દર્શાવ્યો, ને એકચિત્તે બ્રાહ્મણનાં વચન સાંભળી રહી.

---

૧. આ શું મુખ છે કે ચંદ્ર ? આ શું નેત્ર છે કે કમળ ? આ શું મહાત્મા કામદેવનું ધનુષ્ય છે કે ભ્રૂકુટિ ? આ શું અધર છે કે બિંબ ? આ શું નાસિકા છે કે પોપટની ચાંચ ? આ શું સ્વર છે કે કોકિલાનો અવાજ ? આ શું મધ્ય છે કે વેદિકા ? —શિવપુરાણ.

૨ ઈશ્વર અને પ્રભુ હોવા છતાં કામાન્ધ બનીને આજે શું મારું વર્તન વિચિત્ર બન્યું છે, અને શું હું મોહને વશ થયો છું ? ઈશ્વર એવો હું, પરસ્ત્રીના અવયવને સ્પર્શ કરવા ઇચ્છું ત્યારે ક્ષુદ્ર શું શું અસત્કાર્ય ન કરે ? કરે જ.

૩ આ રીતે વિરક્ત થઈ, સર્વાત્મા શંકરે છ એવું અવલંબન રચ્યું. કેમકે, ઈશ્વર શું મોહમાં પડે ? પડે જ નહીં.

इन्द्रादिलोकपालांश्च हित्वा शिवमनुव्रता ।
नैतत्सूक्तं हि लोकेषु विरुद्धं दृश्यतेऽधुना ॥
क्व त्वं कमलपत्राक्षी क्वासौ वै त्रिविलोचनः ।
शशांकवदना त्वं च पंचवक्त्रः शिवस्स्मृतः ॥
वेणी शिरसि ते दिव्या सर्पिणीव विभासिता ।
जटाजूटं शिवस्यैव प्रसिद्धम्परिचक्षते ॥
चंदनं च त्वदीयांगे चिताभस्म शिवस्य च ।
क्व दुकूलं त्वदीयं वै शांकरं क्व गजाजिनम् ॥
क्व भूषणानि दिव्यानि क्व सर्पाश्शंकरस्य च ।[४]

પાર્વતીએ તિરસ્કાર કર્યો. ઝાંઝર ગુસ્સામાં ઝમકવા માંડયાં, તેના હાથના મરોડમાં ઉગ્રતા આવી. મૃદંગ પણ ગુસ્સામાં ગર્જના કરી રહ્યું. ઉગ્ર પાર્વતીની આંખમાંથી અંગારા ખર્યા. પગની છટાભર ફાળ ભરતી, ઝાંઝરથી તાલ દેતી તે ચારે તરફથી બ્રાહ્મણને ઘેરી રહી. આંખો વડે, ભાવ વડે, મુદ્રાઓ વડે એણે તુચ્છકાર કર્યો. મોઢું ચઢાવી તે વાંકી ફરીને—

ગૌરી એકદમ બદલાઈ ગઈ. પ્રચ્છન્નવેશી શિવજી બ્રાહ્મણ મટી પોતાને ખરે સ્વરૂપે પ્રગટ થયા. મૃદંગમાં વાદળનો ગગડાટ સંભળાયો. વાદ્યો અટક્યાં.

ગૌરીની આંખે પણ લિંગમાંથી શિવજી પ્રગટ થતા દેખાયા. નૃત્ય કરતાં તેની રગોમાં ઉલ્લાસ વધતો જતો હતો. તેના હૈયામાં અકથ્ય ઉત્સાહનાં પૂર આવતાં હતાં. ગતિ ને નાદની ઉછળતી સરિતામાં તણાતાં તેની કલ્પના આગળ સાક્ષાત્ શંભુ આવી ઉભા—એના જીવનહાર !

તે બધું ભુલી ગઈ—જીવનનું લક્ષ્ય સાંપડયું હતું એટલી જ તેને ખાતરી રહી. તેણે નૃત્ય ને અભિનયના શાસ્ત્રો વિસારી દીધાં; તેનું નાક ફાટવા લાગ્યું—પ્રેમ ઘેલછાથી તેની આંખો વ્યાકુળ ને વિશાળ થઈ ગઈ.

પ્રણયવિહ્વલ પાર્વતીને સરજતાં તે પ્રણયવિહ્વલા વધૂ બની ગઈ. પગ નાચતા નહોતા—ભૂમિને સ્પર્શ્યા વિના ઉડતા હતા. હાથો છટાભર મરડાતા નહોતા—પણ સબળ પવનમાં વળતી, ડોલતી, ઘુંચવાતી, વેલીઓ બની રહ્યા હતા. તેનું મુખ પ્રણયના સાર સમું, અલખ તેજે સળવળતું.

તેણે ઉલ્લાસમાં પ્રદક્ષિણા કરી; વૃષભને પ્રેમે વળગાડયો. શંભુથી આલિંગાયલી તે કંકમાળથી રમી રહી. તે આલિંગનથી ઘવાઈ ગઈ. ચુંબનથી શરમાઈ ગઈ.

---

[૪] ઇન્દ્રાદિ લોકપાલને છોડી દઈ તું શિવને ઇચ્છે છે એ કંઈ તને યોગ્ય નથી, કારણ કે લોક વિષે એ વિરુદ્ધ દેખાય છે. વિરુદ્ધ કેવી રીતે તે હું કહું છું તે સાંભળ. કમલપત્ર સરખાં નેત્રવાળી તું ક્યાં અને ત્રણ છે નેત્ર જેને એવા શિવ ક્યાં ? ચંદ્ર સરખા મુખવાળી તું ક્યાં અને પાંચ મુખવાળા શિવ ક્યાં ? તારા દિવ્ય કેશના રૂપનું પણ કોઈથી વર્ણન કરવા શક્તિમાન થવાય નહીં, જ્યારે શિવના મસ્તક ઉપરનો જટાજૂટ તો પ્રસિદ્ધ કહેવાય છે. તારા અંગ વિષે ચંદન અને શિવના અંગમાં ચિતાની ભસ્મ; તારું રેશમી વસ્ત્ર ક્યાં, શિવનું હસ્તિચર્મરૂપ અજીન, વસ્ત્ર ક્યાં ? તારાં દિવ્ય આભૂષણ ક્યાં, અને શંકરના સર્પ ક્યાં ?

તે નૃત્ય કરવા લાગી. વધતા વેગથી મૃદંગનો ઠોકા ને ઝાંઝરનો ઝમકાર ધબકતા હૈયા સાથે સાથ આપી રહ્યો. ચૌલાએ સંયમ છોડયો. નૃત્ય પ્રલયકાળ બની ગયું... ચુંબિત, મુદિત, આનંદની અવધિ અનુભવની તે ધરણીએ ઢળી.

વાદ્ય ને મૃદંગ એકદમ અટકી પડયાં. મેદની ચિત્રવત્ બની ગઇ. સર્વજ્ઞ સ્વસ્થ થયા ને આંખમાં આવેલું અશ્રુ લુછયું.

પછી આજે સત્તાવીશ વર્ષમાં કોઇએ કદી ન જોયેલું એવું મઠાધિપતિને કરતાં બધાએ જોયું. તે બેઠા હતા ત્યાંથી ઉઠયા, ઝપાટાબંધ ચૌલા પડી હતી ત્યાં ગયા અને તેને ઉચકી લીધી.

ચૌલા એની પુત્રી હતી. દૈવાલાથી એ એને કેમ સાંપડી હતી તે આજે સમજાયું. એ છોકરીને ગર્ભદ્વાર આગળ લઇ ગયા અને ગદ્ગદ કંઠે કહ્યું, " દેવાધિદેવ, આ છોકરીનો સ્વીકાર કરો. જ્યાં સુધી ચૌલી જીવશે ત્યાં સુધી શિવરાત્રીએ એ જ આપના સમક્ષ નૃત્ય કરશે. "

ભેટ ધરતા હોય તેમ સર્વજ્ઞે ચૌલાને સોમનાથ આગળ મુકી. ચૌલાના જીવનની પરમ પલ પ્રાપ્ત થઇ. જટાધારી પિનાકપાણી તો તેની નજર આગળથી ખસ્યા જ નહોતા.

" તમારી તમારી, મારા દેવ, આ ભવે-ભવોભવ,-" તે બબડી ને બેભાન થઇ ગઇ. ( અપૂર્ણ )

[ અડધે રસ્તે : પુરઃસંધાન પૃ. ૫૧૪થી ]

નાટકના પડદા પાછળની સૃષ્ટિની મને મોહિની હતી તેનાથી વધી. દોડાદોડ: પડદા ને સીનરીઓ ગોઠવતા મજુરો; ધાંટાધાંટ કરતા મુકાદમો; હાથમાં લટકતી દાઢી પકડી, ધરડા પહેરવેશમાં સુસજ્જ જુવાનીઆઓ; રખેને પગમાં તરવાર ભરાઇ જાય તે બીકે બન્ને હાથે તેને ઉંચકી ફરતા રંગભૂમિશૂરાઓ; ધોતીયાના કછોટા મારી, રૂના કુચા વાળી કાંચળી પહેરી, આંખોમાં મેસના 'નેણું' કરી, દોરડીઓ જેવા કાળા વાળવાળા ઉઘાડા ચોટલા સાથે દોડાદોડ કરતાં વિચિત્ર પ્રાણીઓ: આ બધાની સૃષ્ટિ તો બ્રહ્મા-ને પણ બનાવવી અઘરી થઇ પડે.

૮

આજ વર્ષોમાં ડુમાની Three Musketeers આદિ કથાવલિઓ મેં વાંચવા માંડી. મારી આંખો આગળ અમેરીકા આવીને ઉભું. શ્વાસ લેવાની પરવા કર્યા વિના હું આ કથાઓમાં ડુબ્યો. દાર્તાન્યા, આથોસ, મીલાડીથી માંડી બ્રાઝીલોન ને દ લા વીલીએર સુધી બધાનો પરિચય મેં ફરી ફરી કર્યો.

પણ આ નવી સૃષ્ટિની શોધ હું છુપી ન રાખી શક્યો. કહેવાનું ન હોય તો સ્વર્ગ પણ જોએલું શા કામનું ?

દલપતરામ ને હું શીયાળાની કડકડતી ઠંડીમાં ચાર વાગે ઉઠતા, અને અંધારા રસ્તાઓમાં થઇ ગામ બહાર ખેતરોમાં જતા. રસ્તે કોઇક જ મળે, કોઇક ઘરમાંથી ઘંટીના સુર સાથે કોઇ ઉદ્યોગી ઘરણી ગાતી હોય તે સંભળાય. અમે દૂરને દૂર જઇએ, ને કોઇ ઝાડ નીચે, તળાવ પર, કોઇ ટેકરી પર, ખેતરોમાં બેસીએ. શહેર બહાર, નદી પર અમે એકાંત સ્થળે ટેકરીઓ શોધી કાઢી હતી. ઉત્તર ધ્રુવ શોધનારના ગર્વથી એ ટેકરી-ઓનો માલીકીહક અમારો છે એમ અમે માનતા. આ બધી વખત હું ડુમાની કથાઓ, જેવી હું સમજ્યો હોઉં તેવી અને મને યાદ હોય તેમ, દલપતરામને કહેતો.

રાતે પાછું પારાયણ થતું. મારાં બા, બહેનો કે ભાણેજો વાર્તા સાંભળવા તૈયાર જ હોય એમને પણ હું બધી વાત કહું-રસથી. કોઇક જગ્યાએ હું ભૂલી જાઉં કે સાંભળનારાઓને રસ ન પડે એવું લાગે તો હું થોડાવધતા સુધારાવધારા પણ કરી દેતો. ડુમાની કથાઓનો રસ કદી સુકાતો નથી. આજે મારાં નાનાં છોકરાં ડુમા વાંચી મારાં એંશી વર્ષનાં જીજીમાને- અનેક વાર સાંભળેલી કથાઓ ફરી વાર કહે, અને જીજીમા પહેલાં સાંભળતાં તેવે જ રસે સાંભળે છે.

આ તો પહેલા પ્રયત્નો. પછી તો દર વર્ષે બે વર્ષે હું આ અને ડુમાની બીજી બધી કથાઓ ફરી ફરી વાંચતો, ને મારાં કુટુંબીઓને ફરી ફરી કહેતો. મને કહેતાં ને મારા શ્રોતાવૃંદોને સાંભળતાં થાક નહોતો લાગતો. ડુમાની સૃષ્ટિ તો મારી જ થઇ ગઇ. ૧૯૨૪ માં મેં લુવ, વેરસાઇ ને ફોન્ટેન્બ્લો જોયાં તે પણ એક અપરિચિત પ્રેક્ષકની દૃષ્ટિએ નહીં, પણ પોતાનાં ઘરો ઘણે વર્ષે જોવા આવનાર ઘર-વાસી તરીકે. એ બધા મહાલયો ને એનાં ઉદ્યાનોમાં તો હું અનેક વાર ઘુમ્યો હતો. ડુમાએ સરજેલાં મારગોટથી માંડી ને નેપોલીઅન સુધીના રાજાઓ એમાં ફરતા મેં મારાં કલ્પનાચક્ષુએ ક્યારના જોયાં હતાં.

ડૂમા મારે મન એક નવલકથાકાર નથી, મારી કલ્પનાસૃષ્ટિનો એક વિધાતા છે. એનું ઋણ મેં કદી નાકબૂલ નથી કર્યું. મેં ડૂમાની કથાઓનો અનુવાદ કર્યો, એની કલાનું અનુકરણ કર્યું એવી ટીકાઓ મારા પર થઈ છે. એ ટીકાઓમાં રહેલું સત્ય હું સ્વીકારું છું. કથા લખવાની કલામાં ડૂમા મારો ગુરૂ છે. નવો ચીતારો પોતાના ગુરૂનાં અમર ચિત્રોની રેખા હૃદયમાં ઉતારી ચીતરતાં શીખે છે. નવો કવિ કોઈ કવિવરની રસિકતા અને શબ્દસિદ્ધિને સેવી સેવી, કાવ્યો લખતો થાય છે. તેમ જ બાલપણથી ડૂમાની કલાની ભક્તિએ મારામાં રહેલી કથાકારની કલાને સ્વરૂપ આપ્યું, તેજ આપ્યું, પ્રેરણા આપી. મેં કદી એનો અનુવાદ કર્યો નથી, ને પાત્ર કે વસ્તુનું અનુકરણ જાણીને કર્યું નથી, પણ ડૂમાની કલાની અસર મારી કૃતિઓમાંથી તદ્દન કદી જાય નથી.

આકરામાં આકરી કસોટી કરીએ; વસ્તુની રસિકતા, સુગ્રથિતતા, કે વિવિધતાનું ધોરણું લઈએ. પાત્રોનું વૈવિધ્ય ને જિવંતતા કલાનું અંગ ગણીએ; વાર્તાલાપની છટા, સચોટતા, ને નાટ્યાનુરૂપતા સાહિત્યનું મુખ્ય તત્ત્વ માનીએ; પ્રસંગોની ગુંથણી ને અદ્ભુતતા નવલકથાનો પ્રાણ માનીએ—તો ડૂમાની કલા કોઈ પણ સાહિત્યસ્વામીથી ઉતરતી નથી. અસ્ખલિત રસ પેદા કરવાની શક્તિ, જે કથાનો આત્મા છે તેનું ધોરણ લઈએ તો જગતસાહિત્યમાં કથાસમ્રાટનો તાજ અલેક્ઝાંડ ડૂમાને જ પહેરાવી શકાય. અને આવા સાહિત્યસ્વામીની કલાની પરમ જ્યોતિમાંથી મેં મારો ઘરદીવડો ચેતાવી ગુજરાતના સાહિત્યમાંએ જરાય પ્રકાશ પાડ્યો એમ કોઈ માને તો મારું કર્યું હું સાર્થક થયું એમ જ માનીશ.

૯

ઈ. સ. ૧૯૦૦ થી પાછું રેકર્ડ પર તેજ આવ્યું. બાપાજી ડેપ્યુટી કલેક્ટર થઈ ઘર આંગણે આવ્યા; અબુભાઈ કાકા કોરેરથી રીટાયર થઈ ઘેર આવ્યા.

સવારસાંજ સારા લોકો મળવા આવવા લાગ્યા. મ્યુનીસીપાલીટીએ રસ્તાઓ સારા રાખી દીવામાં તેલ પુરવા માંડ્યું; ચાકર રસોઈઆ ને ગવૈઆઓની દોડાદોડ થવા લાગી. મોટાકાકા ને હોઈઆ મૂંઆ થઈ ગયાં. ન્યાતની પટલાઈમાં પણ અબુભાઈ કાકાએ મોટાકાકા જોડે ભાગ પડાવવા માંડ્યો.

એટલામાં છપ્પનીઓ દુકાળ આવ્યો. વાગરા તાલુકામાં દુકાળે અકલ્પ્ય સ્વરૂપ ધર્યું; અને એ બાપાજીના તાબામાં હોવાથી એમને ઘણી દોડાદોડ પડી. મને એ સમયનાં બે જ દશ્ય યાદ છે.

દુકાળ નિવારણ માટે જે પગલાં લેવાતાં હતાં તેની ચોકસી કરવા લૉર્ડ કર્ઝન ભરૂચમાં આવ્યા. મેં એમને તે વખત જોયા, અને એમના ગૌરવશાલી મુખની મારા પર ઊંડી છાપ પડી.

એ સમયમાં બાપાજી જોડે ઘરમાંથી કોઈ ડીસ્ટ્રીક્ટમાં જતું નહીં કેમ તે યાદ નથી. એકવાર હું સાથે ગાડીમાં આવતો હતો. રસ્તામાં હું પડ્યું હતું. બાપાજીએ કહ્યું, " કનુ ! મારા ખોળામાં માથું મુકી દે તો. "

" કેમ, બાપાજી ! "

" તારે જોવા જેવું નથી. "

" હું આંખો મીંચી દઉં છું, " કહી મેં આંખ પર હાથ મુકયા. પણ જિજ્ઞાસા ન રહી તેથી આંગળીઓ પહોળી રાખી એ શી વસ્તુ છે તે જોવાનો પ્રયત્ન કર્યો.

અમારા ઘોડા આગળ રસ્તામાં બે ચાર મુડદાં પડ્યાં હતાં. પહેલાં તો હું સમજ્યો નહીં. પછી આડી થઇને ગાડી ગઇ એટલે પાછા ફરીને મેં જોયું...એક બીજું શબ રસ્તા વચ્ચે પડ્યું હતું. અને ભૂખે મરતાં મરતાં, છેલ્લી પળે, તેણે પોતાના છોકરા ના શબને મોંએ લગાડી દાંત ભર્યાં હતા ! હું પહેલાં ન સમજ્યો; પણ ગામ આવ્યું ત્યારે પોલીસ પટેલને શબો ખસેડવાનો હુકમ કરતી વખતે બાપાજીએ કહ્યું ત્યારે મને સમજાયું કે માએ મરતી વખતે પોતાના બાળકના શબ વડે ભુખ શમાવવાનો પ્રયત્ન કર્યો હતો !

દુકાળ દુકાળ ચારે તરફ લોકો કહેતા હતા, પણ મેં એનું કારમું દર્શન કર્યું હતું. અને કયાં સુધી તે મને દેખાયા જ કર્યું.

બાપાજી દિવસ ને રાત દુકાળ નિવારણના કામમાં મચ્યા રહેતા. ઘણીવાર સવારે થતા પહેલાં ઘોડા પર જાય. કેટલી ય વાર રાતના બા મને સુવાડી બાર ને બે વાગ્યા સુધી ચિંતાતુર વદને એમના આવવાની વાટ જુએ.

એક દહાડો બાપાજી તાવ લઇને આવ્યા. મોઢું રાતું થઇ ગયું હતું ને આંખ પર સોજો હતો. બીજે દહાડે તાવ વધ્યો, સોજો છાતી પર ઉતરવા માંડ્યો, ને એમનું ભાન જવા માંડ્યું. એમને કંઇ ચેપ લાગ્યો હતો. ડૉક્ટરો પર ડૉક્ટર આવ્યા કરતા પણ કંઇ ટીકી લાગી નહીં. અમારી ચિંતાનો પાર રહ્યો હતો.

આખરે સીવીલ સર્જને એ રોગને ઍરીસીપેલસનું નામ આપ્યું. બાપાજી તો ભાન વગર પડ્યા હતા; કોઇ વાર સનેપાતમાં તે લવતા. સર્જને–ઘણું ખરું એમનું નામ ફર્નેસ બીબી હતું–તરત ઓપરેશન કર્યું. ડાબા કાનની આસપાસ મોટો ચીરો મુકયો, ને પરુના રેલા કાઢ્યા. થોડે દહાડે બીજી તરફ ચીરો મુકયો. જીવન ને મરણ વચ્ચે લગભગ મહીના સુધી બાપાજીએ ઝુલ્યા કર્યું.

માણસો મુનશી મરવા પડ્યા હતા. અંગ્રેજ ને દેશી અમલદાર, ગામ ને ન્યાતના ઓળખીતા આવતા અને જતા. આજે જશે કે કાલે જશે એમ લાગતું. બા, બંહેનો ને હું થરથર કાંપતા.

એક સાંજના લાગ્યું કે હવે બાપાજી રાત નહીં કાઢે. બા બેઠી બેઠી આંસુ સારતી હતી. હું એક તરફ બેઠો બેઠો ગુંગળાતો હતો. લાકડી ટેકતા, અપંગ મોટા કાકા વર્ષોનાં વેર વીસારે પાડી, નાના ભાઇનું મોં જોવા આવ્યા હતા. મોટાકાકા જેમ તેમ ખુરશી પર બેઠા. બેભાન બાપાજી સામું જોયા કર્યું. બોલ્યા વગર મને પાસે લીધો. હું ગભરાતો ગભરાતો ગયો ને એમના પગ વચ્ચે ઉભો રહ્યો. મારા માથા પર એને હાથ મુકયો...ને ધ્રુસકાં ખાઇ છાતી ફાટ રડી દીધું. અનુભવી, દુનીયાના ખાધેલ આ વૃદ્ધ મોટાભાઇ, સંરભાવ છોડી, તે વખતે સ્નેહોર્મિથી વિહ્વળ થઇ રહ્યા હતા.

થોડી વાર ગઇ ને નાતની સ્ત્રીઓ આવવા લાગી, ભયંકર રુંખીબા ધીમે પગે

આવ્યાં. એક ખુરશી, વગર બોલે બેઠા, ને ચાલી ગયા. એમના હૈયામાં શું થતું હતું તે કોણ કહી શકે ! રાત પડી, બા મંદિરમાં ગઈ. મેં માથું કુટવાનો ભયંકર અવાજ સાંભળ્યો એ શું છે તે સમજું તે પહેલાં મારી મોટી બહેનો મંદિરમાં દોડી ગઈ. મહાદેવજી આગળ માથું મુકી મારી બા પ્રાર્થતી હતી કે પતિ પહેલાં શંભુ તેને કેમ લઈ લેતા નથી.

એ ભયંકર રાત હતી. મારી બહેનો એક પછી એક મહાદેવજી આગળ જઈ વીનવી આવી કે બાપાજીને બચાવો ને તેને બદલે અમને લઈ લો. પોતપોતાનામાં એનો વાત કરતી હતી તેથી મેં જાણ્યું.

અમે શોકનાં માર્યાં દિવાનખાનામા બાપાજી પાસે બેસી રહ્યાં. એ તો બેભાન પડ્યા હતા. સનેપાતમાં કૈંક બબડતા હતા. મને લાગ્યું કે મહાદેવજી બાપાજીને લઈ લેવા માગે છે, બાનો કે બહેનનો બદલો લઈ એમને જીવાડવા માગતા નથી. પણ વખત છે ને મને લઈ એમને નહીં જીવાડે ! ચંદ્રશેખરમાં મને પૂર્ણ શ્રદ્ધા હતી કે મારા કહ્યાનો એ અસ્વીકાર નહીં કરે. હું ધીમે પગે મંદિરમાં ગયો. દીવેલનો ધીમો દીવો બળતો હતો. હું હંમેશ બાપાજી બચે માટે શિવકવચનો પાઠ કરતો. અત્યારે મેં આ પાઠ ફરી કર્યો ને એય માથું મુકી પ્રાર્થના કરીઃ " ભગવાન્ ! મને જોઈએ તો લઈ લો, ને તેને બદલે મારા બાપાજીને બચાવો. "

ચંદ્રશેખર ઉદાર દીલના હતા. ન અમારામાંથી કોઈને લીધું ને ન બાપાજીને લીધા,

( અપૂર્ણ )

[ મહાગુજરાતના સંસ્થાનો: ૧ બ્રહ્મદેશ : અનુસંધાન પૃ. ૫૭૫ થી ]

શાપીંગ કંપનીઓમાં સીંધીયા સ્ટીમ નેવીગેશન કંપની ગુજરાતી છે. બેંકોમાં સેન્ટ્રલ બેંકની શાખા છે, મુંબઈની વીમા કંપનીઓની શાખાઓ પણ ત્યાં છે. એ રીતે બ્રહ્મદેશ સાથે ગુજરાતીઓનો ગાઢો વેપારી સંબંધ છે ગુજરાતીઓની પુષ્કળ માલ મીલ્કત બરમામાં છે. તેઓ ત્યાં સારી માનમુરતબો ભોગવે છે. દરેક વેપારમાં ગુજરાતી પ્રતિનિધિઓની ઠીક ઠીક સંખ્યા રહે છે. માદનના સીનેમા પણ બ્રહ્મદેશનાં શહેરોમાં સારી કમાણી કરે છે. ગુજરાતી નાટક મંડળીઓ પણ અવારનવાર આવે છે. કોઇ પણ હુન્નર ઉદ્યોગની નવી હીલચાલ ગુજરાતી સહકાર વગર બ્રહ્મદેશમાં થતી નથી.

જાહેર સંસ્થાઓમાં ગુજરાતનું બ્રહ્મદેશીય સંસ્થાન સાધારણ પ્રગતિશીલ છે. ચોખાના વેપારીઓ અને ઝવેરીઓનો મોટો વર્ગ જૈન ભાઇયોનો છે. એટલે પાંજરા-પોળ તો હોય જ. એ પાંજરાપોળ જુની ધરેડ ઉપર ચાલે છે. વેપાર ઉપરના લાગા બાંધી આપ્યા છે. તેની પેદાશમાંથી બીમાર અને વૃદ્ધ પ્રાણીયોનું વાનપ્રસ્થ જીવન ગુજારવા માટે આ સંસ્થાનો ઉપયોગ છે. જાનવરોની જાત સુધારવાની એ સંસ્થામાં સગવડ નથી. ડેરી એટલે માખણ ઘી પેદાશ કરવાનું કારખાનું પણ ત્યાં નથી. બીજી જાહેર સંસ્થામાં બરમાની ઇન્ડીયન ચેમ્બર ઑફ કોમર્સ છે. એની ઉત્પત્તિ ગુજરાતી સાહસને આભારી છે છે. પ્રમુખ તરીકે એકાદ અપવાદ સિવાય ગુજરાતી વેપારીઓ જ આવે છે. સેક્રેટરી તો મુંબઇની હીન્દી ચેમ્બર જ પુરો પાડે છે. મેનેજીંગ કમીટીમાં પણ ગુજરાતી વેપારીઓ ઠીક પ્રમાણમાં છે. યુરોપીયન ચેંબર ઑફ કૉમર્સ પછી આ વેપારી સંસ્થા જ સારી સ્થિતિમાં આવે છે. એનો પ્રતિનિધિ વેપારી ફેડરેશનની કમીટીમાં નીમાય છે. સરકારે તેનો સ્વીકાર કર્યો છે.

શિક્ષણ સંબંધી ગુજરાતીઓની પ્રગતિ ધીમી કહેવાય. બ્રહ્મદેશીય વિશ્વવિદ્યા-લયમાં થોડા જ ગુજરાતી સ્નાતકો બહાર પડે છે. ચોખાના વેપાર ઉપર લાગો નાખી રંગુનમાં એક એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ સ્થાપવામાં આવી છે. તેની પાસે પોતાનું સારું મકાન છે, સાથે કન્યાશાળાની સગવડ પણ છે. ફંડ પ્રમાણમાં ઠીક છે. વેપારીઓના છોકરાઓ તો આ સ્કૂલમાં પાંચેક અંગ્રેજી ચોપડીઓ ભણી વેપારમાં જોડાઇ જાય છે. બીજાના છોકરાઓ ગવર્મેંટ કે મીશનરી હાઇસ્કૂલમાં ભણે છે, ગુજરાતી કલબ જેવું પરસ્પર હળવામળવાનું સાધન હજી સ્થપાયું નથી. પરંતુ હિતવર્ધક મંડળ અને તેની લાયબ્રેરી ઠીક ઠીક હાલતમાં અસ્તિત્વ ધરાવે છે. ગુજરાતી સાહિત્યપ્રવૃત્તિનું બળ મોળું છે. એકાદ બે સાધારણ વર્તમાનપત્રો નીકળે છે. જુનાગઢના મિ. મદનજી એક અંગ્રેજી પત્ર પણ કાઢતા પણ તે પાછળથી બંધ થયું હતું.

જાહેર જીવનમાં ગુજરાતીઓનો વાજબી હિસ્સો છે. પરંતુ વિદ્યામાં પ્રગતિ સાધા-રણ હોવાથી પારસીભાઇયો સિવાય બીજા બહુ પ્રગતિશીલ નથી. પદમજી ઝીનવાળા પ્રથમ બ્રહ્મદેશ તરફથી દિલ્લીની એસેમ્બલીમાં સભ્ય ચુંટાયા હતા. પછી તેઓ ટ્રેડ બોર્ડના પ્રમુખ બન્યા હતા. એમના પછી મિ. મુનશી બૅરીસ્ટર મધ્યસ્થ ધારાસભાના મેમ્બર હતા. મિ. ક્રાવસજી હિંદીઓ તરફથી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સના સભ્ય હતા. મિ. નૈયપજી ઘણાં વરસો સુધી બ્રહ્મદેશની ધારાસભાના સભ્ય હતા. પોર્ટટ્રસ્ટ, મ્યુનીસીપાલીટી અને

બીજી જાહેર સંસ્થાઓમાં ગુજરાતીઓ પ્રતિનિધિત્વ ભોગવે છે. થીઓસૉફીકલ સોસા-
યટીમાં પણ ગુજરાતીઓ અગ્રપદ ભાગ લે છે.

બ્રહ્મદેશના ગુજરાતી વેપારીઓ બહુ ઉદાર છે. સ્વદેશની ફંડ પણ પ્રસંગમાં
પ્રેમથી નાણાં કાઢી આપે છે. ગુજરાત તેમ જ હિંદની અનેક સંસ્થાઓ પોતાની પ્રવૃત્તિ-
ની પ્રગતિ માટે ફાળા કરવા રંગૂનમાં આવે છે. ગુજરાતી વેપારીઓએ હંમેશાં સારો
સહકાર આપી નાણાં ભર્યાં છે. દક્ષિણ આફ્રિકાના અત્યાચારથી માંડીને કોંગ્રેસની પ્રવૃત્તિ-
ઓ, શિક્ષણની સંસ્થાઓ, ધાર્મિક સંસ્થાઓ, લોકહિતની સંસ્થાઓને ગુજરાતીઓએ
સારી રીતે નાણાં કાઢી આપ્યાં છે.

અર્ધો લાખ ગુજરાતીઓ બ્રહ્મદેશમાં પથરાયેલા પડ્યા છે. શહેરો ઉપરાંત મુખ્ય
મુખ્ય ગામોમાં ગુજરાતીઓની નાની દુકાનો છે. અનેક ગુજરાતીઓ ઓફીસો બેંકોમાં
નોકરી કરે છે. કેટલાક રેલ્વેમાં સ્ટેશન માસ્તરો છે. થોડા સરકારી નોકરો છે. પરંતુ
વિશેષ પ્રમાણમાં નાના દુકાનદારો છે. ગુજરાતીઓમાં પરસ્પર સંગઠન નથી. પરદેશમાં
વસતા હોવાથી ભ્રાતૃભાવ પ્રબળ રહે છે. પરસ્પર મદદ પણ કરે છે. રોગી કે દુઃખીને
સહાયતા પણ આપે છે. છતાં પરસ્પર ઓળખાણ વધારવાની સંસ્થા અસ્તિત્વમાં નથી.

સને ૧૯૩૧ થી મંદીની અસર બ્રહ્મદેશ ઉપર થઈ છે. બ્રહ્મદેશમાં ૩૫ લાખ
ટન ચોખા, રો૮ લાખ ગાંસડી કપાસ, અનેક જાતજાતનાં અનાજ, તમાકુ, ગોળ,
લાકડું, કાથો વગેરે કાચો માલ મોટા પ્રમાણમાં પાકે છે. બ્રહ્મદેશના વતનીઓ કુદરતી
મોટી આવક જમીનમાંથી મેળવે છે. આથી તેમની પ્રકૃતિ અનાયાસી અને મહેનતના
કામ તરફ બેદરકાર બની છે. એમનાં ખેતરોમાં કામ કરવા મદ્રાસના કુરંગી મજુરો
આવે છે. બરમીઝ લોકો સંગ્રહ રાખતા નથી. જે મળે છે તે વ્રત, ઉત્સવ,
ખાવાપીવામાં ઉડાવી નાંખે છે. હવે દરેક કાચી વસ્તુના ભાવો ઘટી ગયા છે.
બરમીઝ લોકોની આમદાની અર્ધી થઈ ગઈ છે. લોકોને એશઆરામ માટે
પૈસા મળતા નથી. જીવનનિર્વાહ જેટલી પેદાશ પણ માંડમાંડ થાય છે. ઉલ્લાસી
બેદરકાર બ્રહ્મદેશનો વતની હવે ચિંતાતુર બન્યો છે. ખેડુત પોતાની સ્ત્રીને હીરા ખરીદી
ભેટ આપી શકતો નથી. આ મંદીની અસર ગુજરાતીઓ ઉપર પણ વ્યાપક રીતે થઈ
છે. ગુજરાતથી આવતા યુવકોને હવે નોકરી મળતી નથી. ચોખાના વેપારીઓ અને
ઝવેરીઓનો વેપાર ઘટેલ છે. ધીકતો વેપાર નફો આપતો નથી. એટલે તો ગુજરાતીઓ
વસ્યા છે તેમને પણ પુરી મજા આવતી નથી.

ગુજરાતીઓને નિરાશ કરનાર બીજું પણ એક મોટું કારણ છે. હિંદી પ્રજાનું
બ્રહ્મદેશમાં વેપાર ઉદ્યોગ વગેરેમાં મહત્વનું સ્થાન છે. સાર્વભૌમ બ્રિટીશ વેપારી
મંડળને એના પ્રત્યે દ્વેષ છે. કરકસર, સાદાઈ, જીંદગીની થોડી જરૂરિયાતો
અને ઓછા ખર્ચે જીવન ગુજારનાર હિંદી વેપારી યુરોપીયનોની મોનોપોલીને
સાલે છે. આથી યુરોપીયનો ઉશ્કેરાયા. એમણે હિંદીઓ વિરુદ્ધ કાયદાઓ કરવા ત્યાંની
સરકાર ઉપર લાગવગ ચલાવી. પરંતુ હિંદી સરકારે સંમતિ આપી નહિ. સર ચાર્લ્સ
ઇન્સ બ્રહ્મદેશના ગવર્નર નીમાયા. એઓને વેપારીઓ પોતાના અભિપ્રાય પ્રમાણેના
વિચારના કરાવી શક્યા. એમણે પુરી રીતે બ્રહ્મદેશને હિંદથી જુદો પાડવાની ઝુંબેશ

ઉપાડી. બ્રહ્મદેશીયોને જુદા પડવા ઉપદેશ આપ્યો. ઇંગ્લેંડ લખાણુ કરી ખૂબ વાટાઘાટ ચાલી. છેવટે બ્રિટિશ સરકારની સંમતિ મેળવી બ્રહ્મદેશને હિંદથી છુટો કરવાનું નક્કી કરવામાં આવ્યું છે. બ્રિટિશ પ્રજા અને તેના વેપારને ખાસ રક્ષણ આપવામાં આવ્યું છે. ત્યાંની નવી ધારાસભા બ્રિટિશના લાભોને જરા પણ છંછેડી શકશે નહિ. પરંતુ હિંદીઓ અને તેમના વેપારી લાભોને ગમે તેમ કાયદેસર રીતે સ્પર્શ કરી શકશે.

બ્રહ્મદેશને હિંદથી જુદો પાડતા હોવાથી કુદરતી રીતે હિંદીઓ શંકિત થયા છે. અત્યારથી જ "બ્રહ્મદેશ બ્રહ્મદેશીઓ માટે છે" એવી રીતે ચારે તરફથી ઘોષણાઓ ઉત્તેજિત થઇ છે. ગુજરાતી વેપારી અને ઉદ્યોગપતિઓને પણ વસવસો પેદા થયો છે. એઓ લાગતા વળગતાઓની વલણ જોઇ મુંઝાય છે. હિંદ સાથે બ્રહ્મદેશનો મોટો વેપાર છે. આયાત તેમ જ નિકાસ સારા પ્રમાણમાં થાય છે. કેરોસીન તેલ મોટર માટેનું પેટ્રોલીઅમ, અગીઆર લાખ ટન ચોખા, પાકા સાગનું લાકડું, એવી અનેક વસ્તુઓ બ્રહ્મદેશથી હિંદમાં આવે છે. હિંદથી ઘઉં, મેવો, કપડું, લોઢું વગેરે જાય છે. બ્રહ્મદેશ આયાત કરતાં નિકાસ હિંદમાં મોટી રકમ કરે છે. આથી વેપારનું પાસું તે દેશના લાભમાં છે. છતાં ઘણોખરો વેપાર હિંદીઓના તેમાં પણ મુખ્યત્વે ગુજરાતીઓના હાથમાં હોવાથી તેમને વિશેષ ચિંતા જેવું છે. ગુજરાતી સૂર્ય પશ્ચિમ તરફ વળે છે એવી માન્યતા છે.

ગુજરાતી સ્ત્રીઓ મોટી સંખ્યામાં બ્રહ્મદેશ તરફ આવે છે. તેમનું જીવન એકરસ-વાયું થઇ જાય છે. તેમના સંસ્કાર અને સંસ્કૃતિના વિકાસ માટે ત્યાં કોઇ સાધનથી એકલવાયું ગૃહજીવન પરદેશમાં ગાળવાનું હોય છે. સંગીત, ગરબા, સંમેલન વગેરેનો લાભ તેમને મળતો નથી. કોઇ લલિત કળાના વિકાસ માટે પણ ત્યાં અવકાશ નથી. સાદી ગુજરાતણો સાદું જીવન ગુજારે છે.

ચીનાઓ અને બીજી પ્રજા બ્રહ્મદેશીય પ્રજા સાથે ખાવા પીવા અને વરથી પરણ્યાનો વ્યવહાર રાખે છે. સુરતી વહોરાઓ સિવાય ગુજરાતી પ્રજા બ્રહ્મીઓ ભાષા બોલતાં જાણે છે. પરંતુ લખતાં વાંચતાં જવલ્લે જ કોઇ જાણતું હશે. બ્રહ્મદેશીય રીત ભાત, રીવાજો, રહેણી કરણી, ધર્મ, સંસ્કૃતિ વગેરે પ્રત્યે ગુજરાતીઓ ઉદાસીન છે.

[ ઊંચી કેળવણીનું ધ્યેય: અનુસંધાન પૃ. ૫૨૦ થી ]

આ વ્યવસ્થાશક્તિ સાથે આપણી શક્તિ સરખાવો. આપણું બધું કામ (વર ઘોડીયા) ઢીલી ચાલે, ગમે તેમ, અવ્યવસ્થિત, અનેકામ. વર્ણાવર્ણના ભેદ–પ્રાન્તપ્રાન્તના ભેદ–કાઠીયાવાડી ગુજરાતીના ભેદ–ગામે ગામના ભેદ–શેરીએ શેરીના ભેદ. પ્રતાપી મોટા સેનાના સૈનિક થવા કરતાં નાનકડી નિર્વીર્ય ટુકડીના નાયક થવાની લિપ્સા! હજારો વર્ષની ગુલામગીરીનો આ વારસો છે. એનું જ નામ ગુલામી મનોદશા. પણ આપણે સદ્ભાગ્યે મહાત્માજી હિંદમાં અવતર્યા છે. એણે કરોડોની દૃષ્ટિ પોતાના પર ઠેરવી છે. એને વિચારે લાખો ચાલતાં શીખ્યા છે. એની આજ્ઞાએ હજારો બહાર પડયા છે. એને અવાજે હિંદી દેશમાં મહેચ્છાઓ પ્રગટી છે.

સામુદાયિક વ્યવસ્થાશક્તિનો સંચાર આપણામાં થવા લાગ્યો છે. આ મંત્રનો સાક્ષાત્કાર કરતાં તમે આજથી જ શીખો–તમારી કલબોમાં, છાત્રખાનામાં, વર્ગમાં, જીવનમાં Organise, organise, organise, જે સ્વાતંત્ર્યવાદના શોખમાં સામુદાયિક વ્યવસ્થાશક્તિ નિર્બળ કરે તે ગુલામ આત્મસંતોષ માટે સ્વદેશને છેહ દે છે. જે પોતાના અલ્પ વિકાસને સામુદાયિક વિકાસનું અંગ બનાવે તે જ નર આપણી સાધન સંપત્તિ સમૃદ્ધ કરે છે, ને લીધેલું ઉચ્ચ શિક્ષણ શોભાવે છે. વ્યક્તિત્વનો વિકાસ સાધો, પણ સામુદાયિક વ્યવસ્થાની આડે આવ્યા વિના. સ્વાતંત્ર્યની સાધના કરો, પણ સમુદાયની આત્મસિદ્ધિ વિના વ્યક્તિ આત્મસિદ્ધિ પામતી નથી એ સૂત્ર વિસરશો નહીં. આજે તો જ્યાં જુઓ ત્યાં આવી સંઘશક્તિ ઉપર રાષ્ટ્રોનો મદાર છે. આ યુગ સ્વચ્છંદી જંગલીઓનો નથી, શિસ્તપાલન કરનારનો છે.

સંઘની ઇચ્છા, સંઘના અગ્રણીની ઇચ્છા એ મારી ઇચ્છા છે એમ ગણવામાં ગુલામી નથી. વિચારભેદ ઘણા હોય પણ દેશ અને માનવજાતની ઉન્નતિ માટે સમગ્ર એકધારી પ્રવૃત્તિ વિના બીજો રસ્તો નથી. પ્રજાનું એક જ ધ્યેય અને એક જ કર્તવ્ય હોય શકે. આ તત્ત્વ હિંદને સુગમ હોય તો આપણે આપણું ધાર્યું તરત મેળવી શકીએ. તમારી કલબો ને તમારી સંસ્થાઓમાં ભલે છ મહીના રાહ જોઇને, વિચાર કરીને તમારો અગ્રણી ચૂંટો; પણ એકવાર તેને નેતા બનાવ્યા પછી તેની સાથે ઝગડા નહીં કરો. આપણી મ્યુનીસીપાલીટીઓ, આપણી ધારાસભાઓ અને આપણી બીજી સંસ્થાઓના બધા પ્રયત્નો પાણીમાં જાય છે તે આવી શિસ્તના અભાવે જ. એક માણસને પ્રમુખ બનાવ્યા પછી બીજે જ દહાડે આ માણસ તો નકામો છે, હું એ જાણતો જ હતો, એમ કહી તેની સામે કાવત્રાં ગોઠવવા માંડવાં એમાં પરાજય ને પતન સિવાય બીજું શું મળે!

કેળવણીનો બીજો ને વધારે અગત્યનો મુદ્દો થોડાં અંતિમ મૂલ્યો મેળવવાનો છે. જીવનમાં આપણે કેટલીક વસ્તુઓ સાધન તરીકે મેળવીએ છીએ, પૈસો, વિદ્વત્તા, કાર્યદક્ષતા મેળવીએ એ કોઇ બીજો હેતુ સાધવા માટે. પણ સંસ્કાર, રસિકતા, ને ભાવના સાધન નથી, અંતિમ મૂલ્યો છે. આ ઘડીયાળ બાર વાગે અટકી ગયું હોય તો ચોવીસ કલાકમાં બાર વાગે ત્યારે બે વખત ખરો વખત આપે. પણ જે ઘડીયાળ

મોડીવહેલી ચાલે તે તો દિવસમાં એક પગ પણ ખરો વખન ન આપે. તેવી જ રીતે અંતિમ મૂલ્ય બરોબર ન હોય તો પણ જીવનને ઉન્નત કરે. જેને એવાં મૂલ્યો જ ન હોય તે તો આંધળા બળદની માફક નિરર્થક ફર્યા જ કરે.

શાકુંતલ અને શેલી તમે શીખો છો એ રસિકતા કેળવવા માટે, એમાં રહેલી સરસતા તમારા જીવનમાં ઉતારવા માટે. કાવ્યોનો અભ્યાસ, પ્રેમ, સૌંદર્યસેવા, ભાવનાશીલતા એ પરીક્ષા પાસ થવા માટે નથી, જીવનને દિવ્યતા આપવા માટે છે. ગરીબ કે તવંગર, સશક્ત કે રોગિષ્ટ, દુઃખી કે સુખી બધાને માટે એ અણમોલી પુંજી છે. એનાથી જ માણસમાં ગૌરવ આવે છે.

આ વસ્તુ આજના ગ્રેજ્યુએટોને ખાસ યાદ રાખવા જેવી છે. પૈસો મળે કે નહીં, મોટાઇ ને પ્રતિષ્ઠા મળે કે નહીં, એ આપણા હાથની વાત નથી. પણ અંતિમ મૂલ્યોની સેવા તો કોઇ પણ સ્થિતિમાં, કોઇ પણ વિપત્તિમાં જીવનસાફલ્ય સાધી શકે છે. કોલેજના જીવનમાં થોડાં કોઇ મૂલ્યો અપનાવો, કોઇ એક ભાવના તમારી કરો—જે જીવનભર ઉપયોગી થાય. અને ગમે તે બીજી વસ્તુ માટે જીવન જોડે સમાધાન સાધો. પણ એના વિષયમાં મક્કમ જ રહો. એ ન મળે તો પ્રાણ છોડવા તત્પર રહો.

એવું એક અંતિમ મૂલ્ય રાષ્ટ્રીયતા છે. ન્યાત પછી, જાત પછી, પણ દેશ પહેલો—એ સંકલ્પે પશ્ચિમને આજે જગતનો સ્વામી બનાવી મુક્યું છે.

ગુજરાત માટે પ્રેમ કેળવવાનો મારો આગ્રહ જાણીતો છે. ગુજરાતની અસ્મિતા એ મારા જીવનસિદ્ધાંતોનું એક અનિવાર્ય અંગ છે. પણ એ મારો આગ્રહ, એ મારી ગુજરાતીતા રાષ્ટ્રીયતાથી જુદી નથી, તેનું અંગ છે. સત્યાગ્રહની લડત દરમ્યાન કર્ણાટકમાં, દક્ષિણમાં, સંયુક્ત પ્રાંતમાં, બંગાલમાં, જ્યાં જ્યાં ગુજરાતી વસ્યા છે ત્યાં ત્યાં તેમણે રાષ્ટ્રને ચરણે અનેક ભોગો ધર્યા છે. જે ગુજરાતી રાષ્ટ્રમય નથી, હિંદમય નથી; તે ગુજરાતી નથી.

પરદેશી રાજ્ય, ગુંગળાવતું બંધારણ, અનેકાનેક અંતરાયો છતાં ભારતના ભવ્ય ભાવિમાં મને સંપૂર્ણ શ્રદ્ધા છે. એના નવયુગના ઉંબરે હું આશા ને ઉલ્લાસથી ઉભો છું. યુરોપના દેશો જીર્ણ થતા જાય છે; આપણે નવવિધાનને પંથે સંચરી રહ્યા છીએ. એક દિવસ જગતની પ્રજાઓમાં આપણે મોખરે ઉભા રહીશું.

હું તમને સહુને રાષ્ટ્રમય થવાનું કહું છું. ગુજરાતનાં સંસ્કાર, ભાવના ને અસ્મિતા ટકાવી તેના ઉપર તમારી રાષ્ટ્રભક્તિનો પાયો ચણજો. એ રાષ્ટ્રભક્તિમાં હિંદની મુક્તિ સમાઇ છે. એ મુક્તિ એક મહાત્માજીથી મળવાની નથી;—એંશી હજાર માણસો જેલમાં ગયે પણ ન મળી એ આપણે જોયું. દેશના પ્રત્યેક સ્ત્રીપુરુષ તેના ભાવિમાં જ્વલંત શ્રદ્ધા રાખી સર્વસ્વ સમર્પણ કરે તો જ એની પ્રાપ્તિ શક્ય છે. તમે એ વૃત્તિ નહીં કેળવો તો તમારી કોલેજની કેળવણી વાંઝણી રહેવાની—તમે માત્ર યંત્ર જેવા બુદ્ધિજીવી પ્રાણીઓ થઇ રહેશો. પશ્ચિમની પ્રજાઓ સાથે બુદ્ધિના અખાડામાં ઉતરવાની તમારી તમન્ના સાથે તમારા હૃદયમાં ઉત્સાહ, શ્રદ્ધા, આદર્શ ને સ્વાર્પણને પણ જીવનમાં ઉતારો. તો જ તમે જીવન જીવી ગયા એમ કહેવાશો.

---


SIROLIN

[ સાહિત્ય સંસદ: પૂરઃસંધાન પૃ. ૫૪૮ થી ]

અમને સહકાર આપ્યો છે તે સર્વનો અમે સંસદ તરફથી અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. એ વ્યાખ્યાનોની વિગત નીચે મુજબ છે:

| તારીખ | વિષય | વક્તા | પ્રમુખ |
|---|---|---|---|
| ૪-૮-૧૯૩૫ | અગીઆરમાથી ૧૬મા શતક સુધીના વૈષ્ણવ સાહિત્યનું પૃથક્કરણ | શ્રી. દુર્ગાશંકર કે. શાસ્ત્રી | શ્રી. નટવરલાલ ઇ. દેસાઇ |
| ૧૮-૮-૧૯૩૫ | કલા અને જીવન | શ્રી. રમણીક અ. મહેતા | શ્રી. ચંદ્રવદન સી. મહેતા |
| ૮-૯-૧૯૩૫ | ગાંધાર દેશનાં બૌદ્ધ શિલાચિત્રો | શ્રી. રણછોડલાલ જ્ઞાની | ... |
| ૨૨-૯-૧૯૩૫ | ખંડ કાવ્ય | શ્રી. ભાનુશંકર બા. વ્યાસ | શ્રી. રામનારાયણ વિ. પાઠક |
| ૧૪-૧૨-૧૯૩૫ | રાસ સાહિત્યમાં કાળનો વિકાસ | શ્રી. મંજુલાલ ર. મજમુદાર | શ્રી. મનહરરામ હ મહેતા |

**નાટ્ય પ્રવૃત્તિ**

ગુજરાતની નાટ્યકલાના ઉદ્ધારમાં યથાશક્તિ કાર્ય કરવાની સંસદની ભાવના પ્રસિદ્ધ છે. આ વરસ દરમ્યાન સંસદે " બે ખરાબ જણ "નો નાટ્યપ્રયોગ પણ યોજ્યો હતો. આ પ્રયોગ પણ મુંબાઇના ગુજરાતીઓએ સહર્ષ સત્કાર્યો હતો એટલું કહેવું જ અમારે માટે તો પર્યાપ્ત થશે. આ દિશામાં વિશાળ અને વ્યાપક પ્રવૃત્તિ માટે અવકાશ છે એ પણ અમારા લક્ષ બહાર નથી.

વળી શ્રી. મુનશીની નવલકથા " વેરની વસુલાત " ની ફિલ્મ સાગર કંપનીએ ઉતારી તે જોવા માટે સંસદના સભ્યોને ખાસ લાભ મળે તેવી યોજના પણ કરવામાં આવી હતી. સંસદના ઇતર નાટ્ય પ્રયોગોમાં પણ આવો લાભ સંસદના સભ્યોને હંમેશાં આપવામાં આવ્યો છે.

**ઉત્સવ**

શરૂઆતનાં વર્ષોમાં સંસદનો વાર્ષિક ઉત્સવ જન્માષ્ટમી વખતે થતો. ગયા વરસમાં શરદુત્સવની યોજના અમે કરી હતી. આ વરસ દરમ્યાન જન્માષ્ટમી સમયે ઉત્સવની યોજના કરી હતી. જેમાં સાગર ફિલ્મ કંપનીના સંચાલકોએ રાધાકૃષ્ણનાં નૃત્યો અને ડૉ. મધુરિકાની ફિલ્મનો થોડો ભાગ બતાવીને અમારા કાર્યમાં અમને સહકાર આપ્યો હતો. વળી એમણે પોતાના સ્ટુડિયોમાં આ ઉત્સવ માટે જગ્યા ઉપરાંત બીજી અનેક સગવડો આપી હતી. જે માટે અમે તેમના અત્યંત આભારી છીએ. વાર્ષિક ઉત્સવ માટે સર્વ પ્રકારે અનુકૂળ જગ્યાની તેમ સગવડો નિર્મુલ આપવું કરો પરો એમ અમારી ધારણા છે. વળી આવા ઉત્સવો માટે દર વર્ષમાં એક સ્થાયી સમિતિ નીમવામાં આવે તો સારું એવી સૂચના પણ અમે વ. સમિતિ પાસે રજુ કરી છે.

**મુખપત્ર: " ગુજરાત "**

ઇ. સ. ૧૯૩૫ ના જુન સુધી " કૌમુદી " સંસદના મુખપત્ર તરીકે રહ્યું. તે પછી તેના માલિકે " કૌમુદી " નું વેચાણ કર્યું. પરિણામે સંસદે " ગુજરાત " ને પુનર્જીવન આપ્યું, અને સપ્ટેમ્બર ૧૯૩૫ થી " ગુજરાત " ની શરૂઆત કરવામાં આવી સંસદના સભ્યો સંસદના આ

[ સાહિત્ય સંસદ પુરઃસંધાન પૃ. ૫૪૮ પર ]

કાર્યને પૂરતો સહકાર આપશે એમ અમે ઇચ્છીએ છીએ. અને સંસદના અને 'ગુજરાત' નાં સમર્થાની બાઇબ્હેનો તરફથી આજ સુધીમાં પણ અમને "ગુજરાત" માટે સારો સહકાર મળ્યો છે તેની અમે સાભાર નોંધ લઇએ છીએ. સંસદના સભ્યો માટે તો આ માસિક તેમનું પોતાનું જ છે એ બાબતની યાદ આપવાની જરૂર અમને જણાતી નથી.

વળી સંસદના સભ્યોને માટે લવાજમ પણ ૨૧ ટકા ઓછું રાખવામાં આવ્યું છે. આનો લાભ સંસદના બધા સભ્યો લે એમ ઇચ્છીએ છીએ.

આભાર

ચાલુ વર્ષની અમારી પ્રવૃત્તિ દરમ્યાન જે જે વ્યક્તિઓ કે સંસ્થાઓએ અમને સહાયતા કરી છે તેમનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. તેમાં આપણા માનદ હીસાબ તપાસનાર મેસર્સ આર. સી. મહેતા એન્ડ કંપની તેમ જ ધી સાગર પ્રુવિટીનના શ્રી. ચીમનલાલ બી. દેસાઇની અને ધી ફેલોશીપ સ્કૂલના શિક્ષકવર્ગનો ઉલ્લેખ કરવાની અમને અગત્યતા જણાય છે. અમને આશા છે કે તે બધા પૂર્વવત્ તેમનો સહકાર ચાલુ રાખશે

## શ્રી સાહિત્ય સંસદ-હિસાબ ૧૯૯૧-૯૨

સંવત ૧૯૯૧ ના પોષ સુદ ૧૨ થી સંવત ૧૯૯૨ ના પોષ વદ ૬ ( તા. ૧૬-૧-૩૫ થી તા. ૧૫-૧-૩૬ ) સુધીનો આવક જાવકનો હિસાબ

| જ | | ઉ | |
|---|---|---|---|
| સીલક ( આગલા વર્ષની બાકી ) | ૩૬૮-૧૧-૦ | પ્રીન્ટીંગ ખર્ચ ખાતે | ૨૧૮-૧૩-૦ |
| લવાજમ ખાતે | ૮૦૧- ૦-૦ | રીફ્રેશમેન્ટ ખર્ચ ખાતે | ૩૦૦- ૦-૦ |
| પ્રોગ્રામ અને ટીકીટોનાં વેચાણ ખાતે | ૭૦- ૬-૦ | પરચુરણ ખર્ચ ખાતે | ૧૩૫- ૮-૩ |
| | | હોલ ભાડા ખાતે | ૭૫- ૦-૦ |
| | | રીગ્રેટ અને તકીયાના ભાડા ખાતે | ૩૦- ૨-૦ |
| | | કાર્ડ અને પરદા ખાતે | ૪૮- ૬-૦ |
| | | પોસ્ટેજ ખાતે | ૩૨-૧૪-૦ |
| | | ટીકીટોની ખરીદી ખાતે | ૫૧- ૦-૦ |
| | | લ્હાણી માટે રકાબીઓની ખરીદી ખાતે | ૩૪-૧૩-૦ |
| | | ફેરી ખર્ચ ખાતે | ૪૦- ૦-૦ |
| | | ફર્નિચર ખરીદ ખાતે | ૩૭- ૦-૦ |
| | | સાહિત્ય પરિષદના લવાજમ ખાતે | ૮- ૦-૦ |
| | | સ્ટેશનરી ખાતે | ૪- ૮-૦ |
| | | લાઇટ ખર્ચ ખાતે | ૩-૧૨-૦ |
| | | સીલક બાકી (તા. ૧૫-૧-૩૬ના દિવસે) | ૨૨૧- ૦-૦ |
| | રૂ. ૧૨૪૦ -૧-૦ | | રૂ. ૧૨૪૦- ૧-૦ |

Examined and found Correct.

BOMBAY
૨૭th. Jan. 1936

R. C. Mehta & Co.
Incorporated Accountants
Registered Accountants

## ૨. સ્નેહસંમેલન

શ્રી કવિ વલ્લાથોલ અને કલામંડલમના સત્કારાર્થે ગુજરાતી સાહિત્ય સંસદનું સ્નેહ-સંમેલન તા. ૧ લી ફેબ્રુઆરી ૧૯૩૬ સાંજના સ્ટા. ટા. ૫-૦ વાગે શ્રીયુત કનૈયાલાલ મુનશીને ત્યાં રીજરોડ મલબાર હીલ પર થયું હતું.

પ્રથમ શ્રીયુત મુનશીએ કવિ વલ્લાથોલનો પરિચય કરાવ્યો અને કહ્યું કે શ્રી વલ્લાથોલ એ મલબાર અને દક્ષિણ હિંદના 'ટાગોર' છે. તેઓશ્રી 'કથકલી'ના ઉદ્ધારક અને કલામંડલમના સ્થાપક અને પ્રાણ છે. કથકલીની ખૂબીઓ તો ઉદયશંકરે પણ વખાણી છે અને કથકલી નૃત્યકલા શું છે તે બતાવવા કવિ વલ્લાથોલ એમના શિષ્યગણ સાથે અત્ર પધાર્યા છે–આપણે જેમ હિંદી ઉપન્યાસ માટે પ્રેમચંદજીને સ્વાગત આપ્યું હતું તેવી જ રીતે આજે કવિ શ્રી વલ્લથોલનું પણ સ્વાગત કરીએ છીએ–પછી તેમણે શ્રીમતી નાયડુને પ્રસંગાનુસાર બે બોલ બોલવાની વિનંતિ કરી. શ્રીમતી સરોજીની નાયડુએ પોતાની માર્મિક વિનોદી શૈલીમાં જણાવ્યું કે મારે કમનસીબે મારે જ્યાં ત્યાં 'સૂર'માં બદલાઈ જવું પડે છે. મને બાઈ કવિ વલ્લાથોલની અદેખાઈ આવે છે. એક તો એ બહેરા છે એટલે આપણે શું બોલીએ તેની તેમને જરા પરવા નથી; બીજું એમને પોતાની મલબારી ભાષા સિવાય બીજી ભાષા આવડતી નથી એટલે એ પોતાની ભાષામાં આપણને ગમે તે કહે એ આપણે સમજવાનાં નથી. પણ કવિની ભાષા–એની કવિતા સમજવાની જરૂર પણ શી છે ! કવિ ટાગોરે કહ્યું છે તેમ કવિતા સમજવા માટે નથી, કવિતા તો આનંદનો અને રસ લેવાનો વિષય છે. કવિ વલ્લાથોલ પોતાના જ સ્વર્ગીય આનંદમાં વિહરે છે. કવિ વલ્લાથોલને અખિલ હિંદ આભારી છે. કથકલી પ્રકારની નૃત્યકલા એ હૃદયના ઊંડા ભાવોને હાવભાવથી નેત્રપલ્લવ, ભ્રૂવિકારથી, અંગના હલનચલનથી, અભિનયથી વ્યક્ત કરનારી કલા છે. એ કલાને બજારૂ બનાવવા જતાં યા વ્યાપાર કરતાં એ નિષ્ફળ નીવડે તો નવાઈ નથી. નહિ તો એ કલા શબ્દોથી પર છે; એક ભવ્ય શાંતિ, નીરવતા, અભિનયનાં વિરામ ચિન્હોથી અંકિત–આવી કલા મૃત્યુ પામે એ કવિ વલ્લાથોલને ન ગમ્યું. એમણે એ કલાનો પુનરૂદ્ધાર કર્યો છે, મરતી બચાવી છે. પોતાની ફરજ સમજીને, પોતાનું ગૌરવ સમજીને ! આ કલાને ખાસ વાતાવરણની જરૂર છે અને તેથી જ કેટલેક અંશે મુંબાઈમાં એનું પ્રદર્શન નિષ્ફળ ભાસ્યું.–આ કલા સમજવાની છે, માણવાની છે. લોકજીવન અને હૃદયને સ્પર્શનારી છે: એ કલાનો નિશો–મદ–એક એક નેત્રભ્રૂને ચલન,-ઉચ્ચલન, સંકેલનથી ચઢતો જાય છે. ભાવ દર્શાવવાની કેવી અલૌકિક રીત –ભાવ અને ભાવનાઓ પણ કેવી હર્ષ, શોક, વિષાદ, ઉલ્લાસ, ઉન્માદ, વગેરે ક્ષણે ક્ષણે બદલાતા જાય છે. અને તે જુવાથી આંખથી સ્કંધમરોડથી એમના હલનચલનથી આબેહુબ ખડા કરવામાં આવે છે એ નીરવ છે. પણ મૂક નથી. મનુષ્ય જીવનનો ઉલ્લાસ એમાં ખળખળી રહે છે–કવિનો આત્મભોગ ઓછો નથી; એમણે પોતાનું જીવન કલાને અર્પ્યું છે અને એવા કવિને આપણે આજે માન આપીએ એ ઉચિત છે.

પછી કવિને પુષ્પહાર અર્પવામાં આવ્યા. કવિ ન્હાનાલાલનું આખુયે ભાષણ મણભારની મંજુર મલ્લાશ્રમ ભાષામાં હતું. અને ઘણું જ કવિત્વપૂર્ણ હતું. તેમણે શ્રીયુત મુનશી અને શ્રીમતી લીલાવતી મુનશીનો અને ગુજરાતી સાહિત્ય સંસદનો આભાર માન્યો: તેમણે મુક્તકંઠે શ્રીયુત મુનશી અને શ્રીમતી લીલાવતી મુનશીની પ્રશંસા કરી–તેમના પરોણાગતનાં, તેમની કલાના, તેમનાં સ્વાર્પણભાવના તેમની સ્વદેશભક્તિનાં, કવિની લાક્ષણિક રીતે, સભાને રમુજ પડે એ શૈલીમાં દાખલ કર્યાં. ( તે આખો વખત શ્રી. મુનશી હસતા હતા. ) તેમણે પોતાને સુદામા સાથે સરખાવ્યા હતા અને ગુજરાતી સાહિત્ય સંસદની તેમણે પોતાની કથકી નૃત્યકલા તરફ સહાનુભૂતિની માગણી કરી હતી. તેમણે છેવટે સરોજીની નાયડુનો અને ગૃહસ્થોનો ઉપકાર માન્યો.

પછી નિર્ણિત કાર્યક્રમ પ્રમાણે શ્રી. રાગિણી દેવી અને ગોપીનાથનાં ગીત-ગોવિન્દના પ્રસંગોનાં નૃત્ય થયાં. નૃત્ય અને ગીતલયોનો સંવાદ આકર્ષક અને મોહક હતો. તે પછી એક ગરબો બ્હેનોએ રજુ કર્યો હતો. અને તે પછી કથકલીનો પહેલો પ્રયોગ પુતનામોક્ષનો કલામંડળ તરફથી અભિનય અને પુરા Make up સાથે રજુ કરવામાં આવ્યો. ત્યારબાદ સૌગન્ધીપુષ્પમાંથી ભીમ ગન્ધમાદન પર્વતનું દર્શન કરે છે તે હતો. આ બન્ને પ્રયોગોમાં કથ-કલી નૃત્યનાં બધાં અંગો રજુ કરવામાં આવ્યાં હતાં. અલ્પાહારના કાર્યક્રમ પછી સંમેલનનું વિસર્જન થયું હતું.

[ નવું સાહિત્યઃ પૂરઃસંધાન પૃ. ૫૫૦ થી ]

આપણા દેશનાં જુદાજુદા ક્ષેત્રમાં કાર્ય કરી ગયેલ નરવીરોની જીવનકથા છે. પુસ્તકના ચાર ભાગમાં ઘર દીપકો, વેપાર વીરો, રાજકથા અને તારા મંડળ એમ શીર્ષક નીચે આ નરવીરોની કથાઓ વહેંચી નાંખવામાં આવી છે. આવી રીતે આલેખવામાં આવેલ ૩૫ શબ્દચિત્રોમાં વીસ કરતાં ય વધુ ગુજરાતીઓ છે એ ગુજરાતને ગૌરવ લેવા જેવું છે. આપણે ત્યાંના કિશોરો અને કુમારો આ ફોરમની સુવાસ જેમ વધારે પ્રમાણમાં લેશે તેમ તેમને આનન્દ ઉપરાંત જ્ઞાન જરૂર મળશે.

આવી નાની નાની જીવનકથાઓ—નાયકોના માબાપ, સગાં સ્નેહી વગેરેની નામાવલી અને જુદાજુદા પ્રસંગોની સાલવારીના કંટાળાભર્યા અહેવાલથી સાવ મુક્ત—આપણે ત્યાં હજી હમણાં જ લખાવા માંડી છે. એટલે આવાં પુસ્તકો વધુ આવકારને પાત્ર છે. જ્યાં નવા પ્રયોગમાં પગલાં માંડતાં હોય ત્યાં ઝીણી ઝીણી ખોડખાંપણ કાઢવી ગેરવાજબી છે છતાં એટલું તો લાગે કે આ બધી જીવનકથાઓમાં નાયકનું નામ, ઘણે ઠેકાણે, છેક અંતે આપવામાં આવ્યું છે એ કિશોરો અને કુમારોને કદાચ અરૂચિકર થઈ પડવાનો સંભવ છે.

ભવિષ્યમાં આવી અનેક લહરીઓ દ્વારા, ગરવી ગુજરાતણો અને હિન્દવાણીઓની જીવનકથાઓ પણ શ્રી વર્મા ગુજરાતને અર્પે તો બહુ સારૂં.

"મ."

**લક્ષાધિપતિ હોઉં તો** : (નાટક : ૭ પ્રવેશમાં)=પ્રો. ડૉ. રમણલાલ યાજ્ઞિક-ની પ્રસ્તાવના સાથે ; લેખક અને પ્રકાશક ખટાઉ વલ્લભજી જોશી : કિં: રૂ.૧-૪-૦.

અઢાર વર્ષ પહેલાં હું લક્ષાધિપતિ હોઉં તો શું કરૂં ?" એ વિષય ઉપર લેખકે એક સંવાદ લખેલો અને તે અમુક મેળાવડામાં ભજવાયેલો. અત્યારે કેટલાક મિત્રોની સૂચનાથી લેખકે એમાં કેટલાંક પાત્રો ઉમેર્યાં અને જે પરિણામ થયું તેને ૭ પ્રવેશનું નાટક કહ્યું. લેખકની દૃષ્ટિથી જોયેલ પશ્ચિમમાં પ્રવર્તતા જડવાદ, મૂડીવાદ અને ભૌતિક સુખવાદની અનિષ્ટતા બતાવવાનો તથા " લક્ષ્મી ધ્યેય નથી જ, ધ્યાન હૃદયે લક્ષ્મીપતિનું ધરો " એ સૂત્ર સમજાવવાનો આશય રાખીને લેખકે આ નાટક રચ્યું છે. આવા પ્રકારના વિચારો આમ ખુલ્લી રીતે ઉપદેશના આશયથી જ આપવાની રીત આપણે ત્યાં જુના સાહિત્યમાં હતી. અર્વાચીન સાહિત્યમાં એ રીતિને સ્થાન નથી. એટલે અર્વાચીન સાહિત્યથી અજાણ્યા વાચકોને આ પુસ્તક ગમશે એટલું અમે ખાતરીથી કહી શકીએ છીએ.

બાકી સાહિત્ય–કલાની દૃષ્ટિથી જોતાં આ પુસ્તકને નાટક કહેવું એ અતિશયોક્તિ છે. પાત્રો સર્વગુણ સંપન્ન હોઈ કૃત્રિમ છે. છેવટના રહસ્યમાં ચમત્કાર નથી અને પ્રસ્તાવનામાં લખે છે તે પ્રમાણે ડૉ. રમણલાલ જેમ આ પુસ્તકની શૈલીમાં ગોવર્ધનરામનો પ્રભાવ અને શેક્સપીયરના ઉદ્ગારોના ઉંડાણો જુએ છે તેમ અમને જણાતાં નથી. તેમની શૈલી પણ સાધારણ જુના સાહિત્યમાં વપરાતી તેવી જ છે. એમાંના ચિત્રો પુસ્તકના બીજા રૂપરંગમાં ઘટાડો કરે છે, વધારો નથી કરતાં.

"ધ."

**સુનીતા ઓફ, એમ એ :** લેખક: યજ્ઞેશ હ. શુકલ: પ્રકાશક: ગુણસુંદરી કાર્યાલય: કિં. રૂા. ૦-૧૨-૦.

શ્રી. યજ્ઞેશ શુકલ 'ગુણસુંદરી' ના સહતંત્રી છે અને સાહિત્યક્ષેત્રમાં સારી રીતે પરિચિત છે. આટલું જાણ્યા પછી એમની આ નવલકથામાં આલેખવામાં આવેલ પ્રશ્નો આપણને સ્વાભાવિક જ લાગે. સ્ત્રીઓમાં શિક્ષણ પ્રત્યે અભિરુચિ જાગૃત કરી તેમને સ્વાશ્રયી બનાવવી એ હેતુ આ વાંચવામાં ગમે તેવી અને આકર્ષક નવલકથામાં સ્પષ્ટ રીતે ઉલ્લેખવામાં આવ્યો છે અને હેતુપ્રધાન નવલોને ગમે તેવી કોઈ આ પુસ્તક મેળવી શકે છે એ ચોક્કસ છે.

જેઠ ભોગીલાલ, નંદુ ભટ નામનો વિદ્યાર્થી અને અસમત, નાયિકા સુનીતા ઓફ વગેરેના પાત્રોનું નિરૂપણ સુંદર રીતે કરવામાં આવ્યું છે અને લેખકે લખ્યું છે કે "સ્વતંત્ર નવલકથાના લેખકના આ પ્રથમ પ્રયાસને અંગેની સ્વાભાવિક કચાશ મારા લક્ષમાં છે.' એ વાકયમાં માત્ર લેખકની વિનયવૃત્તિ તરી આવતી હોય એમ જણાય છે.

સ્ત્રીઓના જીવનના આ કથામાં લખાયેલ છે તેવા અને બીજા બળતા પ્રશ્નો આ પ્રમાણે આ લેખક નવલોમાં ગુંથ્યા કરે અને એ રીતે સમાજને સાચે માર્ગે લઇ જવાના યત્નો કર્યા કરે એમ અમે ઇચ્છીએ છીએ.

"મ."

**મૃણાલિની :** લેખક તથા પ્રકાશક: ચંદુલાલ એમ. શાહ : પ્રસ્તાવના : હિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી : કિં. રૂ. ૨-૦-૦ પૃષ્ઠ : ૨૦૮

લેખકની આ પહેલી જ કૃતિ છે અને એમાં નવલકથાને રૂપે હિ. બ. ઝવેરી પોતાની પ્રસ્તાવનામાં જણાવે છે તેમ 'હાલની એકલી હિંદુ સમાજ નહિ પણ સમાજ સમસ્તમાં ચર્ચાઇ રહેલા કેટલાક પ્રશ્નો લેખકે વાચક સમક્ષ મુકયા છે. સીનેમાના સીન પર કામ કરનારી સ્ત્રીઓનું નીતિ દૌર્બલ્ય, લગ્ન સબંધે કુમારિકાઓનું સ્વાતંત્ર્ય વગેરે.'

આ ઉપરાંત, ખરાબ મનુષ્યો સહસા સુધરી જાય છે, નીચા પ્રકારની ફીલ્મોમાં થતી દોડાદોડી વગેરે બાબતો પણ લેખકે આમાં લીધેલી છે. વસ્તુમાં દમ નથી, વાર્તા-સૃષ્ટિમાં 'રોમૅન્ટીક' ને નામે અવાસ્તવિકતા છે, પાત્રાલેખન કાચું અને દંભમય વગરનું છે અને એમાં આપેલાં ચિત્રો નમાલાં છે. પુસ્તકનો ઉઠાવ સારો છે છતાં કિંમત ઘણી વધારે કહેવાય.

'મ'

**Indian Astrology-Ashtottari and Vinshottari Dashas**—ભારતીય જ્યોતિષ- અષ્ટોત્તરી અને વિંશોત્તરી દશાઓ : કર્તા: રમણીકલાલ ર. મોદી, બી. એ. એલ, એલ., બી., સોલીસીટર. પાશ્ચાત્ય સંસ્કૃતિનું આક્રમણ થતાં આપણે ત્યાં એક કાળ એવો આવેલો કે જ્યારે શિક્ષિત વર્ગની માન્યતા એવી થયેલી કે આપણી પ્રાચીન વિદ્યા અને કલા નિર્માલ્ય છે. સદ્ભાગ્યે આ માન્યતામાં થોડાં વર્ષ થયાં પરિવર્તન થયું છે. અને હવે દિનપ્રતિદિન શિક્ષિત વર્ગમાં એવી પ્રતીતિ થવા લાગી છે કે આપણી પ્રાચીન વિદ્યાઓ અને કલાઓનો જો પદ્ધતિપુર:સર

અભ્યાસ થાય તો એમાંથી આપણને અમૂલ્ય દ્રવ્ય પ્રાપ્ત થાય એમ છે. આ પ્રકારની પ્રતીતિથી આવરિત અર્વાચીન વાતાવરણની અસર શ્રીયુત:રમણિકલાલ પર થઇ જણાય છે અને એમણે જ્યોતિષશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડ્યો છે, એટલું જણાવતાં આનંદ થાય છે કે આ અભ્યાસ માત્ર ફલાદેશ પુરતો નહીં પણ સંશોધન વૃત્તિથી પ્રેરાઇને ગણિતને લગતો છે અને પરિણામે આ પુસ્તક પ્રસિદ્ધિ પામ્યું છે.

આપણા શાસ્ત્ર પ્રમાણે ગ્રહફળનો મૂળ આધાર દશાઓ પર છે. એ બે પ્રકારની છે–અષ્ટોત્તરી અને વિંશોત્તરી. આ ઉભય પ્રકારમાં ગ્રહના અનુક્રમ તથા તેના દશાકાળ ભિન્ન છે. વળી એવી માન્યતા છે કે નર્મદાના ઉત્તર પ્રદેશમાં જન્મતા મનુષ્યો અષ્ટોત્તરીને આધીન છે અને દક્ષિણ પ્રદેશમાંના મનુષ્યો વીંશોત્તરીને આધીન છે. ભાઇ રમણિકલાલે ગણિતની સહાયથી સિદ્ધ કર્યું છે કે બન્ને દશાઓ ભૂકેંદ્રિક છે અને તે વસ્તુતઃ એક જ છે. માત્ર અષ્ટોત્તરીની યોજના ચાંદ્રમાસિક છે અને વિંશોત્તરીની યોજના સૌરમાસિક છે. આ ચર્ચાને લગતા ગ્રહના અનુક્રમ વગેરે સંબંધી કેટલાએક વિકટ પ્રશ્નો હજી અણઉકેલ્યા પડ્યા છે પણ અમે આશા રાખીએ છીએ કે ભાઇ રમણિકલાલ પોતે ઉપાડેલું સંશોધન કાર્ય ચાલુ રાખી આ પ્રશ્નોનો ઉકેલ નો યશ પ્રાપ્ત કરશે.

અંતમાં ભાઇ રમણિકલાલને અભિનંદન આપતાં અમે સૂચના કરીશું કે એમના એ અંગ્રેજી પુસ્તકનું હિંદી ભાષાંતર પ્રસિદ્ધ કરી તેની ઘણી સસ્તી કિંમત રાખે કે જેથી અંગ્રેજીથી અજ્ઞાન આપણો સામાન્ય જ્યોતિષી વર્ગ એ પુસ્તકનો લાભ મેળવી શકે.

મનહરરામ મહેતા

[ ચર્ચાપત્ર: પુરઃસંધાન પૃ. ૬૦૦ થી ]

સમિતિએ કાયમ કરેલ ઉ નાં ચિન્હો કર્યાં દેખાય છે. અને એ ઍ નાં ચિન્હો બીજા વર્ગો માટે નકામાં છે.

મતલબ કે સમિતિએ પ્રજાની આગળ મુકેલી આ સુધારાની યોજના શાસ્ત્ર વિરૂધ્ધ, અમુદ્રણ સુકર અને અસંતોષકારક છે. વળી આમાંથી ૮૦ ટકા માલ કાલે ફેંકી દઇ બીજો જુદો જ વસાવવાનો છે. સ્થિતિ એમ છે. સાંભળ્યું છે કે કવિકુલગુરૂ કાલિદાસ પોતે ઝાડની ડાળખી ઉપર શાંતિથી બેસી તે જ ઝાડનું થડ કાપતા હતા. કાલેલકર સમિતિમાં પણ એ જ પ્રતિભાવિલાસ દ્રષ્ટિગોચર થાય છે. નહિ તો ધ્યેય તરફ ચઢવા માટેનું બીજું પગથિયું બનાવવા માટે તો પહેલાં પહેલું પગથિયું તોડી નાખવું પડે એવી યોજનાનો આશ્રય લેવા માટે પાંગળી પ્રજાને તે લોકો આગ્રહ કરત નહિ! 'ગુજરાત પહેલ કરશે' કે મહારાષ્ટ્ર પહેલ કરશે–પણ વિચારવંતોને પ્રશ્ન થાય છે કે શામાં પહેલ અને પહેલ કરવાની ? બાકી તમે લેખ–વ્યાખ્યાનો-સભા વગેરેથી વાતાવરણ ચિંતાપૂર્ણ કરવામાં ફાવો,' તો તમારી પાછળ ય ઘેટાંનું ટોળું ચાલવા મંડશે!

ચૈતન્ય દેસાઇ

# ચર્ચાપત્ર

## ગુજરાતી લિપિસુધારાની યોજના

રાષ્ટ્રીય ઐક્ય થવા માટે જેમ એક સંસ્કૃતિ તેના ઘડતરમાં જોઈએ છે, તેમ જ તે સંસ્કૃતિના વાહન તરીકે ભાષા અને લિપિ પણ એક જ હોવી જોઈએ એમ રાષ્ટ્રોની ઉત્ક્રાંતિ અને ઇતિહાસ જોતાં સ્પષ્ટ થાય છે. ઉત્તર હિંદની પ્રાંતીય લિપિઓ નાગરી કહેવાતી લિપિને મળતી છે. હિંદુઓની ધર્મ ભાષા સંસ્કૃત નાગરીમાં જ લખાય-છપાય છે. ઉપરાંત હિંદી અને મરાઠી આ બે પ્રાંતીય ભાષાઓ લગભગ નાગરી લિપિમાં જ લખાય-છપાય છે. હિંદી ભાષા રાષ્ટ્રભાષા થાય, આ યોજના હવે વિવાદાસ્પદ રહી નથી. લિપિનો પ્રશ્ન વિવાદાસ્પદ છે અને આ વિવાદ કેટલી હદ સુધી પહોંચી શકે છે તેની કલ્પના કેટલા બુદ્ધિમાનો 'હિંદી-માટે ગુજરાતી લિપિ' લેવાનું સૂચવે છે તે ઉપરથી આવી શકે છે ( જુઓ બુદ્ધિપ્રકાશ ન. ૮૧ અં. ૩ ) મુદ્રણસૌકર્યને માટે નાગરી લિપિમાં પણ કેટલા મહત્વના ફેરફાર થવાની જરૂર છે અને તે પ્રમાણે યોજનાઓ પણ વિચારાય છે; તેથી ફક્ત વિવાદમાં બીજી બાજુથી ઉમેરો થયો છે. આ બધાં અંગોનો વિચાર અન્યત્ર કરીશ. આજે અહીંયાં આગળ ગુજરાતના ડીસેમ્બરના અંકમા પ્રસિદ્ધ થયેલ શ્રી કાકાસાહેબ કાલેલકરના લેખમાંથી ઊભી થતી સમસ્યાનું જ દિગ્દર્શન કરવાનો વિચાર છે. "હિંદુસ્તાનની પ્રાંતીય ભાષાઓ માટે એક નાગરી લિપિ જ વપરાય આ પ્રવૃત્તિને ગુજરાત આખાનો ટેકો છે" એમ કાકાસાહેબ લખે છે; તે પ્રમાણે જ વસ્તુસ્થિતિ હોય તો સુધારાની યોજના સફળ થાય એ દેખીતું જ છે. સફળતાનો કેવળ સંખ્યાત્મક જ અર્થ કરીએ તો શ્રી કાકાસાહેબની સમિતિના "આ નિર્ણયો સર્વમાન્ય થઈ શકે, પ્રજા આજે સ્વીકારી શકે અને આજે જ રૂઢ થઈ શકે" એટલા અને એવા સુધારાને ગમતા જ છે, આ વાત માન્ય થઈ શકે તેવી છે. અર્થાત્ આ સુધારાઓ સંપૂર્ણ નથી આ વાત તો દેખીતી જ છે. ગુજરાતી લિપિની જગ્યા 'સુધરેલ' દેવનાગરીને આપવી આ ધ્યેય છે અને કેટલાક ગુજરાતી અક્ષરોમાં ફેરફાર કરી ગુજરાતી લિપિને બહુ અંશે નાગરી લિપિની પાસે લાવવાની યોજના કરી છે. કાલેલકરની સમિતિએ પોતાના ધ્યેય તરફનું પહેલું પગથિયું આક્રમણ કર્યું છે. ઉપલા વાક્યમાં 'સુધરેલ દેવનાગરી' એવા શબ્દો આવ્યા છે, તે ઉપરથી દેખાશે કે રાષ્ટ્ર લિપિ તરીકે નાગરી લિપિનો સ્વીકાર બીજા પ્રાંતો કરે, તે પહેલાં નાગરી લિપિમાં પણ કેટલાક ફેરફાર થાય, આ વાત બધાય યોજકોને ઇષ્ટ લાગે છે. આ ફેરફાર બે પ્રકારના થવા જોઈએ, એમ દેખાય છે. એક મુદ્રણસૌકર્ય માટે અને બીજા નાગરીને પ્રાંતીય ( એટલે હાલ તો ગુજરાતી ) લિપિની સમીપ લાવવા માટે આપણે થવા વગર નાગરી બધાને પ્રિય થશે એમ લાગતું નથી. ત્યારે આખિ રાષ્ટ્ર લિપિ એટલે મુદ્રણ સુકર એવું નાગરીનું સંસ્કરયુક્ત સ્વરૂપ આ વાત તો સિદ્ધ થઈ ચુકી. રાષ્ટ્ર લિપિના નામે હાલ તો દેખીતી રીતે ગુજરાતી અને મરાઠી લિપિનો સંકર યોજકોને હાથે થાય છે અને આંખોને વસમું લાગે તેવા પરિણામનું મહત્વ ભાગી બનેય પ્રાંતોએ શાંતિથી આ માટે વિચાર કરવાનું રહ્યું.

* કાલેલકર સમિતિએ જે સંસ્કરણો સૂચવ્યાં છે તેથી અ, ઘ, ક, વગેરે અનિવાર્ય ગુજરાતી અક્ષરો નાગરી જેવા દેખાવમાં લાગશે. સમિતિની બીજી મોટી સુધારણા એ છે કે બધા વર્ણોની બારાખડી બનાવી છે. અને ન ૫ ગુ રૂ ૨ ચિહ્નો આગળ તેની હારમાં જ બેસાડીને આ બીજી યોજનામાં મોટો દોષ આ છે કે બધા વર્ણ સાથે બારાખડી બનાવવા માટે બીજા સ્વરચિહ્નો જુદાથી સંધિ નિયમ પ્રમાણે વર્ણ વિકૃતિ થાય છે—એટલે થવી જોઈએ તેમ જ આ બધાં ચિહ્નો

(હાલ તો નહિ જ પણ આગળ ઉપરેય ) વ્યંજનોને લગાડી શકાય તેવાં ઘડેલાં નથી, એટલે આજે ' આદર્શ ' લિપિ માટે નવાં જ ચિન્હો બનાવવાં પડે અને આવા અવાર નવાર ફેરફાર કોઇ સંમતિ નહિ આપે, એ સ્વાભાવિક જ છે.

**' આદર્શ લિપિ ' તે જ કહેવાય કે જેમાં દરેક ભાષા ધ્વનિ માટે નોખો એક જ વર્ણ લેખન ઉચ્ચારના અનુક્રમ અનુસાર થાય.** કોઇ પણ ભાષા કોઇ પણ લિપિમાં લખીશ. કાર્ય; વર્ણ લેખનથી ભાષાના વ્યાકરણને વાંધો ન જ આવવો જોઇએ. જેમકે હાલ કેટલાક વિશ્વબંધુત્વના હિમાયતી અને પેગંબરો હિંદુસ્તાનની ફાવે તે ભાષા માટે રોમન લિપિ લેવાનું સુચવે છે. તે પ્રમાણે સંસ્કૃતોત્પન્ન ભાષાઓ અને રોમન લિપિમાં લખી તો શકાય; પણ સ્વરોમાં ઓ માટે o e ( ઓ—ઇ ) કબુલ નહિ રખાય. ઓ આ સ્વર અ અને ઉ ના સંયોગ છે. માટે તે રોમન લિપિમાં au એમ લખાય તો જ આપણી ભાષાનું મૂલ તત્વ અવિચ્છિન્ન રહે. એમ જ દીર્ઘ ઇ મા ii ( આય્—આયૂ ) ઐ માટે aai ( એ—એ—યૂ ) એમ લખવું પડશે. ચ વ્યંજન માટે ch ( સી-એચ ) નહિ ચાલી શકે; એવાં એવાં વાંધા આવશે. ઉપર કહેલ ' આદર્શ લિપિના ' મૂલતત્વો જોતાં દેવનાગરી આદર્શ લિપિ તો નથી જ એ એ સહેજ સમજાશે. **આદર્શ લિપિમાં સંયુક્ત વર્ણ માટે સ્વતંત્ર ચિન્હ ન હોઈ શકે** ૐ, ક્ષ, જ્ઞ, આદિ વર્ણો ભૂલ ભરેલા છે. તેમ જ મરાઠીના ઍ ઑ પણ ખોટા છે. બીજું, સંયુક્ત વર્ણમાં અયુક્ત ( અંદર ન હોય એવો ) વર્ણ ન આવવો જોઇએ. મરાઠી ઍ ઑ કે ગુજરાતીના ઍ ઑ સગવડ ભરેલા ભલે રહ્યા. પણ તે અશુદ્ધ તો છે જ, આ ચાર વર્ણના પ્રતિનિધિ ગણીએ તોય ઘણા દોષો આવે છે. માત્રા ચિન્હને ઇ માનીએ તોય ઐ ની બે માત્રાનો ઉકેલ પતો નથી અને ઓ ઔ ની માત્રાની સંગતિ જ ન લાવી શકાય, ઉપરાંત બારાખડી બનાવતી વખતે અક્ષરમાં રહેલ મૂળ કાનાને પણ ઉડાડતા નથી અને ગણતાય નથી, પણ આ તો રૂઢી માત્ર છે; શાસ્ત્ર નથી. જેમ કે ક + ી ( ક + ઈ )આ સંયોગ માટે બારાખડીની રૂઢી ગી ચિતારી એક કાનો વધારે છે. સંસ્કૃત ભાષાના સંધિ નિયમો અને ધડના નાખેલી આદર્શ લિપિ નાં મૂલતત્વો જોતાં કાકાસાહેબવાળો ઇ નો એ અને ઉ નો ઓ વાંચવો જોઇએ. કેમકે તેમની ઈ શા અનુસાર અ–ઇ નો સંયોગ છે અને ઉ અ ઉ નો સંયોગ છે. બારાખડીમાં અને ખાસ કરીને અ ની બારાખડીમાં અને રૂઢીય નથી. અ ની બારાખડીમાં મુદ્રણ સૌકર્ય આજે દેખાય છે, પણ આ બારાખડીનાં આજનાં ચિન્હો ઉપર કહ્યું તેમ કાલે ફેંકી દેવાં પડશે. " રેફ " માટે અલગ ચિન્હ રાખવા કરતાં સામાન્ય ' ર 'ને જ લીટીમાં સહેજ ઉપર ચડાવ્યો છે. " આ યોજના માટે ' અલગ ચિન્હ ' નું કારણ બતાવ્યું છે. તે સાવ ખોટું છે. કેમકે ' સહેજ ઉપર ચડાવેલ ' ટુંકા ' ર ' માટે અલગ છાપ ( ટાઇપ )તો ઢાળવો જ પડશે. એટલે આમાં મુદ્રણ સૌકર્ય નથી થયું, ઉપરાંત આને કાલે ફેંકી દેવાનું તો જ " ૐ, શ્રી, ક્ષ, જ્ઞ, માં ફેરફાર કર્યો નથી " એમ કહે છે. પણ ફેરફારમાંથી બચી જવા માટેનું કયું વિશેષત્વ તેમનામાં રહેલ છે તે ભાષાશાસ્ત્રના આધારે સ્પષ્ટ કરાય તો સારું. વળી ક્ષ નેજ 'ક્ષ' એમ લખી સમિતિ પોતાના સિદ્ધાંતને પણ વળગી રહી નથી. ઉપરાંત ચડો ટુંકો ક આ એક છાપ વધાર્યા, જે કાલે કામ આવવાનો નથી પૂર્ણ ચિહ્નને બદલે પ્રાચીન ચરણ સ્તંભ વાપરવાનું સમિતિએ કરાવ્યું આથી લિપિનું ગૌરવ વધશે? હાલ વપરાતાં બધાં વિરામચિન્હો પૂર્ણ વિરામ ચિન્હમાંથી જ નિકળ્યાં છે અને અર્ધ; પ્રશ્ન યા ઉદ્ગારચિન્હમાં પણ પૂર્ણવિરામ જ પૂર્ણતા કરે છે. ત્યારે પૂર્ણ વિરામ મુકી દેવાય જ કેમ ? આમાં શાસ્ત્રીયતા નથી સચવાઇ કે રૂઢી નથી અનુસરાઇ ! આ તો એંઠું ખાઇને ઘી ફેંકી દેવા જેવું જ થયું છે !

[ અનુસંધાન પૃ. ૫૯૮ પર ]

# વર્તમાનસાર

**શ્રી કનૈયાલાલ મુનશીનાં કેટલાંક વ્યાખ્યાનો**

(૧) તા. ૨૨-૧૨-૩૫ ને રોજ સુરત મુકામે સાર્વજનિક કૉલેજના સ્નેહસંમેલનમાં કૉલેજના વિદ્યાર્થીઓ સમક્ષ પ્રવચન તથા સુરત સાહિત્ય મંડળમાં વાર્તાલાપ

(૨) તા. ૨૫—૨૬ ડિસેમ્બર ૧૯૩૫ ના દિવસોએ ભાવનગરમાં શામળદાસ કૉલેજના સ્નેહ-સંમેલનમાં વ્યાખ્યાન.

**સાહિત્ય પરિષદ**

અમદાવાદમાં મળનારું સા. પ. સંમેલન આવતા એપ્રિલમાં ઇસ્ટરના તહેવારોમાં મળશે. પણ તે અરસામાં મહાસભાની બેઠકમાં જનારની અનુકૂળતા લેવા કદાચ આ તારીખો ફેરવાય એવો સંભવ છે.

**સાહિત્ય સંસદ, મુંબઇ**

સંસદના સમારંભોને માટે શ્રી કનૈયાલાલ મુનશીકૃત ડૉ. મિસ મધુરિકાનું અભિનય લેવાની અર્પા દરથી લેખવાઇ કરવામાં આવી હતી.

સંસદનું એક સ્નેહસંમેલન તા. ૧-૨-૩૬ ને રોજ સાંજના ૫ વાગે શ્રી કનૈયાલાલ મુનશીના નિવાસ સ્થાન પ્રાસાદમાં યોજવામાં આવ્યું હતું તેમાં મલયાલમ પ્રાન્તના કથાકલી (નૃત્ય-દ્વારા આપણી પૌરાણિક કથાઓનું આવર્તન) નો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. દક્ષિણ હિન્દના ટાગોર ગણાતા મલયાલમ કવિ વલ્લાથોલના મંડળના નૃત્યકારો અને શ્રી રાગિણી દેવીના નૃત્ય દર્શનનો લાભ સભ્યોને આપવામાં આવ્યો હતો.

**કલાપી સુવર્ણચંદ્રક**

રાજકોટ સાહિત્યસભાએ કાઠિઆવાડમાં વર્ષ દરમિયાન ઉત્તમ પ્રતિનું સાહિત્યનું પુસ્તક લખનારને આ ચંદ્રક આપવાનું જાહેર કર્યું છે.

**નર્મદની છબી**

ભાવનગરમાં શામળદાસ કૉલેજના કનૉત્સવ પ્રસંગે વીર નર્મદ અને પ્રો. ઇચ્છાપોરીઆની છબીઓ ખુલ્લી મૂકવાનો વિધિ શ્રી લીલાવતી મુનશીને હાથે ગયા ડિસેમ્બરની ૨૫ મી તારીખે કરવામાં આવ્યો હતો.

**આંતરરાષ્ટ્રીય ધર્મબંધુત્વસંઘ**

ગયા નાતાલના તહેવારમાં આ સંઘની પરિષદ વર્ધામાં મળી હતી.

**કન્યાવિદ્યાલય માટે સખાવત**

આફ્રિકામાં વ્યાપાર કરતા શ્રી નાનજી કાલિદાસે તેમના પુત્ર શ્રી ભીમજીના લગ્નપ્રસંગે પોરબંદરમાં કન્યાવિદ્યાલય ખોલવા માટે એક લાખ દસ હજારની સખાવત જાહેર કરી છે.

**શ્રીયુત એચ. ઈ. દીનશા**

આ દેશાભક્ત વ્યાપારી, અને સૌજન્યશીલ પારસી દાનવીરનું અવસાન થયું છે. કહેવાય છે કે એમણે કરોડની સામાન્ય જનહિતાર્થે ઉદાર સખાવતો કરી છે.

**શ્રી શાપુરજી સકલાતવાળા**

આ સમાજવાદી ગુજરાતી વીરનું લંડનમાં અવસાન થયું છે.

**કવિવર રડિયાર્ડ કિપ્લિંગ**

આ અંગ્રેજ કવિનું તા. ૧૭-૧-૩૬ ને રોજ અવસાન થયું છે.

**મહાત્માજી અને જાપાની મહાકવિ યોનેનોગુચીનું મિલન**

આ વિભૂતિઓનું મિલન વર્ધા ખાતે થયું હતું. બન્ને વચ્ચે કેટલોક રસિક વાર્તાલાપ થયો હતો.

**'નિબંધિકા' વિષે વ્યાખ્યાન**

પ્રો. જયેન્દ્રરાય દૂરકાળે ગુજરાત કૉલેજમાં ગુજરાતી સાહિત્યમંડળ તરફથી તા. ૧૭-૧-૩૬ રોજ આ વ્યાખ્યાન આપ્યું હતું.

**સમ્રાટ્ જ્યોર્જનું અવસાન**

તા. ૨૧-૧-૩૬ ને રોજ મધ્યરાત્રિએ (૧૧-૫૫ કલાકે) સમ્રાટ્ પંચમ જ્યોર્જનું અવસાન થયું છે.

**ગુજરાતી યુવકો હિમાલય ચડે છે**

અમદાવાદના શ્રી. વિનાયક મહેતા તેમના સાથીઓ સાથે આવતા એપ્રિલ માસમાં હિમાલય પર જશે.

**ગુજરાતી વ્યાયામપ્રચારક મંડળ**

આ મંડળનું બંધારણ નક્કી થઇ ગયું છે. કાર્યનો આરંભ કરવા વડોદરા મુકામે તા. ૨-૨-૩૬ ને રોજ વિવિધ સ્થળોના પ્રતિનિધિઓની એક સભા મળી હતી.

**વિદ્યાદાન**

મુંબાઇનિવાસી શ્રી. જસુમતી ડોસાભાઇ પારેખે પોતાના સ્વર્ગસ્થ પતિની ઇચ્છાનુસાર બે લાખ રૂપીયાનું દાન મુંબાઇની કૉલેજોના વિદ્યાર્થીઓ માટે જાહેર કર્યું છે.

**ગુજરાતી સોશ્યલ યુનિયન, મુંબાઈ**

તા. ૧૩-૧-૩૬ ને રોજ મુંબાઇના વનિતાવિશ્રામ હૉલમાં શ્રી ભુલાભાઇ દેસાઇના ગાનમાં એક હોમનો મેળાવડો થયો હતો.

**સમસ્ત ગુજરાત પ્રાથમિક શિક્ષકસંઘ**

ઉપર્યુક્ત સંઘની સ્થાપના કરવા અમદાવાદના પ્રાથમિક શાળાઓના શિક્ષકોની એક સભા શ્રી પ્રાણલાલ દેસાઇને પ્રમુખપદે તા. ૧૧-૧-૩૬ ને રોજ મળી હતી.

**હિન્દી પર દૃષ્ટિપાત**

આ વિષય ઉપર તા. ૧૧-૧-૩૬ ને રોજ અમદાવાદ હંસરાજ પ્રાગજી હૉલમાં હિન્દુસ્તાની સાહિત્ય સંઘના આશ્રય નીચે આચાર્ય ચંદ્રકાંતજીએ શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકના પ્રમુખપદે એક વ્યાખ્યાન આપ્યું હતું.

**ચાંદબીબીનાં સમયની**

સિકન્દ્રાબાદના પ્રદર્શનમાં સુલતાના ચાંદબીબીના સમયની સાડીઓ રજુ થઇ હતી.

**કેટલાંક વ્યાખ્યાનો**

સુરતમાં વિદ્યાર્થી મંડળના આશ્રયે ડૉ. ફડિયાએ ઇંગ્લાંડ અને યુરોપનાં સંસ્મરણો વિશે ભાષણ કર્યું હતું.

(૩) તા. ૧૨-૧-૩૬ ને રોજ વડોદરામાં સાહિત્ય સભાના આશ્રયે 'સાહિત્ય જૂનું અને નવું' એ વિષય ઉપર વડોદરા કૉલેજના સેન્ટ્રલ હૉલમાં શ્રી. કનૈયાલાલ મુનશીએ વ્યાખ્યાન આપ્યું હતું.

(૪) તા. ૩૧-૧-૩૬ ને રોજ સાંજના સેન્ટ મુંબાઇની ઝેવિયર કૉલેજના ગુજરાતી વિદ્યાર્થીઓ સમક્ષ શ્રી કનૈયાલાલ મુનશીએ 'ગુજરાતી સંસ્કાર' એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. સભામાં ઝેવિયર કૉલેજમાં ગુજરાતી ભાષા અને સાહિત્યના અભ્યાસ અર્થે એક પુસ્તકાલય તથા એક અધ્યાપકની જોગવાઇ માટે નાણાં ભેગાં કરવાનો શુભ આરંભ થયો હતો.

# ગુજરાત : નવું પુસ્તક : ૧

[ સપ્ટેમ્બર ૧૯૩૫ થી ફેબ્રુઆરી ૧૯૩૬ ]

## અનુક્રમણિકા : સાહિત્યનાં અંગીવાર

### ૧ કાવ્ય


| | | |
|---|---|---|
| આગ વેળા | રજનીકાન્ત મોદી | ૧૬૭ |
| અમારું ગામ | નવલરામ ત્રિવેદી | ૫૪૧ |
| આજનું કૂજન | મન-સુખલાલ ઝવેરી | ૧૪ |
| ઉરે આશા ક્યાંથી ! | બિપિન ચીનાઈ | ૨૪૪ |
| કલ્પનાનાં જાદુ | સ્વપ્નસ્થ | ૫૩૬ |
| કલ્પનાવિલાસ | જ્યોત્સ્ના શુક્લ | ૨૧૨ |
| કાવ્યની મૂર્તિ | મોહિનીચંદ્ર | ૧૫૮ |
| કૃતઘ્ન માનવ | પૂજાલાલ | ૫૦૬ |
| કેમ આવે | બાદરાયણ | ૧૧૭ |
| કોક આવે છે | સુંદરમ્ | ૨ |
| ગુજરાતનાં ત્રણ પાટણો | લલિત. | ૩૭ |
| ઘનશ્યામ ક્યાં ! | પૂજાલાલ | ૨૦ |
| ઝાંઝરી | સુંદરજી બેટાઈ | ૧૪૧ |
| ટીપાં | મન-સુખલાલ ઝવેરી | ૧૧૨ |

| | | |
|---|---|---|
| તને હૃદય હોત તો | યાત્રાયણ | ૨૦૬ |
| દીવડો | સુંદરજી બેટાઇ | ૮ |
| દ્વિરંગી જ્યોત | અરદેશર ખબરદાર | ૨૦ |
| નબળાં પર જોર | પૂજાલાલ | ૫૪૬ |
| નર અને નારી | જેઠાલાલ ત્રિવેદી | ૪૨૬ |
| નિમંત્રણ | મુરલી ઠાકુર | ૨૦૬ |
| નેણમાં નિંદર ભરી | પુષ્પા વકીલ | ૪૪ |
| પુરાણ પાટણના અવશેષો | પૂજાલાલ | ૪૨૨ |
| પ્રયાણ | ભાસ્કર વોરા | ૫૨૬ |
| પ્રેમસિંહાસન | પ્રહ્લાદ પાઠક | ૨૪૪ |
| મને હૃદય હોત તો ? | ,, | ૪૩૯ |
| મિનારા અને મહેલો | જેઠાલાલ ત્રિવેદી | ૩૨૬ |
| મુજ કલ્પનાપતંગ | રજનીકાન્ત મોદી | ૩૦૬ |
| મૃત્યુને | સુશી અને ભાનુ | ૪૦૮ |
| રજનીને પ્રશ્ન | પૂજાલાલ | ૩૦૪ |
| ,, નો ઉત્તર | ,, | ,, |
| વાંસળી | પ્રહ્લાદ પારેખ | ૫૨૫ |
| શાંતિ | फाइमलन | ૧૮૬ |
| સ્વપ્નોને શોધવાં ક્યાં ? | અમીદાસ કાણકિયા | ૪૮ |


## ૨ નવલકથા


| | | |
|---|---|---|
| જય સોમનાથ | કનૈયાલાલ મુનશી | ૩૦૫,૪૦૯,૫૦૭ |


## ૩ નવલિકા


| | | |
|---|---|---|
| અબ્બુખાંની બકરી | ઝાકીર હુસેન (અનુવાદક: ઠાકુભાઇ દેસાઇ) | ૩૪૩ |
| ઊખડેલ | રામચંદ્ર શુક્લ | ૧૫૦ |
| કલાની કદર | ઠાકુભાઇ દેસાઇ | ૧૭૭ |
| કુરકુરિયાં | ધનસુખલાલ મહેતા | ૩૧૧ |
| ચણા અને ભાભી | ધનપ્રસાદ મુનસફ | ૪૩૧ |
| ડુમસની સહેલગાહ | ધનસુખલાલ મહેતા | ૯ |
| નાસ્તિકતા | કિસનસિંહ ચાવડા | ૫૨૯ |
| નીમકહલાલ નોકર | ધનસુખલાલ મહેતા | ૧૧૩ |
| પુત્રને વળાવ્યો | ,, | ૨૦૩ |
| પ્રુતિયો ઓરડો | ,, | ૫૨૧ |
| માનવતા | રમણલાલ વકીલ | ૨૩૩ |
| માસ્તર સાહેબ | વૈનતેય | ૩૨૭ |
| મેનડી | મુરલી ઠાકુર | ૩૮ |
| રેલનું રતન | જયંતીલાલ મહેતા | ૧૮૧ |

| | | |
|---|---|---|
| સદ્‌ભાગ્યે | વિનોદિની નીલકંઠ | ૨૩૭ |
| સ્નેહનાં શહીદ | લલિતમોહન ગાંધી | ૪૧૭ |
| | **૪ નાટક** | |
| સળિયા પાછળ | પુરુષોત્તમ ત્રિકમદાસ | ૨૨,૧૧૮,૨૨૧,૩૧૫, |
| કુલ્લડખોર | રામચંદ્ર શુક્લ | ૪૨૩,૫૩૭ |
| | **૫ નાટિકા** | |
| અકલ પ્રસાદ | રમણલાલ વકીલ | ૫૫ |
| જીવતાં મુએલાં | દુર્ગેશ શુક્લ | ૨૪૯ |
| | **૬ હાસ્ય** | |
| પત્નીનો પત્ર | હીરાલાલ નાણાવટી | ૨૫૫ |
| મારી નોંધપોથી | ગુપ્તા | ૮૧,૧૬૮ |
| વગે તાંતરિયો | ચંદ્રવદન મહેતા | ૨૭૩ |
| | **૭ નિબંધિકા** | |
| આપણો શ્રમજીવી વર્ગ | બળવંત સંઘવી | ૪૨૮ |
| | **૮ વિવેચન** | |
| ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ : મણિશંકર ભટ્ટ | શંકરપ્રસાદ રાવલ | ૪૯,૧૫૯ |
| ,, રામનારાયણ પાઠક | | ૨૫૩,૩૫૧ |
| નર્મદ વિષે કંઈક | લીલાવતી મુનશી | ૫૧૫ |
| યોન નોગુચી | મહેશ શુક્લ | ૨૪૧ |
| | **૯ આત્મકથા** | |
| અડધે રસ્તે | કનૈયાલાલ મુનશી | ૩,૧૩૭,૨૦૭,૩૦૭,૪૭૩,૫૧૬ |
| | **૧૦ પત્રસાહિત્ય** | |
| પત્રમાળા | ભાનુશંકર વ્યાસ | ૪૫,૧૪૨,૨૪૫,૩૩૫ |
| | **૧૧ પ્રવાસવર્ણન** | |
| મહાગુજરાતનાં સંસ્થાનો: અમરેલી | ડુંગરશી સંપટ | ૫૩૩ |
| | **૧૨ સંશોધન** | |
| અગીઆરમાથી સોળમા શતકની વૈષ્ણવ ભક્તિનું પૃથક્કરણ | દુર્ગાશંકર શાસ્ત્રી | ૧૫,૧૪૫,૨૨૯,૩૨૩,૫૨૭ |
| ચીની પ્રવાસી હ્યુએનત્સંગ | ધનપ્રસાદ મુનશી | ૩૩૧,૪૩૫ |

## ૧૩ ચર્ચાપત્રો


| | | |
|---|---|---|
| 'લગ્નસ્નેહનો વિશ્વકર્મમાં હેતુ'નો લેખક(?) | ભાનુમતી ભટ્ટ, શંકરપ્રસાદ રાવલ | ૧૯૫ |
| રાષ્ટ્રીય રંગભૂમિ | નરસિંહ પરમાર | ૩૫૭ |
| સાક્ષરતાની ગુગ | હરદેવ જોષી | ૩૫૭ |
| ગુજરાત માટે નાટ્યસંસ્થાની જરૂર | અરુણ વૈદ્ય | ૪૩૮ |
| નવી લિપિ વિષે આઠ કલમી ચર્ચાપત્ર | બલવંતરાય ઠાકોર | ,, |
| લિપિમાં ફેરફાર | ચૈતન્ય દેસાઈ | ૫૯૯ |


## ૧૪ પ્રકીર્ણ


| | | |
|---|---|---|
| આંતર પ્રાંતીય સા. ૫. | કનૈયાલાલ મુનશી | ૫૪૫ |
| ઉંચી કેળવણીનું ધ્યેય | ,, | ૫૧૮ |
| ગુજરાત પહેલ કરશે (રાષ્ટ્રીય લિપિ) | કાકાશ્રી કાલેલકર | ૩૧૯ |
| ગુજરાતી સાહિત્ય પરિષદ (બારમા ગુ. સા. સંમેલનના નિબંધના વિષયોની યાદી ) | મંત્રીઓ | ૧૯૬ |
| ગુજરાતી સાહિત્ય પરિષદ (મધ્યસ્થ સભાની બેઠકનો અહેવાલ) | મંત્રીઓ | ૮૫ |
| ગુજરાતી સાહિત્ય પરિષદ (વાર્ષિક સામાન્ય સભાનો અહેવાલ ) | મંત્રીઓ | ૪૦૬ |
| ગુજરાતી સાહિત્યમાં આંતરરાષ્ટ્રીય ભાવના | હંસા મહેતા | ૨૨૫ |
| ગાંધીજયંતી | કનૈયાલાલ મુનશી | ૨૦૩ |
| ચબરાકિયાં | ફિરોઝશાહ મહેતા | ૩૪૨ |
| પઢિયાર સ્મારક ફંડ | ટ્રસ્ટીઓ | ૨૦૩ |
| પુરોવચન | કનૈયાલાલ મુનશી | ૧ |
| પ્રકીર્ણ ('ડાંડીઆ કવિતા' અને 'બંગડીની બંગડી', બૃહદ્ ગુજરાત, બે ખરાબ જણ્યુ. ) | ,, | ૩૫૫ |
| ભારતીય સાહિત્યનું સંગઠન | કનૈયાલાલ મુનશી | ૫૩ |
| ભાવના ( ૧ ) | ,, | ૨૬૭ |
| ભાવનાશક્તિ (૨) | ,, | ૪૦૭ |
| ભાવનાકલેશ | ,, | ૫૦૫ |
| મૌલિક હિન્દી | ,, | ૫૪૫ |
| મુંબાઇ મરાઠી સાહિત્યસંમેલન | યજ્ઞેશ શુક્લ | ૩૪૭ |
| લિપિસુધારણા | કાકાશ્રી કાલેલકર | ૨૧૧ |
| સાહિત્ય સંસદ : વાર્ષિક સામાન્ય સભા, મંત્રીઓનું નિવેદન, સ્નેહસંમેલન | | ૫૪૭ |
| ,, 'એમેચ્યોર' રંગભૂમિ (બે ખરાબ જણનો નાટયપ્રયોગ) | રમણલાલ વકીલ | ૫૪૩ |

સંસ્કૃતિનાં મૂળ — કનૈયાલાલ મુનશી — ૨૦૫
' હંસ ' માસિક — ,, — ૧૭૪


## ૧૫ તંત્રીસ્થાનેથી


તંત્રીસ્થાનેથી — તંત્રીઓ — ૬૫,૨૦૦,૨૫૮,૩૬૫,૪૫૬,૫૫૧
દોહન — તંત્રીઓ — ૬૭,૧૮૭,૨૫૭,૩૬૧,૪૪૨
નવું સાહિત્ય અને અવલોકનો — ધ.; મ., મનહરરામ મહેતા, મિ. વ, રમણલાલ વકીલ, શંકરપ્રસાદ રાવલ હંસા મહેતા ૭૧,૧૯૦,૨૫૯,૩૫૬, ૪૪૬,૫૪૯,
વર્તમાનસાર — ગુજરાત કાર્યાલય ૧૦૯,૨૦૨,૨૬૦,૩૬૩,૪૬૦,૬૦૧


## અનુક્રમણિકા : લેખકવાર


અભીદાસ કાણુકિયા — સ્વપ્નોને શોધતાં ક્યાં ? ૪૮
અરદેશર ખબરદાર — કિરંગી જ્યોત ૨૦
અરૂણ વૈદ્ય — ગુજરાત માટે નાટ્યસંસ્થાની જરૂર (ચર્ચાપત્ર) ૪૩૮
કનૈયાલાલ મુનશી — અડધે રસ્તે ૩, ૧૩૭, ૨૦૭, ૩૦૭, ૪૦૩, ૫૧૧; ગાંધીજયંતી ૨૦૩; જય સોમનાથ ૩૦૫, ૪૦૬, ૫૦૭; 'ઠાકોરીઆ કવિતા' અને 'અંગ્રેજીની બંગડી', પુરોવચન ૧; બૃહદ ગુજરાત ૪૫૪, ૪૫૬; મેં ખરાબ જાણ્યું ' ૪૦૦; ભારતીય સાહિત્યનું સંગઠન ૫૩; ભાવનાશક્તિ (૧) ૨૦૩; ભાવના શક્તિ (૨) ૪૦૭; ભાવનાક્લેશ ૫૦૫; ભાષણ ; સાહિત્ય પરિષદનું આગામી સંમેલન ૨૦૦; સંસ્કૃતિનાં મૂળ ૨૦૫; 'હંસ' માસિક ૧૭૪.
કાગામી કાલેલકર — ગુજરાત પહેલ કરશે ૩૭૬; લિપિ સુધારણા ૨૧૧
કાશમલ — ક્રાંતિ ૧૮૬
કિશનસિંહ ચાવડા — નાસ્તિકના ૫૨૬
ઢીકુભાઈ દેસાઈ — અબ્બુખાંની બકરી (અનુવાદ) ૩૪૩, કલાની કદર ૧૬૭
ગુજરાત કાર્યાલય — વર્તમાન સાર ૧૦૯, ૨૦૨, ૨૬૦, ૩૬૩, ૪૬૦,
ગુપ્તા — મારી નોંધપોથી ૮૧. ૧૬૮
ચંદ્રવદન મહેતા — વળી લતતરિયો ૨૭૩
જયંતીલાલ મહેતા — રેલનું રતન ૧૮૧
જાકીર હુસેન (અનુવાદક: ઢીકુભાઈ દેસાઈ) — અબ્બુખાંની બકરી ૩૪૩
જેઠાલાલ ત્રિવેદી — નર અને નારી ૩૨૬; મિનારા અને મહેલો ૬૧૦
જ્યોત્સ્ના શુક્લ — કલ્પનાવિલાસ ૨૧૨
ડુંગરશી સંપટ — મહાગુજરાતનાં સંસ્થાનો : કચ્છદેશ ૫૩૩

**તંત્રીઓ** — **તંત્રી સ્થાનેથી :** અમે, વાર્ષિક ગ્રંથસ્થ વાઙ્મય ૬૫; પ્રાંતીય સાહિત્યનો સંસ્કાર ૬૬; સાહિત્યપરિષદનું આગામી સંમેલન (કનૈયાલાલ મુનશી) ૨૦૪; હિંદુસ્થાની સાહિત્યસંઘ ૨૫૮; ધર્મપરિવર્તન ૩૭૧; ચતુરંગી અખાડો, ક્રિકેટનો બહિષ્કાર! ૩૬૫; લલિતકલાઓ સાથે વિરોધ! ૩૬૬; શાંતિનિકેતન આશ્રમ પ્રો. મેનેજીરો નોગુચી ૪૫૬; વિજ્ઞાન અને માનવતા, ઉદયશંકર, ગુજરાત સંગીત મંડળ ૪૫૭; રાષ્ટ્રીય મહાસભાનો સુવર્ણ મહોત્સવ ૪૫૮; વડોદરામાં હીરક મહોત્સવ, શ્રીમતી વિદ્યાબ્હેન નીલકંઠને અભિનંદન ૪૫૯; અમદાવાદમાં વેપારી શિક્ષણ, રામમોહનરાય. ઊર્મિની ગેરસમજ ૫૫૧; પંચમ જ્યોર્જનું અવસાન ૫૫૨

**દોહન :** અણુ અને વિરાટ, કલાનું ઉત્પત્તિસ્થાન ૬૭; અહિંસામંત્રનો ઉપદેશ ૬૮; આજનું ગુજરાત ૬૯; સર્જનચર્યા ૭૦; આજનું ગુજરાતી સાહિત્ય, સ્વર્ગ અને પૃથ્વી ૧૮૭; તેજછાયા ૧૮૮; પુસ્તક સંગ્રહનું વિકટ કાર્ય, કચ અને દેવયાની ૧૮૯; સ્વાધીનતા, ગુજરાત અને હિંદ ૨૫૭; માનવ અને પશુ , અમર સાહિત્ય ૨૯૫ ટૉલસ્ટૉયની કલામીમાંસા કલાની અસર ૨૯૬; સાહિત્ય સાર્વભૌમ ધર્મ ૨૯૭ ગુજરાતનો તરલોતરો દુકાળ, સામ્રાજ્યવાદી વિન્સેંટ રિમથના અંગાળા મતાગ્રહો ૩૬૧; સૉનેટનો વિષય, લોકવાર્તાનું સાહિત્ય ૩૬૨; અર્વાચીન યુગનો આરંભ આમવર્ગનું સ્વાતંત્ર્ય ૪૦૩; પુરાણોનું મહત્વ, વનસ્પતિઓમાંથી સૌન્દર્યપાન ૪૦૪; જાપાની કવિતા, ઈશ્વરનું કવિત્વ ૪૪૨; મહાપ્રસ્થાન પ્રાચીન ઇતિહાસનાં ઊંડાં ભોંયરાં, આદર્શ વર્તમાનપત્ર ૪૪૩; જૂનું ગુજરાતી સાહિત્ય, પ્રિયા કવિતાને, સંસ્કૃતિનું પારણું ૪૪૪; શિક્ષકનું સ્વપ્ન, સંસ્કૃતિના શહીદો ૪૪૫

**દુર્ગાશંકર શાસ્ત્રી** — અગીઆરમાથી સોળમા શતકની વૈષ્ણવ ભક્તિનું પૃથક્કરણ ૧૫, ૧૪૫, ૨૨૯, ૩૨૩, ૫૨૭

**દુર્ગેશ શુક્લ** — જીવતાં મુએલાં ૨૪૯

**ધનપ્રસાદ મુનશી** — ચીની પ્રવાસી હ્યુનત્સંગ ૩૩૧, ૪૩૫

**ધનપ્રસાદ મુનસફ** — ચણા અને ભાભી ૪૩૧

**ધનસુખલાલ મહેતા** — કુરકુરિયાં ૩૧૧; કુમસની સહેલગાહ; નીમંકહલાલ નોકર ૧૧૩; પુત્રને વળાવ્યો ૨૦૩, ભૂતિયો ઓરડો ૫૨૧

| | |
|---|---|
| ધ. | અવલોકનો: અરણ્યનું અદ્ભુત સ્વપ્ન ૩૦૦, અંતરની વાતો ૪૪૬; ગોવાલણી ૩૬૦; વેરાનમાં ૪૦૨ વગેરે. |
| નરસિંહ પરમાર | રાષ્ટ્રીય રંગભૂમિ (ચર્ચાપત્ર) ૩૫૭ |
| નવલરામ ત્રિવેદી | અમારું ગામ ૫૪૧ |
| પઢિયાર સ્મારક ફંડના ટ્રસ્ટીઓ | પઢિયાર સ્મારક ટ્રસ્ટ ફંડ ૨૦૩ |
| પુરુષોત્તમ ત્રિકમદાસ | સળિયા પાછળ ૨૨, ૧૧૮, ૨૨૧, ૩૧૫ |
| પુષ્પા વકીલ | નેણમાં નિંદર ભરી ૪૪ |
| પૂજાલાલ | ઘનશ્યામ હો ! ૨૦, નબળાં પર જોર ૫૪૬, પુરાણ પાદરનાં અવશેષો ૪૨૨, રજનીને પ્રશ્ન, રજનીનો ઉત્તર ૩૦૪, |
| પ્રહ્લાદ પાઠક | પ્રેમસિંહાસન ૨૪૪, મને હૃદય હોત તો ૪૩૯ |
| પ્રહ્લાદ પારેખ | વસિયતી ૫૨૫ |
| ફિરોઝશાહ મહેતા | ચમરાકિયાં ૩૪૨ |
| બળવંતરાય ઠાકોર | નવી લિપિ વિશે આઠ કલમી ચર્ચાપત્ર ૪૩૮ |
| બળવંત સંઘવી | આપણો અમરજીવી વર્ગ ૪૨૮ |
| બાદરાયણ | હોઠ આવે ૧૧૭; તને હૃદય હોત તો ૨૦૬ |
| બિપિન ચીનાઈ | ફરે મારા કપાળી ! ૨૪૪ |
| ભાનુ | મૃત્યુને ૪૦૯ |
| ભાનુમતી ભટ્ટ | 'વિશ્વક્રમમાં હેતુ' નો લેખક (ચર્ચાપત્ર) ૧૯૫ |
| ભાનુશંકર વ્યાસ | પત્રમાળા ૪૫, ૧૪૨, ૨૪૫, ૩૩૫ |
| ભાસ્કર વોરા | પ્રયાણ ૫૨૬ |
| મ. | તરતાં ફૂલ, મૃણાલિની, હેરમ, સુનીતા આદિ ૫૯૭ |
| મનહરરામ મહેતા | ભારતીય જ્યોતિષ ૫૯૭ |
| મનસુખલાલ ઝવેરી | આજનું ફૂલ ૧૪, ટકોરા ૧૧૧ |
| મ. વ. | અવલોકનો : ખંડિત મૂર્તિઓ ૪૦૧, આંદરણાં ૪૫૪ સંજીવન ૪૪૯ |
| મુરલી ઠાકુર | નિમંત્રણ ૨૦૬, મેનડી ૩૮ |
| મોહિનીચંદ્ર | કાવ્યની મૂર્તિ ૧૫૮ |
| મંત્રીઓ, સાહિત્ય પરિષદ | ગુજરાતી સાહિત્ય પરીષદ (બારમા ગુ. સા. પ. સં. ના નિબંધવિષયની યાદી ) ૧૯૬ ( મધ્યસ્થ સભાની બેઠકનો અહેવાલ ) ૮૫ ( વાર્ષિક સામાન્ય સભાનો અહેવાલ ) ૪૦૬ |
| મંત્રીઓ, સાહિત્ય સંસદ | વાર્ષિક સામાન્ય સભા ૫૪૭, મંત્રીઓનું નિવેદન ૫૪૮, સ્નેહ સંમેલન ૫૯૪ |
| મનોધ શુક્લ | મુંબાઈ મરાઠી સાહિત્ય સંમેલન ૩૪૭; યોન નોગુચી ૨૪૧ |
| રજનીકાન્ત મોદી | ભાગ્ય વેળા ૨૧૭; મુજ કલ્પનાતરંગ ૩૦૬ |

| | |
|---|---|
| રમણલાલ વકીલ: | અદલ ઇન્સાફ ૫૫; માનવતા ૨૩૩; સાહિત્ય સંસદનું સ્નેહસંમેલન અને એમેચ્યોર રંગભૂમિ ( બે ખરાબ જણનો નાટ્યપ્રયોગ ) ૫૪૩. અવલોકન: ઇન્દ્રધનુ ૧૯૩; ખોવાયેલા તારા ૧૯૨ |
| રામચંદ્ર શુક્લ | જોખડેલ ૧૫૦; ફુલ્લડખોર ૪૨૩, ૫૩૭ |
| લલિત | ગુજરાતનાં ત્રણ પાટણો ૩૭ |
| લલિતમોહન ગાંધી | સ્નેહનાં શહીદ ૪૧૭ |
| લીલાવતી મુનશી: | નર્મદ વિષે કંઇક ૫૧૫ |
| વિનોદિની નીલકંઠ | સહભાગી ૨૩૭ |
| વૈનતેય | માસ્તર સાહેબ ૩૨૭ |
| શંકરપ્રસાદ રાવલ | ગુજરાતી સાહિત્યના યાત્રાળુઓ: મણિશંકર ભટ્ટ ૪૯ ૧૫૯; રામનારાયણ પાઠક ૨૫૩, ૩૫૧; 'સમરનેહનો વિષ્કમ્ભમાં હેતુ ને લેખક ( ચર્ચાપત્ર ) ૧૯૫ અવલોકનો: બુદ્ધચરિત ૭૨; રાસમાલિની ૭૯; રેખાચિત્રો ૭૭; દીપોત્સવીનું સાહિત્યસર્જન ૩૬૦; કથાવલિ બીજી ૪૪૭; ખંભાતનો ઇતિહાસ, ગુજરાતનું પાટનગર: અમદાવાદ ૪૪૮; અમી, હૃદયઝરણાં, પ્રાયશ્ચિત ૪૫૦; વિજયાનંદસૂરિ, સગાળશા શેઠ અને કેલૈયો કુમાર, ગાંધીવિચારદોહન, રશિયાનું ઘડતર ૪૫૧; સામ્યવાદ તથા સર્વોદય અને બીજા લેખો, સભાસંચાલન ૪૫૨; સહાયવૃત્તિ, લાલિયો, હેમલતા, રણધીર, તનમનિયાં ૪૫૩; કરણઘેલો, ભગવદ્‌ગીતાની સમાલોચના ૪૫૪; ચારણ દેવી શ્રીબહુચરાજી, દેવીસ્તોત્રો, તત્ત્વાર્થદીપ નિબંધાનુમાલા, આર્યધર્મ ૪૫૫; કુમાર સત્યાર્થ પ્રકાશ ૫૦૪ વગેરે |
| સુંદરજી બેટાઇ | ઝાંઝરી ૧૪૧; દીવડો ૮; |
| સુન્દરમ્ | કોઇક આવે છે ૨ |
| સુથી | મૃત્યુને ૪૦૮ |
| સ્વપ્નસ્થ | કલ્પનાનો જાદુ ૫૩૬ |
| હરદેવ જોષી | સાક્ષરતાની સુગ ( ચર્ચાપત્ર ) ૩૫૯ |
| હીરાલાલ નાણાવટી | પત્નીનો પત્ર ૨૫૫ |
| [illegible] | ગુજરાતી સાહિત્યમાં રાષ્ટ્રીય ભાવના ૨૨૫; 'અમે બધાં' ( અવલોકન ) ૨૯૮ |

થોડીક વાર ઉભયે મૌન સેવ્યું. પછી માલિનીએ સ્વસ્થ ચિત્તે પુછ્યું. "હંઅ, તમારે છોકરૂં બોકરૂં છે કે ?"

"હા છેને, પ્રભુકૃપાથી, છ–ત્રણ છોકરા અને ત્રણ છોકરી." મનહરે સંતાનો પ્રતિ ઉભરાતા વ્હાલભર્યા અવાજે કહ્યું.

"શું છ કુરકુરીયાં? ઠીક ભેગાં કર્યાં છે!" સહસા માલિનીના મુખમાંથી વાક્ય નીકળી પડ્યું. અવાજમાં રહેલ કર્કશતા માલિનીને પોતાને ખુંચી.

પણ મુખમાંથી નીકળેલા શબ્દો પાછા ખેંચાતા નથી. આટલું બોલીને માલિની અટકી ગઇ અને મનહરના મુખ ભણી તાકી રહી.

મનહરના હૃદય ઉપર તો જાણે વિજળી પડી હોય તેમ એ આ શબ્દોથી ચંભી ગયો. તેનું મોં લાલચોળ થઇ ગયું. તેના હાથની આંગળીઓ ધ્રુજવા માંડી. તેના હૈયામાં વિદ્યુતવેગે વિચાર પરંપરા જાગી અને શમી ગઇ. 'મારાં બાળકો કુરકુરીયાં?' વિચારપરંપરાને અંતે આ શબ્દો તેના હૃદયમાં સ્થિર થઇ ગયા. તેણે થોડી વાર મૌન સેવીને મુખ ઉપર શાંતિ મેળવી. પછી તે ઉઠ્યો. શેકહેંડને માટે તેણે હાથ લંબાવ્યો. "ચા આ ચાલો, મળશું વળી, સાહેબજી!" આટલું બોલીને જવાબની રાહ જોયા વિના મનહર ખંડમાંથી બહાર જઇને પોતાની મોટરમાં બેસી ગયો.



[ **સળિયા પાછળ** : અનુસંધાન પૃષ્ઠ ૩૧૮થી ચાલુ ]

**ચંદુલાલ** : અરે એ પંચોતેરમાં પાછા આપણા નૃપેન્દ્ર જેવાય હશે ને ?

**પન્નાલાલ** : અમારા કમરામાં પણ ત્રણ જણ એવા છે એ મેં રાતે જાણ્યું.

**ચંદુલાલ** : કોણ ? આપણા કહેવાતા આગેવાનોમાંના છે ?

**રાઘેલાલ** : નામ જાણીને શું કરવું છે ?

**શાન્તિલાલ**: જાણતા હોઇએ તો વધારે સારું.

**પન્નાલાલ** : શિવશંકર, સુરેન્દ્ર અને અબદુલ્લા.

**શાન્તિલાલ**: હું તો શરૂઆતથી જ કહેતો હતો કે સામુદાયિક ઉપવાસ ન કરવો જોઇએ. પણ આપણામાંના પાંચ દસ પણ રહે તેટલા સુધી વાંધો નથી.

**ચંદુલાલ** : પાંચ દસ જ રહે તો તો સમુળગા જ જેલવાળા નથી સાંભળવાના, અને ઉપવાસ લંબાવાનો. ક્રાનજીભાઇ તૈયાર થઇ જાઓ.

**શાન્તિલાલ**: ઉપવાસ વધારે કરવા પડશે એના વગર છુટકો જ નથી દેખાતો.

**ચંદુલાલ** : આનો કૈં કરીને છેડો લાવોની હવે.

**શાન્તિલાલ**: આપણી ક્યાં ના છે ? આપણે તો આપણી માગણી શરૂઆતથી જ સ્પષ્ટ મૂકી છે. એનો સ્વીકાર થાય એટલે આપણે પ્રતિજ્ઞા પ્રમાણે ખાઇ શકીએ.

**ચંદુલાલ** : પણ જેલર તો એકનો બે થતો નથી.

**રાઘેલાલ** : એને તો જેમ આપણી સંખ્યા ઘટતી જાય છે તેમ તેમ વધારે જોર આવતું જાય છે.

**શાન્તિલાલ**: તે તો થવાનું જ. દુશ્મનની નબળાઇ જોઇ તેની દયા ખાનારા તો સત્યાગ્રહીઓમાંથી પણ થોડા જ નીકળશે.

**પન્નાલાલ** : પણ ભાઇ, આપણે આટલા આટલા દીવસથી ભૂખ્યા છીએ એ જોઇને જેલરને કૈં લાગતું નહીં હોય ?

**શાન્તિલાલ**: એમને મન કેદી એટલે ઢોર. ઢોરને માટે ખાસ લાગણી ખેડુતોને ભલે હોય, પણ એમને ચરાવવા લઇ જનારને તો નથી દેખાતી. ચરાવનાર તો માત્ર ઢોર લાત ન મારે અને મારે તો પોતાને ન વાગે એટલા પૂરતી જ સંભાળ રાખે છે. જેલ ડિપાર્ટમેન્ટમાં આવી વિચારસરણીની પરંપરા ચાલી આવી છે તે કૈં આપણે છ મહીના કે વરસમાં બદલી નથી શકવાના. કોઇક દહાડો એમાં સુધારો કરવો હશે ત્યારે આપણે એ સમારી શકાશે એવી ભૂલ ન કરીએ તો સારું. એને તો જમીનદોસ્ત કર્યા પછી નવેસરથી પાયાથી શરૂઆત કરવી પડશે.

**ચંદુલાલ** : પેલો આવતો દેખાય છે. [ બધા બારણા તરફ જુએ છે. નૃપેન્દ્ર હાથમાં પોટ લઇને દાખલ થાય છે. પોતાનું મોઢું ટુવાલથી ઢાંકી દીધું છે. ] કેમ ભાઇ, ક્યાં જઇ આવ્યા ?

**નૃપેન્દ્ર** : નાહી આવ્યા [ જરા ગભરામણથી આમતેમ જુએ છે અને વટ પોતાના ખાટલા પાસે જઇને પોટ નીચે મૂકી દે છે. ]

ચંદુલાલ : આપણા આ ભાઈને ઉપવાસ સદા લાગે છે. તમારામાં આટલી સ્ફુર્તિ મેં કદીએ નહોતી જોઈ. [ નૃપેન્દ્ર આમતેમ જુએ છે, પણ કંઈ બોલતો નથી. ]

પન્નાલાલ : નૃપેન્દ્ર, ભૂખ શું કહે છે !

નૃપેન્દ્ર : ભૂખ ! લાગી છે. ના, નહિ હવે તો જરાય નથી લાગતી.

રાધેલાલ : એ તો જેલમાં આવ્યા પછી લગભગ ભૂખ્યા જ રહે છે એટલે ટેવાઈ ગયા છે.

ચંદુલાલ : નૃપેન્દ્ર, તમારા પોટમાનું પાણી તો તાજું જ હશેને ? જરા મને આપોને. [ ઊભો થાય છે ]

નૃપેન્દ્ર : [ પોટ પાસે જઈ એનું રક્ષણ કરતો ઊભો રહે છે ] તમને જોઈએ તો ભરી આવો. હું નહીં આપુ.

પન્નાલાલ : ભાઈ, પાણીમાં તે શુ થઈ ગયું છે ? આપોને. ફરીથી હુ ભરી આવીશ.

નૃપેન્દ્ર : ના હું નહીં આપું.

રાધેલાલ : એ તો એમનું મંત્રેલું પાણી હશે. પીતાં દૂધ થઈ જાય એવું. [ આ સાંભળી નૃપેન્દ્ર રાધેલાલ તરફ મૂંઝવણથી જુએ છે, પણ રાધેલાલે આ ગંભીરતાથી કે મજાકમાં કહ્યું તેનો નિર્ણય કરી શકતો નથી. ]

પન્નાલાલ : ઉપવાસમાં આવું પાણી પીવાય શાન્તિભાઈ ?

શાન્તિલાલ : [ સ્મિતમાં ] મંત્ર વડે તમે ખાવાનાં સાધન મેળવી શકતા હો તો હું વાંધો જોતો નથી. આપણે જેલમાંનું ખાવાનું ન લેવું એવો જ નિશ્ચય છે ને !

ચંદુલાલ : ત્યારે આપણે જેલની બહારથી તિલકુમ મંગાવીએ તોય ચાલે !

શાન્તિલાલ : ના, માત્ર મંત્રથી મંગાવો એટલું જ ચાલે.

[ આ વાત દરમ્યાન પાછળની એક બારીમાંથી બીલાડી આવીને નૃપેન્દ્રના પોટમાં મોઢું નાખવાનો પ્રયત્ન કરે છે એટલે પોટ ભાંગી પડે છે અને દૂધ ઢળી જાય છે. પોટનો અવાજ સાંભળી નૃપેન્દ્ર ફરે છે. ]

પન્નાલાલ : જુઓ, તમે પાણી અમને ન આપ્યું અને બીલાડીએ ઢોળી નાખ્યું.

ચંદુલાલ : આ બીલાડીને બહુ તરસ લાગેલી દેખાય છે. [ ઊભો થઈને પાસે જાય છે એટલામાં નૃપેન્દ્ર બીલાડીને નસાડી ફ્લાલથી દૂધ લૂછી નાખવાનું શરૂ કરે છે પણ એટલામાં ચંદુ એની પાસે આવી પહોંચી જાય છે ] ઓ...તારી.

રાધેલાલ : કેમ શું થયું !

ચંદુલાલ : શાન્તિભાઈ, આ તો ખરેખરં મંત્રેલું પાણી દેખ્યું ! દૂધ થઈ ગયું !

પન્નાલાલ : શું કહો છો ! [ મોહનલાલ, ગાંગજી અને રાધેલાલ બધા ઊઠીને નૃપેન્દ્રના ખાટલાની આસપાસ જઈ ઊભા રહે છે અને જોવા માંડે છે. ]

શાન્તિલાલ : નૃપેન્દ્ર, હવે દોંગાઈ ગયું તો બીચારી બીલાડીને તો પીવા દો.

ચંદુલાલ : હવે તમે આમ તેમ ભટકતા કેમ ફરો છો તે સમજાયું.

પન્નાલાલ : આ કેટલાક દિવસથી આવું ચલાવ્યું છે ! [ નૃપેન્દ્ર ઊભો થઈ ચગદાળમાં બહાર જતો રહે છે. ]

ચંદુલાલ : બીલાડીએ પણ રંગ રાખ્યો.

**શાન્તિલાલ:** એક નાટકોમાંની દાબડીમાંનો ભાગ ભજવ્યો. [ બધા હસે છે. જેલર ત્રણ જણ સાથે દાખલ થાય છે. ]

**જેલર** : કેમ, બધા ખુશીમાં છો ને ?

**ચંદુલાલ** : તમને શું લાગે છે ?

**જેલર** : [ જવાબ આપ્યા વગર ] શાન્તિભાઈ, જુઓ આ ત્રણ જણ તમને કંઈ કહેવા માગે છે. એમને ઓળખ્યા ?

**શાન્તિલાલ:** જેમની જોડે તમારે તકરાર થઈ હતી તે જ ને ? કેમ શું છે ?

**પહેલો** : અમને તે દિવસ પછી અંધારીમાં મૂક્યા હતા તેથી અમે ઉપવાસ કર્યા હતા. ગઈ કાલે સાંજે સુપરિન્ટેન્ડન્ટ અને જેલરે અમને ત્યાંથી મુક્ત કરવાનો હુકમ કર્યો. અને તે દિવસે જે કંઈ થયું તે ગેરસમજણને લીધે થયું એમ કહ્યું. તેથી અમને સંતોષ થયો અને એમના ખાસ આગ્રહને લીધે કોઠામાં જવા પહેલા બધાએ થોડું થોડું દૂધ પીધું. કોઠામાં ગયા પછી અમને ખબર મળ્યા કે આખી જેલે ઉપવાસ કર્યો હતો અને ઘણાના ઉપવાસ હજુ ચાલુ જ છે, એટલે અમે તમને બધાને ઉપવાસ છોડી દેવાનું કહેવા આવ્યા છીએ.

[ બધા શાન્તિલાલ સામે જુએ છે. ]

**જેલર** : કેમ, દૂધ મંગાવું ? આ ભાઈઓના કહેવાથી જેલમાં તો બધાએ દૂધ લીધું. માત્ર હોસ્પીટલમાંના તમે બારતેર જણા જ ભૂખ્યા છો હવે.

**ચંદુલાલ** : હા, હવે મંગાવો દૂધ, હમે પીશું.

**જેલર** : [ જતો ] હું હમણાં મગાવી લઉં [ જાય છે. ]

**ચંદુલાલ** : ચાલો ઠીક થયું. કેમ શાન્તિભાઈ ?

**પન્નાલાલ:** [ શાન્તિ જવાબ નથી આપતો જોઈને ] શું લાગે છે, શાન્તિભાઈ ?

**શાન્તિલાલ:** જોડેના ખંડમાંથી બીજા ભાઈઓને બોલાવો [ પન્નાલાલ જાય છે. ]

**રાધેલાલ** : [ ત્રણ આવનારને ] અમે ઉપવાસ શરૂ કર્યા પહેલાં શી પ્રતિજ્ઞા લીધી છે તે તમે જાણો છો ?

**પહેલો** : હા આજે સવારે સાંભળ્યું. [ પન્નાલાલ, લાલજી, રામલાલ, ખરે, રાજારામ, રામચંદ દાખલ થઈ શાન્તિ પાસે જઈ ઊભા રહે છે. ]

**શાન્તિલાલ:** જુઓ ભાઈઓ, હવે ઉપવાસ કરનારાઓ આપણે અહીં છીએ એટલા જ રહ્યા છીએ. ગઈ કાલે આ ભાઈઓને અંધારીમાંથી કાઢ્યા અને આજે સવારે એમના સમજાવ્યાથી હોસ્પીટલ શીવાયના બધાએ દૂધ લીધું.

**ખરે** : પન્નાલાલે અમને કહ્યું.

**શાન્તિલાલ:** ત્યારે ખરી વસ્તુસ્થિતિ તમે બધા જાણો છો. શું કરવું છે તે નક્કી કરો.

**કાનજી** : તમે શું ધારો છો, શાન્તિભાઈ ?

**શાન્તિલાલ:** હું તમારા બધાના મત સાંભળવા માગતો હતો, પણ તમે મારો જ મત જાણવા માગો છો એટલે કહું છું. આપણી પ્રતિજ્ઞા જો એવી હોત કે આ ભાઈઓનું સમાધાન થાય તો આપણે ઉપવાસ છોડી દેવા તો

વધારે કહેવાનું ન રહેત. પણ આપણી પ્રતિજ્ઞા જરા જુદી છે. આપણે તો જ્યાં સુધી જેલર જાહેર માફી ન માગે ત્યાં સુધી ખાવું નહીં એવો નિશ્ચય કર્યો છે.

ચંદુલાલ : જેલરે આ ભાઈઓને જે કહ્યું તેને હું માફીરૂપે જ ગણું.

શાન્તિલાલ : [ પન્નાલાલને ] ભાઈ, મારે જાવું છે, જરા હાથ આપશો ? તમે બધા વિચાર કરી લ્યો [ પન્નાલાલના હાથનો ટેકો લઈ બહાર જાય છે. ]

ચંદુલાલ : કેમ બધાને શું લાગે છે ?

રાધેલાલ : શાન્તિભાઈનું કહેવું બરોબર છે.

મોહન : હા; આપણે શબ્દોને વળગી રહીએ તો. બાકી તો એમણે જે કંઈ કહ્યું તેને હું માફી જ ગણું.

[ પન્નાલાલ દાખલ થાય છે. ]

રામચંદ્ર : હવે વધારે ખેંચવું યોગ્ય નહીં ગણાય.

ખરે : આપણે માગતા હતા તે જ થયું એમ હું માનું છું. શબ્દોની ખેંચાખેંચ આપણે ન કરવી જોઈએ.

પન્નાલાલ : આનો આપણે શરૂઆતમાં વિચાર કરવો જોઈતો હતો. શાન્તિભાઈ જ્યારે કહેતા હતા કે ફરીથી આવું વર્તન નહીં થાય એવી ખાત્રી મળે એટલે બસ થશે. ત્યારે તો તમે બધાએ માફી તો મંગાવવી જ જોઈએ એમ કહેતા હતા. અને જે જેલર અને સુપ્રિન્ટેન્ડન્ટે કહ્યું તેમાં ભવિષ્યને માટે કોઈ પણ પ્રકારની ખાત્રી નથી આપી, દિલગીરી નથી બતાવી. માત્ર ગેરસમજણ થઈ અને તે પણ આપણને એવું સમજાવી દેવાનો પ્રયત્ન કર્યો છે.

શામલાલ : એનાથી વધારે કશું ય કહ્યું હોય એમ નથી લાગતું.

ચંદુલાલ : એ તો એવું જ હોય. "કોમ્પ્રોમાઇઝ"ને માટે આપણે તૈયાર જ રહેવું જોઈએ.

કાનજી ઝઘડા અને કોમ્પ્રોમાઇઝમાં જેટલું આપણે પામીએ એટલું તો થયું.

લાલજી : હવે વધારે ખેંચાણ એ તો જેલરને નીચે જોવડાવવા માટે આપણે કરીએ છીએ એમ લાગશે.

મોહન : હા, એવું જ લાગશે.

રાધેલાલ : એટલે તમે શું કરવા ધારો છો ?

ચંદુલાલ : ઉપવાસ છોડી દેવા એવો જ બહુમત લાગે છે.

પન્નાલાલ : આપણે પોતાને છેતરીએ છીએ. હું તો કહું છું કે બે દિવસ ટકી રહીશું તો માફી પણ મળશે.

રાજારામ : એમણે કહ્યું તેને હું માફી જ ગણું છું.

ચંદુ : કેમ શામલાલ !

શામલાલ : મારો મત તો જુદો છે, પણ બધા જેમ કરે તેમ હું કરવા તૈયાર છું.

**પન્નાલાલ**: અને શાન્તિભાઇનો વિરુદ્ધ મત હોય તો ?

**મોહન** : તો શું ? શરૂઆતમાં એમના વિરુદ્ધ મત છતાંય બહુમતનો સ્વીકાર કર્યો હતો તેમ હવે પણ કરશે.

**રાધેલાલ** : ત્યારની અને આજની વાત જુદી છે.

**લાલજી** : ત્યારે શું કરવાના ?

**રાધેલાલ** : હું તો ઉપવાસ ચાલુ રાખીશ.

**પન્નાલાલ** : અને હું પણ.

[ શાન્તિલાલ દાખલ થાય છે. ]

**શાન્તિલાલ**: [હસતા ] શો વિચાર કર્યો ?

**ચંદુલાલ** : અમારો બધાનો ગત જેલરે જે કર્યું તે માફી બરાબર ગણી ઉપવાસ મૂકી દેવાનો છે.

**શાન્તિલાલ**: તમારું સાન્ત્વન થયું હોય તો તમારે ખાવું જ જોઇએ.

**મોહન** : અને તમે ?

**શાન્તિલાલ**: મેં તો મારો મત તમને કહ્યો.

**મોહન** : બહુમતે અમે આવું માનીએ છતાંય ?

**સાન્તિલાલ**: મોહનભાઇ, કેટલીક એવી બાબતો હોય છે જેમાં બહુમતને સ્થાન નથી હોતું. તમે કહેશો કે ઉપવાસ આદર્યા પહેલા પણ મારો મત જુદો હોવા છતાંય મેં ઉપવાસ કર્યા તેમાં અને અત્યારમાં ઘણો ફેર છે. તે દિવસે આપણે સિદ્ધાંતમાં એકમત હતા. માત્ર અમલ કેવી રીતે કરવો તેમાં જ મતફેર હતો. આજે મુખ્ય બાબત પર આપણો સહમતા નથી થતા.

## પ્રવેશ ત્રીજો

[ બે દિવસ પછી, સમય સવારનો; સ્થળ આગલા પ્રવેશનું. માત્ર અત્યારે શાન્તિલાલ, રાધેલાલ, અને પન્નાલાલ જ ત્યાં દેખાય છે. શાન્તિલાલ પડ્યો પડ્યો કંઈ વાંચે છે. રાધેલાલ દીવીઓ ગણે છે અને પન્નાલાલ પાછળની બારી ઉઘાડતો દેખાય છે. બારી ઉઘાડીને શાન્તિલાલના ખાટલા પાસે આવીને ઊભો રહે છે ]

પન્નાલાલ: તમે ગરમ પાણી લીધું ?

શાન્તિલાલ: હા.

પન્નાલાલ: ગયા બે દિવસમાં તમને વધારે નબળાઇ જણાય છે.

શાન્તિલાલ: તેનો જરાય વાંધો નથી. આજે તો અગ્યારમો જ દહાડો છે. હજી ત્રીસ દિવસ આપણે વગર ચિંતાએ ખેંચી શકીશું.

[ જેલર અને તેની સાથે બે જણ સ્ટ્રેચર લઇને દાખલ થાય છે. ]

જેલર: પન્નાલાલ, રાધેલાલ તૈયાર થઇ જાઓ.

રાધેલાલ: કેમ ?

શાન્તિલાલ: નવી જેલ જોવા મળશે.

જેલર: અમે તો મહાપ્રયત્ને તમને રાખવા માગતા હતા. તમને અમારી કોઇ ચેન ન પડ્યું. શાન્તિભાઇ તમને તો સ્ટ્રેચર પર જ લઇ જવા પડશે. [ બધા બેઠા થઇને સ્ટ્રેચર મૂકે છે ] ચાલો તૈયાર છો ને ?

રાધે: ચાલો.

પન્નાલાલ: ક્યાં જવાના છીએ ?

શાન્તિલાલ: એવું કોઇ દિવસ પૂછવું નહિ કેદીની બદલી કરતી વખતે એ જતો હોય તેનાથી ઉંધી જ દિશામાં જાય છે એમ કહેવાની જેલરોની પ્રથા હોય છે.

જેલર: તમે મને હજીયે નથી ઓળખ્યો. ચાલો. [ રાધેલાલ અને પન્નાલાલ આગળ જાય છે. બીજા સ્ટ્રેચર બે જણ ઉંચકી લે છે અને ચાલવા માંડે છે. જેલર સ્ટ્રેચરની પાસે છે ] અને શાન્તિભાઇ, તે દિવસે મેં શબ્દો વાપર્યા તે મારી ભૂલ થઇ.

પડદો પડે છે.

—o—

[ અડધે રસ્તે : અનુસંધાન પૃષ્ઠ ૩૪૦થી ચાલુ ]

એ જ વખતમાં અમારી નીશાળના પ્રાંગણમાં મેળાવડો થયો તેને માટે મર્ચંટ ઑફ વેનીસમાં કોરટનો પ્રવેશ ભજવવાનો હતો. મારું મગજ રંગભૂમિમાં ત્યારે રમ્યા કરતું હતું, અને તેમાં મારે માથે ડયૂકનો પાર્ટ ભજવવાનું આવ્યું. ડયૂક, પોર્શિયા ને બેસેનીઓ, શાયલોક ને એન્ટોનીઓને મળવાન કરવાના અપરાધ બાબતના પ્રશ્નોનું કૈંક સ્મરણ છે. સામાન્ય પ્રેક્ષકોને ખુશ કરી ડયૂક કેસ પર હાથ દઇ સ્પષ્ટવિધી વિનાનું અનુકરણ કરતો ટેબલની સામે ઉભો. ડયૂકથી બે વેંત ઊંચી પોર્શિયા, ચાંદીના કાંગરા ને લીલી ટોપી પહેરી, મોટે અવાજે 'quality of mercy' ની ધૂમ મારવા લાગ્યો. એક જાડો જેવો એન્ટોનીઓ શાયલોકને આપવાના માંસનું પ્રદર્શન કરવા લાગ્યો. મેલું ધોતિયું ને ફાટેલો કોટ પહેરેલો શાયલોક હાથમાં ત્રાજવાં લઇ 'Daniel Come to Judgment' ના વગર સમજે બરાડા પાડવા લાગ્યો.

પણ અમે આ વિચિત્રતાથી અસ્પૃષ્ટ રહ્યા. શબ્દો, વાક્યો, પાત્રો અમારા હૈયામાં નવી ઊર્મિઓ ઉઠાડી રહ્યા. સ્વપ્નામાં પણ મધુકાના અવાજ જેવું કંઇક આવતું. હું ડયૂક છું એ ભાને પણ કૈંક ગર્વ પેદા કર્યો. મેળાવડો થયો. હું ટેબલ પાસે ઉભો ત્યાં ગભરાટનો ગભરાટનો ઉભો. ગળા આંખ આગળ ચક્કર ચક્કર ફરવા લાગી. ગળામાંથી નીકળ્યો તેવે અવાજે મેં પાર્ટ પુરો કર્યો. આ પાર્ટ ભજવવા મને ચાર આનાની ચોપડીઓનું ઇનામ મળ્યું. તેમાં ઘણીની 'દસ્તાની' હતી ને આજે પણ સંઘરી રાખી છે. મેં બહુ સારું કર્યું એમ કહી ઘણા આપણને ખુશ કરવાના પ્રયત્નો કરી રહ્યા.

આગળ જતાં જતાં ગાંધી માસ્તરને રેવન્યુ ડીપાર્ટમેંટમાં જગ્યા મળવાથી, વર્ષો થઇ ગયાં અમારો સંસર્ગ જતો રહ્યો. એકદમ ગાંધી માસ્તરનો પત્ર આવ્યો-મુંબઇમાં ડેપ્યુટી કલેક્ટર તરીકે સ્પેશલ ડયૂટી પર તે નીમાવા હતા. અમે મળ્યા. જેમ મેં એમના સ્મરણો કૃતજ્ઞતાથી હૃદયમાં ભરી રાખ્યાં હતાં તેમ એમણે પણ અત્યંત હેતથી શિષ્યનાં સ્મરણો તાજાં રાખ્યાં હતાં. અમે કલાકવાર વર્ષોનો અંતર વીસરી માસ્તર ને શિષ્ય થઇ રહ્યા ને બંધુકાનું ગુજરાન કરી છૂટ્યા.

પછી એમની બદલી થઇ, કાગળ આવ્યો ન આવ્યો, ને મેં સાંભળ્યું કે એ દેવલોક પામ્યા. ત્યારે જ મને ભાન થયું કે બાળપણના પ્રિય ગુરુનું સ્થાન શિષ્યના હૃદયમાં કેવું નિશ્ચલ હોય છે. ( અપૂર્ણ )

[ હુલ્લડખોર : અનુસંધાન પૃષ્ઠ ૩૩૮થી ચાલુ ]

મેન્ડીપ : આહ, નિષ્ફળ કાર્યોના સાથી એવા કફોડી સ્થિતિના જાત બહારની કક્ષામાં તારે મુકાવું છે.

મોર : આ કાર્ય નિષ્ફળ થયું નથી.

મેન્ડીપ : ખરું કે ખોટું પણ એ કાર્ય આ દુનિયામાં નકામું થયેલું છે. આજ સ્વદેશાભિમાન સમૂહવૃત્તિને ઉત્તેજે છે. એવો પહેલાં કોઈ વખત નહોતો. ‘ સમૂહ ’થી ચેતતો રહે સ્ટીફન ! સમૂહથી ચેતતો રહે.

મોર : સાર્વજનિક અભિપ્રાય મારી વિરુદ્ધ હોવાને કારણે–મારા જેવા લોકસેવકે મારો સિદ્ધાંત છોડી દેવો ? હું ખરો છું કે ખોટો એ આમાં મુખ્ય સવાલ નથી, મેન્ડીપ, પણ મૂળ વાત એમ છે કે મારા સિદ્ધાંત લોકોને અપ્રિય હોવાથી મારે તેમાંથી ખસી જવું કે ?

ડીન : મને લાગે છે કે મારે જવું જોઈએ. ( કેથરાઈનને ) સાહેબજી, બેન. કેમ હ્યુબર્ટ ( હ્યુબર્ટને બોલાવે છે ) મિ. મેન્ડીપ, હું તમારે જ રસ્તે આવું છું: તમને ઘેર મુકતો જઈશ.

મેન્ડીપ : આભાર. સાહેબજી, મીસીસ મોર. એને રોકજો. એમાં નરકપાત છે.

[ એ અને ડીન બહાર જાય છે. કેથરાઈન હેલનના હાથમાં હાથ મીલાવીને તેને ઓરડા બહાર લઈ જાય છે. હ્યુબર્ટ બારણા પાસે ઉભેલો રહે છે. ]

સર જોન : ઘણી બાબતમાં તમારા વિચાર હાલ છે, એ મને ખબર હતી સ્ટીફન. પણ મારો જમાઈ ગમે તે હિસાબે શાંતિ શોધે એવો થશે એમ તો સ્વપ્નેય ખ્યાલ નહોતો.

મોર : હું એવો નથી. પણ મારા સમોવડીઆ જોડે લડવાનું હું પસંદ કરું છું.

સર જોન : ઠીક ! આ ભાષણ કરવાની શુભાશિ કરતા પહેલાં હું આશા રાખું છું કે ઈશ્વર તમને સદ્‌બુદ્ધિ આપે. મારે યુદ્ધકચેરીએ પાછા ફરવું જોઈએ. સાહેબજી, હ્યુબર્ટ.

હ્યુબર્ટ : સાહેબજી, બાપાજી.

[ સર જોન જાય છે. હ્યુબર્ટ નિરાશ સ્થિર ઉભો રહે છે. ]

હ્યુબર્ટ : અમને હુકમ મળી ગયા છે.

મોર : શું, ક્યારે ઉપડો છો ?

હ્યુબર્ટ : એકદમ

મોર : બીચારી હેલન.

હ્યુબર્ટ : પરણ્યે તો વરસે થયું નથીઃ કમનસીબી. ( મોર સમભાવથી એના હાથને સ્પર્શે છે ) ઠીક. આપણે લાગણીને તો ખીસ્સામાં મૂકી દેવી જોઈએ. જુઓ સ્ટીફન, પેલું ભાષણ કરશો નહિ. યુદ્ધ કચેરીમાં બાપુ અને ઇસ્ટ-માં જતો હું, રાલ્ફ અને વહાલો જ્યોર્જ તો સૌ પહેલાંથી પણ ગયેલા છે, એવી સ્થિતિમાં–કેથરાઈનનો તો વિચાર કરો. કોઈ વાત પર તમને લાગી આવ્યું ત્યારે તમે જીભ ઉપર કાબુ રાખી શકશો નહિ.

મોર : શુબર્ટ, મારે બોલવું જ જોઇએ.

શુબર્ટ : ના, ના ! આજ રાત માટે તો મુંગા થઇ જાઓ. થોડા વખતમાં તો એ સારૂ પણ થઇ જશે. ( મોર એનાથી પાછો ફરે છે ) તમારી કાર-કીર્દીનું સત્યાનાશ કાઢો છો એની તમને દરકાર ન હોય છતાં કેથરાઇનને દુઃખી કરશો નહિ.

મોર : તમારી વહુને ખાતર તમે તમારી ફરજ ચુકતા નથી.

શુબર્ટ : ઠીક. નાશ તરફ જ તમારો રસ્તો છે, અને એ તમને ભારે પડશે. આ કોઇ ઉજાણી નથી, ત્યાં અમને બરાબર સામનો મળવાનો છે. અને એ પહાડોમાં એક બે ટુકડીઓની કત્લ પછી અહિં શી અસર ઉત્પન્ન થાય છે તે જરા જોજો. એ તો ભયંકર દેશ છે: અર્વાચીન હથીઆર એમની પાસે છે. કહું છું જવા દો સ્ટીફન.

મોર : કોઇક વખત તો કંઇક જોખમ વહોરવું જોઇએ શુબર્ટ—મારા ધંધામાં પણ.

[ એ બોલે છે તેવામાં કેથરાઇન પ્રવેશે છે. ]

શુબર્ટ : પણ એ તદ્દન નકામું છે, ભાઇ.

[ મોર બારી તરફ જાય છે—શુબર્ટ તેની બેન તરફ જુએ છે અને મોર તરફ ઇશારા કરી જાણે તેને વાત સોંપી જતો હોય તેમ બહાર જાય છે.]

કેથરાઇન : સ્ટીફન, ખરેખર, તમે બોલવાના છો ? [ એ માથું હલાવે છે ] હું ના પાડું છું.

મોર : તું મારી લાગણી સમજે છે.

કેથરાઇન : પણ આ તો આપણો દેશ છેઃ એનાથી જુદા આપણાથી પડાય જ નહિ. તમે કશું રોકી શકવાના નથી: અને માત્ર લોકો તમને ધિક્કારશે મારાથી એ નથી સહેવાતું.

મોર : કીટ, હું તને કહું છું કે કોઇએ વિરોધનો અવાજ ઉઠાવવો જોઇએ. એક બે હાર થઇ એટલે આપણો દેશ ગાંડો બની જશે: અને એક નાના દેશનું અસ્તિત્વ નાબુદ થશે.

કેથરાઇન : તમારા દેશ માટે તમને પ્રેમ હોય તો તમારે સમજવું જોઇએ કે દેશ માટે વિશેષ સત્તા અને રાજ્ય તે જગતના ભલા માટે છે.

મોર : તારો એ મત છે ?

કેથરાઇન : હા.

મોર : હું એને માન આપું છું : હું એને સમજું પણ છું પણ મારો મત એવો ન થઇ શકે.

કેથરાઇન : પણ સ્ટીફન, તમારા ભાષણથી સર્વ શિખામણીઓ અને દેશ સાથે દુશ્મનાવટ ધરાવતા બધા એકત્ર થઇ સામનો કરશે : તમને એ આગળ ધરશે. [ મોર સ્મિત કરે છે ] ઓહ્હ્‌સ, પ્રધાનસમિતિમાં તમને સ્થાન મળવાની તક જશે. અને તમારી જગાનું તમારે રાજીનામું પણ આપવું પડે.

મોર : કુતરાં ભસશે. આવી વસ્તુઓ તો તરત શમી જાય છે.

કેથરાઈન : ના, ના. એક વખત કામ શરૂ કર્યાં પછી તમે આગળ જ જશોઃ અને એમાં શો સાર ?

મોર : ઇતિહાસ એમ નહિ કહે કે " એમણે લોકસેવકોમાંથી એક પણ વિરોધ સિવાય આ કર્યું. "

કેથરાઇન : એવા ઘણા છે જે—

મોર : કવિઓ ?

કેથરાઈન : ' બેન લોમ્સ ' જતાં આપણા મધુમાસનો તે દિવસ યાદ છે ? નાના છોડ પર મોં રાખીને તમે સુતા હતાઃ અને તમે પ્રિયતમાને ચુંબન કરવા સાથે એને સરખાવેલું ત્યાં લાર્ક પક્ષી ગાતું હતુંઃ એમાં તમને પૂજ્ય મૂર્તિનો અવાજ જણાયેલો; ટેકરીઓ બધી તૂટી હતીઃ આપણા દેશનો એ જ શ્રેષ્ઠ પહેરવેશ હોવાથી આપણે અહીં પણ ભુરો રંગ છે. તમને ચોક્કસ એ પ્રિય છે.

મોર : પ્રિય છે જ.

કેથરાઇન : તમે મારે માટે આ કર્યું હોત–તો.

મોર : કીટ, તેં ત્યારે મને કહ્યું હોત ?

કેથરાઇન : હા. દેશ તે આપણો દેશ છે. સ્ટીફન, વિચાર તો કરો કે હ્યુબર્ટ અને બીજા ભાઇઓ ત્યાં લડાઇમાં ગયેલા હોય તેવી સ્થિતિમાં મારી શી દશા, અને બીચારી હેલન અને બાપાજી ! આ ભાષણ ન કરવા હું તમને વિનંતી કરું છું

મોર : કીટ ! આ ઠીક ન કહેવાય. મારી જાતને કુતરા જેવી બનાવવાનું તું પૂછે છે !

કેથરાઈન : ( ઉંચા સાદે ) મને—મને તો એમ લાગે છે કે એ ભાષણ કરવાથી તમે શ્વાનતુલ્ય બનશો.

[ પોતાના શબ્દોથી ચમકીને એ તેની સામે જુએ છે, પછી નોકર હેનરીએ મેજ સાફ કરવા પ્રવેશ કરેલો હોવાથી ઘણું જ ધીમે બોલે છે ]

હું તમને ના કહું છું.

[ એ જવાબ આપતો નથી, અને તે બહાર જાય છે ]

મોર : ( નોકરને ) પછીથી, હેનરી, પછીથી

[ નોકર પાછો ફરે છે. ખાણાના મેજ પર જોતો મોર શાંત ઉભો રહે છે. પછી જાણે ' ડોક્ટર 'ની પકડમાંથી બચવા એ હાથ ફેરવી પાણીનો પ્યાલો ભરે છે અને પી જાય છે. રસ્તામાં શરૂઆતની બારી બહાર રસ્તાના બે ' હાર્પ ' અને ' વાયોલીન ' વગાડનારા ઉભા છે, અને થોડા તુંન તુંન પછી સંગીત શરૂ થાય છે. મોર અવાજ તરફ જાય છે, અને એક પડદો આઘો ખસેડે છે. થોડીવાર પછી મેજ પાસે પાછો ફરે છે, અને ભાષણની નોંધ લે છે. અનિશ્ચિતતાની વ્યથા એ ભોગવે છે. ]

મોર : કુતરા જેવો !

[ નોંધ ફાડી નાખવાની તૈયારીમાં એ દેખાય છે. પણ વિચાર ફેરવી, મથુગણુનાં પાનાં ફેરવવા માટે છે. એનો અવાજ ધીમે ધીમે મોટો થતો જાય છે, અને અંતે એના આવેશના જોરથી ઓરડાને ભરી દે છે. ]

મોર : "......અત્યાચારના દુશ્મન અને સ્વતંત્રતાના સહાયક તરીકેનું બિરુદ આપણા દેશને ખુમારીથી આપણે આપ્યું છે. એ શું ભૂતકાળના ગૌરવની વાત છે? ' આપણા અલ્પ ગૌરવ માટે એની કબરના ચણતર પર એક પથ્થર વધારે ન મૂકાય એ માટે કોઈ બલિદાનની જરૂર નથી?" રાષ્ટ્રીય વક્રદષ્ટિનો એક વધુ દાખલો પ્રતિકારની તેજભરી આંખો આગળ રજુ થતો અટકાવવાની જરૂર નથી શું? સદાય સ્વતંત્ર, પોતાના દેશ અને એની સ્વાધીનતાને, આપણે આપણા દેશને ચાહીએ તેમ, ચહાતી એક પ્રજા પર આપણી ઇચ્છા અને સત્તા લાદવાની આપણે તૈયારી કરી રહ્યા છીએ. આજ રાતે શાંત બેસી રહીને હું-એ થઈ જતું જોઈ શકતો નથી. આપણા દેશ માટે જેમ આપણને લાગણી છે તે જ પ્રમાણે અન્યના દેશ માટે પણ આપણને લાગણી હોવી જોઈએ. હું મારા દેશને ચાહું છું. મારા દેશને હું ચાહું છું તેથી જ આ વિરોધ હું ઉઠાવું છું. આ પ્રજા લડાયક છે, છતાં આપણી આગળ તેમનું કાંઈ ચાલવાનું નથી.

આના પર હુમલો કરી તે આંધળી ઘડીએ અનુકૂળ જણાય, છતાં ભવિષ્ય માટે તે ધિક્કારપાત્ર છે. માનવતાનું વિશાળ હૃદય હમેશ સમભાવ અને બુદ્ધિથી પ્રેરાઈને અશક્ત માટે ધબકે છે. આપણે માનવતાના આ વિશાળ હૃદયની વિરુદ્ધ જઈએ છીએ. ન્યાય અને સંસ્કૃતિને નામે આપણે આ નીતિ અખત્યાર કરીએ છીએ : પણ ભવિષ્યમાં ન્યાયથી આપણી પરીક્ષા થશે, અને સંસ્કૃતિ આપણને ધિક્કારશે.

[ એ બોલતો હોય છે ત્યારે સંગીતની દિશામાં એક નાની આકૃતિ બહાર અગાશીમાં સરકી આવે છે, પણ એના અવાજથી ઢંકાઈ બારી આગળ સાંભળતી ઊભી રહે છે. કાળા વાળ અને કાળી આંખોવાળી એ બાળકીએ પહેરેલું ભૂરું કપડું હાથમાં પકડેલું છે. રાગ પુરો થયો હોવાથી રસ્તાના વગાડનારા શાંત છે. ]

[ લાગણીના સખત આવેશમાં હાથમાં જોરથી પકડેલો દારૂપ્યાલો ભાગે છે અને કકડા વાડકા પર પડે છે. બાળક ઓરડામાં આગળ વધે છે. ]

મોર : ઓલીવ !

ઓલીવ : બાપુ, તમે કોની જોડે બોલતા હતા ?

મોર : ( એના તરફ ધારીને જોતાં ) પવન જોડે, લાડિલી !

ઓલીવ : અહીં તો કોઈ નથી.

મોર : તું એકદમ નીચે કેમ આવી ?

ઓલીવ : ( ભેદભરી રીતે ) સંગીતથી. પવને દારૂપ્યાલો ભાંગી નાખ્યો કે તમારા હાથમાં એના કકડા થઈ ગયા ? '

મોર : જો, પરી ! હવે આશા આવી તને પકડે તે પહેલાં ઉપર જતી રહે. ઉડ, જા ઉડ.

ઓલીવ : ના, ના, બાપુ ( વિશ્વાસભરી લાગણીથી ) આજે તો કંઈ થવાનું હોય એમ લાગે છે.

મોર : એ તારી વાત ખરી છે.

ઓલીવ : ( એને નીચો ખેંચી, ધીમેથી ) હું પાછી સંતાઈ જાઉં. સ. સ...

[ તે એકદમ દોડે છે અને બારીના પડદામાં વીંટાઈ જાય છે. હાથમાં ચીઠ્ઠી લઈ એક યુવાન પ્રવેશ કરે છે. ]

મોર : આવ, સ્ટીલ. [ રસ્તાના વગાડનારાઓએ ફરી બજાવવું શરૂ કર્યું છે ]

સ્ટીલ : યુદ્ધકચેરીમાંથી ખાસ માણસ જોડે સર જોને આ મોકલી છે,

મોર : ( ચીઠ્ઠી વાંચતાં ) " નાટ્યની શરૂઆત થઈ ગઈ છે, "

[ ચીઠ્ઠી પર વિચાર કરતો ઊભો રહે છે, અને ચિંતાથી સ્ટીલ તેના તરફ જુએ છે. માણસો સાથે સંબંધ બાંધી તેમની જોડે રહન કરે એવી અભિલાષાવાળો, પાતળા મોંનો, ફીકો કાળો અને નિસ્તેજ એવો એ યુવાન માણસ છે. ]

સ્ટીલ : સાહેબ, એ શરૂ થઈ તે ઠીક થયું. જો આપણે કર્યું હોત તો ઘણું જ ખરાબ થાત.

મોર : સ્ટીલ, તું પણ એમ કહે છે.

સ્ટીલ : મને લાગે છે કે, જો તે શરૂ થઈ જ ગઈ હોય—

મોર : ( ચીઠ્ઠી ફાડતાં ) હા. એ તારી પાસે જ રહેવા દે.

સ્ટીલ : મારું કંઈ કામ છે ?

[ મોર ખીસ્સામાંથી કેટલાંક કાગળીયાં કાઢે છે અને લખવાના મેજ પર નાખે છે. ]

મોર : એના જવાબ લખી નાખ.

સ્ટીલ : ( લખવાના મેજ તરફ જતાં ) કેપરથી એ તો ઠંડાગાર જ આવ્યો. ( એ લખવા માંડે છે. મોરમાં ફરી આંતરવ્યથા શરૂ થઇ છે. ) ભિન્ન દૃષ્ટિબિંદુ હોય છે એવા તો એને જરાય ખ્યાલ નહિ.

[ મોર એના તરફ ઝડપથી જુએ છે, જખવાના મેજ તરફ ધીમેથી જાય છે, અને એની નોંધનાં કાગળીયાં ફંફાડે છે. ભાવ જોઇ સંતાડીને, બારી પાસે એ જાય છે અને મંથનમાં ઊભો રહે છે. ]

સ્ટીલ : ( મુખ્ય વાક્ય: ( અનુકરણ કરીને ) ઉદ્ધતાઇને આપણે દેખાડવું જોઇએ કે આખરે ગૌરવ ઉંધતું નથી.

મોર : ( અગાશીમાં જતા ) સરસ શાંત રાત્રિ છે !

સ્ટીલ : આ કેરિંગ ઇસ્પીતાલને લખવાનો—લખું કે તમે પ્રમુખ થશો ?

મોર : ના.

કેથરાઈન : ( ઓલીવ ફાટી આંખે ઉભી હોય છે. તે તરફ નીશાની કરી ) આયા.
હુબર્ટ : આયા, હું તેની દેખરેખ રાખીશ.
આયા : અને એના સંગાથમાં રહેજે : અને તમને પરણ્યે તો હજુ વરસ પણ નથી થયું. મી. હુબર્ટ, તમે પણ સાવચેત રહેજો : તમે બન્ને ઉતાવળીયા છો.
હુબર્ટ : હું નથી, આયા.

[ આયા લાંબા વખત સુધી એના મોઢા સામું જોયા કરે છે, પછી આંગળી ઉંચી કરે છે અને ઓલીવને બોલાવે છે. ]

ઓલીવ : ( નવી જ ધમાલ જોઈને શાંતિથી જાય છે ) સાહેબજી, મામા, નેની, તમને ખબર છે હું શા માટે નીચે આવી હતી ? ( ધીમેથી ) એ ગુપ્ત છે. ( આયા સાથે ઓરડામાંથી જતાં એનો અવાજ બોલતો સંભળાય છે ) " લડાઈ વિષે મને બધું કહેને "
હુબર્ટ : ( લાગણીને દાબીને કડક રીતે ) અમે શુક્રવારે ઉપડીએ છીએ, કીટ. જો બેન, હેલનની દેખરેખ રાખજે.
કેથરાઇન : અરે...મને...યાદ છે...! ઓઓ કેમ ન લડી શકે ?
હુબર્ટ : હા, સ્ટીફન આ પ્રમાણે કરે તેથી તને લાગે તો ખરૂં. પણ લડાઈ શરૂ થઈ ગઈ છે એટલે એ ઠેકાણે આવી જશે.

[ કેથરાઇન માથું ધુણાવે છે, પછી એકદમ એની પાસે જાય છે, અને ગળા આસપાસ હાથ નાખે છે, જાણે એનામાં રહેલી બધી જ લાગણી આ આશ્લેષમાં વ્યક્ત થાય છે ]

[ ઓરડાનું બારણું ઉઘડેલાં, અને બહાર સર જોનનો અવાજ બોલતો સંભળાય છે: " સારૂં હું એને ખોળી કાઢું છું " ]

કેથરાઇન : ' બાપાજી ! '

[ સર જોન અંદર આવે છે ]

સર જોન : સ્ટીફનને મારી ચીઠ્ઠી મળી ? યુદ્ધ કચેરીએ પહોંચ્યો કે તરત જ મેં મોકલી હતી.
કેથરાઈન : હું ધારૂં છું કે મળી હશે. ( મેજ પર પડેલી ચીઠ્ઠી જોતાં ) હા.
સર જોન : અત્યારે સમાચાર પોકારાઈ રહ્યા છે. ઈશ્વરનો આભાર છે કે વખતસર મેં એનું પેલજાભર્યું ભાષણ બંધ રખાવ્યું.
કેથરાઈન : તમે એ બંધ રખાવ્યું ?
સર જોન : શું ! એ એવો મોટો ગધેડો તો નહિ બને !
કેથરાઈન : મને લાગે છે કે એવા જ બનશે. ( બારીએ જાય છે ) આપણને જલ્દી ખબર પડશે. [ સર જોન એના તરફ જોઈ રહી, હુબર્ટ પાસે જાય છે. ]
સર જોન : દીકરા, હિંમત રાખજે. દેશ પહેલો.

[ એ હાથ મીલાવે છે. ]

[ કેથરાઇન બારી પાસેથી આવી જાય છે. દોડવાથી હાંફતો અગાસી-માંથી સ્ટીલ દેખાય છે. ]

સ્ટીલ : મી. મોર પાછા આવ્યા ?
કેથરાઈન : ના. એમણે ભાષણ કર્યું ?

: વિરૂદ્ધમાં !

: હા.

: શું ! લડાઇ પછી !

[ સર જોન કડક ઉભા રહે છે, પછી ફરી ઓરડામાં સીધા ચાલ્યા જાય છે. કૈથરાઇનની નિરાશાથી ક્ષુબ્ધ એમની પાછળ જાય છે ]

: ઠીક, મી. રહીલ.

: ( શ્વાસભર્યો અને ઉશ્કેરાયલો ) અમે અહિં હતા–પણ ગમે તે રીતે એ અહીંથી સરકી ગયા. સીધા એ આમસભામાં ગયા હોવા જોઇએ. હું દોડયો, પણ ' ગેલરી ' નીચે પહોંચ્યો ત્યાં તો એમણે ભાષણ શરૂ કરી દીધું હતું. એમણે કંઇક આવા શબ્દોથી–એટલી શાંતિ મેં ત્યાં કોઇ વખત જોઇ નહોતી. પહેલા જ શબ્દથી અસર કરી–અક્ષરે અક્ષર પ્રાણઘાતક હતો–કેટલાક એમના તરફ થયા. પણ બધોય સમય શાંતિમાં આપણને એક જાતનો પ્રવાહ વહેતો હોય એમ લાગે અને પછી શેરેદન–હું ધારું છું કે–એણે શરૂ કર્યું અને એમનામાં ક્રોધ પેદા થયો–પણ એણે એમને ઠંડા કરી દીધા. એની શાંતિ ! લાગણી ! એવું ત્યાં મેં હજુ સુધી જોયું નથી. પછી આમસભામાં ધીમી વાત ચાલી કે લડાઇ શરૂ થઇ ગઇ છે, અને બધા ઉશ્કેરાઇ ગયા–તુમુલ જ શરૂ થયું. એને ત્યાં કદાચ મારી નાખ્યો હોત. કોટના પૂંછડાથી કેટલાકે એને નીચે